

એપ્રિલ '૫૮

સળંગ અંક ૩૪૯

# નવચેતન

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે · · સંપાદકઃ જયન્ત પરમાર



## બલિ અને વિષ્ણુ

લખનઉનું સ્ટેટ મ્યૂઝિયમ ભારતના જૂનામાં જૂના સંગ્રહસ્થાનોમાંનું એક છે ૧૮૬૩માં તેની શરૂઆત થઈ હતી ૧૯૧૧મા તેની પુનરચના થઈ હતી અને તેમા પુરાતત્ત્વ સિક્કા, પશુપક્ષીઓ અને માનવવંશને લગતા ચાર વિભાગો રાખવામા આવ્યા હતા એમા પાછળથી રંગચિત્રો વણાટ કામ અને શસ્ત્રોને લગતા વિભાગો તેમજ પ્રાગૈતિહાસિક વસ્તુઓને લગતો વિભાગ ઉમેરવામા આવ્યો હતો

રંગચિત્રોની ગેલેરીમા ૧૪મા સૈકાથી ૧૯મા સૈકાની અધવચ સુધીના પર્શિયન મોગલ, રાજસ્થાની પહાડી અને અવધ શૈલીના બધુ ચિત્રોનો સગ્રહ છે ચિત્ર વિભાગમા એક કાગળનો વીંટો છે જેની ઉપર ખૂબ ઝીણા અક્ષરે આખુ ભાગવત પુરાણ લખેલું છે

સિક્કાને લગતા વિભાગમા ભારતના સૌથી પ્રાચીન સિક્કાઓ [illegible] માના કેટલાક કાણાવાળા સિક્કાઓ છે પ્રાગૈતિહાસિક વિભાગમા પેલિઓલિથિક યુગના માનવોના કેટલાક પથ્થરના ખડબચડ (ક્રૂડ) ઓજારો તેમજ તેની પછીના યુગના એટલે કે નિઓલિથિક યુગના માનવે ઘડેલા સુસજ્જ અને લીસા ઓજારો, જોવામા આવે છે

ઇસ્વીસન પૂર્વે ૩૨૦૦ થી ૨૭૦૦ સુધી સિન્ધુ ખીણમા ફેલાયેલી અદ્‌ભુત મોહન-જો-ડેરો સંસ્કૃતિના કેટલાક સૂચક અવશેષો પણ અહીં રાખવામા આવ્યા છે

હરિવંશ પુરાણના ૧૬મી સદીના પર્શિયન ભાષાન્તરની એક વિરલ હસ્તપ્રતમાના છ અદ્‌ભુત ચિત્રો પૈકીનુ આ એક ચિત્ર બલિ અને વિષ્ણુનુ મિલન દર્શાવે છે

અંક ૧, એપ્રિલ '૫૯
સળંગ અંક ૩૪૯

'ઊર્મિ' : વર્ષ ૩૦
'નવરચના' : વર્ષ ૨૪

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે છપ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું; લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : હીરાલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફતેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

'સુધાંશુ'

## જાણી છે વાતો

પારખું પાડી લીધું મ્હેં મેં'રામ શું,
આપ્યો એવું અજંપાનો જામ રે;
દિન ને નિશાનો મધુ કીધો નશાવંતો
આતમને જાગત કીધો અવિરામ રે;
જાણી છે વાતો હો વીરલા જીવનની.

જાણ્યા રે નદીયુંના સાથ-સંગાથને,
આરા કેવા સંપીલા ને શાંત રે;
ફૂલને, કાંટાને, હંબાડ ઝાડને,
દિનની ઉષાને, સન્ધ્યા, રાતને.
વનરાને આપે વાતની એકાંત રે,
જાણી છે વાતો હો વીરલા જીવનની.

જાણ્યો ને પામ્યો હો ઝગકાટ પ્રેમંડનો,
રંગ, રૂપ આતમના સધિયારા રે,
આખી રે ખલક સંવાદે સનમને,
જ્યોત ને અંધાર બેઠા એક આસને,
ખૂલી રહ્યાં ભેદ અભેદનાં તાળાં રે;
જાણી છે વાતો હો વીરલા જીવનની.

✶

નાથાલાલ દવાણી

## ફૂલ-બફુલ

દિલ વળી છે તો દર્દ પણ છે ને?
ચેન પણ દિલ વિના અરે, ક્યાં છે?

*

આનંદની એકાદ અમથી લે'ર માટે
સાગર પીધા છે લાખ કંઈ ગમના ખુશીથી!

*

કેમેય ખૂટતી નથી વિરહની રાત આ પ્રલંબ,
કોની, પ્રભાત વાર છે, શાને હજીય આ વિલંબ?

*

વાહ, આદત અમારી ધરતીની!
આભ રોયાં વિના નથી હસતી!

*

આપનો અનુરાગ છે.
આગ પણ ખુદ બાગ છે!
રાત ક્યાં છે એકલી?
પ્રેમનુંયે ખ્વાબ છે!

*

શી ખબર, કે આગમન-અણસાર ઝબકી જાય છે,
મસ્તી પવનમાં વાય છે, કોકિલા ટહુકી જાય છે.

★

પ્રવાત

## વાતો

ત્યારે વહેતાં'તાં ખૂબ ત્યાં વહેણો,
કે એક એક વાતો કહેવી.
ત્યારે કહેતાં'તાં કૈંક એવાં કહેણો,
કે કૈંકને સાંભળી રહેવી.
વાતોનાં વહેણમાં રંગો પૂર્યાં,
રંગોની છોળમાં મોતી જડયાં.
મોતીનાં મૂલ અમૂલ, મારે વાતો કહેવી,
રંગોની છોળો અતુલ, મારે સાંભળી રહેવી.
હજુ રંગોની આરતીમાં નાહ્યા કરું,
રંગ ભરી નાહ્યા કરું,
હજુ રસની છોળ ઉડાડયા કરું,
રસ ઉડાડયા કરું.
રંગ રસ છલકાતા રોકું ના હું રોકું ના,
આવી આવીને ઉડાડી મૂકતાં, લેશ ચમકું ના.
એવી રંગભરી, રસભરી વાતો વહેતી,
એવી છલકાતી છોળોને સાંભળી રહેતી.
ઉરમંથનના આછકલા ઊભરામાં.
અને વહેવાનાં માર્ગ સહુ છૂટા કર્યા,
ઉરની એ ગોઠડી કહેવી હતી,
વાતોની સાથ મારે વહેવી હતી.
વાતોથી થાકતા ભારવી હતી,
વાતો સંગાથ ચમકાવવી હતી.

★

'ઉશનસ્'

## વસંતવન

વનવન વસંતગંધિ
ઋતુરમણીની આંખ રતુમડી ઊઘડેલી મદઅંધી !

કાળતણા વણઝારાકેરી નીકળી ફળવા પોઠ,
મંઝિલની મઝધારે ફૂલમાં પ્રગટ્યો આશય સ્ફોટ,
દેહલીદીપ સમી બે બાજુ અજવાળે અહીં સંધિ—
વન૦

ચંચલ લહરીઓ રઝળંતી મધુ પી મત્ત છકેલી,
પીનારનો અસ્થિર કર લાગે, કટોરીઓ છલકેલી,
ઢળ્યા બુંદ પર ભૃંગવૃંદ રત—
નથી રે અહીં મધુબંધી—વન૦

★

'શાયર'

## મધ્યાહ્ન !

મનનો ને મધ્યાહ્નનો કેવો મેળ !
ઊડતી ઊની આંધીએ લાધ્યો ઉરને શોય સુમેળ !
ઉરમાં જાગી ઝંખના જેવી હાંફતી લૂની દોટ.
મૃગલાં ખોવે હીર ને ઊડે ઝાંઝવા કેરો લોટ !
ભોંય પડેલાં પાંદ પીસાતાં વંટોળિયાને ગેલ....

આંય ઘડીમાં ભાર અધિકો, આગનો પારાવાર,
ઘડી ઘડીમાં શૂન્ય વસે, અવકાશનો લૂપે ભાર !
કાંઈ પીસાતી હોય અમૂંઝણ વચગાળાની વેળ....

ક્યાંક તો કોળ્યાં કેરડા ને ક્યાંક દૂરથી સોહ્ય પલાશ,
સરગવાની ડાળીઓ સૂકી, રેખનો રૂડો રાસ :
આગનો રંગ વિલાસ લહું
શો છલના કેરો ખેલ !....

કાંઈ મીઠાશની મનમાં પીડે અધૂરપોની કળ.
છલનાઓ શી આવરે હાથે ગળ્યો બતાવી ગળ:
દુમેળિયો આ મેળ રે તોયે
નિખિલ શું નિર્ભેળ !....

★

'મીનપિયાસી'

## વસંત

આ વસંત કેરો વાયુ,
રોમરોમમાં રમવા લાગે આળસ મરડી આયુ
આ વસંત કેરો વાયુ.

કંઠકંઠમાં કૂજન ગુંજે, નેણુ નેણુમાં નર્તન,
પ્રાણ પ્રાણમાં પરિમલ પ્રગટે, વનવન વિષે વિવર્તન,
કોણ અદીઠે આવી આજે, અમરત એવું પાયું ?
આ વસંત કેરો વાયુ.

વનદેવીની લીલમ વરણી લાજુ કોણે લૂંટી ?
કોણ કનૈયે ચીર પૂર્યાં કે, કોટિ કૂંપળ ફૂટી ?
શિશિર તણી શીતળતા ઉપર ગ્રીષ્મે ગૌરવ છાયું.
આ વસંત કેરો વાયુ.

વર્ષાની હેલિમાં મેઘલ પ્રીત પલાળી જાતી.
એ પુલકાટોનાં ગીતો શું, ધરતી આજે ગાતી ?
સુખદ મિલનના સ્મરણે, એનું હૈયું શું હરખાયું ?
આ વસંત કેરો વાયુ.

★

દેવજી રા૦ મોઢા

## પિસ્તાલીસ પૂરાં કર્યાં

પિસ્તાલીસ પૂરાં કર્યાં, જીવનનાં એ પાછલાં વર્ષનો,
સંભારું ઇતિહાસ, ત્યાં દગતણા કાચે છપાઈ રહે.
ચિત્રો કૈં સુખદુઃખ, અશ્રુસ્મિતનાં, ઉદ્વેગનાં, હર્ષનાં;
ને ભાતીગળ ભૂતકાળ ઊઠતો સામે ચલચ્ચિત્ર શો !

જન્મ્યો હું લઘુ ગ્રામમાં, કૃષિ તજી માતાપિતા શે'રમાં.
આવ્યાં, ભીષણ વિશ્વયુદ્ધ પ્રગટ્યું ને મોંઘવારી ચગી;
માતા સ્વર્ગપથે પળી, પરવર્યાં તાતેય તે, ને અમે
ભાંડુ ચાર અભાગિયાં અહીં રહ્યાં આધારહોણાં કશાં !

કિન્તુ પૂર તરન્ત તાડ સમ સૌ દુઃખોદધિને તર્યાં
ને લે વાટ કરાંચીની સ્થિર થયાં, ત્યાં બેન ખોઈ, ગયાં
મોટાંભા, વળી યુદ્ધ–અગ્નિ ભભૂક્યો, ને આખરે ભાગલા
સાથે આવ્યું સ્વરાજ્ય,લાવ્યું નવ જે મીઠાશ મુક્તિતણી !

પિસ્તાલીસ પૂરાં કર્યાં, 'વન' તણી આધી હજી તો ભલા;
વસ્તી આટલી જો કરાળ, વન તો કેવું હશેયે, ભલા !

★

# સમયનાં ઓવારે

'રાજહંસ'

### પ્રવૃત્ત સાધુઓનીયે પ્રેરણા

સંસારી સાધુઓ વિષે કવિ ન્હાનાલાલે જયા જયન્તમાં પરિચય કરાવેલો ત્યારે ઘણાને આશ્ચર્ય થયેલું, અતિશયોક્તિ જણાયેલી પણ એ જ કવિએ 'ગુજરાતનો તપસ્વી' લખ્યું ત્યારે લોકો ગાંધીજીની મૂર્તિ સામે જોઈ ને હર્ષથી ડોલી ઊઠ્યા હતા. જીવંત પાત્રોનો વિરલ પરિચય ગુજરાત ફરીથી કરી શકે એવો સંજોગ સાંપડ્યો છે—રવિશંકર મહારાજની જન્મતિથિ પ્રસંગે, પણ એ માટે જે વાણી જોઈએ તે આપનાર નથી ન્હાનાલાલ કે નથી મેઘાણી. કોઈ વિરાટ જ્યોતિ સામે નાના કોડિયાં લઈ ઊભા હોય એવી રીતે એમની જયંતિ ઊજવે છે.

સો વર્ષના પહેલાંના જમાને આ મહારાજને લોકોએ દેવ બનાવ્યા હોત, એમની મૂર્તિ ઘડી ને આરતી ઉતારત, પણ એવા કેંક અવતારોને ભુલાવે એવા રવિશંકર મહારાજ આત્મશ્લાઘાના ઝેરથી બચી ગયેલા છે. એમણે ચમત્કારનો દાખડો કરી લોકોને આંજી નાખવાનું કામણ કર્યું નથી. પોતાનું મંડળ જમાવ્યું નથી. થાણું નાખ્યું નથી, કાર્યક્ષેત્રનો ઇજારો કે મર્યાદા રાખ્યાં નથી. એમણે સંન્યાસનું ઊંચું શિખર સર કર્યું છે પણ એ વિષે કદી ઇશારો કર્યો નથી. એમણે લોકોમાં ઘણું જ્ઞાન છૂટે હાથે પીરસ્યું છે પણ એને વચનામૃત કે પ્રવચન ગણાવ્યું નથી. ના રાજદ્વારે, ના ધર્મધજાએ એમણે પોતાને મૂલવ્યા છે. જે વ્રતનિયમો એમણે પાળ્યાં છે તેની બીજા કને હિમાયત કરી નથી. એના વડે મનમાં જરા સરખો વધારો પેસવા દીધો નથી. જીવનને સહજ બનાવી શોભાવ્યું છે, પ્રવૃત્તિને પણ જીવનમાં વણી લઈ સ્વાભાવિક બનાવી છે એમણે.

ને કેવો પ્રવૃત્ત રહે છે આ ગુજરાતી—ગુજરાતનો તપસ્વી! 'માણસાઈના દીવા' ઠેર ઠેર પ્રગટાવી જનાર એ જાણે જંપતો જ નથી. એ ડાકુઓને સીમની બહાર કાળી રાતે મળતા નથી ડર્યો કે નથી ડર્યો એ હુલ્લડોની ગાંડી ખૂનખરાબીમાં. એમ મૃત્યુને ડારીને એ ઊભો છે. कुर्मन्नेव हि कर्माणि જાણે એને માટે જ એ મંત્ર લખાયો હોય ને! अहोरात्राणि બસ ચાલ્યાં કરે છે એવું કામ.

સંતના એ સાથીદાર ભલે રહ્યા હોય, ભલે એ આઝાદીની લડતના મરણિયા સૈનિક થયા હોય, એ ખાદીભક્ત હોય તોયે શું—આ મહારાજનું ખમીર ઝળક્યું છે એમણે જે દીનદુઃખિયાંની પડખે જઈને, એમની ઝૂંપડીઓમાં ને ખેતરોમાં રાતવાસા કરીને, પછેડીમાં એમને નાખી દવાખાને ઝોળીએ ઊંચકી જઈને, ફાંસીને માંચડે ચડનારને બે વેણ હિંમતનાં કહીને, એવાં કેંકને સમજાવીને ટટ્ટાર કરીને પાઠિબો દઈ ને સતને માર્ગે પાછા વાળીને જે સેવા કરતાં રાત ને દિવસ, દિવસ ને રાત એમણે હસી ખુશીને કાઢ્યાં છે ને એમનામાં ભગવાન જોઈ લળી લળીને એમનાં કામ માથે લીધાં છે, એથી. જ્યાં જ્યાં દીવો પ્રગટતો જોયો ત્યાં એમનું હૈયું મરક મરક હસી ઊઠ્યું છે! ને પછી તરત જ આગળની વાટ એણે પકડી લીધી છે.

ગુજરાત એમની જયન્તિ ઊજવે છે એ ઘણા હરખની વાત છે. निर्ममो निरहंकारः જોવો હોય તો એ આપણે

બારણે બારણે ફરી રહ્યો છે. જતિ નથી જોગી નથી, મહંત તો હોય જ શેનો, નથી સાધક ને નથી ગુરુ—એ સહુની પાર જઈને પહોંચેલો છે એ. સ્વામી આનંદે એમને ઓળખાવ્યા છે: The tallest among them all, એટલું કહીને એમણે ઘણું કહી નાખ્યું છે.

### પ્રચાર-પ્રદર્શન વિહોણું સન્માન

શું એમની પ્રતિમા બેસાડીએ? ક્યાં મૂકવી એ પ્રતિમા? ગુજરાતમાં એમની પ્રતિમા શોભી ઊઠે એવું સ્થળ છે કોઈ! લિંકનના હાથના પંજાનું શિલ્પ નેહરુ એમના મેજ ઉપર રાખે છે. સશક્ત, દૃઢ ને છતાં કોમળ એવા એ પંજામાંથી નેહરુને પ્રેરણા મળે છે. ત્યારે મહારાજના પગનું મૂલ્ય આપણે કેમ વિસરી શકીએ? પગલાં તો ઘણાં પૂજાય છે, પણ પગ તો ગુજરાતે જોવા હોય તો એક રવિશંકર મહારાજના. મહારાજનું આખું વ્યક્તિત્વ, એમનું હૃદય, એમની બુદ્ધિ, એમનું હાસ્ય ને એમનું બળ—એ બધાંની જન્મોત્રી એમના પગમાંથી મ્હોરી છે, ફાલીફૂલી છે ને ગુજરાતની સાત્ત્વિકતા એથી મહેક મહેક થઈ ઊઠી છે. માતૃભૂમિની રજ ઊડી ઊડી એ પગ પકડી વળગીને ધન્ય ધન્ય બની છે.

કઈ રીતે એનાં સન્માન કરીએ? શું સૂતરની આંટી દઈશું, શું વીંધું ભોંય કાઢી આપીશું, શું એમની કેડે ગામેગામ ફરતા થઈ જઈશું? ના, તપસ્વી કાજેનું એ તર્પણ નકલી પ્રચાર ને પ્રદર્શન જેવું લાગે છે, લાગણીના આવેશ જેવું જણાય છે. એમાં કૈંક કરી બતાવ્યાનું ધતીંગ જાણે અજાણે ભળી જાય છે. ત્યારે શું એમનું સ્મારક રચીશું, ફંડફાળા નાખીશું? ના, એ બધું વહેંતિયાઓ કાજે છે તે ભલે રહ્યું.

ગુજરાતે એમનો દિવસ કાયમી બનાવવો જોઈએ. સાતમી માર્ચ તો ભલે સાતમી માર્ચ. તે દિવસે પહેલો જે ગરીબ પછાત પીડિત પણ તોયે એવો માનવી મળે તેને પોતાની ભેળા કુટુંબની પંગતે બેસાડીને જમીએ-જમાડીએ, એની ભેરુબંધી બાંધી એનામાં વિશ્વાસ જગાડીએ, એની ખુશીના અજવાળા વડે આપણાં અંતરના અહંકાર ઉતારીએ. આવું કેમ કાંઈ ના બને? મહારાજે પરંપરા તોડી છે, ને એમના સ્મારકમાં પણ એ કેમ તૂટે નહિ? કોઈના ધૂળોટાયેલા પગ આપણે ત્યાં ભલે ધોવાય, એ સાથે બેસીને જમશે ત્યારે જુગજુગના ભૂખ્યા મહારાજ જાતે જમતા હશે એમ નક્કી જાણજો. આવી પ્રાર્થના રૂપે એમનું સન્માન કરવું જોઈએ.

### સર્વદેશીય સાધુત્વ

હજુ તો મહારાજ છે, આપણી વચ્ચે અડીખમ છે. જે સાધુઓને જોવા હોય તે એમને જોઈ આવે, જીવનને કેમ જોગવવું તે એમની કનેથી શીખી આવે. સંન્યાસનું નવું શિખર કેવું ઝળહળ દીપી ઊઠ્યું છે તેની અંતરમાં ઝાંખી કરી આવે. એક અવતારકૃત્ય કેવી રીતે પરિપૂર્ણ થઈ શકે છે તે સમજી લે—વિના અધિકારે, વિના સંઘે, વિના આડંબરે, વિના ચમત્કારે માનવી ધારે તો કેવો આગળ જઈ શકે છે એનું જીવતું જાગતું પ્રમાણ નિરખીને ધન્ય થઈ રહે!

પણ આપણા સાધુઓને અગમ્યની ખોજમાં નજદીકનું શું દેખાય! એમણે યુગોથી દેવત્વને ઐશ્વર્યમાં ઝબકોળી રાખ્યું છે એટલે એ વિના કેમ સ્વીકારે? એમણે દેવોને અપાર્થિવ બનાવી દૂરના ગણી કાઢ્યા છે એટલે એમને અહીં વિચરતા દેવો શેના દેખાય! આપણા સાધુઓ હજુ ચમત્કારી ઘટનાઓની રાહ જોઈ બેઠા છે, એમની ધીરજ શેની ખૂટે!

મહારાજે સાધુતાને સંસારીઓ વચ્ચે ઉતારી છે, લોકોને ઘેરથી નસાડ્યા વિના એમણે એમની વચ્ચેનાં ગ્લાનિ, લાચારી, હીનતા, નસાડ્યાં છે. વાણીને પ્રભાવશાળી બનાવવાને બદલે પ્રભાવને વાણીની સાદાઈમાં ઝૂકાવ્યો છે. જાણે આપણી પડખેનો જ માણસ રખેને મહારાજ હશે એવી અલૌકિક સમાનતાની હવા એમણે સરજાવી છે. સાધુઓ, અમે એને શું બિર-

દાવીએ. આવો તમારામાંનો એક, નમ્ર ને તોયે મસ્ત, પરિવ્રાજકોમાંનો શ્રેષ્ઠ, સૌમાં ભળેલો ને તોયે સૌથી અલિપ્ત, આ રહ્યો, આ ફરે, તમે એને ઓળખો, સન્માનો ને સાધુતાએ કરેલી પ્રગતિને તમે દૃઢ કરો.

## સાધુઓ મૂલ્યોને અજવાળે

પણ, એવું ક્યાંથી બને! આ રહ્યા બીજા એક સાધુ: જ્ઞાની, દૃષ્ટા, અગમનિગમમાં સરળતાથી ફેરા મારનારા —તુલામાં એ બેઠા છે ને એમને બીજે પલ્લે સુવર્ણ ખડકાય છે. એમનું મૂલ્ય સુવર્ણ જેટલું છે, એમ ને! એમ જાતને તોળાતાં એમને ક્ષોભ નથી થતો, કારણ કે એ માયાથી પર થઈ ગયા છે! અને એમને આ સુવર્ણ ક્યાં સંઘરવું છે? એ તો પાછું ધર્મકાર્યમાં જ વાપરવું છે ને! એટલે સુવર્ણતુલા વડે લોકો ગદ્ગદ થઈ રહે છે.

નામદાર આગાખાન યાદ આવી જાય છે, નહિ! એમણે ઘણી તુલાઓ કરી ને એ ધન ધર્મકાર્યમાં વાપર્યું. શું આધ્યાત્મિક પ્રવૃત્તિના આવા ચીલા હોય! ભક્તો તો જાતજાતનાં શરબતની કે મિઠાઈની તુલા કરાવીનેરી ઝે પણ સંતોએયે એમ ઝૂકતા રહેવું જોઈએ? એમણે ધ્યેયની સિદ્ધિ માટે સાધનોની શુદ્ધિ વિચારવી જરૂરી નથી શું?

હિમાલયથી વળી બીજા સાધુ ઊતરી આવે છે એમનો ત્યાં આશ્રમ છે. એ આશ્રમમાં વિદ્યાર્થીઓ વેદપાઠ કરે છે. એમને માટે મકાન જોઈએ. ભક્તો કહે છે કે એક ફિલ્મી શો નાખીએ, એક નૃત્ય ગોઠવીએ, એમાંથી તમારી ટહેલ પૂરી થઈ જશે. અને સંત એ વાત હસી ખુશીને જ્યારે વધાવી લે છે ત્યારે આપણે ગળે કોળિયો ઊતરતો નથી. અમે તો ડૂબ્યા છીએ, પણ સાધુ મહારાજ તમેય—!

એવા સંતોના વૃંદ વચ્ચે આપણને એક મહારાજ મળ્યા છે, જે ભક્તો રીઝવવા કરે તેમ રીઝતો નથી, એમની તો આગવી રીત છે. ને એ રીત માનવીના વિકાસમાં આવી ચડેલું દૂરનું એક મઝાનું સીમા-ચિહ્ન છે.

સારું છે અગર આ રવિશંકર મહારાજને આઝાદીની લડતનો ગાળો ના મળ્યો હોત. સારું છે એ અગર ભૂમિદાનના આંદોલનથી અળગા રહ્યા હોત. સારું છે કે એ ચૂંટણી પ્રચારથીયે છેટા રહી શક્યા હોત. એમને જે સૂઝ મળી હતી તેમાં અધિક તેજ હતું, થોડા સમકાલીન પ્રવાહોમાં એ આડુંતેડું વહેંચાયું. તોયે ભલે, એ ઘટ્યું નથી, અખંડિત રહ્યું છે. આખરે માનવી એના દેશકાળની પરિસ્થિતિથી થોડો તો ઘેરાયેલો જ છે ને! કોંગ્રેસી જમાત જોડેના સંબંધો કાયમ રહ્યા છતાં, એમણે મૂલ્યોને નીચે રગદોળ્યાં નથી.

## સમાજમાં બળ સીંચનારને સલામ

પંચોતેર વર્ષ! એમાંના છેલ્લાં ચાળીસ તો એમણે પગ નીચે કાઢ્યાં! શો અવતાર છે! ક્યાંય મુકામ નથી, ક્યારેય આરામ નથી, કોઈનો આધાર નથી. બધું રામના આશ્રયે ચાલે છે એમનો જન્મ બ્રાહ્મણ તરીકે થયો તેને એમણે આચરણથી વિશુદ્ધ કર્યો, કહો કે બ્રાહ્મણોનો નવો ધર્મ સ્થાપ્યો જે દરેક દેશ ઓળખી શકે ને કબુલ રાખી શકે. એમણે પોતાને લાવીને સામાન્યજનને પ્રેરણા દીધી છે કે ચાલ્યો આવ—ઘણા જ્ઞાનની જરૂર નથી, ઘણા તપનીયે જરૂર નથી, ઘણી ધાર્મિકતાનીય જરૂર નથી, આપણે જેવા છીએ તેવા, દિલ સાફ કરીને નીકળી ચાલો. શ્રમથી તમે ભાંગશો નહિ એ વિશ્વાસ એમણે દૃઢ કર્યો છે. કોઈ પણ સારા કામને ઈશ્વરનો ટેકો મળી રહે છે એ પણ એમણે સિદ્ધ કર્યું છે. એમણે મોટી સંસ્થા-ઓનું સંચાલન નથી કર્યું કે નથી પીઢ આગેવાનના દોરથી એ ફર્યા. એમણે તો એક એક વ્યક્તિની સમીપ બેસી એની ભૂલો સુધારી આપી છે. પાપ ઓકાવ્યાં છે, ને દુઃખમાં ખાંધ દીધી છે. એમણે તો એવું ઝીણું ઝીણું પારાવારનું કામ કર્યું છે

ધરતીના રસ પેટાળમાં વહેતા કોણે જોયા છે! પણ

એ રસકસને ખેંચનાર વાળથીયે બારીક જેવા મૂળિયાનાં તાંતણા જેવા આ પુરુષો ને એમનો પુરુષાર્થ સમાજને અને દેશને લાક્ષણિક રીતે ટટ્ટાર કરી તોતિંગ બનાવી શકે છે.

એમને સો સો રે સલામું ને ઝાઝેરા જુહાર!

### ગુજરાતે ઉંમરલાયક થવું હોય તો—

દ્વિભાષી પ્રાંતની રચના થયા પછી એ પ્રયોગ નિષ્ફળ ગયો છે એમ નહિ કહી શકાય, તેમ એ કાયમી ઉકેલ છે એમ પણ નહિ કહી શકાય. અલગ પ્રાંતો રચવા જે આંદોલનો ચાલ્યાં છે તેની ભૂલો કાઢવી હશે તો આપણે કાઢી શકીશું ને તોયે એમનો મુદ્દો જ સાવ ખોટો છે એમ નહિ કહી શકાય. જેમણે એ આંદોલનમાં દેખીતો સાથ નથી આપ્યો અને છતાં અલગ પ્રાંતોની ઇચ્છા રાખી છે એવો સમુદાય ઘણો મોટો છે એ હકીકત આપણે હજુયે કબુલ રાખવી જોઈએ.

ગુજરાત મહારાષ્ટ્ર જુદાં પડે અને પોતપોતાનું શાસન સંભાળી લે એમાં ખોટું શું છે? ત્યારે જ તો એકબીજા તરફ ઉદાર થવાની બંનેને તક ઊભી થશે, પરસ્પર હેત વધશે, સહકાર કેળવાશે. કૈંક સારું પરિણામ નીપજાવવાની શકયતા જુદા પડવામાં રહી છે. કૃત્રિમ રીતે શાસનને સંયુક્ત રાખવામાં એકબીજા તરફથી અમી વધવાની નથી એ આપણે કેમ નથી જોઈ શકતા? પ્રયોગ કરવો તો થોડું સાહસ રાખીને કરવો જોઈએ, સલામતી શોધી—જાળવીને નહિ.

વાતાવરણને ડહોળાઈ જતું અટકાવવા કેટલાય ગુજરાતીઓ મહાગુજરાતના આંદોલનથી છેટા રહે છે, પણ એટલે એ ગુજરાતની અસ્મિતા ભલે ઝંખવાય એવું ઇચ્છતા થઈ ગયા છે એમ નહિ કહી શકાય. શું કોંગ્રેસી કે શું બીજા—ગુજરાતીઓને પોતાનું શાસન હાથમાં લેવાના કોડ જરૂર હોય. રખે એ એક નાનો પ્રાંત બની જશે, કેન્દ્રમાં એનું મહત્ત્વ નહિ જળવાય, મુંબાઈ ગુમાવીને એના વિચારના સીમાડા સંકોચાશે —એવી દહેશતો છે, એનાં માઠાં પરિણામ પણ જોઈ શકાય છે. અને છતાંયે, ગુજરાતે હિંમત કેળવવી જોઈશે. એણે ઉંમરલાયક (Mature) થવું હોય તો પોતાનું શાસન વિનાવિલંબે હાથમાં લેવું જોઈએ.

દ્વિભાષીનો પ્રશ્ન ગુંચવાયો છે મુંબાઈના મેરુની આસપાસ. એ મહારાષ્ટ્રનો વિભાગ છે, એની કોઈથી ના પાડી નહિ શકાય. જો મોટા મહારાષ્ટ્ર પ્રાંતને ત્રણ વિભાગમાં રચવામાં આવે તો ત્રણેયમાં એમની બહુમતિ જળવાય એટલું જ નહિ, પણ દેશમાં અજોડ એવી સિદ્ધિ એમને વરે—રાષ્ટ્રની પાર્લામેન્ટમાં બાજાનું એક જ એકમ હોય ત્યારે એમને ત્રણ જુદાં એકમ મળી રહે. મુખ્ય પ્રધાનોની પરિષદમાં એમના ત્રણ ઉત્સાહી આગેવાનો બેસી શકે. પડોશના સંસ્કાર ઝીલવાના ને પચાવવાનાં એમનાં પાસે ત્રણ કેન્દ્રો ઊભાં થાય. આ શકયતા વિચારવા જેવી છે. એમ કરવામાં ગુજરાતની હદથી તે મુંબાઈની હદ સુધી આવેલો થાણા જિલ્લો મુંબાઈ પ્રાંતમાં ભેળવી દેવાય એવી જોગવાઈ હોવી જોઈએ. એટલે એકલું શહેર છૂટું પડે છે એમ નહિ ગણાય, અને ગુજરાતની જે વસતી મુંબાઈ કે એની આજુબાજુના પ્રદેશમાં છે તેમને 'અપાઈ ગયા' જેવું દુઃખ નહિ લાગે. બહુમતિ તો મહારાષ્ટ્રીઓની રહે જ છે. એ રીતે વિદર્ભનો સવાલ પણ ઉકેલવો જોઈએ. એ ત્રણે રાજ્યોમાં વધારે સંપર્ક કેળવવો મહારાષ્ટ્રને સુલભ છે, એ સમજાવવાની ભાગ્યે જ જરૂર હોય.

જુદા પડવાથી ગુજરાતને માથે આર્થિક અવદશા આવી પડશે એવો ભય નિષ્ણાતો ને અધિકારીઓ બતાવે છે. પણ ભયનું નિવારણ કરી શકે એવી શક્તિ ગુજરાતમાં પેદા કરવાની એમની હામ ના હોય તો એમણે ખસી જવું જોઈએ. કુદરતે ગુજરાતમાં તેલ કાઢી આપ્યું. એમ બીજુંયે આવી મળશે. ભય રાખીને મુંબાઈને વળગી રહેવું એ વાજબી નથી. કૈં નહિ તો મહારાષ્ટ્રીઓને ભારતીય ખમીર બતાવી આપવાની તક આપવા માટે પણ ગુજરાતે મુંબઈનો દાવો છોડી દેવો જોઈએ, અને એ શહેર જોડે સંપર્ક કાયમ રહે

એના વ્યવહારુ સૂચનો આગળ કરવાં જોઈએ.

પણ દુઃખની વાત છે કે કોંગ્રેસ આ સવાલને ટાળવા મથે છે. એની શીળી છાયામાં આપણાં અખબારો નાહિંમત બને છે. અને ઉદ્વેગ નહિ વધારવા કેટલાય સમર્થ પુરુષો મૌન સેવે છે. એ રીતે તો કોઈ સવાલનો ઉકેલ લાવી ના શકાય. •

★



ધનબાદ ખાતેની 'સેન્ટ્રલ ફ્યુઅલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ' છેલ્લાં આઠ દસ વર્ષથી કામ કરી રહી છે આ સંસ્થાના કોલસાને લગતા વિભાગ હેઠળ, દેશના કોલસાની ખાણો ધરાવતા મહત્ત્વના વિસ્તારો ખાતે છ પ્રાદેશિક તપાસમથકો (સર્વે સ્ટેશન્સ) કામ કરી રહ્યાં છે. મથકો તે તે વિસ્તારના કોલસાની જાત સંબંધી વિગતવાર માહિતી તૈયાર કરે છે.

*

ફિલ્મી દુનિયાની છેલ્લામાં છેલ્લી ટેકનીકલ શોધ-સર્કોરમા સિનેમા ૧લી જુલાઈએ મોસ્કોના અખિલ સંઘ પ્રદર્શનમાં બતાવવામાં આવશે.

સર્કોરમા સિનેમા ફિલ્મો તદ્દન નવી પદ્ધતિએ ઉતારવામાં આવે છે. એને બતાવવાનું થિયેટર એક ગોળાકાર ખંડ છે જેની દીવાલ પડદાની ગરજ સારે છે પ્રેક્ષકો પોતાનું માથું ફેરવી આખા પડદાના કોઈપણ ભાગ પર દૃશ્ય જોઈ શકે છે. સર્કોરમા સિનેમાનો દૃશ્યવિસ્તાર સિનેરમા કરતાં ત્રણ ગણો મોટો હોય છે.

મોસ્કોના દસ્તાવેજી ફિલ્મ સ્ટુડિયોમાં પહેલી સર્કોરમા ફિલ્મ તૈયાર થઈ રહી છે.

કે. એમ પન્નીકર

# મહેલો અને ઘોલકાં

'ઇતિહાસની ચેતવણી' એ શિર્ષક તળે આકાશવાણીએ યોજેલી વ્યાખ્યાનમાળાનું પહેલું વ્યાખ્યાન શ્રી કનૈયાલાલ મુનશીએ 'રાષ્ટ્રોનાં ઉત્થાન અને પતન' જાન્યુ.ના ઊર્મિમાં આવી ગયું. સરદાર પન્નીકરે આપેલું આ છેલ્લું વ્યાખ્યાન પણ એટલું જ મહત્ત્વનું છે...

ભારતીય ઇતિહાસે, આજના ભારતને અનેક બોધપાઠ આપવાના છે. દોઢ સદી માટે પોતાની આઝાદી ગુમાવનાર એક મહાન પ્રજા કે જેનો ઇતિહાસ ત્રણ હજાર વર્ષ કરતાં વધુ લાંબો છે તેની, ચડતીપડતીની કહાણી દર્શાવી આપે છે કે આવી પરિવર્તનં પરંપરા, આઝાદી માટેની આપણી તમન્ના દૃઢ બનાવવામાં સહાય કરે છે અને જેની સામે આપણે સદાય સજાગ રહેવું જોઈએ એવા ભયો સામે ચેતવણી આપે છે.

માત્ર ભારતના જ નહિ પરન્તુ તમામ દેશોના ઇતિહાસનો એક સૌથી નોંધપાત્ર બોધપાઠ એ છે કે, દેશનું સામર્થ્ય એની પ્રજાના સુખ અને સંતોષમાં રહેલું છે. જેમના દરબારો ભવ્ય હોય, જેમના અમીરઉમરાવો સમૃદ્ધ, શક્તિશાળી અને એશઆરામમાં જીવતા હોય, જેની કલા વિકસી હોય અને જેની ભવ્ય ઇમારતો રાજવીઓના ભપકાના શોખની સાક્ષી પૂરતી હોય એવા દેશો, શત્રુના ભેરીનાદ સામે કડડભૂસ તૂટી પડયા હોય એવા અનેક દાખલા છે.

હકીકતમાં વાજબી રીતે એમ કહી શકાય કે મહેલ અને ઘોલકાં વચ્ચેના, દરબારનો વૈભવ અને પ્રજાને પીસતી કંગાલિયત વચ્ચેના વધુ પડતા અંતરને પરિણામે જ રાજ્યનું પતન થાય છે. 'જો લોકો પાસે ખાવા માટે રોટલો નથી, તો તેઓ મિષ્ટાન્ન શા માટે ખાતા નથી? આવો પ્રશ્ન કદાચ સાવ સહજ ભાવે પૂછનાર ફ્રેન્ચ રાણીની કહાણી, શાસક અને શાસિત વચ્ચેના આ અંતરનું એક જ્વલંત ઉદાહરણ છે અને ક્વીન મેરી એન્ટોઇનેટે જ નહિ પરન્તુ ફ્રાન્સની પ્રજાને પણ એની જે ભારે કિમ્મત ચૂકવવી પડી તે દર્શાવી આપે છે કે મહેલો અને ઘોલકાં વચ્ચેનું અંતર કેવી રીતે તમામ તન્ત્રો માટે પુનરાવર્તી ભય સમાન બની રહે છે!

ભારતનો ઇતિહાસ આ મહત્ત્વપૂર્ણ બોધપાઠ સંગીન રીતે સમજાવતા અનેક ઉદાહરણો પૂરાં પાડે છે. મહમદશાહના સમયમાં મોગલસામ્રાજ્ય બહારથી ભવ્ય લાગતું હતું. પોતાનો દમામ અને સત્તાની ઘોષણા કરવા માટે શાહજહાંએ જે નમૂનેદાર મયુરાસન બનાવ્યું હતું એ જ મયુરાસન પર બેસીને મહમદશાહ મુલાકાતો આપતો. 'જો પૃથ્વી પર કોઈ સ્વર્ગ હોય તો તે અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે.' એવી વાણી જે સભામંડપમાં ઊઠતી એ જ સભામંડપમાં તે પોતાનો દરબાર ભરતો. સામ્રાજ્યના ઉમરાવો એવા જ દમામદાર ખિતાબો ધરાવતા અને છતાંયે જ્યારે ઈરાનમાંથી નાદિરશાહ દિલ્હી પર ચડી આવ્યો ત્યારે ભારતના એ પાટનગરના રક્ષણ માટે એક હાથ સરખો પણ ઊંચો થયો નહિ. આજ્ઞાની ભાષામાં લખાયેલા વિપત્તિના પત્રો દ્વારા બોલાવાયેલા ઉમરાવો, વઝીરો અને નિઝામ–ઉલ–મુલ્કોએ સલામત સ્થળે જ રહેવાનું મુનાસીબ માન્યું.

શાહી દિલ્હીની વસતિ ત્રણ દિવસ અને રાત માટે નિર્દય કતલ ચલાવવા માટે દુશ્મનના હાથમાં સોંપાઈ અને રાજધાનીના માર્ગો પર નિર્દોષ લોકોનું લોહી વહ્યું. નાદિરશાહ સાવ સલામત ઈરાન પાછો ફર્યો ત્યારે પોતાની સાથે ભારતના અણમોલ ઝવેરાત સમા મયુરાસન, કીમતી રત્નોથી જડિત મુગટ અને કલ્પના પણ ન કરી શકાય એટલી સંપત્તિ સાથે લેતો ગયો અને મોગલ ગાદીના બેસણહારાને કરુણા અને ઘૃણાની સ્થિતિમાં મૂકતો ગયો. એક બાજુ ભપકો તથા વૈભવો અને બીજી બાજુ પ્રજાની નિધા વચ્ચેનું અંતર આટલી સ્પષ્ટ રીતે દર્શાવાયું હોય એવો ઇતિહાસમાં બીજો કોઈ દાખલો નથી.



ભારતના પાછળના ઇતિહાસમાંથી બીજા બે દાખલા આપી શકાય. સિરાજ-ઉદ્-દૌલા, જેના દમામ અને વૈભવમાં કશી કમીના ન હતી એવી સુબાગીરી મેળવવામાં સફળ થયો હતો. ભારતના ત્રણ સૌથી સમૃદ્ધ પ્રાંતો એના તાબામાં હતા. અને છતાંયે પ્લાસીમાં સંખ્યાની દૃષ્ટિએ અલ્પ એવા દુશ્મન સામે એના પોતાના માણસોએ દગો દીધો અને એને વેચ્યો. પશ્ચિમના ઇતિહાસકારો આ બનાવમાં ભારતની સેના કરતાં યુરોપીય સેનાનું ચઢિયાતાપણું જોવાનો પ્રયત્ન કરે અને છતાં જો હકીકતો યથાર્થ રીતે જોવામાં આવે તો એના પોતાના લોકો એને બેવફા નીવડયા હતા એ હકીકત સ્પષ્ટ થાય છે. એ સુબનો દરબાર ભવ્ય હતો. દરબારના વિશિષ્ટ વિધિ પ્રસંગોએ મનોરંજન કરતી નર્તિકાઓની સંખ્યા સેંકડોની હતી. દરબારના ઉચ્ચ અધિકારીઓ, નવાબો, રાજાઓ અને નવા જ શ્રીમંત બનેલા વેપારીઓ પોતાના વૈભવનું પ્રદર્શન કરવામાં એકબીજા સાથે જાણે હરીફાઈ કરતા હતા પરન્તુ ગરીબાઈમાં રિબાતી પ્રજાને સરકાર પ્રત્યે કોઈ નિષ્ઠા નહોતી અને રાજ્ય માટે કોઈ લાગણી ન હતી.

બીજો દાખલો આથી વધુ સચોટ છે આર્કટનો મોગલ સૂબો નવાબ મહમદઅલી ખરેખર એક વિચિત્ર માણસ હતો. જ્યારે તે મદ્રાસની મુલાકાતે જતો—અને અનેકવાર આવી મુલાકાત લેતો—ત્યારે ઇસ્ટ ઇન્ડિયા કંપની એના માનમાં ૫૦૦થી વધુ વાનગીઓ પીરસાતી હોય એવા ભોજનસમારંભો યોજતી અને એની સમક્ષ નાચવા માટે સંખ્યાબંધ નર્તિકાઓની વ્યવસ્થા કરતી. વિલય પામી રહેલી શાહી મોગલસત્તાના આ વિચિત્ર પ્રતિનિધિએ, પોતાના પ્રાંતની પ્રજાના શોષણની નવી પદ્ધતિઓ શોધી કાઢી હતી.

જ્યારે પોતે અસીમ વિલાસમાં જીવન ગુજારતો હતો ત્યારે એણે પોતાના યુરોપીયન લેણદારોને વિશાળ પ્રદેશો સોંપી દઈ પોતાની પ્રજાને એમની દયા પર છોડી દીધી હતી. પરિણામે એના મૃત્યુ વખતે કંપનીએ એનો પ્રદેશ ખાલસા કર્યો અને એના વારસદારને માત્ર શોભાનું પૂતળું બનાવી દીધો ત્યારે એના વિરોધમાં એક આંગળી પણ ઊંચી થઈ નહિ. મહેલ અને ઝૂંપડાં વચ્ચેનું અંતર એટલું વધી ગયું હતુ કે રાજ્યનું શું થશે એની કોઈએ ચિંતા સરખી કરી નહિ.

બોધપાઠ સ્પષ્ટ છે. જ્યારે લોકોને એમ લાગે કે રાજ્ય પોતાનાં હિતોની રખેવાળી કરે છે ત્યારે જ રાજ્ય પ્રત્યે કોઈ પ્રકારની દૃઢ નિષ્ઠા પ્રગટે છે. હિંદુ પ્રણાલિમાં પણ આ હકીકત છે. જ્યારે આપણે રામરાજ્યની વાત કરીએ છીએ ત્યારે જેમાં સામાન્ય જનનાં હિતો, બીજી તમામ બાબતો કરતાં સર્વોપરિ હોય એવું રાજ્ય, એમ કહેવા માગીએ છીએ. મહાભારતમાં રાજધર્મ વિષેના પોતાના ઉપદેશમાં ભીષ્મે પણ આ જ મુદ્દા પર—એટલે કે જેમ એક ગર્ભિણી માતા ગર્ભમાંના પોતાના સંતાનની સંભાળ રાખે છે તેવી જ રીતે રાજાએ પ્રજાની સંભાળ રાખવી જોઈએ—એટલે કે પ્રજાનું કલ્યાણ સર્વોપરિ હોવું જોઈએ એ પર ભાર મૂક્યો છે.

આજની પરિસ્થિતિમાં આ બોધપાઠ વધુ મહત્ત્વનો છે. રાજાશાહી સ્વરૂપની સરકારમા એક એવુ દૃશ્યમાન કેન્દ્ર હોય છે કે જેની આસપાસ પ્રજાની નિષ્ઠા કેળવાય છે. આ રાજ્યનિષ્ઠા, વફાદારી અને નિષ્ઠાના આ સહેલાઈથી સમજી શકાય એવા સિદ્ધાન્તો છે. વળી, પરંપરાથી પ્રતિષ્ઠા, દમામ, વૈભવ વગેરે રાજામાં હોય જ એમ માનવામા આવ્યું છે અને તેથી મહેલ અને ઝૂંપડાં વચ્ચે અમુક અંતર હોય એ સ્વાભાવિક ગણવામાં આવે છે. પરિણામે વંશપરંપરા અનુસાર રાજા બનતી વ્યક્તિ માટે ઘણું ગયુ સયું કરાય છે અને એની પ્રત્યે રાષ્ટ્રીય સત્તાના પ્રતીક તરીકે નિહાળવામાં આવે છે.

પરન્તુ આધુનિક રાજ્યની કલ્પના તદ્દન ભિન્ન છે. તેમાં પ્રજાની સમમતા વ્યક્ત થાય છે અને રાજાશાહી

હોય ત્યાં પણ પ્રજાનું સાર્વભૌમત્વ સ્વીકારવામાં આવ્યું છે. દરેક પ્રકારનું આધુનિક રાજ્ય સમાનતા પર રચાયેલું છે. એમાં વર્ગ વર્ગ વચ્ચેના ભેદો અને જનસમૂહો વચ્ચેની ઊડીને આંખે ચડતી અસમાનતાઓ, જેના વિના કોઈ રાજ્ય ટકી શકે નહિ એવી પ્રજાની આજ્ઞાંકિતતાના મૂળમાં ઘા કરે છે.

ભારતના સંવિધાનમાં નીચેના સિદ્ધાન્તો સ્પષ્ટ રીતે આલેખવામાં આવ્યા છે :—

તમામ પુખ્તવયના લોકો સહકાર્ય પર મંડાયેલી લોકશાહી, આવક, દરજ્જો, વગેરેની અસમાનતાઓ નાબૂદ કરવા પુરુષાર્થનો આદેશ, અને જ્ઞાતિ, અસ્પૃશ્યતા વગેરે પર રચાયેલા સામાજિક ભેદભાવોની નાબૂદી. સંપત્તિ. વર્ગ અને દરજ્જો કે જે શાસક શાસિતના સિદ્ધાન્ત પ્રત્યે દોરી જાય છે તેમાં રહેલો વિશાળ ગાળો નાબૂદ કરવો એ આજની દુનિયામાં સર્વ દેશોનો ઉદ્દેશ જણાય છે.

પ્રજાનો એક વર્ગ એવો હોય છે કે જેને શાસન કરવાનો અધિકાર હોય અને બીજાઓએ શાસિતનું સ્થાન સ્વીકારવું જ રહ્યું એવો વિચાર આધુનિક રાજ્યને મંજૂર નથી. આજે જેમને સત્તા સોંપવામાં આવી છે તેઓ નથી રાજવીઓ કે નથી અમીરઉમરાવો. અને તેમને કોઈ રીતે શાસક વર્ગ તરીકે ગણી શકાય નહિ. જો સત્તાસ્થાને રહેલા લોકો અને આમપ્રજા વચ્ચે સ્પષ્ટ જોઈ શકાય એવું અંતર પડે તો, ક્યાં તો ક્રાન્તિ દ્વારા અથવા તો સમયના વહેવા સાથે દેશની આઝાદી માટે અચૂક ભય રહેલો છે. અત્યારની નવી પરિસ્થિતિમાં ભારતમાં ન તો મહેલો હોઈ શકે ન તો ઘોલકાંને સ્થાન હોઈ શકે.

સર્વત્ર સંસ્કૃતિના વિકાસની વ્યાખ્યા 'સામાજિક જૂથોના વર્તુળનો વિસ્તાર.' એવી કરવામાં આવી છે. બીજી બાજુ ભારતમાં હજુ છેક હમણાં સુધી, સમાજનું વલણ જ્ઞાતિઓ, પેટા-જ્ઞાતિઓ અને કુટુમ્બોનાં જૂથોમાં વિભક્ત થવાનું રહ્યું હતું અને લાખ્ખો અસ્પૃશ્યો છેક નીચે દબાયેલા હતા. હિન્દુ સમાજનું શ્રેષ્ઠ–કનિષ્ઠનું આ સ્વરૂપ, સૌથી મોટી રાષ્ટ્રિય નિર્બળતા સમાન બની રહ્યું. આપણા ભૂતકાળમાં, ઇતિહાસના સૌથી સમૃદ્ધ દિવસોમાં પણ, અમુક અધિકારી વર્ગ ખૂબ વૈભવમાં રહેતો હોય અને સામાન્ય માનવીને માત્ર ઘોલકાંથી સન્તોષ માનવો પડતો હોય, તેમ જ અસ્પૃશ્યોને તો પ્રાથમિક માનવઅધિકારો પણ ન હોય અને તેમને તો જેમ તેમ જીવન ઢસડવાનું જ હોય એવી આ પ્રકારની આત્યન્તિક નિર્બળતાથી ભારત પીડાતું હતું. મહેલો અને ઘોલકાં વચ્ચે ન પૂરી શકાય એવું ભાસતું અંતર આ હકીકતમાંથી પ્રગટતું હતું.

જો આવા ભેદભાવ અને અસમાનતા ચાલુ રહેવા દેવામાં આવે તો પોતે ન તો એક આધુનિક રાષ્ટ્ર તરીકે વિકસી શકે કે ન તો ઝાઝા લાંબા સમય માટે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી શકે,—એ બોધપાઠ ભારત ઇતિહાસમાંથી શીખ્યું છે. આપણે જેને આપણા આદર્શ તરીકે સ્વીકાર્યું છે એવા કલ્યાણરાજ્યમાં મહેલો માટે કે ઘોલકાં માટે કોઈ સ્થાન નથી. અસ્પૃશ્યતાની નાબૂદી, સામાજિક સંબંધોનું સંગઠીકરણ તથા સમાન ધોરણ સ્થાપવાની પ્રક્રિયા વગેરે જે કાર્ય દેશે પોતાની ઔદ્યોગિકરણની, ગામડાંની કાયાપલટની અને કુદરતી સંપત્તિના ઉપયોગની નીતિ દ્વારા હાથ ધર્યાં છે, તે સર્વ આપણા બંધારણમાં આલેખાયેલા સમાનતાના સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવા માટે છે. આ બોધપાઠ આપણે આપણા ભૂતકાળમાંથી શીખ્યા છીએ અને તે આપણે આપણા વિનાશના ભોગે જ વિસરી શકીએ.

*

જ્યોર્જિયાના વૈજ્ઞાનિકો લીંબુના ઝાડને થતા એક અસાધ્ય રોગને અશ્રાવ્ય ધ્વનિની મદદથી નાબૂદ કરવામાં સફળ થયા છે. ઝાડની રોગિષ્ઠ ડાળીઓને અશ્રાવ્ય ધ્વનિનાં મોજાંની અસર આપવામાં આવે છે. આ રીતે અસર પામેલાં છોડ ફરી વાવવાથી તેને રોગ લાગુ પડતો નથી.

લીંબુના બગીચાઓમાં જ આ અશ્રાવ્ય ધ્વનિ પેદા કરી શકાય તેવું નાનું સાધન બનાવ્યું છે.

ઈશ્વર પેટલીકર

# ધર્મનો વારસો

નવો ચીલો પાડવાનું આપણા સ્વભાવમાં જ નથી આવ્યું એટલે ધર્મનો વારસો આજે એવો ને એવો ટકી રહ્યો છે. તેના અંધ અનુકરણમાં આપણે ક્યારેય કરીને વિચાર કરવા પણ નથી બેસતાં અને એ ને એ સ્વરૂપે ધર્મને આપણે માનતાં અને આચરતાં આવ્યાં છીએ. આપણા એ વારસાને આબાદ રીતે આ લેખમાં છણ્યો છે...

માણસને વારસામાં ઘણી ઘણી વસ્તુઓ મળે છે તેમાં ધર્મ પણ મળે છે. પરંતુ વારસામાં મળેલી વસ્તુઓથી માણસને સંતોષ થતો નથી. એટલે તેમાં રુચતો ફેરફાર કરવા એ પુરુષાર્થ કરે છે. માણસ ગરીબ હોય છે તો એ ગરીબાઈમાંથી મુક્ત થવા પ્રયત્નો કરતો હોય છે. પૈસાદાર હોય છે તો વધુ પૈસાદાર થવા મથતો હોય છે. શરીરે અશક્ત હોય તો તંદુરસ્ત થવાના ઉપાય યોજતો હોય છે. પરતંત્ર હોય તો સ્વતંત્ર થવાનો મનોરથ રાખતો હોય છે. ફક્ત એ ધર્મની બાબતમા ઉદાસીન દેખાય છે. વારસામાં જે ધર્મ મળ્યો તેને એના એ જ સ્વરૂપમાં સ્વીકારી લે છે અને એ જ સ્વરૂપમાં પોતાનો દીકરો સ્વીકારે એમ એ ઇચ્છતો હોય છે!

દુનિયામાં જુદા જુદા ધર્મની જે વસ્તી છે તે આમ વંશપરંપરા વારસામાં ઊતરી આવેલા ધર્મનો પ્રવાહ છે. દુનિયાની વસ્તીગણતરીમાં જુદા જુદા દેશની આવક જોવાથી પ્રજાનો પુરુષાર્થ જોઈ શકાય છે. મરણ ઉપરથી આરોગ્યનું ધોરણ સમજી શકાય છે. આ બધા આંકડાઓ ઉપરથી જુદા જુદા દેશોની પ્રજાની પ્રગતિ નજરે પડે છે. પરંતુ એ વસ્તીગણતરીમાં જો એક ધર્મનું એવું ખાતું રાખવામાં આવે કે માણસનો જન્મનો વારસાગત ધર્મ કયો અને સ્વેચ્છાએ ધર્મના ક્ષેત્રે અભ્યાસ કરતાં મૂળ ધર્મ છોડીને કોઈ નવો ધર્મ સ્વીકાર્યો છે, તો એ ધર્મપરિવર્તનના આંકડામાં ભાગ્યે કોઈ દેશમાં વધુ તફાવત પડશે. એ બાબતમાં સર્વ દેશોની સ્થિતિ સરખી માલૂમ પડશે.

આનું કારણ શું? દરેક ધર્મ એક સરખા સારા છે એટલે માણસને પોતાના ધર્મમાંથી પરિવર્તન કરવાની જરૂર લાગતી નથી? દરેક ધર્મનો ઉપલક રીતે વિચાર કરતાં પણ એમ માની શકાતું નથી. અમુક સિદ્ધાંતો જેમ સૌમાં સરખા જોવામાં આવે છે તો બીજા એવા પણ મુદ્દાઓ છે કે સામસામાં ધ્રુવ જેટલું અંતર છે. હિંદુ અને મુસલમાન-ખ્રિસ્તી ધર્મ વચ્ચે પુનર્જન્મ વિષે વિરોધાભાસ છે. હિંદુ ધર્મ પુનર્જન્મમાં માને છે અને માણસનાં પાપપુણ્ય પ્રમાણે એને નવો જન્મ મળે છે, જ્યારે મુસલમાન અને ખ્રિસ્ત ધર્મ માને છે કે પુનર્જન્મ છે જ નહિ. માણસના પાપપુણ્યનો ન્યાય કયામતના દિવસે પૃથ્વીનો પ્રલય થશે ત્યારે ખુદા કરશે અને તે વખતે કબરમાંથી મડદાં બેઠાં થઈ હાજર થશે!

જમીનમા દાટેલું મડદું થોડા વખતમાં જ માટી થઈને માટીમાં મળી જાય છે. પછી કયામત સુધીનાં અનંત વર્ષો પછી એ બેઠું કયાંથી થશે એમ હિંદુને પ્રશ્ન થાય છે અને એ વાત એને હસવા જેવી લાગે છે. એથી એવી જ રીતે ખ્રિસ્તી અને મુસલમાન ધર્મના લોકોને હિંદુઓ મૃતાત્મા પાછળ શ્રાદ્ધ, પિંડદાન વગેરે કરે છે તેમાં લાગે છે. એ હસે છે કે મરેલાને તે કોઈ વસ્તુ શી રીતે પહોંચે? જો હિંદુ મરેલા માણસને શ્રાદ્ધ પહોંચે છે એમ માનતો હોય તો પછી કયામતને દિવસે મરેલો માણસ બેઠો થશે એ સ્વીકારવામાં વાંધો કયાં આવે છે? તેવી રીતે ખ્રિસ્તી અને મુસલમાન પ્રજાને ગળે પણ ઊતરવું જોઈએ કે અનંત વર્ષ પછી જો કબરમાંથી સૂતેલો માણસ ન્યાય મેળવશે તો પછી મૃતાત્મા શ્રાદ્ધ કેમ ન મેળવી શકે?

પરંતુ દરેક માણસ પોતાના ધર્મનું કથન સ્વીકારે છે અને બીજાનું એને વાહિયાત લાગે છે. કારણ કે પોતાના ધર્મ ઉપર એને શ્રદ્ધા છે, એવી જ રીતે પરધર્મ પ્રત્યે અશ્રદ્ધા છે. આ શ્રદ્ધા એ વારસામાં મળેલી વસ્તુ છે અને તે મૂડીનું નાણું નકલી છે કે કલદાર, એની પરખ કરવાની એ મોટે ભાગે તસ્દી લેતો નથી. માણસને કોઈ ને કોઈ ધર્મ તો હોય છે

જ. વસ્તીગણતરીમાં જો એક બિનધર્મી ખાનું રાખવામાં આવે અને એની સંખ્યા નોંધવામાં આવે તો અલ્પ માનવીઓ એ વિભાગમાં આવે. મતલબ કે બિનધર્મી થવું કે હોવું કોઈને પસંદ નથી. તો પછી આવી ધર્મી પ્રજા ધર્મ ઉપર જ કેમ કંઈ વિચાર કે પુરુષાર્થ નહિ કરતી હોય ?

સામાન્ય રીતે પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓ વિષે આપણે ભેદ કરતા હોઈએ છીએ ત્યારે મુખ્ય ભેદ એ દેખાય છે કે પૂર્વની પ્રજા આધ્યાત્મિક વધુ અને પશ્ચિમની ભૌતિક વિશેષ છે. જો પૂર્વની પ્રજા ધર્મી હોય તો એણે એ ક્ષેત્રે વિશેષ સિદ્ધિ કઈ મેળવી કહેવાય ? આવા પ્રસંગે આપણે પૂર્વમાં થઈ ગયેલા સંતો અને પયગંબરોની નામાવલિ રજૂ કરીએ છીએ. એ નામાવલિ તો ખેતરમાં પાંચ છોડ સારા ઊગ્યા હોય, બીજો આખો પાક હલકો હોય તેના જેવી થઈ કહેવાય. ઇતિહાસના આલેખનમાં એ મહત્ત્વનો ભાગ ભલે ભજવે, પરંતુ પૂર્વની આખી પ્રજાના પાકની લાગણીમાં એથી એક આંક પણ ઊંચો આવતો નથી. જો આવતો હોત તો પૂર્વની પ્રજા ધર્મની બાબતમાં વધુ સ્વતંત્ર અને વિચારશીલ હોત એમ દેખાઈ આવવું જોઈતું હતુ. ધર્મની બાબતમાં શું પૂર્વ કે શું પશ્ચિમ એકસરખી ઉદાસીનતા સેવે છે એમ પોતપોતાના ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અને પરધર્મ પ્રત્યેની અશ્રદ્ધાનું માનસ જોતાં કહી શકાય.

આ ઉદાસીનતાનું કારણ જોવા જઈએ તો માણસનાં પગ પૃથ્વી ઉપર છે. અને એ પગ સ્થિર રાખવા પેટને પોષણ આપવું એ એનો મુખ્ય ધર્મ રહે છે. એ કમાવા માટે પ્રયત્ન કરે છે. માનવ પ્રાણી તરીકે એનામાં જે કુદરતી વૃત્તિઓ છે તે સંતોષવા ફાંફાં મારે છે અને એ રીતે માનવ સંસારમાં રચ્યોપચ્યો રહે છે છતાં એને માથે પાપપુણ્યની તલવાર લટકતી હોય છે. હિંદુ હોય તો પુનર્જન્મ સારો મેળવવા માટે, મુસલમાન કે ખ્રિસ્તી હોય તો કયામતને દિવસે પુણ્યનું ફળ મેળવવા એ ધર્મને યાદ કરે છે. એમાં બતાવેલી વિધિ પ્રમાણે પ્રાર્થના કે યજ્ઞ કરે છે. સંસારમાં જે દુઃખી હોય છે તે પ્રભુની કૃપા મેળવી સુખી થવાની લાલચે ધર્મને યાદ કરે છે.

માણસ બુદ્ધિપૂર્વક અને કુશળતાથી કાર્ય કરે તો આર્થિક લાભ વધુ મળે છે એ પ્રત્યક્ષ અનુભવ હોવાથી માણસો ધંધામાં પરસેવો પાડે છે. ધર્મની બાબતમાં બુદ્ધિપૂર્વક વિચાર કરી યોગ્ય આચરણ કરવાથી નગદ લાભ થાય છે એવું કોઈ પારખું દેખાતું નથી એટલે સામાન્ય રીતે કોઈ એ દિશામાં વગર ફોગટની શક્તિ શું કામ ખર્ચે ? રેલ્વેમાં બેઠા પછી માણસને અંતર કાપવા ચાલવાની જરૂર રહેતી નથી, તેમ ધર્મની ગાડીમાં બેઠા પછી માણસને કંઈ કરવાનું રહેતું નથી. ધર્મની પોથીએ કહેલાં વિધિવિધાન પ્રમાણે ટિકિટ ખરીદે એટલે એના ઇચ્છીત પુણ્યના સ્ટેશને એ પહોંચી શકશે એમ માણસ માનતો લાગે છે. પરિણામે, ગાડીમાં બેઠા પછી જો કોઈ માણસ ડબ્બામાં ચાલે તો એને બીજા બેવકૂફ કહે, તેમ વારસાગત ધર્મની ગાડીમાં બેઠેલો માણસ એ બાબતમાં કંઈ પ્રયત્ન કરે અને તેમાં જુદો પડે તો ગાડીના બીજા મુસાફરો તેને નાસ્તિક કહે છે! આવા 'નાસ્તિકો' જૂજ જોવામાં આવે છે. બાકી બીજા તો ધર્મની ગાડીમાં ઉદાસીન ભાવે બેસવામાં જ માને છે.

માનવ આમ ધર્મ પ્રત્યે ભયંકર ઉદાસીનતા સેવે છે, છતાં જો કોઈ સવાલ કરે કે ધર્મની જરૂરત શી છે, તો એ ખિજાઈ ઊઠે છે: 'કેવી વાત કરો છો ? નાસ્તિક છો કે શું ?' પણ એ જ ઉશ્કેરાઈ ઊઠનાર વ્યક્તિ શાન્ત ચિત્તે વિચાર કરે તો એને પોતાને જ ઉત્તર નહિ જડે કે ધર્મની શી જરૂર છે! ઈશ્વરપ્રાપ્તિ માટે ધર્મને જો માનવ સ્વીકારતો હોય તો એ બાબતમાં એ કેટલો પ્રયત્ન કરતો હોય છે? સૌ જન્મો કરતાં મનુષ્યજન્મ એ લાખેણો છે. અને લખચોરાશીમાંથી છૂટવા એ મળેલો છે. એમ હિંદુ ધર્મનો વારસો મળેલો છે. તે સૌ મોંએ પોપટવાણી બોલતા હોય છે, છતાં ઈશ્વરપ્રાપ્તિને જીવનનું ધ્યેય બનાવીને કેટલા બેઠા

હોય છે ? એટલા ઊંચા ધ્યેયની વાત જવા દઈએ. પરંતુ સામાન્ય સમજુ અને વિવેકશીલ માણસ દેવું કરતાં એ અદા કરવું પડશે એ ગણતરીએ જેટલો વિચાર કરે છે એટલી ચિંતા પાપ કરતાં એ જ માણસ કરે છે ખરો ? પાપપુણ્યનું ફળ માણસને ભોગવવાનું છે જ એમ ધર્મ કહેતો હોય છે છતાં કેમ માણસ એ કરતાં પાછો પડતો નથી ?

છતાં માણસને ધર્મની જરૂર છે એનો અર્થ એવો કરવો કે એ જે પાપ કરે છે તે ધોવાનો ધર્મ ધોબી ઘાટ છે ! માનવ પ્રભુ પાસે દયા યાચતો હોય છે. ગુનાની માફી માગતો હોય છે. કંઈ ને કંઈ પોતાને સુખી થવાની લાલચ માગતો હોય છે. જો પ્રભુને આપણે ન્યાયી માનતા હોઈએ તો એ ગુનાની શિક્ષા કર્યા વગર રહી શી રીતે શકે ? એ દયા શી રીતે બક્ષી શકે ! એને જો આપણે હેતાળ માનીએ અને બાળકોના ગુના માફ કરી દે તેવો લાગણીભીનો માનીએ તો એ ન્યાય શી રીતે કરી શકે ? સુખની લાલચોની માગણી તો એવી છે કે જો પ્રભુ એકને એ આપે તો બીજાને શિક્ષા થાય. એક જણ પોતાને કરોડપતિ બનાવ એમ પ્રભુ પાસે માગે અને તે જો આપે તો પ્રભુએ એ માગણી મંજૂર કરી હજારો માણસોના પરસેવાની મજૂરી લૂંટવી લઈ એમને શિક્ષા કરી ન કહેવાય ? એક જણ મોટર ગાડીની સાહ્યબી માગે અને તે પ્રભુ આપે, તો એનો અર્થ એ સાહ્યબી ખાતર એના બંગલામાં બીજાઓને ગુલામ રહેવાની શિક્ષા કરી કે નહિ ?

જો આપણે બેવકૂફ હોઈએ તો જ માની લઈએ કે પ્રભુ આવો અન્યાય કરે. છતાં એવી જ વસ્તુ આપણે બેવકૂફ નથી છતાં માનીએ છીએ ! કારણ કે ધર્મ વિશે આપણે ઉદાસીન છીએ એ ઉપર પુરાણા ધર્મા વતારો જે લખી ગયા છે તે કરતાં આપણે શું વધારે અધિકારી છીએ કે વિચાર કરીએ એમ માની કેટલાક વિચાર કરવાની જરૂર જોતા નથી એનું બીજું પણ કારણ છે. વિજ્ઞાનની શોધો માણસે કરેલી છે એ લે એમાં નવા સુધારા વધારાને અવકાશ છે એમ માનીએ છીએ, અને એમાં કોઈ નવો સુધારો કહે છે ત્યારે એને સ્વીકારીએ પણ છીએ. પરંતુ ધર્મની ભેટ તો ખુદ ઈશ્વરે કે પયગંબરે આપેલી છે એમ માણસને વારસાગત સંસ્કાર મળે છે એટલે તેમાં કંઈ સુધારો વધારો થઈ શકે જ નહિ એમ આપણે માનતા હોઈએ છીએ. પરિણામે પુરુષ ચાર બૈરી પરણી શકે એવું કુરાને કહ્યું એટલે આજે રાજ્ય જો મુસલમાનો માટે એકપત્નીત્વનો કાયદો કરે તો એમના ધર્મનો ભંગ કર્યો એમ એ માને છે ! એ જ રીતે હિંદુ ધર્મમાં પુત્રને જ વારસો મળતો હોઈ રાજ્ય નવો હિંદુ કોડ લાવે અને તેમા પુત્રીઓને પણ મિલકતનો હક્ક આપે તો હિંદુઓનો ધર્મ ભયમાં આવી પડે છે !

પરંતુ વિજ્ઞાનની શોધ કરનારને આપણે વૈજ્ઞાનિકો માનીએ છીએ. એમની વિશિષ્ટ શક્તિનો સ્વીકાર કરવા છતાં એમને પણ માનવ બુદ્ધિના પ્રમાણમાં અમુક મર્યાદા હોય છે. તે પ્રમાણે ધર્મની શોધ કરનારને આપણે ભલે ઋષિ, પયગંબર, પ્રભુપુત્ર માનીએ પરંતુ એ પણ માણસો છે અને એમની બુદ્ધિ શક્તિને પણ ઓછી-વત્તી મર્યાદા છે. એમ સ્વીકારીએ તો ધર્માવતારો કહી ગયા છે માટે હવે આપણે વિચાર કરવાનો ન હોય એવું આપણે આશ્વાસન લઈ શકીએ નહિ વૈજ્ઞાનિકોની શોધો એ માનવસમાજ માટે છે. તેમ ધર્મ પણ માનવસમાજ માટે જ છે એમ જો આપણને ગળે ઊતરે તો દિવસે દિવસે વિજ્ઞાનની શાખાઓમાં નવા અનુભવથી નવા સુધારા થાય છે તેમ ધર્મમાં પણ થઈ શકે એ માન્ય કરતાં અઘરું નહિ પડે.

છતાં ખૂબીની વાત એ છે કે બીજાં બધાં ક્ષેત્રોમાં આપણે જૂનાની જગાએ નવીન સુધારાને સ્વીકારીએ છીએ. સૂર્ય ફરે છે એમ માનનારો વર્ગ પણ વિજ્ઞાનના કહેવાથી પૃથ્વી ફરે છે તેમ સ્વીકારતો થઈ ગયો છે પરંતુ એ જ વિજ્ઞાન કહે કે ગ્રહો એ આપણી પૃથ્વી જેવા વિશ્વના પદાર્થો છે પૃથ્વી ઉપર રહેવા છતાં એ ગ્રહ જો આપણને નડતો ન હોય તો પછી એના જ સહોદરો, જે દૂર દૂર છે એ આપણને શી રીતે નડે ? તો એ વાતને આપણે હસી કાઢીએ છીએ !

ચંદુલાલ સેલારકા

# દૂરના ડુંગરા

માથેરાનની કાવ્યમય ભૂમિ કોઇપણ સર્જક હૃદયને કવિતા-વાર્તાથી છલકાવી દે. એવી જ પ્રકૃતિનો પટ-વિસ્તાર આ વાર્તાનું વસ્તુ ગૂંથી લાવે છે. આ માસમાં પ્રગટ થનાર ગુજરાતના આ નવોદિત વાર્તાકારના પ્રથમ વાર્તાસંગ્રહની નામદાત્રી આ વાર્તા તેમની દરેક વાર્તાઓ જેવી જ રસપ્રદ છે......

મુંબઈ શહેરમાં પ્રભાત ઊઘડતું હતું; પણ શહેરના રસ્તાઓ તો ક્યારનાય પ્રવૃત્તિશીલ બની ગયા હતા. ટ્રામ-બસો દોડી રહી હતી; ટેક્સીઓ, ઘોડા-ગાડીઓ પણ વહેલી સવારના મુસાફરોને લઈ જઈ રહી હતી. શાક-ભાજી અને મચ્છી-મરઘીઓનાં ટોપલાં હાથગાડી પર ભરાઈ ભરાઈને માર્કેટમાં પહોંચી રહ્યાં હતાં, સરકારી દૂધ-કેન્દ્રો પર ઊંઘમાંથી ઊઠી ઊઠીને આવેલાં માણસોની હારની હાર ઊભી હતી.

આ ચિરપરિચિત દૃશ્યો પરથી જયેશની આંખ ફરતી હતી. એટલામાં શોફરે બોરીબંદરના સ્ટેશનની આગળના ખુલ્લા કમ્પાઉન્ડમાં કાર વાળીને ઊભી રાખી દીધી. અંદરથી જયેશ, તેની પત્ની મધુરી અને ત્રણેક વર્ષનો પુત્ર પંકજ ઊતર્યાં. શોફરે ત્વરાથી બહાર આવી લગેજ-કેરીઅર ઉઘાડ્યું. લાલ પાઘડી અને લાલ ખમીસવાળો એક પોર્ટર દોડીને જ મોટર સાથે થઈ ગયો હતો. તેણે કેરીઅરમાંથી એક બેડિંગ, બે સુટકેસ અને એક પાણીનો કુંજો કાઢ્યાં અને જયેશ સામે સૂચના માગતી દૃષ્ટિ કરીને ઊભો.

જયેશે પહેલાં શોફરને સૂચના આપી એટલે એ સલામ કરીને કારમાં બેસી ગયો. બીજી ક્ષણે અવાજ કરતી મોટર દોડી ગઈ. પંકજ શોફરને ઉદ્દેશીને ' અર્જુન, આવજે...અર્જુન આવજે...' બૂમો મારતો રહ્યો.

પછી પોર્ટર તરફ ફરી જયેશે કહ્યું : ' પૂના પેસેન્જર ફર્સ્ટ કલાસ. લેલો સામાન.'

બધાં સ્ટેશનમાં દાખલ થયાં. પ્રભાતનો પ્રકાશ હજુ પૂરેપૂરો ત્યાં પ્રવેશ્યો નહોતો એટલે મરક્યુરી-લાઈટ ત્યાં અજવાળાં પાથરી રહી હતી. પાર વગરની ધમાલ, અવાજ, દોડાદોડી ત્યાં હતાં. વિશાળ ' ઇન્ડીકેટર ' પર કેટલીયે ટ્રેનોનાં ' એરાઇવલ ' અને 'ડિપાર્ચર' નોંધાયેલાં હતાં. ત્યાં નજર નાખી જયેશે મધુરીને કહ્યું, ' દશ નંબરના પ્લૅટફૉર્મ પર તું મજૂરને લઈને જા. હું થોડાં મેગેઝિન્સ, બિસ્કિટ વગેરે લઈને આવું છું.'

મધુરી પંકજનો હાથ પકડી મજૂરની પાછળ ચાલી. જયેશ ' વ્હીલર 'ના સ્ટૉલ તરફ વળ્યો. પહેલું એણે ' ટાઈમ્સ ' લીધું. હેડ લાઈન્સ પર નજર નાખી. રશિયાએ એક વધુ અણુ-પ્રયોગ કર્યાના ધડકાવનારા સમાચાર હતા. નીચે શ્રી જવાહરલાલ નેહરુની શાંતિ માટેની વિશ્વરાષ્ટ્રોને કરેલી દર્દભરી વિનંતિ મોટા અક્ષરે છાપી હતી. ' અણુ-ધડાકા અને શાંતિ માટેના પ્રયત્નો બન્ને એકસાથે ચાલુ હતા.' જયેશ વિચારતો હતો, ' જીવનમાં પણ આવા અણુપ્રયોગો અને શાંતિ માટેના સતત પ્રયાસો જ ચાલ્યા કરે છે ને ! અણુ ! અણુ-પરમાણુમાં કેટલી શક્તિ છે ? માનવીના મનમાં, માનવીના સ્વરમાં, દર્શનમાં વર્તનમા પણ એ ભૌતિક

---

આ બધાનું કારણ. આપણને હવા, પાણી, ખોરાક પછી બીજા નંબરની જરૂરિયાત પૃથ્વી ઉપરનાં ભૌતિક સાધનોની લાગે છે. એના વગર આપણો જીવનવ્યવહાર ચાલતો નથી એટલે એનો આપણે વિચાર ન કરી શકતાં હોઈએ તો એ અંગે જેણે અભ્યાસ કર્યો છે તેના અધિકારને માન્ય કરી છેલ્લી શોધ સ્વીકારીએ છીએ. પરંતુ એવી પ્રત્યક્ષ જરૂરિયાત, રોજિંદા જીવનમાં ધર્મની દેખાતી નથી. એટલે જૂના પુરાણા ધર્મના વાઘામાં ગૌરવ લેવાનું આપણને ગમે છે; પરંતુ ગૌરવ લેવાથી કે પરંપરાને ચીલે ચીલે વગર સમજ્યે અનુસરવાથી કલ્યાણ નથી એ આપણે સમજવું જોઈએ.

★



અણુ જેટલી બલકે તેથી વધુ શક્તિ નથી શું ?'

વિચારમાંથી જાગી જઈ તેણે 'ઇલસ્ટ્રેટેડ વીકલી' અને ગુજરાતી માસિકો ખરીદ્યાં. તેની કિંમત ચૂકવી. તેણે બીજી બાજુથી બિસ્કિટ અને ચૉકલેટનાં પૅકેટ્સ ખરીદ્યાં. તે બધું હાથમાં પકડી તે દશ નંબરના પ્લૅટફૉર્મ તરફ ચાલ્યો.

વિચારમાં ને વિચારમાં જયેશ પૂના-પેસેન્જરના ડબ્બાઓ પસાર કરતો જઈ રહ્યો હતો તેવામાં—'પપ્પા, પપ્પા, અહીં આવો !' એ પંકજના શબ્દો સાંભળી તે અટક્યો અને ફર્સ્ટ કલાસના એ કમ્પાર્ટમેન્ટમાં દાખલ થયો. મધુરીએ સામાન મુકાવી દીધો હતો. કમ્પાર્ટમેન્ટ મોટું હતું અને પ્રવાસીઓમાં જયેશના કુટુંબ સિવાય બીજું કોઈ હતું નહિ. પંકજ બારી પાસે ઊભો ઊભો પ્લૅટફૉર્મની પ્રવૃત્તિ નિહાળી રહ્યો હતો. જયેશે તેને ચૉકલેટ આપી તે મોઢામાં મૂકી તે ફરી પ્લૅટફૉર્મદર્શનમાં મગ્ન થઈ ગયો. જયેશે મૂંગામૂંગા જ મધુરીને 'વીકલી' આપ્યું અને 'ટાઈમ્સ' વાંચવામાં ગૂંથાયો.

જયેશની ઉંમર ત્રીશેક વર્ષની હશે. ઊજળો વર્ણ, નમણો અને પુરુષત્વથી ઊભરાતો ચહેરો, સુદૃઢ બાંધો અને આધુનિક પોષાક અને રીતભાતથી જયેશ ટોળામાંથી જુદો પડી આવે. કૉમર્સ ગ્રૅજ્યુએટ થઈ તેણે પિતાની આર્ટ સિલ્ક મિલની જવાબદારી ઊઠાવી લીધી હતી. ચારેક વર્ષ પહેલાં તેનાં મધુરી સાથે લગ્ન થયાં હતાં. મધુરી પણ આર્ટ્સ-ગ્રૅજ્યુએટ હતી અને શ્રીમંત પિતાની પુત્રી હતી. તેનો નાજુક દેહ અને મુખસૌંદર્ય તેના સુશોભિત વસ્ત્રપરિધાનથી દીપી ઊઠતાં હતાં.

ઑક્ટોબર મહિનાની અકળાવતી હવાથી દૂર થોડા દિવસ માથેરાન જવા માટે તેઓ અત્યારે નીકળ્યાં હતાં. થોડીવારે ગાર્ડની વીસલ સંભળાઈ અને ગાડી ઊપડી. પ્લૅટફૉર્મ બહાર ગાડી આવી એટલે સવારનો પવન ધીમે ધીમે અંદર વહેવા માંડ્યો અને જયેશે 'ટાઈમ્સ' વાળીને બાજુએ મૂક્યું. ઊગતા સૂર્યનાં કિરણો હવે બારીમાંથી આવવા લાગ્યાં હતાં. મધુરીએ 'વેનીટી બૅગ'માંથી ગૉગલ્સ કાઢીને પહેર્યાં. જયેશ થોડીવાર મધુરીને નીરખી રહ્યો. સાડીઓની જાહેરખબરમાં શોભતી આધુનિક યુવતી જેવી જ એ દેખાતી હતી. એ બેઠી હતી તે પણ જાણે ફોટોગ્રાફરને 'પોઝ' આપતી હોય તેમ. એ કેટલી નાજુક હતી! બાળ રવિનાં કોમળ કિરણો પણ તેની આંખથી સહન નહોતાં થયાં તેથી તેણે ગૉગલ્સ પહેર્યાં હતા ! જયેશને સમજાયું નહિ કે તે આમ મધુરી વિષે વિચારતો હતો તે તેની પ્રશંસારૂપે કે કટાક્ષરૂપે !

જયેશ પોતાના તરફ જોઈ રહ્યો છે તેમ અનુભવતાં મધુરીએ 'વીકલી' બાજુએ મૂકતાં પૂછ્યું, 'શું જુઓ છો ?'

'મધુ, મને એક વિચાર આવે છે, પરંતુ મને આશ્ચર્ય થાય છે કે એ વિચાર મને આ પૂર્વે ક્યારેય કેમ નહિ આવ્યો હોય ?'

'શો વિચાર ?' ઉત્કંઠાથી મધુરીએ પૂછ્યું.

'તું જાણે છે કે આપણે કેટલાક વખતથી મિલમાં નાયલોન સાડીઓ બનાવીએ છીએ. માર્કેટમાં આવતી સાડીઓની માગણી દિવસે ને દિવસે વધે છે. છતાં પણ આપણે આધુનિક વ્યાપાર-નીતિ પ્રમાણે ખૂબ જાહેરાત કરીએ છીએ. એ જાહેરાત માટે કોઈ સુંદર સ્ત્રી-'મૉડેલ'ને રોકવી પડે છે...'

'સમજી ગઈ તમારો વિચાર.' મધુરીએ વાતનો મર્મ પકડી લેતાં જયેશને અટકાવીને કહ્યું, 'તમારી ઇચ્છા છે કે મારે મૉડેલ તરીકે જાહેરખબરોમાં બેસવું ! વાહ ! બહુ સારો વિચાર આવ્યો !' કંઈક કટાક્ષમાં મધુરીએ વાક્ય પૂરું કર્યું.

અને સહેજ રીસ કરી એ બારી બહાર જોવા લાગી. જયેશ તેની નજીક આવી બેઠો અને તેને મનાવતો હોય તેમ બોલ્યો, 'તને ખોટું લાગ્યું, મધુરી !'

'તમે મારી એક દેહ-પ્રદર્શન કરનાર મૉડેલ જેટલી કિંમત કરી !' મધુરીએ તીક્ષ્ણ દૃષ્ટિથી છતાં અવાજમાં સંયમ સાથે કહ્યું.

'હું તો માત્ર મશ્કરી જ કરતો હતો ! આટલી ગંભીર રીતે ન લે.'

ગાડીએ ધડધડાટ પરંતુ એક સ્ટેશન વટાવ્યું. પંકજ ગાદી ઉપર ઢળી પડીને ઊંઘવા માંડ્યો હતો. જયેશને મનમાં દુઃખ થયું કે પ્રભાતના પહોરમાં જ મધુરીને નારાજ કરી. 'અલબત્ત, મારો આશય તેવો હતો જ નહિ ! પરંતુ કોણ જાણે કેમ તેનું સૌંદર્ય અને તેનું આ સુશોભન જોઈ મને કોઈ ઊંડો ભાવ અનુભવાતો નથી. તે બધું ઉપર ઉપરનું—શહેરી જીવનની કૃત્રિમતા જેવું ઊંડાણ વગરનું. ઉષ્મા વગરનું લાગે છે !' જયેશ વિચારતો હતો. 'અને તેથી જ મારાથી આમ કટાક્ષમાં, મશ્કરીમાં બોલાઈ જવાય છે. મધુરી તેથી નારાજ થાય તે સકારણ છે. મારા શબ્દો તેને અપમાનજનક લાગ્યા હોય તે પણ સ્વાભાવિક છે. પરંતુ મારા મનમાં એવા જ ભાવો શાથી અનુભવાય છે ! મારા મનમાંથી એવા જ શબ્દો શા માટે સ્ફુરે છે ?' જયેશ પોતાના મનનું વિશ્લેષણ કરતો હતો.

ત્યાં ગાડી ધીમી પડી. જયેશ વિચારસૃષ્ટિમાંથી બહાર આવી બારી બહાર ડોકિયું કર્યું. દાદર સ્ટેશન આવ્યું હતું. ગાડી આંચકો આપી ઊભી રહી ગઈ. બારીમાંથી જોતાં જયેશે ઉતાવળે આવતી એક યુવતીને દીઠી. તેની પાછળ મજૂર એક બેડિંગ અને એક સુટકેસ ઊંચકી આવતો હતો. તે યુવતી એકદમ જયેશના કંપાર્ટમેન્ટ પાસે આવી ઊભી. અંદર જગ્યા ઘણી હતી. પરંતુ જેવી તે યુવતીની દૃષ્ટિ જયેશ પર પડી તેવી જ અંદર એક દૃષ્ટિ નાખી તે બાજુના કંપાર્ટમેન્ટ તરફ વળી ગઈ.

જયેશ અદ્ધર શ્વાસે, સ્તબ્ધ થઈ એ યુવતીને પોતાના તરફ આવતાં, દૃષ્ટિ ઠેરવતાં અને પાછી ફરી જતાં જોઈ રહ્યો. એ કશું બોલે તે પહેલાં તો એ યુવતી બાજુના કમ્પાર્ટમેન્ટમાં ચડી ગઈ હતી.

કળ વળી ગઈ હોય તેમ જયેશ આંખ બંધ કરી ગયો. છાતીમાં દુખાવો ઊપડ્યો હોય તેમ તેણે હાથ વતી છાતી દબાવી. સહેજવારે આંખ ઉઘાડી તેણે મધુરી તરફ જોયું. મધુરી 'વીકલી' વાંચવામાં મગ્ન હતી તેમ તેને લાગ્યું. તેણે શ્વાસ નીચો મૂકી સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો. પરંતુ એ યુવતીનું દૃશ્ય તેની આંખ સામે પુનઃ પુનઃ આવતું હતું......

ઊંચી, શ્યામળી પરંતુ તેજસ્વી, શ્વેતવસ્ત્રાવૃતા—એ યુવતી, બુદ્ધિ–ચાપલ્યની ફરફરતી પતાકા જેવા એના બોબ્ડ વાળ, મૂંગી છતાં મર્મભેદી તેની દૃષ્ટિ—હજુ એ બધું તેવું ને તેવું જ છે—ના, કદાચ એ બધું વધારે ધારદાર બન્યું છે ! જયેશ કલ્પનાને સહારે એ યુવતીના વ્યક્તિત્વને માપી રહ્યો હતો.

તે યુવતી બાજુના કમ્પાર્ટમેન્ટમાં ચડી ગઈ તેનું જયેશને બહુ આશ્ચર્ય ન થયું; દુઃખ અવશ્ય થયું. 'પણ તે ક્યાં જતી હશે ? પૂના કે પછી પોતાની જેમ માથેરાન ? ઓહ ! માથેરાન આવતી હશે તો—તો પાછા 'ભટકાઈ' જવાના ! 'ભટકાઈ' જવાના એટલે ? પોતાને એ શું નહિ ગમે ? નીલિમાને—એ યુવતીને—મળવું ક્યારે એને નથી ગમ્યું ? પરંતુ એ પોતે જ એનાથી દૂર ચાલી જાય છે; જયેશ સાથે મેળાપ ન થઈ જાય એ ખાતર જ એ જુદા ડબ્બામાં ચડી ગઈ. તો પછી માથેરાનમાં પણ એ દૂરની દૂર રહેશે ? ભલે રહે ! હવે હું પહેલાંનો જયેશ નથી ! મારે મારો સંસાર છે. મારું જીવન અને જીવનનો મારો રાહ છે, મારી મધુરી, મારો પંકજ !' જયેશ સહેજ ટટ્ટાર થયો અને પાસે સૂતેલા પંકજના વાંકડિયા વાળ ઉપર વત્સલ હાથ ફેરવવા લાગ્યો.

મધુરી વાંચવાનું મૂકી કંઈક વિચારમાં પડી હોય તેમ હડપચી પર હાથ મૂકી બારી બહાર જોઈ રહી. ગાડી વેગપૂર્વક દોડી રહી હતી. કુરલા, ઘાટકોપર, ભાંડુપ, મુલુંડ એ બધાં પરાનાં સ્ટેશનો ઝપાટાબંધ પસાર થઈ રહ્યાં હતાં. હવે ચારે તરફ નિસર્ગનો રળિયામણો ખોળો પથરાયેલો દેખાતો હતો. હવામાં ઠંડક અને સ્ફૂર્તિ હતાં.

મધુરીને મંથનમાં ડૂબેલી જોઈ જયેશથી પૂછાઈ ગયું. 'શા વિચારમાં પડી છે ?'

કશા જ નહિ. મન બહુ વિચારો આવતા જ નથી. મારું મગજ તમારા જેટલું ફળદ્રુપ તો નહિં જ ને ?'

છેલ્લા શબ્દોમાં મધુરીએ પોતાને ટોણો માર્યો છે તે જયેશ સમજી ગયો. પરંતુ એ મૂંગો રહ્યો.

*

નેરળ સ્ટેશને ઊતરીને જયેશે માથેરાન જતી નાની રમકડા જેવી ગાડીમાં સામાન મૂકાવી દીધો અને સૌ બેસી ગયાં. માથેરાન જનારા પ્રવાસીઓની ગીર્દી હતી એટલે નાનકડી ગાડી તુરત ભરાઈ ગઈ. નેરળ સ્ટેશને ઊતર્યાં ત્યારે જયેશે બાજુના ડબ્બામાં દૃષ્ટિ દોડાવી હતી. તેણે જોયું કે નીલિમા ગાડી ઊભી રહેતાં તુરત ઊતરી, સામાન ઉપડાવી, 'લેડી' ક્લોક રૂમ' તરફ ચાલવા લાગી હતી. એણે જાણે કશું જ જોયું ન હોય તેમ પોતાનો સામાન નેરળની ગાડીમાં મૂકાવ્યો હતો. અને અત્યારે ગાડીમાં બેઠો બેઠો તે નીલિમા ક્યારે આવશે, ક્યાં બેસશે તેનો વિચાર કરતો હતો.

થોડી વારે વીસલ વાગી, લીલી ધજા ફરકી અને ગાડી ઊપડી. એવામાં નીલિમા મજૂર સાથે દોડતી આવી. બધા ડબ્બા ભરચક હતા. ગાડી ધીમી ગતિમાં હતી. મજૂરે સામે આવ્યો તે ડબ્બામાં સામાન ધકેલી નીલિમાને ચડાવી દીધી. નીલિમાએ બહાર મજૂરીના પૈસા ફેંક્યા ને મજૂરે ઝીલી લીધા. નિરાંતે શ્વાસ લઈ અંદર દૃષ્ટિ દોડાવી ત્યારે નીલિમા સહેજ ચમકી, એ જયેશના ખાનામાં જ ચડી ગઈ હતી. મધુરીએ ખસીને નીલિમાને બેસવાની જગ્યા કરી આપી. મધુરીની સામે જયેશ બેઠો હતો. નીલિમાએ હવે જયેશની સામે પરિચિતનું સ્મિત કર્યું.

જવાબમાં જયેશે પણ સ્મિત કર્યું.

જયેશે જોયું કે નીલિમા 'ક્લોક રૂમ'માં જઈ વસ્ત્રો બદલી આવી હતી. ચહેરા પર તે કદી પાવડર છાંટતી નહિ પરંતુ તેને સેન્ટનો શોખ હતો. તેથી તેની આસપાસ વાતાવરણ ખુશબોભર્યું થઈ ગયું.

તદ્દન મૂંગા બેસી રહેવું અવિવેકી લાગશે તેમ માની, અને પુરુષે જ વાતની શરૂઆત કરવી જોઈએ તેથી જયેશે કહ્યું, 'ઘણા વખતે મળ્યાં, નહિ ?'

'હા, પાંચેક વર્ષે. હું પાંચ વર્ષ અમેરિકામાં હતી. બે મહિના પહેલાં જ આવી છું.' કહી એ બારી બહાર જોવા લાગી. જયેશ પણ આગળ શું બોલવું તે ન સૂઝતાં બીજી દિશામાં જોવા લાગ્યો. ગાડી ધીમે ધીમે ડુંગરનું ચઢાણ ચડી રહી હતી. સૌંદર્યનો ખજાનો ચારેપાસ ધીમે ધીમે ખૂલી રહ્યો હતો. હવા વધારે ઠંડી થઈ રહી હતી.

પંકજ બારી પાસે બેઠો હતો. તેની બાજુમાં નીલિમા બેઠી હતી. બારીમાંથી પંકજ બહાર ઊછળી ન પડે તેની સતત ચિંતા મધુરીને થતી હતી. તેણે નીલિમાને કહ્યું, 'બહેન, જરા એ તોફાનીનું ધ્યાન રાખજો.'

જવાબમાં નીલિમા સહેજ હસી અને એક હાથ ખુલ્લી બારીમાં આડો રાખી પંકજને અડીને તે બેઠી.

થોડું મૌન વળ્યા પછી ફરી જયેશ બોલ્યો,

'વિજય પણ ઘણા વર્ષોથી મળ્યો નથી.'

'મોટાભાઈ તો અભ્યાસ પૂરો કરી કલકત્તામાં જ એસ્ટાબ્લીશ થયા છે. પણ ક્યારેક પત્ર તો લખતા હશે ને !' નીલિમાએ કહ્યું.

'મિત્રોનો મને એવો અનુભવ થયો છે કે સાથે હોઈએ ત્યારે ઘડીયે છૂટા ન પડીએ પણ જુદા થયા એટલે જાણે કદી ઓળખતા જ નહોતા.'

પોતે નીલિમાની ઓળખાણ મધુરીને કરાવી નથી તેથી મધુરી વાતચીતમાં ભાગ લઈ શકતી નથી તેનું ભાન થતાં જયેશ મધુરીને ઉદ્દેશીને બોલ્યો, 'નીલિમાબહેનના મોટાભાઈ અને હું કૉલેજમાં સાથે હતા. ત્યારનો અમારો પરિચય ..'

મધુરીએ નીલિમા સામે ઓળખાણનું સ્મિત કર્યું. અને નીલિમાને પૂછ્યું, 'તમે અહીં ક્યાં સુધી અભ્યાસ કરીને અમેરિકા ગયા હતાં ?'

'હું અહીં બી. એ. થઈને ગઈ હતી. અમેરિકામાં મેં સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો અભ્યાસ કર્યો.'

પંકજને ભૂખ લાગી. તેણે કહ્યું, 'મમ્મી, મને ભૂખ લાગી છે—બિસ્કિટ આપ ને!'

'હું પણ થોડો ભૂખ્યો થયો છું, મધુ.' જયેશે કહ્યું.

મધુરીએ થરમોસ ઉઘાડી ત્રણ કપ ચાના ભર્યા અને વેફર, બિસ્કિટ, બ્રેડ વગેરે કાઢ્યાં. નીલિમાને પણ આગ્રહ કરીને આપ્યું. નીલિમાએ કહ્યું, 'મને ભૂખ નથી લાગી, પણ હું ચા પીશ.'

પંકજ એક હાથમાં બિસ્કિટ અને બીજા હાથમાં માખણ લગાડેલ પાઉંનો ટુકડો પકડી આંખ પટપટાવતો બેઠો હતો. ચાનો ઘૂંટડો ભરતાં ભરતાં નીલિમા એ ગોરા, સુંદર, રમતિયાળ બાળકને નીરખી રહી હતી. જયેશ નીલિમાની એ સ્થિતિમાં તેને નિષ્પલક તાકી રહ્યો હતો. મધુરી એ સમગ્ર દૃશ્યને વિવિધ દૃષ્ટિકોણથી મનમાં ઉતારવા પ્રયત્ન કરતી હતી.

નીલિમાએ મધુરી તરફ ફરી કહ્યું, 'પંકજની આંખો તમારી આંખો જેવી જ છે. મને ખૂબ ગમે છે. કેવી પ્રશાંત, લાગણીની ભિનાશભરી હોય એવી લાગે છે!' પંકજની આંખનાં અને એ રીતે પોતાની આંખનાં આ અજાણી યુવતીને મોઢે થયેલાં વખાણ મધુરીને ખૂબ ગમ્યાં.

પણ જયેશને બીજું કંઈ યાદ આવતું હતું. વર્ષો પહેલા નીલિમાએ એક દિવસ જયેશને કહ્યું હતું.

'મને તમારી આંખો...'

'નથી ગમતી—એમ જ ને?' પોતે ઉતાવળથી પૂછ્યું હતું.

'ના—એમ નહિ. મને એની બીક લાગે છે.'

'શાથી? હું એટલો ભયંકર દેખાઉં છું?'

'મને ઘૂઘવતા, મોજાં ઉછાળતા સમુદ્રની હમેશાં બીક લાગ્યા કરી છે.'

'આજે એ કહે છે—પંકજની આંખો કેવી પ્રશાંત—લાગણીની ભિનાશભરી છે!—તો મારી આંખોમાં એને સ્નેહની ભિનાશ નહિ દેખાણી હોય? એને ખરેખર મારી આંખોની બીક લાગતી હતી? કે મને દૂર રાખવાની એ એક તરકીબ હતી? કે એમ કહીને એ પોતાની જાતને જ છેતરતી હતી?' જયેશ વિચારતો હતો.

કદાચ નીલિમા પણ એ પ્રસંગને—એ પળને યાદ કરતી હોય તેમ તેણે જયેશની સામે જોયું. બન્ને ઘડીભર દૃષ્ટિના તાર સાંધી રહ્યાં. પછી નીલિમાએ દૃષ્ટિ ખેસવીને બહાર જોવા માંડ્યું.

ગાડી ઉપર ને ઉપર ચડી રહી હતી. હવે નીચેનાં મેદાન, નેરળ સ્ટેશન, પૂના તરફ જતા રેલના પાટા વગેરે ખૂબ નાનાં નાનાં રમકડાં જેવાં જ દેખાતાં હતાં. ડુંગરાઓની વચ્ચે વચ્ચે નાનાં ઝરણાંઓ વહી રહ્યાં હતાં. હરિયાળી વનશ્રી, નિર્મળ ભૂરું આકાશ, શીતળ હવા આંખને, મનને, અંતરને આહ્લાદ આપતાં હતાં. વિદ્યાર્થીઓની એક ટુકડી વાજિંત્રો ઉપર ફિલ્મી ગીતો વગાડીને આનંદ કરતી હતી, એક જણે વળી ગાવા માંડ્યું—

'જીવનકી સફરમેં રાહી—
મિલતે હૈં બિછડ જાને કો!
ઔર દે જાતે હૈં યાદી,
તનહાઈ મેં તડપાને કો! હો...હો...'

નીલિમાએ જાણે મહાપ્રયત્ને દૃષ્ટિને જયેશ તરફ જતાં અટકાવી. હોઠ દબાવી એ બહાર જોઈ રહી.

પંકજ બારી પાસે ઊભો ઊભો જ ઊંઘવા માંડ્યો. એ નીલિમા પર ઢળી પડ્યો. નીલિમાએ એના પગ બેઠક પર લાંબા કરી તેનું માથું પોતાની છાતી ઉપર ગોઠવ્યું. મધુરી અને જયેશ એ રસપૂર્વક જોઈ રહ્યાં હતાં. નીલિમાની એ લોકો પર નજર પડી એટલે મધુરીએ આભારભર્યું સ્મિત કરી કહ્યું, 'લાવો, એને અહીં જ સુવડાવી દઉં.'

'ભલેને અહીં સૂતો. મને કશી તકલીફ નથી.' નીલિમાએ વિવેકપૂર્વક કહ્યું.

જયેશ એ દશ્ય જોઈ રહ્યો હતો. પંકજનું નાનકડું માથું નીલિમાની ઊભરાતી છાતી પર ગોઠવાઈ ગયું હતું. પંકજના લાંબા, ગુચ્છાવાળા વાળ નીલિમાના ગળા સુધી પથરાઈ ગયા હતા. નીલિમાનો શ્યામ ચહેરો અને પંકજનો ગોરો ચહેરો—જાણે આકાશમાં એકસાથે ચંદ્ર અને સૂર્ય ઊગ્યા હોય એવી કલ્પના જયેશે કરી.

જયેશ એક બીજું દશ્ય જોઈ રહ્યો...

એક દિવસ એણે નીલિમાનો હાથ પોતાના હાથમાં લીધો હતો. નીલિમાએ ત્યારે કહ્યું હતું, 'ઓહ ! તમારો હાથ કેટલો ગોરો, અને મારો હાથ કેટલો...'

'કેવું સુંદર દશ્ય, જાણે ગંગા-યમુનાનું મિલન !' પોતે કહ્યું હતું. ત્યારે નીલિમાએ તેનો હાથ ખેંચી લેતાં કહ્યું, 'છીઃ છીઃ આ મિલન શોભતું નથી, જયેશ.' 'ત્યારે મને કેટલો આઘાત લાગ્યો હતો ! નીલિમાનું વર્તન કદીય નહિ સમજાય ?' જયેશ મનોમન જાણે બોલતો હતો.

*

માથેરાનના સ્ટેશનમાંથી મજૂર પાસે સામાન ઉપડાવી સૌ બહાર નીકળ્યાં.

'તમારે કોઈ હોટેલમાં જવું છે ?' જયેશે નીલિમાને પૂછ્યું.

'પેરેડાઈઝમાં.'

'અમે 'રીગલ'માં જઈએ છીએ. ચાલો, ફરી મળીશું.' કહી જયેશ-મધુરી નીલિમાથી છૂટાં પડ્યાં.

'એ એકલી જ ત્યાં રહેશે ? કે કોઈ સ્વજન કે સ્નેહી સાથે ત્યાં રહેશે !' જયેશ મનોમન પૂછતો હતો.

*

જમીને વરંડામાં ખુરશી પર જયેશ અને મધુરી બેઠાં હતાં પંકજે એના મિત્રો બનાવી દીધા હતા અને બાગમાં હીંચકે હીંચી રહ્યો હતો.

'નીલિમાની તારા પર કેવી છાપ પડી ?' જયેશે મધુરીને, જાણે સ્વાભાવિકતાથી પૂછતો હોય તેવા દેખાવાનો પ્રયત્ન કરતાં, પૂછ્યું.

જવાબમાં મધુરીએ જયેશના ચહેરા પર દૃષ્ટિ ઠેરવી. એ દૃષ્ટિ જાણે કહેતી હતી, 'દાદર સ્ટેશને તમે નીલિમાને દીઠી ત્યારની હું તમારું મન વાંચવા પ્રયત્ન કરી રહી છું. નીલિમાની હાજરીમાં તમે ભલે ઓછું બોલ્યા હો પણ તમારો ચહેરો તમારા હૃદયની અસ્વસ્થતા વ્યક્ત કરી દેતો હતો. નીલિમા સાથે તમારે ભૂતકાળમાં ગમે તે સબંધ હોય. ભલે તમે મને એ મૈત્રી, પરિચય કે સબંધ વિષે એક શબ્દ પણ કદી કહ્યો ન હોય, પરંતુ એ ભૂતકાળ વિષે હું અત્યારે થોડીક કલ્પના કરી શકું છું.'

પણ પ્રગટપણે તેણે કહ્યું, 'સારી જ વળી. એક શિક્ષિત, સુંદર, વ્યક્તિત્ત્વશાળી યુવતી સારી જ છાપ પાડે.' પછી થોડીવાર રહી કહ્યું, 'પણ કંઈક રહસ્યમય તો લાગી જ !'

'કેવી રીતે ?' જયેશને રસ પડ્યો.

'તમારી સાથે આટલો જૂનો પરિચય છે છતાં તમારા પૂછ્યા સિવાય બોલતી નહોતી, જવાબ આપવાથી વિશેષ વાત કરતી નહોતી. હા, પણ તે કદાચ મારી હાજરીને લીધે હોય !' મધુરીએ આંખ ઝીણી કરી જયેશને કહ્યું.

'ના, ના. એવું નથી. એ તો પહેલેથી જ એવી છે, રહસ્યમયી. એનું મન, બુદ્ધિ અને હૃદય સદાય અગમ્ય, અસ્પૃશ્ય જ રહ્યાં છે. ત્યાં કોઈ પહોંચી શક્યું હશે કે નહિ તે ખાતરીપૂર્વક કહી ન શકાય.' જયેશ બોલ્યો.

પછી એ એકદમ ઊભો થઈ ગયો અને કહ્યું,

'ચાલ, થોડો આરામ કરીએ—સાંજે ફરવા નીકળશું. પંકજને બગીચામાંથી લઈ આવ.'

[ આવતા અંકે પૂરી થશે ]

★

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# જ્ઞાનેન્દ્રિયો કેટલી? પાંચ કે દસ?

પાંચ જ્ઞાનેન્દ્રિયો વિષે આજસુધી આપણે જાણીએ છીએ. પણ આગળ વધતું દાક્તરી વિજ્ઞાન બીજી પાંચ વધુ ગણાવે છે તે આ લેખમાં અભ્યાસુ દાક્તર લેખક બતાવે છે......

આંખ, કાન, નાક, જીભ ને ચામડી એ પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા જ જગતના સર્વ પદાર્થોના અસ્તિત્વને આપણે પારખી શકીએ છીએ એમ લાંબા વખતથી આપણે માનતા આવ્યા છીએ. પણ વિજ્ઞાનના પ્રયોગો દ્વારા હવે નક્કી થયું છે કે સજીવસૃષ્ટિને ફક્ત પાંચ જ જ્ઞાનેન્દ્રિયો નથી. જર્મન વૈજ્ઞાનિક વોલ્હબોડે એવું સાબિત કર્યું છે કે પ્રાણીઓને સાત, આઠ કે તેથી પણ વધુ જ્ઞાનેન્દ્રિયો છે.

પ્રો. વોલ્હબોડ નિશ્ચયાત્મક રીતે કહે છે કે ગરમી અને ઠંડીનું જ્ઞાન દર્શાવવા માટે, આપણે ટટ્ટાર ચાલી શકીએ તે માટે, શરીરની સમતુલા બરાબર જાળવી રાખવા માટે, એવાં એવાં જુદાં જુદાં કાર્યો માટે જુદી ઇંદ્રિયો હોવી જ જોઈએ. શરીરની સમતુલા જાળવવા માટેની ઇંદ્રિય કાનની અંદર શંખાકૃતિ અવયવરૂપે આવેલી છે પણ હજુ તે ઇંદ્રિયના સમતુલા જાળવવાના જ્ઞાન ઉપર જ્ઞાનના તંતુઓ કયા પ્રકારે નિયંત્રણ કરે છે તે સ્પષ્ટ થતું નથી. આ ત્રણ ઇંદ્રિય ઉપરાંત માણસને દૂર અંતર ઉપર આગામી બનતા બનાવની આગાહીનું જ્ઞાન કે પ્રસંગોના સૂચનનું પણ જ્ઞાન થાય છે, જેને આપણે અંતર્જ્ઞાન, સ્વયંભૂસ્ફૂર્તિ કે પ્રેરણાના નામથી સંબોધીને સંતોષ માનીએ છીએ. પણ વાસ્તવિક તો તે માટે કોઈ જુદી ચોક્કસ જ્ઞાનેન્દ્રિય જ હોવી જોઈએ એમ વૈજ્ઞાનિકો કહે છે.

વળી કેટલાંક કાર્યો કોઈ એક જ ઇંદ્રિય દ્વારા થતાં નથી એમ સાબિત થયું છે. દા. ત. સાંભળવાની ક્રિયા કાન દ્વારા થાય છે એમ આપણે માનીએ છીએ. પણ શરીર-શાસ્ત્રવિદો કહે છે કે આ માન્યતામાં સંપૂર્ણ સત્યાંશ નથી. વ્યક્તિનાં કાન કાપી નાખવામાં આવે કે કાનના પડદાને ઈજા પહોંચાડવામાં આવે તો પણ તેની સાંભળવાની શક્તિ નાશ પામતી નથી. એફ. કાનીઝસે નામના હંગેરિયન વૈજ્ઞાનિકે તદ્દન બહેરા માણસ અને કૂતરાને તેમનાં હાડકાં દ્વારા અવાજ વહન કરી સાંભળતા કરવાની અભિનવ તરકીબ શોધી કાઢી છે, જે પરથી ફલિત થાય છે કે અવાજનો વહનધર્મ કાન ઉપરાંત અન્ય અવયવમાં પણ હોવો જોઈએ. વીએનામાં ચક્ષુવિહીન ડૉ. ફ્રેડરીચ મેન્સફેલ્ડે જ્યૂ પ્રજાના અંધાશ્રમનાં અંધ બાળકોને શ્રવણેન્દ્રિયદ્વારા 'જોવાનું' કામ કરવાની ટેવ પાડી છે. એ પ્રયોગોએ નક્કી કર્યું છે કે ચક્ષુવિહીનો કાન દ્વારા મકાનો, વૃક્ષો, ખંડનું ફરનીચર વગેરેનાં કદ અને રૂપ કહી શકે છે. તેઓ અવાજની ઘનતા ઉપરથી તે કેટલા અંતર ઉપરથી આવે છે તે, તેને ઉત્પન્ન કરનાર સાધનની બનાવટનો પદાર્થ તથા સાધનનાં રૂપ અને ઘાટ વગેરે બાબતો કેવળ કાનવતી પારખી શકે છે.

જગતના આશ્ચર્યસમાં સન્નારી મિસ હેલન કેલર અંધ અને બધીર હોવાથી નાનપણથી ગંધના જ્ઞાન ઉપર વિશેષ આધારિત છે. એકવાર તેમના ગંધના જ્ઞાનની પરીક્ષા કરવા સ્વ. ડૉ. ફ્રેડરિક ટિલ્નેએ તેમને મોટરની મુસાફરી કરાવી. માત્ર ગંધદ્વારા હેલન કેલર આસપાસનું વાતાવરણ ઓળખી બતાવવા લાગ્યાં: 'હવે આપણે ઘાસવાળા ખેતરમાંથી પસાર થઈએ છીએ' મોટર જેવી ગોલ્ફ કોર્સ આગળથી પસાર થઈ ત્યારે તે બોલ્યાં અને ઝાડોની હારો આગળથી પસાર થતાં તેમણે ઉમેર્યું: 'અહીયાં વૃક્ષો છે. પણે ઘરમાં ચૂલો સળગે છે.' ડૉ. ટિલ્નેની નજરમાં ઘર તો આવ્યું ન હતું પણ પાછળ નજર કરતાં ઘર અને ધૂમાડીમાંથી ધૂણી નીકળતાં દેખાયાં. આમ એક જ્ઞાનેન્દ્રિયની ખોડની અવેજીમાં બીજી

જ્ઞાનેન્દ્રિય મોટા ભાગે મદદકર્તા નીવડે છે. પણ ટાઢા ઊનાનું જ્ઞાન, સમતુલા જાળવવાની શક્તિ તથા ભાવિનું કથન કરવાની શક્તિ કોઈ સહાયકારક જ્ઞાનેન્દ્રિયો દ્વારા નહીં પણ કોઈ ચોક્કસ સ્વતંત્ર જ્ઞાનેન્દ્રિયોને આભારી હોવાનું વૈજ્ઞાનિકોએ પ્રયોગો ઉપરથી અનુમાન તારવ્યું છે.

જાણીતી પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉપરાંત જે ત્રણ વિષે પણ જાણવા મળ્યું છે તે સમતુલા, સ્થિતિ અને માંસપેશીની જ્ઞાનેન્દ્રિયો છે.

માંસપેશીય જ્ઞાનેન્દ્રિયના પ્રતાપે આપણે હાથમાં ઊંચકેલા વજનનો ક્યાસ બાંધી શકીએ છીએ. માંસપેશીઓ કામમાં હોય ત્યારે થતા દબાણ કે ભારનો ખ્યાલ એ આ માંસપેશીય જ્ઞાન છે. તોળીને વેપાર કરતા માણસોને આ જ્ઞાન સહજ છે. હાથ ઉપર પાટો બાંધીને હથેળી બહેરી બનાવ્યા છતાંય હાથની માંસપેશીઓ હથેળીમાં ઊંચકેલા વજનનો સારો ખ્યાલ બાંધી શકે છે. તે એટલા સુધી કે શેર વજનમાં રૂપિયાભાર વધારે કે ઓછાનું પ્રમાણ પણ કહી શકે છે.

સ્થિતિના જ્ઞાનના પ્રતાપે આપણે હાથ પગ ને આંગળાં તરફ જોયા વિના તેમની સ્થિતિ વિષે જાણીએ છીએ. અંદરના કાનમાં આવેલી અદ્ભુત કરામતને લીધે આપણને સમતુલાનું જ્ઞાન છે. બંને કાનની અંદરના ભાગમાં ત્રણ અર્ધવર્તુળાકાર નળીઓ આવેલી છે. દરેક એકબીજાના કાટખૂણે ગોઠવાયેલી છે. ત્રણે નળીઓ સૂક્ષ્મ વાળોથી અંકિત અને પ્રવાહી ભરેલી છે. વાળના સંબંધમાં ચૂનાના નાના કંકર છે અને સમતુલા જાળવવાના જ્ઞાનતંતુઓના છેડાઓ પણ વાળના સંબંધમાં છે.

કંકરનું વજન વાળ ઉપર દબાણ ઉપજાવે કે તેનો આવેગ જ્ઞાનતંતુઓ દ્વારા મગજમાં જાય છે. આપણે ઊભા બેઠા કે સૂતા હોઈએ ત્યારે દબાણથી થતા જ્ઞાન માટે આપણે સાધારણ રીતે સજાગ નથી હોતા કારણ કે આ તો આપણી સામાન્ય સ્થિતિ છે પણ અંગૂઠા પકડતાં વાંકા વળીએ કે બીજી અસાધારણ સ્થિતિ પ્રાપ્ત કરીએ ત્યારે દબાણની સ્થિતિ બદલાતાં આપણને તે સ્થિતિનું તરત જ્ઞાન થાય છે. ફેરફૂદડી વખતે અર્ધવર્તુલાકાર નળીઓમાં એક દિશામાં પ્રવાહ વહે છે. જેનાથી વાળ હાલવાથી મગજમાં આવેગો જતાં આપણને ફૂદડી ફરવાનું જ્ઞાન થાય છે. ફૂદડી બંધ કરી સ્થિર ઊભવા છતાંય થોડા વખત સુધી પ્રવાહી ફરતું રહેતું હોવાથી આપણને આસપાસની વસ્તુઓ ભમતી લાગે છે.

કોક માણસો આગામી બનાવોનું જ્ઞાન ધરાવે છે. આ જ્ઞાનને લીધે નજીકના ભવિષ્યમાં આવનાર આપત્તિ મૃત્યુ યા દૂર વસતા આપ્તજન ઉપર આવનારી કે આવેલી આપદા જાણી શકાય છે આ જ્ઞાનને અગમ્યવાદ કે ઉચ્ચ પ્રકારની કલ્પનાશક્તિ ભલે લેખવામાં આવે પણ વૈજ્ઞાનિકો કહે છે કે આ નવમી જ્ઞાનેન્દ્રિયના ગૂઢ અને રહસ્યમય કાર્યો કેમ ન હોઈ શકે ?

દસમી જ્ઞાનેન્દ્રિય વિચારબળની છે. હિપ્નોટિઝમ આનો એક પ્રકાર ગણાય. મદારીના સર્પના ખેલ પણ એમાં જ આવે. બધા કરતાં કૂતરામાં આ દસમી જ્ઞાનેન્દ્રિય ઉચ્ચ પ્રકારે ખીલેલી હોય છે.

પાંચ જ્ઞાનેન્દ્રિયોની રચના અને કામગીરી અંગે ઘણાને જાણકારી હોય છે. એમાંની બે જ્ઞાનેન્દ્રિયોનાં વિશિષ્ટ કાર્યોનો ઉલ્લેખ અહીં ઉચિત લેખાશે.

બધીયે જ્ઞાનેન્દ્રિયોમાં અજાયબ એવી દૃષ્ટિની ઇંદ્રિય છે. આ સિવાયની ચાર જ્ઞાનેન્દ્રિયો કોઈ પણ પ્રકારના પદાર્થની સાથે સંબંધ કે કામ ઉપર આધારિત છે. જ્યારે આંખો માત્ર પ્રકાશની અસર નીચે કામ કરે છે.

આપણી આંખો કૅમેરાને મળતી આવે છે. દર્શનેન્દ્રિય વસ્તુઓની છાપ ઝીલે છે, તેમને બરાબર રીતે પારખવાનું કામ મગજનું છે. આંખો તો માત્ર જોવાનું સાધન છે, મગજ વસ્તુઓ અને પદાર્થોને પિછાનનાર છે.

આપણી આંખ જેવું તેજસ્વી એક પણ વૈજ્ઞાનિક સાધન નથી. અંધારામાં આંખની તેજસ્વીતા લાખગણી વધે છે. મિણબત્તીના પ્રકાશ કરતાં હજારમા ભાગનો ઝાંખો પ્રકાશ તે જોઈ શકે છે. વળી સો અબજ મિણબત્તીઓના પ્રકાશ કરતાં વધારે ઝળહળતો પ્રકાશ પણ તે જોઈ શકે છે. વળી આપણે દૂરદૂરના તારાઓના પ્રકાશ પણ જોઈ શકીએ છીએ. નજીકમાં નજીક તારો માત્ર ૨૪૦ અબજ માઈલ દૂર છે! આપણી દૃષ્ટિ ઝડપી પણ છે. બસ્સો માઈલની ઝડપી ગતિવાળો પદાર્થ સો વારના અંતરેથી માત્ર માનવઆંખ જ જોઈ શકે છે: એક સેકન્ડના હજારમા ભાગમાં ઝબુકી જતો પ્રકાશનો ઝબકારો આપણે જોઈ શકીએ છીએ તો આપણી આંખમાં પ્રવેશતા પ્રકાશની ઝડપ પણ અતિગણી છે. સેકન્ડના ૧૮૬૦૦૦ માઈલની ઝડપે તે આપણી આંખમાં પ્રવેશે છે. એક સેકન્ડના સોળમા ભાગમાં આંખ મીંચાય છે અને તે આપણાથી થતી ઝડપીમાં ઝડપી ક્રિયા છે.

આંખના નેત્રમણિથી જોવાયેલી છબી આંખના ડોળાના પાછલા ભાગમાં આવેલા નેત્રપટ નામના પડદા ઉપર પડે છે. નેત્રપટ એ પ્રકાશથી ઉત્તેજાતા કોષોનો પડદો છે. દરેક નેત્રપટ ૧૩૦૦ લાખ કોષોનો બનેલો છે. કોષો બે પ્રકારના છે. શંકુ અને સળી. શંકુ કોષો વતી રંગો અને સૂક્ષ્મ વિગતો દેખાય છે. તમે આ શબ્દો વાંચી રહ્યા છો તે શંકુ કોષોના પ્રતાપે જ. બાજ અને સમળીની આંખોમાં પુષ્કળ શંકુ કોષો હોવાથી દિવસના એમની દૃષ્ટિ તીવ્ર હોય છે. સામાન્ય પ્રકાશ જોવા માટે સળી કોષો છે. તે ઝાંખો પ્રકાશ જોઈ શકે છે. રાતના જોવા માટે સળી કોષો ઉપયોગી છે. નિશાચર પશુ પંખીઓની આંખોના નેત્રપટ સળી કોષોના બનેલા છે.

આપણી આંખોના નેત્રપટમાં શંકુ કરતાં સળી કોષો ઘણા વધારે છે જ્યારે તેની મધ્યમાં કીકીની બરાબર સીધમાં શંકુ કોષો ખીચોખીચ ગોઠવાયેલા છે. આ નાની જગ્યામાં આપણી દૃષ્ટિ અતિ તીવ્ર છે. આમ તો તમે પુસ્તકનું આખું પાનું જોઈ શકો છો પણ જ્યારે વાંચો ત્યારે એકી સાથે બે ત્રણ શબ્દો જ વાંચી શકો છો. તમારી દૃષ્ટિની મધ્યના નાના કુંડાળાની બહાર છાપેલા શબ્દોની સૂક્ષ્મ વિગતો તમે નથી જોઈ શકતા. આંખ એકી સાથે આઠ અક્ષરોવાળો શબ્દ વાંચી શકે છે. પુસ્તકની એક લીટીમાં દસ શબ્દો હોય છે એટલે વાચકને તે વાંચવા માટે આંખ દસ વખત 'કુદાવવી' પડે છે. ઝડપી વાંચનાર દરેક શબ્દને જોતો નથી પણ જ્યારે તેની આંખ એક શબ્દ જોતી હોય છે ત્યારે પાસેના થોડા શબ્દોના આકાર ઉપરથી આંખોના બીજા 'કૂદકા' વખતે તેને સમજી લઈ એક લીટી આંખોના ત્રણ કે પાંચ કૂદકામાં પૂરી કરી શકે છે.

અંધારામાં જોતી વખતે કીકી પહોળી થાય છે એટલું જ નહીં પણ થોડી રાસાયણિક ક્રિયા પણ થાય છે. સળી કોષોમાં રેડોપ્સીન નામનું જાંબુડારંગી રાસાયણિક દ્રવ્ય છે તે પ્રકાશમાં પ્રથમ પીળું પડી પછી રંગવિહીન બને છે. પણ અંધારામાં પ્રવેશતાં રેડોપ્સીન ધીમે ધીમે બંધાય છે. પાંચ મિનિટ જેટલા સમયમાં તે અંધારામાં બરાબર જોવા પૂરતું આવી રહે છે પણ અડધા કલાક પર્યંત તે બંધાતું રહે છે. અંધારામાં રેડોપ્સીન જાંબુડિયા રંગનું છે તો પ્રકાશમાં રંગવિહીન.

આંખો ઝડપી ફર્યા કરે છે. એક વસ્તુ તરફ એકાગ્રતાથી ના જોતા હોઈએ તો આંખો કદી $\frac{૧}{૨૦}$ સેકન્ડ કરતાં વધારે વખત સ્થિર રહેતી નથી. એક ધ્યાનથી જોતાં એક બે સેકન્ડ આંખો સ્થિર રહે છે; પછી અનૈચ્છિક હલનચલન શરૂ થાય છે. એકથી બીજા બિંદુ ઉપર આપણે $\frac{૧}{૩૦}$ સેકન્ડમાં જોઈ શકીએ છીએ. જ્ઞાનતંતુઓનો પ્રવાહ સેકન્ડના ૩૦૦ ફૂટની ઝડપે વહે છે. પ્રકાશની ઝડપ કરતાં અતિગણો ધીમો. અવાજની ઝડપ કરતાં પણ ધીમો. પણ આંખોથી મગજનું અંતર ટૂંકું હોવાથી આંખોએ જોયેલી વસ્તુઓનો અર્થ તરત જ મગજમાં થાય છે.

જ્ઞાનેન્દ્રિયોનાં કામ રહસ્યભર્યાં છે. જાણીતું છે કે પ્રકાશનાં મોજાં નેત્રપટ ઉપર પડે છે અને અવાજનાં મોજાં કાનના પડદાને અથડાય છે. એ પણ જાણીતું છે કે પ્રકાશ અને અવાજનાં મોજાં જ્ઞાનતંતુઓ દ્વારા મગજમાં નથી જતાં પણ કોઈ સંદેશાઓ જાય છે. આ અદૃશ્ય અને અશ્રાવ્ય સંદેશાઓ મગજ શી રીતે સ્વીકારે છે અને દૃશ્યો અને અવાજોના અર્થ કઈ રીતે તારવે છે એ અણઉકેલાયું રહસ્ય છે.

વળી મોટું રહસ્ય તો જ્ઞાનેન્દ્રિયોમાંથી આવેલા સંદેશાઓ મગજમાં સંઘરાવાનું છે. સંઘરાયેલા સંદેશાઓ સ્મૃતિ કહેવાય છે. મગજની કોઈ તપાસમાં આ દેખાતું તો નથી પણ વૃદ્ધ માણસ નાનપણમાં જોયેલા, સાંભળેલા કે કરેલાં કૃત્યો સ્પષ્ટ યાદ કરી શકે છે. આ યાદદાસ્તીના પ્રતાપે શિક્ષણ અને પ્રગતિ શક્ય છે. એના વિના ગઈ કાલના અનુભવનો પણ લાભ ના મળત.

સ્પર્શના કરતાં સ્વાદની અને ગંધની જ્ઞાનેન્દ્રિયોની કરામત અટપટી છે. આ જ્ઞાનેન્દ્રિયોની ખૂબી તો એ છે કે અવાંહી વિના કોઈ પદાર્થનો સ્વાદ નથી આવતો, વાયુ કે વરાળ વિના કોઈ પદાર્થની ગંધ નથી આવતી. સ્વાદની જેમ ગંધનું જ્ઞાન વિશેષ કેળવી શકાય છે. તે કેળવાય કે ના કેળવાય પણ બહુ નાજુક છે.

નાક ફક્ત સૂંઘવાનું કે શ્વાસોચ્છ્વાસ લેવાનું અવયવ નથી પણ બોલવા અને સ્વાદ લેવા માટે એનો ઉપયોગ છે. આંખનું સૌંદર્ય ગવાય છે પણ નાકનું નથી ગવાતું. આંખના સૌંદર્ય તરફ આપણી દૃષ્ટિ દોડે છે જ્યારે નાકની વિકૃતિ તરફ આપણી નજર પડે છે. સૃષ્ટિ ઉપરનાં પ્રાણીઓમાં માનવીને ચહેરા ઉપર આગળ પડતું નાક છે. નાક શ્વાસ લેવાનું કામ કરે છે એટલે કર્મેન્દ્રિય છે. એની દ્વારા ગંધનું કામ થાય છે એટલે જ્ઞાનેન્દ્રિયોનો સમન્વય સધાય છે. માનવીના મુખ તરફ નજર નાખતાં આપણી નજર પ્રથમ તેના નાક ઉપર કેન્દ્રિત થાય છે. નાક વ્યક્તિના વ્યક્તિત્વનું દર્શન કરાવે છે. તે વ્યક્તિના વ્યક્તિત્વનું છડીદાર છે.

વ્યક્તિના અંતરની ભાવોર્મિઓ નાક દ્વારા વ્યક્ત થાય છે. ક્રોધાવેશમાં વ્યક્તિનાં નાક ફૂલે તો અણગમો અને સૂગ દર્શાવવા માણસ નાકનું ટીચકું ચડાવે છે. અભિમાનીના નાકમાં ઊંટ પેસી જાય એવી નાકની ટેશીઓ ફૂલેલી રહે છે. દેહના રોગોના નિદાનમાં નાકનાં લક્ષણો ધ્યાનમાં લેવાય છે. ન્યૂમોનિયા–રોગીનાં નાક ફૂલેલાં અને જોસભેર ગતિવાળાં હોય છે. સિફિલિસ રોગથી નાક વચમાંથી ખવાઈ જતાં બેસી જાય છે. વારસામાં મળેલા સિફિલિસ રોગીવાળા બાળકનું નાક મૂળમાંથી બૂચું હોય છે. શરદી સળેખમ વખતે જોઈ લો નાકની મઝા! તે ચૂવે છે. સળવળાટ અને છીંકો રોગીને કેટલાં પીડે છે? નાક ચૂતું હોય ત્યારે ઘડીભર એમ થાય છે કે સરજનહારે તેને માથામાં ગોઠવ્યું હોત તો! વાળ કે ટોપી નીચે તે સંતાતું રહેત ને! નાક ફક્ત શરીરની વ્યાધિઓ જણાવી છાનું નથી રહેતું પણ વ્યક્તિના વ્યસનને પણ જાહેર કરે છે. દારૂમાં ચકચૂર રહેનારના નાકનું ટેરવું રતુમડું હોય છે.

નાકની બેડોળતા વિવિધ પ્રકારની છે. બૂચું નાક, છેડેથી વિસ્તૃત બનતું નાક, ગુફા જેવાં છિદ્રોવાળું નાક, વચમાં પર્વતની ટોચ જેમ ઉપસતું નાક, વચમાં બેસી ગયેલું પણ છેડેથી ઉપસી આવતું અણીયાળું નાક, બીજની ચંદ્રકલાના ટુકડા જેવું નાક અને લાંબુ નાક.

ધારીલું નાક મુખની સુંદરતામાં ઓર વધારો કરે છે. કેટલાંક નાક વ્યક્તિને પ્રભાવશાળી દેખાડનારાં છે. આપણા કવિઓએ 'શુક ચંચા અતિ ઉત્તમ' આવું ગાયું છે. *तिलकुसुमसुनासा* । તલના ફૂલ જેવું નાક, नासिका क्षुद्र रंध्रा । નાનાં છિદ્રવાળું નાક આ પ્રમાણે સંસ્કૃત સાહિત્યમાં દેહવર્ણન વિષે નાકના ઉત્તમ ઘાટ વર્ણવ્યા છે. પશ્ચિમના લોકો ગ્રીસીયન નાકને નાકના આદર્શ ઘાટ તરીકે પેખે છે પણ આવું

નાક ધરાવનારા અવિશ્વસનીય અને સ્વાર્થપટુ હોવા પૂરો સંભવ છે.

નાકની કામગીરી જાણવા માટે તેની થોડી રચના જાણવી જરૂરી છે. નાકમાં વચમાં ઊભો પડદો (આને સેપ્ટમ કહેવામાં આવે છે) આવવાથી બે નસકોરાં બને છે. નસકોરાંનાં બે છિદ્રો આગળ ખુલ્લાં છે તો નાકનો પાછલો ભાગ ગળામાં ખૂલે છે. નાકની બંને બાજુની દિવાલોમાં ટર્બિનેટ નામનાં ત્રણ હાડકાં એક બીજા ઉપર ગોઠવાઈને આવેલાં છે. ત્રણે ટર્બિ-નેટ હાડકામાં નીક આવેલી છે. આંસુઓ નીચલી નીકમાં ઠલવાય છે.

વાતાવરણની બદલાતી હવાને શરીરની જરૂરિયાતો પ્રમાણે અનુકૂળ બનાવવા માટે વિશિષ્ટ પ્રકારનાં શ્વસન અવયવોમાંનું એક નાક છે. નાકમાંથી પસાર થતાં, શ્વાસમાં લેવાની હવાનું ઉષ્ણમાન અને ભીનાશ બદલાય છે. મોટા ભાગનાં ધૂળ અને જીવાણુઓ ગળાઈને જાય છે. જેથી બહારની હવા ભલેને ઠંડી કે ગરમ, ચોખ્ખી કે ધૂળવાળી, સૂકી કે ભીની હોય છતાંય ફેફસાંને હુંફાળી ભીની અને ચોખ્ખી હવા મળે છે. આવી 'બનાવેલી' હવા આપવા માટે નાક અવિરામ અને અવિશ્રાંત ચોવીસે કલાક કામ ઉપાડે છે.

ટર્બિનેટ હાડકાં હીટરનું કામ ઉપાડી શ્વાસમાં લેવાતી હવાને શરીરની ગરમી જેટલી હુંફાળી બનાવે છે. વળી તે હવાને ભીની પણ બનાવે છે. આ કામ ઉપાડવા માટે નાકમાંથી રોજ બશેર જેટલું પાણી ચૂવે છે. જો નાકની ખામીને લીધે હવા ભીની અને ગરમ ના બને તો નાક અને ગળાનો સુકારો અને દાહનો ત્રાસ આવી પડે છે. નાકનું એક મહત્ત્વનું કામ ઠેર ઠેર શ્વાસમાં લેવાતી હવાને ગાળવાનું છે. નાકના પ્રવેશદ્વાર આગળના વાળમાં ધૂળનાં મોટાં રજકણો ઝડપાઈ જાય છે. અહીંથી આગળ વધતાં નાનાં રજકણો નાકની આંતરત્વચા ઉપર જમા થાય છે. આંતરત્વચા ઉપર સૂક્ષ્માતિસૂક્ષ્મ વાળ ઊગેલા છે તે સીલીયા કહેવાય છે. આ વાળ મિનિટના અઢીસો વખત આમતેમ હાલતા રહી અંદરના અવયવોમાં પ્રવેશની પરાયી વસ્તુઓને રોકી રાખવાનું કામ ઉપાડે છે. અતિશય ઠંડીમાં સીલીયાનું કામ થંભી જાય છે, ઉષ્મા મળતાં ફરી કામ આરંભાય છે.

આંતરત્વચામાં આવેલી ગ્રંથિઓમાં સ્રવેલું શ્લેષ્મ (મ્યુકસ) સૂક્ષ્મ વાળ ઉપર ચોંટે છે. જે વાળની પ્રબળ ગતિથી નાકના પાછલા ભાગમાં ને ગળામાં જાય છે જ્યાંથી તે ગળાય છે કે બહાર ફેંકાય છે. આ શ્લેષ્મ ગળું અન્નનળી ને શ્વાસનળી સુધી ચોંટે છે. નાકના વાળને ઓળંગી આવેલાં જીવાણુઓ અને ધૂળ આ શ્લેષ્મમાં ચોંટી જાય છે. દર વીસ મિનિટે નાકમાં શ્લેષ્મનો નવો થર આવે છે. શ્લેષ્મમાં લાયસોઝાઇમ નામનું દ્રવ્ય છે ને રોગ જીવાણુઓનો નાશ કરે છે.

માનવી જ્યારે જંગલી અવસ્થામાં હતો ત્યારે તેની સ્પર્શેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય તીવ્ર હતાં. તે જમાનામાં આ બે ઇંદ્રિયો કાર્યપ્રધાન હતી. પણ જેમ માનવી સુધરતો ગયો ને પૃથ્વીથી મસ્તક ઊંચું રાખતો થયો તેમ તેની ઘ્રાણેન્દ્રિયની શક્તિઓનો ઓછો ઉપયોગ થવા લાગ્યો ને ક્રમશઃ નેત્રેન્દ્રિય વિશિષ્ટ જ્ઞાનેન્દ્રિય થઈ પડી.

ઘ્રાણેન્દ્રિયને સ્વાદેન્દ્રિય સાથે ગાઢ સંબંધ છે. જ્યારે નાક બંધ થાય છે ત્યારે ખોરાકનો સ્વાદ ફિક્કો લાગે છે. ખોરાકની સોડમ આવતાં મોંમાં પાણી આવે છે. નાક બંધ રાખી ડુંગળી ખાતાં ડુંગળીની લાક્ષણિક વાસ નથી આવતી ને સ્વાદમાં ડુંગળી અને સફરજન સરખાં લાગે છે. માત્ર સ્વાદથી ગમતા કે અગમતા ખોરાક વિષે તમે ભાગ્યે કહી શકશો.

ખાતી વખતે મોઢામાંથી ગળામાં કોળીઆમાંથી હવા પાછી નાક ભણી આવતાં ખોરાકની સોડમ આવે છે. શ્વાસ લેતાં ગંધ આવે છે જ્યારે ઉચ્છ્વાસથી સોડમ આવે છે. બંને ક્રિયાઓ સરખી છે. નાકના

ટોચ ભાગમાં જ્ઞાનતંતુઓથી સમૃદ્ધ પોષ્ટની ટિકીટ જેટલા કદની ઘ્રાણેન્દ્રિયો આવેલી છે. સામાન્ય શ્વાસ લેતાં ગંધનું જ્ઞાન નથી થતું પણ જ્યારે ખેચીને શ્વાસ લેવાય ત્યારે ગંધભરેલી હવા ઘ્રાણેન્દ્રિયમાં જતાં ગંધનું જ્ઞાન થાય છે. ખાતી વખતે શ્વાસ લેવાની જરૂર પડતી નથી. ખોરાક ચાવતાં નીકળેલી ગરમ વરાળ ઉચ્છ્વાસ વખતે નાક તાણી જોવાથી ખોરાકની સોડમ આવે છે. ગરમા ગરમ પદાર્થના વધારે અણુઓ ફેલાતા હોવાથી તેની સોડમ ઉગ્ર હોય છે.

ગંધશક્તિના પ્રતાપે આપણે ફૂલોની સુવાસ, અત્તર અને સુગંધી દ્રવ્યોનો ઘમરાટ અને વર્ષાના પ્રથમ છાંટણાં વખતે જનમતી ધરતીની સોડમ આપણે માણી શકીએ છીએ. ગંધ મનોહર પદાર્થનું સ્મરણ આપણને દૂર ભૂતકાળમાં લઈ જાય છે. નાકનું છિદ્રાન્વેષીપણું પણ અદ્દ્ભુત છે. કહેવાતી વસ્તુઓની દુર્ગંધ તરફ આપણું ધ્યાન દોરી તેનાથી દૂર રહેવા પ્રેરે છે. નાક તો સુગંધ લે અને માથું ફાડી નાખે તેવી દુર્ગંધ પણ સ્વીકારે. નાકને આંખનાં પોપચાં પેઠે ઢાંકણું ઓછું છે કે જેથી તે દુર્ગંધ પ્રતિ દુર્લક્ષ્ય કરી શકે !

કામોદ્દીપનમાં ઘ્રાણેન્દ્રિય અનેરો ભાગ ભજવે છે. સ્ત્રી પુરુષ વચ્ચે આકર્ષણ ઉપજાવવામાં નાકની વાસ ગ્રહણશક્તિ કેટલો મહિમા અને ભાગ ભજવે છે તે ગૌતમબુદ્ધે ભિખ્ખુઓને પ્રવચનમાં નીચે પ્રમાણે કહ્યું હતું:

'હે જુવાન ભિખ્ખુઓ ! સ્ત્રીની સુગંધ સિવાય પુરુષના ચિત્તને જ્ઞાનશૂન્ય બનાવનારી અન્ય એક સુવાસ મારા જાણવામાં નથી. જુવાનો, સ્ત્રીની સુગંધ પુરુષના હૃદયને કબજે કરે છે.'

અત્યારના જમાનામાં માનવીઓમાં તો ઠીક પણ પ્રાણીઓમાં ઘ્રાણશક્તિ કામોદ્દીપનમાં કેટલો ભાગ ભજવે છે તેથી વાચકો જાણકાર હશે.

માણસે માણસે ઘ્રાણશક્તિમાં ફેર પડે છે. કહેવાય છે કે પુરુષો કરતાં સ્ત્રીઓની ઘ્રાણેન્દ્રિય તીવ્ર છે. વૃદ્ધ થતાં ઘ્રાણશક્તિ મંદ પડે છે. ઉગ્ર ગંધની અસર નીચે થોડી મિનિટો રહેવાથી તે ગંધ સતાવતી નથી. આથી દુર્ગંધમાં કામ કરનારાઓ એનાથી ટેવાઈ જાય છે. પણ એક પ્રકારની દુર્ગંધથી ટેવાયેલા માણસો બીજા પ્રકારની દુર્ગંધ સહેલાઈથી પારખી શકે છે.

કેટલાક વિજ્ઞાનીઓનું કહેવું છે કે આપણે ધીમે ધીમે ગંધશક્તિ ગુમાવીએ છીએ. પણ સાથોસાથ એ પણ સાચું છે કે આપણી ગંધશક્તિ સુષુપ્ત પડી રહેલી છે. જ્યારે આપણે એને કેળવવા માગીએ ત્યારે તે અસરકારક રીતે વાપરી શકાય છે. ફૂલ સૂંઘનાર તજ્જ્ઞ તેની સુગંધનું અનેક વિભાગોમાં પૃથક્કરણ કરી નવા પદાર્થો ઉમેરી મૂળમાંથી એને ભાગ્યે ઓળખી શકાય એવું અત્તર બનાવે છે. દારૂની સુગંધ ઉપરથી એને પારખનાર દારૂની જાત તો ઠીક પણ કઈ વાડીમાં અને કયા વર્ષમાં દ્રાક્ષો ઊગી હતી તે પણ કહી શકે છે. ગંધશક્તિની શ્રેષ્ઠતાના આ દાખલા છે.

સુગંધ લેવાની શક્તિ માણસની અભિરુચિ ઉપર આધાર રાખે છે. જેમ કેટલાક કાન સંગીત અપનાવી શકતા નથી તેમ કેટલાકની ઘ્રાણેન્દ્રિય અમુક વાસથી આનંદ પામતી નથી. એટલે અમુક વાસ કોઈક વ્યક્તિને બહુ જ ગમે તે અન્યને એટલો આનંદ ના પણ આપે. એટલું તો સાચું જ કે માણસની ઉચ્ચ પ્રકારની અભિરુચિ વિકસાવવામાં સુગંધ અને એ રીતે નાક અગત્યનું સ્થાન ભોગવે છે.

દુનિયા સાથે આપણને સંપર્કમાં રાખનાર પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. એમનાથી જિંદગીનો આનંદ, દુનિયાનું જ્ઞાન અને ભયમાંથી રક્ષણ પ્રાપ્ત થાય છે. સ્પર્શેન્દ્રિય વિના ફૂલની કુમાશ, પથ્થરની કઠિનતા કે બાળકની ચામડીની સુંવાળપ જાણવા શી રીતે મળત ? અંધાપા ને બધીરતાથી જાણે કે આપણે ગાઢ અંધારામાં કે ઊંડા કૂવામાં હડસેલાઈ મુકામાં




## [ ૯ ] એક અજીબ લડકી

મસ્જિદ તો બના દી શબભરમેં
ઈમાંકી હરારતવાલોંને
મન અપના પુરાના પાપી હૈ,
બરસોંમેં નમાઝી બન ન સકા.

—ઈકબાલ

પૂર્વની આંખે પશ્ચિમને જોનારને તો જરૂર લાગશે કે યૂરોપની હવામાં જ એવી કોઈ તાસીર છે જેને કારણે કોઈપિણ પયગમ્બરને એ સરકણી ધરતી ઉપર જન્મ લેવાનું મુનાસિબ લાગ્યું નથી. પોતાના લોહીમાં પૌરત્સ્ય સંસ્કારોનો નશો લઈને પશ્ચિમમાં જનારને એવુંય લાગવાનું કે યુરોપની જિન્દગી શરાબ અને સુંદરી—આ બે માયાવી કામણની આસપાસ ચકરાવો લેતી રહે છે. મ્યુનિખ જેવા દસ લાખ જેટલી વસ્તી ધરાવતા શહેરમાં 'ઓકટોબર ફેસ્ટ' યોજાય એટલે એ મહોત્સવમાં એંસી લાખ ઉપરાંત દારૂના બાટલા ખાલી થઈ જાય! કહેવાય છે કે જર્મનીમાં દર અર્ધી મિનિટે પિવાતા દારૂ પાછળ ખર્ચાતા પૈસામાંથી એક મકાન બંધાવી શકાય. દર વરસે પિવાતા દારૂના યજ્ઞમાં હોમાતાં નાણાંમાંથી મુંબઈ જેવું એક શહેર ઊભું કરી શકાય. પૂર્વ—એટલે કે ભારતમાં 'આવો, બેસો, પીઓ પાણી'નો રિવાજ ત્યારે પશ્ચિમ—એટલે કે જર્મનીમાં 'આવો, બેસો, પીઓ બીઅર!'ની રસમ!

હું જે કારખાનામાં કામ કરતો હતો તેમાં કામ કરતા જર્મનો મારી પ્રત્યે ખૂબ મમતા રાખતા. મોટા ભાગના જર્મનો પહેલી જ વાર એક હિન્દુસ્તાનીના પરિચયમાં આવ્યા હતા. તે કારણે એ લોકોની માયા અને જિજ્ઞાસા બમણી હતી. ભારત વિષે સવાલો કરી કરીને મને થકવી દે એટલું જ નહિ પરંતુ જર્મનીમાં—તેમાંય ખાસ કરીને અમે રહેતા હતા તે વિસ્તારમાં બનતા બનાવોથી મને સદા માહિતગાર રાખતા. જે બનાવો છાપાંઓનાં પાનાંઓ પર આવવાની હિંમત કરી શકતા નહિ તેવા બનાવોનું 'રસપ્રદ રિપોર્ટિંગ' મારી સમક્ષ કરવાનું એ લોકો કયારેય ચૂકતા નહિ! એકવાર વિલ્ડ્ગ્રહાઉસનથી થોડેક દૂર એવો એક બનાવ બનવા પામ્યો હતો.

નાનકડા એવા એક નગરમાં રહેતી માંડ માંડ પંદર–સોળ વરસની ઉંમર ધરાવતી એક કુંવારી છોકરી મા બનવાની છે તેવી તેનાં માબાપને ખબર પડી એટલે ખૂબ સિફતપૂર્વક એ મામલો દાબી દેવાની

---

હોઈએ એવું નથી લાગતું? ખોરાકના સ્વાદ અને સોડમ ના માણી શકાય તો પછી ખાવાનીયે શી મઝા? જ્ઞાનેન્દ્રિયો દ્વારા આપણે બહારની દુનિયાના સંબંધમાં આવતાં વિચારતા થયા છીએ. એમનાથી આપણા મનની સૃષ્ટિ ખડી થઈ છે. એમના વિના આપણી જિંદગી ટકે તો ખરી પણ એ મૂઢ જીવનમાં આનંદ શો હોય! એ મૃતઃપ્રાય જીવન જીવવામાં મઝાયે શી હોય!

☆

એમણે યથાશક્તિ કોશિશ કરી. કામિયાબીએ પાછી પાની કરી, એટલે પછી છોકરીને પૂછવામાં આવ્યું કે આ હરકત કોણે કરી છે. છોકરી ચૂપ રહી. ફરી પૂછવામાં આવ્યું. જવાબ ન મળ્યો. એટલે એને ધમકાવવામાં આવી. ધમકીની અસર ન થઈ એટલે એને સમજાવવામાં આવી. અંતે છોકરીએ પોતાના આંસુ લૂછતાં લૂછતાં—ડૂસકાં ખાતાં ખાતાં એક છોકરાનું નામ લીધું. છોકરાએ ઈન્કાર કર્યો. બીજું થાયે શું? એ જ એક માત્ર આખરી ઈલાજ: Blutprobe (Blood-test)! લોહી તપાસવામાં આવ્યું. પરિણામ જાહેર થયું. આ છોકરો બાપ નથી. આ શું? આશ્ચર્ય. ક્રોધ. નફરત. એવી એવી લાગણીઓમાં ઝોલાં ખાતાં માબાપે ફરી છોકરીને પૂછ્યું—ફરી ધમકાવી—ફરી સમજાવી. છોકરીએ બીજા છોકરા તરફ આંગળી ચીંધી. ફરી એ જ પરમ્પરા: ઈન્કાર. Blutprobe. પિતાનો દરજ્જો એનેય નસીબ ન થઈ શક્યો! આવી રીતે કંઈ કેટલીય વાર પુછાતું રહ્યું. ધમકીઓ અપાતી રહી. આંગળીઓ ચિંધાતી રહી. ઈન્કારો થતા રહ્યા. Blutprobe લેવાતાં રહ્યા. પરિણામો જાહેર થતાં રહ્યાં. પણ સાચા—અસલી પિતાનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો! આ વાત સાચી કે ખોટી તે રામ જાણે! પણ માની લેવા જેવી તો ખરી જ!

*

આવા વાતાવરણમાં એક વિચિત્ર મુલાકાત થઈ.

કોલોનની બગલમાં આવેલ ટ્રોઈઝડોર્ફ નામના નગરમાં રહેતો મારો એક હિન્દુસ્તાની મિત્ર પ્રકાશચંદ્ર ગુપ્તા મને અવારનવાર કાગળ લખી નિમંત્રણ પાઠવ્યા કરે:

—યાર આદમ! એક મરતબા હમારે યહાં જરૂર આઓ!

એક દિવસે જઈ ચડ્યો. ટ્રોઈઝડોર્ફમાં રહેતા બે-ચાર હિન્દુસ્તાનીઓ સાથે મેળમિલાપ થયો.

—તારાબહનકો બુલાઓ. આદમસે મુલાકાત કરાયેં. ગુપ્તા બોલ્યો.

—યહ તારાબહન કૌન હૈ? મેં પૂછ્યું.

—તારાબહન ભી હિન્દુસ્તાની હૈ. યહાં ડાક્તરી પઢતી હૈ. બડી અચ્છી ઔર નેક લડકી હૈ. ગુપ્તાએ કહ્યું.

થોડીવાર પછી એક હિંદુસ્તાની છોકરી અમે બેઠા હતા તે રૂમમાં દાખલ થઈ. સફેદ સાડી. આંખે ચશ્મા. શરમાળ પ્રકૃતિ. મને એમ કે આ કોઈ ઉત્તર પ્રદેશની રહેવાસી હશે એટલે મેં 'નમસ્તે' કહી જર્મનીમાં પડેલી આદત પ્રમાણે હસ્તધૂનન કર્યું અને ઉર્દૂમાં વાત શરૂ કરી. મારા ઉર્દૂ સવાલોના એણે ગુજરાતીમાં—અને તેય 'સ્પેશિયલ' ગુજરાતીમાં જવાબો આપવા માંડ્યા.

—તો પછી તમે ક્યાંથી આવો છો? મેં પૂછ્યું

—મુમબઈથી.

—મુંબઈથી? તો પછી તમારી અટક શી છે?

—સૂતરવાલા

—તો શું તમે 'અપનાવાલા' છો?

—હા.

—તમારા ફાધર શું કરે છે?

—નલ બજારમાં એમની દુકાન છે.

નાટકસિનેમા જોવામાં તેમ જ બુરખો અને રિદા વગર બહાર નીકળવામાં ગુનો સમજતી અમારી દાઊદી વહોરા કોમની એક છોકરી યૂરોપ જેવા દેશમાં તાલીમ લેવા આવેલી છે એ અનુભવ મનને ખુશી કરતાં આશ્ચર્યમાં જ વધુ ડુબાડી દે ને!

—અહીં તમે એકલાં જ છો? મતલબ કે અહીં જર્મનીમાં અપનાવાલાની વધુ કોઈ છોકરીઓ છે ખરી! મેં સહજ જિજ્ઞાસા ખાતર પૂછ્યું.

—બોનમાં તો હું એકલી જ છુ. એક બીજી અપનાવાલાની છોકરી હાઈડલબર્ગમાં છે ખરી. એ પણ 'મેડિસિન'નો અભ્યાસ કરે છે. થોડાક મહિના પછી મારી બીજી બે બહેનોયે જર્મની આવવાની છે.

તાતાની ફર્મ તરફથી જર્મનીમાં ટેકનિકલ સ્ટડી માટે

આવેલ માણિકથમ્ વચમાં જ બોલી ઊઠયો :

—ભૈયા આદમ ! યહ તુમ્હારી ‘ અપનાવાલી ’ લડકી બડી અજીબ હૈ. યહાં—ઇસ જર્મનીમેં ભી પાંચો વક્તકી નમાઝ પઢતી હૈ, ઔર રમઝાનકે મહીનેમેં સભી રોઝે રખતી હૈ. ન બીઅર પીતી હૈ ન ડાન્સ કરતી હૈ! એક સાલસે યહાં હૈ. લેકિન યૂરપકી ઝરા સી ભી હવા લગને નહીં પાઈ.

આ જાણી હું સાચે જ દંગ થઈ ગયો.

—તમે આ બધું સહેલાઈથી કરી શકો છો? મેં પૂછ્યું.

આ સવાલ સાંભળી તારા શરમાઈ ગઈ.

—બનતી કોશિશ કરું છું અને ગજા મુજબ મઝહબનો દામન પકડી રાખું છું. એણે જવાબ આપ્યો—અત્યંત નમ્રતાપૂર્વક.

—રમઝાનમાં તમે જાગવાની રાતોએ પણ...

—ફક્ત ‘ લયલતુલકદ્ર ’ વખતે આખી રાત જાગી હતી અને બંદગી કરી હતી.

પછી એણે મને પૂછ્યું :

—અને...અને તમે?

મારી જીભ ઉપર શબ્દો આવે એટલે જવાબ આપું ને! રમઝાન તો બાજુએ પણ ઈદ આવીને જાય તેનીય ખબર નહોતી રહેતી!

*

એક દિવસે હું એક જર્મન સામયિકનાં પાનાં ફેરવી રહ્યો હતો. તેમાંના એક લેખ ઉપર મારી નજર પડી : Moslems in Deutschland. એ લેખમાં પશ્ચિમ જર્મની ખાતેના મુસ્લિમો અંગે કેટલીક વિગતો આપવામાં આવી હતી.

વિગત પહેલી :

પશ્ચિમ જર્મનીમાં આઠ હજાર જેટલા મુસ્લિમો છે.

વિગત બીજી :

‘ જર્મન મુસ્લિમ બ્રધરહૂડ ’ ( બ્રેમન ), ‘ જર્મન મુસ્લિમ લીગ ’ ( હામબુર્ગ ) અને ‘ ઇસ્લામિક કોમ્યુનિટિ ઇન જર્મની ’ ( માનહાઇમ )—એ નામની ત્રણ મઝહબી સંસ્થાઓ છે.

વિગત ત્રીજી :

મસ્જિદો યે છે.

વિગત ચોથી :

કુરાનેશરીફનો જર્મન તરજુમો પણ તપાસાવાઈ રહ્યો છે.

વિગત પાંચમી :

થોડા સમયમાં એક ઇસ્લામી સામયિક પણ પ્રગટ થશે. વગેરે વગેરે.

આવી વિગતો હમેશાં સુંદર જ લાગે છે! પણ મારા જેવા નાસ્તિક માણસના મનમાં, કોણ જાણે કેમ, એક સવાલ પેદા થયો : ઇસ્લામને જીવંત કોણ રાખે છે? ઇસ્લામને નામે થતો આ કોલાહલ કે પછી યૂરોપની ધરતી ઉપર દાક્તરી માટેની અપ–ટુ–ડેટ તાલીમ લઈ રહેલી પેલી મુસ્લિમ છોકરીની ખામોશ બંદગીઓ?

## [૧૦] એકડે એકો

ભાષાને શું વળગે ભૂર?
જે રણમાં જીતે તે શૂર.

—અખો

જર્મનીમાં રહેવું અને જર્મન ભાષા જાણવી નહિ એ તે કેવી રીતે ચાલી શકે! હાથની આંગળીઓ અને મુખની મુદ્રાઓ તે ક્યાં સુધી સાથ આપી શકે! જર્મન ભાષાના અમારા સદંતર અજ્ઞાનને લક્ષમાં રાખી અંગ્રેજી જાણતાં જર્મન કુટુમ્બોમાં અમારા રહેવાની વ્યવસ્થા કરી હોવાનું જર્મની નિમંત્રી રહેલી સંસ્થા તરફથી અમને કહેવામાં આવ્યું હતું. આ વ્યવસ્થા અનુસાર મારે ભાગે વર્કશોપના ઉપરી હેર રિચાર્ડ સ્ટેગમાયાનું કુટુમ્બ આવ્યું. આ કુટુ-

એમમાં માત્ર બે જ વ્યક્તિઓ હતી. એક હેર રિચાર્ડ સ્ટેગમાયા પોતે અને બીજી ફ્રાઉ મારિયા સ્ટેગમાયા. બેઉની ઉમ્મર સાઠેક વરસની આસપાસની હતી. બેઉ પતિ–પત્ની અત્યંત સંતોષી જીવન ગુજારી રહ્યાં હતાં.

મારિયા અંગ્રેજી એટલું જ જાણે જેટલું હું જર્મન! આથી અમે બેઉ મૂગાબહેરાની શાળાના વિદ્યાર્થીઓની જેમ વાતો કરી એકબીજાના મનનો ભાવ સમજવાની કોશિશ કર્યા કરતાં. અને રિચાર્ડ! એ મહાશય તો જ્યારેય અંગ્રેજી બોલે એટલે 'અંગ્રેજનો બચ્ચો પોતે શું અંગ્રેજી બોલી શકવાનો હતો?' એવી લાક્ષણિક જર્મન દાદાગીરી સાથે ટેબલ ઉપર જોરથી પોતાના હાથનો મુક્કો પછાડી પોતાના એકના એક વહાલસોયા સંતાન જેવું 'પેટન્ટ' વાક્ય ગગડાવી દેતા:
—Germany is a wonderful land!

'વન્ડરફુલ', શબ્દ બોલતી વખતે આદતના જોર પ્રમાણે 'વુન્ડરફોલ' જર્મન શબ્દ બોલાઈ ન જાય તેની એ આબાદ તકેદારી રાખતા. 'જર્મની એક અદ્ભુત દેશ છે' એ વાક્ય જર્મનીના મારા અઢી વરસના નિવાસ દરમિયાન એમના મોઢેથી મેં અઢીસો વખત સાંભળ્યું હશે!

કારખાનાના ચીફ ડિરેક્ટર હેર હાન્સલમાનની જીભ કાયમ અંગ્રેજી બોલવા માટે સળવળ્યા કરતી. એ મને જ્યારેય મળે ત્યારે મારી જોડે હસ્તધૂનન કરે અને અંગ્રેજી ભાષામાં વાત કરવી શરૂ કરી દે. એક બે વરસ પછી તો એવો સમય આવ્યો કે હાન્સલમાન અંગ્રેજીમાં બોલે અને હું જર્મનમાં જવાબો આપું. હું જર્મનમાં વાત કરું અને એ અંગ્રેજીમાં પ્રત્યુત્તરો વાળે!

કારખાનાના ચીફ એંજિનિયર હેર બ્યૂસનર વળી એથીયે અદ્ભુત નીકળ્યા. એમની જોડે શરૂઆતમાં મેં અંગ્રેજીમાં વાત કરવાનો યત્ન કરી જોયો હતો. એ જર્મન ભાષા જ બોલ્યા કરે—મને કશું સમજાતું નથી તેની જાણ હોવા છતાં. મનેયે અવારનવાર થયા કરતું: આવો મોટો ઇજનેર છે અને એને અંગ્રેજી જ નથી આવડતું!

બે અઢી વરસ પછી કો'કે મને કહ્યું કે કારખાનાના એ મુખ્ય ઇજિનેરે છેલ્લા વિશ્વયુદ્ધ વખતે જર્મન જહાજ ઉપર એક મોટા જવાબદાર અધિકારી તરીકે પણ સેવા બજાવેલી છે. આથી મેં એક દિવસે બ્યૂસનરને પૂછ્યું.

—તમે જહાજ ઉપર ઘણો લાંબો સમય હતા. ખરું ને?

—હા.

—તો તમે દેશો તો ઘણા ફર્યા હશો?

—હા. ઘણા.

એમણે જુદા જુદા દેશોનાં નામો ગણાવવા માંડ્યા. જુદા જુદા દેશોનાં નામો સાંભળી હું ચકિત થઈ ગયો. મેં પૂછ્યું.

—તમે અંગ્રેજી નથી જાણતા એ કેવી રીતે બને?

—કોણે કહ્યું કે હું અંગ્રેજી નથી જાણતો! I do certainly know English! (હું અંગ્રેજી જરૂર જાણું છું.)

—તો પછી...તો પછી તમે કેમ ક્યારેય અંગ્રેજીમાં વાત ન કરી?

મારા સવાલના જવાબમાં એ એકદમ હસી પડ્યા અને સવાલનું પુનરુચ્ચારણ કરું તે પહેલાં તો એ 'Also Auf Wiedersehen!' (અચ્છા ત્યારે, ગુડ બાય!) કહી ચાલતા થયા: હું એમને જતા જોઈ જ રહ્યો!

*

હેરમાન એકમાન એનું નામ હતું. કારખાનાનો જુવાન મિકેનિક. એના મદદનીશ તરીકે મારે કામ કરવાનું આવ્યું. યુદ્ધકેદી તરીકે જુદા જુદા દેશોમાં અંગ્રેજ અને અમેરિકન સૈનિકોના કબજા હેઠળના વિવિધ છાવણીઓમાં કેદ ભોગવી આવ્યો હોવાથી એ કેટલાક અંગ્રેજી શબ્દો જાણતો હતો. તેમાં 'યૂ બાસ્ટાર્ડ', 'બ્લડી ફૂલ',

તેમ જ એથી વધુ આક્રમક અંગ્રેજી શબ્દોની એને જાણકારી હતી. એ શબ્દોનો એણે ક્યારેય ઉપયોગ કર્યો નહોતો. પોતે કયા અંગ્રેજી શબ્દો જાણે છે તેની વાત કરતા ઉપર્યુક્ત શબ્દોનો એણે ઉલ્લેખ માત્ર કર્યો હતો.

હેરમાને તો મને જર્મન ભાષા શીખવવી આરંભી દીધી. મોટે ભાગે અમે કારખાનાની સૂની દીવાલોનો જ સ્લેટ તરીકે ઉપયોગ કરતા. એ વારેઘડીએ પોતાની ટચૂકડી પેનસિલ કાઢતો અને ભીંત ઉપર આંકડા ચીતરવા મંડી જતો.

—Eins

લખ્યા પછી બોલે.

—આઈન્ટ્સ હાઈસ્ટ...

'હાઈસ્ટ' બોલ્યા પછી એ Eins ની બરાબર સામે 1 નો આંકડો લખે. એ રીતે એણે મને જર્મન ભાષામાં પ્રાથમિક ગણિત શીખવી દીધું.

એણે ભીંત ઉપર ચીતરેલા દસ સુધીના શબ્દો અને આંકડા હજી મારી સ્મરણપાટી ઉપરથી ભુંસાયા નથી.

Eins=1

Zwei=2

Drei=3

Vier=4

Fuenf=5

Sechs=6

Sieben=7

Acht=8

Neun=9

Zehn=10

આ રીતે જર્મન ભાષાનો મેં આરંભ કર્યો. આઈન્ટ્સ, ટ્સ્વાઈ, ડ્રાઈ, ફીર, ફ્યૂંફ, સેક્સ, સીબન, આખ્ટ, નોઈન, ટ્સેન.

દસ, સો, હજાર...આંકડા શીખી રહ્યા પછી એણે મને ઘડિયાળના સમયની પરિભાષા શીખવી. 'હથોડી'-ને 'હામર', 'ખીલા'ને 'નાગલ', એવી રીતે છૂટાછવાયા શબ્દો પણ એણે મારી જીભ ઉપર ગોઠવવા મંડ્યા. જર્મન શીખવવાના બદલામાં એ મારી પાસેથી અંગ્રેજી શીખે.

નીસરણી અને દાદર શબ્દનો અર્થ જર્મન ભાષામાં 'ટ્રેપે' થાય છે એમ સમજાવી એણે એક દિવસે પૂછ્યું.

—'ટ્રેપે'નું અંગ્રેજી શું?

—સ્ટેઈરકેસ.

કેમે કરી એ શબ્દ એને મોઢે ચઢે જ નહિ. બે દિવસ પછી હું એને પૂછું કે 'ટ્રેપે'નું અંગ્રેજી શું એટલે કહે:

—કેઈરસ્ટેર.

—શું?

—સ્કેઈરટેસ.

—સ્કેઈરટેસ નહિ, સ્ટેઈરકેસ!

—હા, હા! ભૂલ્યો. સ્કેઈરટેસ.

આ શબ્દ કોઈ પણ રીતે એની જીભે ચઢી શક્યો જ નહિ. અંગ્રેજીનો એનો અભ્યાસ 'સ્કેઈરટેસ'થી સહેજ પણ આગળ વધી શક્યો નહિ!

*

એક બે વરસ વીતી ગયાં. એકવાર એક ચડસાચડસીનો વિચિત્ર પ્રસંગ બન્યો. કેટલાક જર્મન કામદાર બંધુઓ મને કહે:

—આદમ, તું જર્મન બોલે છે તો ખરો, પણ લખી શકેય ખરો?

—કેમ નહિ!

—લખી શકે ખરો?!

—હા, બરાબર.

—તું જુઠું બોલે છે.

'સેવકરામ'

# ગ્રામસેવિકાની મૂંઝવણ

ગામડાંઓના ઉદ્ધાર માટે ગામડે ગામડે કાર્યકરો સરકારે મૂકયા. તેમને 'ગ્રામસેવક' અને 'ગ્રામસેવિકા' જેવાં રૂપાળાં નામ આપ્યાં છે. એ બધાં 'સાહેબો' 'નોકરીની'ની ખેવના રાખનારાં જ બનીને સેવા કે ઉદ્ધાર કશું કરતાં નથી......

એક ગ્રામસેવિકા બેનનો ભેટો થયો. સરકારે ગ્રામોદ્ધારની યોજના માટે પંચાયતો શરૂ કરી છે. ને આવી પાંચ સાત પંચાયતો વચ્ચે એક ગ્રામસેવક અને ગ્રામસેવિકાની નિમણુંક કરી છે. મને 'ગ્રામસેવક' અને 'ગ્રામસેવિકા' શબ્દો તો ખૂબ ગમ્યા. સેવા-સેવક...એવા શબ્દો સરકારી દફતરે પહોંચ્યા છે એથી ખૂબ આનંદ થયો, પણ કમનસીબે આ શબ્દો જ ત્યાં પહોંચ્યા છે. હજી સેવા પહોંચી નથી. તેમ સાહેબો થઈને સરકારી નોકરો ફરે છે. સેવક બનીને ગ્રામ જનતાની કોઈ સેવા કરતું નથી. મને તો એ દોષ સરકારી તંત્રનો અને સરકારી ખુરશીનો દેખાયો છે. ત્યાં સેવક 'સેવક' બની રહેવા માગતો હોય તોયે ન બની શકે.

ઠીક, જવા દો એ વાત. આ ગ્રામસેવિકા બેનની જ વાત કરું. એમની વાતચીત પરથી હું એટલું તો પામી શકયો કે એમને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં પ્રેમ છે, એથી તો એમણે શિક્ષિકાની નોકરી પસંદ ન કરતાં ગ્રામ-સેવિકાની નોકરી પસંદ કરી. એને માટે એ તાલીમ પણ લઈ આવ્યાં છે. મને તેમનામાં કામ કરવાનો ઉત્સાહ પણ દેખાયો. પણ એ ગામડાનું માન બરાબર સમજ્યાં હોય એવું લાગ્યું નહિ.

એક તો એમનો ઉછેર શહેરમાં થયેલો. એમને તો પરણીને સુખી સંસાર ભોગવવાના કોડ હતા. પણ લગ્ન-જીવનના એક જ વર્ષ પછી એ વિધવા બન્યાં. એથી નોકરી કરવાનો સવાલ ઊભો થયો. એક કાર્યકર ભાઈની સલાહથી એ ગ્રામસેવિકા બન્યાં. પણ જેને ગામડામાં કામ કરવું છે એને ગામડાનું હાડ જાણ્યા સિવાય કેમ ચાલે! તેમની નોકરીના અનુભવની વાત કરતાં એ બેને મને કહ્યું,

'સેવકરામ! સરકાર ગમે તેટલા પ્રયત્ન કરે, ગામેગામ સેવક કે સેવિકા મૂકે પણ ગામડાનો ઉદ્ધાર થાય એમ મને તો લાગતું નથી. આ જડ પ્રજા શેં સુધરે!'

'તો શું કરીએ તો ગ્રામોદ્ધાર થાય?'

'મેં તો જોયું છે કે સમજાવવાથી આ લોકો નહિ માને. કાયદા આગળ આ બધા સીધા રહેશે'

'ગ્રામોદ્ધાર માટે કેવા કાયદા કરાવવા જોઈએ?'

'બસ કાયદો હોવો જોઈએ કે ફરજિયાત ભણવું પડશે, અમુક વર્ષમાં દરેકે અક્ષરજ્ઞાન મેળવી લેવું પડશે. ત્રણ કે ચારથી વધારે બાળકો હોય એમણે ફરજિયાત વંધ્યત્વનું ઓપરેશન કરાવી દેવું જોઈએ.'

'એટલે દરેક બાબતમાં કાયદા કરવા જોઈએ, નહિ?'

'હા, એ વગર આ લોક સીધા નહિ ચાલે. આવા પછાત દેશ માટે તો એ સિવાય બીજો એકે ઉપાય નથી.'

'બરાબર, કાયદા તો થઈ શકે. પણ કાયદાનો અમલ નહિ થાય તો?'

'તો વળી દંડ ફટકારવાનો! ભારે શિક્ષા કરવામાં આવે એટલે તુરત બધા સીધા થઈ જાય!'

હું આ ગ્રામસેવિકા સામે તાકી રહ્યો! આ બેન ગ્રામોદ્ધારની તાલીમ લઈને આવ્યાં હતાં. ભારતની લોકશાહી સરકારના નાગરિક હતાં. ગામડાનો ઉદ્ધાર કરવા નીકળ્યાં હતાં. છતાં કેવી વાત કરી રહ્યાં હતાં!

એમની સામે થોડીવાર તાકી રહ્યા પછી ધીમે રહીને કહ્યું:

'બેન! તમે કહો છો તેમ જો દેશમાં કાયદાનું રાજ્ય કરવું હોય તો પછી તમારા જેવાં ગ્રામસેવિકાની શી જરૂર? આટલા બધા અમલદારોની પણ શી જરૂર! ધારાસભા કે પાર્લામેન્ટની પણ શી જરૂર! ફક્ત એક

જણુ દિલ્હીની ગાદી પર બેસે અને કાયદા કરતો જાય. ગામે ગામ બંદૂકધારી મીલીટરીનો સૈનિક મૂકવામાં આવે. કાયદાનો ભંગ કરે એને ફટાફટ ચાંપી જ દે. તો તો હું માનું છું કે આ જડ પ્રજા રાતોરાત સુધરી જાય.'

'ના...ના...સેવકરામ, મારે એ કહેવાનું નથી તો તો દેશમાં લશ્કર રાજ્ય આવે. તો તો સરમુખત્યારી આવે. હું એવા શાસનની વાત કરતી નથી.'

'તમે ભલે લોકશાહી શાસનની વાત કરતાં હશો પણ તમે માર્ગ તો ડીકટેટરશીપનો જ બતાવી રહ્યાં છો. બેન, એકલા કાયદાઓથી જો દેશનો ઉદ્ધાર થતો હોત તો દુનિયાનો કોઈ દેશ પછાત ન હોત. કાયદો તો જડ છે. કાયદાથી પ્રજામાં ચેતન ન પ્રગટે. કદી લોકોમાં દેશ-પ્રેમ ન જાગે કદી પ્રજાનું ખમીર ન જાગે. એ બધું થાય છે સમજથી, શિક્ષણથી અને સેવાની અપ્રગટ અસરમાંથી.'

એ બેનને પોતાની ભૂલ સમજાતી હોય તેમ તે ચૂપ બની સાંભળી રહ્યાં હતાં. એમના વિચારદોષને વધુ વિશદ કરવા મેં કહ્યું,

'અસ્પૃશ્યતાનો કાયદો તો થયો છે એ તો તમે જાણો છો ને!'

'હા જી.'

'જો કાયદાને લીધે કામ થતું હોય તો દેશમાંથી અસ્પૃશ્યતા નાબૂદ થઈ જવી જોઈએ ને!'

'હા જ તો. પણ ગામડામાં તો એની એ માન્યતા ઘર કરી રહી છે. હું હરિજનવાસમાં જઈ આવું તો ઉજળિયાત વર્ગના લોકો ઘરમાંયે પેસવા દેતા નથી અને પાણીયે પાતા નથી.'

'તો, એમ કેમ બને છે! કાયદાથી જો કામ થતું હોય તો ..તો દેશમાંથી રાતોરાત-અસ્પૃશ્યતા નાબુદ થઈ જવી જોઈએ ને! પણ તમે જ કબૂલ કરો છો કે એનાં મૂળ ઘણાં ઊંડાં છે. તો એ કામ સમજાવટથી પ્રચારથી લોક-શિક્ષણથી કરવું જોઈએ. કાયદો થાય તો એમાં ભંગ કરનારા પણ નીકળે. બાળલગ્ન ન કરવાં એવો કાયદો નથી? છતાં તમે જ કહો, આ પ્રદેશમાં બાળલગ્નો નથી થતાં? ચોરી સામે, ખુન સામે કયાં વર્ષોથી કાયદા થયા નથી? છતાં એ ગુના નાબુદ થયા છે એમ તમે કહેશો?'

'તો કાયદાની જરૂર નથી એમ તમારું કહેવું છે!'

'ના મારું એમ કહેવું નથી. રાજ્ય હોય, શાસન હોય ત્યાં કાયદો તો રહેવાનો. કાયદા અનિવાર્ય પણ છે. પણ કાયદો થયો એટલે સબ સલામત છે એમ ન કહેવાય. તેમ ગાંધીજી કહેતા હતા તેમ આદર્શ રાજ્ય તો એ કહેવાય કે જ્યાં ઓછામાં ઓછા કાયદા હોય! એનો અર્થ એ થયો કે લોકોમાં નાગરિક ધર્મ એવો ખીલ્યો હોય કે એ એવું જ વર્તન કરે કે કદી કાયદાને વચ્ચે લાવવાની જરૂર જ ઊભી ન થાય.'

'પણ એ તો ક્યારે બને!'

'તમે જો સાચાં સેવિકા બનો તો!' હસીને મેં કહ્યું. 'ખોટું ન લગાડશો. પણ આપણામાં સાચી સેવા જ જાગી નથી. સેવા ઉપરથી લદાતી નથી. અંદરથી જાગવી જોઈએ. એમ તો દરેક સરકારી નોકર હકીકતમાં તો પ્રજાનો સેવક જ છે ને! એને પગાર તો પ્રજાના પૈસામાંથી જ મળે છે ને! છતાં કયો અમલદાર સેવક બનીને કામ કરે છે! આપણા દેશમાં આઝાદી આવી છે એ સાચું, પણ તંત્રમાંથી ગુલામીના પડછાયા હજી દૂર થયા નથી. અંગ્રેજો ગયા પણ વારસામાં 'સાહેબો' મૂકતા ગયા. તમને સૌને સેવક-સેવિકાનું 'ટાઇટલ' આપ્યું છે એ સારું કર્યું છે. પણ જો તમારામાં સેવાની વૃત્તિ નહિ હોય, તમને આ કાયદાનો પ્રેમ નહિ હોય તો તમે નોકરી જરૂર કરશો, પણ સેવા તો હરગીઝ નહિ કરી શકો. આ હું એક તમારે માટે કહેતો નથી. બધા સરકારી નોકરો માટે કહું છું.'

'પણ સેવકરામ! સેવા શું કરું! આ લોકો માનતા જ નથી. મેં બેનો માટે પ્રૌઢ શિક્ષણ વર્ગ શરૂ કર્યો. મહાપ્રયત્ને પાંચ બેનોને એકઠી કરી. પણ પાંચ દિવસ

પછી તો એક જ બેન રહ્યાં હતાં. એ પણ હવે મારે આ ઉંમરે જાણીને શું કરવું છે કહી ચાલ્યાં ગયાં. મારે તો કોને ભણાવવાં!'

મારે એ બેનના અનુભવો સાંભળવા હતા એટલે ચૂપ રહ્યો.

'બાળઉછેર માટે બેનોને વાસમાં જઈ સમજાવું છું. બાધા આખડી રાખ્યા સિવાય દવા લેવાની, સ્વચ્છતા રાખવાની, બળિયા ટંકાવવાની વાત કરું છું. પણ જોઉં છું કે મારા શબ્દો તેમના કાને અફળાઈ હવામાં ઊડી જાય છે.

'એવું જ સંતતિનિયમનનું છે. ઝાઝાં છોકરાં હોય તો તેમનો ઉછેર બરાબર ન થાય, બરાબર શિક્ષણ ન આપી શકાય! ઘરમાં ખાનારાં વધે ને આવક ન હોય તો બધાંને હેરાનગતિ થાય! એ માટે ઓછાં બાળકો હોવાં કુટુંબસુખ માટે પણ જરૂરી છે. પણ મારી આ વાત તો સૌ હસી નાખે છે—એ ક્યાં આપણા હાથની વાત છે? તે સૌ પોતાનું નસીબ લખાવીને આવે છે. એ તો જનમ આપનારને એની ચિંતા કરવાની હોય છે, કીડીને કણ હાથીને મણ આપવાવાળો એ છે તે આપ્યા કરશે આપણે શીદને એની ચિંતા કરીએ! ઊલટાં એ લોક તો મને શિક્ષણ આપવા બેસી જાય છે.

'એ લોકોને કામધંધો હોતો નથી. હું એમને અંબર ચરખો ચલાવવાનું કહું છું; એને માટે સરકાર કેવી સવલત આપે છે એ વાત કરું છું. પણ એ લોકો તો 'એવી માથાકુટમાં કોણ પડે! એના કરતાં વગડામાં જઈ લાકડાનો ભારો લઈ આવીએ તોયે વધારે મળે.

'કોઈ કામમાં એ લોકો હાથ મૂકવા દેતા નથી. તેમના લાભની વાત પણ સાંભળતા નથી. બહુ કહીએ તો કહેશે, 'બુન! તમને ના પગાર મળે એટલે આ બધું કરવું પાલવે. અમારે તો ઘર ચલાવવું છે. છોકરાંનું પેટ ભરવું છે. તમારી વદે ચડીએ તો વહેલા ભીખ માગીએ!'

'સેવકરામ! સાચું કહું છું. હું તો મૂંઝાઈ છું, આ રીતે હું અહીં પાંચ વર્ષ રહું તોયે આ લોકોમાં કંઈ ફરક પડે કે કંઈ સુધારો થાય એવું મને તો લાગતું નથી. આટલાં વર્ષથી તમે પલોંઠી વાળીને બેઠા છો એથી મને થયું કે સેવકરામની સલાહ લઉં.'

'બેન! હું તો શું સલાહ આપવાવાળો હતો! બાકી તમને સાચી વાત તો ગામડાની અભણ સ્ત્રીઓએ આડકતરી રીતે કહી દીધી છે. એમણે તમને કહ્યું ને કે તમને તો પગાર મળે એટલે આવું કરવું પરવડે, એ લોકોનો પહેલો સવાલ રોટલાનો છે. ભૂખ્યા પેટે લોકો તમારી વાત પણ ક્યાંથી સાંભળે! આપણી શાણી સરકાર આવી ઘણી ભૂલો કરે છે. ગામડે રોટલો મોકલવાને બદલે તમારાં જેવાં સેવિકા મોકલી આપ્યાં. તમારા જેવાં અનેક પગારદાર બહાર પડે તોયે કદી ગ્રામોદ્ધાર ન થાય. માટે કહું છું ને કે ગામડાને સાહેબોની નહિ, સેવકોની જરૂર છે.'

એ બેનને માઠું લાગ્યું હોય તેમ જરા નારાજીથી બોલ્યા,

'તો સેવકરામ, હું કરું છું તે સેવા ન કહેવાય! મેં પ્રયત્ન કરવામાં કઈ કચાશ રાખી! દરેક ગામમાં સ્ત્રીઓને મળું છું. પ્રૌઢ શિક્ષણ, બાળઉછેર, સંસ્કાર કાર્યક્રમ, સુધરેલી ખેતી, સ્વચ્છતા...આવી વાતો કરું છું. એ લોકો દાદ ન આપે એમાં મારો શો દોષ!'

'તમારો નહિ, તમારી ધીરજનો દોષ!' આ બેનની સેવાની મુગ્ધતા પર હસીને મેં ઉમેર્યું, 'બેન! સેવા એટલી સહેલી નથી. એમાં તો ખૂબ જ ધીરજ જોઈએ. ગાંધીજીનો જ દાખલો લ્યોને! એ અસ્પૃશ્યતા માટે હિંદુ મુસ્લિમ ઐક્ય માટે જિંદગીનાં બધાં વર્ષો ખર્ચી નાખ્યાં. છતાં એ ઇચ્છતા હતા એવું તો પરિણામ ન જ આવ્યું ને! હજીયે આપણી સામે હિમાલય જેવું એ કામ પડ્યું છે. એટલે આપણા કામમાં અધીરાઈ દેખાડે ન ચાલે. ઉતાવળે આંબા ન પાકે એ કહેવત સેવામાં પડેલાઓએ ખાસ યાદ રાખવા જેવી છે. તમે તો હજી એક વર્ષથી જ આ ગામડામાં આવ્યાં છો. એટલા વખતમાં કયું કામ થાય!'

'પણ મારે કામ તો બતાવવું જ જોઈએ ને!' ગ્રામસેવિકાએ તેના મનની સાચી મૂઝવણ રજૂ કરી. અમારે માસિક રીપોર્ટ ભરવાનો હોય છે! કેટલું કામ થયું એની વિગત ભરીને મોકલવાની હોય છે. એક વર્ષમાં પણ હું પ્રૌઢ શિક્ષણ કે સમાજ શિક્ષણ કે એવું કંઈ કામ ન બતાવી શકું તો મારો ખુલાસો માગવામાં આવે. મારી નોકરી પણ જાય'

'બસ હવે તમે મારી વાત સમજી શકશો. તમને સેવાની નહિ પણ નોકરીની પડી છે. તમે એટલે એકલાં તમે નહિ, તમારા જેવાં બીજાં ગ્રામસેવિકાઓનો અને ગ્રામસેવકોનો પણ એમાં સમાવેશ કરું છું. એ બધાને નોકરીની સલામતીની પડી છે. પછી તમે જ કહો, ગ્રામોદ્ધાર ક્યાંથી થાય! સેવા અંદરથી જાગવી જોઈએ. એમ થાય તો અધીરાઈ આવે પોતાની રીતે કામ ન થતું હોય એટલે અકળામણ થાય. માનસિક ક્લેષ થાય. લોકો તેમનું દિલ સમજતા નથી એમ માની તેમના પ્રત્યે રોષ પ્રગટે. કામ પ્રત્યેની ધીરજ ખૂટે. એમાં રસ ન પડે. માનસિક કલેશ થાય.'

'બરાબર છે, સેવકરામ. મને અત્યારે એમ જ થાય છે.' વચ્ચેથી ગ્રામસેવિકા બોલી ઊઠયાં.

'એમ થતું હોય તો બરાબર નથી. સેવકે ધીરજ ગુમાવ્યે ન ચાલે. બીજું જેમની સેવા કરવા નીકળ્યા હોઈએ તેમને માટે આપણા હૃદયમાં પ્રેમ જાગવો જોઈએ. મા કેમ બાળકનું મંદુ સાફ કરે છે? બાળક વારંવાર બગાડે છતાં કેમ રોષ કર્યા વગર સાફ કર્યા કરે છે? મા બાળકની આવી ખાતરી રાખે છતાં બાળક રડે, કનડે, હીંચકો નાખે તોયે રડયા કરે, કકળાટ કરે છતાં મા બાળકને તરછોડી કેમ દેતી નથી કેમ તે બાળક પ્રત્યેથી મોં ફેરવી લેતી નથી? કારણ કે તેને બાળક માટે પ્રેમ છે. એ રીતે સેવકમાં લોકો માટે પ્રેમ હોવો જોઈએ જેની સેવા કરવા જઈએ એ ભાંડે, ગાળો દે, જાકારો દે...છતાં પ્રેમથી એમને વળગી રહેવું જોઈએ. એ અજ્ઞાત છે, અબૂઝ છે, એને તેના હિતાહિતની ખબર નથી એથી તો તે તમારી વાત સાંભળતાં નથી. એમને માટે રોષ નહિ પણ પ્રેમ જોઈએ. એવો પ્રેમ હશે તો કામમાં થાક નહિ લાગે. કદી અકળામણ નહિ થાય. સેવકમાં આ ગુણ અનિવાર્ય જ નહિ, આવશ્યક પણ છે. તમારામાં એવી, પણ લગની હોય ને લોકો માટે એવો પ્રેમ હોય તો જ તમે ગામડાનું કામ કરી શકો. તમે પ્રેમથી કામ કરો તો એવું જણાય. તમને એક બે વર્ષમાં નહિ, પણ પાંચ સાત વર્ષમાં દેખાય.'

'તો તો સરકાર અમને ઘેર જ બેસાડે ને! રીપોર્ટમાં કંઈ કામ ન બતાવ્યું હોય તો લખાપટ્ટી શરૂ થાય. એટલે કામ થયું હોય કે ન થયું, તો પણ કંઈક તો કરવું પડે. એથી કાગળિયાં પર તો એમ લાગે કે ગામડાનો ઉદ્ધાર થઈ ગયો છે. પણ ગામડામાં જઈને જુએ તો ખબર પડે કે ગામડામાં એની એ અજ્ઞાનતા છે. એ જ અંધશ્રદ્ધા ને વહેમ છે. એવી જ રહેણીકરણી છે. કશો જ ફરક ન દેખાય. સેવકરામ, મને જે દુઃખ થાય છે તે આ છે. કંઈ કામ થતું નથી ને ખોટો દેખાવ થાય છે. અમે અમારી સાચી મુસ્કેલીઓ રજૂ કરીએ તો પણ અમારા ઉપરી અમલદારો માનતા નથી. એમને પણ રીપોર્ટ ભરવાના હોય! આમ ખોટા ખોટા દેખાવનું વિષચક્ર ચાલી રહ્યું છે. ભલે મારો એક વર્ષનો અનુભવ ટૂંકો કહેવાય! પણ મને જે દસ ગામડાં સોંપ્યાં છે એ જોતાં હું તો એ અભિપ્રાય પર આવી છું કે આ રીતે તો કદીયે ગ્રામોદ્ધાર નહિ થાય.'

આ ગ્રામસેવિકાના આ નિખાલસ અભિપ્રાય સાંભળી હું હરખાયો. આટલી સાચી વાત કરવા જેટલી તો એમને સમજ હતી. એ બેનના હૃદયમાં ધગશ હતી, પણ ગ્રામજનનો માટે હૈયામાં જે પ્રેમ પ્રગટવો જોઈએ તે પ્રગટયો નહોતો. એ પણ સરકારી રાહે કામ કરવા માગતાં હતાં. એથી ક્યાંથી ધાર્યું કામ થાય! મેં એમને કહ્યું,

'બેન! સેવા કરવી હોય તેનામાં લોકો માટે પ્રેમ તો જોઈએ જ. પણ એણે લોકોમાં સમરસ થઈ જવું

જોઈએ, એ લોકોમાં ભળી જાય. એમનો થઈ જાય. એમનો વિશ્વાસ સંપાદન કરે તો જ એ કામ કરી શકે. હું કામ કરી શકું છું એવો દાવો નહિ કરું. પણ જે કંઈ થોડુંક કામ થાય છે તેનું કારણ એ છે કે લોકોને વિશ્વાસ છે કે સેવકરામ આપણા હિતમાં છે. એ જે કંઈ કરશે કે કહેશે તે આપણા ભલાનું હશે. એ આપણા સુખેદુઃખના સાથી છે. એથી લોકો મારું સાંભળે છે. તમારે જો ગામડાનું કામ કરવું હોય તો લોકોનો એવો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. તો તમે થોડુંક પણ કામ કરી શકો.'

'પણ એ માટે વખત જોઈએ. સરકાર એવો વખત ક્યાં આપે છે? એમને તો મુંબઈમાં કે દિલ્હીમાં બેઠે બેઠે પરિણામ જોઈએ છે. કહેશે કેટલાં ગામડાંઓમાં કામ થયું એના આંકડા મોકલો.'

'તમારી મૂઝવણ અને મુશ્કેલીઓ હું સમજી શકું છું એથી તો હું માનતો થયો છું કે સરકારી રાહે કદી ગ્રામોદ્ધાર નહિ થાય. એને માટે ગામડામાં બેસે, ગામડાના થઈ રહે એવા સાચા સેવકો જોઈશે. સરકાર ખર્ચ કરશે. પગારદાર સેવકો કે સેવિકાઓ મૂકશે તોયે કામ નહિ થાય.

'આનો અર્થ એ નથી કે સેવકો કે સેવિકાને પગાર ન મળવો જોઈએ. સૌને ઘર હોય છે. એટલે આજીવિકા તો મળવી જ જોઈએ. પણ પગાર આપ્યો એટલે તેનું પરિણામ તુરત આવી ગયું એમ તો ન માનવું જોઈએ. સેવાનું કાર્ય ધીમી ગતિએ જ ચાલશે. જો સંનિષ્ઠ અને ધગશવાળો સેવક ગામડામાં બેઠો હશે તો તેની સેવા કદી અફળ થવાની નથી. એ માટે સરકારી રાહે કામ થાય તે કરતાં કોઈ બીજી રીતે આ યોજનાઓનો અમલ થાય તો સારું.

'બાકી તમે આ કામ સ્વીકાર્યું છે તો તેને શોભાવો. ધીરજ ગુમાવશો નહિ. લોકોમાં ભળી જાઓ. એમનો પ્રેમ મેળવો. પછી તમારી વાત એ લોકો સાંભળશે અને તમે એમની મુશ્કેલીઓ બરાબર સમજશો.'

એ બેન તો ગયાં. પણ મને એ વિચારમાં મૂકતાં ગયાં. કાગળિયાં પર પરિણામ જોનારી આપણી સરકાર ગ્રામોદ્ધાર કરી શકશે ખરી! આપણી યોજનાઓ આંકડામાં રાચે છે. આંકડા જુઓ તો ચમકાવી દે તેવા હોય. પણ પરિણામ જુઓ તો શૂન્ય હોય! આ તરફ આપણા પ્રધાનોનું લક્ષ ખેંચાઈ તો કેવું સારું!

બીજું, ગ્રામોદ્ધાર નિમિત્તે સરકાર પગારદાર માણસો મૂક્યે જાય છે. બીજું પણ ખર્ચ કરે છે. પણ જ્યાં સુધી ગામડાના લોકોએ પેટ ભરીને ખાવાનું ન મળે, રોજગારી ન મળે ત્યાં સુધી એ બીજી સુધારાની વાત ક્યાંથી સાંભળે! તેમાંયે સરકારી નોકરોને એ સાહેબ ગણે છે. સાહેબો અને લોકો વચ્ચે ભારે અંતર છે. એથી પણ ગ્રામજનતા આ સાહેબોની વાત પ્રત્યે સાશંક રહે છે.

આઝાદીનાં અગિયાર વર્ષ પછીયે આપણે સાહેબોને સાચા સેવકો બનાવી શક્યા નથી એ કેવી મોટી કમનસીબી કહેવાય! સત્તાની ખુરશીમાં બેઠેલાઓને કોણ સમજાવે કે આજે દેશને સાહેબોની નહિ, સેવકોની જરૂર છે.

★

લેતવિયાની પ્રાયોગિક ઔષધ સંસ્થાના ડૉ. ફેમા પોર્તનોવે એક યંત્ર બતાવ્યું છે; જે એક ઘનસેન્ટીમીટર જેટલી હવામાં ૨૦,૦૦૦,૦૦૦ ઋણભારવાળા વિદ્યુતકણો ઉત્પન્ન કરી શકે છે. આ યંત્રવડે દાઝેલું, જીર્ણ ઘા તેમજ ગૂમડાં મટાડી શકાય છે આ યંત્રવડે શરીરના અમુક નાનકડા ભાગ ઉપર વિદ્યુતભારવાળા કણો તેમજ હવાઓનો સઘન પ્રવાહ સીધો છોડી શકાય છે.

આ નવા યંત્ર વડે શરીરની વિદ્યુતભારવાળી હવાવડે માલીશ કરવાથી બહુ જ સરસ અસર થાય છે અને ચામડીના જ્ઞાનતંતુઓનાં દર્દ ઉપર એ રામબાણ બની રહે છે. ૧૦ થી ૨૦ વાર માલીશ કરવાથી દર્દ ખૂબ જ હળવું થઈ જાય છે અથવા તો સંપૂર્ણ દૂર થઈ જાય છે.

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# કોયલની વધુ જાતો

રોજ નજરે નિહાળીએ છીએ તે કોયલ વિષે ગયા અંકમાં વાંચ્યા પછી તે જ કુટુંબની વધુ જાતો વિષે આ લેખમાં તલસ્પર્શી પરિચય આપણને આપણા પંખી-વિશારદ આપે છે. ઊર્મિના વાચકો આ લેખકના લેખો વિષે ખૂબ આતુર હોય જ છે ...

પટાવાળી લાલ કોયલ અને તેની પછી આવતી નાની રાખોડી કોયલ હમેશાં આપણી વચ્ચે વસે છે પણ તેઓ નજરમાં આવતી નથી કારણ કે તેઓનો વસવાટ ગુજરાતના નીલપર્ણાં અથવા તો ગાઢ વગડામાં છે. તેઓ સૌરાષ્ટ્રને વસવા માટે પસંદ કરતી નથી. સૌરાષ્ટ્ર સૂકો પ્રદેશ છે. બાકી ભારતમાં ઘણે ઠેકાણે તેઓ દેખાય છે. આ બંને કોયલો અને આપણે જે કોયલને વસંતના છડીદાર તરીકે ઓળખાવીએ છીએ તેઓ તો સર્વ જગ્યાએ સામાન્ય છે. માત્ર રણપ્રદેશ ઉપર અણગમો રાખે છે. તે તમામ કોયલો પોતાનાં બચ્ચાં પોતે ઉછેરતી નથી પણ પોતે નક્કી કરી રાખેલાં બીજાં પંખીને તેઓનાં બચ્ચાં ઉછેરવાની જવાબદારી સોંપી દે છે. તો હવે આપણે પટાવાળી રાતી કોયલ વિશે જોઈએ.

### પટાવાળી રાતી કોયલ

કાબરના કદની આ પટાવાળી રાતી કોયલ તેની રતાશપડતી કથ્થાઈ અને કાળી પીઠ અને પૂંછડી ઉપર-રહેતા પટાથી વરતાઈ આવે છે. પણ પૂંછડીનો છેડો ધોળો રહે છે. પેટાળનો રંગ રાખોડી ધોળો જેનાં આછી કથ્થાઈ લીટીઓ આવે છે. નરમાદાના રંગમાં જરાય તફાવત માલુમ પડતો નથી ચાંચનો રંગ શીંગડીઆ લીલો અને છેડો કાળા રંગનો અને પગો લીલાશપડતા રાખોડી અથવા કથ્થાઈ રંગના હોય છે.

તેનો વસવાટ વનરાજીમાં છે. તેને સૂકો પ્રદેશ ગમતો નથી. આથી ભારતમાં તેઓ ઘણે ઠેકાણે પથરાયેલી છે અને માત્ર ગુજરાતના લીલા પ્રદેશમાં જ દેખાય છે. સૌરાષ્ટ્ર કચ્છ તો સૂકા પ્રદેશ છે એટલે આ બાજુ તેઓ વસવાનું પસંદ કરતી નથી. આથી મેં આ કોકલને કોઈ વખત જોઈ નથી. પણ જાણવા ખાતર જ માહિતી આપી છે.

આ કોયલની ખાસ વિશિષ્ટતા એ છે કે તેઓનો પ્રજનન કાળ લાંબા વખત સુધી ચાલે છે અને એ પોતાનાં ઈંડાં સેવવાની ફરજ બીજા પંખીને સોંપી દે છે. પટાવાળી રાતી કોયલને અંગ્રેજીમાં The Indian Banded Bay Cuckoo કહેવાય છે. જ્યારે તેનું વિજ્ઞાનિક નામ Cuculus Sonnerat, (Latham) છે.

### નાની રાખોડી કોયલ

માત્ર બુલબુલના કદની પણ લાંબી પૂંછડીવાળી આ નાની રાખોડી કોયલની પીઠ રાખોડી છે. પણ તેમાં ત્રાંબાના રંગનો ચળકાટ રહે છે. જ્યારે પેટાળ આછું રાખોડી રહે છે. ખભા ઉપર બન્ને બાજુ ધોળાં પદમ હોય છે અને પાંખના પીંછાંમાં પણ ધોળો રંગ રહે છે. એ જ્યારે તે ઊડે છે ત્યારે જોવામાં આવે છે. વળી કેટલાંક પીછાંમાં થોડું લીટીઓનું ચિત્રામણ કળાય છે. આંખો રાતી, ચાંચ કથ્થાઈ અને પગનો રંગ પીળો હોય છે. પુખ્ત વયની ન થઈ હોય એવી આ કોયલનો રંગ પીઠ ઉપર સુરંગ અથવા ચેસ્ટનટ અને તેમાં કાળી લીટીઓવાળો રહે છે અને પેટાળ ધોળું પણ અંદર કાળી ભાત રહેતી હોવાથી તે બહુ ધોળું દેખાતું નથી.

ભારતમાં લીલા વગડા તેના વસવાટ માટે પસંદ કર્યો છે. જ્યારે ગુજરાતમાં આબુમાં માત્ર એક વખત બટલરે તેની નોંધ લીધી છે. પછી સૌરાષ્ટ્ર કચ્છમાં તો દેખાવા સંભવ નથી. વળી જ્યાં વસે છે ત્યાંથી સ્થાનફેર કરતી નથી. જ્યાં તે પોતાનાં ઈંડાં સેવવાની અને બચ્ચાં ઉછેરવાની ફરજ નાની ટીકટીકીઓને સોંપી દે છે. આથી જે પંખીના માળામાં જેવા રંગનાં ઈંડાં હોય એવો જ તેનાં ઈંડાંનો રંગ હોય છે. માત્ર કદમાં ફરક પડતો હશે

The Plaintive Cuckoo એ આ નાની રાખોડી કોયલનું અંગ્રેજી નામ છે. અને Cuculus Passerinus (Vahl) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### હોકો અથવા કુંભારીઓ કાગડો

કાગડાના કદ કરતાં જરા લાંબા કદના મહોકા અથવા હોકાનું શરીર માથું અને પૂંછડી કાળા રંગનાં હોય છે જ્યારે પાંખ કથ્થાઈ રંગની રહે છે. પૂંછડી મૂળમાં પાતળી અને છેડે પહોળી થાય છે. આંખો રાતા રંગની, પગ કાળા રંગના, ચાંચ રાખોડી અથવા કાળી અને છેડે સહેજ વળેલી હોય છે. આ પંખીના પગ, કોયલ કુટુંબમાં આવતું હોવા છતાં લાંબા હોવાથી તે ભોંય ઉપર સરસ રીતે ડગલાં ભરી ચાલી શકે છે અને ચાલતાં ચાલતાં પૂંછડીને ઊંચી કરી પહોળી કર્યા કરે છે. પછી પાછી નીચી લાવી ચાલવા લાગે છે. બગીચાનું અને આંબાવાડીનું આ પંખી બહુ સામાન્ય પંખી છે. એ જ માફક વગડામાં પણ તેની વસ્તી છે. માત્ર તેને વસવાટ માટે ઊંચાં ઘટાદાર વૃક્ષો જોઈએ તે સિવાય પાણી અને જાળાઝાંખરાની કાંટ પણ ખાસ જોઈએ. તે પોતાનો ચારો ભોંય ઉપરથી જ શોધે છે. જ્યારે ફરતો હોય છે ત્યારે પોતાનું માથું ઊંચું રાખે છે. અને તેને ઉડાડીએ તો પાંખો ગોળ હોવાથી બહુ લાંબે સુધી ઊડતો નથી. પણ પરાણે ઊડીને પાસેના વૃક્ષ ઉપર બેસી જાય છે. જે વખતે થોડી પાંખો ધમે છે અને પછી હવામાં સરતો જાય છે. વળી વધારે જવું હોય તો ફરી પાંખોને ધમી લે છે. તેની ખાસીયત વૃક્ષની નીચે ડાળીઓ ઉપર બેસી પછી ધીરે ધીરે કૂદતો કે ચાલતો અદ્ધર ચડે છે. એવું બન્યાના દાખલા જોવા મળે છે કે નજીક મોટું વૃક્ષ ન હોય તો જાળામાં ભરાઈ જતાં દેખાઈ આવે છે.

તેનો અવાજ 'હુક હુક હુક' એવો હોય છે, આ ઉપરથી તેનું નામ પડ્યું હોય એવું જણાય છે. જ્યારે જોડીનાં બન્ને પંખી 'હુક હુક હુક' કરે છે ત્યારે બહુ નવીન લાગે છે. તે ઉપરાન્ત સીત્કાર પણ કરે છે. નર માદા બન્ને એક જ રંગનાં રહે છે અને હિંમતવાળું પંખી છે. એટલે આપણી હાજરીમાં ચારો શોધતા ફરતાં જરાય અચકાતું નથી. આ પંખીનો દવામાં ઉપયોગ કરવામાં આવે છે અને દમ મટી જાય છે એમ સાંભળવામાં આવ્યું છે. અનુભવ કરવા જેવું છે.

રણપ્રદેશ સિવાય સૌરાષ્ટ્ર–ગુજરાતમાં તેની વસ્તી છે અને ભારતભરમાં તે સામાન્ય પંખી છે

મેથી ઓગસ્ટ માસ સુધી તેનો પ્રજનન કાળ છે પણ જુલાઈ ઓગસ્ટ માસમાં તેના વધારે પ્રમાણમાં માળા દેખાય છે જે સમયે વરસાદ સામાન્ય રીતે ઓછો થઈ ગયો હોય છે. તેઓ સાંઠીકડાનો ગોળ માળો ઘાટા વૃક્ષમાં આબાદ ગોઠવી દે છે. તેમાં ઘણે ભાગે તો પડખે જ દ્વાર રાખે છે. પણ કોઈ કોઈ સાવ ઉપરના ભાગમાં દ્વાર ગોઠવે છે. કેટલીક ઘાટી વાડોનો પણ પોતાનો માળો બાંધવા માટે ઉપયોગ કરતાં દેખાય છે. પણ આંબા તેની પસંદગીનુ વૃક્ષ છે. આપણે તેને ભાગ્યે જ માળો બાંધવાનું સાંઠીકડું લઈને માળાની જગ્યા તરફ ઊડી જતાં જોઈએ છીએ. કારણ કે ચાંચમાં સાંઠીકડું હોય તે વખતે તે ચાલાકીને લપાતો છુપાતો જાય છે. તેના માળા બાર પંદર ફૂટ ઊંચા મારા જોવામાં આવ્યા છે. આ માળો કાંઈ નાનો નથી હોતો પણ શોધતાં વખત જાય છે એવી રીતે તેને પાંદડાંમાં સંતાડ્યો હોય છે. તેનાં ઇંડાં ગોળાશ ઉપર હોય છે, અને રંગમાં મેલાં ધોળાં રહે છે જ્યારે સંખ્યા ઘણે ભાગે ત્રણની રહે છે પણ તેથી વધારે પાંચ સુધી પહોંચી જાય છે.

તીડડાં, ઉંદરડાં, ગરોળાં, કાકીડા, સાપોલિયાં વગેરે તેનો ખોરાક છે. તે સિવાય ઈંડાં બચ્ચાં પણ ખાઈ જતાં ચૂકતો નથી. કારણ કે તેનું ફરવાનું કાં તો સાવ ખુલ્લામાં છે અથવા ઘાટી વાડમાં છે. એવી વાડમાં તે નાની હોલી કે બુલબુલનાં ઇંડાં બચ્ચાં જોઈ જાય તો જરૂર ખાઈ જાય છે.

અંગ્રેજીમાં મહોકા અથવા કુંભારિયા કાગડાને The Crow-pheasant અથવા The Coucal કહેવાય

છે અને વિજ્ઞાનિક નામ Centropus Sinensis (Stephens) કહેવાય છે.

## સીરકીર અથવા ખાખી ઘોયરો

કુંભારીઓ કાગડો અને સીરકીર બન્ને કોયલ કુટુંબમાં આવે છે. તેના પગની રચના કોયલ માફક છે. પણ તેઓ બન્ને પોતાનો સમય વૃક્ષ ઉપર નહિ વીતાવતાં વધારે ભૂતલવાસ કરે છે અને બન્ને પોતાના માળા પોતે બાંધી ઈંડાં સેવી બચ્ચાંનો ઉછેર કરે છે. સીરકીરનું કદ કાબરના કદ કરતાં મોટું અને લાંબી પૂંછડીવાળું હોય છે. ખાખી અથવા આછા તપખીરિયા રંગનું, આ પંખી લાંબી પૂંછડીવાળું છે. જેમાં દરેક પીંછુ બીજા પીંછાથી મોટું હોઈ વચ્ચેનાં સૌથી લાંબાં રહે છે. અને દરેકના છેડા ધોળા હોય છે આથી જ્યારે તે પોતાની પૂંછડી પહોળી કરે છે ત્યારે ધોળી કિનાર બની જાય છે. સીરકીરની ચાંચ રાતા રંગની અને સહેજ વળેલી અને છેડો પીળા રંગનો હોય છે. આંખો કાળી અથવા કથ્થાઈ રહે છે તેની આંખ આગળથી બન્ને બાજુ કાળી લીટી નીકળે છે. પેટાળ વધારે રતાશપડતા તપખીરિયા રંગનું હોય છે. દરેક પીંછાંની વચ્ચે બારીક કાળી લીટીઓ છે. વરસ અંદરની ઉમ્મરનાં બચ્ચાંની ચાંચ પાકા રાતા રંગની હોતી નથી. પગો રાખોડી રંગના હોય છે.

સીરકીરનો વસવાટ કાંટ અને ઝાગાઝાંખરાવાળી જગ્યામાં છે. તેની વિશિષ્ટતા એ છે કે જ્યારે દોડીને ભાગે છે ત્યારે ઉંદર દોડ્યો હોય એવી કલ્પના આવે છે. આ પંખી ઊડવાનું આળસુ છે એટલે જ્યાં સુધી ભાગીને ઝાળામાં સંતાવવાનું મળે ત્યાં સુધી પોતાની પાંખનો ઉપયોગ કરતું નથી. પણ શિયાળાની સવારમાં તે કોઈ ઊંચા વૃક્ષની ડાળી કે વાડ માથે બેઠેલું જોવામાં આવે છે. સ્વભાવે શરમાળ નથી. તેમાં વળી બચ્ચાંને માટે ચારો શોધતું હોય ત્યારે તો ઘણું હિંમતવાળું થઈ જાય છે. પણ તે સિવાય તે એકાન્તપ્રિય અને મૂંગું છે. માત્ર પ્રજનન ઋતુમાં કોઈ કોઈ વખત 'ચીક્ ચીક્' કરતાં સાંભળવામાં આવે છે. પણ સંવનન કરતાં તો 'પીટ્ પીટ્ પીટ્ચુરરર પીટ્ચુરરર' જેવો અવાજ કરે છે. આપણી નજર ચુકાવવા આડુંઅવળું ભાગી જવાનું કરે છે. નરમાદા સરખા રંગનાં રહે છે અને પ્રજા ઉછેરવા જ ભેળાં વસે છે.

ભૂતળવાસી પંખી છે એટલે તેનો રંગ પણ પ્રકૃતિએ તેને મળતો બનાવ્યો છે. વળી સ્વભાવે એકલીયું હોવાથી તરત નજરે ચડતું નથી. બીડકાં, કાંટ, ખેતરની ઝાડી વાડો, ઝાળા, ખાણના બાવળ વગેરે ઊંચા વૃક્ષ હોય તો ત્યાં તેનો વસવાટ છે અને એક જગ્યા પસંદ પડી ગયા પછી ત્યાંથી તેનો સ્વભાવ તે જગ્યા બદલી નાખવાનો નથી. અને એટલામાં જ વરસો વરસ માળો બાંધી પ્રજા ઉછેરે છે. જો કેડા ઉપર બાવળ કે બીજું વૃક્ષ મળી જાય તો તેના ઉપર જ સાંઠીકડાનો માળો બનાવી તેમાં લીમડાનાં પાંદડાંની બેઠક બનાવી ધોળાં લંબગોળ બેત્રણ ઈંડાં મૂકે છે. પોતાનો ખોરાક લગભગ મહોકા જેવો જ છે. અને બચ્ચાંને પણ એ જ ઉપર ઉછેરે છે. વળી નીડર રહે છે એટલે માળા પાસે હોઈએ તો પણ બચ્ચાંને ચણ ખવડાવતાં અચકાતાં નથી.

તેને સૂકો પ્રદેશ બહુ પસંદ છે એટલે સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં તેની વસ્તી છે.

ફેબ્રુઆરીથી ઓગસ્ટ માસ સુધી તેઓ માળા બાંધી બચ્ચાં ઉછેરે છે પણ માર્ચથી જુલાઈ તેના ખાસ મહિના છે. તેનો માળો એકાખામાં બનાવે છે.

ખાખી ઘોયરાને અંગ્રેજીમાં The Sirkeer Cuckoo કહેવાય છે અને Taccocua Leschenaulti (Lesson) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## નાનો લીલો માલકોહા અથવા લીલો સીરકીર

કાબર જેવડા કદનો પણ પૂંછડીએ લાંબો આ નાનો લીલો માલકોહા રંગે પીઠ ઉપર રાખોડી પણ તેમાં લીલી ઝાંય હોય છે. અને ચળકતી લીલી ચાંચ પણ છેડે કાળો અને રાતી ચટક આંખો અને આંખ ફરતી ચામડીનો રંગ ભૂરો હોય છે. અને તેના પેટાળના ભાગો રાખોડી ધોળામાં થોડી કથ્થાઈ ઝાંય પડે છે.

કેર્તારસિંહ દુગ્ગલ

# વાર્તાની રામકહાણી

પંજાબના આ જાણીતા લેખકની એક રમ્ય વાર્તાનો શ્રી **ઓમપ્રકાશ ખન્નાએ** કરેલો આ ગુજરાતી અનુવાદ છે. આ વાર્તામાં હાસ્ય અને કારુણ્ય એકી સાથે કેવું આવી જાય છે તે તો વાંચીએ ત્યારે જ ખ્યાલ આવે......

મારી સીમલાની યાત્રા સાથે વણાયેલી આ વાત છે.

સીમલા આવ્યે મને હજી કંઈ બહુ દિવસ થયા નહોતા ત્યાં તો એક દિવસ મારા યજમાને મને તેની છોકરીને નિશાળમાં દાખલ કરાવી આપવા કહી દીધું. તેમનું માનવું હતું કે હું ભલે કોઈનેય ના ઓળખતો હોઉં, પણ તે લોકો તો મને ચોક્કસ ઓળખતા જ હશે! કંઈ નહીં તોય હું એક આવડો મોટો વાર્તાકાર છું! મેં તેમને આપણા દેશના સાહિત્યકારો પ્રત્યેની બેદરકારીની ઘણી વાતો કહી, પણ તેઓ માનતા જ નહોતા ત્યાં! છોકરીને દાખલ કરાવવી એ પણ અગત્યનું હતું અને સીમલાની નિશાળમાં જગ્યા નહોતી એ પણ હકીકત હતી. છોકરાને દાખલ કરાવવા માટે વર્ષો પહેલાં તેના નામની અરજી કરી દેવી પડતી હતી. 'અહીં તો નિશાળમાં દાખલ કરવા માટે છોકરાના જન્મ પહેલાં જ તેનું નામ દાખલ કરાવી દેવું પડે છે......અને પછી ક્યાંક જઈને ઠેકાણું પડે છે!!' આ એક પ્રખ્યાત 'જોક' હતી અને મારા યજમાને મને તે વારંવાર સંભળાવી હતી.

મેં ટાળવાના અનેકાનેક યત્ન કર્યા પણ મને ખાતરી થઈ ગઈ હતી કે તે માનવાના નથી જ; એટલે આખરે મેં ન છૂટકે હા કહી. રજાનો દિવસ હતો. મેં હા કહી કે તરત જ તે મને તેની સાથે ઢસડી ગયા. અમે સીધા મુખ્ય શિક્ષિકાને ઘેર જવાનો નિર્ણય કર્યો હતો.

રસ્તામાં મારા યજમાને કહ્યું કે નિશાળની મુખ્ય શિક્ષિકા કોઈ અમારી તરફની છોકરી છે. આ ગયા વર્ષે જ તો તેની નિમણૂંક થઈ છે!

આ સાંભળીને મને ઘણી જ શાંતિ થઈ. જો છોકરી નવી નવી જ પાસ થઈને આવી હશે તો નક્કી મને ઓળખતી જ હશે. મારું નામ તો સહેજેય સાંભળ્યું જ હશે, અને એ કંઈ મોટી વાત પણ નથી કે તે શરમમાં આવી જઈ છોકરીને કદાચ દાખલ પણ કરી લે.

પણ પાછું મને વારે વારે યાદ આવતું હતું કે

---

નર માદા રંગમાં જુદાં પડતાં નથી.

ખાસીયતે આપણી સીરકીર કોયલને મળતો છે પણ તેઓ પોતાના વસવાટ માટે નીલપર્ણી વનરાજી વધારે પસંદ કરે છે. આથી તેઓ ઘણે ભાગે તો વન છોડતા નથી પણ તેમાં આવેલી આછી કાંટમાં ફરવા આવી ચડે છે. મેં આ પંખીને સીલોનમાં જોયું હતું જ્યાં તે ફળફળાદિ અને જીવાતનો ચારો કરતું હતું.

ભારતની દક્ષિણમાં ઠેઠ સીલોન સુધી અને ગુજરાતમાં ડાંગના વન અને વડોદરા સુધી તેનો વસવાટ છે પણ સૌરાષ્ટ્ર તો સૂકો પ્રદેશ હોવાથી તે અહીં નથી. જ્યાં વસે છે ત્યાં જ વસવાનું પસંદ કરે છે.

તેના માળામાં ફરક એટલો કે તે હોલી માફક ખુલ્લો ઘટ માળો બનાવી અંદર લીલાં પાંદડાં ગોઠવે છે. જેમાં તે તરગડીયાં વાપરી કાંટાવાળા જાળામાં જગ્યા પસંદ કરે છે. બે ત્રણ સફેદ રંગનાં ઈંડાં ઊભું વરસ મૂકયા કરે છે.

નાના લીલા સીરકીરને અંગ્રેજીમાં The Small Green Billed Malkoha કહે છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Taccocua viridirostris (Jerdon) કહેવું જોઈએ.

જ્યારે હું ઑફિસના કામે સાત દિવસ માટે નાંગલ ગયો હતો ત્યારે આખું અઠવાડિયું નાંગલની કૉલોનીના પંજાબી ઑફિસરો—જેમાં શીખ પણ હતા, અને હિન્દુ પણ હતા—મને કેન્દ્રીય સરકારના એક કાર્યકર્તાના હિસાબે આમંત્રણ આપતા રહ્યા હતા—સવારનું જમવાનું, સાંજનું વાળુ,—બપોરની ચા—પણ કોઈએ એક વાર પણ મને લેખક તરીકે જોયો નહોતો. કોઈએ એકવારનુંય કહ્યું નહોતું કે તેણે મારી એકાદ કૃતિ પણ પ્રકાશિત થયેલી જોઈ છે.

હું એવા એવા વિચારમાં ડૂબતો જતો હતો ને મુખ્ય શિક્ષિકાનું ઘર આવી ગયું.

અમે ફ્લૅટની ઘંટડીનું બટન દબાવ્યું. અમારે ખાસ વાટ જોવી પડી નહીં. થોડી વારમાં જ એક વૃદ્ધ વકીલ બહાર નીકળી આવ્યા.

મારા યજમાને મારો પરિચય આપ્યો, 'આ છે સરદાર કર્તારસિંહ દુગ્ગલ! પંજાબીના એક સુપ્રસિદ્ધ વાર્તા-લેખક!! તેઓ હેડ-મિસ્ટ્રેસને મળવા માગે છે.'

મારું નામ સાંભળતાં જ તે ડોસાની આંખો લાલઘૂમ થઈ ગઈ અને તે ક્રોધથી નખશિખ ધ્રૂજી ઊઠ્યો.

અમે બંને આશ્ચર્યમૂઢ થઈ ગયા હતા!

'શું કહ્યું-તમે? કર્તારસિંહ દુગ્ગલ?'

તેણે પોતાના હોઠને કરડતાં કહ્યું.

'હું તો તમને ઉપર આકાશમાં શોધતો હતો પણ તમે તો મને અહીં જમીન પર જ મળી ગયા! આવો, અંદર આવો, અંદર તો આવો!'

અમને કંઈ સમજાતું નહોતું. ડોસો મારો ખભો પકડી મને અંદર ઓરડામાં ઘસડતો જતો હતો.

નિશાળની મુખ્ય શિક્ષિકાનું ઘર તદ્દન સાધારણ હતું. ફક્ત બે ઓરડા હતા. એક આગળ ને એક પાછળ. પાછળના ઓરડાનું બારણું આગળના ઓરડામાં ઊઘડતું હતું. બારણા પર પડદો ટીંગાતો હતો—રેશમનો ઝીણો પડદો!

અમે હજુ માંડ બેઠા જ હતા કે વૃદ્ધે મોટેથી કહ્યું, 'બેટા! આ દુગ્ગલસાહેબ તો પોતે જ અહીં આવી ગયા છે. તારી નોકરી તો હવે જતાં જશે. પણ આમનું મગજ તો હું આજે ઠેકાણે લાવી જ દઈશ.'

હું વિસ્મય પામતો હતો. મારો યજમાન વિસ્મય પામતો. પણ વાત શી હતી?

વૃદ્ધે થોડો વખત તો નવા જમાનાને ભાંડ્યા કર્યો. પછી તેણે આજકાલના યુવાનોને ચોપડાવવા માંડી. પછી તે લેખકો અને સાહિત્યકારોની નિંદા કરવા લાગ્યો. એકે એક લેખકનું નામ યાદ કરી તેમના વિષે સાંભળેલી વાતો ઓકવા માંડ્યો અને છેલ્લે તેણે મને ઝડવા માંડ્યો.

અસલમાં વાત આમ હતી—પંજાબી ભાષાના એક સુપ્રસિદ્ધ માસિકમાં મારી એક વાર્તા છપાઈ હતી. આ વાર્તા એક છોકરી વિષે હતી જે આબેહૂબ મુખ્ય શિક્ષિકા જેવી જ ચીતરાઈ ગઈ હતી. તેનું નામ પણ આ શિક્ષિકાનું જ નામ હતું. કોઈએ તે વાર્તા લઈ જઈને નિશાળની સમિતિ આગળ રજૂ કરી અને ફરિયાદ કરી કે આ નવી શિક્ષિકા વિષેની વાતો તો છાપામાં છપાય છે, એટલે સમિતિએ તેને નોકરી પરથી રજા આપી દીધી હતી

ડોસો વારંવાર ટેબલ પરથી તે સામયિક ઉપાડતો હતો, મેરી વાર્તાવાળું પાનું ઉઘાડતો હતો અને પાછું સામયિક ટેબલ પર પછાડી બૂમો પાડ્યે જતો હતો. અમને કોઈને બોલવાનો અવસર સુદ્ધાંય આપતો નહોતો.

તે મારા સમાજને, મારા કુટુંબને, મારા વડવાઓને ભાંડતો જતો હતો હું વારવાર બોલવાનો પ્રયત્ન કરતો હતો પણ ડોસો અટકતો જ નહોતો ત્યાં!

તેની એક ફરિયાદ એ હતી કે તેની છોકરીની નોકરી જતી રહી હતી, અને બીજી ફરિયાદ એ હતી કે તે છોકરીનો વિવાહ થવાનો હતો. નોકરી જતાં હવે વિવાહ પણ નહીં થાય. પછી લોકોને જ્યારે નોકરી

જતા રહેવાનું કારણ ખબર પડશે ત્યારે બીજું કોઈ પરણવા તૈયાર પણ નહીં થાય.

હું ઇચ્છતો હતો કે હું મારા બચાવમાં કંઈક કહું પણ ડેસો એકશ્વાસે બોલ્યે જતો હતો. મને વધારે ખોટું તો એટલા માટે લાગતું હતું કે સામે બારણા પર લટકતા પડદા પાછળ મુખ્ય અધ્યાપિકા ઊભી ઊભી સાંભળતા હતાં. ઊંચી, લાંબી ગોરી સંગેમરમર શાં સફેદ!

આખરે ડેસાનો પિત્તો જરાક ઊતર્યો એટલે તરત જ મેં નમ્ર થઈ કહ્યું,

'પણ હું તમારી છોકરીને ઓળખુંય છું ખરો કે પછી...?'

'હા, હા...ઓળખતા કેમ નથી?' ડોસો ફરીથી કકળી ઊઠ્યો, '.. તે તમારી કોઈ દુગ્ગલ છોકરી જોડે ભણતી હતી. તેની સાથે એને તમે ક્યાંક ને ક્યાક મળ્યા જ હશો!'

હવે ડે.સો મારા બાપા પાસે જઈ મારી આ પ્રવૃત્તિની ફરિયાદ કરવાની ધમકી આપી રહ્યો હતો. ક્યાંય સુધી તે આમ થૂંકો ઊડાડતો રહ્યો. આખરે તે જરાક અટક્યો ત્યારે મે ભગવાનના સમ ખાઈને કહ્યું, 'હું તમારી પુત્રીને કદી પણ મળ્યો નથી. હું તેને જરાય ઓળખતો નથી. આ વાર્તા અને આ નામની છોકરાનું ચિત્ર તો તદ્દન કલ્પિત છે.'

શબ્દો હજી મારા મોંમાં જ હતા કે પડદાની પાછળથી કાચનું વાસણ તૂટવાનો અવાજ આવ્યો. ડોસો હાંફળો ફાંફળો થતો ત્યાં દોડી ગયો. પડદો ખસ્યો ત્યારે મને તેની પાછળ ઊભેલી વાર્તાની નાયિકા દેખાઈ.........એકવડી, ઊંચી ગોરી ઉજ્જવળ—આકાશમાથી ઊતરી આવેલી જાણે કોઈ પરી! તેણે મારી તરફ એકીટશે જોયા કર્યું, તેની આંખોમાં મને એક વિચિત્ર વેદના દેખાઈ. જાણે કહેતી હતી:

'એવી તો હું લાખ નોકરીઓ કુરબાન કરી દેત જો તે વાર્તાની નાયિકા હું હોત તો! હું તો માનતી હતી કે તે વાર્તા તમે મારા પર જ લખી છે. મને તો લાગ્યું હતું કે મારા સૌંદર્યને કોઈએ અમર કરી દીધું હતું! હું તો તે વાંચતાં વાંચતાં કદી થાકીય નહોતાં!.. શું ખરેખર, તે વાર્તા તમે મારા પર નહોતી લખા?'

ડોસો છોકરીના હાથમાંથી પડી ગયેલા કાચના જગના ટુકડા વીણવામાં લાગી ગયો હતો અને અમે ઊભા થઈ બહાર નીકળી ગયા.

પાછાં આવતાં રસ્તામાં મારા યજમાન એક અક્ષર પણ બોલ્યા નહી. હું પણ શાંત જ રહ્યો અને પોતપોતાંના વિચારોમાં ડૂબેલા ડગ માંડી રહ્યા હતા કે મને લાગ્યું, જાણે કોઈએ પાછળથી ચૂપકીથી આવી મને પકડી લીધો છે...

'શું ખરેખર, તે વાર્તા તમે મારા પર નહોતી લખા?...એવી તો હું લાખ નોકરીઓ કુરબાન કરી દેત!...મને તો એમ કે તમે મારા પર જ વાર્તા લખી છે. મને તો લાગેલું કે જાણે કોઈએ મારા સૌંદર્યને અમર કરી દીધું હતું...!'

એક વખત, બે વખત, ત્રણ વખત કોઈનો અવાજ સંભળાતો રહ્યો. કોઈએ આવીને જાણે મારો ખભો પકડી લીધો હતો અને હું લથડિયાં ખાતો જતો હતો!!

અમે વૃક્ષ હેઠળથી પસાર થતા હતા ત્યારે સૂસવાટા મારતા પવને આવીને સડકની એક તરફ નમી ગયેલી ડાળી પરથી ફૂલોનો ગુચ્છો ઊડાડી મારા પર નાખી દીધો. ફૂલોની અધખીલી ભીનીભીની કળાઓ મારા માથા પર, કપાળ પર, ખભા પર, પાંપણો પર, ગાલો પર, હોઠો પર, હાથ પર આવી વેરાઈ ગઈ. અને જંગલી ફૂલોની મીઠી મીઠી સુગંધ, ભીની ભીની સુગંધ, પ્યારી પ્યારી સુગંધ મને ક્યાંય સુધી આવતી રહી.

★

લીલા ટી. ધારપુરે

# અછૂતની પાવલી

નાની નાની વાતોમાં પણ માનસશાસ્ત્રીય કેટલું બધું તથ્ય ભરેલું છે તે ઊર્મિના વાચકોને જણાવતાં લેખિકા આ લેખમાં સમજાવે છે. ખૂબ જ સીધી સાદી ભાષામા લખાતા આ લેખો દરેકને ગમે જ છે......

પહેલાં વાડો લેવા ( મેલું ઉપાડવા ) મનસુખો ભંગી આવતો. તેના પછી બીજો આવ્યો—તેનેય હું 'મનસુખા' કહીને બોલાવતી. તેનું નામ પૂછવાની મેં તરદી લીધી ન હતી. ને હું તેને જે નામે બોલાવતી તે સામે તેણે કદી વાંધો લીધો ન હતો. કે તેણે પોતાનું નામ મનસુખો નથી—એમ પણ કહ્યું ન હતું. પણ...તે પ્રસંગ પછી મેં તેને પૂછ્યું: 'તારું નામ શું?' ત્યારે તેને પૂછ્યું, 'કેમ બા! નામ પૂસો સો? કંઈ વાંક ગનો?'

'તું નામ કહે.'

'પણ કંઈ વાંક ગનો?' આ સાંભળી મને થયું: વાંક હોય તો જ નામ પૂછાય? નામ પૂછી તારા નામે અરજી કરવી. બસ એ જ એક વાત તું જાણે છે? અમસ્તું જ નામ ન પૂછાય?...હા...હું તને વારંવાર કહ્યા કરતી હતી કે જો તું કામ બરાબર નથી કરતો—વખતસર વાડો લઈ જતો નથી...વળી સંડાસ ધોવાનું કહું છું—તેય વખતસર કરતો નથી...મ્યુનિસિપાલીટીમાં અરજી કરીશ...આવું હું ફક્ત કહેતી... આવું ક્યારેય મેં કર્યું ન હતું. છતાં હું કહેતી તેથી જ તું આજે...મેં તારું નામ પૂછ્યું ત્યારે બી ગયો ...ને...ને મેં ફરી કહ્યું...'વાંક ગનો કંઈ નહિ... તારું નામ કહે એમ જ.'

'કાળિયો, બા, મારું નામ કાળિયો...' હાસ્ય ને બીક તેની નજરમાં તરતાં હતાં.

'કાળિયો! વાહ સરસ નામ...' ને મને પેલો વફાદાર કાળિયો કૂતરો યાદ આવી ગયો. ને મેં આગળ કહ્યું ..'કાળિયા તારું ખાવાનું?'

'બા પછી મોડેથી...રોજનો 'ટેમે' લેઈ જઈશ. હું જાઉં તારે બા.' કહી તેણે ચાલવા માંડ્યું...

તેને જતો હું જોઈ રહી. ખભા પર ફાટેલો બૂશકોટ. તેમાંથી તેના હાડકાં દેખાતાં હતાં ..ને પગ પર ફાટેલી ખાખી પેન્ટની નીચે થાકેલા કાળા પગ...ઢસડીને લઈ જતો હતો—ને કોણીથી હલાવતો—સોટા જેવા હાથ જાણે જેમનેમ લટકતા હોય ને તેને ખેંચી જતો હોય તેવું લાગ્યું—જાણે થાક ચાલી જતો હતો. છતાં મેલી ટોપી નીચે ઢંકાયેલા માથામાંથી તે ચોખ્ખા વિચાર વેરતો જતો હોય તેવું લાગ્યું—હું તેને જોઈ રહી ને ફરીથી પેલો પ્રસંગ મારી આગળ ઊભો રહ્યો ..મેં પાયખાનું ધોવરાવ્યું ને કાળિયાને કહ્યું જરા વે'લો આવતો હોય તો? દશ વાગે તો મારે બહુ ઉતાવળ હોય છે.'

'હા. વે'લો આવીશ' તેણે જવાબ આપ્યો ને મે મનમાં જ કહ્યું 'તું આવી રહ્યો વે'લો.' ને ચમેલીને બૂમ પાડી મેં કહ્યું: 'એ ચમુ, પેલાને બે પૈસા આપી દે જોજે જોઈને આપજે, ડબ્બીમાં છે...' આમ કહી મેં બાકીનું પાણી ભરી નળ બંધ કર્યો. બારણા પાસે આવી કાળિયાને પૂછ્યું. 'કેમ, તને પૈસા મળી ગયા ને?' તેણે 'હા' કહ્યું. ને ત્યાં જ ઊભો રહ્યો. તેથી મેં કહ્યું...'વાડો લઈ જા હવે ..ગંધ મારે છે.' 'હા બા જઉં' કહી તેણે બે ત્રણ ઠીકરાં હાથમાં લીધા. વળી કાંકરા વીણ્યા. તેની રમત જોઈ મેં કહ્યું ..'તું રમત પછી કર, સંડાસનું ઢાંકણુ બરાબર બેસાડ્યું? બારણું વાસ્યું? સાવરણી ઠેકાણે મૂકી?'

'હા બા બધું બરોબર...'

'ત્યારે હજુ ઊભો કેમ? હું હવે ઉપર જઉં છું જા ભઈસા'બ.' આમ કહી મેં ભડાક કરતું બારણું વાસ્યું. ને મનમાં બોલી છોકરો કેટલો હઠીલો છે! લાખવાર ચોખ્ખાઈની વાત સમજાવી હશે! તોયે તેનો તે જ. હશે.. વળી મને વધારે વિચારવાનો સમય ન હતો.

હું ઉપર આવી. ચમુએ પાટલા પાણી થાળીવાડકા બધી જ તૈયારી કરી હતી. જમવાનો સમય થઈ ગયો હતો. શાળામાં જવાનું હતું.

મેં પીરસવા માંડ્યું ત્યાં તો સાદ સંભળાયો...' બા આ...ઓ બા' મેં ચીડાઈને ઉપરથી બારી બહાર ડોકિયું કર્યું. ને કહ્યું, ' બા બા, બા. બોલો બા, શું છે? હજુ સુધી તું ગયો જ નથી? કેમ! જા ને ભાઈ વાડો મૂકી આવ. પછી ખાવાનું આપીશ. એક હાથમાં વાડો ને બીજા હાથમાં ખાવાનું નહિ આપું.'

ત્યાં તો તે બોલ્યો—' ના બા, ખાવાનું નથી માગતો.'

મેં આશ્ચર્ય પામી પૂછ્યું 'ત્યારે!'...તેણે તરત જ આજીજી કરી કહ્યું—' બા જરા પાણી પાવ ને.'

હું વધારે ચીડાઈ—આટલી વાર હું નીચે હતી ત્યારે તે કંઈ જ બોલ્યો નહિ. ને ઉપર આવ્યા પછી પાણી માગે! નક્કી આ ગાંડો છે—કે પછી કમઅક્કલ છે! કે જાણી જોઈ ને આમ કરતો હશે!...આમ વિચારી હું બોલી—' આટલી વાર હું નીચે હતી ત્યારે તેં કેમ પાણી ના માગ્યું? હેં? કેમ ના બોલ્યો કંઈ?' તેણે કંઈ જ જવાબ આપ્યો નહિ. ને મેં જ આગળ બોલ્યે રાખ્યું—' જા ભાઈ.. હવે બીજે વાડો કાઢવા જાય ત્યાં માગી લે. તું કહેશે—બા પાણીની ના કહે છે...પણ એક તો ગમે ત્યારે આવવું ને ઉપરથી હેરાન કરવા?'...આમ કહી હું મારા કામે વળગી...મનમાં તો બહુ જ થતું હતું કે...લાવ સડસડાટ દાદર ઊતરી પડું ને બિચારાને પાણી પાઉં. વળી પાછું થતું કે તે જાણી જોઈને આમ કરતો હતો. વળી તેને પાછળથી બૂમો પાડવાની ટેવ તો છે જ...હું નીચે ન ગઈ. તેને પાણી ના પાયું...ભંગીનો છોકરો તો પછી ગયો. અમે બધા જમવાની ધમાલમાં હતાં. ને હું મારા વર્તન પર વિચારી રહી હતી...ને બધા જમી રહેવા આવ્યા હતા. તેથી મેં પણ મારી થાળી પીરસી!.. ને જ્યાં કોળિયો મોંમાં મૂકવા જઉં છું ત્યાં તો... ' બા આ...ઓ બા...' એ જ નિર્દોષ, નાચતો, હાસ્ય મિશ્રિત નિયમિત અવાજ...મેં બેઠાં બેઠાં જ પૂછ્યું.

' શું છે ભાઈ?'

' આમ બારીએ આવો ને...આ પાવલી જુઓ કેવી છે તે?' મને લાગ્યું આ પાવલીની શી લપ લાગ્યો છે. ને મેં તેને પૂછ્યું. 'કોની પાવલી લઈને આવ્યો છે?' આમ કહેતાં હું ઊઠી...શું આ છોકરો જાણી જોઈને ગાંડા કાઢે છે? પજવે છે? આમ વિચારી વળી જોરથી મેં કહ્યું...' શું છે ભાઈ? તને કેટલી વાર કહ્યું છે કે આ વખતે મને જરાયે નવરાશ ના મળે. સમજ્યો?...'

' પણ વાત તો સાંભળો બા...'

' નથી સાંભળવી...'

' પણ આ પાવલી કેવી છે...જુઓ ને.'

' જા...જેની પાસેથી લાવ્યો હોય તેને પૂછ...હું હમણા કયાં જોઉં?'

' પણ તમે આપી છે.'

' ના મેં નથી આપી.'

' હા તમે જ આપી છે.'

' ના ભાઈ. જા ભઈસા'બ...છોકરા તું તો ખરો છે.'

' પણ બેન તમે જ આપી.'...હવે વળી મને થયું લાવ જરા પૂછપરછ કરું... ' હેં? કયારે આપી?' ને મેં યાદ કરવા માંડ્યું...કે કયા કામ બદલ મેં તેને પાવલી આપી હતી. તે ખોટી નીકળી... બિચારા ગરીબને...હું જાણી જોઈને ખોટી ન જ આપું. કોઈ ને ન આપું...આમ વિચારું છું...ત્યાં તો તે બોલી ઊઠયો—' તમારા ઘરની જ બા...'

' પણ મેં આપી?' (કદાચ 'એમણે' આપી એવું મને લાગ્યું.) ' હા, ના. પણ પેલાં નાનાં બેને હમણાં જ આપી 'તી...' આ સાંભળતાં મારા મગજમાં પ્રકાશનો ચમકારો થયો...' હા, ચમેલીએ જ ગફલત કરી લાગે છે. ચમેલી, તને જોઈને આપવાનું કહ્યું 'તું ને મેં!'

' ના, બા. હા, બા.' તે જરા આશ્ચર્ય પામી બોલતી

હતી. 'મેં નવા બે પૈસા આપ્યા 'તા. પછી તે હાથમાં રમાડતો હતો ને જોતો હતો ખરો...તેને થયું હશે આ આજે આમ કેમ ?'

'હં...આપણે નવા બે પૈસા ક્યારેય નથી આપતા. જૂના બે પૈસા આપી દેવાના હતા...તારું ધ્યાન જ વાંચવામાં હશે...' એટલામાં ચમેલીએ ડબ્બીના પૈસાની ગણત્રી કરી કહ્યું...આ શાક લાવીને મેં પૈસા મૂક્યા હતા. તેમાં પાવલી પણ હતી એક. હવે તે નથી... તો મારાથી જ પાવલી અપાઈ લાગે છે.'

'તુંય ખરી...' કહી હું નીચે ગઈ. કાળિયાને બે પૈસા આપ્યા...તેણે પાવલી આપી...તેના કાળામેશ જેવા મુખમાં એકસરખા ધોળા દાંત હસી રહ્યા. પવિત્ર આનંદ તેના મુખ પર છવાઈ ગયો. ને તેણે ફાટેલી પેન્ટના ગજવામાં હાથ નાખ્યો બહાર કાઢી તે તરફ જોતાં કહ્યું...'બા મને થયું. લાવ બાએ પૈસા આપ્યા છે તે બારીસીંગ લેઈ લઉં. ને આમ ગજવામાંથી હાથ કાઢી જોયું...ત્યાં તો માળું પાવલું ભાળું...મે ફેર દેખ્યું. તો ય પાવલી ભાળું!' તે આશ્ચર્યમાં ગરકાવ થયો હતો ને આગળ બોલતો હતો પછી પ્રશ્ન તેના મુખ પર જાણે છવાઈ ગયો... ને તે બોલ્યો. 'મેં'કુ હવે ?' થોડી વાર તે અટક્યો. તેના મુખ પરના આશ્ચર્યભાવ, પ્રશ્નો, મૂંઝવણ બધું જ અદૃશ્ય થયું. ને ત્યાં ગંદી કાળી છાયા છવાઈ ગઈ. તે મ્લાન મુખે નીચે જોઈ રહ્યો ને માથું ખજવાળતો હતો..ને મેલનો બહુ ભારી બોજ ખભા ઉપર ઉપાડવા જતો હોય તેટલી મુશ્કેલીએ તે બોલ્યો: 'બા, ઘડીક તો થયું લાવને વાપરી નાખું...હું તો વાપરી નાખત બા...પણ..પછી' હવે તેણે ઊંચે જોયું. તેના શિર પરથી ભારે બોજો દૂર થયો હતો. તે હલકો ફૂલ થઈ ગયો. ને થોડી જ વારમાં પાછી ગંભીરતા તેના મોઢા પર છવાઈ. ને ગહન વિચારમાં ડૂબકી મારી જાણે ઉપર આવી મને ધીરેથી તે કહેતો હતો...'પણ...પછી બા' 'પણ પછી' કહી તે અટક્યો હતો...'પણ પછી ?' પછીની મૂકવાણીમાં પરિણામનું તાદૃશ વર્ણન હતું..'પણ પછી...બા' જાણે તે કહેતો ન હોય, 'પછી બા હું શૂન્ય થઈ જાત. હું હું' ન રહેત '...'પણ પછી બા...મને થયું લાવ. બા પાસે જઉં ..પૂછી આવું. પાવલી તમે કેમ આપી? બે પૈસા આપો છો ને? ને હું પાછો આઈવો.' તેને હું સાંભળી રહી ને પગથી માથા સુધી જોઈ રહી. જાણે સાક્ષાત સત્યના દર્શન હું કરી રહી હતી. પ્રામાણિકતાની મૂર્તિને નીરખી રહી હતી...

*

સાઇબેરિયામાં ઇર્શા-બોરોદિન્સ્કની કોલસાની ખાણોમાં, ઓપનકાસ્ટ પદ્ધતિ દ્વારા, થોડા વખતમાં ખોદકામનાં પ્રચંડ સાધનો રોજના ૮૦,૦૦૦ ટન કોલસા ખોદી કાઢશે. આ પદ્ધતિ ખૂબ જ કરકસરભરી છે.

૧૯૫૮માં સોવિયેત સંઘમાં આ સસ્તી પદ્ધતિ દ્વારા લગભગ ૨ કરોડ ટન કોલસા કાઢવામાં આવ્યા હતા. આથી કોલસાનું ઉત્પાદન ખર્ચ ઘટે છે. દેશના તેલ અને ગેસ ઉપર ભાર મુકાતો હોવા છતાં, હજી કોલસાનું બળતણ તરીકેનું મહત્ત્વ ઘણા વખત સુધી ટકી રહેશે.

આવતાં સાત વર્ષમાં સોવિયેત સંઘમાં કોલસાનું ઉત્પાદન ૨૦-૨૩ ટકા-લગભગ ૮૦ કરોડ ટન જેટલું વધશે. આમાંના અર્ધા ઉપરાંત કોલસા ઓપનકાસ્ટ પદ્ધતિ દ્વારા કાઢવામાં આવશે.

**શ્રીમન્નારાયણ**

# દેશ સમક્ષ રહેલું કાર્ય

આપણી બીજી પંચવર્ષીય યોજનાના આખરી બે વર્ષ માટે દેશ સમક્ષ રહેલું કાર્ય આપણા આયોજન પંચના સભ્ય આ લેખમાં સમજાવે છે. દરેકને ઉપયોગી થઈ પડે તેવો આ લોકભોગ્ય લેખ એટલો જ સરળ પણ છે......

ત્રીજી પંચવર્ષીય યોજનાનું ઘડતર જે મૂળભૂત નીતિઓને આધારે થવું જોઈએ તે સંબંધી પ્રાથમિક ચર્ચા વિચારણા શરૂ થઈ ચૂકી છે. આ ચર્ચા-વિચારણા રાષ્ટ્રના અર્થકારણમાં ભિન્નભિન્ન વિભાગમાં પહેલી અને બીજી યોજના દરમ્યાન મળેલા અનુભવનું અવલોકન કરવામાં અને એ રીતે ત્રીજી પંચવર્ષીય યોજના વધુ વાસ્તવિક રીતે અને વધુ વ્યાપક ધોરણે આપણે ઘડી શકીએ એ માટે આ અનુભવનો લાભ ઊઠાવવામાં, સહાયભૂત નીવડશે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન જે મુખ્ય ઉદ્દેશો સિદ્ધ કરવાનું વિચારાયું છે એનો નિર્દેશ રાષ્ટ્રપતિએ કર્યો જ છે અને તેથી આ ઉદ્દેશોની સિદ્ધિ માટે અગાઉથી જ આવશ્યક તૈયારીઓ કરીએ તો તે જરૂર લાભદાયી નીવડશે.

પરંતુ આપણે એ વાત હમેશાં લક્ષમાં રાખવાની છે કે, ત્રીજી પંચવર્ષીય યોજનાના કદ અને વસ્તુનો આધાર મોટે ભાગે, આપણે કેટલે અંશે બીજી યોજનાના લક્ષ્યાંકો સિદ્ધ કરી શકીએ છીએ એની પર રહે છે. આ દષ્ટિકોણથી જોતાં, બીજી પંચવર્ષીય યોજનાનાં બાકી રહેલાં બે વર્ષ ખૂબ મહત્ત્વનાં છે. જો બાકી રહેલાં બે વર્ષ દરમ્યાન આપણે આપણાં આંતરિક સાધનો વધારી શકીએ અને યોજનામાં આલેખવામાં આવેલા વિવિધ લક્ષ્યાંક પાર પાડી શકીએ તો, ત્રીજી પંચવર્ષીય યોજનાનો આરંભ, આત્મવિશ્વાસની ભાવનાથી કરવા માટે શક્તિમાન બની શકીશું. એ સમજી લેવું જોઈએ કે આયોજન એ એક અવિરત પ્રક્રિયા છે અને કોઈ પણ તબક્કે આપણા પ્રયત્નમાં જરા પણ ઢીલાશના, ભાવિ યોજનાઓ પર ગંભીર પ્રત્યાઘાતો પડવાના છે.

વિકાસાત્મક પ્રવૃત્તિઓમાં મૂડી રોકાણ કરવા માટે બચતનું પ્રમાણ વધારવાની દિશામાં આપણો એકધારો પ્રયત્ન રહેવો જોઈએ. પહેલી પંચવર્ષીય યોજનાના પ્રારંભમાં બચતનું પ્રમાણ ૭ ટકા હતું. બીજી યોજનાની મધ્યમાં આ પ્રમાણ ૧૦ ટકા હતું. ત્રીજી યોજનાના ગાળા દરમ્યાન આ પ્રમાણ વધારીને ૧૪ ટકા જેટલું કરવાનું જરૂરી બનશે. આથી જો આગામી બે વર્ષ દરમ્યાન આપણી બચત શક્તિ વધારવા કમર કસવામાં નહિ આવે તો, ત્રીજી પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં આ પ્રમાણ એકદમ વધારી દેવાનું શકય બને નહિ. બચતનું પ્રમાણ એકધારું વધારવાની આ પ્રક્રિયા, સવિશેષ કરીને અર્ધવિકસિત દેશોમાં, ઘણી મુશ્કેલ પ્રક્રિયા છે અને એ માટે લાખો લોકોને પહોંચવા માટેના યોગ્ય મનોવૈજ્ઞાનિક માર્ગની અને ગ્રામ તેમજ શહેરી પ્રદેશોમાં બચત પ્રવૃત્તિ સુસંગઠિત કરી શકાય એ માટે કાર્યક્ષમ તંત્રની, જરૂર રહે છે. આર્થિક વિકાસનાં ભિન્ન ભિન્ન કાર્યોમાં, લોકો સંપૂર્ણ સહકાર અને ભાગ લે એવો ભાવ લોકશાહી આયોજનાના વિચારમાં ખચિત રહ્યો જ છે. જો લોકોને સાચેસાચ એમ લાગે કે આ યોજના તેમની પોતાની છે, તેમણે તૈયાર કરી છે અને પોતાના જ કાયમી લાભ માટે પોતે જ તેનો અમલ કરી રહ્યા છે તો જ આમસમુદાયને યોગ્ય વેગથી ક્રિયાશીલ બનાવી શકાય. કોઈ પણ સરકારી તંત્ર, પછી એ ગમે એટલું કુશળ કેમ ન હોય તો પણ, ઉપરોક્ત સાચા અર્થમાં લોકોને યોજનાના કાર્યમાં જોડયા સિવાય, આ ધ્યેય સિદ્ધ કરવામાં સફળ નીવડી શકે નહિ.

એ દેખીતું છે કે વિકાસમાં આપણા, આયોજનના મૂળભૂત ઘટકો, ગ્રામપ્રદેશમાં પંચાયતો તથા સહકારી

મંડળીઓ અને શહેરી પ્રદેશમાં સુધરાઈઓ જેવી સ્થાનિક પ્રજાકીય સંસ્થાઓ હોવાં જોઈએ. જો સ્થાનિક સંસ્થાઓના પાયા સંગીન રીતે નંખાયા હશે તો જ બીજી યોજના તથા ત્રીજી યોજના સંગીન અને કાયમી પરિણામો સિદ્ધ કરવા શક્તિમાન બની શકશે. આથી પ્રજાની આ મૂળભૂત સંસ્થાઓ પદ્ધતિપૂર્વક સ્થાપવાના અને તૈયાર કરવાના મહત્ત્વના કાર્ય પાછળ આપણે આપણી શક્તિઓ વાળીએ એ આવશ્યક છે. જો એ પાયા નબળા હશે તો લોકશાહીમાં આયોજનના ક્ષેત્રે સંતોષકારક પ્રગતિ સાધવાનું આપણે માટે અતિ મુશ્કેલ બની રહેશે.

કોઈ પણ સરમુખત્યારવાદી તંત્રમાં અતિ કેન્દ્રિત સત્તા સ્થાપવાનું ઘણું સહેલું છે પરંતુ આપણે કાળજીભરી વિચારણા બાદ આયોજનમાં લોકશાહી માર્ગ અનુસરવાનો નિર્ણય કર્યો છે અને હું માનું છું કે, ઘણી સાચી રીતે એ નિર્ણય કર્યો છે. આ લોકશાહી આયોજન શક્ય એટલા વિશાળ ધોરણે વિકેન્દ્રિત હોવું જ જોઈએ જેથી કરીને સ્થાનિક પ્રજા પોતાની વિકાસ યોજનાઓ ઘડવામાં પોતાની કાર્યશક્તિ તથા સ્વસહાયની ભાવના કેળવી શકે. જો કે આધુનિક પરિસ્થિતિમાં આયોજનમાં અમુક અંશે કેન્દ્રિયકરણ અનિવાર્યપણે આવી જ જાય છે પરંતુ જુદી જુદી યોજનાઓ અને કાર્યક્રમોનો અમલ ઘણા મોટા પ્રમાણમાં વિકેન્દ્રિત ધોરણે જ કરવો જોઈએ. આ તો જ શક્ય બને જો આપણે લોકોની સ્થાનિક સંસ્થાઓ વિકસાવી શકીએ જેથી કરીને તેઓ પોતાની જવાબદારી કાર્યક્ષમ રીતે અદા કરી શકે.

અત્યારની ગણતરી મુજબ કેન્દ્ર તેમ જ રાજ્ય સરકારો આગામી બે વર્ષ દરમ્યાન રૂ. ૧૭૫૪ કરોડ ઊભા કરવા શક્તિમાન હશે. જ્યારે કુલ રૂ. ૪૧૦૦ કરોડની નિર્ધારિત નાણાંકીય જરૂરિયાત અનુસાર યોજના પૂરી પાડવા માટે રૂ. ૨૦૩૪ કરોડની જરૂર રહે છે આમ કેન્દ્ર ખાતે રૂ. ૮૨ કરોડ મળી કુલ રૂ. ૨૮૦ કરોડની ઘટ પડે છે. એ તો દેખીતી વાત છે કે, રૂ. ૨૮૦ કરોડની ઘટનો આ ગાળો મુખ્યત્વે વધારાના કરવેરા દ્વારા અને વધુ પ્રમાણમાં જાહેર લોનો (પબ્લિક બોરોઇંગ્ઝ) દ્વારા પૂરો કરવાનો રહેશે. આથી કેન્દ્ર તેમજ રાજ્યોમાં વધારાના કરવેરા નાખવા ઉપરાંત દેશમાંના જુદા જુદા કરોની વસુલાત માટેનું અત્યારનું તંત્ર વધુ સખત બનાવવાનું આવશ્યક છે. જો કે કરચોરી અને કરવેરામાંથી છટકી જવાના પ્રમાણ સંબંધી મતભેદ હોઈ શકે પરંતુ કરચોરી સારા એવા પ્રમાણમાં થાય છે એ વિષે શંકા જ નથી અને તેથી આપણા કરની આવક વધારી શકાય તે માટે અત્યારે રહેલા અનેક જાતનાં છીંડાં પૂરવાનું અનિવાર્ય છે.

વિત્તમંત્રાલયે, કેન્દ્ર માટેના સીધા કરોમાં થતી કરચોરીના પ્રશ્નની તપાસ કરવા માટે 'ત્યાગી સમિતિ' નામની એક તપાસ સમિતિ રચી છે. આપણે આશા રાખીએ કે આ સમિતિ પોતાની ભલામણો વહેલી તકે સુપ્રત કરવા શક્તિમાન બને જેથી કરીને બીજી પંચવર્ષીય યોજનાના બે આખરી વર્ષ દરમ્યાન એની દરખાસ્તનો લાભ ઉઠાવવાનું શક્ય બની શકે. જો રાજ્ય સરકારો પણ પોતાનું કરવસુલાતનું તંત્ર વધુ કાર્યક્ષમ બનાવવાની દૃષ્ટિથી આવાં સમિતિઓ નીમે તો એ ઘણી સહાયભૂત નીવડશે. જો કે એસેસીઓની વિનાકારણ હેરાનગતિ થવી જોઈએ નહિ પરંતુ એની સાથે જ રાજ્યે કરચોરી અટકાવવા માટે આવશ્યક પગલાં સખત બનીને ભરવાં જોઈએ અને દોષપાત્રને કરવામાં આવતી સજા અત્યારે છે એના કરતાં વધુ સખત હોવી જોઈએ.

નવા કરવેરા તેમજ અત્યારના કરવેરા વસુલાત તંત્રની સુધારણા એ બંને દ્વારા મેળવનારી વધારાની આવક ઉપરાંત નાની બચતની પ્રગતિ સુવ્યવસ્થિત રીતે ગ્રામ પ્રદેશમાં વિસ્તારીને એ બચતનું પ્રમાણ આગામી બે વર્ષ દરમ્યાન વધારવાનું દેશ માટે જરૂરી બનશે. અહીંયા પણ પંચાયતો, સરકારી મંડળીઓ અને સુધરાઈઓ જેવી સ્થાનિક સંસ્થાઓએ લોકોની નાની બચતો એકઠી કરવાના કાર્યમાં ઘણો મહત્ત્વ ભાગ ભજવવાનો રહેશે.

વળી ગામડાંઓમાં વીમા પ્રવૃત્તિ વિસ્તારવા માટે પણ ઘણો સારો અવકાશ રહ્યો છે. ગ્રામપ્રદેશમાં વીમો ઉતરાવવાના ક્ષેત્રમાં રાજસ્થાનમાં મળેલો અનુભવ ઘણો પ્રોત્સાહક છે. મારા મનમાં એ વિષે લેશ માત્ર શંકા નથી કે જો લોકો સમક્ષ યોગ્ય રીતે જવામાં આવે અને એમને યોગ્ય અનુરોધ કરવામાં આવે તો તેઓ રાષ્ટ્રિય હાકલ સ્વેચ્છાપૂર્વક ઝીલી લેશે. આ મહત્ત્વના કાર્યમાં રાજદ્વારી ક્ષેત્રો સહિત બિનસરકારી સંસ્થાઓએ ઘણું મહત્ત્વનું કાર્ય બજાવવું રહ્યું. આ માટે સરકારી કાર્યપદ્ધતિ પણ વધુ સરળ તેમજ વધુ કાર્યક્રમ આપતી અને ઝડપી બનાવવી પડશે.

એ તો દેખીતું જ છે કે, જો આપણે આપણું ખેતીનું તેમજ ઉદ્યોગોનું ઉત્પાદન ગણનાપાત્ર પ્રમાણમાં વધારી શકીએ તો જ વધારાના કરવેરા દ્વારા તેમજ જાહેર લોનો દ્વારા ગણનાપાત્ર પરિણામ મેળવી શકીએ. દેશે આગામી બે વર્ષમાં અન્નની બાબતમાં સ્વાવલંબી બની જવાનો નિર્ધાર કરવો જ જોઈએ જેથી કરીને ત્રીજી પંચવર્ષીય યોજનાની શરૂઆતથી અનાજની આયાત કરવા માટે કોઈ જોગવાઈ અંદાજપત્રમાં કરવાની જરૂર રહે નહિ. સદ્ભાગ્યે આ વર્ષે પાક રાબેતા મુજબ ઊતરે છે એના કરતાં સારો ઊતર્યો છે અને જો કુદરત આપણી પ્રત્યે અતિ અકૃપાળુ ન બને તો બીજી પંચવર્ષીય યોજનાની આખર સુધીમાં અન્નસ્વાવલંબન સિદ્ધ કરવાનું દેશ માટે શક્ય બનવું જોઈએ.

પરંતુ આ સરકારી તેમજ બિનસરકારી સંસ્થાઓને પક્ષે, ખાસ કરીને સુધારેલું બિયારણ, સ્થાનિક ખાતર, નાનાં સિંચાઈ કામો અને ખેતીની સુધારેલી પદ્ધતિની બાબતમાં સામુદાયિક કાર્ય કરવાની જરૂર રહે છે. સામૂહિક વિકાસ યોજનામાં ખેતીનું ઉત્પાદન વધારવાના કાર્યને સર્વોચ્ચ પસંદગી આપવામાં આવી રહી છે અને જો આ કાર્ય માટે આપણા લાખો કરોડો પ્રજાજનોનો ઉત્સાહ સંગઠિત કરવાનું શક્ય બને તો આપણું કૃષિ ઉત્પાદન સારા એવા પ્રમાણમાં વધારવાનું કામ આપણે માટે મુશ્કેલ બનવું જોઈએ નહિ.

ઔદ્યોગિક ઉત્પાદન, ખાસ કરીને નાના પાયાના ઉદ્યોગો તેમજ કુટિર અને ગ્રામોદ્યોગોનું ઉત્પાદન વધારવાનું પણ આવશ્યક છે જેથી કરીને લોકોની વપરાશી માલની માગને પહોંચી વળાય, જો આગામી બે વર્ષ દરમ્યાન આપણે દેશભરમાં સહકારી ધોરણે કાર્યક્ષમ ખેતરો, નાની ફેક્ટરીઓ અને કારખાનાની હારમાળા વિસ્તારવા શક્તિમાન બની શકીએ તો આપણે ત્રીજી પંચવર્ષીય યોજનાના ઘડતર અને અમલ માટે સંગીન પાયા નાખ્યા છે એમ કહી શકાશે.

આથી આગામી બે વર્ષ ખૂબ જ મહત્ત્વનાં છે અને દેશ જ્યારે અત્યારથી જ ત્રીજી પંચવર્ષીય યોજના વિષે વિચાર કરી રહ્યો હોય ત્યારે, એણે આગામી બે વર્ષ દરમ્યાન આર્થિક પ્રવૃત્તિનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાંની ભારે જવાબદારીઓની અવગણના કરવી જોઈએ નહિ.

★

રૂ. ૧૦૦૦થી રૂ. ૧,૫૦૦નો માસિક પગાર મેળવતા વિદેશી પેઢીઓમાં કામ કરતા ભારતીય કર્મચારીઓની સંખ્યા ૧૯૫૭માં ૭૭ ૭ ટકા જેટલી હતી તે વધીને ૧૯૫૮માં ૮૪.૨ ટકા જેટલી થઇ છે; રૂ. ૧,૫૦૧ થી રૂ. ૨,૦૦૦નો માસિક પગાર મેળવતા ભારતીય કર્મચારીઓની સંખ્યા ૫૪.૨ ટકાથી વધીને ૬૨.૨ ટકા થઈ છે; રૂ. ૨૦૦૧ થી રૂ. ૩૦૦૦ સુધીનો માસિક પગાર મેળવતા ભારતીય કર્મચારીઓની સંખ્યા ૨૯.૪ ટકાથી વધીને ૩૬.૫ ટકા થઈ છે; રૂ. ૨૦૦૧ થી રૂ. ૫૦૦૦ સુધીનો માસિક પગાર મેળવતા ભારતીય કર્મચારીઓની સંખ્યા ૧૩.૭ ટકાથી વધીને ૧૬ ૪ ટકા થઈ છે અને રૂ. ૫૦૦૨ થી વધુ માસિક પગાર મેળવતા કર્મચારીઓની સંખ્યા ૫.૧ ટકાથી વધીને ૬.૦ ટકા થઈ છે.,

ઈશ્વરભાઈ પટેલ

# મતારોની માનવના

અંગ્રેજી સાહસકથાઓને ગુજરાતીમાં ઉતારનાર શ્રી ઈશ્વરભાઈ પટેલથી હવે તો ઊર્મિના વાચકો અજાણ નથી જ. આ સાગરના સાહસોની વચ્ચે જીવસટોસટી ખેલતા માનવની એવી જ એક આ વધુ કથા ગુજરાતીમાં ઊતરી છે.........

દક્ષિણ પેસીફીકના અફાટ સમુદ્રી વિસ્તારોમાં આવેલા ગિલ્બર્ટ ટાપુઓમાં એક નાનકડા બંદરે, મુસાફરોની હેરફેર કરતું એક વહાણ લાંગરેલું હતું. દિવસ આખાના બળબળતા તાપ પછી, સમીસાંજના ઠંડા દરિયાઈ પવનની લહેરો વાતી હતી અને આ લહેરોમાં આરામ અને આનંદ અનુભવતો એ વહાણનો એક ખલાસી લાંબો થઈ આળોટતો હતો.

માંસલ શરીરવાળો, મજબૂત એવા આડત્રીસ વરસના એ યુવાનનું નામ મતારો એ એ પ્રદેશનો જ નિવાસી ને વરસોથી દરિયા સાથે એને દોસ્તી.

એના વહાણનું નામ 'આરાકારીમો' પાસે જ એક બીજું વહાણ લાંગરેલું હતું. એનુ નામ 'આરારોલા.'

પવનની શીત લહેરોમાં જરા તાજો થઈ એણે ઊંચુ જોયું તો વીસેક ઉતારુઓની એક ટુકડી વહાણ પાસે આવી પહોંચી હતી ટુકડીએ પૂછ્યુ, 'મૈના જતા કયું વહાણ આજે ઊપડશે?'

'આ બન્ને વહાણ રાત્રે આઠ વાગ્યે ઊપડશે. જેમાં બેસશો તેમાં સરખુ છે.' મતારોએ જણાવ્યું.

ત્યારે એ બિચારાને ક્યાંથી ખબર કે જેમાં બેસીએ તેમાં સરખું નથી? સાત જણ મતારોના વહાણમાં બેઠાં ને સને ૧૯૫૫ના ડિસેમ્બરની ૨૯મી તારીખની એ રાત્રે આઠ વાગ્યે બન્ને વહાણ સાથેસાથ મૈના જવા ઊપડ્યાં.

મધ્યરાત્રિ સુધી તો બન્ને બાજુ બાજુ જ ચાલ્યાં પણ એ સમયે દરિયામાં એક ભયંકર વાવાઝોડું ફૂંકાયું ને બન્ને વહાણ એકબીજાથી જુદાં પડી ગયાં. તોફાન ને વરસાદ ને તેમાં રાત્રિ એટલે 'આરારોલા' વળતી સવારે મૈના બંદરે પહોંચ્યું ત્યારે એમના પર પ્રશ્નોની ઝડી પડી: 'આરાકારામો' ક્યાં ગયું? તમે સાથે નહી ઊપડેના? ક્યારે છૂટું પડ્યું?

એ બિચારાય આ જ સવાલો જાતને પૂછી રહ્યા હતા. શરૂઆતમાં તો એમ લાગ્યું કે કલાક બે કલાકમાં 'આરાકારીમો' આવી પહોંચશે પણ દિવસ નમવા આવ્યો તોય વહાણનાં ચિહ્ન નજરે ન પડ્યાં એટલે બંદરમા લાંગરેલાં બધાં વહાણો નીકળી પડ્યાં ને આજુબાજુનો માઈલો સુધીનો દરિયો ખૂદી આવ્યાં પણ પેલા સાથી વહાણનો ક્યાંય પત્તો ન પડ્યો. એટલે સૌના મનમાં ચિંતાએ ઘર ઘાલ્યું ને મહાસાગરને ઓળખનારા સૌએ એકમે દિવસનાં જાહેરી દીધું કે દરિયો વહાણ ગળી ગયો

આમ તો એ વહાણ ભુલાઈ ગયું હોત પણ સપ્તાહ પછી ફીજીની સરકારે એક સત્તાવાર નિવેદનમાં જાહેર કર્યું કે એ વહાણ ગૂમ થયું તે જ દિવસે. એ કિનારે એક અપરિચિત સબમરીન દેખા દીધી હતી! લોકજીભે અનેક વાયકાઓ શરૂ થઈ કોઈ કહે રશિયાની સબમરીન હતી તો કોઈ કહે જાપાન, ચીનની. કોઈ કોઈ ખાસ અંદરની વાત જાણનારા કહે જવા દો. એ તો અમેરિકાની હતી ને નહી તો બ્રિટનની.

સમય વીત્યો છતાં કશાય સમાચાર ન આવ્યા એટલે લોકોએ ને સરકારેય વહાણને ગૂમ થયેલું ગણી લીધું.

પણ પ્રશાંત મહાસાગરના અનંત નિર્જન જળ વિસ્તારોમાં એ વહાણ અહીંતહીં અફળાતું હતું, અને એમાં હાજર માનવીઓએ મદદે આવનાર અન્ય વહાણની આશા ત્યજી નહોતી. વહાણનાં એન્જિન બગડી ગયાં હતાં એટલે એ સાવ, સમુદ્રપ્રવાહો ને પવનસપાટાને આશરે સમુદ્રસપાટી પર સરતું હતું.

એમની અગ્નિપરીક્ષા તો પહેલી જ મધ્યરાત્રિએ બે વહાણ છૂટાં પડ્યાં ત્યારથી જ શરૂ થઈ હતી. રાત્રિના

ભયંકર ઝંઝાવાતમાં સાતેય ઉતારુઓ ગભરાઈને એક-બીજાને ચોંટી ગયા હતા. પવન, વરસાદ અને દરિયો ત્રણેયનું તાંડવ શરૂ થયું હતું તેમાં આંખે અંધારાં લાવી દેતી વીજળીના ઝબકારા વાતાવરણને ઓર ભયંકર બનાવતા હતા. ડુંગરશાં મોજાં અફળાતાં ઊડતી પાણીની છોળો ને દરિયાની ગર્જનામાં ભમતા મેઘગર્જનાના કડાકા, આ બન્ને સૌને ધ્રૂજાવતા. એક જ વાતે હૂંફ રહેતી હતી! અને તે એ કે વહાણના એન્જિનનો ધમધમાટ ચાલુ હતો.

એવામાં અચાનક એન્જિનનો ધરધરાટ અટકી ગયો ને સૌના કાન એ ઘોર સાંભળવા ઉત્સુક બન્યા. ઘણાયે પ્રયત્ન છતાં એ ગમતો અવાજ ઘોરમાંથી જાગ્યો જ નહીં અને પવનના ઝોલે ને મોજાંના હિંડોળે વહાણ અફળાવા લાગ્યું.

સૌના મન પર ચિંતા ને શોકની ઘેરી લાગણીએ પકડ જમાવી. એક વ્યક્તિ જ માત્ર સૌનામાં આશાનો સંચાર કરવા પ્રયત્ન કરતી હતી. એ હતો મતારો. ગભરામણમાં પડેલી આખી મંડળીને ઉદ્દેશી એ બોલ્યો, "ચિંતાને કંઈ કારણ નથી. બેટરી ગઈ છે એટલે એન્જિન તો ચાલવાનું નથી. પણ તોફાન શમવા લાગ્યું છે ને રાત્રિ અંત નજદીક પહોંચી છે. સવાર થતાં તો કોઈક વહાણ આપણને જોશે ને ઊંચકી લઈ પહોંચાડી દેશે.'

'પણ આપણે જઈએ છીએ કઈ બાજુ?'

'દક્ષિણ તરફ.'

'પણ સવારમાં કોઈ વહાણ ન દેખાયું તો?' એકાદ શંકાશીલે સવાલ કર્યો.

'તો 'આરાટોલા' તો પાછું આવશે જ ને! એમને ખબર છે કે આપણી પાસે રેડિયો નથી એટલે આપણને નહીં જુએ એટલે એ ચારેકોર ખબર આપશે ને ઘડીવારમાં ડઝન જેટલાં વહાણ કુમકે આવશે,' મતારોએ શ્રદ્ધાન્વિત થઈ ઉચ્ચાર્યું.

આશાનો સંચાર થતાં, બે જણે લાવેલું ભાથું સૌએ આરોગ્યું ને આપસ આપસમાં વાતો કરવા લાગ્યા કે આટલી બધી ચિંતા કરવા બદલ કદાચ આપણે જ જાત પર કાલે હસીશું.

છતાં બાકીની રાત વહાણ જે ઊછળ્યું છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. સેંકડો વખત એકાદ પહાડી મોજાંની ટોચ પર એ ઝાડ થતું હશે ને ઊંધું પડતાં પડતાં બચી ગયું હશે.

ભળભાંખરું થતાં તો મતારોની ઝીણી આંખે દૂર ક્ષિતિજ પર બે વહાણો જોયાં. પવન પડી ગયો હતો અને વરસાદ ધીમો પડ્યો હતો છતાં દરિયો અસ્થિર હતો અને 'આરાકારીમો' ઝોલાં ખાતું હતું.

આશાના અણધાર્યા સંચારે બધા એવા તો ગાંડા જેવા થઈ ગયા કે માઈલો દૂર સરતા વહાણ પર સૌની મીટ મંડાઈ ગઈ અને માઈલેક જેટલાં દૂર રહેતાં તો બધાં બૂમો પાડવા લાગી ગયાં. એવામાં એ વહાણોને દૂર સરકી જતાં એમની બૂમો વધી ગઈ અને સૌએ જે હાથમાં આવ્યું તે રૂમાલ, કોટ, જાકીટ પકડી ફરકાવવા માંડ્યું.

આ બૂમાટા ને ધજાપતાકાએ સામા વહાણના એક ઉતારુનું ધ્યાન ખેંચ્યું. એણે બીજાને બોલાવ્યા ને બન્ને વહાણના ઉતારુઓ કઠેરા આગળ ગોઠવાઈ એકબીજાને દૂરથી વધાવવા લાગ્યા. 'આરાકારીમો'ના ઉતારુઓના હૃદયમાં આશાનો ઉદધિ ફેલાયો ને મુક્તિની ક્ષણ નજદીક લાગી.

પણ આ આનંદ ક્ષણજીવી નીવડ્યો. પેલાં વહાણો તો એમને રસ્તે જ ચાલ્યાં ને આ સંકટગ્રસ્તોના ઊગારની સૌ આશાઓ વિલીન થઈ ગઈ.

આ નિરાશાને વ્યક્ત કરતાં, ક્રોધયુક્ત સ્વરે કપ્તાન બોલી ઊઠ્યો, 'ત્યારે આ મૂરખ લોક શું એમ સમજ્યા હશે કે આપણે નૂતન વરસનાં અભિનંદન પાઠવતા હતા?'

વિષાદયુક્ત સ્વરે મતારો બોલ્યો, 'એ બિચારાઓને આપણી નિઃસહાયતાનો ખ્યાલ કેવી રીતે આવે?'

'કંઈ વાંધો નહીં', આમેય પ્રશાંતમાં આપણે ઝાઝું,

નહીં રહેવું પડે. 'આરાટોલા' તો શોધમાં નીકળ્યું જ હશે ને?' કપ્તાને જણાવ્યું.

'પણ આપણે કયા વિસ્તારમાં અથડાઈએ છીએ?' એક ઉતારુએ પૂછ્યું.

'કદાચ આપણે ગ્વામ અને પશ્ચિમ સમાવ આગળ હોઈશું,' કપ્તાને કહ્યું.

'આ વિસ્તારમાં તો જાપાનીઝ વહાણ આપણને મળ્યા સિવાય રહેશે જ નહીં' મતારો બોલ્યો, 'એ સૌ માછીમારી માટે અહીં આવે છે.'

'તો, તો આપણે લંગર નાખીને અહીં જ સ્થિર થાવ ને?' એક ઉતારુએ સૂચન કર્યું.

'અરે, ભાઈ આપણું લંગર તે કંઈ દરિયાને તળિયે પહોંચતું હશે કે?' કપ્તાને કહ્યું.

'આપણી પાસે ખાદ્યસામગ્રી કેટલી હશે?' મતારોએ પૂછ્યું.

'ચાલો જોઈ લઈએ.'

વહાણ તપાસતાં માંસના એક રતલી ડબા નં. ૪૦, ૫૬ રતલી ચોખાની ગુણ નં. ૪ અને પચાસ રતલી બિસ્કીટનો ડબો નં. ૧–એટલું નીકળ્યું. મતારોને ખોરાક વહેંચણીની જવાબદારી સોંપાઈ.

દિવસો પસાર થવા લાગ્યા અને દરેક કલાક, ચિંતાતુર નજરે, સૌ દૂરદૂર ક્ષિતિજમાં, વહાણની શોધ ચલાવતાં. કદીક કદીક તો એમની આશાભરી નજર છેતરાઈ પડતી ને એકાદ મોજાંનો આકાર, એમને વહાણ જેવો લાગતો પણ એટલી વારમાં તો આશા ને અધીરાઈનો હિલોળો સૌના હૃદયમાં જાગી ઊઠતો.

આ ચિંતાના વાદળમાં, સૌને રાતેય તુટક તુટક ઊંઘ આવતી એક વખત એક જણ રાતે બોલી ઊઠ્યો, 'પ્રકાશ,પ્રકાશ,' સૌ ઝબકી દોડ્યા–ડેક તરફ, એકાદ વહાણની આશામાં. પણ એ તો વાદળમાં છુપાયેલ ચન્દ્રના પ્રકાશથી છેતરાયેલ હતો. મહાપરાણે સૌ થાકીને પાછાં ગોઠવાયાં. આમ આશા, નિરાશા, થાક ને ચિંતા સૌનાં મન ને શરીરને ઘેરવા લાગ્યાં. પછી તો એમણે વહાણમાંથી સહાય માગતા પ્રકાશ-ગોળા છોડ્યા પણ એય ખલાસ થઈ ગયા ને દરેકની આશા ઓસરતી ચાલી.

એમના સદભાગ્યે રોજ વરસાદ પડતો. વહાણની છતમાં વરસાદના પાણીનો એ સંચય કરી લેતા ને એમ પીવાના પાણીની તંગી નિવારી શકાતી.

એક દિવસ દૂર ક્ષિતિજમાં એક શઢ દેખાયો પણ થોડા જ સમયમાં વહાણ એના રસ્તે અદૃશ્ય થયું ત્યારથી અન્ય વહાણના આગમન અંગે પૂરી શંકા સેવાવા લાગી.

મતારોએ રોજનું ખોરાકમાપ ઘટાડી દીધું કારણ કંઈ કેય આશા વધુ લાંબો વખત ટકાય તે પર હતી. આ પગલાએ ઉતારુઓના મનમાં ભયનો સંચાર વધારી દીધો.

નવ દિવસ ને નવ રાત્રિ આમ નિરાધાર સ્થિતિમાં વહાણ ભટક્યું છતાંય ન તો બીજું વહાણ દેખાયું કે ન દેખાઈ જમીન. એટલે ઉતારુઓ તો પ્રશાંતના વિસ્તારની અગાધતા અને એકાંતતા પર સભય વિસ્મય પામ્યા.

ખોરાક ઘટાડવો પડ્યો ને એમાં ઉમેરો કરવા માછલી પકડવા પ્રયત્ન કર્યો પણ કંઈ વળ્યું નહીં. દસમાથી તેરમા દિવસ સુધી તો વહાણ બિલકુલ નિર્જન પ્રદેશમાં પડ્યું જ રહ્યુ અને ભયનો સંચાર વધી ગયો. એક જણથી તો રહેવાયું નહીં એટલે ડૂસકાં ખાતો રડવા લાગ્યો, 'દુનિયા આપણને વિસરી ગઈ છે ને કોઈ આપણી ખોજ કરતું નથી.'

એને દિલાસો આપતાં મતારો બોલ્યો, 'જરા ધીરજ ધરો. આપણે તો હજુય નસીબવાન કહેવાઈએ. પેલી બિચારી બહેનનો તો વિચાર કરો.'

મતારોના શબ્દો પૂરા થયા ન થયા ત્યાં તો નીચેથી દુઃખની ચીસ આવી. એ બહેન ગર્ભવતી હતી ને પ્રસૂતિનો સમય નજદીક આવ્યો હતો.

એવામાં તૂતક પર એક ચાર ઈંચની રજત માછલી કૂદી આવી ને એને પકડી એક છોકરો કૂદતો કૂદતો આનંદના સમાચાર આપવા લાગ્યો. એ સમાચાર આનંદમાં ઊભરો થતો હોય તેમ નીચેથી સફળ પ્રસૂતિના ખબર આવ્યા અને આને ભાવિ આશાનાં એંધાણ માની, એ આખી માનવટુકડી જન્મોત્સવમાં લાગી ગઈ. કાળનું કરવું તે દૂરદૂર એક શઢની નિશાનીઓ દેખાઈ અને સૌ લોક માનવા લાગ્યા કે એમનાં સંકટનો અંત આવી રહ્યો છે.

પણ વિધિની ગતિ ન્યારી છે. દિવસ પર દિવસ વીતવા લાગ્યા ને ન દેખાયું કોઈ વહાણ કે ન દેખાઈ કોઈ જમીન. એટલે પાછાં આશાનાં પૂર ઓસરવા લાગ્યાં. આ નિરાશામાં વેગ મળે એવી વાત એ બની કે પેલી નવી જન્મેલી બાળકી ત્રણ દિવસની ટૂંકી જિંદગી પછી મરણને શરણ થઈ ગઈ.

ચૌદ દિવસ 'આરાકારીમો' દક્ષિણમાં ખસતું રહ્યું ને પછીના ચૌદ દિવસ વાયવ્ય દિશામાં ખસતું રહ્યું. આ દરમિયાન તો સૌનાં ડાચાં ચડી ગયાં, આંખો ઊંડી ઊતરી ગઈ અને બીક ને નિઃસહાયતાની લાગણી સૌના મનને ઘેરી વળી.

મુસાફરીને એકતાલીસમે દિવસે પવન પલટાયો, વહાણ પશ્ચિમ દિશામાં વળ્યું ને વહાણવટીઓને લાગ્યું કે કદાચ આપણે સોલોમન ટાપુ પર પહોંચી જઈએ.

આશાના આ સંચારથી ઉત્તેજિત થઈ, ટાપુ પર પહોંચતા સુધી ભૂખ નિવારવા સૌ માછલીની શોધમાં જોરપૂર્વક લાગી ગયા. પાંચ ઈંચની એક માછલી મહામહેનતે પકડાઈ. એ માછલીની તો કંઈ કિંમત નહોતી-પણ એને ખોરાકાર્પણ તરીકે રાખી, જાળ-દોરીનો કાંટો પાછો દરિયામાં નાખ્યો તો એક મોટી છ ફૂટિયા શાર્ક માછલી પકડાઈ ગઈ: એને વહાણ પર ખેંચી લઈ સૌ તૂટી પડ્યા તે એને પૂરી કરી બે અઠવાડિયાં આ માછલીના માંસે સૌને રાહત દીધી. ત્યારપછી મચ્છી પકડવાના સૌ પ્રયત્નો વ્યર્થ ગયા ને આ અગ્નિપરીક્ષાના સત્તાવનમા દિવસે એમનાં છેલ્લાં બિસ્કિટ સૌના પેટમાં ઊતરી ગયાં પછી છ દિવસ સુધી બધાં માત્ર વરસાદના પાણીના ઘૂંટડા પર જીવ્યા !

આખરે ૧૯૫૬ ના ફેબ્રુઆરીની અઠ્ઠાવીસ તારીખે, પૂરા બાસઠ દિવસની કસોટી પછી એ મુસાફરોએ સર્વપ્રથમ જમીનનાં દર્શન કર્યાં.

ઊભવાય અશક્ત એવાં આ મડદાશાં માનવી વહાણની ધારે આવી, આનંદબૂમ ઊઠાવવા વ્યર્થ પ્રયત્ન કરવા લાગ્યાં. એ સૌ ગ્વાદલકેનાલના દક્ષિણકિનારે પહોંચી ગયાં હતાં ને કપ્તાને સૌને ભેગા કરી, આ મુક્તિ બદલ પ્રભુનો આભાર માનવા પ્રાર્થના કરી.

પણ એમની આશાઓ અધૂરી નીવડી. એમને જોઈ, બે ઝડપી સરકારી વહાણો, એમને ઊંચકી લેવા, પૂર ઝડપે બંદરેથી નીકળ્યાં પણ આ બન્નેનો ભેટો થાય તે પહેલાં તો પચાસ માઈલની ગતિએ ફૂંકાતા પવને, એમના વિયોગ કર્યો અને બન્ને રાહત વહાણો પાછાં કિનારે ફેંકાઈ ગયાં ને આ કમનસીબ વહાણ પાછું દરિયામાં ધકેલાઈ ગયું !

સવાર થયું ત્યારે દુઃખદ સ્વરે કપ્તાને સૌને ગ્વાદલકેનાલને ઢાંકતા ઊંચા ખડકોનાં, અસમાન શિખરો બતાવ્યાં અને સૂચન કર્યું કે પવન છે તે ચાલુ રહે તેવો સંભવ છે એટલે સૌએ વહાણને ભરવેલી હોડીઓમાં ઊતરી, કિનારે પહોંચવાનો પ્રયત્ન કરવો.

ઉતારુઓમાંથી એકે જણાવ્યું કે બંદરના લોકોએ આપણને દીઠા છે તો હવે એક બે દિવસમાં એ માણસને નહીં ઊંચકી લે ?

કપ્તાને જણાવ્યું કે ત્યાંસુધીમાં તો આપણે પાછા સેંકડો માઈલ મધદરિયે પહોંચી જઈશું.

હિંમત કરી ચાર ખલાસીઓએ હોડી ઊતારી, દરિયામાં ઝંપલાવ્યું. ગાંડાતૂર થયેલા સમુદ્રજળ આ હોડીને ઊડાવવા લાગ્યાં. અને જરા વારમાં તો એક ગગનચૂંબી મોજાની દીવાલ પાછળ હોડી જાણે સંતાઈ ગઈ. બીજી જ ક્ષણે એ પહાડી મોજું તૂટ્યું -ભાંગ્યું ને એ સાથે જ હોડી ઊંધી વળી ગઈ ને

એમાં બેઠેલ ચારેય કમનસીબ આદમીઓને ગળી જ જતા દરિયાને, હોડી પરનાં નિઃસહાય માનવીઓ દેખતાં રહ્યાં.

મતારોને બોલાવી કપ્તાને કાનમાં કહ્યું, 'હુંય તક લેવા માગું છું. આ બીજી હોડી ઊતારી જોઉં છું.'

'હા, જી. સાથે જેની ઈચ્છા હોય તેમનેય લઈ જાવ. બાકીનાની દેખભાળ હું રાખું છું.' મતારોએ જણાવ્યું.

થોડી ક્ષણોમાં દસ ઉતારુઓ સહ બીજી હોડીએ ઝંપલાવ્યું. બે હલેસાં ને એક પાવડાથી, ફૂદતા, ઉછળતા સમુદ્ર પર માર્ગ કરવા એ મથી રહી હતી.

વહાણના તૂતક પર ઊભા રહી, આમને જતા જોતી મંડળીને ખૂબ એકાકીપણું સાલવા લાગ્યું કારણ એ હતા, મતારો, પેલી સુવાવડવાળી બાઈ, એની દીકરી અને પતિ એટલાં જ.

એવામાં તો એક વાંસપૂર મોજાએ પેલી હોડીને એવી ફંગોળી કે એ ઊંધી વળી ગઈ ને એનાં દસેદસ માનવીઓ જેવાં દરિયામાં પડ્યાં તેવી જ શાર્ક માછલીઓ એમને ફરી વળી.

આ બધો નસીબનો રંગ જોતા મતારોના મનમાંય હવે થયું કે ઉગરવાની તક—આ પાર કે પેલે પાર લેવી જોઈએ. એટલે એણે સૂચન કર્યું કે દરિયામાં કૂદી પડી (હોડી તો હવે હતી નહીં), તરીને કાંઠે પહોંચવા યત્ન કરવો.

ઉતારુઓએ ગડભાંજ કરી પણ માર્ગ નહોતો એટલે તૈયાર થયા ને લાઈફ-બેલ્ટ પહેરી લીધા. પેલી બાઈ બાળક સાથે પડતી હતી તેની પાસેથી મતારોએ બાળકને લઈ લીધું. સૌથી પહેલી પડી એ બાઈ તે ફરી દેખાઈ જ નહીં.

માત્ર તીતા ને મતારો બે તરતા રહ્યા. મતારોએ એક હાથે પકડી હતી પેલી બાળકી ને એક હાથે કાપતો હતો સમુદ્રનીર. એમને ફરી વળતી શાર્ક માછલીઓને બૂમો પાડી બન્ને દૂર રાખતા હતા. આમ સમુદ્રના સાથે કલાકો સુધી એ ઝઝૂમ્યા તોય આરો દેખાયો નહીં.

એવામાં થાકથી આરે આવેલો તીતા બોલ્યો, 'હવે સહેવાતું...નથી...હું...જાઉં છું.'

વિનાસંકોચ મતારોએ એને પોતાની નજદીક બોલાવી પોતાની પીઠે ગળું પકડી વળગી જવા જણાવ્યું. આમ બે જણનો ભાર વહેતો એ બહાદુર મતારો, એક હાથે તોફાની દરિયા સામે ઝઝૂમતો રહ્યો. સંધ્યા સમયે એક મોજા પર તે ઊંચકાયો ને એણે એને સાથીઓ સહિત કિનારા પર ફેંકી દીધો. બાર કલાકના પાણી સાથેના યુદ્ધથી નખાઈ ગયેલો હોવા છતાં, મતારોએ તીતાને ખભા પર નાખી, કિનારો વટાવ્યો ને બન્ને જણ જમીન પર પછડાઈ પડ્યા. હાંફ માતો નહોતો ને ઉઝરડા, ને થાકનો પાર નહોતો એટલે હજુયે મોજાં પાસે આવી આવી, છોળો લગાવી જતાં હતાં તોય બન્ને જણ ત્યાં પડી રહ્યા!

પેલી બાળકી તો પાણીની લાતો ખાઈ ખાઈ મરી ગઈ હતી. મતારો ને તીતા બે જીવતા રહ્યા ને જરા જીવ આવતાં વસ્તી ભેગા થયા

૧૯૫૬ના ઓક્ટોબરની નવમીને મંગળવારનું લંડન ગેઝેટ બહાર પડ્યું, તેણે મતારોની માનવતા ને બહાદુરી બદલ બ્રિટિશ સામ્રાજ્યના ચંદ્રકની, રાણીએ, એને કરેલી લહાણીની જાહેરાત કરી ને સૌ એ એકલવીરને નમી રહ્યાં!

★

ગ્રેફી જહાજવાડાના ઇજનેરોએ ૬૦૦ ટન વજનનું એક નવું જહાજ બનાવ્યું છે જે આંતરિક જળવ્યવહાર માટે ઘણું ઉપયોગી બનશે

આ જહાજનાં બે કાઠા છે અને બન્નેને વચ્ચેથી એકબીજા સાથે એક પૂલ દ્વારા સજ્જડ રીતે જોડી દેવામાં આવ્યાં છે. આ જહાજની લંબાઈ લગભગ ૭૨ મિટર એટલે કે લગભગ ૨૩૭ ફીટ છે છતાં દરેક કાઠાના મધ્ય ભાગની પહોળાઈ ૬ મિટર એટલે કે ૨૦ ફીટથીયે ઓછી છે. વહાણનો આવો આકાર પાણીના પ્રતિકારને ઓછો કરે છે અને વહાણ સામાન્ય વહાણો કરતાં વધુ ઝડપે ચાલી શકે છે.

# શિબ્લીનું કથન અને કવન

ઉર્દૂના વિદ્વાન તરીકે શિબ્લીનું નામ આજે એટલું જ જાણીતું છે. ઉર્દૂ સાહિત્યના એક અભ્યાસુને હાથે તેવા જ એક સિતારાનો પરિચય ઊર્મિના વાચકોને મળે છે તે દરેક રીતે આવકાર્ય પણ છે......

ઉર્દૂ સાહિત્યાકાશમાં કાયમી નક્ષત્રો મિસાલ શોભવાને લાયક ચાર મશહૂર સમકાલીનોમાં અનેક રીતે પોતાનો અનોખો હુલ્લો ધારણ કરનાર મૌલાના શિબ્લી નુઅમાની ઇતિહાસકાર, ગ્રન્થકાર, ચરિત્રકાર સમીક્ષક, લેખક તેમજ કવિ તરીકે અનેક પેહલુઓથી શોભે છે. એમનું સમગ્ર કથન અને કવન સરોવરની વચ્ચોવચ્ચ વસાવેલા એકથંભા અજીબ સુવાસિત મહેલ જેવું પ્રતીત થાય છે. નિસર્ગદત્ત પ્રતિભા વડે ઉચ્ચતમ અધિકારનો નમૂનો પૂરો પાડનાર આ નામાંકિત લેખકનો મૂળ ભાષામાં પરિચય કરવો અવશ્ય એક લહાવો છે.

એમનો જન્મ બરાબર ઈ. સ. ૧૮૫૭ ની ક્રાંતિકારી સાલમાં આઝમગઢ જિલ્લાના એક સાધારણ ગામડામાં થયો હતો. જે દિવસે એમણે દુનિયાનો પ્રથમ પ્રકાશ જોયો તે યે ઐતિહાસિક દૃષ્ટિએ બનાવપૂર્ણ અને યાદગાર દિવસ હતો. બાળક શિબ્લીને શી ખબર, કે એ જ દિવસે વિભ્રાંત પીડિત બળોએ આઝમગઢનો કબજો લઈ ડિસ્ટ્રીકટ જેલવાસીઓને કેદમાંથી ભગાડી દીધા હતા ?

પરંપરાગતનું ધાર્મિક શિક્ષણ તેમજ ફારસીનું પ્રાથમિક જ્ઞાન પોતાના ગામ બિંડોલમાં પ્રાપ્ત કરી આગળ અભ્યાસ માટે આઝમગઢ તશરીફ લઈ ગયા. ત્યારબાદ ગાઝીપુર સિધાવી મશહૂર ઉસ્તાદ મૌલવી મુહમ્મદ ફારૂકના સંપર્કમાં આવ્યા. એ પછી રામપુરમાં નિવાસ કરી મૌલાના ઈરશાદ હુસેનનું સાન્નિધ્ય સેવી વતાદિકનાં મૂળભૂત નિયમો જાણ્યા અને માહિર થયા. ત્યારબાદ લાહોરમાં વાસ પુરી મૌલાના ફેઝ-ઉલ -હસન સહારનપુરી કને અરબી ભાષાનો સંપૂર્ણ યોગ સાધ્યો; અને મૌલાના મહમદઅલી દ્વારા હદીસની જાણકારી અપનાવી. ઓગણીસ વરસની વયે પહોચ્યા પહેલાં આ સઘળો લાભ એમને સુગમ થયો એટલું જ નહીં મહામૂલી ધર્મયાત્રાયે કરી શકયા.

આપણા હિંદુઓને બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા છતાં ધર્મ તેમજ સંસ્કાર સાથે હળવો સરખોયે સંપર્ક રહેવા પામતો નથી. અગ્નિહોત્રીઓ, ત્રિવેદીઓ દ્વિવેદીઓ માત્ર સંજ્ઞાઓ પૂરતા રહ્યા છે, એમ કહીએ તો ચાલે. અને સંસ્કૃત ભાષામાં બે શુદ્ધ શ્લોક ઉચ્ચારી જાણનાર કવચિત લગ્નપ્રસંગે યા માનમક્રિયાઓ નિમિત્તે મળી આવે તો પ્રભુદર્શન જેવું લાગે છે. ભારતમાં વસેલા ઇસ્લામી બંધુઓ આપણી આગળ લગભગ સમગ્રપણે એથી ભિન્ન એવો એક સમુચિત દાખલો રજૂ કરે છે, જે કોઈ પણ રીતે ઉપેક્ષા-પાત્ર નથી.

શિબ્લી આધુનિક કેળવણીના સમર્થ ડીગ્રીધારી હોવા છતાં એમની અસલ સભ્યતાની રુએ પણ સહુમાં અગ્રસર પદે રહ્યા, એટલું જ નહીં પણ પોતાનું પદ શોભાવ્યું. વકીલાતનો ધંધો એમને માફક ન આવ્યો તેથી તેને તુર્ત જ છોડી દઈ મહિને દસ રૂપિયાના પગારથી કલેકટરની ઓફિસમાં નોકરી આવકારી. એ વખતના દસ રૂપિયા કેવા હશે તેનો ખ્યાલ આજે આપણને શી રીતે આવી શકે ? અત્યારે એક સાધારણ ખાનદાન કબીલાના નિર્વાહ માટે રોજના દસ રૂપિયાયે અપૂરતા લાગે છે, જેથી પૂરતા શક્તિશાળી ઇન્સાનોયે યોગ્ય રાહતથી કશુંયે કાર્ય કરી શકતા નથી—કેવળ ઝખ મારવા જેવો દેદાર શોભાવે છે. દીવાની અદાલતમાં સારા અધિકારે યોજાયા પછીયે એમને ખટપટિયા વાતાવરણ સદ્યું નહીં. અને ત્યાંથીયે તુર્ત મુક્ત થયા.

૧૮૮૩ માં અલીગઢ કોલેજમાં અરબી ફારસીના

અધ્યાપક તરીકે નિમણુક થઈ તે પછી જ એમની લેખક તરીકેની જિંદગી ખરા અર્થમાં શરૂ થયેલી ગણાય. ૧૮૯૮ માં સર સૈયદના અવસાન પછી આઝમગઢ પાછા આવ્યા અને શિક્ષણક્ષેત્રના હોદ્દાની રુએ હૈદરાબાદ ગયા. ત્યાંથી નિવર્ત્યા પછી નદવા વિદ્યા સમાજના કાર્યમાં ગર્ક થયા. કેટલોક સમય નિજત્યા સગે ત્યાં પસાર કર્યો બાદ પુનઃ આઝમગઢ આવીને કેટલોક બાકી રહેલો સાહિત્યતથાસંગ પૂરો કરવાની ધારણા રાખી હતી—પરંતુ આખરે મનુષ્ય જિંદગીમાં કંઈક તો અધૂરુ રહે છે જ; ૧૯૧૪ માં ૬૧ વરસની ઉંમરે મૃત્યુએ એમને ઝડપી લીધા અને એમનો અજોડ ચરિત્રગ્રન્થ સીરત–ઉન્–નબી તમામપણાની હદે ન પહોંચી શક્યો

સર સૈયદ માફક શિબ્લીએ પણ પોતાના યશસ્વી અનુગામીઓનો ઉત્તમ સંઘ જમાવ્યો હતો, જેમાંના અબુલ–કલામ–આઝાદ તેમજ સૈયદ સુલેમાન નદવી વગેરેને એમના તરફથી ખાસ તોર પર માર્ગદર્શન મળ્યું હતું. એમના ગ્રંથોમાં નવી ચરિત્રના બે હિસ્સા, અલ્ ફારૂક, અલ્ મામૂન, શએર–ઉલ–અજમ, ઈલ્મ–ઉલ–કલામ, અલ કલામ, વગેરે સુપ્રસિધ છે.

શિબ્લીની લેખનશૈલી ઉપર વિસ્તૃત ગ્રન્થો અને ચર્ચાઓનું બેશુમાર સાહિત્ય સર્જાયું છે. હરેક વિદ્વાન પ્રોફેસર અને હરેક શિખાઉ સંસ્કારધર્મ એના પ્રમાણભૂત કથનો ટાંકે છે. ઉત્તમ સહયોગીઓનો સંપર્ક માણ્યા છતાં લેખક તરીકેનો એમનો સિક્કો વિલક્ષણ અને નિરાલો છે સર્જક તેમજ સમીક્ષક તરીકે ઉર્દૂભાષામાં એમણે જે પ્રાણ પૂર્યો છે તેનો જોટો મળવો મુશ્કેલ છે. ગુજરાતમાં સ્વ ગોવર્ધનરામ અને સ્વ., આનંદશંકર ધ્રુવની પોતાના ક્ષેત્રમાં અજોડ કાયમી સેવાઓ છે. એવા જ દરજ્જાની ગંભીર સેવાઓ શિબ્લીને ફાળે છે.

ગાંધીજી માફક ભાષાના નવઘડરમાં સર્વોત્તમ કક્ષાનો ફાળો આપનાર ડૉ. સર સૈયદ અહમદખાને ઉર્દૂ ગદ્યમાં જે સ્વાભાવિકતા આણી છે, તેની સાથે કંઈક અંશે સુમેળ રાખવાનો પ્રયત્ન કરતી હાલીની ગદ્યધારાએ પોતાની અંગછાપ પાડી છે. ભારેખમ જમાનના માલિક પ્રો. નઝીર અહમદ તેમજ યમકઝમકવાળી ભાષા વડે પ્રતિષ્ઠિત થયેલ પ્રો. મહમ્મદ હુસેન આઝાદ પણ એક અથવા બીજી રીતે ઉર્દૂ દેદારના મહાન ઘડવૈયા કહાવે છે: કોઈએ વસાણાની દૃષ્ટિએ તો કોઈએ મસાલાની દૃષ્ટિએ, હરેક વિદ્વાને પોતપોતાને આગવું એવુ પડીકું બાંધ્યું છે. શિબ્લીનું ગદ્ય સરસ વણાયલા ધારણ કરવા યોગ્ય ઉત્તમ કાપડના ખુલ્લા તાકા જેવું છે. એના તાણાવાણાઓમાં હકીકત, બારીકાઈની અને ઝીણવટ ભરી ચકાસણીનો પ્રથમ દરજ્જો છે, અને રજૂઆત બધી રીતે દૃઢ અને વાસ્તવિક હોવાનો ગુણ ધરાવે છે વળી એમની દલીલો સ્પષ્ટ તેમજ વેધક હોય છે, જેથી વગર આગ્રહે ધ્યાનમાં ઊતરી જાય છે.

શિબ્લીની કસોટી ભ્રાંતિમૂલક સત્યોને આમાદરીતે ખુલ્લાં પાડી ખરી ગુણવત્તાને આગળ કરે છે, છતાં કવચિત જ અપ્રિયતા વહોરે છે. સાહિત્યની કોઈ પણ શાખા પ્રશાખા એનાથી અજાણી નથી; એટલું જ નહીં, જ્યારે જોઈએ ત્યારે મોજૂદ થતી શીઘ્ર નએમત છે. એની રસિકતા આપમેળે કળા કસબથી બ્યાજબી અંશે તરફ વળે છે; અને પકડવા જેવા દૃષ્ટિકોણને કૅમેરા જેવો ઝડપે ગ્રહણ કરી લે છે. કેટલીક વખત નહીં જેવી ક્ષતિઓ ગંભીર દોષમાં ખપે છે અને સાધારણ વિવેક-બુદ્ધિની પેદાશ ઉત્તમ નાની અવધિએ પહોંચી જાદુ તુલ્ય બની જાય છે, તેનું કુદરતી ભાન શિબ્લીને બહુ મોટા પાયા ઉપર છે આબાદ વિવેચક તરીકેના નમૂના લેખે એમની મઝદૂર શક્તિનો પરિચય સાધવા માટે અનીસ અને દબીરનો મુકાબલો કરાવતો એમનો લેખ મૂળ ભાષામાં આદિથી અંત સુધી ચીવટપૂર્વક તપાસવા યોગ્ય છે.

ગુજરાતમા ઉચ્ચ કોટિનું પરિશીલન સાહિત્ય હજી એના પ્રોગતિષ થે છે. આપણા કેટલાક વિદ્વાનો તેમજ સાક્ષરોએ અમુક કૃતિઓને હાથે કરીને પોતાને ખોળે વસાવી છે. તેથી નવું સાહિત્ય ચોક્કસ પ્રકારનું દળદર સાથે લઈને જન્મે છે વળી આ પ્રકાશકો ઉચ્ચ પ્રતિના

ગ્રન્થો પ્રગટ કરવામાં અણછાજતી ઢીલ કરે છે, એ પણ અતિ શોચનીય છે. આજની ઘડીએ પણ આવું ગંભીર સાહિત્ય દેશકાળને યોગે નવો ચીલો પાડનારું હોવા છતાં માત્ર સામયિકોનાં પૃષ્ઠોમાં દટાઈ રહ્યું છે, તે ઘટતા દેદારમાં બહાર ન પડે તો ઉત્તમ વિદ્યાવ્યાસંગની આશાએ કોલેજોને ખોળે આપણે શું લઈને બેસીશું ?

શિબ્લી પછી સ્વતંત્ર દિમાગના અનેક શક્તિશાળી લેખકો થયા છે, પરંતુ શિબ્લીની સેવાઓ લગારે ઝાંખી પડી નથી, અને તેમ ન થવાનું એક ખાસ કારણ છે. સદ્‌ગત યૌસૂફે માંહો માંહેના તકલેદી પ્રશંસાબળે પ્રીતિપાત્ર થવાના સર્વ પ્રલોભનો તજ્યાં હતાં. કશુંક અપૂર્ણ કે ભ્રાંતિમૂલક કહેવું એના કરતાં કંઈ જ ન કહેવું એ એમનો ગુણ હતો. સ્વર્ગસ્થ હાલીથી વયે પાછળ હોવા છતાં એમની જાહેર સિદ્ધિઓ અનેક રીતે ઘણી જ આગળ થઈ ગઈ હતી. પ્રેરણાના સંતાન લેખે કાવ્યના પ્રદેશમાં હાલીએ નવો ચીલો પાડ્યો છે અને ચરિત્રકાર તેમજ સમીક્ષક તરીકેયે ગણનાપાત્ર કામ કર્યું છે. એ બધું જ શિબ્લીને પ્રયત્નપૂર્વક પ્રાપ્ય હોઈ મઝદૂર વિદ્વાનના સુમાન્ય ગ્રન્થો, હયાતે સાદી તેમ જ ગાલિબને સહાનુભૂતિથી સત્કાર્યા હતા. પરંતુ એમના હયાતે જાવીદ અથવા સર સૈયદના જીવન-ચરિત્રને એઓ મુદ્દલે પસંદ કરી શક્યા નહીં. બન્યું હોત તો શિબ્લીને પોતાને સર સૈયદના ચરિત્રકાર લેખેનો અમર લહાવો મળ્યો હોત—અને સર સૈયદની એવી આકાંક્ષાયે હતી છતાં તેને પૂરી પાડવામાં છેલ્લે સુધી મચક આપી ન હતી. એ એમનું આત્મગૌરવ સિદ્ધ કરે છે.

શિબ્લી ઉપર સર સૈયદના થોડાઘણા જે જાણીતા એહસાનો હતા તેના બદલામાં એમને માટે જાહેર ન્યાય વિનાનું પાંગળું ખોખું ચીતરી નાખવું એ એમને મન ભયંકર પ્રતારણા હતી. વળી એ વખતના મુસ્લિમ સાહિત્યકારો દેશની જાગૃતિના વ્યાપક પ્રશ્નોથી લગભગ અલિપ્ત રહ્યા હતા, એ પણ એમને ખટકતું હશે. અલબત્ત શિબ્લીએ પોતે પાશ્ચાત્ય કેળવણીનો હોદ્દો લીધો હતો છતાં તેનાથી અંજાઈ એની ગુલબાંગો ફૂંકવાની દરકાર કરી ન હતી. સાહિત્યને યોગે અંગ્રેજી ભાષાનાં કેટલાંક પુણ્યો વહોરી તેમજ ખપાવી ઉર્દૂ જબાનને મોજૂદા સ્વરૂપ આપવામાં કરેલા સ્તુત્ય પ્રયાસ પૂરતો જ હાર્દિક સમાદર સર મૌસૂફ માટે એમને હશે એથી વધારે આગળ ચાલવામાં કદાચ એમનું હૃદય એમને ના પાડતું હોય ! પરંતુ એટલું નક્કી છે કે હાલીને બદલે જો શિબ્લીએ મઝદૂર ચરિત્રગ્રન્થ રચ્યો હોત તો તેની કાયનાત કાંઈ જુદા જ પ્રકારની હોત.

પાઠ્ય પુસ્તકોમાં પ્રવેશી ગયેલો કેટલોક લાગતગિયા ક્ષુદ્ર મસાલો ચલાવી લેનારાઓ તરફ શિબ્લીએ ઘણો રોષ પ્રદર્શિત કર્યો હતો. સંશોધક તરીકે ઇસ્લામી સંસ્કૃતિ ઉપર આવેલાં કેટલાક વાહિયાત મેણાંઓ તેમજ આરોપોનો એમણે પડકારપૂર્વક પ્રતિકાર કરી નાબૂદ કરી નાખ્યાં છે, જેથી એમના ઐતિહાસિક જ્ઞાન અને પરિપકવ દૃષ્ટિનો ખરો અંદાજો આવી શકે છે. વિચક્ષણ ગદ્યકાર તેમજ હકીકતના વારસ લેખે અંગ્રેજી ફ્રેન્ચ, તેમજ જર્મન ભાષામાંથી અવતરણો ટાંકીને રજૂ કરેલાં એમનાં પેંફલેટો દ્વારા એમણે પાશ્ચાત્યોની કેટલી ઝનૂની વંચનાઓ ઉપર પૂરતો પ્રકાશ પાડ્યો છે, જેને લીધે ઇસ્લામી બંધુઓ એમના હંમેશ માટે ઋણી રહેશે.

જાણકારોએ એમના હરેક ગ્રન્થ ઉપર ઉત્તમ વિવેચનો તેમજ નોંધો લખી છે. શએર-ઉલ-અજમ જેવા સમીક્ષાત્મ લખાણો વડે એમણે હાલીએ પાડેલો એ જાતનો ચીલો વધારે સંભાળપૂર્વક શોભાવ્યો છે. એમના અલફારૂક, અલમામૂન, અલકલામ, ઇલ્મ-ઉલ-કલામની ગણનાપાત્ર ખૂજ ગણનાપાત્ર વિદ્વાનોએ કરી છે.

શિબ્લીએ ગદ્ય ઉપરાંત થોડીક પ્રાસંગિક કવિતાઓ રચી છે પરંતુ તેને આમ શોહરત હાસિલ થયેલી જણાતી નથી. ખરું કહીએ તો, એમનાં કાવ્યો લુહારનાં ઓજારો જેવાં મજબૂત, તીવ્ર અને વેધક છે. કાવ્યક્ષેત્રે હાલીમિસાલ નવો જ ફાલ આપનારા હોવા છતાં

સંખ્યામાં જૂજ છે, પરંતુ ખાસ દૃષ્ટિકોણને વસીલે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એમના વખતમાં રાજકીય આંદોલનોને લીધે જન્મેલી કરુણાઓને કાવ્યનો વિષય બનાવવામાં ભલભલા જાગૃત શાયરોએ સાધારણ ઉપેક્ષા સેવી છે. નીડરપણે કોઈએ કશું જ કહ્યું નથી એમ કહીએ તોપે ચાલે. રાષ્ટ્રીય ભાવનાઓને ખરા સ્વરૂપે ચમકાવનાર કવિતા જાણે ભયંકર દુર્દૈવના સાપે સાંપડતી જ ન હતી. અકબર ઇલાહાબાદી જેવા કવિએ હાસ્યપ્રેરક કેટલીક રચનાઓ દ્વારા હિંદની પરાધીનતાનું નહીં જેવું પરોક્ષ ભાન કરાવ્યું હતું, અને પંડિત બ્રિજનારાયણ 'ચકબસ્તે' એ દિશામાં સુંદર પગલાં પાડ્યાં હતાં ખરાં. પરંતુ શિબ્લીએ કાવ્ય દેહને મઝકુર વળાંક આપવામાં સબ્જડ હાથે કામ લીધું છે અને એમણે છેડેલી કવિતાઓ ઉક્ત બહાને અસરકારક થઈ છે. કાનપુરના ગોળીબાર ઉપરનું આ કાવ્ય આદિથી અંત સુધી હૃદયદ્રાવક છે અને બીજાં પણ એ જાતનાં કેટલાંક કારણો ઉત્તમતાની છાપવાળાં છે.

બંધુવિરહ ઉપર લખેલો એમનો મરસીઓ સુવિખ્યાત અરબ કવયિત્રી 'ખનસા'ની યાદ આપે છે, અને 'સુબ્હે ઉમ્મીદ,' 'તમાશાએ ઇબ્રત' વગેરે મનસવીઓ મીર હસન તેમજ દયાશંકર નસીમની સાથે વિશિષ્ટ ગતિ કરતી દેખાય છે. ગઝલો ઉર્દૂમાં કહી છે પણ ગણી ગાંઠી અને નહીં જેવી. એમની ફારસી ગઝલો ઉર્દૂને મુકાબલે વધારે ઉચિત અને ભાવવાહી ગણાય છે. તનઝ્ઝાગો અથવા સેટાયરિસ્ટ લેખેયે શિબ્લીએ થોડી સરખી છતાં કાયમની જગા રોકી છે. શું નથી કર્યું અને શેમાં હિસ્સો નથી રાખ્યો એ જ શોધવું મુશ્કેલ છે.

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**વસઈનો ઘેરો** : ચુનીલાલ વ. શાહ. પાનાં ૨૩૪ રૂ. ૪/– ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત. **ગુજરાતના સાહિત્ય સર્જકો** : સં. રવિશંકર રાવળ : ગુલાબદાસ બ્રોકર. પાનાં ૧૮૮. રૂ. ૨૦/– ધી સપ્લાયર્સ લિ. મુંબઈ, ૨૪. **દસ બાળ નાટકો** : પાનાં ૧૭૨. રૂ. ૨/– દેના કલ્ચરલ સર્કલ, મુંબઈ, ૧. **સમાજ–જીવન માહિતી દર્શન** : સં. માનભાઈ ભટ્ટ. પાનાં ૧૯૮. રૂ ૨/૫૦ જયહિંદ મિકેનિકલ વર્ક્સ, ભાવનગર. **કારખાનાનો કાયદો અને નિયમો** : સં. બાબુભાઈ સોની. પાનાં ૨૩૯. રૂ. ૯/– ચંદ્રકાંત ચી. વોરા, અમદાવાદ. **ઘરની જીવાત** : વિજયગુપ્ત મૌર્ય. પાનાં ૩૨. રૂ. ૦/૪૦ **ધર્મ ક્યાં છે?** : પંડિત સુખલાલજી. પાનાં ૩૨. રૂ. ૦/૪૦—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **રાગ–વૈરાગ** : સારંગ બારોટ. પાનાં ૨૯૧ રૂ. ૪/– **અનાથ** : વસંત કાનેટકર. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૧૯ રૂ. ૫/૦ **ધુંદા** : સુમતિ ક્ષેત્રમાડે. અનુ૦. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૫૧૫ રૂ. ૭/૫૦—ત્રણેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી; ૧૯૫૫** : વિજયરાય ક. વૈદ્ય. પાનાં ૯૪. રૂ. ૨/– ગુ. સા. સભા, અમદાવાદ.

★

મહિસુર ખાતેની ખોરાકી જણસોને લગતી સંશોધન સંસ્થા 'સેન્ટ્રલ ફૂડ ટેકનોલોજિકલ ઇન્સ્ટિટયૂટ'માં ફળ જાળવણી ઉદ્યોગને રસપ્રદ એવું એક સાધન તૈયાર કરવામાં આવ્યું છે. ફળો અથવા બીજી ખોરાકી વસ્તુઓ ભરેલા દાબડાના 'વેક્યૂમ'ની તપાસ કરવા માટેનું આ સાધન છે.

આ સાધન સહેલાઈથી એક સ્થળેથી બીજે સ્થળે લઈ જઈ શકાય એવું છે અને વેક્યૂમની કસોટી એક મિનિટ કરતાં પણ ઓછા સમયમા કરી શકાય છે. આને માટે વધારામાં માત્ર એક સકશન પમ્પ અથવા વેક્યૂમ પમ્પ સિવાય બીજા કશાની જરૂર પડતી નથી.

'સુમંગલા'

# ગૃહમંગલ

બાળકો, જે આવતીકાલનાં નાગરિકો બનવાનાં છે, તેમને દેશના સુંદર નાગરિક બનાવવા માટે વડીલોએ, બાળક જન્મે ત્યારથી જ તેના ઘડતરમાં તકેદારી રાખવાની જરૂર છે. આ દુનિયામાં પ્રવેશવું તેને માટે એક નવું જ વાતાવરણ છે. તેને આપોઆપ પ્રકાશ, અંધકાર વગેરે ઓળખવાનું હોય છે. તેથી જ આપણે કહીએ છીએ કે જન્મ વખતના પડેલા સંસ્કાર બાળકમાં કાયમી રહે છે. માતાની ફરજ બાળકનો વિકાસ કરવામાં ખૂબ જ મહત્ત્વની બની રહે છે. બાળક સમજતું નથી જાણી માતા જે બેદરકારી સેવશે તેના ઊંડા સંસ્કાર બાળક ઉપર કોતરાયા વગર રહેવાના નથી. ન સમજતું, ન બોલતું બાળક એમાંથી ઘણું બધું શીખી લે છે અને એક ઘેરી છાપ તેના મન ઉપર આવરી લે છે.

બાળકની પ્રગતિમાં સંસ્કાર અને વાતાવરણ મોટો ભાગ ભજવે છે. બાળક બે અઢી વર્ષનું થાય એટલે તોફાની તો હોય જ. તોફાનનો તો એનો એ કાળ છે. બીજી રીતે પણ માતાને નડતરરૂપ હોય છે એટલે તે તેને બાળમંદિરમાં મૂકે છે જેથી એ સમય દરમિયાન પોતાનું કામ શાંતિથી તે કરી શકે. બાળમંદિરોના શિક્ષકોની જવાબદારી ઘણી મોટી રહે છે. તેઓ બેદરકાર રહેશે તો આપણે જેવા નાગરિકો બનાવવા ઇચ્છીએ છીએ તેવાં નહિ બને. શિક્ષકોને બાળઉછેરનું જ્ઞાન જરૂરી છે, બાળક પ્રત્યે સ્નેહભાવ અને તેમના રંગે રંગાવાની તમન્ના હોવી જરૂરી છે. તેનું ધ્યેય માત્ર કમાણીનું નહિ પણ બાળકના જીવનઘડતરમાં મદદરૂપ થવાનું છે. બાળક ઉપર વાતાવરણની ખૂબ અસર થાય છે. જેવું વાતાવરણ ઊભું કરશો તેને અનુરૂપ બાળકનું ઘડતર રહેશે. બાળકની સ્વતંત્રતાને માબાપ કે શિક્ષક, કોઈએ લૂંટી લેવાની જરૂર નથી. તેના ઘડતરમાં સૌની સરખી જવાબદારી રહેલી છે. બાળકને એના ભાવો છૂટથી વ્યક્ત કરવા દઈએ તો ન સમજી શકતું બાળક આપણને ઘણું ઘણું અર્પી દેશે. તે તેની ભાષામાં તેના મનના બધા જ ભાવો રજૂ કરે છે. તેને મુક્તરીતે વહેવડાવી યોગ્ય માર્ગદર્શન આપી તેના ઉત્સાહમાં વધારો કરવાની જવાબદારી માબાપ અને શિક્ષકની છે જો શિક્ષક અને માતા-પિતા ઉત્સાહી હશે તો તેમનું બાળક અવશ્ય સુંદર નાગરિક તરીકે પંકાશે.

નાગરિક હકનો એ લહાવો બાળક સંપૂર્ણપણે લઈ શકે એ માટે, ભયંકર બેદરકારી વડીલો તરફથી આજે રાખવામાં આવે છે તેને સમજપૂર્વક દૂર કરવી જોઈએ. ત્યારે જ આપણાં ભાવિ નાગરિકો પ્રત્યેની એક જવાબદારી પૂરી થઈ ગણાશે.

## આજીવિકાની કેળવણી !

'બેન, શશીનને બાળમંદિરમાં ચૉક લઈને ન મોકલશો. એને લીંટા દોરવાનો શોખ છે પણ હજુ તેને માટે વાર છે.'

મને થયુ કે કદાચ બીજાં બાળકો એ ચૉક માટે માગણી કરતાં હોય એ કારણે પણ શશીનને ચૉક લઈ ન મોકલવા બાળમંદિરના શિક્ષકે કહેવડાવ્યું હોય.

શશીનને ચૉક ભેગા કરવાનો, તેનાથી રમવાનો, લખવાનો ખૂબ શોખ હતો. મેં એને સમજાવીને બીજે દિવસે ચૉક લઈને બાળમંદિરમાં ન જવા દીધો અને તેને બદલે પેન લઈને તે ગયો.

થોડા દિવસ પછી પેન લઈને પણ શશીન ન આવે તેવું શિક્ષકે કહેવડાવ્યું. હું વિચારમાં પડી. આ બાળમંદિર તે કેવું ? બાળક કોઈ ને કોઈ રીતે તેના ભાવ વ્યક્ત કરે, તે મુક્ત વ્યવસાય કરે તે પણ એમને ન ગમે ! એ શિક્ષક કેમ સમજતા નહિં હોય કે બાળકના ગમે તેવા લીટા તે લીંટા નથી પણ તેના મનના ભાવ તેમાં વ્યક્ત થયેલા છે. તેને શું ગમે છે, શું નથી ગમતું તે એના આવા લીંટા ઉપરથી નક્કી કરી શકાય છે. આવા લીંટામાંથી ઉત્પન્ન થયેલાં બાળચિત્રોનું તો પ્રદર્શન થાય છે, તે ચિત્રોનું વિશ્લેષણ કરી માનસશાસ્ત્રીઓ તેના પ્રયોગરૂપે જુદા જુદા નિયમો ઘડે છે. જ્યારે આ શિક્ષક કેમ વિરોધ કરતા હશે ! મારી સમજમાં ન આવ્યું.

તપાસ કરતાં ખબર પડી કે શિક્ષકને બાળમનોવિજ્ઞાનનું કંઈ જ જ્ઞાન નથી તેમજ તેને લગતું તેમની પાસે કંઈ જ સાહિત્ય નથી. તેઓ તો માત્ર કમાણીની દૃષ્ટિએ જ બાળમંદિર ચલાવી રહ્યા છે. જે બાળકો ઘરમાં માતાને પજવતાં હોય તેઓ પાંચ કલાકની નિરાંત કરવા મૂકી જાય છે. તેની પાછળ બીજું કોઈ જ ધ્યેય નથી માતાનું કે શિક્ષકનું.

એક વખત મેં એ શિક્ષકને કહ્યું કે તમારે તમારા ધોરણને વિકસાવવા પ્રયત્ન કરવો જોઈએ. ત્યારે જવાબ મળ્યો કે 'આટલી ફીમાં માંડ પૂરું થાય છે ત્યાં હું વધારે કરું તે મને પોસાય નહિ !'

જરૂરી તાકાત વગર ક્યાંથી બાળકોની પ્રગતિ કરવાનો વિચાર શિક્ષક પણ કરે !

આપણે સ્વતંત્ર થયા. આઝાદ ભારત દેશના આઝાદ નાગરિકો ભવિષ્યમાં કેવા પાકશે જો આવું જ આપણું નીતિનું ધોરણ હશે તો ! આવાં બાળમંદિરોમાંથી બાળક મેળવવાને બદલે ઘણું બધું ગુમાવીને આવશે. તે આપણે ભૂલવું ન જોઈએ.

## સામનાની શક્તિ

તરલા જીવનની એક જ સરખી ઘરેડમાં, પરણી ત્યારથી ઘસડાઈ જતી હતી. નાનું બાળ હતી ત્યારે તો કંઈ જ ગતાગમ નહોતી; રમવું, કૂદવું અને વળી થોડું ભણવું. ભણવાનો કોઈ એવો આગ્રહ નહોતો તેના પ્રત્યે કાળજીથી કંઈ જોવાતુ નહિ. અને તેમાંય છોકરી એટલે બીજું તો શું જોવાનું હોય ! ઘરકામ બરોબર શીખવાડી દીધું એટલે જગ

નાહ્યા. અને છોકરીને ઉંમરલાયક તો ક્યાં થવા દેવાની હતી? જરા મોટી થઈ અને તરલાના લગ્ન થઈ ગયા.

ચૌદેક વર્ષની ઉંમરે તરલાને સાસરે વળાવી અને માબાપ તો જાણે એક બોજામાંથી છૂટ્યાં. પણ તરલાને ઘરકામ સિવાય બીજી કંઈ જ આવડત ન રહી. એ વખતમાં સ્ત્રીને ઘરકામ સિવાય બીજું કંઈ જોવાનું હોતું નથી. ઘરની શોભા અને રસોઈ સુંદર આવડતી હોય પછી ક્યાં કમાવા જવું હતું તે બીજી ઉપાધિ હોય! શ્વસુરપક્ષમાં સાસુ-સસરાથી માંડીને ભર્યું કુટુંબ હતું. તરલા પણ આરામથી રહેતી હતી. એને બીજી કંઈ ઊંડી પહોંચ નહોતી પણ એનો પતિ રમણ કંઈ જ કરતો નહોતો.

એ મનમાં ને મનમાં મૂંઝાતી પણ કહે કોને? અત્યારે તો સંયુક્ત કુટુંબમાં હતી એટલે કંશી જ મુશ્કેલી નહોતી પડતી પરંતુ પતિ ન કમાતો હોય તો સાસુના, જેઠાણીનાં મહેણાં ખાવા પડતાં હોય એટલે તેને ખૂબ લાગી આવતું. તરલા તો એક પણ સામો શબ્દ બોલ્યા વગર ઘરનું બધું જ કામ કર્યા કરતી. કામ કરતી વહુ દરેકને વહાલી લાગે. સાસુ ક્યારેક મહેણાં મારતાં પણ વહુ બધું જ કામ ઊપાડી લેતી તેનો સંતોષ તેમને ખૂબ હતો. અને તેય ક્યાં નહોતાં સમજતાં! પોતાનો જ છોકરો ઉંમરલાયક થઈને કોઈપણ પ્રવૃત્તિમાં રસ ન ધરાવે તેનું જવાબદાર પણ કોણ? હકીકતમાં એમ હતું. રમણમાં મૂળ ઓછી અક્કલ હતી. મગજના જ્ઞાનતંતુઓ નબળા હોવાને કારણે તે ઘણો જ અસ્થિર હતો. માંડ બે ચોપડી ભણેલો. તેના ભાઈ સાથે જઈ ક્યારેક થોડી મજૂરીનું કામ કરી આવતો. એ બધું જ એના મન ઉપર અવલંબતું હતું. કોઈના કહેવાની એની ઉપર બિલકુલ અસર થતી નહિ. આમ તરલા-રમણનું ગાડું ગબડતું હતું. તરલા મનમાં ને મનમાં દુઃખી થઈ રમણને સમજાવવા પ્રયાસ કરતી.

કમાવાલાયક એક વ્યક્તિ પણ ઘરમાં બેસી રહે તો બધાંની આંખમાં કણાની માફક ખૂંચે છે. સસરા ગયા અને ઘરમાં જુવારુ વહેંચાયું. તરલા-રમણ એકલાં એમના ગામના નાનકડા ઘરમાં રહેતા એકલે હાથે ઘરનું પૂરું કરવાનું એટલે તરલાએ પોતાની શક્તિનો બનતો ઉપયોગ કર્યો. રમણને મન ઠીક લાગે તો ક્યારેક કામ પર જતો. અને આમ માંડ માંડ રોટલાભેગાં બંન્ને થતાં. તરલાએ બે વર્ષ આમ ને આમ ચકાસી જોયાં. એની ધીરજની પણ હવે તો હદ આવી રહી હતી. પોતાના ઘર ઉપરાંત દળવાનું અને એવું નાનું નાનું કામ તે કરતી. થોડીઘણી મદદ તેના પિતા કરતા. પણ કંટાળેલી, થાકેલી તરલા ત્યાં જઈ ખૂબ ખૂબ વરાળ કાઢતી અને પોતે કંઈક કરી શકે તેવો રસ્તો શોધવા પ્રયત્ન કરતી. કારણ હવે તે ઘરમાં એકલાં નહોતાં. નાનાં બે બાળકો કિલ્લોલતાં હતાં. તેમને ખાતર પણ તેણે કંઈક કરવા પ્રયત્ન કરવો જ રહ્યો.

તરલા ખૂબ જ શાંત, સૌમ્ય અને સહનશીલ હતી છતાં કંઈ જ રસ્તો ન સૂઝતાં ક્યારેક હિંમત હારી જતી. તે પાંચ ચોપડી ભણેલી

હતી એટલે સાધારણ લેખન વાંચન તેને આવડતાં. પણ ભણવાનું મૂકી દીધાંને ઘણાં વર્ષો થઈ ગયાં હતાં. કોઈને કાગળપત્ર લખવાનો પણ મહાવરો નહિ એટલે ભણતર જાણે બધું કટાઈ ગયું હતું. છતાં તેનામાં હિંમત હતી એટલે તેના કાકાએ એક રસ્તો બતાવ્યો, 'બેન, આગળ એક બે વર્ષ ભણે તો તને પ્રાથમિક શાળામાં શિક્ષિકાની નોકરી મળી જાય. તને મુશ્કેલી પડશે પણ આના સિવાય બીજો ઉપાય તારે માટે મને દેખાતો નથી. રમણલાલ તો ઘેર બેસી જ રહેવાના છે એટલે આમે તને બોજારૂપ છે તો તેનાથી છૂટી રહી શકીશ કદાચ એને કંઈક કમાવાની ઈચ્છા થાય. ખાવાની ચિંતા થશે એટલે કંઈક પ્રયત્ન કરશે.'

તરલા કબુલ થઈ પણ એનાં બે નાનાં બાળકોની ચિંતા તેને હતી. તેની જવાબદારી લેવા તેના કાકા તૈયાર થયા. તે સમજતી હતી કે રમણમાં બુદ્ધિ જ નથી પછી તે ક્યાંથી કંઈ કરવાના હતા! રમણ થોડો વખત દુઃખી થશે પણ પાછળથી કેટલી નિરાંત થઈ જશે એ વિચારે તેણે ભણવાનું કબુલ કર્યું. ઘરની, બાળકોની અને પતિની આટલી મોટી જવાબદારી તરલાના હૃદય સાથે વણાયેલી હોવા છતાં તે હિંમતથી બધું જ દૂર હટાવી દઈ મન મૂકીને ભણી. ભણતાં ભણતા એને શી મુશ્કેલીઓ નડી નહિ હોય! આજે તરલા એના જ ગામની શાળામાં શિક્ષિકા છે અને ઘરની અને શાળાની બન્ને જવાબદારી ઉપાડી તેનાં બાળકો સાથે આનંદથી રહે છે. રમણ હવે કામ કરે કે ન કરે. તેની તેને પરવા નથી પણ ઘરમાં થોડીઘણી મદદ કરાવે તે જ પૂરતું છે એમ માની સંતોષભેર જીવી રહી છે. મુશ્કેલીમાં સામનો કરવાની કુદરતી શક્તિ આવે છે. તરલાની હિંમતને ધન્ય છે

## સહકાર

કામિની અને કમલ સુખી લગ્ન જીવન જીવી રહ્યાં છે, બન્નેને એકબીજાથી ખૂબ જ સંતોષ છે. કોઈ નાની વાત હોય તો પણ પરસ્પર પૂછીને નિરાકરણ લાવતાં હોય છે બન્ને એવાં ગોઠવાઈ ગયાં છે કે એકલાં ક્યાંય બહાર પણ જતાં નહિ. જો કે બન્નેના કામનાં ક્ષેત્ર અને સમય પણ જુદાં હતાં એટલે કેટલીવાર મુશ્કેલી વેઠવી પડતી અને બહાર જવાના પ્રોગ્રામ રજાના દિવસ સિવાય રાખી જ ન શકતાં.

સુખી જોડું જોઈને બહારની દરેક વ્યક્તિ આનંદ પામતી. જો કે દરેક વસ્તુને બે બાજુ હોય છે તેમ કેટલાકને તેઓની ઈર્ષા આવતી તેમનું અનુકરણ કરવાનું મન થતું અને અનુકરણ ન થઈ શકે તેવે સમયે તેમની ટીકા કરીને આત્મસંતોષ મેળવતાં. અમુક સંબંધી તો તેમના એવાં હતાં કે જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે એક વખત તો તેમના મસ્ત જીવન અને સુંદર ગૃહવ્યવસ્થા માટે બન્નેનાં વખાણ કરતાં
હું પણ આ દંપતીને જોઈને આનંદ પામતી. તેમની સાથે ઘણા સારા એવા સંબંધમાં હતી પણ તેમને કોઈ દિવસ લડતાં મેં જોયા નહોતાં. એક દિવસ કામિનીને મેં વાતવાતમાં પૂછ્યું 'કામિની કમલભાઈ ખૂબ જ શાંત

સ્વભાવના છે નહિ! કોઈ દિવસ ઊંચે સાદે બોલ્યા પણ નહિ હોય!

'હા, શાંત સ્વભાવ તો ખરો જ. પણ એ શાંત અને સહેજ શરમાળપણું બહારનાંની વચ્ચે. બાકી મનુષ્ય માત્રના સ્વભાવ મુજબ તે તેજ પણ થઈ શકે છે. એ દરેક કામમાં ચોક્કસ અને વ્યવસ્થિત ખૂબ છે. એટલે ક્યારેક એમનો પિત્તો ઊછળે ખરો. જોકે ઘરમાં બધું જ વ્યવસ્થિત હોય છે. ગુસ્સો શાંત પડતાં અવ્યવસ્થાનું કારણ જાણે પછી તો એક શબ્દ પણ ન બોલે. કોઈકવાર કામ પરથી હું મોડી ઘેર આવું તો તે રાહ જોઈને તો એવા થાકી ગયા હોય એટલે ઘડીક ગુસ્સો ઉપર તરી આવે. પણ આ બધું તો અમારા બે પૂરતું જ હોય છે. મારો કહેવાનો મર્મ એ છે કે કમલ જેવા સ્વભાવે શાંત દેખાય છે તેવા જ તેજ છે. ગુસ્સો વ્યક્ત કરવાના ઘણા રસ્તા છે. બિલકુલ મોં બંધ કરી કોઈની સાથે બોલે નહિ અને એકલા એકલા પડ્યા રહે!'

'એમ, ત્યારે મારી માન્યતા તો સાવ ખોટી પડી. છતાંપણ શાંત દેખાતા માણસો મીંઢા હોય છે, તે તો જાણેલું. આ પણ એક નવું જાણવા મળ્યું.' કામિની સાથે એવી મિત્રતા થઈ ગઈ હતી, એટલે એની સાથે હું નિખાલસરીતે વાતો કરતી. તેને ક્યારેય ખોટું નહોતું લાગતું. 'ક્યારેક ગુસ્સે થાય એ તો કંઈ વધુ ન કહેવાય. ઘર લઈને બેઠાં પછી એ તો બધી નાની નાની ફરિયાદો હિસાબમાં જ ન ગણાય. એવા નાનામાંથી મોટું સ્વરૂપ ન અપાઈ જાય તે જ ધ્યાન રાખવાનું.'

'કાંતિબેન, એમાંય જો હું થોડું વધુ જાળવું તો અમે હંમેશ કલ્લોલતાં જ હોઈએ. અમે એકબીજામાં એવાં ખોવાઈ ગયાં છીએ કે કોઈવાર ઓછું ધ્યાન અપાય તો તરત જ ઓછું આવી જાય છે. એ વખતે બીજું કંઈ સમજવા મન જ નથી માનતું. અને બન્ને ઝઘડી પડીએ છીએ. મને લાગે છે કે આમ થવાનું કારણ પણ અતિરેક જ છે. એટલે કે બધું જ મળી રહેતું હોય અને સહેજ ઓછું પડે એટલે ખલાસ, તે જીરવાતું જ નથી. બસ, આમ થયું જ કેમ? આ પણ પરસ્પર છે અને એમાંથી એકબીજાના વાદ લેવાઈ જાય છે. થોડીવાર પૂરતા અબોલા અને પાછા મનામણાં. આમ તો ચાલ્યા કરે પણ જીવનમાં જો એવું કંઈ ન હોય તો પછી એ આનંદ લુખ્ખો પડી જાય છે. મીઠા ઝઘડામાં પણ આનંદ રહેલો છે. એ મસ્તી વગર જીવનની મઝા શી?'

'સાચી વાત છે તારી કામિની, તમે બન્ને પરસ્પરના પ્રેમને કારણે બધું જ જીરવી શકો તેમ છો તે મને તારી વાત ઉપરથી સમજાયું. જીવન આનંદથી જીવવા માટે સહકાર અને પ્રેમ ખૂબ જ મદદરૂપ નીવડે છે.'

✶


રહોડેશિયા અને ન્યાસાલેન્ડના નવા નોંધાયેલા ઊર્મિના ગ્રાહકોને જાન્યુ૦ ને બદલે એપ્રિલથી નોંધેલ છે તેની નોંધ લેવા વિનતી છે. જાન્યુ૦-ફેબ્રુ૦ અંકો શીલિકમાં ન હોવાથી આ રીતે લવાજમની મુદતમાં ફેરફાર કરવો પડ્યો છે.

—વ્યવસ્થાપક: 'ઊર્મિ'




## શિશુભારત :

[ લે. સ્વ. દેસાઈભાઈ પટેલ, પ્ર. બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ, રૂ. ૦/૭૫ ]

આપણા મહાકાવ્ય મહાભારતનું બાળભારત'માં રૂપાંતર થયું. એથી વધુ સરળ રીતે બાળદુનિયામાં વધુ પ્રચલિત બનાવવા, ખૂબ જ સાદી ભાષા અને શૈલીમાં, 'શિશુભારત'ની રચના કરી બાળસાહિત્યમાં લાભદાયી ઉમેરો કરવા બદલ લેખકશ્રીને અભિનંદન ઘટે. ફક્ત ૬૦ પાનમાં એકે એક વિગતને ખૂબ ચીવટથી બાળકોને ગમી જાય એવી રીતે વણી લઈ એમણે પોતાનો બાળમાનસનો અચ્છો અભ્યાસ પૂરવાર કર્યો છે.

નાનીનાની વિગતોમાંથી બાળકની તાર્કિક વૃત્તિને ઉત્તેજે, જ્ઞાનપ્રેરક પ્રશ્નો અને શુભ સંકલ્પો જન્માવે એવી વાર્તાગૂંથણી લેખકના બાળલેખન પ્રત્યેના રસનો તથા બાળ સાહિત્ય ઉપરની એમની હથોટીનો સુંદર ખ્યાલ આપે છે.

## આર્થિક સામ્રાજ્યવાદ :

[ લે. આલ્ફ્રેડ ઝોમરમેન, અનુ. નવીન હિ. શાહ, પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. રૂ. ૦/૭૫ ]

રશિયાના વર્ચસ્વ નીચેના સામ્યવાદી દેશો પર જુદા જુદા પ્રકારની આર્થિક જવાબદારીઓ લાદી રશિયાએ પણ એક પ્રકારનો આર્થિક સામ્રાજ્યવાદ સ્થાપ્યો છે એ હકીકત, લેખકે અનેક આંકડા ને વિગતો સાથે સાબિત કરવાનો યત્ન કર્યો છે; પરંતુ ક્લિષ્ટ અનુવાદને કારણે આ નાની પુસ્તિકા અત્યંત કંટાળારૂપ બની જાય છે. આ પ્રકારની પુસ્તિકાઓ ગુજરાતીમાં ઉતારવાની સાચે જ જરૂર છે ખરી? કયો હેતુ એથી સિદ્ધ થાય છે? વળી પુસ્તિકાની ઉપયોગિતા પણ ક્ષણિક છે. આર્થિક વિષય ઉપર પણ કાંઈક ચિરંજીવી રહેવા સર્જાયાં હોય એવાં જ પુસ્તકો ગુજરાતીમાં ઉતારવામાં આવે તો સારું, નહીં તો અનુવાદોનો ખીચડો વધતો જ રહેશે

## હોડીમાંથી આગબોટ :

[ લે. હર્ષવદન શાહ, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા ૨ ૧/૫૦ ]

આપણે બધાં વિજ્ઞાનયુગની હવા લઈ રહ્યાં છીએ ને વિજ્ઞાને આપેલી સગવડોનો લાભ લઈને જીવન કાંઈક સરળ બનાવવાનો પ્રયત્ન કરી રહ્યાં છીએ તેવે વખતે વિજ્ઞાને જુદી જુદી દિશામાં સાધેલી પ્રગતિ અને *કુદરતને વાચવા કરેલા અનેક પ્રયત્નોથી દરેક સુશિક્ષિત* ગણાતી વ્યક્તિએ માહિતગાર રહેવું ઘટે. ચેતન પ્રકાશન ગૃહ તરફથી વિજ્ઞાન વિકાસ શ્રેણીમાં પ્રગટ થતી પુસ્તિકાઓ વિજ્ઞાનનાં રહસ્યોનો ઘટસ્ફોટ વાર્તામય શૈલીમાં સ-રસ રીતે રજૂ કરી જાય છે.

આ પુસ્તિકામાં ૧૪ ચિત્રો આર્ટપ્લેટ પર આપીને હોડીમાંથી આગબોટના વિકાસનો ખ્યાલ આપવામાં આવ્યો છે. ૮૪ પાનાંમાં વૈજ્ઞાનિક જ્ઞાન ભર્યું પડ્યું છે પણ એવી સુંદર શૈલીમાં એની રજુઆત થઈ છે કે વિજ્ઞાનનું પુસ્તક વાંચતાં હોઈએ એવો ભાસ પણ ન થાય, છતાંય જુદી જુદી જાતની બોટોની રચના, તેનું કાર્ય અને તેની વિશિષ્ટતાઓ વિષેનું સામાન્ય જ્ઞાન મળે. જુદી જુદી જાતની આગબોટોના વિકાસનો ઇતિહાસ, તેમનો ઉપયોગ અને દરેક ખાસ બોટોમાં કયા વૈજ્ઞાનિક સિદ્ધાંતો કામ કરી રહ્યા હોય છે. *એની શાસ્ત્રીય સમજૂતી આપીને વિજ્ઞાનમાં* રસ ન હોય એવી વ્યક્તિઓને પણ આ વિષયમાં રસ લેતી બનાવવી અને સ્વાભાવિક જિજ્ઞાસા જાગૃત કરવી એ લેખકની ઓછી સિદ્ધિ ન ગણાય.

પુસ્તકના છેલ્લાં પાનાંમાં હિન્દુસ્તાનના વહાણવટાનો ઇતિહાસ સંક્ષિપ્તમાં આપ્યો છે. પુસ્તકનું કવર ખૂબ

આકર્ષક, છપાઈ સુંદર ને ભૂલો વગરની છે; વળી જેમના ઘરમાં નાનાં બાળકો હોય ને એ ગમે તે પળે એમની કુદરતી જિજ્ઞાસાવૃત્તિ સંતોષવા ગમે તે જાતના પ્રશ્નો પૂછી મારતાં હોય છે ત્યારે ભણેલાં માબાપોને આ પુસ્તકમાંથી ઘણા જવાબો જડી રહે એમ છે અને વિજ્ઞાન પ્રત્યેની અભિરૂચિ નાનપણથી જણાય એવાં બાળકો–કિશોરોના હાથમાં અચકાયા વગર આ પુસ્તક મૂકવા જેવું છે.

### પહેલું સુખ તે જાતે નર્યાં :

[ લે. ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. રૂ. ૧/૫૦ ]

'ઊર્મિ' અને 'કુમાર'માં વર્ષોથી આરોગ્ય વિષેના લેખો લખીને લોકપ્રિય બનેલા અને હાલમાં 'ગુજરાત સમાચાર'માં પણ આરોગ્યવિષયક લેખો લખીને લોકોમાં સ્વ–આરોગ્ય અંગેની જરૂરી જાગૃતિ આણવાનો પ્રયત્ન કરતા ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીનું આ પુસ્તક આરોગ્યવિષયક જૂજ કહી શકાય એવાં પુસ્તકોમાં ઉમેરો કરે છે. પુસ્તક ગુજરાતીમાં લખાયું છે એટલે એ ગુજરાતની જ વાંચતી–લખતી પ્રજા સુધી પહોંચશે. નહીં તો આવાં સુંદર પુસ્તકો હિંદની દરેક ભાષામાં અનુવાદિત થવાં જોઈએ..

પુસ્તકનું નામકરણ કેટલું સુંદર ને તલસ્પર્શી છે ? ૯૦ પાનાનાં સરળ લખાણમાં આરોગ્યમય જીવનની સાદી ચાવીઓ લેખકે આપી છે. માંદગીનાં કારણોમાં લેખકે ઊંડા ઊતરીને કુદરત તરફથી વગરપૈસે મળતી વસ્તુઓ—હવા ને તડકો—માણવાની હિમાયત કરી છે; યોગ્ય પ્રમાણમાં કસરત ને સારા તત્ત્વપૂર્ણ ખોરાકની ભલામણ પણ કરી છે. આપણા લોકોની જ્યાંત્યાં થૂંકાયેલી જમીનમાંથી પણ માટી ઉખાડીને તેનાથી વાસણ માંજવાની ટેવ, ગમે ત્યાં હાજતે જવાની ટેવ, અજાણી જગ્યાનું પાણી પણ વિના સંકોચે પી લેવાની ટેવ, માથે મોઢે ઓઢીને બધાં બારીબારણાં બંધ કરીને સૂવાની ટેવ તરફ લાલબત્તી ધરી છે. હિન્દી ખોરાકની ખામીઓ વિષે પણ એમણે પ્રખ્યાત આહારશાસ્ત્રીઓના મત ટાંકીને આપણે શા શાં ઉમેરા કરવાના છે તે સૂચવ્યા છે. ખાસ કરીને આપણા લોકોને 'સેપરેટ' દૂધ પ્રત્યે જે પૂર્વગ્રહ છે એ દૂર કરવાનો નમ્ર પ્રયત્ન કર્યો છે તે નોંધપાત્ર છે. ખોરાક કેવી રીતે તૈયાર કરવાથી તેનાં બધાં તત્ત્વો બરાબર જળવાઈ રહે અને સમતોલ આહાર વિષે પણ તેમણે જરૂરી સૂચનો આપ્યાં છે. ગુજરાતની જનતાએ એમાંથી જરૂર બોધપાઠ લેવા જેવો છે. તળેલા પદાર્થો વધુ ખાઈને પેટમાં કચરો ઓરનારી આ પ્રજાએ વહેલાં મોડાં એના શોખો સુધારવા જ પડશે. શ્રી. બાપાલાલ વૈદ્ય આ વિષે જનતાને જાગૃત કરવા મથી રહ્યા છે ત્યારે ડૉ. શિવપ્રસાદભાઈનો અવાજ પણ એમાં પૂરાઈને લોકોનું ધ્યાન ખેંચીને તેને અમલી બનાવવા માટે સાર્થક નીવડે એવી અભ્યર્થના.

આપણા આરોગ્યનાં ભયસ્થાનો જેવાં કે તમાકુ, ચા, દારૂ વગેરેનાં વ્યસનોનો ઉલ્લેખ કરીને લેખકે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે આ બધાં કેવી રીતે આપણી તંદુરસ્તીને હણે છે. પુસ્તકના અંતમાં માખીઓ, મચ્છરો, ચાંચડ ને ઉંદરો આપણી નાદુરસ્તીમાં કયા પ્રકારે ઉમેરો કરે છે તે પણ સમજાવ્યું છે. લેખક કહે છે કે હિન્દની ત્રીસ ટકા વસ્તીને પેટ પૂરતું ખાવાનું નથી મળતું ને બીજા ત્રીસ ટકા સમતોલ ખોરાક પામતા ન હોવાથી અપૂરતું પોષણ પામે છે. આ અપૂરતા પોષણનું મુખ્ય કારણ ગરીબાઈ છે, આ ગરીબાઈ કેટલીક વખત બધા રોગોના મૂળમાં હોય છે. વળી આપણી કેટલીક કુટેવો પણ તંદુરસ્તીને જોખમમાં મૂકે છે એ બધાં—ખાસ કરીને તંદુરસ્તીવિષયક બાબતોના અજ્ઞાન પ્રત્યે લેખકે આપણું ધ્યાન દોરવાનો સાચો પ્રયત્ન કર્યો છે. આવાં પુસ્તકો આપણને એ વધુ આપે એ જ ઇચ્છા. બહુ ઓછા ડૉકટરો આટલી સરસ રીતે લખી શકતા હોય છે એ કબૂલવું ઘટે.

### જીવન અને મરણ : શેખ સાદીની બોધકથાઓ :

[ બન્નેના સંપાદક : મુકુલભાઈ કલાર્થી, પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. રૂ. ૦/૩૭ અને ૦/૫૦ ]

સ્વ. અંબાલાલ સાકરલાલની 'ગ્રામ–પરિવાર,' મહા-

દેવભાઈની 'ઈબ્રાહીમકાકા' અને રાજાજીની 'જીવલેણ ગાડું' અને 'બ્રાહ્મણીનો છોકરો' એ ચાર વાર્તાઓનો પહેલો સંગ્રહ 'જીવન અને મરણ' છે. ટૂંકાવીને અને સરળ કરીને સંપાદકે આ ચારેય વાર્તાઓને સમાજ શિક્ષણ અને પ્રૌઢ શિક્ષણના ઉપયોગને લક્ષમાં રાખીને પુસ્તકરૂપે રજૂ કરી છે તે દરેકને ઉપયોગી થાય તેવી છે.

બારમી સદીમાં ઈરાનમાં સાધુપુરુષ તરીકે જાણીતા થઈ ગયેલા શેખ સાદીની પંચાવન ટૂંકી બોધકથાઓનો 'શેખ સાદીની બોધકથાઓ' નામે સંપાદિત કરેલો શ્રી મુકુલભાઈનો સંગ્રહ પણ સમાજ શિક્ષણ અને પ્રૌઢ શિક્ષણમાં સારું એવું સ્થાન મેળવે તેવો સુવાચ્ય બનવા પામ્યો છે. આવા બોધ માટે દરેક પ્રજાને પોતપોતાનું આગવું સાહિત્ય છે એટલે દરેક પ્રજાની જેમ ઈરાનનું આ બોધસાહિત્ય પણ આપણને આવી સરળ અને લોકભોગ્ય શૈલીમાં શ્રી મુકુલભાઈએ આપ્યું છે તે ખરેખર આવકાર્ય અને પ્રિય થઈ પડશે જ. આપણાં બાળકોને રસ પડે તેવું સચિત્ર પણ બનાવાયું છે.

**મણિબહેન પટેલને :**

[ સં. મણિબહેન પટેલ. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. રૂ. ૧/૨૫ ]

આ અગાઉ ગાંધીજીના પત્રોનાં ત્રણ પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યા પછી આ ચોથું પુસ્તક શ્રી મણિબેન પટેલ ઉપરના પત્રોનું પ્રગટ થાય છે તે આવકાર્ય બને તેવું છે. પત્રોમાં—એ અંગત સાહિત્ય હોવાથી—કંઈક કેટલીક અપ્રગટ અને ઘણીવાર લોક-સમગ્રને ન કહેવાની વાત પણ પ્રગટ થતી હોય છે. ગાંધીજીની સત્યપ્રિયતા, કશુંય ન છૂપાવવાની વૃત્તિ તેમનાં લખાણોમાં હંમેશ વરતાયા કરી છે. તેમાંય તેમના પત્રોમાં જે સરળતા ભરી છે. તે હરકોઈને ગમી જાય તેવી હોય છે. તેમના પ્રગટ થયેલા પત્રોનો આ ચોથો સંગ્રહ છે. ગુજરાતના લોખંડી પુરુષ સરદાર વલ્લભભાઈનાં પુત્રી કુ મણિબેન આજે કોઈનાં અજાણ્યાં નથી. પ્રતાપી પિતાનાં એ ભાગ્યશાળી પુત્રીના જીવનમાં ગાંધીજીએ જે જળ સીંચ્યાં છે તે આ પત્રોમાં પ્રગટ થાય છે.

૧૯૨૧ની સાલથી તે ગાંધીજીના અવસાન પહેલાને સત્તરમે દિવસે દિલ્હીમાં જ માણસ મારફત મોકલેલી ચીઠીનો પણ આમાં સમાવેશ થાય છે. નાની નાની વાતો તરફ પણ ગાંધીજી જે ચીવટાઈ રાખતા તેની આ પત્રોમાંથી પણ સાબિતી મળે છે. અંગતમાં અંગત પ્રશ્ન પણ, વયનો મોટો તફાવત હોવા છતાં એક મિત્રની જેમ સરળતાથી ચર્ચાય તેવા પત્રો આ સંગ્રહની વિશિષ્ટતા જેવા ગણાય. દરેકને વાંચવા અને વિચારવા ગમે તેવા આ પત્રોનું પુસ્તક છે તેની તો કોઈના નહિ જ પાડી શકે.

**સાક્ષર જીવન :**

[ લે. ગોવર્ધનરામ ત્રિપાઠી. પ્ર. ફાર્બસ ગુજરાતી સભા. વિક્રેતા : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, રૂ. ૬/૭૫ ]

ગુજરાતી સાહિત્યમાં પંડિતયુગને આબાદ રીતે ઓપાવી જનાર યુગમૂર્તિ સાક્ષર તરીકે સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું નામ અમર રહેશે જ. સ્વ. બળવંતરાય ક. ઠાકોર જેવા અધિકારીએ આ પુસ્તકનું સંપાદન તેમ જ ટીકા-ટિપ્પણ અને અભ્યાસુ પ્રવેશક લખીને તેની મૂલ્યવત્તા વધારી છે. ઉપરાંત ૧૯૦૫માં ભરાયેલી પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકેનું સ્વ. ગોવર્ધનરામનું પ્રવચન પણ આ પુસ્તકમાં 'ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઈતિહાસનું દિગ્દર્શન' એ નામથી પુસ્તકને છેડે મૂકવામાં આવ્યું છે એટલે સાહિત્યના અભ્યાસુને વધુ ઉપયોગી થશે જ.

ઘણા સમયથી અપ્રાપ્ય થયેલા આ પુસ્તકની આ બીજી આવૃત્તિ પ્રગટ થાય છે ત્યારે ગુજરાતી ભાષા-સાહિત્યના અભ્યાસનો વિકાસ બહોળો ફેલાવો પામી ચૂક્યો છે.' અભ્યાસુઓ માટે આ પુસ્તક સારી એવી સામગ્રી અને લેખકની ઊંડી અભ્યાસ-દૃષ્ટિ પૂરી પાડે છે. સાક્ષર જીવનની નિષ્ઠા અને દૃષ્ટિનું આજે જે છીછરાપણું આપણને દેખાય છે તેમને માટે આ પુસ્તક ચામકીરૂપ પણ ગણાવું જોઈએ.

★

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકા જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦૦ |
| અખાના છપ્પા : | ” | ૩–૦૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦૦ |
| વીરની વાતો ભા–૨ | [સચિત્ર આવૃત્તિ] | ૬–૫૦ |
| વીરની વાતો ભા–૩ | ” | ૬–૦૦ |
| વીરની વાતો ભા–૪ | , | ૬–૫૦ |
| મૂળરાજ સોલંકી | ચુ. વ. શાહ | ૫–૦૦ |
| રા' ગજરાજ | ધનશંકર ત્રિપાઠી | ૫–૨૫ |
| કાયર | રાજેન્દ્ર શર્મા | ૪–૦૦ |
| નાના | એમિલ ઝોલા | ૪–૦૦ |
| સાઈકલચોર | લુઈજી વાર્તોલીની | ૩–૫૦ |
| સંન્યાસી અને સુંદરી | યાદવેન્દ્રચંદ્ર | ૩–૫૦ |
| ભવની કમાણી | પુષ્કર ચંદરવાકર | ૩–૭૫ |
| ખોવાયેલી દુનિયા | રાહુલજી | ૪–૦૦ |
| ભક્તિસાગર | અભરામ ભગત | ૨–૦૦ |
| શ્રીદેવીગીતા | ડા. રા. મહેતા | ૨–૦૦ |

સંસ્કૃત સાહિત્યની અમર કૃતિઓ

## મહાકવિઓની પ્રસાદી સેટની કિં રૂા ૧૨ ૫૦

૧. શકુંતલા ૨. કાદબરી ૩. રઘુવંશ ૪. મુદ્રારાક્ષસ ૫. વાસવદત્તા ૬. નાગાનંદ ૭. વિક્રમ-ઉર્વશી ૮. મેઘદૂત ૯. માલવિકા–અગ્નિમિત્ર ૧૦ કુમાર સંભવ. દરેકની કિં. રૂ ૧-૨૫ ખંડ ૧લો ૬–૨૫. ખંડ ૨જો ૬ ૨૫.

બાળકો કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા સેટની કિં રૂા ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય | શ્રીકાંત ત્રિવેદી | ૦–૫૦ |
| સાચો મંત્ર | ” | ૦–૫૦ |
| સાગરના પાણી | ” | ૦–૫૦ |
| ચંદનની મૂર્તિ | ” | ૦–૫૦ |
| એકલે હાથે | ” | ૦–૫૦ |
| આંખનું રતન | ” | ૦–૫૦ |
| અમર જીવન | ” | ૦–૫ |
| વાઘનો ભેટો | ” | ૦–૫૦ |
| બોધક વાતો | ” | ૦–૫૦ |
| અજબ વાતો | ” | ૦–૫૦ |
| વિદ્યાનું તેજ | ” | ૦–૫૦ |
| સાત ભાઈ | ” | ૦–૫૦ |

| | | |
|---|---|---|
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૫૦ |
| વીર બકા | ” | ૧–૨૫ |
| ટીડા સાંઢ | ” | ૧–૨૫ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | ૨–૫૦ |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૭૫ |
| શ્રમણ મહાવીર | સં. ૨મ. | ૧–૨૫ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧–૦૦ |

## વીર કથાવલિ લે ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ” | ૧—૨૫ |
| શિવાજી : | ” | ૧—૨૫ |
| ચંદ્રગુપ્ત : | ” | ૧—૨૫ |
| વીર વિક્રમ : | ” | ૧—૨૫ |
| સમ્રાટ અશોક : | ” | ૧—૨૫ |
| પૃથ્વીરાજ ચૌહાણ : | ” | ૧—૫૦ |

નોંધ (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતના સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે (૨) કોઈ પણ જાતનાં પુસ્તકો ખરીદતા પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યના તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે ૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરા પાડીએ છીએ અમારૂ મોટું સુચિપત્ર મફત મંગાવો

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રીજ પાસે, અમદાવાદ–૧

અંક : ૨, મે '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૩૦
સળંગ અંક ૩૫૦ — 'નવરચના' : વર્ષ ૨૪
સમાજમાં સંસ્કાર અને — સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે. લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઉર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ધીરુભાઈ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



## અતાગ મન

આપઘાતો અને અપહરણો, ધાકધમકી અને ખૂનામરકી, ગુંડાગીરી અને શિયળભંગ—આ બધાં અનૈતિક કાર્યો માનવે આજે નવાં નથી શોધી કાઢયાં. માનવીના ઉગમકાળથી આ દુર્વૃત્તિઓ તેની દરેક નબળી ઘડીએ પ્રવેશી છે અને માનવીને વધુ નિર્બળ બનાવ્યો છે. દુર્વૃત્તિઓ અને સદ્વૃત્તિઓનું આ દ્વંદ્વ હમેશ ચાલ્યા જ કર્યું છે. કયારેક દુર્વૃત્તિઓ જીતે છે ત્યારે માનવી તેનો જે ક્ષણિક આનંદ પામે છે તેમાં રાચે છે. પણ બીજી જ ઘડીએ એ આનંદ અલોપ થઈ જાય છે ત્યારે માનવ મન સદ્વૃત્તિઓનું આવાહન કરવા પ્રેરાય છે. મનની મલિનતા ત્યારે એટલી બધી ઘેરી બની ગઈ હોય છે કે પ્રબળ ઇચ્છા હોવા છતા ત્યાં સદ્વૃત્તિઓ પ્રવેશી શકતી નથી અને માનવી હેરાન હેરાન થઈ જાય છે. છતાં વિચાર અને આચાર બન્નેમા વિવેકબુદ્ધિ વાપરતો માનવી ત્યારે કંઈક ઊંડાણથી વિચાર કરે છે અને તેમાં ફાવવા માટે કયારેક તો મરણિયા પ્રયત્નો પણ કરે છે. એટલે જ માનવીનું નાનું સરખું મન સાત સાગરના ઊંડાણથીયે વધુ ઊંડુ છે ને! તેને જેમ કોઈ માપી શકતું નથી, પામી શકતું નથી તેમ ત્યાં કાંઈ જઈ શકતુંય નથી. ત્યાં સદ્વૃત્તિ ધીમી છતાં મક્કમ ગતિએ પહોંચે છે ત્યારે તેની સાચી જીત થાય છે—પણ. સદ્વૃત્તિની ધીમી ગતિ જ માનવીની અધીરાઈની કસોટી કરે છે ત્યારે એ અતાગ મન હમેશ માટે અતાગ જ રહી જાય છે. નહિતર ધારે તે કરી શકનાર માનવીનું મન જ આમ અતાગ રહી શકે ખરું?

★

તંત્રી: ઈશ્વરલાલ સો. દવે ⊙ સંપાદક: જયન્ત પરમાર

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## ગોકુળની ગોરી

ગોકુળની હે ગોરી !
આજ રે તારા ગોકુળમાંહી છે કોઈ મોહન તોરી ?
ગોકુળની હે ગોરી !

બોલને, તારાં ગોરસ આજે
તે દી જેવાં જ મીઠાં ?
બોલ રે, આજે સૂરની વાટે
ડગ ઢૂકે તું દીઠાં ?
બોલને, આજે ગોરસ પેઠે ચિન રહે કો ચોરી ?
ગોકુળની હે ગોરી !

આજ રે ભોળી, માયા જેવાં,
ચીર હરી કો ગેલ ?
આજ રે કોઈ કાલિય કાજે
નીરમાં દડો ઠેલે ?
આજ રે પેલી ટચલીનાં કોઈ કામણુથી રે' ફોરી ?
ગોકુળની હે ગોરી !

કે'જે રે બાઈ, ભાયગનાં તેં
ફેરવી જોયાં પાનાં ?
કે'જે ગયું કોણ વીસરી કોને ?
કાઢતી ના કૈં બા'નાં;
કે'જે રે, થાતું : જમતી રાતે સાવરી સૂરત આવે ઓરી ?
ગોકુળની હે ગોરી !

★

'પારાશર્ય'

## સુમનગૃહે

પુષ્પ ગયાં પલ્લવમાં પોઢી,
નિજ સુવાસની ચાદર ઓઢી;
મ્હેરગીર નહિ કે નહિ દોઢી.
સુમનગૃહે લવલેશ.

★

રતિલાલ—અનિલ

## બોલી રહ્યા ?

'હું તો ઘણો નાનો રહ્યો, ઇચ્છા ન મારી અદ્દ,
લોકની હાલત નિહાળી દિલ રૂએ,
આંખડી તે ક્યાં સુધી એવું જુએ ?
ઉદ્ધાર, બસ, એનો કરો ઉદ્ધાર !
ધારાસભામાં જે કરું પોકાર !
—આપશો ને મત મને ?'

બસ, તમે બોલી રહ્યા ?
લોકનાં દુઃખ તો—કહો છો છે ઘણાં !
આપના મોઢે બધું એ જાણવું,
ધારાગૃહે જે જે કહો—
છાપું ખરીદી શું ભવિષ્યે વાંચવું !
કાન છે ઈશ્વરદીધા મારે હજી—બીજું કહો !
—મારે કશું કહેવું નથી.

★

શેખાદમ આબુવાલા

## રાત સપનામાં

રાત સપનામાં ને દિવસે યાદ થૈ આવ્યા ન કર,
વ્યર્થ મુજને આ રીતે દિનરાત તરસાવ્યા ન કર;
આ મિલનના વાયદાની જલ વગરની વાદળી,
મારી એકલતાના રણ પર નિત્ય વરસાવ્યા ન કર.

## કાગળ નથી લખાતા

કાગળ નથી લખાતા તેથી ફિકર ન કરશો,
બીજાની જેમ મારે માથેય તો ખુદા છે,
યૂરોપમાં રહું છું તેથી ભલા થયું શું,
ભારતને કેમ ભૂલું, ભારતમાં મારી મા છે.

★

નાનુભાઈ દવે

## અમે પગદંડીઓ પાડનારા

થાકેલા, જીર્ણ થઈને એકદા
પોઢી જઈશું આપણેય
શું થયું, કાર્ય અધૂરાં રહ્યાં !
શું થયું, ઘંટ વાગી ગયો.
ને વાટ પકડી લીધી અગમ્યની !

આવશે, નવાં માણસો
પૂર્વગ્રહરહિત ને શક્તિમાન,
યુવાન ને તાજગીભર્યાં,
ખડા થઈ જશે.

પહાડીમાં અમે કાપ્યાં હશે,
એ પગથિયે તેય ચડતા થશે :
મૂકી છે અમે જે નિસરણીઓ
એ પર કદમ ઠેરવતા જશે.

ને જાણશે નહિ કોઈ—
કોણ હતા એ પગદંડી પાડનારા ?
હસશે અણઘડ કામગીરી જોઈને,
પથ્થરો દડી જશે માર્ગે
ત્યારે કચવાશે ને ભાંડશેય ખરા—
'કોણ આવું કરી કામ ગયું.
ઉતાવળે કે અધૂરી સમજે !'

અને તો યે એ આગળ વધશે.
ધપશે, ચડશે, ઝંપલાવશે.
આપણી પગદંડીએ જઈ,
એ નિસરણીએ ચડી.
જે આપણે ગોઠવી છે અહીં.

એકલો,
અસ્પર્શતો,
ચિહ્નેય ના મૂકી જતો.
ના ફોરતો—ફોરાવતો કે,
ના માનવી એવો જગે—
કદી કો આપમાં જ જીવતો નથી,
કદી કો આપમાં જ મરતો નથી.

[ઓલીવ શ્રાઇનરનો અનુવાદ]

✶

'સરોદ'

## સૂર્યને

પ્રચંડ તેજસ્વી પ્રતાપી ભવ્ય,
પધારતા કેસરી સિંહ દિવ્ય.
પ્રાચી દિશા ગહ્વરથી વિનાને :
ખડી જતી સૃષ્ટિ સમસ્ત માને !

શી કેશવાળી અતિ ભવ્ય સોહે !
વિખેરતી સુંદર રશ્મિ મોહે !
પ્રતાપ જાણે પગલે ખરે છે :
રાજર્ષિ યોગેશ્વર સંચરે છે !

પ્રભા અહો મરતકની કશી કે
ન મીટ મંડાય ક્ષણેય બીકે !
ન ઓલતા, કેવળ દૃષ્ટિ ફેંકે.
ત્યાં આંધી શબ્દેય સમૂળ છે કે !

પ્રકાશના પુંજ ! છતાંય આંધી.
રહે મને દિવસ રાત બાંધી.
કહે છે, તમે વાહન માત કેરું,
તે માતનું તેજ અહો અનેરું.
કેવું ને કેવડું એ અવિરત કરું છું કલ્પના તોય ના'વે
વિશ્વે છે કોણ બીજું તમ વિણ, મુજ આ આંધીનો અંત લાવે

★

# સમયનાં ઓવારે

'રાજહંસ'

## નવા રાજકીય પક્ષને આવકાર

આ વખતની ચૂંટણીઓમાં એક નવો રાજકીય પક્ષ ઉમેરાવાની શક્યતા જણાય છે. આપણે ઇચ્છીએ કે એ પક્ષ પ્રાંતીય મુદ્દાઓને કારણે ઊભો થયો હોય એવી મર્યાદિત ઢબનો નહિ હોય. તેમજ ઉગ્ર મનોની પાંખે રહી પોતાનું બળ ચર્ચાઓમાં વેડફી નાખનારો પણ નહિ હોય. આપણે કોઈ મધ્યમમાર્ગી ઉદારમતવાળા પક્ષની આશા રાખીશું.

પરદેશનીતિમાં આપણે જોયું છે કે બંને સત્તાજુથોથી નિરાળા રહેવામાં આપણે દરેક સમસ્યાનું એના ગુણદોષ પ્રમાણે મૂલ્યાંકન કરતા શીખ્યા છીએ. દેશના સવાલો ઉપર પણ એવી પદ્ધતિ અજમાવે એવો પક્ષ લોકોને હવે રુચશે.

એનો અર્થ એમ તો નહિ જ કે નવા પક્ષની પોતાની કોઈ આગવી દૃષ્ટિ ના હોય. છેક જ સમાધાનવૃત્તિ જાળવે તે પક્ષની લાક્ષણિકતા કોઈ કાળે બંધાય નહિ, એટલે એનીય નીતિરીતિ સ્પષ્ટતાથી જાહેર થવી ઘટે. એમ કરતાં, એણે ડાબી તરફ ઝૂકવું કે જમણી તરફ એ વિષેનો નિર્ણય નવો પક્ષ અગાઉથી જાહેર કરવાની ઉતાવળ ના કરે તે જ ઠીક ગણાશે. ડાબા જમણીની ખેંચાખેંચ એકંદરે તો સત્તા માટેની પડાપડી છે. નામ લોકકલ્યાણનું બંને તરફથી ક્યાં નથી લેવાતું !

આ પક્ષ પહેલી ચૂંટણીમાં જો પોતાના ઓછા ને ગણતરીના જ ઉમેદવારો મૂકે તો કેવું સારું ? ચૂંટણી જીતવી હોય તો પહેલી ફલાંગ નાની હોવી જોઈએ એટલું જ નહિ પણ સત્તા હાથ કરવા માટે જ ચૂંટણી લડવાની હોય એ રીતે એણે પ્રજા સમક્ષ જવું વાજબી નથી. એ પક્ષે પ્રજાને એવો વિશ્વાસ આપવો જોઈએ કે ધારાસભામાં વિચારશીલ તટસ્થ અને જાગ્રત રાજકીય પક્ષ તરીકે એમના ઉપર ભરોસો રાખી શકાશે.

ને નવો પક્ષ કોંગ્રેસની સિદ્ધ થયેલી શાણી કાર્યપદ્ધતિઓનો સ્વીકાર કરવામાં શા માટે આનાકાની કરે ! એની અહિંસક પદ્ધતિ કે સાધનવિશુદ્ધિ નવા પક્ષે અપનાવવાં જોઈએ. એમ ગામડાંઓ તરફના ઝોકનું એણે સમર્થન કરવું જોઈએ. કોંગ્રેસની દારૂબંધીને સ્વીકારી વ્યવહારુ મર્યાદા આપવી જોઈએ અને અસ્પૃશ્યતાનિવારણ માટે આગ્રહી થવું જોઈએ. એમ વિરોધ પક્ષ લાંચ રૂશ્વત કે બિગાડ સામે રોષ કરે તો એ વાતનું તથ્ય તપાસી એવા દોષો મિટાવવા મથવું જોઈએ. કોઈ પણ પ્રશ્ન ઉપર ન્યાયી વલણ લેવા તત્પર હોય એવો નવો પક્ષ આ દેશને હવે જરૂર ખપે છે. અને એ જેમ વહેલો ઊગે તેમ સારું.

નવા પક્ષની જીત માટે શરતો હોય તો આટલી : સત્તા મેળવવાની એ ઉતાવળ ના રાખે; એમ કરવા જતાં ભય રહે છે કે એ પક્ષમાં ચૂંટણીઓ જીતી શકે ને ખરચનો બોજો ઉઠાવી શકે તેવા માણસો જ ભેગા કરશે. જેમ દેશના શાસન કાજે એની પોતાની આગળ સૂઝ એણે જાહેર કરવી જોઈશે તેમ બીજા ઉપર દોષારોપણ કરે ત્યારે એના ચોક્કસ ઇલાજ વ્યવહારુ ઢબે એણે જ સૂચવવા જોઈશે.

## નવા પક્ષનો કાર્યક્રમ ને નેતૃત્વ

ભારતના વિકાસની દિશા નવા પક્ષે અચૂક રીતે બતાવવી જોઈશે. કેટલા પ્રમાણમાં શહેરો વધે તે

એણે નક્કી કરવાનું છે. અત્યારે થઈ રહેલો શહેરી ફૂગાવો એ આ દેશનો લાક્ષણિક વિકાસ ભાગ્યે જ કહી શકાય, એમ ગામડાંઓના સંગઠન કાજે એમના સમૂહો રચવાની તૈયારી પણ એણે રાખવી જોઈશે. શહેરના ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરી ગામડાંમાં લઈ જવા હોય તો ત્યાં નવાં કેન્દ્રો ઊભાં કર્યાં વિના છૂટકો નથી અને એ રીતે ગામડામાં નવી કામગીરી ઊભી કરી, ખેતીના આસપાસ વધારે રોજી આપવાની યોજના ખીલવવી જોઈશે. વધારે વૃક્ષો, વધારે ઢોર અને ઢોરની સારી ઓલાદ, વધારે સારું દેશી ખાતર, વધારે પાણી અને ખેડ, વધારે પાક, એ પાકનો બજારોમાં તાત્કાલિક ઉઠાવ અને વાજબી વળતર, ઓછા કલાકની પણ ઘરઆંગણે કુટુંબના ધોરણે વહેંચાતી રોજી,—આ રીતે દેશમાં વધારે ઉત્પાદન થાય ત્યારે ખરીદશક્તિ પણ સાથે વધે એ રીતે ગ્રામ્યઢબનો વિકાસ કરી આપે એવો પક્ષ પ્રજાને જરૂર ગમી જવાનો.

નવા પક્ષ કનેથી આપણે બંધારણીય ફેરફારો નહિ માગીએ, તેમ દેશની વ્યવસ્થામાં, કરવેરાની પદ્ધતિમાં, આયાતનિકાસની પ્રથામાં, પરદેશના સંબંધોમાં, શિક્ષણની પ્રથામાં—મૂળભૂત ફેરફારો ઓચિંતા થવા લાગે એવું પણ આપણે નહિ ઇચ્છીએ, એવા સવાલો તપાસવાની જરૂર છે. પણ એનો આગ્રહ કરી શકાય તે પહેલાં એ સવાલોની વધારે છણાવટ થવી જોઈએ, તેમ નવા પક્ષ વિષે લોકોને છાપ ઉપજેલી હોવી જોઈએ.

નવા પક્ષ પાસે નવો નેતા જોઈએ. એ ક્યાં છે? અગર એ નથી તો આપણે સંયુક્ત નેતાગીરીમાં વિશ્વાસ રાખી આગળ ધપવું જોઈએ. ગાંધીજીએ ત્રીસ વર્ષ નેતાગીરી સંભાળી પણ એમણે બીજા ઘણા નેતાઓ સાંખ્યા પણ ખરા ને એમને તૈયાર પણ કર્યા. એટલે એમના પછી દેશમાં નેતાગીરીની એકાએક ઉણપ ના વરતાઈ, હવે પરિસ્થિતિ બદલાઈ છે. કોંગ્રેસ પક્ષ રાષ્ટ્રીય મટીને રાજકીય સ્વરૂપ લેતો જાય છે ત્યારે બીજા પક્ષે મુખ્ય નેતા ના હોય તોયે સંયુક્ત નેતાગીરીથી ચલાવી લેતાં આપણે શીખવું જોઈશે. આઝાદીની લડત એવી મોટી ઘટના હતી કે વધારે આગેવાનો આપોઆપ આગળ આવી શકે. હવેના સંજોગો જુદા છે. હવે દૃષ્ટિ અને યોજના બંનેમાં પાવરધા હોય એવા આગેવાનોની જરૂર છે, અને તે વ્યક્તિ દ્વારા આપણે મેળવી શકીએ તે કરતાં સમૂહ દ્વારા મેળવવાનું સરળ થશે.

આ નવા પક્ષમાં ધનિક આવે કે ગરીબ આવે, ઉદ્યોગપતિ આવે કે ખેડૂત–કામદાર આવે—સહુ કાજે દ્વાર ખુલ્લાં રહેવાં જોઈએ. એ દરેકને રાષ્ટ્રીય દૃષ્ટિએ કામ ઉકેલવાનું સહેલ બનવું જોઈએ. એક જ પ્રશ્નને મોખરે ચડાવી દઈ બીજી બાબતોને ગૌણ માનવાની ભૂલ નવો પક્ષ ના કરે. આપણા વિકાસ પછીના જીવનનું ચિત્ર નવા પક્ષ કને હશે તો જ એ દેશમાં ઉપયોગી થઈ શકશે. અને નહિ તો એનો જન્મ ના થાય એ જ વાજબી ગણાશે.

### લગ્નોનાં અનિષ્ટોની જવાબદારી

ન્યાયની અદાલતમાં પુરવાર થઈ ચૂક્યું કે ભણેલા અને જુવાન માણસો પણ લગ્નના બજારમાં પોતાની વેચાણ કિંમત વધારે મેળવવા ખાતર પત્નીનું ખૂન કરતાં અચકાતા નથી. એ બનાવ કોઈ પછાત કોમમાં બન્યો નથી, પણ બ્રાહ્મણ અને તેથી ઉચ્ચ ગણાતી કોમમાં બન્યો છે. આવો ખૂનનો કિસ્સો જાહેર થયો, પણ એવા બીજા કેટલાય કિસ્સાઓ બન્યા હશે જેમાં નાની વયની સ્ત્રીઓ સહન કરતી હશે અને તે બિના બહાર આવતી નહિ હોય. એકલા વર તરફથી કનડગત થતી હશે તે કરતાં આખા વર–પક્ષ તરફથી યાતનાઓ ગુજરતી હશે એવી માન્યતા વધારે વ્યાપક જણાય છે.

લગનમાં લેવડદેવડની પ્રથા કેવી ખતરનાક છે તે જ્યોત્સ્નાનું ખૂન અને દિનુ દેસાઈની આજીવન કેદની સજા ઉપરથી જણાશે. બે આશાસ્પદ જુવાનોનું બલિદાન આ પ્રથાને મિટાવવા ખાતર પૂરતું ગણાવું

જોઈએ અને આપણા સમાજે હવે લગ્નને એક ખોટી પ્રથામાંથી ઉગારી લેવું જોઈએ.

આવી પ્રથ નો ગેરલાભ ઊઠાવનાર વર્ગ વરપક્ષ હોય કે કન્યાપક્ષ હોય—નફરત કરી એને રોકવાથી જ એ દૂષણ મટી શકે. ગેરલાભનો ભોગ બનનાર પક્ષની આપણે દયા ખાઈ છૂટીએ. એને કાયદાનું રક્ષણ આપવાની ઉતાવળ કરવા જેવી નથી. કાયદો તો ઘણીવાર મોજુદ હોવા છતાં લાઈલાજ બની રહે છે. વિધવાવિવાહની કાયદામાં કયાં છૂટ નથી ? અને બાળલગ્ન સામે કયાં પ્રતિબંધ નથી ? કાયદા કરતાં જે જરૂરનું છે તે ગેરલાભ ઊઠવનારાઓ તરફ સમાજ નફરત કેળવે તે છે.

પણ જે સમાજમાં ધનની પ્રતિષ્ઠા છે ત્યાં આવી લેવડદેવડની નફરત કેમ લાવવી ? ધનિકતાનું પ્રદર્શન થતું હોય ત્યાં મોટું સાજન હાજર રહેવાનું, અને એમની હાજરીમાં કે સાક્ષીએ પેલી લેવડદેવડની પ્રથા ટકવાની. એ સાજનિયાં ભૂલી જાય છે કે ગેરલાભ ઊઠાવનારાઓને એ લોકો જ ટેકો આપે છે, એમની વૃત્તિઓને બહેકવા દે છે. સ્ત્રીઓ ઉપરના જુલમની જવાબદારી વરની અને વરપક્ષની તો છે જ, પરંતુ એમનાં લગ્નની શોભામાં અભિવૃદ્ધિ કરનારની પણ છે. એ હવે સ્પષ્ટ થવું જોઈએ.

લેવડદેવડની પ્રથાનું ધતીંગ લગ્નોમાંથી કાઢવું હશે તો એ કૌટુંબિક પ્રસંગની ઉજવણીને આપણે જાહેર સ્વરૂપ આપી સામુદાયિક બનાવી દઈએ. કોઈ સંસ્થા તરફથી અગર રાજ્ય તરફ લગ્નની ઉજવણીના દિવસો મુકરર કરે અને ઘણાં લગ્નોની વિધિ તથા ઉજવણીનો સામટો બંદોબસ્ત કરે તો લગ્નોની અનિષ્ટ પ્રથાઓ આપોઆપ દૂર થઈ જાય. અને ગામ આખાને શુભ પ્રસંગની સામુદાયિક ઉજવણી વિનામૂલ્યે મળી રહે.

આ પ્રસંગે બંને પક્ષ લગ્ન નોંધાવે અને એમાં લેવડદેવડની કોઈ શરત કરી નથી એવી ચોખ્ખી જાહેરાત પણ કરે તો લગ્નનાં અનિષ્ટોને ટાળવાનું સરળ બનશે.

## શિસ્ત અને વિદ્યાર્થીઓ

વિદ્યાર્થીઓનાં તોફાનોની ખબર દેશના જુદા જુદા ભાગમાંથી આવે છે એ દુઃખદ છે.

કોંગ્રેસ યુવકોની શાખા ધરાવે છે અને નહિ તો પણ દેશની આવી સમસ્યા ઉપર એનું ધ્યાન ખાસ જવું જોઈએ. દેશની વિદ્યાપીઠોએ આ સવાલ તટસ્થતાથી તપાસવો જોઈએ. બીજા રાજકીય પ્રશ્નો આ બાબતમાં ઓછો રસ લે તે ઉપરથી એમના દેશહિતનો અંદાજ આપણે કાઢી શકીએ કારણ કે કયાંય અસંતોષ વધે એને એ લોકો લાભ જ ગણે છે.

વિદ્યાર્થીઓને માથે દોષ ઢોળતા રહેવાનો કશો અર્થ નથી. એમ તો એ રીઢા બને. શાળા કોલેજોમાં શિસ્ત જાળવવાનું ધોરણ ઘટયું છે, પણ એ ધોરણ કેમ સુધારવું તે મુદ્દો વધારે મહત્ત્વનો છે. કુટુંબોની દેખરેખ ઘટી ગઈ છે. એ પણ સાચી વાત છે અને દેશની એકંદર પરિસ્થિતિ એને માટે જવાબદાર છે. વિદ્યાર્થીઓમાં શિસ્ત લાવવા આપણે નીચેના ઉપાયો અજમાવવા જોઈએ ને એમ કરવાથી જોખમ કે નુકશાન તો કશું નથી.

૧. શિક્ષકોનું બહુમાન કરતાં સમાજે શીખવું જોઈએ. એમ થશે તો વિદ્યાર્થીઓ પણ શિક્ષકોનું માન જાળવતાં શીખશે. અને શિક્ષકો પણ એ માનને પાત્ર થવા પ્રયાસ કરશે. જ્યાં સુધી શિક્ષકોનું જીવનધોરણ નીચું હશે ત્યાં સુધી એમને જાતમાં વિશ્વાસ નહિ આવે. તેથી એમની અસ્મિતા જાગે તેટલું સાધન કરી આપ્યે જ છૂટકો.

૨. શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી કોલેજકાળમાં વિદ્યાર્થીને સાહેબશાહી જીવનની ઓચિંતી તક મળે છે. કુટુંબથી ત્યારે એને વિખુટા પડવાનો સંજોગ પ્રાપ્ત થાય છે અને પહેલી વાર જે સ્વતંત્રના અનુભવે છે એમાં સમય અને નાણાં બંનેની એને છૂટ રહે છે. ત્યારે એનું જીવન અસ્વાભાવિક બની જાય છે. કોલેજ–જીવનનાં પહેલાં બે વર્ષોમાં વિદ્યાર્થીઓના સમય અને નાણાંનો દુરુપયોગ અટકાવવો જોઈએ.

એમના રસોડાં તરફ નજર જાય તો ત્યાં સુધારો કરવાની ઘણી જરૂર દેખાશે.

૩. આપણી ફિલ્મો સમૃદ્ધ દેશોની ઢબે તૈયાર થાય છે એ શોચનીય છે. એનાથી ખોટા નફ્કરા ઢંગ ચાલુ થાય છે, મનની ચંચળતા વધે છે અને રીતભાત શોખીલી બને છે. દેશનું ચારિત્ર સુધારવું હોય તો વિલાસી સ્વચ્છંદી અને ધનિકો નિભાવે એવાં ચિત્રો કાઢવા સામે તે ઉદ્યોગને સખત રીતે ચેતવવો જોઈએ.

૪. ભણી રહ્યા પછી જિંદગી સુધારવાની મોટી તક જલ્દી મળવાની છે એવો વિશ્વાસ શરૂઆતથી ઊભો કરવાની જરૂર છે. એથી જવાબદારીની ભાવના વહેલી આવે ને સબળ પણ થાય. સામે કેવી કેવી તકો રાહ જોઈને પડી છે એ વિદ્યાર્થીઓ જેટલું વહેલું જાણે તેટલું સારું.

૫. લશ્કરી તાલીમ વડે એમને સુવ્યવસ્થિત કરી શકાય. પરંતુ શક્તિને વહી જતી અટકાવવા, એમની સામે શ્રમ અને સાહસનાં બીજાં ક્ષેત્રો મૂકવાં જોઈશે. તરવાનું, સાઈકલીંગ, પહાડ કે જંગલમાં ભમવાનું, ફૂટબૉલ હૉકી ને હુતુતુ જેવી મહેનતી રમતો, પગપાળા પ્રવાસો વગેરેનો આગ્રહ વધારવો જોઈશે.

૬. અને રાજકારણમાં સત્તાપક્ષે ગયેલાઓની વાણી તથા વર્તનમાં રહેલો તફાવત બહુ સાવધાનીથી ઘટાડવો પડશે. નહિ તો, સારી વાતો વગોવાશે અને એવાં મૂલ્યો ઘટતાં જાય તે ફરીથી સ્થાપવાનું મુશ્કેલ બનશે.

૭. છેલ્લો, પણ તોયે મહત્ત્વનો ઈલાજ તે વિદ્યાર્થીનિઓનું કોલેજનું આકર્ષણ ટાળવાનો છે. એમને વિદ્યાર્થીઓની હરીફાઈમાં ઉતારવાની જરૂર નથી. જ્યારે વય ઓચિંતી ફૂટી નીકળે છે ત્યાં વિદ્યાર્થીઓનું ધ્યાન અભ્યાસ તરફ ઢળવાને બદલે આજુબાજુએ ઊભરાતી છોકરીઓ તરફ ઢળે એ સ્થિતિ નિવારવી જોઈએ.

### ઉનાળાની ખેડ

પરીક્ષા પૂરી થઈ હોય અને પરિણામ જણાવાનાં હોય એવા ટાણે ઉનાળાની લાંબી રજાઓ આવે છે અને ત્યારે વિદ્યાર્થીઓ કાજે કોઈ નવું શીખવા-જાણવાની યોજના કેમ નથી હોતી? શાળાના સંચાલકો મેટ્રિકના વિદ્યાર્થીઓને પરીક્ષા પૂરી થયે બોલાવી રજાઓ કેમ ગાળવી એ ઉપર દોરવણી આપે તો કેવું સારું? અને કૉલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ શકાય એટલું જ નહિ, પણ એમનો ઉપયોગ કરી શકીએ એવી તકને આપણે કેમ એળે જવા દઈએ છીએ?

ગ્રીષ્મ વ્યાયામ વર્ગો ચાલે છે એ ઘણી ખુશીની વાત છે. એમ તો કોઈ વિકાસ યોજનામાં વિદ્યાર્થીઓ ભળી શકે છે. તો વળી કોઈ પર્યટનો યોજાય છે. વિદ્યાર્થીઓનાં પર્યટનો એ શ્રીમંતોની સહેલગાહો થઈ બેસે એવું તો આપણે કેમ ઈચ્છીએ? જેમાં સાહસ ના ખીલે, ખડતલપણું ના વધે, શક્તિ ના કેળવાય, વ્યવસ્થા ના શીખાય એવાં પર્યટનો રદ થવાં જોઈએ.

ઈસ્પિતાલોમાં વિદ્યાર્થીઓને સારવારની તાલીમ આપી હોય, વાહન-વ્યવહારમાં પલોટ્યા હોય, મહિના-બે મહિના કાજેનાં ગૃહઉદ્યોગો ચલાવ્યા હોય, બંદરોની કામગીરી બતાવી શીખવી હોય, એમ જાતજાતનું વિશેષ શિક્ષણ લઈ શકે એવી યોજનાની જરૂર નથી શું?

જેમ શાળા કૉલેજનાં પુસ્તકો અને અભ્યાસક્રમ ગોઠવાય છે એમ રજાઓનો ક્રમ પણ શિક્ષણખાતાએ જરૂર વિચારવા જેવો છે. વિદ્યાર્થીઓના ઘડતર માટે ઉનાળાની ખેડ જરૂરી છે.

★

દ૦ બા૦ કાલેલકર

# લગ્નની પવિત્રતા

લગ્ન સંબંધમાં માનવી જ વિચારપૂર્વક વર્તે છે એવું કુદરતના બીજા જીવોના તે પ્રકારના સંબંધ જોઈને માની શકાય. એટલે એમાં પવિત્રતાની ઊંડી છાપ માનવી જ પાડી શકે. કાકાસાહેબની એ વિચારસરણીવાળો આ લેખ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં રજૂ થાય છે......

નર અને માદાનું, સ્ત્રી અને પુરુષનું કુદરતે બધે એકસરખું આકર્ષણ એટલા માટે રાખ્યું છે કે પ્રજાનો દુન્યવી ક્રમ નિર્બંધ ચાલુ રહે અને સૃષ્ટિના સર્જન માટે ભગવાનને વારંવાર ચિંતા ઊભી ન થાય. આ આકર્ષણને કારણે સ્ત્રી પુરુષ ભેગાં થાય છે, પ્રજાને પેદા કરે છે અને પોતાના સંબંધને કૃતાર્થ કરે છે.

આ થઈ કુદરતની રચના. અધ્યાત્મને સમજનાર માણસે આમાં પોતાની તરફથી થોડુંક પવિત્ર તત્ત્વ ઉમેરીને પ્રકૃતિને સંસ્કૃતિનું રૂપ આપ્યું. એ જ આપણી લગ્ન સંસ્થા. કુદરતને ઘેર જે ફક્ત જાતીય આકર્ષણ હતું તેને પ્રેમ, સંયમ, નિષ્ઠા, સ્વાર્પણ અને સેવાથી માણસે આધ્યાત્મિક બનાવ્યું અને જે વસ્તુ ફક્ત શારીરિક સુખની હતી તેને આધ્યાત્મિક અદ્વૈતાનંદ સુધી પહોંચાડી અને સુખદુઃખવાળા જીવનને શ્રેષ્ઠ આનંદનું ઝરણું બનાવ્યું.

લગ્નનો અર્થ છે એકમેક તરફની અનન્ય અને ચિરંતન નિષ્ઠા. પતિ–પત્નીએ એકબીજાનો સ્વીકાર કર્યો એમાં પ્રાપ્તિનું તત્ત્વ નથી, પણ આત્માર્પણનું તત્ત્વ છે. જેમ પત્ની પોતાનું અર્પણ કરતી વખતે સ્વીકારે છે કે સુખ લેવા માટે નથી પણ આપવા માટે જ એનું જીવન છે, એ જ રીતે પતિએ પણ માનવું જોઈએ કે એણે પણ પોતાની જાતને અર્પણ કરી છે અને સુખ આપવાનો, સેવા કરવાનો અને નિષ્ઠાને મજબૂત રાખવાનો ધર્મ સ્વીકાર્યો છે.

આમ જ્યારે બે જીવ એક પવિત્ર સંકલ્પ સાથે લગ્નની ગાંઠથી બંધાય છે ત્યારે બંનેમાં એકમેક તરફથી પ્રેમ ઉપરાંત આદર પણ ઉપજે છે અને તેને સંભાળવાની બન્નેની ફરજ થઈ પડે છે. આમ જ્યારે બે વ્યક્તિ એક થઈ જાય ત્યારે તેમને માટે એક નવું સહિયારું કામ ઊભું થાય છે. પતિ અને પત્ની એકબીજાનાં માત–પિતા અને બીજાં કુટુંબીઓ તરફ આત્મીયતા વધારે જેથી બન્ને કુટુંબોનાં લોકો પણ સ્વજન બની જાય. તે પછી લગ્નના આશીર્વાદરૂપ તેમનાં સંતાનો જ્યારે આ દુનિયામાં પ્રવેશ કરે છે ત્યારે પતિ–પત્ની માત–પિતા બનીને પોતાનું સહજીવન પોતાનાં બાળકોને માટે અર્પણ કરે છે.

લગ્નની શરૂઆતનો સુંદર આદર્શ ભર્તૃહરિએ આ રીતે રજૂ કર્યો છે.–

एतत् काम–फल लोके
यद् द्वयोः एकचित्तता ।

'પતિ–પત્નીના પ્રેમથી બન્નેનું મન અને હૃદય એક થઈ જાય એ જ દાંપત્યસુખનું ઉત્તમ ફળ છે.' આ દાંપત્ય સંબંધ જ્યારે બાળક રૂપે દૃઢ થાય છે, ત્યારે ભવભૂતિ કહે છે :

'બાળક જ પ્રેમની પરાકાષ્ઠા છે અને માતા–પિતાની એકતાનું પ્રતીક છે. પતિ અને પત્નીના દિલને જ્યારે પ્રેમનો આશ્રય મળે છે, ત્યારે તેમની એક સુંદર આનંદગ્રંથિ બને છે જેને આપણે બાળક કહીએ છીએ.'

કહેવાય છે કે પુત્રથી જ ગૃહસ્થાશ્રમનો ઉદ્ધાર થાય છે અને પતિ–પત્નીને સ્વર્ગમાં ઉચ્ચ સ્થાન મળે છે

અહીં ઉપનિષદ્‌ના ઋષિ કહે છે :

पुत्रं अनुशिष्ट लोक्यं आहुः ।

પુત્રને જ્યારે કેળવણી દ્વારા સારા સંસ્કાર આપવામાં આવે છે અને તેનું જીવન સુવાસિત કરવામાં આવે છે ત્યારે આવું સંતાન માતા–પિતાને ઉચ્ચ સ્થાન અપાવે છે—બીજું નહિ.

આપણો આદર્શ ફક્ત સમાનતાનો નહિ, એકતાનો છે. પતિ–પત્નીમાં અસમાનતા હોય એ અસહ્ય વાત છે. અસમાનતા તો ન જ હોવી

પન્નાલાલ પટેલ

# પ્રતિબિંબ

પ્રૌઢશિક્ષણ અને કેળવણીના પ્રચાર માટે આપણે ખૂબ સજાગ છીએ. તેમાં અનેક કાર્યક્રમો પણ ગોઠવાયા છે. પણ એ શિક્ષણને વેગ આપે તેવી વાર્તાઓ લખાય—અને તે પણ આપણા જાણીતા લેખકો લખે તો તે પ્રવૃત્તિ ખરેખર વિકસે. શ્રી પન્નાલાલ પટેલે આ એક એવી જ પ્રેરક વાર્તા લખી છે...

આજ કાલ એ આખીય ચાલીમાં એક જ વાત હતી. રઘુજીએ સિનેમા છોડી દીધો. પત્તાં ફૂટવાં મેલી દીધાં. અને ગપ્પાં મારવાય ઘડી નથી બેસતો ને એક જ ધૂન લીધી છે. મીલમાંથી છૂટયા. આવ્યા. ખાધું ન ખાધું ને હેંડ મારા રામ રાત્રિશાળાએ. સવારમાંય કે' છે, ઊઠતાંની સાથે જ કક્કો પે'લો ને રામનામ પૂઠે તો મીલમાં બપોરની રજા વખતેય ગજવામાંથી કક્કાની ચોપડી કાઢી હોટલ ઉપર ચોંટાડેલી જાહેરખબરોના અક્ષર પેલી ચોપડી સાથે મેળવ્યા કરે છે.

અલબત્ત પચ્ચીસેક વર્ષની મોટી ઉમ્મરે ભણે એની આજકાલ કંઈ નવાઈ ન હતી. પણ નવાઈ હતી જે ધૂન એણે ભણવા ઉપર જ ગાળી હતી એ ધૂન માટેની. રઘુજી જાણે આદુ ખાઈને ભણવામાં ને લખવામાં લાગી ગયો હતો.

તેમાંય આ ધૂન દિવસે દિવસે મોળી પડવાને બદલે ઉલટાની વેગ પકડતી ગઈ ત્યારે તો પેલા મિત્રોય જાણે આદુ ખઈને એની પાછળ પડયા. અમારે બીજું કાંઈ નથી જાણવું પણ તેં આ એક મહિનામાં આટલી બધી ધૂન લગાવી છે એનું કારણ શું એ અમને બતાવ!

પણ 'રઘુજી તો—' એક વખત મને કાગળ લખતાં ને વાંચતા આવડે પછી આવજો બતાવીશ' આમ કહી વાતને ઉડાવી જ દેતો હતો. જાણે માંડીને વાત કરવા બેસતાં ભણવામાં એટલું– એક અક્ષરનુંય મોડું ન થતું હોય!

પછી થાકીને આ બધા દોસ્તો અંદરો અંદર અટકળ કર્યા કરતા. એક કહેતો કાં તો મુકાદમે તારની ગણત્રીમાં કે એમ તેમ કોઈ ભૂલ પડી હશે ને એનો એને ઠપકો કર્યો હશે?

તો બીજો વળી બીજું કહેતો. 'રઘુજી એમ મુકાદમને કાંઈ ગાંઠે એવો નથી. પણ મને તો લાગે છે. પેલી મંગુડી સરખી કોઈકે એને એ અભણ છે એ વાતનું કાંક મહેણું જ માર્યું હશે.

તો ત્રીજો વળી ત્રીજી અટકળ કરતો. 'મે'ણું ફેણું કાંઈ નહીં પણ તે દન મજૂરમા'જનમાં નહિ પેલા સમિતિના પ્રમુખ આવ્યા હતા ને ભણવાની સલાહ આપતાં શિખામણ આપી 'તી? એટલે મને તો લાગે છે એમાંથી જ કાંક ચોટ લાગતાં આ લઈ બેઠો છે. તો વળી એકે ઘરની વાત કરી. 'ચોટ ફોટનું તો ઠીક છે. પણ મને તો લાગે છે પેલો વાણિયો વ્યાજમાંથી ઊંચે જ નથી આવવા દેતો. એટલે જ આ રઘુજીને દાઝ ચડી હશે ભાઈ.'

પણ આ બધી અટકળો વિષે પૂછવામાં આવતાં રઘુજી તો નકારમાં ડોકું જ હલાવ્યા કરતો. એક દિવસ તો મૂછોમાં હસતાં કહ્યું પણ ખરું: 'જો તમે

---

જોઈએ. પણ ફક્ત સમાનતાથી આપણને સંતોષ નથી થતો. પતિ–પત્ની એકમેકમાં એવાં ઓત–પ્રોત થઈ જાય કે બન્નેનું જીવન અભેદરૂપ બની જાય. આમ થવાથી બાળકોને ઉચ્ચ સંસ્કાર મળે છે અને કુળપરંપરા ઉજ્જવળ બને છે.

આવાં સત્ત્વવાળાં કુળો જ સમાજની, દેશની અને દુનિયાની ઉત્તમ સેવા કરી શકે છે. લગ્નસંબંધ અને ગૃહસ્થાશ્રમ સંયમ, એકમેકનું આકર્ષણ, ત્યાગ, નિષ્ઠા અને સેવાના આદર્શના પ્રાધાન્યતાને લીધે જ પવિત્ર મનાય છે.

*



કોઈ સાચું કારણ શોધી આપશો તો જાઓ આપણે આ આઠે આઠ જણને સિનેમા દેખાડવો. પણ હા એ ક્યારે ! કાગળ વાંચતાં ને લખતાં આવડે એ પછી જ' પરંતુ આ પછી લહેરમાં ડોકું હલાવતાં વળી એણે ઉમેર્યું: 'અરે જાઓને તમે નહિ શોધી કાઢો તોય આપણે લખતાં વાંચતા થઈશું. એના આનંદમાં બધાને ચા પાઈશું ને કારણેય એ દન વગર કાંઈ બીધે જણાવી દઈશું !'

ને છતાંય આ લોકો અટકળ કર્યા વગર રહી જ નો'તા શકતા. ખરી ખોટી વિશે રઘુજીને પણ પૂછ્યા કરતા— કેમ બરાબર છે ને ?

પણ એમના માટે રઘુજી ક્યાં એનો વખત બગાડે ! ને સાંભળ્યું ન સાંભળ્યું કરી નકારમાં પોતે ડોકું જ હલાવ્યે રાખ્યું. એક દિવસ તો કહ્યું પણ ખરું: 'આ બધાં ફાંફાં માર્યા વગર તમે હવે એક મહિનો ટાઢા રહી જાઓ. એટલામાં હું—પછી તમે જ કબૂલ કરશો કે રઘુએ ધૂન લીધી એ લેવા જેવી હતી.'

છતાંય રઘુજીની વાત નીકળતાં આ લોકો આ કોયડો ઉકેલવાનો પ્રયત્ન તો કર્યો જ કરતા હતા.

પરંતુ આ કોયડો એમ સહેજમાં સૂઝે ને ઉકલી જાય એવો હતો જ નહિ. બલકે જે કારણે રઘુજી આ ધૂન લઈ બેઠો હતો એ કારણ કોઈના મોંએથી સાંભળીને તો સાંભળનાર એ વાત કરનારને ઉલટો મૂરખ જ બનાવે: 'અરે બેસો બેસો ભલા માણસ, તરસ તો લાગેલી હોય એ છીપાવવા માટે કોઈ કૂવો ખોદવા તે બેસતું હશે !'

પણ એવું જ લગભગ રઘુજીએ કર્યું હતું. દોઢેક મહિના ઉપર એક રાજે ગામથી આવેલા એક માણસે રઘુજીને કાગળ આપ્યો 'લો રઘુજી, તમારાં વહુએ આ કાગળ આપ્યો છે. કહ્યું 'તું કે હાથોહાથ આપજો તે આ હાથોહાથ આપ્યો મે'રબાન !'

રઘુજીને સમજ ન પડી. બલકે સમજ્યો તો હતો પણ માની ન શક્યો. કારણ ઘરમાં મા-બાપ હતાં, ભાઈ-બહેન હતાં ને આ ભાઈને વહુ પોતે કાગળ આપે એ બનવાજોગ ન હતું. હા, એણે પોતે આગવો લખાવ્યો હોય તો જુદી વાત છે પણ એ લખાવેય કોની પાસે ? હા, ગામમાં પેલા વિકાસ સંઘ તરફથી એક ભણેલી બાઈ બારેક માસથી આવી હતી પણ એની પાસે કાગળ લખાવતાંય પત્ની શરમાયા વગર ન રહે. એમ રઘુજીનું માનવું હતું.

ને જ્યારે પેલો ભાઈ ચા પીધા પછી ઊઠ્યો, ત્યારે રઘુજીય અંતે વિદાય આપી ઓરડી બહાર લટાર મારવા નીકળી પડ્યો. ખાસ તો ઓરડીમાંના એના સાથીઓની આંખોથી પોતે બચવા ને આ ખાનગી કાગળનેય બચાવવા. ને આઘેની હોટલમાં જઈ બત્તીને અજવાળે એણે ખિસ્સામાંથી પેલું પરબીડિયું કાઢ્યું. એ કોઈ છાપાના કાગળનું જેમતેમ બનાવેલું હતું ને થોરિયાના દૂધથી ચોટાડ્યું હતું. રઘુજીએ કાળજીપૂર્વક એ પરબીડિયું ફાડ્યું. જાણે કંઈ વેરાઈ જવાનું હોય તેમ હળવેકથી કાગળ કાઢ્યો. અલબત્ત કાગળમાં હતા તો ગણ્યાગાંઠ્યા અક્ષરો વળી મોટા મોટા ને વાંકાચૂંકા. પણ એટલે જ તો એનો વહેમ પાકો થયો ને ! 'ના ના ના. કોઈ ભણેલાનો કે પેલી મે'તીનો લખેલો આ કાગળ હોય જ નહીં.' તે મન સાથે બબડ્યો. માન ન માન રઘુ, પણ તારી વહુનો લખેલો જ આ કાગળ છે. રજા ઉપરથી તું અહીં આવ્યો એ પછી આ છ-સાત મહિનામાં પેલી મે'તી પાસે ભણીને એણીએ જ પોતાને હાથે આ કાગળ તને લખ્યો છે. છતાંય એણે ખાત્રી કરવા કાગળ નીચેનું પેલું નામ હોટલના એક છોકરા પાસે વંચાવી જોયું.

ભલે એ છોકરો બેત્રણ ચોપડી માંડ ભણ્યો હોય તો— પરંતુ આ ભમરડા જેવા અક્ષર વાંચવા એને માટે મુશ્કેલ વાત ન હતી. બોલ્યો, 'આ તો, છે... 'લખતંગ તમારી વઉ ઉજ...'

પણ 'ળી' વંચાય એ પહેલાં રઘુ એનાં આંગળાં નીચેથી કાગળ સરકાવતાં બોલી ઊઠ્યો. 'બસ બસ

બરાબર છે. શાબાશ આવડે છે હોં તને.' ને કાળજીપૂર્વક પરબીડિયામાં કાગળ નાખી એ ઊભો થયો. અને પચ્ચીસની ઉંમરમાં આ પહેલી જ વાર મળતા પત્નીના કાગળની આ છોકરાએ જાણે વધામણી ખાધી હોય તેમ બોલ માટે પાકીટમાથી પૈસા કાઢતાં આ છોકરાને પણ એક પાવલી ઈનામમાં આપી દીધી, 'લે દોસ, મઝા કરજે.'

ગલ્લાવાળો પણ રઘુજીના આ મોજી વર્તન ઉપર વિચારમાં પડી ગયો. પણ એને શી ખબર કે રઘુજીના હાથમાં રાજ હોય તો અત્યારે એ, 'તમારી વહુ ઉજળી' આટલું એક વાંચી દેનારને ઇનામમાં આખું ગામ આપી દેત. ઓરડી ઉપર પાછા ફરતાં રસ્તામાં પેલો પ્રસંગ એને યાદ આવી ઊભો. સાતેક મહિના ઉપર રજાઓ પૂરી કરી જયારે એ નોકરી ઉપર આવવાનો હતો એ રાતે વચનની જાણે આપલે થઈ હતી 'આ વખત તો રાતે રાતે તું આ બહેન પાસે ભણજે ને હું ત્યાં રાત્રિશાળામાં ભણીશ. પછી જોજે કે એક છ મહિનામાં એક બીજાને કાગળ લખવાની ને જાણે પાસપાસે હોઈએ એમ દિલ ખોલવાની કેવી મઝા આવે છે!'

પણ આ પ્રસંગની યાદથી તો શરમનું માર્યું રઘુજીનું માથું નીચું નમી ગયું. મન સાથે બબડી પડ્યો: 'અરે ખેતીકામના એટએટલા, ગઢ્ઢાવૈતરામાંય એણે ભણવાની આ લગની લીધી ને મારે અહીં ફક્ત આઠ કલાકની નોકરી કરવાની હતી તો ય મારાથી કશું ન બન્યું! ને એમાંથી મારે તો આ ભણતર, મીલમાંથી માંડીને તે પેલા આંધળે બેરું કૂટી મારતા વાણિયા સુધી ડગલે ને પગલે કામમાં આવવાનું હતું. જયારે આને (પત્નીને) તો મને ફક્ત એક કાગળ લખવો ને બહુ બહુ તો તારો કાગળ વળતો આવે એ વાંચવો, એટલો જ રસ, પણ તો ય'—ને અહીં એ એક નિશ્વાસ નાખતાં બબડી પડ્યો: 'ત્યારે તું પોતાને મરદ કે' છે પણ તારા કરતાં તો આ બૈરું જ ખરું ને?...ને પ્રેમની વાતમાંય તારા કરતાં એનો પ્રેમ વધારે આવ્યો. નહિ તો એટએટલી મજૂરી પછી ભણવાનું એને ઉકલે જ નહિ, હોં કે!'

ને એ જ ઘડીએ રઘુજીએ પણ લીધું: 'જ્યાં લગી વહુના આ કાગળનો પોતાને હાથે લખી જવાબ ન વાળું ત્યાં લગી, સિનેમા–નાટક કે—અરે બીજું તો ઠીક પણ ગપ્પાં મારવાંય હરામ છે? અરે આ કાગળેય જાતે વાંચુ તો જ ખરું બાકી બીજા પાસે વંચાવું તો મને ઉજળીના સોગન છે!'

અલબત્ત રઘુજીએ પણ લેતાં તો લઈ લીધું હતું પણ વહુનો લખેલો કાગળ વાંચ્યા–વંચાવ્યા વગર રહેવું, એ કેટલું બધું વસમું કામ હતું એ તો એ જ એક જાણે છે. હારતો? દિવસમાં બે ત્રણ વાર વહુનો લખેલો પેલો કાગળ જોવો ને વગર વાંચે સમજે એને પાછો મૂકી દેવો એ તો એક રઘુજી જેવો કઠણ હૈયાનો માણસ જ કરી શકે!

પણ ના કોણ કે' કે રઘુજીનું હૈયું કઠણ હતું? અરે હૈયું જો કઠણ હોત તો વહુનો કાગળ જાતે વાંચવો ને વળતો જવાબ જાતે લખવો એવો આકરો નિયમ એ લઈ શક્યો જ ન હોત. બલકે એનું હૈયું વહુ તરફ એટલું કોમળ હતું માટે જ એ, વહુ સાથે નક્કી કરવા છતાંય પોતે ન ભણ્યો એના પ્રાયશ્ચિતરૂપે આવો આકરો નિયમ લઈ બેઠો હતો...

એટલે જ તો ત્રણચાર માસની આકરી સાધના પછી વહુનો એણે જયારે કાગળ વાંચ્યો ને વળતો એણે જવાબ મોકલ્યો એ જોઈ–જાણીને પેલા દોસ્તોય બધા દીગ થઈ ગયા ને? ને તે પણ એટલી બધી હદે કે રઘુજીએ આપેલી ચા–પાણીની પાર્ટીમાં મીલની કે મુકાદમની કોઈ પણ વાત ન ચર્ચાતાં એક આ જ વાત ચર્ચાઈ રહી હતી.

રઘુજીએ ભણવા માટે લગાવેલી આ આકરી ધૂનનું કારણ જાણતાં અવાક થઈ બેઠેલા એક ભણેલા ભાઈએ તો કહ્યું પણ ખરું, હવે મને સમજાય છે રઘુજી, કે મીલમાં આટઆટલાં બૈરાં તારી સામે જુએ છે. છતાંય તું જાણે ધરાયલો જ હોય એ રીતે કેમ વરડ્યા કરે

છે ?' ને બીજાઓ સામે જોઈ ઉમેર્યું, 'નહિ તો તમે જ વિચાર કરો. તમારા–મારા જેવો હોત તો હવે બેરૂં બે આંકડા પાડતા શીખ્યું એમાં શું મોટો વાઘ મારી નાખ્યો—આમ ગણીને પત્તાં સિનેમા ને ગપ્પાં માર-વામાંથી ઊંચો જ ન આવત હોં કે !'

અહીં બીજાએ થોડોક વાંધો લીધો, 'પણ સામી બાજુએ પેલુ બૈરૂંય એવું જોઈએ ને ભાઈ!'

તો વળી ત્રીજો પણ એ વાંધામાં સામેલ થઈ ગયો, 'ખરી વાત છે. સામી પા...'

પરંતુ આવી બધી ચર્ચાને અંતે પેલા ભણેલા ભાઈએ આ ચર્ચા સાથે પાર્ટીય જાણે સંકેલી લીધી. ઊભા થતાં કહ્યુ, 'એ બધું ખરું પણ આપણી બીજીએથી અરે આ રઘુજીની જ વાત લો ને ? એણે જો આટલું તપ કરીને પોતે કાગળ ન લખ્યો હોત તો સામી બાજુએ બાઈના દિલમાં શું શું થાત ને કેવું એનું પ્રતિબિંબ પડત એનો તમે તમારી મેળે જ વિચાર કરી જોજો.' જરા ખચકાતાં ઉમેર્યું, 'એટલી વાત યાદ રાખજો કે હમણાં જ મે કોક ચોપડીમા વાંચ્યું હતું એમ તપ વગર સિદ્ધિ નથી ને સિદ્ધિ વગર, અરે ભલા'દમી આ દુનિયામાં સિદ્ધિ વગર માન–તે તો મળતું નથી. પછી પ્રેમ' જેવું અમૃત તો વળી મળે જ ક્યાંથી ?' ને રઘુજી તરફ માનભરી, પ્રેમભરી એક નજર નાખી, આશીર્વાદ આપતો હોય તેમ ઉમેરતો ગયો, 'હવે તો દોસ્ત, દિલનું પ્રતિબિંબ કાગળોમાં પાડતાં શે' ને ક્ષણીધણિયાણી એ દૂર બેઠાં છો તો ય દિલની વાતો વાંચી-લખી ગુલતાન બસ કર્યા જ કરો.'

*



દિલ્હીના એક કારીગર ભગત ભીમસેને માત્ર ૪॥" વ્યાસનો એક હાથીદાંતનો દડો એવી રીતે કોર્યો છે કે જેમાંથી બીજા ૨૧ દડા એક બીજાની અંદર સમાઈ જાય એવી યોજના છે.

આ બધા દડા બહારથી કોરવામાં આવ્યા છે. અંદરના બધા દડા-એકમેકથી અલગ છે.

ભગત ભીમસેનનો આ દડો કોરતા લગભગ દોઢ વર્ષ લાગ્યુ હતું અને એ દડાની કિંમત રૂ. ૭૦૦૦ અંદાજ છે.

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનુ પૂરુ સરનામું લખવુ ક્યારેય ભૂલશો નહિ.

હર્ષિદા પંડિત

# કુટુંબનિયોજન

કોઈપણ દેશની આર્થિક પરિસ્થિતિ સાથે સંબંધ ધરાવતો કુટુંબનિયોજનનો પ્રશ્ન આપણા દેશની સાથે તો મહત્ત્વનો સંબંધ ધરાવે જ છે. આપણે કેવી કફોડી હાલતમાં રહેલા છીએ તેનો પ્રત્યેક કુટુંબ વિચાર કરે તો? આપણો એ મહત્ત્વનો પ્રશ્ન સુંદર લેખ રૂપે ઊર્મિનાં વાચકોને ચિરપરિચિત લેખિકા અહીં છણે છે....

ઘણાં વર્ષો પહેલાં 'શંકર્સ વીકલી'માં એક કાર્ટૂન પ્રગટ થયેલું જેમાં કોઈ હવા ખાવાના સ્થળે સહકુટુંબ આવતા કોઈ શેઠ–શેઠાણીની પાછળ બાળકોનું લશ્કર જોઈ ને ઊંચે ઝાડ પર બેઠેલાં વાંદરા–વાંદરી કટાક્ષપૂર્ણ હાસ્ય કરે છે. કાર્ટૂન ખૂબ તલસ્પર્શી ને વેધક હતું. ઘણાંએ એ જોયું હશે, ઘણાંએ એમાં વ્યક્ત થયેલ પ્રધાન સૂર પરત્વે વિચાર પણ કર્યો હશે. આ ને આવાં અનેક કાર્ટૂનો રોજ પ્રગટ થાય છે. છતાં પણ હિંદની વસ્તી દેશના સામાજિક કાર્યકરો, અર્થશાસ્ત્રી અને સમાજચિંતકોને ચિંતા કરવાનાં કારણો પૂરાં પાડતી જ રહી.

જ્યારે યુદ્ધ વિષે આપણે વિચારીએ છીએ ત્યારે યુદ્ધને રાક્ષસ માનીને જાણે આખી દુનિયાનો નાશ કરવા નીકળનાર તરીકે માની લઈએ છીએ. પણ કદીય શાંતચિત્તે બેસીને આપણામાંનાં ઘણાંએ એનો વિચાર સરખો પણ કર્યો છે કે વસ્તીવધારાના સળગતા પ્રશ્નને લીધે હિંદની પ્રગતિ ને આબાદી રુંધાઈ રહી છે? છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન આખી દુનિયાની વસ્તી માત્ર આયર્લેન્ડ સિવાય વધતી રહી છે. કેટલાક દેશોએ પોતાની વસ્તી વધવાની સાથે સાથે ઔદ્યોગિક વિકાસ, ખેતીનું ઉત્પાદન ને વસ્તીને યોગ્ય શિક્ષણ મળી રહે એવાં સાધનો પણ વધાર્યાં છે. આથી એવા દેશોને માટે આ પ્રશ્ન આપણા જેવો મૂંઝવનારો ન હોય એ સમજી શકાય તેવી વસ્તુ છે. પણ હિંદે તો બધી દિશામાં વિશિષ્ટ વિકાસ સાધ્યા વગર વસ્તીના અસંખ્ય વધારામાં સારી એવી આગેકૂચ (!) કરી છે. એવું માનવામાં આવે છે કે દરરોજ ૧૫,૦૦૦ નવા જીવોનું આપણા દેશમાં આગમન થાય છે, અને અર્થશાસ્ત્રીઓ લાલબત્તી ધરીને કહે છે તે પ્રમાણે, જેટલું અનાજ આપણા દેશમાં ઉત્પન્ન થાય છે તે બધાંના પોષણ માટે પૂરતું નથી એટલે વધારે બાળકોનો જન્મ લાંબે ગાળે બેકારી તરફ આપણને ઘસડી જાય છે. આપણું અર્થકારણ હજુ એટલું સમૃદ્ધ નથી બન્યું કે દરેકે દરેક માનવીને કાંઈક કામ મળી શકે.

જાહેર આરોગ્યની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારીએ તો આપણી પ્રજા એમાંય ખાસ આગળ નથી વધેલી. કેટલેક ઠેકાણે લોકોને પીવાનું પાણી પણ જંતુરહિત ને ચોખ્ખું નથી મળતું. લગભગ અડધોઅડધ વસ્તી વસવાટ માટે અયોગ્ય ગણાય એવાં ઘરોમાં વસે છે, ને અર્ધી ભૂખી સૂઈ રહે છે. જીવનની પ્રાથમિક જરૂરિયાતો પણ જે પ્રજા સંપૂર્ણ રીતે નથી મેળવી શકતી એવી પ્રજાનું જાહેર આરોગ્ય કથળતું જાય એમાં શી નવાઈ? બાળમરણ ને મરેલાં બાળકોના જન્મ-આંકડા કમકમાં ઉપજાવે તેવા છે. સરેરાશ આયુષ્યની દોરી પણ પ્રમાણમાં ખાસ લાંબી નથી. ઉપરાંત સામાજિક રીતરિવાજોનાં બંધનોની નાગચૂડમાં આપણી મોટાભાગની અજ્ઞાન પ્રજા એવી ખરાબ રીતે ફસાયેલી છે કે ઘણાં કુટુંબોને એ બધા રિવાજો માટે પૈસા એકઠા કરવા માટે ઘણો આત્મભોગ આપવો પડે છે. પ્રજા જ્યાં અર્ધા ભૂખ્યા પેટે સૂવા પામતી હોય ત્યાં પૌષ્ટિક ખોરાક કે સમતોલ આહારની વાતો ક્યાં ને કેવી રીતે કરવી? નિષ્ણાતોના મતે આપણા બિનસમતોલ આહારને આપણી સ્ત્રીઓની ફળદ્રુપતાના એક અગત્યના કારણ તરીકે જરૂર ગણાવી શકાય. સમાજના જે વર્ગ માટે સારું ખાઈ શકવાની આર્થિક સદ્ધરતા છે એ વર્ગ ખાસ કરીને સ્વાદતૃપ્તિ માટે ખાય છે એટલે આપણા પ્રશ્નો વધુ ગૂંચવાતા જાય છે.

આમ હિંદની વસ્તી દિનપ્રતિદિન વધતી જાય છે. જમીન પર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આધાર રાખનાર

વસ્તી વધારે છે, માથાદીઠ જમીનનું પ્રમાણ ઓછું છે ને ઉત્પાદન બહુ ઓછું હોવાને કારણે જીવન-ધોરણ નીચું છે. આર્થિક દૃષ્ટિએ નીચલા સ્તરોના જીવનમાં ડોકિયું કરીએ તો પરિસ્થિતિ વધારે વિફરેલી હોય એવી લાગે છે, નીચલા મધ્યમ વર્ગમાં પણ સ્થિતિ ખાસ આશાજનક નથી; બે કે ત્રણ બા.ળ. કોથી વધુ બાળકોને સારી રીતે ઉછેરીને યોગ્ય શિક્ષણ આપવું આ વર્ગ માટે ખૂબ મુશ્કેલ થઈ પડ્યું છે. ધીમે ધીમે 'વધુ બાળકો એટલે વધુ આનંદ' એ ભાવના ભૂંસાતી જાય છે ને વધુ બાળકો એટલે વધારે જવાબદારીઓ એમ સાબિત થતું જાય છે ત્યારે ગજા-ઉપરાંતનાં બાળકોને જન્મ આપવો એ સામાજિક ગુનો ગણાવો જોઈએ. માબાપ જેટલાં બાળકોને સારી રીતે પોષી શકે, સારી કેળવણી આપી શકે એના કરતાં વધારે બાળકોને જન્મ આપવામાં નિમિત્તરૂપ બને તો નૈતિકરીતે પણ તેમની જવાબદારી વધવી જોઈએ.

આપણે બધાં જાણીએ છીએ કે વધારેપડતી પ્રસૂતિ-ઓથી સ્ત્રીનું શારીરિક આરોગ્ય કથળતું જાય છે. સ્ત્રીઓનું માનસિક સ્વાસ્થ્ય પણ થોડેવત્તે અંશે જોખમાય તો છે જ. શરીરશાસ્ત્રીઓ આપણને વારંવાર યાદ દેવડાવે છે કે ચોથી પ્રસૂતિ પછી મૃત્યુનો ભય વધતો જાય છે, છઠ્ઠી પ્રસૂતિ વખતે એ ભય બે ગણો વધે છે ને દસમી પ્રસૂતિ વખતે વધીને એ પાંચગણો બને છે. આજે જ્યારે આપણે વિજ્ઞાનયુગમાં જીવી રહ્યા છીએ ત્યારે વિજ્ઞાન આપણે જે દિશામાં જવું હોય તે દિશામાં મદદ કરવા ખડે પગે ઊભું રહ્યું છે—અલબત્ત આપણે એની મદદ લેવી હોય તો. માનવજાતે હવે ગુફામાં રહેવાનું બંધ કર્યું છે. આપણે હવે વાળ ઓળતાં, નખ કાપતાં, સુંદર મઝાનાં ઘરો બાંધતાં, કપડાં પહેરતાં, આંખે અસ્પષ્ટ દેખાય તો ચશ્મા પહેરતાં, દાંત તૂટી ગયાં હોય તો ખોટા દાંત પહેરતાં સુસંસ્કૃત માનવીઓ બન્યા છીએ આપણી આજુબાજુની સૃષ્ટિ પણ બધી યોજનાઓ વિચારપૂર્વક કરતી થઈ છે. સંયુક્ત રાષ્ટ્રસંઘ જેવી સંસ્થા આપણા માટે ભયરહિત ને અભાવરહિત સૃષ્ટિનું સ્વપ્ન સિદ્ધ કરવા કમર કસીને પ્રયત્નરત છે. દરેકે દરેક રાષ્ટ્ર પોતાની સામાજિક ને આર્થિક સલામતી માટે યોજનાઓ ઘડે છે. આપણે પણ શા માટે વિજ્ઞાનનો આશરો લઈને આપણાં કુટુંબની યોજના ન કરીએ? જૂના જમાનામાં વધારે-પડતી વસ્તીના નિકાલ માટે જનતા દુકાળ, રોગચાળો કે પૂરને ગણાવતી હતી, આજે માણસની બુદ્ધિનો જે થોડો ઘણો વિકાસ આ થોડા સૈકાઓમાં થયો છે તે આપણને જુદી રીતે વિચારવા ને જુદી રીતે ઉકેલ લાવવા પ્રેરે છે. આપણે શા માટે એનો લાભ લેતા નથી?

ભારત પાસે વસ્તીવધારાના પ્રશ્નના ઉકેલ માટે બે રસ્તા છે: (૧) કુટુંબનિયોજન, (૨) સ્થળાંતર (emigration). આમાંથી પહેલો માર્ગ સરળ ને ઓછો અટપટો છે અને હમેશ માટે આપણા દર્દનો નિકાલ લાવનારો છે જ્યારે બીજો વધુ ગૂંચવણભર્યો, મુશ્કેલ અને થોડા સમય માટે પ્રશ્નનો ઉકેલ લાવનારો છે. કારણ કે આંતરરાષ્ટ્રીય કાયદા એટલા કડક બનતા ગયા છે કે એક દેશ છોડીને બીજા ઓછી વસ્તીવાળા દેશના નાગરિક બનવું એ સહેલું નથી. આથી આપણા દેશ પાસે એક માત્ર ઉપાય છે ને તે કુટુંબ-નિયોજનનો. જો આપણે આપણા ધાર્મિક પૂર્વ-ગ્રહોને ફગાવી દઈએ, સૈકાજૂના વહેમોને તિલાંજલી આપીએ અને માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચારીને કુટુંબ-નિયોજનની સરળ રીતોને અપનાવીએ તો વ્યક્તિ-ગત ને રાષ્ટ્રગત બંને દૃષ્ટિએ આપણને ફાયદો થશે.

હવે કુટુંબનિયોજન ક્યારે એ પ્રશ્ન આપણે વિચારશું. દાક્તરો પાસેથી આપણને ઘણીવાર સાંભળવા મળે છે કે અમુક સ્ત્રીની તબિયત સગર્ભાવસ્થા દરમ્યાન તંદુરસ્ત નહોતી આથી તેને પ્રસૂતિનો ભય લાગતો હતો. કદાચ આ ભય પણ એનો જીવ લેનાર બન્યો હોય અને એવી કેટલીય સ્ત્રીઓ ભારતમાં વગર મોતે મરે છે. ખાસ કરીને માતાની તંદુરસ્તી સારી ન હોય ત્યારે પ્રસૂતિ બાળક ને માતા બંને માટે હાનિકારક છે.

ળી જો માતા હૃદયરોગ, મૂત્રાશયના રોગ, કમળો કે પાંડુરોગથી પીડાઈને અશક્ત બની હોય ત્યારે બને ત્યાં સુધી આવી સ્ત્રીઓ સગર્ભા ન બને એની તકેદારી રાખવી જરૂરી છે. ભવિષ્યની પ્રજાના લાભ ખાતર દરેક પરણવા ઇચ્છનાર યુગલ પોતાની શારીરિક તપાસ કરાવી લે એ ખૂબ જરૂરી છે. એમને ખાત્રી હોવી જોઈએ કે પોતાનાં સંતાનોને એ કોઈ પણ રોગ આનુવંશિકતાના નિયમના રૂએ આપવાનાં નથી. (આગળ વધેલા દેશોમાં તો લગ્ન કરતાં પહેલાં સરકાર પાસેથી પરવાનગી મેળવતાં પહેલાં શારીરિક તપાસ ફરજિયાત હોય છે. આપણને હજુ આ સ્થિતિએ પહોંચતાં થોડો વખત લાગશે જ.) ખૂબ જાણીતા હોય એવા ગુપ્ત ભાગના રોગો ઉપરાંત રક્તપિત્ત, ગાંડપણ, વાઈ, લકવા, મૂર્ખાઈ, બહેરાશ, બોબડાશ, આંધળાપણું, મંદબુદ્ધિ ને કાંઈક અંશે મધુપ્રમેહ પણ વારસામાં ઊતરે છે. આથી આવા દર્દીઓએ પ્રજોત્પાદનથી દૂર રહેવું. હૃદયના રોગોથી અને સંધિવાથી પીડાતી સ્ત્રીઓએ પણ ખાસ સાચવવાનું રહે છે. તંદુરસ્ત સ્ત્રીઓ માટે પણ કુટુંબનિયોજનની એટલી જ આવશ્યકતા રહે છે. એવી સ્ત્રીઓ કે જેમને જનન અવયવોની ખામીને લીધે શસ્ત્રક્રિયાથી બાળકનો જન્મ વારંવાર કરાવવામાં આવ્યો હોય, એક બાળકના જન્મ પછી ખૂબ ટૂંકા ગાળામાં ફરીથી બાળક જન્મવાનું હોય અને ઓછી આવક ને વધારે બાળકો હોય, એવી માતાઓએ પણ કુટુંબનિયોજન વિષે ગંભીરતાપૂર્વક વિચાર કરવાનો રહે છે જ.

અહીં એક વસ્તુ સ્પષ્ટપણે સમજી લેવી જરૂરી છે કે કુટુંબનિયોજન ને સંતતિનિયમન એ બે જુદી વસ્તુઓ છે. કુટુંબનિયોજન કદીય વિચાર વગરનું સંતતિનિયમન નથી સૂચવતું. કુટુંબનિયોજનનો મુખ્ય હેતુ માતા ને બાળકની તંદુરસ્તીને ધ્યાનમાં રાખીને એક બાળકના જન્મ પછી ને બીજા બાળકના જન્મ વચ્ચે યોગ્ય ગાળો નક્કી કરીને સૂચવવાનો છે. કૃત્રિમ સાધનો દ્વારા સંતતિનિયમનનો માર્ગ ત્યારે જ કાર્યકર્તાઓ સૂચવતાં હોય છે જ્યારે સગર્ભાવસ્થા સ્ત્રી માટે જોખમરૂપ હોય અને આર્થિક અવનતિ મોં ફાડીને ઊભી હોય. આર્થિક સગવડો અને સામાજિક નિશ્ચિતતા વધે એ માટે બધા જ પ્રયત્નો થવા જરૂરી છે પણ સમાજનું આજનું ચિત્ર એટલું નિરાશાજનક છે ને એક વસ્તુ ખૂબ સ્પષ્ટ છે કે જો આપણે એમને સ્વીકાર્ય ધોરણ પ્રમાણે ઉછેરી ન શકીએ તો વધારે બાળકોને જન્મ આપવાનો કાંઈ જ અર્થ નથી. એથી ઘરમાં કંકાસ વધે છે, કૌટુંબિક શાંતિ જોખમાય છે. આજના તબક્કે કુટુંબનિયોજનના અનેક સ્વીકાર્ય માર્ગો છે. જો કે આદર્શ કુટુંબમાં ત્રણ કે ચાર બાળકોથી વધુ નહીં હોવાં જોઈએ એવી માન્યતા વધારે લોકપ્રિય છે. પણ ખાસ કરીને કુટુંબની સંખ્યાનો આધાર વ્યક્તિની આર્થિક સલામતીને આધારે નક્કી કરવામાં આવે એ વધુ ઇચ્છનીય છે. સામાન્ય રીતે આદર્શ કુટુંબ એટલે બે પુત્ર, એક પુત્રી અને બે માબાપ એમ મળીને પાંચ જણનો સમાવેશ કરવામાં આવે છે. પ્રશ્ન એક જ ઉપસ્થિત થાય છે કે કુટુંબની સંખ્યા મર્યાદિત કેવી રીતે કરવી? આના પણ અનેક ઉપાયો છે. સૌથી ઉત્તમ માર્ગ સંયમનો છે. જેમાં ખર્ચ જરા પણ થતું નથી ને ખૂબ ખાત્રીવાળો માર્ગ છે. પણ સામાન્ય માનવીઓ માટે શક્ય નથી એટલે ખાસ લોકપ્રિય નથી બની શક્યો. બીજો રસ્તો સલામત સમયમાં જ મિલનનો છે. આ (Rhythm method) માર્ગ સરળ હોવા છતાં દરેક સ્ત્રીના સલામત સમય જુદો જુદો હોવાને લીધે થોડીક અગવડો ઊભી કરે છે, એથી એના પર સંપૂર્ણ ખાત્રી રાખી શકાતી નથી. પુરુષના વીર્યમાંના શુક્રને ગર્ભાશયમાં રહેલા અંડ સુધી ન પહોંચવા દેવા માટે કે વચમાં જ મારી નાખીને પણ ગર્ભનિરોધ કરવામાં આવે છે. અંડને પણ ગર્ભાશય સુધી ન પહોંચવા દેવાથી પણ સંતતિનિયમન કરવામાં આવે છે. હવે તો મોં દ્વારા ગોળીઓ લેવાથી પણ સંતતિનિયમનની પ્રથા લોકભોગ્ય બનશે એવી આશા રાખવામાં આવે છે.

આપણા અભણ દેશમાં જ્યાં અજ્ઞાનનું સામ્રાજ્ય

સામાન્ય માન્યતા પ્રમાણે મહાભારતના સમયમાં બહુ પતિત્વ પ્રચલિત હતું. પરન્તુ દ્રૌપદીનું પાંચ પાંડવો સાથેનું લગ્ન એ બહુપતિત્વનું એક માત્ર ઉદાહરણ છે. પાંડુને બે પત્નીઓ હતી જ્યારે ધૃતરાષ્ટ્રને એક જ પત્ની હતી. અભિમન્યુ, ઘટોત્કચ્છ, અર્જુન અને બીજા ઘણાને અનેક પત્નીઓ હતી. આથી લગ્ન વિષે કાંઈ ધોરણ બંધાયેલું જણાતું નથી.

સતીની પ્રથા અસ્તિત્વમાં હતી પરન્તુ પ્રચલિત ન હતી. પાન્ડુરાજા પાછળ સતી થઈને રાણી માદ્રી બળી મરી હતી પરન્તુ તે સિવાય સતીનાં બીજાં ઉદાહરણો આપણને જડતાં નથી. અભિમન્યુ અને ઘટોત્કચ્છના મૃત્યુ પછી એમની વિધવા પત્નીઓમાંથી એક પણ સતી થઈ ન હતી.

નિયોગની પ્રથા પ્રચલિત હતી. જ્યારે વિચિત્રવીર્ય નિઃસંતાન મૃત્યુ પામ્યો ત્યારે તેની રાણીએ વસિષ્ઠ ઋષિથી પુત્રો ઉત્પન્ન કર્યાં હતા. આ પુત્રો તે રાજા પાંડુ અને રાજા ધૃતરાષ્ટ્ર. પાંડુના પાંચ પુત્રો એટલે પાંચે પાંડવો નિયોગથી જન્મ્યા હતા. યમ સાથેના કુન્તીના નિયોગથી યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનનો જન્મ થયો હતો જ્યારે અશ્વિનીકુમાર બંધુઓ સાથેના નિયોગથી નકુલ અને સહદેવનો જન્મ થયો હતો.

રામાયણના કાળમાં બે વિધવાપુનર્લગ્નો વિષે આપણે જાણીએ છીએ; જ્યારે મહાભારત કહે છે, 'બાળ-વિધવા ફરી પુનર્લગ્ન કરી શકે અને તેના બીજી વારના લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્રો પિતૃઓને પીંડ સારી શકે છે.' (મહાભારત ૧૩, ૫૫, ૭.) આમ મહાભારત વિધવા પુનર્લગ્નને પૂરી સંમતિ આપે છે; અને પુનર્લગ્નથી જન્મેલા પુત્રોને સામાજિક અને ધાર્મિક ક્ષેત્રોમાં ઉચ્ચ કક્ષાએ મૂકે છે. આમાં બાળવિધવાનો ઉલ્લેખ છે એટલે સંભવિત છે કે બાળલગ્નો થતાં હતાં પરન્તુ બાળલગ્નની વિધવા સામાજિક કલંક કે બહિષ્કારના ભય વિના પુનર્લગ્ન કરી શકતી આથી બાળલગ્નનો મોટામાં મોટો પ્રશ્ન—ફરજિયાત વૈધવ્ય—ઉપસ્થિત જ નહોતો થતો. શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને જ્યારે એક રાક્ષસનો વધ કર્યો ત્યારે પ્રદ્યુમ્ને તે રાક્ષસની વિધવા માયાવતી સાથે લગ્ન કર્યું હતું. નાગરાજ ઐરાવતને ઉલુપી નામે એક સુંદર વિધવા પુત્રી હતી તેનું પાણિગ્રહણ અર્જુને કર્યું હતું. બન્ને મહાકાવ્યોના સમયમાં વિધવાપુનર્લગ્ન રાજ્યવંશોમાં પ્રચલિત હતું એટલે સંભવિત છે કે પ્રજામાં પ્રચલિત હોય, કારણ કે પ્રજા ઘણુંખરું રાજાનું અનુકરણ કરે છે.

રાજા યયાતિ ક્ષત્રિય હતો પરન્તુ તેણે બ્રાહ્મણકન્યા દેવયાની સાથે લગ્ન કર્યું હતું જે દર્શાવે છે કે પ્રતિલોમ લગ્નો પર પ્રતિબંધ ન હતો.

મહાકાવ્યો રાજ્યવંશી કુટુંબો વિષે રચેલાં હોવાથી વિધવાની સામાજિક સ્થિતિનો એમાં ઉલ્લેખ નથી.

### ગૃહ્યસૂત્રોમાં સ્ત્રીનું સ્થાન

મહાકાવ્યોના સમય પછી સૂત્રોનો સમય આવે છે આ બે કાળ વચ્ચેના કાળનો સામાજિક ઇતિહાસ અંધકારમાં છે અને આ તૂટેલી કડીઓ સાંધવા આપણી પાસે પૂરતી માહિતી નથી. પરન્તુ એમ માનવામાં આવે છે કે 'મંત્રો,' 'બ્રાહ્મણો' અને 'ઉપનિષદો' મહાકાવ્યોના સમય અને સૂત્રોના સમયની વચ્ચે રચાયેલાં છે. આશરે ઈ. સ. પૂર્વે આઠમી સદીમાં સૂત્રો રચાયાં, એટલે બૌદ્ધ ધર્મની ઉન્નતિના સમયમાં સૂત્રો રચાયાં એમ માન્યતા છે.

સૌથી પ્રાચીન સૂત્રો તે કલ્પસૂત્રો. આ કલ્પસૂત્રો ચાર શાખાઓમાં વહેંચાઈ જાય છે.

(૧) શ્રૌતસૂત્રો

(૨) ગૃહ્યસૂત્રો

(૩) ધર્મસૂત્રો

(૪) શુલ્વસૂત્રો

શ્રૌતસૂત્રો શ્રુતિ' પર રચાયેલાં છે. શ્રૌતસૂત્રોમાં મુખ્ય પુરોહિતોનાં કર્તવ્યો વિષે ઉલ્લેખ છે. જેમ શ્રૌતસૂત્રો 'શ્રુતિ'—કાને સાંભળેલું તે—પર રચાયેલાં છે તેમ ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રો 'સ્મૃતિ'—સ્મરી રાખેલું તે પર રચાયેલાં હોવાથી 'સ્માર્ત' કહેવાય છે.

'બ્રાહ્મણો'ના કર્તાઓની દૃઢ માન્યતા હતી કે એમણે નિર્માણ કરેલું સર્વમાન્ય હોવું જ જોઈએ. આ માન્યતા સૂત્રોના સમયમાં બદલાઈ છે કારણ કે જ્યારે સૂત્રો રચાયાં ત્યારે બૌદ્ધ ધર્મની બ્રાહ્મણવિરોધી માન્યતાઓનો સામનો કરવામાં બ્રાહ્મણો રોકાયા હતા.

ગૃહ્યસૂત્રોમાં આપણે સ્ત્રીની સામાજિક અવનતિનાં પ્રથમ ચિહ્નો જોઈએ છીએ. 'અન્નપ્રાશન,' 'ચૌલકર્મ' વગેરે સંસ્કારો પુત્ર તથા પુત્રી બન્નેને દેવામાં આવતા પરન્તુ લગ્નના સંસ્કાર સિવાય બધા જ સંસ્કારો પુત્રીને વૈદિક મંત્રોચ્ચાર વિના દેવામાં આવતા.

ગૃહ્યસૂત્રોમાં લગ્ન પછીના સંભોગને 'ચતુર્થીકર્મન' અર્થાત 'ચોથી રાત્રીનો વિધિ' તરીકે ઓળખાવવામાં આવે છે. આ શું દર્શાવે છે? કે કન્યા પરિપક્વ વયે લગ્ન કરતી. હિરણ્યકેશિન ગૃહ્યસૂત્ર કહે છે, 'માતાપિતાની સંમતિ લઈને એણે પોતાના દેશની અને પોતાની જાતિની પરન્તુ અન્ય ગોત્રની નગ્નિકા કન્યા પસંદ કરવી.' ગોભિલ ગૃહ્યસૂત્ર પણ આ જ પ્રમાણે કહે છે. પરન્તુ હિરણ્યકેશિન ગૃહ્યસૂત્ર બીજાં બધાં ગૃહ્યસૂત્રોની જેમ જ લગ્નસંભોગ ચોથી રાત્રે હોવો જોઈએ એમ કહે છે; જે કન્યા 'નગ્નિકા' હોવાના ઉલ્લેખ સાથે અસંગત છે. આને લઈને શ્રી મહાદેવ ગોવિન્દ રાનડે કહે છે, 'સૂત્રોમાં કન્યા 'નગ્નિકા' હોવી જોઈએ એમ જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ એમ થાય છે કે 'જાતીય ઉપભોગ માટે પરિપક્વ વયે પહોંચેલી કન્યા.'

વેદોમાં અને ગૃહ્યસૂત્રોમાં કન્યાને લગ્ન પછી તરત પતિને ઘેર જવાનું કહેવામાં આવે છે, જ્યાં બન્ને વરવધૂ રાત્રે વસિષ્ઠ અરૂંધતીના તારાનું અવલોકન કરે છે. બધા જ વેદોમાં અને બધાં જ ગૃહ્યસૂત્રોમાં જે લગ્ન સમયે અને તે પછી મંત્રો ઉચ્ચારવામાં આવે છે તે દર્શાવે છે કે બન્ને વરવધૂ પરિપક્વ વયે લગ્ન કરતાં. આ પરથી આપણે અનુમાન કરીએ કે સૂત્રોના સમયમાં બાળલગ્નોની પ્રથા સામાન્ય ન હતી.

ખાદિર ગૃહ્યસૂત્ર અને ગોભિલ ગૃહ્યસૂત્ર જેવાં પ્રથમ લખાયેલાં ગૃહ્યસૂત્રોમાં સ્ત્રીનું સ્થાન કુટુંબમાં બહુ ઉચ્ચ છે. ધાર્મિક વિધિઓમાં સ્ત્રીને પુરુષ સમાન ગણવામાં આવી છે. 'સ્ત્રીએ પ્રાતઃકાળે અમુક બલિ અર્પવો કેમકે સ્ત્રી એ જ ગૃહ છે.' (ખા. ગૃ. સૂ. ૧, ૫, ૧૭.) 'એની પત્ની એ જ એનું ગૃહ છે.' (ગો. ગૃ. સૂ. ૧, ૩, ૧૫.) પરન્તુ પછીથી લખાયેલાં ગૃહ્યસૂત્રો, જેવાં કે આપસ્તંબીય ગૃહ્યસૂત્ર, સ્ત્રીને બહુ સ્પષ્ટ રીતે ધાર્મિક વિધિઓમાં ભાગ લેવાની બંધી કરે છે. આપસ્તંબના કહેવા પ્રમાણે 'પત્નીએ અર્પેલો બલિ દેવોને સ્વીકાર્ય નથી.' (આ. ગૃ. સૂ. ૩, ૮, ૩.) આનું કારણ એ હોઈ શકે કે આ સૂત્ર રચાયું તે સમય સુધીમાં સમાજ પુત્રજન્મને વધુપડતું મહત્ત્વ આપતો થઈ ગયો હોવો જોઈએ. શાંખાયન ગૃહ્યસૂત્ર કહે છે, 'જે કન્યા ૭ પુત્રોને જન્મ આપે તે કન્યાને લગ્ન માટે પસંદ કરવી.' ગર્ભિણી સ્ત્રીને જે સંસ્કારો દેવામાં આવતા તે બધા જ પુત્રપ્રાપ્તિ અર્થે હતા. ગર્ભધારણના ત્રીજા માસમાં પુત્રજન્મ અર્થે સ્ત્રીને 'પુંસવનમ્' સંસ્કાર દેવામાં આવતો. ગર્ભધારણના ચોથા માસમાં 'ગર્ભાધાન' સંસ્કાર અને સાતમા માસમાં 'સીમન્તોનયન' સંસ્કાર સ્ત્રીને દેવામાં આવતા. આ બધા સંસ્કારો પુત્રપ્રાપ્તિ અર્થે હતા. પુત્રીજન્મ માટે એક પણ સંસ્કાર નહોતો.

'સીમન્તોનયન' સંસ્કાર માટે પતિ અમુક ખાદ્ય પદાર્થ રાંધતો. આ બનાવવા માટે વપરાતાં બધાં જ વાસણો અને મંત્રોચ્ચારમાં બોલાતાં બધાં જ નક્ષત્રો નરજાતિનાં હોવાં જોઈએ કે જેથી પત્ની પુત્રને જન્મ આપે.' (શાં. ગૃ. સૂ. ૧, ૨૨, ૧.)

જ્યારે પત્ની ગર્ભ ધારણ કરતી ત્યારે પતિ એને દહીંની અંદર બે મગના દાણા અને એક જવનો દાણો આપતો. તે પછી પતિ પૂછતો, 'તું શું પીએ છે?' (બે વખત.) પત્ની ઉત્તર આપતી, 'પુત્રોનો વંશવેલો.' (ત્રણ વખત.) પરન્તુ પુત્રીના જન્મ માટે

કોઈ મંત્રો ઉચ્ચારવામાં આવતા નહિ.

બ્રાહ્મણજ્ઞાતિમાં સીમન્તોનયનના વિધિ સમયે સ્ત્રીઓ બોલતી, 'શૂરવીર પુત્રોની માતા થજે! દીર્ઘાયુષી પુત્રોની માતા થજે! સૌભાગ્યવતી થજે!'

સૂત્રસમયમાં સ્ત્રીની અવનતિની શરૂઆત થઈ તેનું એક કારણ એ હતું કે આ સમયમાં આર્ય પુરુષે આર્ય પત્ની ઉપરાંત એક અનાર્ય પત્ની સાથે લગ્ન કરવાની શરૂઆત કરી.

'ઈ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ પર આર્ય સ્ત્રીની અવનતિની શરૂઆત અનાર્ય ઉપપત્નીના ઘરમાં આવવાથી થઈ અને લગભગ ૫૦૦ વર્ષમાં આ અવનતિએ સ્ત્રીનું સ્થાન સમાજમાં અને કુટુંબમાં ઘણું નીચું ઉતારી દીધું. અનાર્ય ઉપપત્ની નિરક્ષર હોવાથી પતિ સાથે ધાર્મિક વિધિમાં ભાગ લઈ શકતી નહિ અને લઈને આર્ય અને અનાર્ય પત્નીઓ વચ્ચે ઈર્ષા ઉત્પન્ન થઈ. આથી ઐતિસાયને ઇ. સ. પૂર્વે ૨૦૦માં બધી જ સ્ત્રીઓ પર ધાર્મિક વિધિમાં ભાગ લેવાનો પ્રતિબંધ મૂકી દીધો.' (એ. એસ. આલ્તેકર 'ધી પોઝીશન એક વીમેન ઇન હિન્દુ સિવિલિઝેશન—પૃ. ૪૧૭.)

સૂત્રોના સમયમાં જ્યારે પુત્ર મોટો થતો ત્યારે તેને વેદનું શિક્ષણ આપવામાં આવતું. પુત્રીને આવું કોઈ પણ જાતનું શિક્ષણ આપવાનું સૂત્ર સમયમાં બંધ કરવામાં આવ્યું.

ગૃહ્યસૂત્રોમાં વિધવા પુનર્લગ્નનો ઉલ્લેખ નથી પરંતુ વૈધવ્યનો ભય અને વૈધવ્યનું અપશુકનિયાળપણું ગૃહ્યસૂત્રોમાં જણાઈ આવે છે. લગ્ન સમયે ઉચ્ચારાતા બધા જ મંત્રોમાં કન્યા સૌભાગ્યવતી થાય એવી પ્રર્થનાઓ છે.

શાંખાયન ગૃહ્યસૂત્રમાં એક લગ્નનો વિધિ છે. 'ચારથી આઠ **સૌભાગ્યવતી** સ્ત્રીઓને ખોરાક, સુરા (મદ્યપાન) અને શાકાહાર આપવાં અને પછી તે સ્ત્રીઓએ કન્યાની આસપાસ નૃત્ય કરવું. (શાં. ગૃ. સૂ. ૧, ૧૧, ૫.) અને 'વરને સ્નાન કરાવ્યા પછી કન્યાને ઘેર **સૌભાગ્યવતી** સ્ત્રીઓએ લઈ જવો. (શાં. ગૃ. સૂ. ૧, ૧૨, ૧.) આમાંથી જોઈ શકાય છે કે લગ્ન જેવા શુભ પ્રસંગે વિધવાને અશુભ અને અપશુકનિયાળ ગણવાની અનિચ્છનીય પ્રથા ઓછામાં ઓછી પચીસમો વર્ષ જૂની છે.

પારસ્કર ગૃહ્યસૂત્રમાં વર કન્યાને કહે છે, 'હે સ્ત્રી! તું પતિના મૃત્યુનું કારણરૂપ ન થતાં પુત્રોને જન્મ આપજે' હિરણ્યકેશિન ગૃહ્યસૂત્રમાં કન્યા લગ્ન સમયે ઈશ્વરને પ્રાર્થના કરે છે કે પતિને દીર્ઘાયુષ અર્પે.

શાંખાયન ગૃહ્યસૂત્રમાં વર કન્યાને તેલ ચોળતી વખતે બોલે છે, 'જેમ અપાલાને તેલ મર્દને સૌભાગ્ય આપ્યું તેમ હે સ્ત્રી! આ તેલમર્દન તને સૌભાગ્ય અર્પો.' પારસ્કર ગૃહ્યસૂત્ર કહે છે, 'લગ્ન પછી પતિ ઘરમાં હોમની વેદી સ્થાપિત કરે છે અને બલિ હોમતી વખતે આ પ્રમાણે મંત્રોચ્ચાર કરે છે: 'અગ્નિ! તું દેવોનુ પ્રાયશ્ચિત છે. હું, બ્રાહ્મણ, તારી પાસે રક્ષણ માગું છું. મારી પત્નીમાં જે અશુભ અંશ હોય, જેને લીધે તેનો પતિ મૃત્યુ પામે તે અશુભ અંશનો હે અગ્નિ! તું નાશ કર. સ્વાહા!'

સૂત્રસમયમાં આમ વૈધવ્યનો ભય હતો તેમ વૈધવ્ય અશુભ ગણાતું. આથી સ્ત્રીઓ લગ્ન પહેલાં અને લગ્ન પછી સદા સૌભાગ્ય માટે પ્રર્થનાઓ કરતી. પુરુષ કદી પણ પત્નીના દીર્ઘાયુ માટે પ્રાર્થના ન કરતો. વૈધવ્યના આ ભય પરથી એમ અનુમાન કરી શકાય કે વિધવા પુનર્લગ્ન ન કરતી. સૂત્ર સમયમાં આપણે જોઈ ગયા તેમ બહુપત્નીત્વની પ્રથા પ્રચલિત હોવાથી પુરુષને વૈધવ્યનો ભય ન હતો કેમકે પત્નીના જીવનકાળ દરમિયાન અથવા પત્નીના મૃત્યુ પછી પણ પતિ લગ્ન કરી શકતો.

વૈધવ્યના ભય છતાં પણ સૂત્ર સમયમાં સતીની પ્રથા પ્રચલિત ન હતી. આપસ્તંબીય ગૃહ્યસૂત્ર કહે છે, 'સ્ત્રી ચિતામાં પતિના શબ પાસે બેસે છે જ્યાંથી તેનો દિયર અથવા કુટુંબનો જૂનો વિશ્વાસુ નોકર તેને ઊઠાડીને પાછી લાવે છે.' (આ. ગૃ. સૂ. ૪,૨,૮.)




'Seriousness is justified only when the object is important enough. After all, nothing can be more serious than a monkey, and he is only so because he itches.'

## [૧૧] ગોરા પ્રશ્નો : કાળા ઉત્તર

ગ્યુન્ટરના સવાલોથી તો હું તોબા તોબા પોકારી ગયો હતો ! એ માનવજંતુ આ ધરતી ઉપર જાણે પ્રશ્નો પૂછવા માટે જ જન્મ્યું હતું ! એ પ્રશ્નસમ્રાટની શોભામાં જાણે હજી કંઈ કસર રહી જતી હોય તેમ ફ્રાન્સે જાતે 'આવી બારોબાર એના વજીર તરીકેનો હોદ્દો હાથ કરી સલ્તનતની શાનમાં વધારો કરી દીધો ! એક હતા તે બે થયા ! મારી દશા વધુ કફોડી થઈ ગઈ !

ગ્યુન્ટર અને ફ્રાન્સ—એ બેઉ મિકેનિક હતા. જુવાન હતા. શરીર કસાયેલાં હતાં. બાંધો મજબૂત હતો. કામ કરવા માંડે તો સમસ્ત ત્રિલોકને વિસારે પાડી તેમાં ખોવાઇ જાય. ખૂબ મહેનતુ હતા. ફુરસદ મળે એટલે મને પકડે. પકડે એટલું જ નહિ પણ પોતાના પ્રશ્નોના ચીપિયામાં જોરથી જકડે !

એ બેઉ જણ ભારતને કોણ જાણે શુંય સમજતા હશે ! એમને મન ભારત એટલે એક મો . ટું ગીચ જંગલ. વાઘ, સિંહ, હાથી, સાપ, વાંદરા, ઊંટ...

—તો પછી આદમ ! માણસ એ બધાં પ્રાણીઓ વચ્ચે કેવી રીતે ચાલી શકે ?

આ સવાલ છે કે પછી હસવા–હસાવવા કાજે સર્જાવાતી એવી કોઈ વાણીનો કમાલ છે ? શું એ લોકોના મનમાં ભારત વિશે આવો જ ખ્યાલ હશે ? જવાબ શો આપું ? એ લોકો કદાચ મને ચીડવવા માટે જ આવા પ્રશ્નો પૂછતા હશે ! એય બનવાજોગ છે.

—કેવી રીતે કેમ વળી ? પગે રસ્તો !

જૂના ઘસાયેલા બોદા સિક્કા જેવો મારો આ જવાબ સાંભળી એમાંથી કોઈના મોંમાંથી કે આંખમાંથી સહેજ-સરખું સ્મિત કે હાસ્ય બહાર સરકી આવતું નહિ ! એમની આસમાની રંગની આંખોમાં કંઈક અચરજ-

---

આશ્વાલયન ગૃહ્યસૂત્ર પતિના અગ્નિદાહ સમયે બોલવામાં આવતા મંત્રોમાં કહે છે, 'પતિના શબની ઉત્તરે તેની પત્નીને બેસાડવામાં આવે છે. વિધવા પત્નીનો દિયર અથવા તો કુટુંબનો જૂનો વિશ્વાસુ નોકર પત્નીને હાથ પકડીને ઊઠાડતી વખતે બોલે, 'હે સ્ત્રી ઊઠ અને આ જીવિત વસ્તુઓના જગતમાં પાછી આવ' આ પ્રથા વેદકાળ પૂર્વેના સમયમાં પ્રચલિત સતીની પ્રથાનું એક પ્રતીક હતું એમ જણાઈ આવે છે.

ઈ. સ. પૂર્વે આઠમી કે સાતમી સદીથી ઈ. સ. પૂર્વે ચોથી સદીના સમયનું સામાજિક ચિત્ર આપણને ગૃહ્યસૂત્રોમાંથી મળી આવે છે.

વરે શરૂ થઈ જતી. ડાબી બાજુથી જમણી બાજુ ગંભીરતા ચાલી જતી. જમણી બાજુથી ડાબી બાજુ અચંબો દોડી જતો. આ દોડધામ અથડામણમાં પરિણમતી. અને અથડામણ ચાલુ જ રહેતી...

મેગેઝીનમાંથી અમે ખીલા કે સ્ક્રૂ કઢાવતા હોઈએ ત્યારે ગ્યુન્ટર તરત પૂછી નાખે—

—આદેમ! તમારા દેશમાં સ્ક્રૂ હોય ખરા?

હું બેઘડી એની સામું જોઈ જ રહેતો.

—કેમ નહિ? સ્ક્રૂએ ખરા!

—ચલ ચલ, જૂઠું બોલ મા. હિન્દુસ્તાનમાં વળી ધાતુ જ ક્યાં છે!

કોઈ મિકેનિકબંધુના બંધાઈ રહેલા મકાનની વાત છેડાય એટલે ગ્યુન્ટર તરત કહે:

—તમારા દેશમાં તો આવાં પાકાં મકાનની કશી ઝંઝટ જ નહિ. તમે લોકો તો વાંસનાં ઝૂંપડાં બાંધી આત્મસંતોષ મેળવો તેવાં છો! કેમ, ખરું ને?

બધા જર્મન મિકેનિકો ખડખડ હસી પડે.

વાદળ ઘેરાય. વરસાદ તૂટી પડે. ગાજવીજનું તાંડવ સર્જાય એટલે પણ એ તરત પૂછે:

—ભારતમાં ગાજવીજ થાય ખરી?

એ પ્રશ્નની ભીતરમાં રાષ્ટ્રીય અહમ્‌નો ચમકારો વર્તાઈ આવતો: આ તો અમારા જર્મની દેશમાં જ હોઈ શકે, બીજા કોઈ દેશમાં નહિ! આ એમનું નિર્દોષ અજ્ઞાન હશે કે પછી તોફાની ટિખ્ખળ? દરેક બાબતમાં આ ઇજારાની ભાવના રાખવામાં કયું આત્મસુખ પ્રાપ્ત થતું હશે! કે પછી એ એક પરદેશી સાથેની બેઘડીની ગમ્મત જ હશે?

ગ્યુન્ટરના પ્રશ્નો નાદાન તોફાની બાળકો જેવા હતા. મારા ઉત્તર ગંભીરતાની લાકડીને ટેકે ચાલતા ઘરડા દાદા જેવા હતા.

આથી મેં નવી તરકીબ અજમાવી. એ લાકડીનો ઉપયોગ બાળકોને ફટકારવામાં લેવા માંડયો.

રીતરસમ કે રહેણીકરણીનો વિષય છેડાય ત્યારે વચમાં જ ફ્રાન્સ સવાલ કરી બેસે:

—તમે...તમે ભારતવાસીઓ સવારે નાસ્તો કરો ખરા! એના સવાલમાં જે લહેજો હતો તેમાં એવો અર્થ હતો, જાણે ભારતવાસીઓ નાસ્તા જેવી સાંસ્કૃતિક અને સાંસ્કારિક પ્રવૃત્તિ સાથે કોઈ જાતની નિસબત ધરાવતા હોઈ શકે નહિ! ભારતવાસીઓ તે કંઈ નાસ્તો કરતા હશે?!

—શા માટે નહિ? અમારે ત્યાંય નાસ્તાનો રિવાજ છે. પણ...

—શું, તમારે ત્યાંય નાસ્તાનો રિવાજ છે?

બધા ખડખડ હસી પડયા.

—અમે નાસ્તો કરીએ છીએ ખરા, પણ તે જરી જુદી જાતનો!

બધા ચૂપ થઈ ગયા.

—જુદી જાતનો? તો તે કેવો?

—અમેય આમલેટ ખાઈએ છીએ. પણ...

—શું, તમે લોકો પણ આમલેટ ખાઓ છો ખરા?!

ફરી બધા હસી પડયા.

—હા. પણ તે સાપનાં ઈંડાંની બનાવેલી.

વાતાવરણમાં ભયંકર શાંતિ છવાઈ ગઈ. થોડીવારમાં જ એ શાંતિમાંથી ધડાકો થયો. સૌ એક સાથે બોલી ઊઠયા:

—સાપનાં ઈંડાં?!

મેં મારું મુખ ગંભીર રાખ્યું. બીજા તો ઠીક, પણ ફ્રાન્સનો ચહેરો જોવા જેવો હતો. ફ્રાન્સને ગળે એ ઈંડું બરાબર ઊતરી ગયું હતું!

—તે સાથે કટલેસ પણ ખરી, પણ તે વાંદરાના માંસમાંથી બનાવેલી.

ફ્રાન્સના શરીરમાં કમકમાં આવવા માંડયાં.

—સૂપ પણ લઈએ છીએ. પણ તે હાથીની પૂંછડીના માંસનો.

ફ્રાન્સ બોલ્યો.

—બસ, બસ હવે! બહુ થયું. વધુ નહિ!

એણે મારી સામું જોયું. એનો ચહેરો—તેમાંય એની આંખો જોવા જેવી હતી. એના નયનોમાં એવો ભાવ સ્પષ્ટ વર્તાઈ આવતો હતો કે આ તે આદમ છે કે આદમખોર?

—આવી રીતે શું જુએ છે! વાત તારા માન્યામાં નથી આવતી? તમે લોકોય ઘોડાનું તેમ જ ભૂંડનું માંસ ખાઓ છો. તમે લોકોય આખલાની પૂંછડીના માંસનો સૂપ જમો છો. તમારે ત્યાં હાથી, વાંદરા અને ઊંટ નથી એટલે તેનું માંસ તમે ખાતા નથી.

*

પેલો હોલેંડનો મારો મિત્ર કહેતો હતો તે વાત સાવ ખોટી તો નથી જ.

—આ જર્મનો સવાલો પૂછવામાં એક્કા છે. જગતના કોઈ પણ દેશનાં લોકો આટલા બધા પ્રશ્નો પૂછતાં નથી.

એ ખરું. કોઈ પણ દેશનાં લોકો આટલા બધા પ્રશ્નો પૂછતા નથી. પણ અહીં 'આટલા બધા' પ્રશ્નોની વાત કોણ કરે છે—અહીં તો પ્રશ્ન છે 'આવા બધા' પ્રશ્નોનો! જગતના દરેક દેશમાં આવી જાતના પ્રશ્નો કરનાર પ્રશ્નસમ્રાટો તેમ જ પ્રશ્નસામ્રાજ્ઞીઓનો એકાદ બે વાર તો અવશ્ય ભેટો થઈ જાય છે. એ સદ્‌ભાગ્ય મારા હાથની રેખાઓમાં પણ લખાયેલું છે!

હજી મને યાદ છે.

રજાનો—એટલે મજાનો દિવસ હતો. થયું: લાવ, આ રૂપાળા હુંફાળા તડકામાં સાયકલ ઉપર ટહેલવા નીકળું! જર્મનીની ધરતી તેના આકાશ જેવી નિષ્ઠુર નથી. એ પોતાના સૌંદર્યનો દમામ ક્યારેય ઓછો થવા દેતી નથી. દરેક મોસમમાં એ અલબેલી—છેલછબીલી જ રહે છે. એના દરસામાં ક્યારેય કમી આવતી નથી. હિમાચ્છાદિત હોય કે લંલીછમ હરિયાળીની ચાદર ઓઢીને પોઢેલી હોય, શાંતિની કલમે લખાયેલી લિપિ દષ્ટિગોચર થયા વિના રહેતી નથી. સ્વિટ્ઝર્લેન્ડની જેમ જર્મનીનું નૈસર્ગિક સૌંદર્ય પણ અદ્‌ભુત, આકર્ષક અને માદક છે.

સાયકલ હંકારી મૂકી.

રેશમી તડકામાં સરસરાટ કરતા શીતલ પવનનું સ્પર્શસુખ માણતો માણતો જઈ રહ્યો હતો ત્યાં એકાએક એક સામટા કેટલાક અવાજો આવ્યા. અવાજો ચમકાવે તેવા હતા, ગભરાવે તેવા નહોતા. આમતેમ નજર ફેરવવા માંડી ત્યાં પડખે પસાર થતા એક જર્મન છોકરાએ પોતાની સાયકલ રોકી અર્થપૂર્ણ સ્મિત વડે અંકિત પોતાના હોઠ સહેજ પહોળા કરી ડાબી તરફની ટેકરીની ટોચ તરફ આંગળી ચીંધી. મેં ડાબી બાજુ ટેકરીની ટોચ ભણી જોયું. હાથ હાલી રહ્યા હતા. રૂમાલ ફરકી રહ્યા હતા. ત્રણ રંગો ચમકી રહ્યા હતા.

—તમને ઉપર બોલાવે છે.

છોકરો બોલ્યો.

—મને? મને ઉપર બોલાવે છે? શા માટે?

—તેની મને શી ખબર પડે!

છોકરાએ હાથ ઊંચા કરી ખભા હલાવી જવાબ આપ્યો. એ ઓળખીતાં હશે? કોણ હશે?

—દોસ્ત, આટલું કામ ન કરે. ઉપર જઈને પૂછી ન આવે, એ છોકરીઓને મારું શું કામ છે?

છોકરાએ વૃક્ષને ટેકે સાયકલ મૂકી. ઉપર ગયો. બે ત્રણ મિનિટ વાત કર્યા પછી એણેય હાથ હલાવવો શરૂ કરી દીધો. મેંય મારી સાયકલ વૃક્ષને અઢેલીને મૂકી. ઉપર ગયો. દશ્ય જોઈ ગુલાબી રોમાંચ અનુભવ્યો. ઘાસ ઉપર પાથરેલા ત્રણ ટુવાલ ઉપર બેઠેલી રંગીન બેધિંગ કોસ્ચ્યૂમમાં સજ્જ એવી ત્રણ ખૂબસૂરત જર્મન છોકરીઓ સૂર્યસ્નાન લઈ રહી હતી.

રંગો આકર્ષક હતા, કારણ કે એ મૂળ રંગો હતા!

—કેમ, તમે ગભરાઓ છો કે શરમાઓ છો? બોલાવ્યા તો આવ્યા કેમ નહિ?

લાલ બેબિંગ કોસ્ચ્યૂમ પહેરેલી છોકરી બોલી. બીજી બે છોકરીઓ ખડખડાટ હસી પડી. પેલો જર્મન છોકરો પણ ત્યાં જ ઊભો રહી ગયો હતો. એ મારા ભાવશૂન્ય ચહેરા તરફ તાકી જ રહ્યો. મને થયું, આ તખ્તો ઠીક છે. સહેજ નાટકનો દીવો ચેતાવી બેઘડી એમની આરતી ઉતારું!

—હું બીકણ નથી તેમ જ શરમાળ નથી. હું એક હિન્દુસ્તાની છું. સ્વભાવે સજ્જન છું. જે સજ્જનતાનું તમને વિસ્મરણ થયું છે તે તમને યાદ દેવડાવું છું. Guten Tag, zusammen! ( Good-day to all!)

જર્મનોમાં આ શિષ્ટાચાર એ લોકોના જીવનનું એક અંગ છે. સામાન્ય રીતે કોઈ જર્મન આ વિવેક ક્યારેય ચૂકે નહિ. આથી નાટકની શરૂઆત ફાંકડી થઈ. એક સાથે સૌ બોલી ઊઠયાં.

—માફ કરજો.

—અમને તેનો સહેજ પણ ખ્યાલ રહ્યો નહિ.

—ગુટન ટાગ! ગુટન ટાગ!

થોડીવાર ચૂપકીદી.

—બેસોને. જવાની ઉતાવળ તો નથી ને?

લાલરંગી બેબિંગ કોસ્ચ્યૂમવાળી છોકરી બોલી.

બીજી બે છોકરીઓ પણ તરત બોલી ઊઠી: શબ્દો જુદા હતા, મતલબ એક હતી.

—હા, હા! બેસોને! અમને તમારા દેશ વિશે કંઈ વાતો તો કરો! તમારા દેશમાં ઘણા મહાન રાજાઓ છે. ખરું ને?

સવાલ સાંભળી મને ગ્યૂન્ટર અને ફ્રાન્સ યાદ આવી ગયા.

છોકરીઓ જવાબની રાહ જોવા લાગી.

—તમે ત્રણે જણ શા માટે આવી રીતે તાપમાં શેકાઈ રહ્યાં છો?

મેં સહજ પૂછ્યું.

—અમારે તમારા જેવા ઘઉંવર્ણા બનવું છે. આ તમારો રંગ અમને આપી દો ને!

મેં કહ્યું.

—લઈ લો.

બધાં હસી પડયાં.

—બેસોને.

—Danke (આભાર). થાકીશ એટલે બેસીશ.

નીચે સડક ઉપર વાહનોની અવરજવર ચાલુ હતી. જુદી જુદી જર્મન મોટરકારો પસાર થતી હતી. મેર્સેડસ બેન્ટ્સ ઓપલ રેકોર્ડ, ફોલ્કસ વાગન...

લાલરંગી કોસ્ચ્યૂમવાળી છોકરી બોલી.

—ભારતમાં મોટરકારો ખરી?

—મોટરકારો?!

—હા.

—મેં તો પ્રથમવાર જર્મનીમાં જ મોટરકાર જોઈ છે. અમારે ત્યાં મોટરગાડીઓ ન મળે. ઘોડાગાડીઓ, ઊંટગાડીઓ અને હાથીગાડીઓ એ અમારાં વાહન.

હેરતની પારાશીશીનો પારો ઊંચે ચડી ગયો. સૌ બોલી ઊઠયાં.

—શું વાત કરો છો?!

—સાચી જ વાત કરું છું!!

થોડીવાર ખામોશી.

—તમે...માફ કરજો...તમે પરણેલા તો નથી ને?

—કોણે કહ્યું કે હું પરણેલો નથી?

—આ તમારી આંગળીમાં વીંટી ક્યાં છે?

—અમારે ત્યાં એવો રિવાજ નથી.

—તો...તો તમે પરણેલા છો? કેટલી પત્નીઓ...

સવાલ પૂરો થાય તે પહેલાં મેં પોતે જ જવાબ દઈ દીધો:

—ત્રણ. એક બાકી છે.

પારો વધુ ઊંચે ચડ્યો.

—ત્રણ!!! આવી રસમ ઘણી ખરાબ કહેવાય. હું તો કોઈની પણ બીજી પત્ની બનું જ નહિ.

—પણ અમારે ત્યાં હિમાલયના એક પ્રદેશમાં, તિબેટમાંય પ્રચલિત છે તેવી એક ગુલાબી રસમ પણ છે. એ કદાચ તમને ખરાબ નહિ લાગે.

—એ રસમ શી છે?

—એ રસમ અનુસાર એક સ્ત્રી પાંચ પતિઓ કરી શકે છે.

પારો વધુ તે કેટલો ઊંચે જઈ શકે?

ત્રણે જણ તાળીઓ પાડી બોલી ઊઠી:

—એ પ્રદેશ ક્યાં આવ્યો? ત્યાં જવા જેવું ખરું!

*

એક દિવસે હું કારખાનામાં કામે જઈ રહ્યો હતો. રસ્તામાં એક નાનકડા એવા જર્મન છોકરાએ મને રોક્યો:

—ઓંકલ!

ઓંકલ એટલે કાકા.

હું ઊભો રહી ગયો. છોકરાએ આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો:

—મહાત્મા ગાંધીનું ખૂન કઈ તારીખે થયું હતું?

સવાલના આ એકાએક અણધાર્યા આક્રમણને કારણે, ઘણીવાર બને છે તેમ, મારી બુદ્ધિ જ બહેર મારી ગઈ. તારીખ જ યાદ ન આવે. પેલો જર્મન છોકરો પોતાના જાડા કાચના ચશ્માંમાંથી ઝીણી નજરે મારી સામું તાકી જવાબની રાહ જોઈ રહ્યો હતો.

—સારું. તારીખ જવા દો. કયા વરસમાં આ ખૂન થયું હતું?

આય વિચિત્ર છે! વરસે યાદ ન આવે!

—ગોડસે નામના માણસે એમનું ખૂન કર્યું હતું.

—એ તો ખબર છે. પણ હું તો તારીખ પૂછું છું.

ખૂબ જહેમતપૂર્વક યાદ કરી જોયું. કેમે કરી યાદ જ ન આવે.

—માફ કરજે દોસ્ત. હાલ એ યાદ જ નથી આવતું. કાલે મળજે, કહીશ.

છોકરો હસતો હસતો ચાલ્યો ગયો. એના ચાલ્યા ગયા પછી મને તરત જ યાદ આવ્યું: ૩૦ મી જાન્યુઆરી ૧૯૪૮. હત્તારી!

બીજે દિવસે પેલો છોકરો ફરી મળ્યો. હું એને કહું તે પહેલાં એ પોતે જ બોલી ઊઠ્યો:

—ત્રીસમી જાન્યુઆરી ઓગણીસસો અડતાલીસ. ખરું ને?

★

સોવિયેત વિજ્ઞાન અકાદમીની ઓટોમેટિક્સ અને ટેલી મિકેનિક્સની સંસ્થાએ હવાના દબાણથી ચાલતું એક ગણત્રીયંત્ર બનાવ્યું છે. તે સરવાળા, બાદબાકી, ભાગાકાર, વર્ગમૂળ કરે છે તેમજ ઉચ્ચ ગણિતશાસ્ત્રના કેટલાક પ્રશ્નો ઉકેલે છે.

આ સાધન ધાતુની ચકતીઓનું બનેલું છે અને તેમાં બારીક રબરની ત્વચા હોય છે. તેમાં હવાના દબાણનું નિયમન કરવાથી એ ચાલે છે.

આ સાધન નાનું અને સરળતાથી બનાવી શકાય તેવું હોવા ઉપરાંત પ્રશંસાપાત્ર છે.

ચંદુલાલ સેલારકા

# દૂરના ડુંગરા

'માનવીને તેનો નિત્યનો પરિચિત માનવી દૂરના ડુંગરા જેવો જ રહે છે ડુંગરાનો આકાર, ગિખરો જ દેખાય તેનું હૃદય-ખીણ અને ઝરણાં ન દેખાય' જેવા સૂત્ર વચનથી પૂરી થતી આ વાર્તા તેના લેખકને યારી આપે તેવી છે જ. 'દૂરના ડુંગરા' નામનો લેખકનો વાર્તાસંગ્રહ હવે પ્રગટ થઈ ગયો છે......

[ગતાંકથી ચાલુ]

પલંગમાં જયેશ આડો પડ્યો. પરંતુ તેની આંખ સામે ભૂતકાળ સપનાંની જેમ વહી જતો હતો...

પહેલી વાર એણે નીલિમાને જોઈ ત્યારે એ કેવી સૂકી, શામળી, ઘાટઘૂટ વગરના દેહવાળી છોકરી હતી! ત્યારે એ કૉમર્સ કૉલેજના પહેલા વર્ષમાં હતો. નીલિમાનો મોટો ભાઈ વિજુ પણ તેના વર્ગમાં હતો. બંનેની મૈત્રી થઈ. પહેલી ટર્મ શરૂ થયાને બહુ વખત નહોતો વીત્યો ત્યાં વિજુની વર્ષગાંઠની પાર્ટીમાં આવવાનું જયેશને આમંત્રણ મળ્યું. વિજુનો ઘાટકોપરમાં બંગલો હતો. જયેશ પહેલી જ વખત તેને ઘેર ગયો. વિશાળ કમ્પાઉન્ડમાં વચ્ચે સુંદર બંગલો હતો. કમ્પાઉન્ડને ફરતી પાકી દીવાલ હતી. દરવાજેથી બંગલાના દ્વાર સુધી પાકા લાદીથી છવાયેલો રસ્તો હતો. રસ્તાની બંને બાજુ સુંદર બગીચો બનાવ્યો હતો. બગીચામાં લતામંડપો અને મંડપ નીચે બાંકડાઓ મૂક્યા હતા. એક ખૂણે મોટો કૂવો હતો. જયેશને વિજુનું ઘર ખૂબ ગમ્યું. નાની પાર્ટી ગોઠવી હતી એટલે ઘરનાં માણસો અને વિજુના થોડા અંગત મિત્રો જ હતા. ત્યારે જ વિજુએ નીલિમાની ઓળખાણ કરાવેલી.

નીલિમાએ ત્યારે તેને આકર્ષ્યો નહોતો. તેનામાં આકર્ષણ થાય તેવું કશું જ નહોતું—ન રંગ, ન રૂપ, ન પૌરુષ. હા, પણ ત્યારેય તેની આંખો, તેની દૃષ્ટિ ખૂબ તેજસ્વી લાગતી હતી.

પાર્ટી સાંજના સમયે હતી. આઈસ્ક્રીમ, બટેટાવડાં, સેન્ડવીચ, કરી અને પુલાવ બધું જ એકદમ સ્વાદિષ્ટ હતું. ત્યાર પછી સૌ બગીચામાં બેઠાં. વદ છઠ્ઠ કે સાતમ હતી. રાત ઘેરાતી જતી હતી. ચંદ્ર પૂર્વાકાશમાં ઉપર ચડતો જતો હતો. અને તેનો પ્રકાશ સૌને આહ્‌લાદ આપતો પ્રસરતો હતો. એ ફેલાતી ચાંદનીમાં પણ નીલિમા સુંદર નહોતી લાગતી. પુષ્પ-વૃક્ષો, લતામંડપ, બાંકડાઓ બધું જ ચાંદનામાં સુંદર લાગતું હતું—માત્ર એ છોકરી જ જાણે સૌંદર્યથી અલિપ્ત રહી જતી હતી, તેમ જયેશને લાગતું હતું. અને ત્યાર પછી તો ઘણા લાંબા સમય સુધી જયેશની નીલિમા સાથે મુલાકાત થઈ જ નહિ.

જયેશ અને વિજય જુનિયર બી. કૉમ. માં આવ્યા ત્યારે નીલિમા ઝેવિયર્સ કૉલેજમાં ફર્સ્ટ ઈયર આર્ટ્સમાં દાખલ થઈ. ત્યારથી નીલિમાને વારંવાર મળવાનું થતું. દોઢ-બે વાગે પીરિયડ પૂરા થઈ જતા એટલે જયેશ અને વિજય નીલિમા પાસે જતાં. ત્યાંથી ત્રિપુટી ક્યારેક પિક્ચરમાં ઊપડતી, ક્યારેક કલાકો સુધી કેન્ટીનમાં જ બેસી રહેતાં તો ક્યારેક વિજુ-નીલિ જયેશને કારમાં ઘાટકોપર ખેંચી જતાં. રજાના દિવસોમાં ત્રણે જણાં કારમાં નીકળી પડતાં અને જે રસ્તે મનફાવે ત્યાં ગાડી મારી મૂકતાં.

બે વર્ષ એ બેફિકરાં, મુક્તપંખીના ઉડ્ડયન જેવાં ખૂબ આનંદમાં ગયાં. એ બે વર્ષમાં એણે—જયેશે નીલિમાનું બદલેલું—બદલાતું, પલટાતું રૂપ, વ્યક્તિત્વ દીઠું. નીલિમાના દેહમાં યૌવને આકાર લીધો હતો. એ સહેજ ઊંચી પણ થઈ હતી. એની વસ્ત્રપરિધાનની કળા આકર્ષક હતી વાળ ટૂંકા હતા એટલે એણે બૉબ્ડ કરાવી નાખ્યા. એથી એના ચહેરાનું સૌંદર્ય વધ્યું હોય એમ જયેશને લાગતું. એ બહુ મેક-અપ ન કરતી છતાં એનું નમણું નાક અને તેજસ્વી આંખો કોઈની પણ દૃષ્ટિને રોકી રાખતાં.

અભ્યાસમાં નીલિમા અત્યંત તેજસ્વી ગણાતી. પરીક્ષાઓમાં પ્રથમ સ્થાન તેણે કદી ગુમાવ્યું નહોતું. નીલિમા, આમ છતાં ખૂબસૂરત યુવતી તો ન જ

ગણી શકાય. જેવી ગમે તેવી, સુંદર વસ્ત્રોથી શોભતી યુવતી ખરી. નીલિમા કરતાં સૌંદર્યમાં ચડી જાય તેવી યુવતીઓનો જયેશને પરિચય થયો ત્યારે તે નીલિમાની તેમતી સાથે મનોમન સરખામણી કરતો. ત્યારે તેને નીલિમા ઝાંખી પડી જતી લાગતી; પરંતુ જેવો એ સુંદર યુવતીઓથી દૂર જતો તેવી જ નીલિમાની મૂર્તિ તેની આંખ સામે આવતી અને તેનાથી વધુ સુંદર, વધુ આકર્ષક અન્ય કોઈ છે જ નહિ એમ તે અનુભવતો. નીલિમાની પ્રત્યક્ષ મૂર્તિ કરતાંયે એની કલ્પનામૂર્તિ જયેશને વધારે મોહક લાગતી. કદાચ કલ્પનાને સહારે, એ નીલિમાના જીવંત ચહેરાની ખૂટતી સૌંદર્યરેખાઓ કુશળ શિલ્પીની જેમ ઉપસાવી કાઢતો અને મનોમન પોતાના એ સર્જનકાર્ય પર રાચતો.

નીલિમાને દિવસમાં એક વખત ન મળ્યો હોય તો જયેશનો દિવસ નીરસ બની જતો. બે-અઢી વર્ષની એ એકસરખી મુલાકાતોમાં જયેશે કદી પોતાના નીલિમા પ્રત્યેના આકર્ષણનો ઈશારો આવવા દીધો નહોતો. જ્યાં સુધી નીલિમા તરફથી પોતાના જેવી ભાવનાની નિશાની ન દેખાય ત્યાં સુધી એ વિષે એક શબ્દ પણ ન ઉચ્ચારવો તેવો જયેશે નિર્ણય કર્યો હતો.

જયેશને પોતાના રૂપ-યૌવનનું સંપૂર્ણ જ્ઞાન હતું. એ ઈચ્છે તો નીલિમાથી ક્યાંયે અધિક સુંદર યુવતીઓને પોતાના તરફ આકર્ષી શકે તેમ હતો. છતાં કોણ જાણે કેમ તેની એ વૃત્તિઓ નિષ્ક્રિય થઈ ગઈ હતી. અને માત્ર તે નીલિમાને જ એકને નિહાળતો હતો.

કલાકો સુધી સાથે રહેવા છતાં, ખુલ્લા દિલની બીજી અનેક વાતો કરવા છતાં નીલિમાએ એક દિવસ પણ, એ બે-અઢી વર્ષમાં, જયેશની લાગણીને પોતે પિછાણે છે કે નહિ કે પોતાના હૃદયમાં એનો કશો પ્રત્યાઘાત પડે છે કે નહિ, તે વાતનો ઈશારો સુદ્ધાં જયેશને આવવા દીધો નહિ. બધું જ જાણે ઔપચારિક, ઉપરછલ્લું રહેતું.

છતાં જયેશથી નીલિમાનો મોહ છૂટતો નહોતો. નીલિમાની તેના તરફનું નિઃસ્પૃહ વલણ વધુ પરિચયે, વધુ આત્મીયતા પ્રગટયે બદલાશે તેની જયેશ રાહ જોતો હતો.

નીલિમાના ભાવી જીવનનાં સ્વપ્નાં શાં છે તે જાણવા જયેશ ક્યારેક વાત કાઢતો :

'ભાવી જીવનનો તેં કેવો નકશો દોર્યો છે ?'

'મારે તો ખૂબ ભણવું છે અને પરણવું તો નથી જ.'

'તો ?'

'ભણીશ, પરદેશ જઈશ, કોઈ હોદ્દો સ્વીકારીશ—આજે તો આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ શિક્ષિત યુવતીઓને ઘણી તક છે. મારે જીવનને બાંધી નથી દેવું.'

નીલિમાના એ પ્રકારના જવાબ પછી તેની સાથે ભવિષ્યમાં લગ્નની કોઈ આશા જ ન હોઈ શકે તે સમજી શકવા છતાં જયેશ બીજી કોઈ યુવતનો વિચાર કરી શકતો નહોતો.

જયેશ હજુ આજેય નક્કી નહોતો કરી શકતો કે તે સમયનું નીલિમા પ્રત્યેનું તેનું આ અબૂઝ આકર્ષણ એ ગાંડપણ તો નહોતું ?

ના, પણ એ સમયે એના હૃદયની સ્થિતિ જ જુદી હતી. અને આજે પણ એ હૃદય ક્યાં બદલાયેલું છે ? નીલિમાએ એને ન સ્વીકાર્યો તો પણ નીલિમાને પોતાના હૃદયમાંથી ક્યાં દૂર કરી શક્યો છે ? એ અશક્ય હતું. નીલિમા વગરના જીવનની એ કલ્પના જ નહોતો કરી શકતો.

પણ અભ્યાસ પૂરો થયો અને પિતાની મિલની જવાબદારી સંભાળવા લાગ્યો ત્યારે બા-બાપુએ લગ્ન માટે દબાણ કરવા માંડ્યું. બા-બાપુને શો જવાબ દેવો ? પરંતુ કશો જ જવાબ ન દેવો પડે એટલા માટે એ જે યુવતીનું માગું આવે તેને 'પસંદ' કરવા જતો. અને પછી 'મને નથી ગમતી' કહી ના પાડી દેતો. એક એકથી ચડિયાતી સુંદરીઓને આમ 'ના' પણ ક્યાં સુધી પાડી શકાય ? જયેશનું આ વર્તન તેનાં

વડીલો સમજી શકતા નહોતા. બીજી દરેક વાતમાં ડાહ્યો સમજુ, સુશીલ છોકરો આ એક જ વાતમાં ગાંડાની જેમ કેમ વર્તતો હતો તે તેમનાથી સમજાતું નહોતું.

જ્યારથી 'છોકરીઓ જોવા' જવાનું શરૂ થયું ત્યારથી જયેશને એક બીજું ગાંડપણ વળગ્યું. જે જે યુવતીઓને એ મળતો તેમની સાથે જે વાત—પ્રશ્નોત્તર વગેરે થતાં તેનું અથેતિ વર્ણન તે નીલિમા આગળ કરતો. નીલિમા બધું રસપૂર્વક સાંભળતી. અને પછી પૂછતી,

'પછી વેવિશાળ માટે તમે શું કહ્યું ?'

'મેં ના પાડી દીધી.'

'કેમ ?' કંઈક આનંદાશ્ચર્યથી નીલિમા પૂછતી.

'મારું દિલ ત્યાં નથી બેસતું.'

'તો ક્યાં બેસે છે !' એમ પૂછી નીલિમા હસી પડતી અને ઊઠીને દૂર ચાલી જતી.

જવાબમાં, 'તારા હૃદયની ડાળે મારું દિલ બેસે છે.' એમ કહેવાનું જયેશને મન થતું. પણ એ મૂંગો રહેતો. નીલિમા પોતાનો એ ભાવ જાણે છે તે એ સમજી ગયો હતો. અને છતાં—'તો ક્યાં બેસે છે !' એમ કહી હસી પડતી નીલિમા મારું અપમાન કરે છે ! ઉપહાસ કરે છે ! મને મૂર્ખ બનાવે છે ! એ પ્રશ્નો તેના હૃદયમાં થતા. તેનો ચહેરો ઝંખવાતો—જાણે તેનો તેજોવધ ન થયો હોય !

અને છતાંયે એ કોણ જાણે શીયે લાચારીનો પ્રેર્યો ફરીને નીલિમા પાસે જતો અને બાજી કોઈ યુવતીના મુલાકાતની વાત કરતો.

આમ અન્ય યુવતીઓની વાત કરવા પાછળનાં કારણો ઘણાં હતાં તેમ અત્યારે જયેશને લાગતું હતું. એ બધા વાતો દ્વારા એ નીલિમાને કહેવા માગતો હતો કે તેના કરતાં બધી જ રીતે ચડિયાતી યુવતીઓ તેની પત્ની થવા તૈયાર છે અને છતાં એ બધાને ધુત્કારી એ માત્ર એના જ પ્રેમની ભિક્ષા માગી રહ્યો છે. એના હૃદયમાં નીલિમા સિવાય બીજું કોઈ રહી શકે તેમ નથી તેની એ તેને ખાતરી કરાવવા માગતો હતો. પણ એ તો બારણે આવેલા કોઈ ભિક્ષુકને કો' નિષ્ઠુર ગૃહિણી 'આગળ જાવ કામમાં છું' કહે તેમ જયેશને 'એમાંથી કો'કને પરણી જાવ ને !' તેમ કહેતી.

અને છોકરી પસંદ કરવાના કાર્યક્રમમાં એક દિવસ એ મધુરીને મળ્યો. અને એને થયું કે હવે એ 'ના' નહીં પાડી શકે. બધી જ રીતે સંપૂર્ણ લાગતી મધુરીને નકારી એ જીવનની સમગ્ર શાંતિ, સુખ અને ઐશ્વર્યને જાણે નકારશે. તે રાતે તેણે સંતત તેના હૃદય સાથે વાતો કર્યા કરી...નીલિમા, મારો તેના પ્રત્યેનો પ્રેમ, આકર્ષણ ગાંડપણ જે કહો તે જાણે છે. અને છતાં પણ તે વિષે એ એક શબ્દ પણ નથી બોલતી. મે ઘણાં વર્ષ મૌન રાખ્યું અને એક દિવસ અંતે મેં એને પૂછ્યું 'નંલુ. હવે હું આ મૌનનો ભાર સહન નથી કરી શકતો. હું ગૂંગળાઉં છું. તું સ્પષ્ટ શબ્દોમાં કહી દે—હું તને ચાહું છું. હું તારી સાથે લગ્ન કરવા માગું છું, તારો શો જવાબ છે ?'

'ઓહ !' માત્ર એટલું જ બોલીને એ ઊઠી ગઈ અને અંદર ચાલી ગઈ.

ત્યાર પછી તેણે નીલિમાને મળવાનું બંધ કરી દીધું. કશાક નિર્ણય પર આવવાનો તે પ્રયત્ન કરતો હતો. અને હવે તે નિર્ણય કરી શકે તેમ હતો. હવે તે મધુરીને પસંદ કરી તેની સાથે પરણી જશે. હવે વધુ વખત એ લાચારી, એ તેજોવધ, એ ગાંડપણ નહીં થવા દે બસ સવાર થતાં જ બા-બાપુજીને એ પોતાનો નિર્ણય જણાવી દેશે ..

...પણ એ પહેલાં એક વખત નીલિમાને મળીને તેને મારો આ નિર્ણય જણાવી દઉં તો ! કદાચ તેના હૃદયમાં મારે માટે પ્રેમ હોય, આકર્ષણ હોય અને કોઈ કારણસર એ બોલી ન શકતી હોય, અને હજુ સ્પષ્ટ રીતે તો તેણે ક્યાં પોતાના સ્નેહનો ઈન્કાર કર્યો છે ? ના, હવે એ બધા તેનીના મહેલ નથી ચણવા.

આવતી-કાલે સવારે પોતાનો નિર્ણય જાહેર કરી દેવો છે!

અને બીજે દિવસે એણે બા-બાપુને મધુરી સાથેના વેવિશાળ માટે સંમતિ આપી દીધી. ઘરમાં આનંદ આનંદ થઈ ગયો બાપુજીએ મધુરીના બાપુને ફોન પર જ જણાવી દીધું. શુભ મુહૂર્તે ગળ્યાં મોઢાં કરાવવાનું નક્કી થઈ ગયું.

તે દિવસે સાંજે જયેશ ફરી નીલિમાને મળ્યો. ઘણે વખતે મળ્યો છતાં નીલિમામાં એના મિલન માટે કશો ઉત્સાહ એણે દીઠો નહિ છતાં તેણે દર વખતના જેમ મધુરીની મુલાકાતની તેની સાથેની વાતની વિગતવાર વાતો કરી અને છેવટે તેની સાથે નક્કી થયેલ વેવિશાળની વાત કરી. કદાચ આ છેલ્લા સમાચારની નીલિમાએ આશા નહીં રાખી હોય. દર વખતની જેમ જયેશ ત્યાં પણ ના પાડીને આવ્યો હશે એવી કદાચ નીલિમાની કલ્પના હશે; પરંતુ જયેશનો નિર્ણય સાંભળી તેને જાણે આંચકો લાગ્યો. એ વિસ્ફારિત આંખે જયેશ સામે જોઈ રહી. એક ડૂસકું તેના ગળામાં જાણે અટવાઈ રહ્યું. આંસુનાં બે ટીપાં આંખની કિનારી સુધી આવી ગયાં. છાતીમાં કમ્પન પેદા થયું. અને બીજી પળે એકદમ ઊભી થઈ સડસડાટ ચાલી ગઈ.

...ચાલી ગઈ, સદાને માટે જયેશના જીવનમાંથી, એની દૃષ્ટિમર્યાદાથી દૂર પણ હૃદયમર્યાદામાં પુરાઈ રહીને.

અને આજે પાંચ વર્ષે ફરી એ મળી ગઈ...શું હશે એના હૃદયમાં? એણે આ પાંચ વર્ષમાં મને કદી યાદ કર્યો હશે? હજુ એ એવી જ નિષ્ઠુર, રહસ્યમયી, મિતભાષી—વીજળીની ધાર જેવી છે?—જયેશ વિચારતો હતો.

*

બીજે દિવસે બપોરે ચા-નાસ્તો કરીને જયેશ-મધુરી બેઠાં હતાં. ગઈ કાલે સાંજે તેઓ 'વન ટ્રી હીલ' જઈ આવ્યાં હતાં. આજે સવારે માથેરાનનું સર્વોત્કૃષ્ટ સૌંદર્યસ્થળ 'પેનોરમા પોઈન્ટ' પણ જઈ આવ્યાં હતાં. આજે ક્યાં જઈશું તેની ચર્ચા કરતાં તેઓ ત્યાં બેઠાં હતાં ત્યાં હોટેલના નોકરે આવી જયેશને કહ્યું, 'આપનો ફોન છે, ઓફિસમાં.'

જયેશ તુરત ઊઠીને હોટેલની ઓફિસમાં ગયો. રિસીવર ઊપાડી તેણે 'હેલો, હુ ઈઝ સ્પીકીંગ?' પૂછ્યું અને સામેથી 'હું નીલિમા બોલું છું.' એમ સાંભળ્યું ત્યારે પહેલાં તો જયેશ એ સાચું છે તેમ માની શક્યો નહિ. પણ નીલિમાએ ફરીથી, 'હું નીલિમા, જયેશ! મારે તમારું એક કામ છે. અહીં 'પેરેડાઈઝ'માં આવી શકશો?' કહ્યું ત્યારે જયેશથી બોલાઈ ગયું, 'હા, જરૂર, જરૂર. શું કામ છે?'

'તમે અહીં આવો પછી કહીશ.'

'ક્યારે આવું?' જયેશે પૂછ્યું.

'અર્ધોએક કલાકમાં આવો. હું વરંડામાં ઊભી હોઈશ. અને હા, મધુરીને આ વાત ન કરશો.'

સામેથી રિસીવર મુકાઈ ગયાનો અવાજ સંભળાયો છતાં થોડીવાર જયેશ રિસીવર કાનેથી દૂર ન કરી શક્યો. નીલિમાનો એ રણકતો અવાજ જાણે અનંતકાળ સુધી સંભળાયા જ ન કરવાનો હોય! પણ સામે હોટેલના મેનેજર તેની સામે જોઈ બેઠા હતા તેથી તુરત તેને ખ્યાલ આવ્યો કે વાત પૂરી થઈ ગઈ છે અને રિસીવર નીચે મૂકી દેવાનું છે. બને તેટલી સ્વભાવિકતાથી તેમ કરીને તે ઓફિસ બહાર નીકળ્યો.

'કોનો ફોન હતો?' મધુરીએ જયેશને આવતાં જ પૂછ્યું.

'મુંબઈથી કોલ હતો. થોડીક અગત્યની સૂચના મારે આપવાની હતી.'

ખુરશીમાં બેસી મધુરી સાથે પૂર્વવત્ વાત ચાલુ રાખવાનો જયેશ પ્રયત્ન કરતો હતો પરંતુ તેનું ચિત્ત નીલિમાના શબ્દોમાં ફંગોળાતું હતું: 'મારું શું કામ હશે? આટલાં વર્ષે આમ અકસ્માત મળી, વળી એકદમ—'તમારું કામ છે' કહી ફોન કરે છે! શું

હશે મારુ કામ એને ? મધુરીની હાજરીમાં તે કઈ નહિ કહી શકી હોય તેથી આમ ખાનગીમા બોલાવ્યો ? પણ હવે તેની અને નીલિમાની વચ્ચે 'ખાનગીમાં' પણ શુ હોઈ શકે ? એ ભૂતકાળ પર કાયમી પડદો જ પાડી દેવો યોગ્ય નથી શુ ? હવે તેણે મધુરીનો અને પકજનો વિચાર કરવાનો છે છતાં પણ તેણે ફોન કરી બોલાવ્યો છે એટલે જવુ તો જોઈએ જ કદાચ એ કઈ મુસીબતમાં આવી પડી હોય—ભૂતકાળ સાથે તેના આ વર્તમાન વર્તનને કદાચ કંઈ સબધ જ ન હોય ! પણ ખરેખર જો 'ખાનગી' જેવુ કઈ ન હોય તો 'મધુરીને આ વાત ન કરશો' તેમ શા માટે કહે ? હશે, જે હશે તે હમણાં જ ખબર પડશે પણ બહાર જવા માટે મધુરી પાસે કશુ બહાનુ તો કાઢવુ પડશે !'

'મધુરી, હું જરા બજારમા જઈ આવુ ?' જયેશે પૂછ્યુ.

'કેમ ?' સાંજે ફરવા તો નીકળવુ જ છે ને ? કઈ કામ છે બજારમાં અત્યારે ?'

'ના ખાસ તો કંઈ કામ નથી પણ અહીની ચીકી બહુ વખણાય છે તે પકજ માટે લઈ આવુ મને કઈ છાપાં-મેગેઝિન્સ મળે તો તે પણ લઈ આવુ '

'ભલે, જઈ આવો '

અને તૈયાર થઈ જયેશ ઝડપથી બહાર આવ્યો અને ચકોતર રસ્તાઓ પસાર કરતો 'પેરેડાઈઝ' હોટેલમાં પહોચ્યો

નીલિમા વરડામા ઊભી હતી તેણે ઈશારાથી જયેશને પોતાના ઓરડા તરફ આવવા કહ્યુ અને પોતે ઝડપથી ઓરડાની અદર ચાલી ગઈ

જયેશની છાતી ધડકતી હતી લોહી મગજની નસોમાં ઊભરાઈ રહ્યુ હોય એમ ચહેરો તગ બની ગયો હતો ઓરડામા એ દાખલ થયો એટલે નીલિમાએ હસીને કહ્યુ 'આવો !'

એક આરામ-ખુરશીમાં જયેશ બેસી ગયો નીલિમા ખુરશીની નજીકના પલગ ઉપર બેઠી જયેશે દૃષ્ટિ વડે જ 'મારુ શુ કામ પડ્યુ ?' પ્રશ્ન પૂછ્યો અને દૃષ્ટિ વડે જ નીલિમાના ચહેરના ભાવો પરથી જવાબ મેળવવા તેણે પ્રયત્ન કર્યો

નીલિમાનો ચહેરો પહેલાં લાગતો હતો તેટલો તેજસ્વી, ધારદાર નહોતો દેખાતો આંખમાં લિનાશ ભરી હોય તેમ મોટી ગોળ આંખો સહેજ નાની થઈ ગઈ હતી તેનો પુષ્ટ ઉરપ્રદેશ હાંફ્યા ધમણ માફક ઊંચોનીચો થતો હતો હમણાં જ ઢળી પડશે કે શુ એવી બીક પ્રેરતો તેનો દેહ પલગના સહારે જ જાણે ટકી શક્યો હતો નીલિમાનુ આ રૂપ, આ સ્વરૂપ જયેશે પહેલાં કદી દીઠુ નહોતુ મોટી માદગીમાથી ઊઠ્યા પછી માણસ જેવો નિસ્તેજ, અશક્ત, ફિક્કો બની જાય તેવી જ કઈક તે દેખાતી હતી.

નીલિમા પણ જયેશની સામે દૃષ્ટિ ઠેરવી રહી હતી જાણે કદી જયેશને આટલી નજીકથી દીઠો ન હોય તેમ એ જયેશને આંખોમાં સમાવવા જાણે મથી રહી હતી

જયેશ આ બધુ સમજી શકતો નહોતો તેણે પૂછ્યુ, 'નીલુ મારુ શુ કામ પડ્યુ ?'

એ શબ્દોથી, જાણે પોતે ભાનમાં આવી હોય તેમ તે ટટ્ટાર થઈ અને ઊભી થઈ બેગમાંથી થોડાક લખેલા કાગળો લઈ આવી તે જયેશ સામે ધરી તે બોલી 'અહી બેસીને જ આ વાચી જાવ ! મને કશુ પૂછશો નહિ બધુ એમાં લખ્યુ છે !'

આસક્તિત બાળકની જેમ જયેશે વાંચવુ શરૂ કર્યું મથાળે ગઈકાલની તારીખ હતી તે પરથી જયેશે અનુમાન કર્યું કે ગઈ કાલની આકસ્મિક મુલાકાત પછી હોટેલમાં આવીને નીલિમાએ આ બધુ લખ્યુ છે તે એકી નજરે વાચી જવા ઇચ્છતો હોય તેમ તેણે બધા જ કાગળો પર એક દૃષ્ટિ નાખી અને પછી પહેલેથી વાંચવુ શરૂ કર્યું—

'જયેશ,

કશું જ સંબોધન નથી લખતી, કારણ કે તે માટે હવે ઘણું મોડું થઈ ગયું છે. અલબત્ત, આ પત્ર લખવાનો સમય પણ નથી રહ્યો, એ માટે પણ હવે ઘણું મોડું થઈ ગયું છે. પરંતુ કદાચ મારે જે કહેવું છે તે આજે નહિ કહું તો કદાચ કદી નહિ કહી શકું.

જયેશ, યાદ છે એ સાંજ જ્યારે તું પહેલવહેલો અમારે ઘરે આવ્યો હતો! (મેં તને હમેશાં 'તમે' કહીને જ સંબોધ્યો છે. પણ એ તો મારું બહારનું પડ બોલતું હતું. મારા અંતસ્તલે તો તને 'તું'કારે જ બોલાવતી રહી છું, અને આજે મારું એ બાહ્ય કવચ ભેદીને જ હું આ લખી રહી છું એટલે તને 'તું' જ કહીશ, તને ગમે કે ન ગમે!) હા, તો—મોટાભાઈની વર્ષગાંઠની પાર્ટીમાં તું આવ્યો ત્યારે મેં તને પહેલી વખત જ દીઠો. પ્રથમ પરિચયમાં તો તું યે શું બોલે અને હું યે શું બોલું! પરંતુ બગીચામાં આપણે સૌ બેઠાં, અજવાળિયાનો ચંદ્ર આકાશમાં ધીમે ધીમે ચાંદનીનાં મોજાં ફેલાવતો હતો ત્યારે તું વારંવાર મારી સામે જોયા કરતો હતો અને મારા હૃદયાકાશમાં પણ તારી એ દૃષ્ટિનાં તેજ ફેલાતાં હતાં.

ત્યાં બેઠેલા બધામાં તું જ સૌથી વધુ સુંદર દેખાતો હતો. ચાંદનીના સ્પર્શે તારો ગૌરવર્ણ રજતરંગી થઈ ગયો હતો. અને પવનની લેરખીએ લેરખીએ તારા વાળનાં જુલ્ફાં નૃત્ય કરતાં હતાં.

હું જાણું છું કે તે સમયે હું આકર્ષક નહોતી દેખાતી. મારો રંગ તો શ્યામ જ છે પણ ત્યારે તો મારા દેહમાં હજુ યૌવનનાં ઘોડાપૂર પણ નહોતાં આવ્યાં. વયના પ્રમાણમાં મારો શારીરિક વિકાસ પણ કદાચ પૂરતો થયો ન હતો. મારી શાળાની—મારા વર્ગની મારા કરતાં રૂપાળી છોકરીઓ સામે હું અદેખાઈથી જોઈ રહેતી. એમના વિકસતા દેહ અને આકાર લેતી છાતી સામે હું ક્યાંય સુધી જોઈ રહેતી. અને તેમાંયે કોઈ બહેનપણી તેના કોઈ છોકરા સાથેના પરિચયની વાત કરતી, ત્યારે મારા હૃદયમાં પણ કોઈ યુવકના પરિચયની, સ્નેહની અદમ્ય ઝંખના જાગી ઊઠતી.

કુદરતે મને ખાસ રૂપ નહોતું આપ્યું પરંતુ મને તીવ્ર બુદ્ધિ અને તેજસ્વી વ્યક્તિત્વ આપ્યું હતું તેનું મને સતત ભાન રહેતું. પરીક્ષાઓમાં અને અન્ય પ્રવૃત્તિઓમાં હું હંમેશ પ્રથમ કક્ષામાં રહેતી. શાળાનો અભ્યાસ પૂરો થયો ત્યારે અમારી શાળામાં દર વર્ષની જેમ મેટ્રિકના વિદ્યાર્થિનીઓને વિદાય આપવાનો એક નાનકડો સમારંભ યોજવામાં આવ્યો હતો. અને એ સમારંભ જાણે મારા સન્માનાર્થે, મને અભિનંદનો આપવા જ ન યોજાયો હોય તેમ દરેક વક્તાઓએ, શિક્ષિકા–બહેનોએ તેમ જ ખુદ પ્રિન્સિપાલસાહેબે પણ મારી તેજસ્વી બુદ્ધિ, અદ્ભુત વક્તૃત્વશક્તિ, લેખનશક્તિ, વ્યક્તિત્વ વગેરેની બેહદ પ્રશંસા કરી અને 'નીલિમાબહેન, ભવિષ્યમાં આગળ વધીને વિજયાલક્ષ્મી પંડિત કે સરોજિની નાયડુની જેમ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે નામના મેળવી દેશની, સ્ત્રીઓની અને આપણી શાળાની શાન બઢાવે તેવી હૃદયેચ્છા હું વ્યક્ત કરું છું.' તેમ કહી જ્યારે પ્રિન્સિપાલસાહેબે તેમનું વક્તવ્ય પૂરું કર્યું ત્યારે તાળીઓના ગડગડાટથી હૉલ ગાજી ઊઠ્યો અને હું કોઈ અદ્ભુત સ્વપ્નોની પાંખે જાણે ઊડી રહી.

આમ જ્યારે હું કૉલેજમાં પ્રવેશી ત્યારે એક બાજુ મારું હૈયું કોઈ યુવકના સ્નેહને ઝંખતું હતું તો બીજી બાજુ વિજયાલક્ષ્મી અને સરોજિની નાયડુના દાખલા મને અસામાન્ય સ્ત્રી બનવાની પ્રેરણા આપી રહ્યા હતા. મારું હૈયું સ્નેહ ઝંખતું હતું છતાં અંતરની ભીતરમાં મને ઊંડે ઊંડે બીક હતી કે મારા સામાન્ય રૂપ–સૌન્દર્યથી કોઈ સામાન્ય યુવક જ કદાચ મારા તરફ આકર્ષાય અને જ્યારે હું બીજી રીતે અસામાન્ય સ્ત્રી બનવાના આદર્શ ઘડતી ત્યારે કોઈ સામાન્ય યુવકના સ્નેહપાત્ર બનવાની કલ્પના મને સહેજ પણ રુચતી નહિ, એટલું જ નહિ પણ કોઈ અગોચર માનસગ્રંથિને કારણે સામાન્ય યુવકો તરફ હું તિરસ્કારની–ક્ષુદ્રત્વની લાગણી અનુભવતી

સાંજે તું આવ્યો. તું કંઈક વિહ્વળ થઈ ગયો હોય તેમ લાગતું હતું.

તેં સીધું જ પૂછ્યું, 'નીલુ, હું મૌનનો ભાર હવે સહન નથી કરી શકતો. હું ગૂંગળાઉં છું. તું સ્પષ્ટ શબ્દોમાં કહી દે. હું તને ચાહું છું, હું તારી સાથે લગ્ન કરવા માગું છું, તારો શો જવાબ છે ?'

તારા એ શબ્દોએ મારા હૃદયને ધરતીકંપનો આંચકો આપ્યો હતો. જે પળની હું રાહ જોતી હતી તે આવી હતી. પણ ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. મારા જીવનનો રાહ ફંટાઈ ગયો હતો. 'મારા ભાવી જીવનનું માળખું ચણાઈ ગયું હતું. હવે તેમાં સ્નેહ, લગ્ન, પુરુષને સ્થાન નહોતું. એટલે હૃદયની એ પછડાટને મૂંગે મોઢે દબાવી ત્યારે હું માત્ર 'ઓહ !' કહીને ઊઠીને અંદર ચાલી ગઈ હતી. મેં મારી ઝંખનાને, મારા હૈયાના પોકારને સળગાવી દીધાં હતાં. મારો રાહ, મારી મંઝિલ નિરાળાં હતાં. ઘણું મોડું થઈ ગયું હતું એ રસ્તેથી પાછાં વળવા માટે.

અને હું અમેરિકા જઈ પહોંચી.

પૂરાં પાંચ વર્ષ હું ત્યાં રહી, યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો, ત્યાંના સમાજ જીવનનો અનુભવ લીધો. અભ્યાસમાં, વિવિધ પ્રવૃત્તિઓમાં, નૂતન પરિચયોમાં, નવા માનવીઓમાં મેં મારી જાતને ડુબાવી દીધી, પરંતુ મારી એ સ્થિતિ રેતીના રણમાં માથું છુપાવી દેનાર શાહમૃગ સરખી હતી. રણના બળ્યાજળ્યા વંટોળ તો ઉપરથી પસાર થતા જ હતા અને દિલને અને દેહને તારા વિયોગથી, તારા પ્રત્યેની અનહદ પ્યાસથી દઝાડતા હતા.

હું તને એ પાંચ વર્ષમાં એક દિવસ પણ, એક ઘડી પણ ભૂલી નથી જગેશ !

હું જાણતી હતી કે એ વર્ષો દરમિયાન તું પરણી ગયો હોઈશ તું પિતા પણ બની ગયો હોઈશ. તેં તારા મધુરી સાથેના વેવિશાળના નિર્ણયની પણ મને વાત કરી હતી. પણ તેના બીજે દિવસે જ હું વિમાનમાં તારાથી દૂર દૂર ઊડી રહી હતી.

તારો સંસાર તેં વસાવી લીધો હશે તેની પૂરેપૂરી ખાત્રી હોવા છતાં હું તને ભૂલી શકતી નહોતી. અમેરિકાથી સ્વદેશ પાછા ફરી મારે પહેલવહેલાં જો કોઈ કામના પૂર્ણ કરવાની હતી તો તે તારા દર્શનની, મિલનની હતી.

પણ હિંદની ધરતી પર પગ મૂક્યો અને દેશનું બદલાતું રૂપ દીઠું. પંચવર્ષીય યોજનાએ જન્માવેલ દેશની નવનિર્માણની ભાવના અને ચેતનાનો સ્પર્શ દિલને થયો. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વધતી જતી દેશની કીર્તિ તો મેં નજરે જ નિહાળેલી અને હૈયાના ધબકારે અનુભવેલી. જિંદગીનાં અમૂલાં વર્ષો વહાવી મેં જે કંઈ મેળવ્યું હતું તે મા-ભોમને ચરણે અર્પવા માટે દિલ તડપી રહ્યું. દિલની પેલી કુમળી ભાવનાઓને મેં ચગદી નાખી.

તને મળવા માટે દિલ તરફડતું હતું. છતાં મેં સભાનપણે એ માટે કશો પ્રયત્ન ન કર્યો. દિલ્હીથી સમાજકલ્યાણ બોર્ડના એક અધિકારી તરીકેની મારી નિમણૂંકનો મને પત્ર મળ્યો ત્યારે જોઈતી સુવર્ણ તક મને મળી ગઈ એ અધિકારપદે પ્રવૃત્તિશીલ બની જાઉં તે પહેલાં થોડોક આરામ અને આનંદ મળે તે માટે થોડા દિવસ મેં માથેરાન જઈ આવવાનું નક્કી કર્યું.

અને દાદર સ્ટેશને જ્યારે હું અકસ્માત તારા જ કંપાર્ટમેન્ટ પાસે આવી ઊભી અને અંદર એક યુવતી અને બાળકને બેઠેલાં દીઠાં ત્યારે બે પળ હું અંદર આવવું કે નહિ તે નક્કી ન કરી શકી. પછી કોણ જાણે કેમ શાય અગમ્ય ચેતનાની પ્રેરી હું બાજુના કંપાર્ટમેન્ટમાં ચડી ગઈ.

દાદરથી નેરળ સુધી મારી આંખ સામે તારી મૂર્તિ જ હતી. પણ તારા સંસારમાં પથ્થરની જેમ પડી મારે નવાં વર્તુળો જન્માવવાં નહોતાં એટલે હું તારાથી દૂર ને દૂર રહેવા પ્રયત્ન કરતી હતી.

પણ અકસ્માતે વળી આપણને સહપ્રવાસી કરી મૂક્યાં. તારી અસ્વસ્થતા હું પિછાણી ગઈ હતી. મધુરીને તેં

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણી સમડીઓ

પંખીઓ તો આપણે અનેક જોઈએ છીએ. રોજીંદા જીવનમાં તેમનું આપણે મહત્ત્વ પણ જાણ્યે અજાણ્યે ગણીએ છીએ. પણ તે વિષે પૂરતો વિચાર કરીએ છીએ ખરા? જાણીતા પક્ષી–વિશારદ આ વખતે એવા જ એક પંખીની જાત વિષે વાત કરે છે......

હવે આપણે થોડાં માંસાહારી પંખીઓ જોઈએ. આવાં પંખીમાં કેટલાંક જીવાતનો ચારો કરે છે તો કેટલાંક પોતાના ચારા માટે મુડદાલ માંસ પસંદ કરે છે તો વળી તેમાં કેટલાંક પોતે શિકાર મારીને ખાય છે. તો વળી કેટલાંકની ખાસીયત બીજાં પંખીઓ પાસેથી ખોરાક પડાવીને ખાઈ જવાની છે. તો વળી કેટલાંક પાણીમાં થતા જીવો મારીને પેટ ભરે છે.

આ જાતોમાં આપણે સૌથી પહેલાં સમડી કુળ જોઈએ જેમાં કેટલીક જીવાત અને ઉંદર મારી ખાય છે. તો વળી કેટલીક અન્નનો આહાર પણ કરે છે અને બજારુ માંસ તથા ઉંદર, ચકલાં મારીને પેટ ભરે છે તો વળી માછલાં દેડકાં ખાવાવાળી જાત પણ સમડી કુળમાં જોવા મળી આવે છે. તેમાં સૌથી પહેલાં આપણે વગડામાં વસતી કપાસી નામની સમડીને જોઈએ.

### કપાસી

કપાસીનું કદ કાગડાને મળતું આવે છે. રંગે તે રાખોડી રહે છે. તેની વાંકી ચાંચ આપણને તે શિકારી પંખીની બાજુ લઈ જાય છે. છતાં તે ખાસ શિકાર કરતી નથી છતાં પહેલી દ્રષ્ટિએ તે સમડી લાગતી નથી. તેની ઊડવાની રીત અને રંગ ઉપરથી ઘડીભર પટાઈ માની લઈએ છીએ. પણ તેની એક ખાસીયત હવામાં સ્થિર થઈ જવાની છે. એ ઉપરથી તે પટાઈ નથી જણાતી. તેની પીઠ ઉપર કાળા રાખોડી રંગમાં કપાળ ઉપર સફેદ ડાઘો આવે છે તે આપણને દૂરથી દેખાય છે. ખભા કાળા રંગના હોય તે અને પાંખના મોટા શાંના પીંછાં ઘેરા રાખોડી રંગનાં આવે છે. તેનું માથું ગોળાકાર રહે છે. તેમાં વાંકી નાની ચાંચ અને રાતાં આંખો આગળ કાળો રંગ આવે છે. તેમાં નારંગી પગો સરસ દેખાય છે, પૂંછડી સાવ સફેદ પણ અંદર રાખોડી રંગનાં પીંછાં હોય છે. ખુલ્લાં ખેતરો કાંટ અને વગડો તેના વસવાટની જગ્યા છે જ્યાં તે બનતાં સુધી બાવળ કે ખજૂરા જેવા કાંટાવાળા વૃક્ષ ઉપર ટોચની ડાળે બેસે છે. ઊડાનમાં બહુ ગતિ નથી. પણ સુંદર કહી શકાય એવા છે. અને ઊડતાં ઊડતાં હવામાં એક જગ્યાએ સ્થિર થઈ જાય તે જોવામાં આનંદ આવે છે અને જ્યારે સીધી ઊડવા લાગે છે ત્યારે પાંખો હલાવવાનું બંધ કરી સરવા લાગે છે ત્યારે પોતાની પાંખો પહોળી અંગ્રેજી 'વી'ના આકારમાં રાખે છે.

સ્વભાવે સ્થાનિક મુસાફર હોઈ ઘણી વખત ખાસ જોવામાં નથી આવતી છતા તેને દુર્લભ તો ન જ કહી શકાય. તેનાં બચ્ચાં ઉછેરવાની મોસમ આવે છે ત્યારે તે પોતાની નક્કી કરી રાખેલી જગ્યાએ દર સાલ આવી જાય છે. ઊડીને જ્યારે બેસે છે ત્યારે પોતાની પૂંછડીને ઊંચી નીચી કરતાં જોવામાં આવે છે પણ સંવનન ચાલતું હોય ત્યારે તો ચોક્કસ તે પોતાની પૂંછડીને તેમ કરતા નજરે ચડે છે તેની સાથે ચીર-ચંરાટી પણ કરે છે.

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં તેને શોધવી જગાય મુશ્કેલ નથી બલ્કે ભારતમાં તેનો વાસ ઘણે ઠેકાણે છે.

કપાસીની જોડી માર્ચ એપ્રિલ માસમાં પોતાની જગ્યા ઉપર આવી જાય છે અને મેથી ઓગસ્ટ માસમાં બચ્ચાંનો ઉછેર કરે છે. તેનાં બચ્ચાંને ઘણી વખત ઠેઠ નવેમ્બર માસ સુધી ચારો આપતાં દેખાય છે, એ ઉપરથી માનવાને સબળ કારણ મળે છે કે તેઓ વરસના કોઈ પણ માસમાં બચ્ચાં ઉછેરતાં હોય તો નવાઈ જેવું નથી. તેનો માળો બનતાં સુધી ખેતર વચ્ચે આવેલા એકાંકી કાંટાવાળા વૃક્ષ ઉપર બાંધવાનું વધારે પસંદ કરે છે છતાં કાંટમાં તેના માળા જોવા નથી મળતા એવું નથી. તેઓ પોતાનો માળો ઊંચો

અને છુપાવેલો રાખે છે. અને પોતાના કુટુંબને સાચવવા હિંમતભેર હુમલો કરે છે.

તીડડાં, ઢાલીયાં, ઉદરડી, કાકીડી અને સાપોલીયાં તેનો ચારો છે જે શોધતાં તે ઊડતાં ઊડતાં સ્થિર થઈને પોતાના શિકારને જોયા કરે છે. અને શિકાર દેખાય કે ઓળીઝમે ઊતરી આવી તેને પકડી લે છે. જે વખતે પગ આગળ કાઢેલા રાખે છે. પણ તેમ કરતાં શિકાર સંતાઈ જાય તો અમુક અંતર સુધી નીચે આવી ત્યાં જ સ્થિર થાય અને શિકાર પાછો હલે કે તેની ઉપર આવી પડે છે. આ સમયે તે સામાન્ય રીતે બીકણ જણાતી નથી. ઘણી વખત તો મોડી સાંજ સુધી તેને આપણે ચરકતાં જોઈએ છીએ. એ ઉપરથી તેનો ચારો શોધવાનો સમય વહેલી સવાર અને મોડી સાંજનો હશે એમ જણાય છે. જો તે પોતાના શિકારમાં કામયાબ ન થાય તો એ જ સ્થિતિમાં પાછી પાંખો વીંઝી આગળ ઊડવા લાગે છે.

કપાસીને અંગ્રેજીમાં The Black-Winged Kite કહે છે જ્યારે Elanus Caeruleus Vociferus (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સમડી અથવા ચીલ

સમડી તો આપણું ખૂબ જ સામાન્ય પંખી છે એટલે તેની ઓળખાણ તો કોઈને જ નહિ હોય. કારણ કે શાળામાં ભણતાં નાના બાળકો પણ સમડી–સુલરની વાતથી અજાણ્યાં નથી. એ ઉપરાન્ત મોટા આદમીઓના હાથમાંથી બજાર વચ્ચે લઈ જવાતી વસ્તુ ઉપર ઝડપ મારીને પાડી દેતાં ઘણાને અનુભવ થયો હશે. એ ઉપરાન્ત મુરઘાં પાળનારને તેના મુરઘીનાં બચ્ચાં ઉપાડીને ત્રાસ ન આપ્યો હોય એવું કોઈ જ હશે. આ બધું જાણતાં છતાં તેની ઓળખાણ તો જરૂર આપવી ઘટે છે. આ પંખીનું કદ લગભગ બે ફુટનું હોય છે. રંગમાં તે કથ્થાઈ રહે છે અને પૂંછડીનો છેડો ફાટેલો હોય છે. જે વસ્તુ સમડી કુટુંબને ઓળખવા માટે ખાસ ધ્યાન રાખવા જેવી છે. આંખો કથ્થાઈ અને પગો પીળા રંગના રહે છે. પોતાના વસવાટ માટે કોઈ પણ જગ્યા પસંદ કરી લે છે તેમાં કેટલાક પંખીઓએ મનુષ્યનો સહવાસ રાખ્યો છે તેમાં સમડીને લઈ શકાય એવું છે. તેનું મુખ્ય કામ ગામને કચરો સાફ કરવાનું છે. એટલે, જ્યાં મ્યુનિસિપલ કચરો ઠલવાતો હોય, મટન મારકીટના સફાઈ થતી હોય તો ત્યાં પણ તેઓ સફાઈ કરવા આવી પહોંચે છે. બપોરને સમયે સમડીને ગગનમાં ગેલ મારતાં આપણે જોઈ શકીએ છીએ જે વખતે તે પોતાની પાંખો હલાવ્યા વગર હવાના પ્રવાહ પારખી ઊંચે જવા લાગે છે તે વખતે તેની ફાટેલી પૂંછડી સાફ વરતાય છે. પણ તેનું ઉડાનનું બરાબર અવલોકન કરીએ તો તેની ઉડાન દૂરવટવાળી જણાતી નથી. આવાં ગગનગામી પંખીને પોતાની પૂંછડી સુકવાણું તરીકે સરસ કામ આપે છે તેમ જ જેને આપણે અંગ્રેજીમાં બ્રેક કહીએ છીએ, તેમાં પણ તે ઘણી મદદ કરે છે. નાની ઉમ્મરની સમડીનો રંગ વધારે ઘેરો હોય છે અને પેટાળ ઉપર પીળાશ પડતા ધોળા રંગમાં કથ્થાઈ લીટા આવે છે. જ્યારે ઉપરના દરેક પીંછાની કોર આછા રંગની માલુમ પડે છે.

સમડી સ્વભાવે જરાય બીકણ નથી બલ્કે ગામ વચ્ચે વસતી સમડી તો બહુ હિંમતવાળી બની જાય છે અને ચાલ્યા જતા રાહદારીના હાથમાંથી વસ્તુ પડાવી લેવામાં જરાય ડરતી નથી. અને ઘણે ઠેકાણે સમડીને રોટલીના કકડા ખાવા ફેંકે છે. તે સમયે તે કટકા અદ્ધરથી ઝીલી લેતા અથવા તો હાથમાં પકડેલાને સીફતથી લઈ જતાં જોવામાં એક ગમ્મત આવે છે. રાતે બશીરા સમયે તેઓની સંખ્યા અમુક ચોક્કસ વૃક્ષ ઉપર ભેગી થાય છે. છતાં એકાકી માલૂમ નથી પડતી એવું નથી, બપોરના સમયે છાપરા કે છજા ઉપર બેસીને થોડો આરામ કરી લે છે. વળી સમડી મનુષ્યની વસાહત સાથે સાથે રહી છે. એ ઉપરથી સમજી શકાશે કે તેઓને આપણો સહવાસ પસંદ છે. તેની બેઠક લગભગ ડાળી ઉપર સીધી માલૂમ પડે છે જે વખતે તેની પાંખો પૂંછડીના છેડા સુધી પહોંચેલી દેખાય છે. ઘણા પ્રાચીન કાળથી માણસોએ પંખીઓને પાળી તેને શિકાર કરવા

માટે તાલીમ આપી છે. એવા શિકારી બાજનાં શીયાચશ્મ કુટુંબમાં આવતા ચરગ નામના બાજને સમડી મારવા માટે કેળવ્યો છે. કારણ કે સમડી અને ચરગ લગભગ સરખા કદના હોય છે. એટલે જેવી સમડીને પોતાની ઉપર આવતા શત્રુની ખબર પડી જાય છે તેવી જ તે જેટલું જલદી ગગનમાં ઊંચે ચડાય એટલું ચડવા માંડે છે અને છતાં પણ શત્રુ પીછો ન છોડે તો પછી બીજી તરકીબ અજમાવવાનું ચૂકતી નથી. તેમાં ગુલાંટ મારી જવી, લોચી લઈ જવી અને પોતાના શત્રુની પૂંછડી પાછળ રહી સાથો સાથ ઊડયા કરવાની ચાલાકી બતાવે છે છતાં ચરગ તેને નથી પકડી શકતા એવું નથી. પકડાઈને જમીન ઉપર આવ્યા પછી પણ પોતાના તીક્ષ્ણ નહોરથી બાઝી પડીને સારી કુસ્તી આપે છે છતાં સામાન્ય રીતે સમડીને કોઈ શિકારી પંખી કનડતું નથી. પણ જો તેના પગમાં ચારો જોઈ જાય તો અવશ્ય તેની પાછળ પડયા વગર રહેવાનું નહિ. તે પીંછામાં જો સમડી પોતાની ખાજ છોડી દે તો તે ખાજને પછી તે બીજી સમડી હોય તો પણ અદ્ધરથી ઝીલીને જુદી દિશામાં ઊડી જાય છે. સાંજ થતાં ગગનમાં ગેડા મારતી તમામ સમડીઓ નીચે આવવા લાગે છે. માદા કદમાં નર કરતાં સહેજ પણ મોટી જણાય છે.

સમડીની વસ્તી આખા ભારતમાં સર્વ ઠેકાણે છે અને જ્યાં વસે છે ત્યાં હંમેશની વતની છે આથી વસ્તી આપણે ત્યાં છે એ ચોક્કસ છે.

તેઓ પોતાનાં બચ્ચાંનો ઉછેર ઓકટોબરથી માર્ચ માસ સુધીમાં કરે છે. વૃક્ષમાં ઊંચે બનાવેલો સમડીનો માળો તો સહેલાઈથી જોવામાં આવે છે. વળી તે દર સાલ એ જ માળો વધારે સાંઠીકડાં અને ચીંથરા, વાળ, ઉન અને એવી વસ્તુઓ ભરીને મોટા ભારા જેવો બનાવે છે. જ્યારે માળા માટે સાંઠીકડાં શોધે છે ત્યારે તે સુકાઈ ગયેલી ડાળી જોઈ તેના ઉપર ચોટ મારીને પગમાં પકડીને તે સાંઠીકડાને તોડીને માળા તરફ ઊડી જાય છે. બીજા જનાવરની માફક ભોંય ઉપરથી કોઈ ચીજ ભાગ્યે જ બેસીને લઈ જાય છે. એ તો ઊડતાં ઊડતાં જ ચોટ મારીને વસ્તુ ઉપાડી જાય છે. આવા માળામાં તેની માદા બેથી ત્રણ ધોળા રંગનાં ઈંડાં મૂકે છે પણ સેવણના દિવસો વધવા સાથે તેમાં મેલ જણાય છે. સમડી આપણા સહવાસમાં જ વૃક્ષ પસંદ કરી માળો ખેલાખામાં બનાવે છે.

આપણામાં એક સામાન્ય માન્યતા છે કે સમડીનાં બચ્ચાંની આંખો તેનાં માબાપ સોનું દેખાડે પછી જ ઊઘડે છે તે સિવાય તેની આંખો ઊઘડતી જ નથી. આથી કહેવાય છે કે સમડીના માળામાં સોનું હોય છે. પણ આ માન્યતા સાચી જણાઈ નથી.

સમડીનો ચારો આપણા ઉપયોગમાં ન આવે એવો ખોરાક, પછી માંસ હોય કે રોટલી હોય, ઉંદર હોય કે સરપ હોય, એની ઉપર ઝપ માર્યા વગર ન રહે. કેટલીક વખત પાણીકાંઠે પાણીના જીવો પડયા હોય તો તેનો પણ પેટ ભરવા માટે ઉપયોગ કરી લે છે. તેમજ ચોમાસાની પહેલવાડમાં રાફડામાંથી નીકળતી ઊધઈને ઊડતાં ઊડતાં પકડીને પગમાં રાખી ખાતાં ચૂકતી નથી. એ જ માફક તીડડાં, સાપ કે કોઈ પણ મુડદાલ માંસ ખુશીથી ખાય છે. બચ્ચાંનું પેટ ભરવું હોય તો તેની હિંમતમાં ખૂબ જ વધારો થઈ જાય છે. આ છે આપણા સામાન્ય પંખી સમડીની ખાસીયત. અંગ્રેજીમાં સમડી અથવા ચીલને The common pariah kite કહેવાય છે અને Milvus migrans Govinda (Sykes) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કાશ્મીરી અથવા શિયાળુ સમડી

સામાન્ય સમડી કરતાં જરા મોટા કદની આ કાશ્મીરી સમડીનો રંગ ઘણી રીતે સમડીને મળતો આવે છે પણ પેટાળ ઉપર તેનો રંગ આછો પીળો રહે છે છતાં તેમાં ઘણી સમડીનો રંગ તો ફેર વગરનો માલૂમ પડે છે. આ કાશ્મીરી સમડીને ઝુમસથી જુદી પાડવા માટે તેની ફાંસવાળી પૂંછડી જોવી જોઈએ. એ હોવાથી તેને તરત જ જુદી તારવી શકાય છે. ઊડે છે ત્યારે કંઈક સફેદાઈ પાંખમાં જણાય છે. કાશ્મીરી સમડીના

કાન કાળા રંગના હોય છે. વળી તે પોતાનો દિવસનો વધારે ભાગ તો સમુદ્રકાંઠે વીતાવે છે આથી સમજાય છે કે તેને પાણી વધારે પસંદ છે. એ જ માફક તળાવ અને નદીકાંઠે પણ તે જોવામાં આવે છે અને શિયાળામાં સૌરાષ્ટ્રના સમુદ્રકાંઠે ફરવા ગયા હોઈએ તો ઘણે ભાગે તેને જોઈ શકાય છે. પણ તે બેઠી હોય તો સામાન્ય રીતે આપણી નજર તેના તરફ જતી નથી કારણ કે તે સમડી છે તેના તરફ ધ્યાન કોણ આપે? પણ જો તેનું અવલોકન કરવા જઈએ તો તેનો સ્વભાવ બાકણ અને શરમાળ જણાય છે. વળી દરીઆકાંઠે માછીમારનો પડાવ હોય ત્યાં તેની હાજરી અવશ્ય હોય છે અથવા ભાગ્યે જ નથી હોતી.

ભારતમાં શિયાળો ગાળવા તેઓ ગિરિરાજ હિમાલય અને ઉત્તર એશિયા તરફથી આવે છે. પણ બચ્ચાં ઉછેરવા તો ઉનાળામાં તે બાજુ ચાલી જાય છે આથી કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાત તેનાથી વંચિત નથી. આ શિયાળુ સમડી આપણી સમડી માફક ગમે તે વસ્તુ ખાતી જોવામાં આવી નથી. પણ વધારે ભાગ માંસ અને માછલીનો ઉપયોગ કરે છે.

The Large અથવા Black-Eared Kite એ કાશ્મીરી અથવા શિયાળુ સમડીનું અંગ્રેજી નામ છે જ્યારે Milvus Migrans Lineatus (J. E. Gray) એનાથી તે વિજ્ઞાનિક રીતે ઓળખાય છે.

### શંકર સમડી

આ સમડીને બ્રાહ્મણી ચીલ પણ કહે છે. તેનું કદ સમડી કરતાં નાનું અને રંગમાં તે માથા અને છાતી ઉપર ધોળી રહે છે પણ વધારે બારીક અવલોકન કરીએ તો તેમાં કાળી લીટીઓ જોવામાં આવે છે જે લીટીઓ પીછાં વચ્ચે હોય છે. પીઠ, પાંખ, પૂંછડી અને બાકીના પેટાળના ભાગો રતાશપડતા કથ્થાઈ રંગના રહે છે. આ બ્રાહ્મણી ચીલની પૂંછડી ફાંસ વાળી નથી હોતી પણ ગોળ હોય છે. નાની ઉંમરની શંકર સમડીનો રંગ એક સરખો રતાશ પડતો કથ્થાઈ હોય છે. પુખ્ત વયના પંખીની આંખો રતાશ પડતી કથ્થાઈ અને પગો પીળા રંગના રહે છે.

આ બ્રાહ્મણી ચીલ આપણું સામાન્ય પંખી છે. તળાવ, નદી કે સમુદ્રકાંઠો તેની ફરવાની ખાસ જગ્યા છે જ્યાં તે કાંઠે ઊડતાં જોવામાં આવે છે. તેની ખાસીયત નીચે ઊડવાની છે. ગગનવિહાર કરવાની નથી. તેનો અવાજ સમડીને મળતો આવે છે પણ ગળામાંથી કાઢેલો લાગે છે એ ઉપરાંત મીયાઉં જેવો અવાજ પણ કરે છે. સર્યાસ્ત સમયે સમુદ્રકાંઠો કે પાણીકાંઠો છોડીને તે બીજી સમડીઓ સાથે એક જ વૃક્ષ ઉપર બસીરો કરવા આવે છે.

આખા ભારતમાં તેઓની વસ્તી છે અને જ્યાં વસ્તી હોય ત્યાં કાયમી અડ્ડુગીર જણાય છે. ડિસેમ્બરથી માર્ચ માસમાં માળા બાંધી બચ્ચાંનો ઉછેર કરે છે પણ વધારે ભાગના માળા ફેબ્રુઆરી માર્ચમાં જોવામાં આવે છે. આ માળો સમડી જેટલા કદમાં નથી હોતો અને કંઈક ઘટી જગ્યામાં આવેલા ખાંખામાં બાંધી તેમાં બે કે ત્રણ ધોળા રંગની જમીન ઉપર રતાશ પડતા કથ્થાઈ ધાબાંવાળાં ઈંડા મૂકે છે. માળો બનાવવા માટે સાંઠીકડાં, ચીંથરાં, ઊન વગેરે વસ્તુનો ઉપયોગ કરે છે. લીમડા, આંબલી, પીપળા, અને આંબા તેની પસંદગીનાં વૃક્ષો છે પણ કેટલેક ઠેકાણે તાડ અને નાળીએરી ઉપર બાંધતાં અચકાતી નથી.

તેનો સામાન્ય ચારો તો ફેંકી દીધેલી વસ્તુનો છે. જ્યાં ઝુમના અને માછલીઓ સાફ થતી હોય ત્યાં તેની જમાત અવશ્ય પહોંચી જાય છે. પણ જ્યારે આવું કાંઈ નથી મળતું ત્યારે લેપટા કે કરચલા પકડીને પણ ખાતાં દેખાઈ આવે છે. એ જ માફક સમુદ્રકાંઠે તણાઈ આવેલી કોહી ગયેલી માછલીને જોઈ જાય તો પેટ ભરી લે છે, અને વર્ષામાં ઊંચે ચડીને બેઠેલા કાકીડા, ગરોળી કે તીડ જેવી બીજી જીવાત મારીને પણ ખાઈ લે છે.

બ્રાહ્મણી અથવા શંકર ચીલને અંગ્રેજીમાં The Brahminy Kite નું નામ આપ્યું છે જ્યારે

વૈજ્ઞાનિક રીતે ઓળખાવવા માટે Haliastur indus indus ( Boddaert ) કહેવું જોઈએ.

**મધીયો**

મધીયો નામ જ બતાવે છે કે તેને ખાવામાં મધ બહુ પસંદ છે. આપણી સમડી જેટલા જ કદના આ પંખીમાં પુખ્ત વયનાનો રંગ જુદો રહે છે તેમ નાની ઉંમરના પંખીનો પણ રંગ જુદો રહે છે. એ ઉપરાંત પુખ્ત વયનો રંગ આવતાં તેમાં જુદા જુદા રંગનો ફેરફાર થયા કરે છે જેમાં સાવ આછા, વચલા અને ઘેરા રંગો જણાય છે. પાકટ ઉંમરના નર-મધીયાના માથાનો રંગ રાખોડી રહે છે જેની ઉપર રહેલી કલગી વળી વધારે ઘેરા રંગની હોય છે. પણ અંદર ધોળાં પીંછાં દેખાય છે. પીઠ અને પાંખ ઘેરા રાખોડી કાળા રંગનાં રહે છે તેમાં પણ વચ્ચે ધોળાં પીછાં નજરે ચડે છે. કમ્મર સાવ ધોળા રંગની હોય છે. અને પૂંછડીનો છેડો ધોળો રહે છે. તેને પૂંછડીમાં બે કાળા પટ્ટા જણાય છે. જેની વચ્ચે રાખોડી અને પીળા ધોળા રંગનું મિશ્રણ હોય છે. આંખો રાતી ચટક હોય છે. પેટાળના ભાગો રતાશપડતા અથવા આછા રાતા હોય છે. અને બાજુમાં લીટીઓનું ચિત્રામણ રહે છે. જ્યારે પાકી ઉંમરની માદાનો રંગ ઉપરના ભાગોમાં વધારે કથ્થાઈ રહે છે. પણ તેમાં રાખોડી રંગનું મિશ્રણ હોય છે. પેટાળ રતાશપડતું પણ વધારે ધોળું દેખાય છે. આંખોનો રંગ સોનેરી પીળો હોય છે. નરમાદાના કદમાં તફાવત નથી પડતો નાની ઉંમરના મધીયાનો રંગ ઉપર વધારે કથ્થઈ અને પેટાળ પીળાશપડતું કથ્થઈ. કેડમાં સફેદ વધારે માલુમ પડે છે તો વળી કેટલાંક નાની ઉંમરના પંખીમાં પેટાળ ઉપર ધોળા અને અંદર કથ્થાઈ અથવા રતાશ-પડતા રંગની લીટીઓ આવે છે. આંખનો રંગ પીળો અથવા લીલાશવાળો પીળો હોય છે.

આ મધીયા મારા અવલોકનમાં દશથી બાર વાગ્યા સુધીમાં ખાસ ઊડતા માલુમ પડ્યા છે. તેની ઉડાન, એક વખત ઓળખી લીધા પછી ભૂલાતી નથી. તેની ચાંચ નબળી અને નાની ગણાય. પગો પણ નાના અને આંગળાં પાતળાં અને લાંબાં હોય છે આ મધીયાને કહેવાય છે ચોટીવાળો પણ તેની ચોટી ભાગ્યે જ જોવામાં આવે છે. તેને વસવાનું ઘાટી વનરાજીમાં વધારે પસંદ છે. આમ તો આપણે ત્યાં તે તદ્દન સામાન્ય પંખી છે પણ સ્વભાવે બીકણ હોવાથી આપણને પાસે આવવા દેતા નથી. જ્યારે ભડકીને ઊડે છે ત્યારે તેની પાછળ જોવાની રીત આપણું ખાસ ધ્યાન ખેંચે છે. આ પંખીની ઊડવાની રીત જ સાવ જુદી છે વળી તેની પાંખો ગોળ જણાય છે. આથી ઊડવામાં અને બેસતી વખતે ધબ દઈને વૃક્ષની ડાળાને ચોંટી પડતો હોય એવું જણાય છે.

વસવાટ માટે બગીચા અને કાંટ બન્નેને સરખો ન્યાય આપે છે. આપણે ત્યાં વર્ષો પછી તરત જ તેઓ આવી પહોંચે છે અને એપ્રિલ માસ સુધી તો ફરતાં જણાય છે.

આમ ભારતમાં તેની વસતી છે એટલે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં તો છે જ. સામાન્ય રીતે તેઓ સ્થાનિક મુસાફર કહેવાય છે. અને સાંભળવા પ્રમાણે ગીરમાં બચ્ચાનો ઉછેર કરે છે. મેં તેની એક જોડીને ભાવનગરના વિકટોરિયા પાર્કમાં તળાવને કાંઠે ઊગેલા ઊંચા પેલ્ટોફોરમના વૃક્ષ ઉપર સાંઠીકડાં લઈ જતાં જોયો હતો પણ પછી ત્યાં તે જોડીએ માળો બાંધી બચ્ચાં ન ઉછેર્યાં. આ માળો બાંધતાં મેં એપ્રિલ માસમાં જોયો હતો. તેથી તેનાં ઇંડાં મારા જોવામાં આવ્યાં નથી.

મધ, મધપુડા, મધમાખી અને તેના કીડા એ તેનો ખાસ ખોરાક છે. તે પોતાની બારીક નજર મધમાખીની અવર જવર ઉપર બરાબર રાખે છે અને જેવું તેને લાગે કે ત્યાં જ મધપુડો છે તેવો જ અંદર ઘૂસી માખીઓને ઉડાડીને મધપુડો ખાવા લાગે છે. તેને મધમાખીના કરડની અસર થતી હોય એવું જણાતું નથી. પેટ ભરાઈ રહે એટલે ત્યાંથી ઊડી બાજુના ઘાટા વૃક્ષમાં બેસીને આરામ કરતાં પગની સફાઈ કરે છે. મધીયાને અંગ્રેજીમાં The Crested Honey-Buzzard કહે છે ,અને Pernis Ptilorhynchus Ruficollis ( Lesson ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

★

**શ્રીપ્રકાશ**

# લગ્નોન્મુખ પુત્રીને

[ કુમારી ચારૂલતા નંદલાલ ઠક્કરે તૈયાર કરેલ 'સંસ્કાર દીપ' નામના પુસ્તકમાંથી આપણા રાજ્યના રાજપાલ શ્રી. શ્રીપ્રકાશજીએ એમની પુત્રીને લખેલ પત્ર અહીં રજૂ કર્યો છે. કુમારી ચારુલતા નંદલાલ ઠક્કરના લગ્ન આ માસની ૧૮મી તારીખે છે તે મંગળ પ્રસંગે હરકોઈ સંસ્કારવાંચ્છુઓને માર્ગદર્શક થઈ પડે તેવા ભાવના, વાત્સલ્ય અને સંસ્કારની ત્રિવેણી સંગમ જેવા આ સંગ્રહને આવકારતા અમને હર્ષ થાય છે.

કુમારી ચારુલતા સંસ્કૃત, ગુજરાતી અને હિંદી ભાષા લઈને એમ. એ. થએલ છે અને પિતાનો સંસ્કારવારસો અનેકગણો કરીને શોભાવ્યો છે. નવા જીવનના મંગલ દ્વારે આજે જ્યારે એઓ પગ મૂકી રહ્યાં છે ત્યારે અમે શુભેચ્છા પાઠવીએ છીએ. અને એમનું ગૃહસ્થાશ્રમી જીવન ત્યાગ શ્રદ્ધા અને સેવાના આદર્શને અનુરૂપ બની અનેકોને રાહ ચીંધનારૂં બની રહે.

—ઈશ્વરલાલ દવે ]

જિલ્લાજેલ, બનારસ.
૧૧ ડિસેમ્બર, ૧૯૩૨

પ્યારી બેટી ગુલુ*

ટાળતાં ટાળતાં આખરે તે દિવસ આવી જ ગયો કે જ્યારે તારે આ ઘર છોડીને જવું પડશે, પિતાનું ઘર છોડીને પતિને ઘેર જવું પડશે. હું એવી જગાએ ફસાઈ ગયો છું કે તને પ્રત્યક્ષ કાંઈ કહી શકતો નથી, સાથે સાથે નકામી ખૂબ સલાહ આપવાની મારી ટેવ પણ નથી. કેટલીક વાતો આપણે બધાંએ જાતે જ શીખવી પડે છે. સલાહનું મૂલ્ય પણ આપણા અનુભવ પર જ આધાર રાખે છે. તો પણ મને લાગ્યું કે થોડી ઘણી બાબતો હું તને અહીંથી લખીને મોકલું તો કદાચ તને શરૂઆતમાં કામ લાગે, પછી તો તને પોતાનું જ બધું સમજાઈ જશે.

બેટી, હું તને કહી નથી શકતો કે તું મારે માટે શું છો? તારી માતાના ગયા પછી¹ તમે લોકો જ મારા જીવનના આધાર રૂપ રહ્યાં. દુનિયામાં ગમે ત્યાં વસ્યો ત્યારે મારા દિલમાં તમે બાળકો જ વસી રહેતાં. જે કાંઈ કામ કર્યું તે એટલા માટે જ કે મારાં બાળકો પર દુનિયાદારીનો બોજો ન આવે. હવે તું જાય છે, ત્યારે હું એટલું જ ઇચ્છું છું કે તું જ્યાં જાય ત્યાં સદા સુખી રહે. હું એ પણ કહેવા ઇચ્છું છું કે જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી મારા ઘરને તું તારું પોતાનું ઘર જ માનજે અને મને ફક્ત પિતા જ નહિ, પણ તારો મિત્ર પણ માનજે. દુનિયા મુશ્કેલીઓથી ભરેલી છે. કોણ જાણે કયારે શું માથા પર આવી પડે! તેમાં તો કડવા અનુભવ જ વધુ થાય છે. પણ બેટી, તું મારા પર વિશ્વાસ રાખજે, કોઈ વાતનો સંકોચ રાખતી નહિ. તને જે ઇચ્છા થાય તે મને કહેજે અને હું પ્રતિજ્ઞા કરું છું કે ગમે તે હાલતમાં હું સહાનુભૂતિથી મારાથી જે કાંઈ બની શકશે, તે તારા માટે કરીશ.

મેં મારી શક્તિ પ્રમાણે તારે માટે યોગ્ય વર શોધ્યો છે. પણ ગૃહસ્થાશ્રમ ચલાવવો ખૂબ અઘરો છે. મને વિશ્વાસ છે કે તારાં નવાં માતા–પિતા ( સાસુ–સસરા ) તને માન આપશે. અને તને પ્રેમથી રાખશે મને એમાં જરા પણ શંકા નથી કે જો તું તારા તરફથી સંતોષ આપીશ તો તારો પતિ હમેશાં તને સન્માનશે અને તારી સાથે સદા સ્નેહથી વર્તશે. હું એમ ઇચ્છું છું, કે તું અઠવાડિયામાં એક દિવસ મને પત્ર

* મારી માતાએ આ કન્યાનું નામ 'ગુલગુલ' રાખ્યું હતું તેનો અપભ્રંશ કરીને લગ્ન સુધી હું તેને 'ગુલુ' કહીને બોલાવતો હતો, તેથી પત્રમાં તે જ નામ છે મારા પરમ પ્રિય મિત્ર સ્વર્ગવાસી શ્રી મંગલપ્રસાદજીએ તેનું નામ 'પ્રભાવતી' રાખ્યું હતું અને હવે તેને બધા મિત્રો અને કુટુંબીજન તે જ નામથી ઓળખે છે, અને બોલાવે છે.

૧. મારી પત્નીનો દેહાન્ત શીતળામાં સને ૧૯૨૬ માં થયો ત્યારે આ કન્યા ફક્ત ૧૦ વર્ષની જ હતી.

તેનાથી ક્યારેય ભૂલ ન થાય. અર્થાત્ જે વાતથી બીજાને પણ સારું કે ખરાબ લાગે છે અને જે જાતનો વર્તાવ આપણે બીજા પાસેથી ઈચ્છીએ છીએ તે જાતનો વર્તાવ આપણે બીજા સાથે કરવો જોઈએ. બધી વસ્તુઓને સારી રીતે રાખવી. બધું કાર્ય યોગ્ય સમયે કરવું એથી રોજની ઘણી મુશ્કેલીઓ દૂર થાય છે.

મને આશા છે કે ભોજન બનાવવું, તથા શીવણ ભરત વગેરે તું સારી રીતે શીખી હોઈશ. અને ન શીખી હો તો ધીરે ધીરે શીખી લેજે. સારું ભોજન ખાવાનો બધાને શોખ હોય છે. અને તે મળવાથી ઘરના બધા પ્રસન્ન રહે છે. પણ તેનો અર્થ એ નથી કે રાત દિવસ રસોડામાં જ રહે. યોગ્ય સમયે યોગ્ય કામ કરવાથી લખવા વાંચવાનો સમય મળી રહે છે. સ્ત્રીઓ ઘરની ચાર દિવાલોમાં જ ગોંધાઈ રહેતી એ સમય હવે ચાલ્યો ગયો તારે ઘરની બહાર નીકળવું પડશે. તારે ફક્ત પતિના ઘરવાળાઓની જ નહિ પણ તેના મિત્ર વગેરેની સંભાળ પણ રાખવી પડશે. આવી પરિસ્થિતિમાં બધા સાથે સારો વ્યવહાર રાખવો પડશે સાથેસાથ બહારના કાર્યથી પતિને હાનિ ન પહોંચે તેનું પણ ધ્યાન રાખવું પડશે. અને કોઈ બહારના અજાણ્યા માણસ સાથે વધુ પરિચય પણ ન કેળવવો, જેથી પતિના દિલને કોઈપણ જાતનું દુઃખ થાય. આ બધું તું જરૂર યાદ રાખજે. 'सदा गृहकार्येषु दक्षया (भाव्यम्)'

'(सदा) सुसंस्कृतोपस्करया (भाव्यम्)' બધી વસ્તુઓ હમેશાં સાફ રાખવી જોઈએ તું તો જાણે છે કે હું ચોખ્ખાઈ પર કેટલું ધ્યાન આપું છું. ઘર, કપડાં, અને ભોજન જો ચોખ્ખાં હોય તો માંદગી પણ દૂર રહે છે. અને મન પણ પ્રસન્ન રહે છે. લોકો કહે છે કે આ બધું ધનવાન જ કરી શકે. પણ તે લોકો ભૂલ કરે છે. આ બાબતમાં જેટલી મહેનતની જરૂર છે તેટલી પૈસાની નથી. જ્યારે માનવી ખૂબ વસ્તુઓ એકઠી કરે છે ત્યારે તેનું ધ્યાન રાખવું મુશ્કેલ બને છે. તેથી પોતાના કામ પૂરતી જ થોડી વસ્તુઓ રાખવી જોઈએ. ત્યારે જ ચોખ્ખાઈ રહી શકે છે. બધી વસ્તુઓને સારી રીતે રાખવામાં ચોખ્ખાઈ અને સુંદરતાની જરૂર છે. અને સાથેસાથ યોગ્ય સમયે બધી ચીજો મળી પણ જાય છે.

જે જગ્યાએથી ચીજ લીધી હોય તે, કામ પૂરું થતાં તે જ જગ્યાએ રાખવામાં આવે તો કામ કરવામાં ઘણી સરળતા પડે છે. નહિતર સોય, દીવાસળી, એવી નાની નાની વસ્તુઓ આડી અવળી પડી રહેવાથી બરાબર કામટાણે દગો આપે છે. યોગ્ય જગ્યાએ વસ્તુ રાખવાથી વધુ દિવસ ટકે છે અને ખોવાઈ જવાનો ડર પણ નથી રહેતો. કોઈ વસ્તુ થોડી ખરાબ થાય, ત્યારે તેને સરખી કરી નાખીએ તો ખર્ચનો બચાવ થાય છે. અને આગળ જતાં મુશ્કેલી પણ પડતી નથી. કપડું જરા ફાટી જતાં તેને સીવી લેવાથી વધુ ટકે છે. નહિ તો ફેંકી દેવાથી નકામું જાય છે. આવી રીતે બધી વાતોમાં જાગ્રત રહેવું જોઈએ. તેથી તું કપડાં વગેરેને વચ્ચે વચ્ચે જોતી રહેજે, તેમાં કપૂર નાખવું. વાસણ વગેરે ખૂબ સાફ રાખવાં. પહેરવાનાં કપડાં, પથારી વગેરે પણ સાબુથી સાફ કરતા રહેવું જોઈએ. ઘરના ખૂણેખૂણાની દરેક વસ્તુની અને દરેક ભાગની સફાઈ પર દરરોજ ધ્યાન રાખવું, જ્યાં વ્યવસ્થા હોય છે ત્યાં બધાનું મન આકર્ષાય છે, પતિને પણ ઘેર આવવું ગમે છે, નહિ તો એ બીજાને ઘેર જાય છે. અને બહાર જ વધુ રહે છે. તેથી તેની સ્ત્રીને દુઃખ પણ થાય છે. પરંતુ લાચાર થઈને બેસી રહે છે. તેથી પતિના મનને જીતવું ખૂબ જરૂરી છે. તેમને બહારનું કામ બહુ રહે છે. ઘણી મુસીબતો હોય છે. તેના પ્રત્યે સહાનુભૂતિ રાખવી, તેના દુઃખમાં ભાગ લેવો, તેને મદદ કરવી, તેનાં કાર્યોમાં ભાગ લેવો, તેને માટે ગર્વ રાખવો, તારે એને માટે આશ્રયરૂપ બનવું પડશે. જે ચીજ એને ગમતી હોય તેના પર વિશેષ ધ્યાન આપવું. તેના પર સદા સ્નેહ રાખવો, આ બધું જરૂરી છે. પતિને ચોખ્ખું ઘર, પ્રસન્ન સ્ત્રી, અને સ્વાદિષ્ટ ભોજન

અન્નપૂર્ણાનંદ વર્મા

# અકબ્બરી લોટો

હિંદીના જાણીતા લેખકની એક હાસ્યપ્રધાન વાતનો **શ્રી વિજયશંકર કામદારે** ખાસ ઊર્મિ માટે કરેલો આ ગુજરાતી અનુવાદ વાંચતા ગંભીરતાની સાથે સાથે જે હાસ્યરસની રેલમછેલ રેલાય છે તે દરેકને વાંચવાની મઝા ચખાડશે......

લાલા મિસરીલાલ ખાધેપીધે સુખી હતા. કાશીની ઠઠેરી બજાર—ત્રાંબા પિત્તળનાં વાસણોની બજારમાં એમનું બાપીકું મકાન હતું. ઉપર પોતે રહેતા અને નીચેની દુકાનો ભાડે આપેલ એનું દર માસે સોએક રૂપિયા ભાડું આવતું. પોતે બે જ માણસો હતાં. બચ્ચાં કચ્ચાં હજુ થયાં નહોતાં એટલે બે માણસોનું જ ખર્ચ હોઈ આરામથી રહેતાં. કપડે લત્તે ને ખાધે પીધેય શોખીન હતા એટલે જમા ઉધારનાં બન્ને પાસાં સરખાં થઈ રહેતાં.

એક દહાડો અચાનક એમની પત્નીએ અઢીસો રૂપિયાની સામટી માગણી કરી ત્યારે એમનો જીવ ઊંચો ચઢી ગયો અને એ માંડમાંડ હેઠો બેઠો. મિસરીલાલજીના આ હાલ જોઈ એમનાં પત્નીએ આશ્વાસન દેતાં કહ્યું: 'વેત ન હોય તો મુંઝાવાની જરૂર નથી. ગભરાશો મા! એ તો હું મારા ભાઈ પાસેથી લઈને રોડવી લઈશ.'

લાલાજી આ મીઠા મારથી હલબલી ઊઠ્યા. એમણે કંઈક રોષપૂર્વક કહ્યું, 'જાવ જાવ! અઢીસો રૂપિયા માટે ભાઈ પાસે ભીખ માગવા જશો? રાખો! રાખો! મારી પાસેથી લઈ લેજો.'

'પણ મારે તો આ જિંદગીમાં જ જોઈએ છે!'

'અરે! આ જિંદગીમાં શું—આવતા અઠવાડિયામાં જ માગી લેજો ને!'

'અઠવાડિયાનો અર્થ સાત–આઠ દહાડા કરો છો કે સાત–આઠ વર્ષ?'

પત્નીશ્રીનો આ કકળાટ સાંભળી લાલાજીએ ઊભા થઈ જતા કહ્યું: 'બીજી વાત મારે નથી સાંભળવી. આજથી આઠમે દહાડે રૂપિયા અઢીસો માગી લેજો!'

'મર્દની અફળ વાત ખરું ને?'

'હાં, હાં; મર્દની વાત ને વેણુ એક જ હોય!'

વાત વાતમાં ચારેક દહાડા તો વીતીયે ગયા. સવાર પડે અને લાલાજીનો જીવ ચગડોળે ચડે. પોતે સુખી હતા એટલે ઊછી–ઉધારો કરવાની ટેવ જ નહોતી. માગવું અને મરવું એમને બરાબર લાગતું, પણ આ વખતનો મામલો કંઈક વિચિત્ર હતો. રૂપિયાનો પ્રબંધ ક્યાંથી ને કેમ કરવો એ ભારે મુંઝવણની વાત હતી. સવાલ પ્રતિષ્ઠાનો હતો અને તેમાંય, પત્ની પાસે. આ તો શાખનો, ને શક્તિનો સામટો સવાલ હતો. એકવાર દેવાનો પાકો વાયદો—અરે વચન આપ્યા પછી પોતે આવી મામુલી રકમ પત્નીને આપી ન શકે તો શ્રીમતીજી એમના મનમાં પોતા માટે કેવો ખ્યાલ કરશે કે કરે એ વિચાર જ લાલાજીને અકળાવી –મુંઝવી રહ્યો 'તો. એની નજરમાં પોતે કેટલા હેઠા પડે —પોતાની કિંમતનો પારો કેટલો નીચો પડી જાય, એ વાતે હમણાં હમણાં તો ઊંઘમાંય ખલેલ પડવા માંડી. પોતે એકાંતે શ્રીમતીજીને પોતાની અનેક બડાઈની વાતો કરેલી અને આ મામુલી વાતમાં જ જો કંઈ ન થાય અને જીવ ચગડોળે ચડી જાય તો કેટલી માનહાનિ થાય એ ખ્યાલે જ પોતે અસ્વસ્થ રહેવા મંડ્યા. સહજીવનમાં પહેલી જ વાર શ્રીમતીજીએ પૈસાની માગણી કરેલ અને તેય ન પતે તો પછી મોં શી રીતે બતાવવું એ અમુંઝણ લાલાજીને આજ ચોથે દહાડે સતત અકળાવી રહી. 'મર્દનું એક જ વેણુ' એ વાક્ય જાણે કાનોમાં સતત ગૂંજી રહ્યું હતું.

ખેર, એક દિન વધુ ઊગ્યો ને જાણે ઊગ્યા ભેગો જ આથમી ગયો. લાલાજીની મુંઝવણ દિવસે દિવસે વધ્યે જતી હતી એટલે બીજે દહાડે વહેલા ઊઠીને લાલાજીએ એમના મિત્ર પં. સીતારામજી મિશ્રને પોતાની

મુંઝવણથી વાકેફ કર્યો. સંયોગ કંઈક કપરા એટલે પંડિતજીયે આ અરસામાં ખાલી હતા. એમણે તો કંઈ પડદો રાખ્યા વિના લાલાજીને કહ્યું 'જુઓ! આજકાલ તો મારી પાસે કશો વેત નથી પણ બનશે તો માગીને કે ઊછી ઉધારો કરીનેય લાવવા પ્રયત્ન કરીશ, અને ક્યાંયથી જો મળી ગયા તો કાલ સાંજ પહેલાં ઘેર આવીને આપી જઈશ.'

પંડિતજીના વાયદાની સાંજ આજે હતી. કાલ તો વાયદાનો છેલ્લો દિવસ છે. કાલ રૂપિયા અઢીસો ગણી દેવાય તો તો ઠીક છે નહીંતર પછી જીવનભર બગાઈ મારવાની બાધા! એ વાત તો બરાબર છે કે કાલે શ્રીમતીજીને રૂપિયા અઢીસો વાયદા મુજબ ન અપાય તો એ કંઈ ફાંસીને લાકડે લટકાવી દેવાનાં નથી—બહુ બહુ તો જરા હાસ્યવિનોદ કરી લે, જરાક કટાક્ષમાં કહી દે 'વાહ લાલાજી! એકવચની તો ખરા!' પણ આટલો કટાક્ષ, આટલી મશ્કરી કેટલી વસમી થઈ પડે એનું માપ વાચક જ કાઢી લેશે. લાલાજીને તો મશ્કરીની કલ્પનામાત્રે કાયામાં કમકમાટી ને કંપ વ્યાપી જતાં 'તાં.

આમ ને આમ ચારેક વાગ્યા. મકાનો ને વૃક્ષોની છાયા જેમ જેમ લાંબી થતી ગઈ તેમ તેમ લાલાજીની ચિન્તાયે વધવા માંડી. આજે સાંજે આવવાનો પંડિતજીનો વાયદો હતો પણ એમને ક્યાં ઘરમાંથી લાવવાના હતા કે ટપ દઈને લાવે! પારકાનો ભરોસોયે શો? ન મળે તો? પંડિતજી જ વેત ન કરી શકે તો?...

આવી આવી વિચારમાળાથી સંતપ્ત લાલાજી અગાશી ઉપર ટહેલી રહ્યા 'તા. તરસ લાગતાં એમણે પોતાના નોકર કનૈયાને બૂમ પાડી, પણ એ હાજર નહોતો, એટલે શ્રીમતીજી ખુદ પાણીનો લોટો લઈને હાજર થયાં. લોટો ઢાળાનો જરીપુરાણો અને ઉત્તર ભારતમાં વપરાય છે એવો વજનદાર હતો. શ્રીમતીજી માત્ર લોટો જ લઈને હાજર થયેલાં. જામ—પ્યાલો લાવવાનું ભૂલી ગયાં હોય કે દુરસ્ત ન લાગ્યું હોય એ તો એ જાણે, અને લોટોય એની શિકલ જોતાં કોઈનેય ન ગમે એવો બદશિકલ જ હતો.

પણ આજ તો લાલાજીમાં ઊંચા સાદે બોલવાની હામ કે હિંમતે નહોતી, એટલે વગર બોલ્યે જ લોટો લઈ લીધો—એમણે મન વાળ્યું કે તરસ ને પાણીની જ જરૂર છે અને એ તો લોટામાં ભરી છે. આમ એનો ઘૂંટડો ગળે ઉતારી લાલાજી આ વજનદાર લોટો એક હાથે ઊંચો કરી—અગાસીની કોર પાસે ઊભા ઊભા ગળામાં પાણી ઠાલવવા મંડ્યા. વૃદ્ધોએ તો કહ્યું છે કે ઊભા ઊભા પાણી ન પીવું, સૂતાં વખતે પાણી ન પીવું, તડકેથી આવીને પાણી ન પીવું—આવા આવા નિયમોમાં એકનો ઉમેરો કર્યો હોત કે અગાસીની કોરે ઊભા ઊભાય પાણી ન પીવું તો કેવું સારું થાત! આપણા દીર્ઘદ્રષ્ટા વૃદ્ધો આ વાત સાવ વીસરી ગયા લાગે છે, ખેર.

આમ મિસરીલાલને પણ અગાસીની કોર પાસે ઊભા રહીને પાણી પાવામાં કંઈ અજુગતું ન લાગ્યું. એ તો વજનદાર લોટો ઊંચકીને ઘટક ઘટક પાણી પીવા મંડ્યા. જાણે અગસ્ત્ય સાગરપાન કરતા ન હોય! પણ હજુ તો માંડ પાંચેક ઘૂંટડા પાણી પીધું હશે ત્યાં તો એમનો હાથ ધ્રૂજ્યો ને ઢાળાનો એ વજનદાર લોટો હાથમાંથી છૂટી ગયો અને પછી તો લોટાએ ન જોયું જમણું કે ન જોયું ડાબું. એ તો સીધો—કૂવામાં કોસિયો ભૂસકો મારે એમ ગયો હેઠે હેઠે ગલ્લીમાં. ન્યૂટન જેને Gravitation ગુરુત્વાકર્ષણ કહે છે—પૃથ્વીનું આકર્ષણ કહે છે એ પૃથ્વીનું સમસ્ત આકર્ષણ જાણે અત્યારે એક લોટાને જ ધરતી તરફ ખેંચી રહ્યું 'તું.

લાલા મિસરીલાલને તો વાઢ્યા હોય તો લોહીયે ન નીકળે. કાશીની ઠઠેરી બજાર જેવી ભારે ભીડ અને આવજાવાળી ગલીમાં ત્રીજે માળેથી ભર્યો લોટો પડે એ કંઈ ફૂલ ખર્યાની વાત તો નથી જ.

અને આ લોટાએ કયા અનધિકારીને વગર તપે કાશીવાસનું પુણ્ય અપાવ્યું એ તો ખબર પડે ત્યારે

ખરી, પણ ત્યાં તો નીચે ગલ્લીમાં ભારે શોર બકોર મચી ગયો. લાલા મિસરીલાલ દોડીને નીચે ઊતરે ત્યાં તો એમનાં આંગણામાં ભારે ભીડ મચી ગઈ.

લાલા મિસરીલાલે હેઠે આવતાંવેંત જોયું કે આ મહદ્ પુણ્યદાન માટે લોટાએ એક અંગ્રેજની જ વરણી કરી હતી. એ નખશીખ પલળી ગયો હતો, અને એક પગને હાથે પંપાળતાં બીજા પગ ઉપર એ નાચી રહ્યો 'તો. વળી આ અહિન્દુના હાથમાં પોતાનો લોટો જોઈને તો લાલાજીના રામ જ રમી ગયા. ઘડીના છઠ્ઠા ભાગમાં એ પરિસ્થિતિને પામી ગયા. વિગત તો એમણે પછીથી જાણી.

બન્યું 'તું એમ કે લોટો પડવા પહેલાં નીચેની એક દુકાનના વાછટીઆ સાથે ટકરાયો અને પછી એ જ દુકાને માલ ખરીદવા ઊભેલ અંગ્રેજ ઉપર સમસ્ત જળનો અભિષેક કરી એના બુટ ઉપર પછડાયો.

જ્યારે આ ઘવાયેલા અંગ્રેજને ખબર પડી કે જે લોટાએ એમના પગને કળ ચડાવી દીધી હતી એ લોટો આ બારણામાં ઊભેલા મીસરીલાલનો છે ત્યારે એણે એક જ કામ કર્યું. એમણે જોર શોરથી ગાલિ-પ્રદાન કરવા માંડ્યું અને ત્યારે જ આસપાસ ઊભેલા સૌને ખબર પડી કે અંગ્રેજીમાં ગાળોનો આટલો જબરો કોશ છે.

આ ભીડ અને ગાળોની વૃષ્ટિ સોંસરા પં. સીતારામજી મિશ્ર આવતા દેખાયા. એમણે આવતાંવેંત આ વીફરેલા અંગ્રેજ સિવાયના સૌ શ્રોતા-દ્રષ્ટાઓને આંગણામાંથી બહાર કાઢ્યા, અને લાલાજીની ઓસરીમાંથી એક ખુરશી ખેંચી લાવી એમણે આ અંગ્રેજને બેસવા કહ્યું. 'આપને પગ ઉપર ચોટ લાગી જણાય છે તો આપ જરા અહીં બેસી આરામ કરો' એમ કહી એમને બેસાર્યા.

સાહેબ બહાદુર સીતારામજીનો આભાર માનતા માનતા ખુરશી ઉપર બેઠા, અને લાલાજી તરફ આંગળી ચીંધીને પૂછ્યું: 'આ શખ્સને તમે ઓળખો છો?'

સીતારામજીએ લાગલા જ ચોખ્ખી તદ્દન ના પાડી, અને ઉમેર્યું, 'હું એવા બેવકૂફને જાણવાયે નથી માગતો કે જે રસ્તે જતા રાહદારીઓ ઉપર આમ બેફામ રીતે ભર્યો લોટો પડતો મૂકે.'

'મારે મન આ આદમી ખતરનાક પાગલ લાગે છે' અંગ્રેજે સીતારામજીને કંઈક કળ વળતાં ફરિયાદ કરી.

'મારે મન એ પાગલ નથી, મને તો એ ભયંકર ગુનેગાર લાગે છે' એમ સીતારામજીએ જવાબ આપ્યો.

સીતારામજીની આ વાતથી મીસરીલાલ મનમાં ને મનમાં બળી ઊઠ્યા અને એમની આંખમાં જોવાની શક્તિ સાથે જો ખાઈ જવાનીયે શક્તિ હોત તો એ પં. સીતારામજીને ત્યાં ને ત્યાં જ ભરખી ગયા હોત.

સીતારામજીને આજ આ શું થઈ ગયું છે એ લાલાજીની જાડી બુદ્ધિમાં ઊતર્યું નહીં.

સાહેબ સીતારામજીના સમભાવ અને પ્રોત્સાહનથી કંઈક ઢીલા પડ્યા—અને એ જ એમના જાણે મિત્ર હોય એમ એમને પૂછ્યું: 'બોલો ત્યારે હવે આ બદમાસનું શું કરવું?'

'શું કરવું શું, પોલીસમાં આ બાબતની પરબારી ફરિયાદ કરી નાખવી કે જેથી આને પરહેજ કરી લે.'

અંગ્રેજે પૂછ્યું: 'પોલીસથાણું ક્યાં છે?'

'નજીક જ છે, ચાલો હું બતાવવા આવું.'

'તો ચાલો!' કહી અંગ્રેજ ઊભો થવા જતો 'તો ત્યાં સીતારામજીએ કહ્યું: 'સાહેબ, પણ આપની રજા હોય તો પહેલાં આ લોટો હું આ બદમાસ પાસેથી ખરીદી લઉં. કહ્યું લાલાજી! વેચશો ને? પચાસેક રૂપિયા આ લોટાના હું આપી શકીશ.'

લાલાજીને તો બોલવાના હોશ નહોતા, પણ પેલો અંગ્રેજ જ વચમાં બોલ્યો, 'આપ આ રદ્દી લોટાના પચાસ રૂપિયા આપવા કેમ બેઠા છો?'

'આપ આ લોટાને નકામો ગણો છો! આશ્ચર્યની વાત છે. હું તો આપને એક કલાના જાણકાર અને સમજદાર આદમી સમજતો હતો! ખેર!'

'પણ વાત શી છે એ તો કહો!'

'જનાબ, મને આ એક ઐતિહાસિક લોટો લાગે છે. લાગે છે શું, મને પૂછો તો મને ખાત્રી જ છે કે એ ખરેખર ઐતિહાસિક વસ્તુ છે. આ એ જગપ્રસિદ્ધ અકબ્બરી લોટો છે જેની ખોજમાં આજ જગતભરનાં સંગ્રહસ્થાનો આભ પાતાળ એક કરી રહ્યાં છે.'

'એમ છે!'

'હા, હા જનાબ! સોળમી સદીની વાત છે. બાદશાહ હુમાયૂં શેરશાહથી હારીને ભાગ્યા પછી સિન્ધના રણમાં માર્યો માર્યો રખડતો હતો, ત્યારે એકવાર તરસથી એનો જીવ જવાની તૈયારી હતી. એ વખતે એક બ્રાહ્મણે એને આ લોટાથી પાણી પાઈ બાદશાહ હુમાયૂંનો જીવ બચાવ્યો હતો. હુમાયૂં ફરી ગાદીએ બેઠો ન બેઠો ને અકસ્માતથી ગુજરી ગયો. પણ જ્યારે અકબ્બર દિલ્હીપતિ થયો ત્યારે એણે પિતાનો જીવ બચાવનાર પેલા બ્રાહ્મણની ભાળ કરાવી અને એની પાસેથી આ લોટો ખરીદી લઈ તેના બદલામાં આ દશ લોટા ભરીને બ્રાહ્મણને સોનામહોરો આપી, માનપાનથી એને ઘેર પહોચતો કર્યો. આ લોટો બાદશાહ અકબ્બરને ખહુ વહાલો હતો કારણ કે એના શાહી પિતાને આ લોટાના જળે જીવતદાન આપ્યું હતું અને એથી જ એનું નામ અકબ્બરી લોટો પડ્યું. બાદશાહ હરહંમેશ આ લોટાથી જ વજૂ કરતા— નમાજ કરવા પહેલાં હાથ મોં ધોતા અને ૧૮૫૭ સુધાનો આ લોટો શાહી ખજાનામાં ખાત્રીબંધ સલામત હતો પણ એ વિપ્લવના દહાડા પછી એનો પત્તો નહોતો. કલકત્તાના સંગ્રહસ્થાનમાં આ લોટાની એક પ્રતિકૃતિ રાખી છે. પણ આ લોટો આ આદમીને હાથ ક્યાંથી પડી ગયો એ મને તો સમજાતું નથી. સંગ્રહસ્થાનવાળાને ખબર પડે તો આના મનમાન્યા દામ આપીને આ લોટો સંગ્રહસ્થાન ભેગો કર્યે રહે!'

આ વિવેચન સાંભળતાં સાંભળતાં સાહેબ બહાદુરની આંખો, લોભ અને આશ્ચર્યથી ખીલ્યાં કમળો શી ફાટી રહી. અચંબાથી એમણે સીતારામજીને પૂછ્યું:

'તો આપ આ લોટાનું શું કરશો?'

'અરે જનાબ, શું કરશો શું? મને આવી પુરાણી અને ઐતિહાસિક ચીજોના સંગ્રહનો શોખ છે. આવી વિરલ વસ્તુઓ કંઈ રોજ થોડી મળે છે!'

'મનેય આવી ચીજોનો સંગ્રહ કરવાનો તો શોખ છે. આ લોટો ઉપરથી આવીને મારા ઉપર ત્રાટક્યો ત્યારે હું એ જ ખોજમાં હતો. માતાપ્રસાદ સીતારામજીની એ પ્રસિદ્ધ દુકાનેથી હું જૂની-પુરાણી કાંસા-પીત્તળની મૂર્તિઓ જ ખરીદી રહ્યો હતો ત્યાં વચમાં આ અકસ્માત નડ્યો.'

'એ ગમે તે હોય, પણ આ લોટો તો હું જ ખરીદી લઈશ.' સીતારામજીએ ચોખ્ખું કર્યું.

'વાહ, આપ શી રીતે ખરીદી લેશો? હું જ ખરીદી લઈશ. એના ઉપર મારો પહેલો હક્ક છે.'

'હક્ક શી રીતે!'

'જરૂર મારો હક્ક છે. તમે જ કહોને કે આ લોટાના પાણીએ મને અભિષેક કર્યો છે કે તમને? અને એ નાતે મારો હક્ક છે.' સાહેબે દૃઢતાથી પોતાનો હક્ક આગળ કર્યો.

'અભિષેક તો આપને કર્યો છે એની ના કહેવાય એમ નથી.'

'વળી એણે મારો પગ છૂંદી નાખ્યો કે આપનો એ જ વિચારો ને!'

'આપનો, જનાબ આપનો.'

'એટલે જ એ ખરીદવાનોયે મારો હક્ક છે.'

'જનાબ, એ બધી ફોગટ વાતો છે. આવો હોડ લગાવીએ. જે વધુ પૈસા આપે તે લઈ જાય. હું આપને એમ ને એમ આ અમૂલ્ય ચીજ લઈ જવા નહીં દઉં. માફ કરજો.'

'જાવ, આપની વાત મંજૂર ! આપે પચાસ રૂપિયા આપવાના કીધા તો હું આપું છું એક સો રૂપિયા !'

'તો હું દોઢસો આપું છું.'

'હું બસો આપું છું' એમ કહી પાટલુનના ખિસ્સામાંથી પાકીટ કાઢવા જાય છે ત્યાં તો સીતારામજી બોલી ઊઠ્યા : 'જનાબ, પાકીટ જેબમાં જ રાખો ! હું પૂરા અઢીસો આપું છું' કહીને સીતારામજીએ અઢીસોની કડકડતી નોટો મીસરીલાલની તરફ ફેંકી.

આ દૃશ્ય જોઈને સાહેબના મિજાજના ગુમાનનો પારો અધિક ચડ્યો. એક ગોરા આદમીને એક ભારતીય જન હરાવી જાય એ એનાથી સહ્યું કેમ જાય ?

સાહેબ બહાદુરે પાકીટમાંથી પાંચસોની નોટો કાઢતાં કહ્યું: 'લ્યો હું પાંચસો પૂરા આપું છું: હવે તમારો હક્ક મહેરબાની કરી પાછો ખેંચી લ્યો.' સીતારામજીને ખેદ સાથે પોતાની અઢીસોની વેરણ છેરણ નોટો ભેગી કરી લેવી પડી—જાણે આશાની લાશ ઉઠાવી રહ્યા હોય. પછી સાહેબ તરફ દૃષ્ટિ કરતાં એમણે કહ્યું : 'જાવ લોટો આપનો, લઈ જાવ, કારણ મારા ખિસ્સામાં અત્યારે અઢીસોથી વધુ રૂપિયા નથી. ખેર.'

પં. સીતારામજી પોતાની હાર કબૂલતાં સાહેબના ચહેરા ઉપર પ્રસન્નતાની સુરખી ફેલાઈ ગઈ. એમણે લોટો ઝડપથી ઉપાડી લઈ રૂમાલમાં વીંટતાં કહ્યું : 'હવે હું સ્વદેશ હસતો હસતો જઈશ. મેજર ડગલાસની બડાઈ સાંભળી સાંભળીને મારા કાન પાકી ગયા હતા.'

'એ મેજર ડગલાસ કોણ છે ?' મિશ્રજીએ હસતાં હસતાં પૂછ્યું.

'મેજર ડગલાસ સાહેબ મારા વિલાયતના સાખપાડોશી છે. પુરાણી ચીજો સંઘરવામાં એમની અને મારી વચ્ચે સદાય સ્પર્ધા જ રહ્યા કરે છે. ગયે વર્ષે એ ભારતમાં આવેલ અને અહીંથી ભારે કિંમતે એક 'જહાંગીરી ઈંડું' લઈ ગયેલ.'

'જહાંગીરી ઈંડું ?' મિશ્રજીએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા, હા, જહાંગીરી ઈંડું ! એમના મનમાં એક ફાંકો છે કે એ એકલા જ ભારતમાંથી અનોખી ચીજ શોધી લાવી શકે છે.'

'પણ જહાંગીરી ઈંડું છે શું એ તો કહો ?'

'આપ તો બનારસવાસી. દિલ્હી તમારાથી કંઈ દૂર નથી, તો આપ તો જાણતા જ હશો કે એક કબૂતરે નૂરેજહાં સાથે જહાંગીરનો પ્રેમ કરાવી આપેલ. એક દિવસ જહાંગીરે નૂરેજહાંને પૂછ્યું કે તમે મારું એક કબૂતર કેમ ઉડાડી દીધું ? એના જવાબમાં નૂરેજહાંએ બાજુંયે કબૂતર ઉડાડી દેતાં કહ્યું : 'એ... આમ !'

નૂરેજહાંના આ ભોળપણ ઉપર જહાંગીર સો સો વાર વારી ગયો : અને આ જ ક્ષણથી એણે નૂરેજહાંનો હાથ ચૂમીને સ્વીકારી લીધો. કબૂતરનું આ અહેસાન ઉદારદિલ જહાંગીર કદી ન ભૂલ્યો. એણે ત્યારથી આ કબૂતરનું એક ઈંડું ભારે જતન અને કાળજીથી સંઘરી રાખ્યું. કાચની એક બેનમૂન હાંડીમાં બાદશાહ એને એના ખંડમાં ટીંગાડી રખાવતા; ત્યારથી આ ઈંડું જહાંગીરી ઈંડા તરીકે જગજાહેર થયું. આ ઈંડું મેજર ડગલાસે દિલ્હીના એક ખાનદાન મુસલમાન પાસેથી ત્રણસો રૂપિયામાં ખરીદેલું.'

'એમ છે ?' પંડિતજી કંઈક ખંધાઈથી બોલ્યા.

'પણ હવે ડગલાસ સાહેબ મારી પાસે બડાઈ નહીં મારી શકે. મારો આ અકબ્બરી લોટો એમના જહાંગીરી ઈંડાથી બે પેઢી પુરાણો છે એ નિઃશંક વાત છે.'

'અરે જનાબ, એ નાતે તો આપનો આ અકબ્બરી લોટો જહાંગીરી ઈંડાનો બાપ કે દાદો થાય, સમજમાં આવે છે ને ?' મિશ્રજીએ ખુલ્લા દિલે સાહેબની વાતનું સમર્થન કરતાં કહ્યું. સાહેબ બહાદુર પગની પીડા અને પોલીસ ફરિયાદ બન્ને ભૂલી ખુશખુશાલ ચહેરે લાલા મીસરીલાલને રૂપિયા પાંચસોની નોટો આપી રસ્તે પડ્યા. લાલાજીનો ચહેરો એ વખતે જોવા જેવો હતો. ૭ ૭ દહાડાની વધેલી દાઢીનો એકે એક વાળ જાણે આજ પ્રસન્નતાથી હસી રહ્યો હતો. લાલાજીમાં હવે હોશ આવ્યા હતા એટલે એમણે સ્વસ્થતાથી

આ સંમેલન સાચેજ પ્રસંશનીય ગણાય. દૂર સુદૂર, વેર વિખેર પડેલા લોકગાયકો, ભાવિકો, વાદ્ય વગાડ-નારાઓને એક મંચ પર રજૂ કરવા અને તેમની કળાને જનતા સમક્ષ રજૂ કરાવવી એ કાર્ય આજના તબક્કે અનિવાર્ય જ નહિ, આવશ્યક પણ છે. એટલા માટે કે આ પરંપરા હવે લુપ્ત થતી જાય છે. એની અસલિયતો તેના સાચા સ્વરૂપમાં જળવાય કે તેની પરંપરા જળવાય એવો પ્રબંધ થવો જરૂરી છે. આજે તો રેકર્ડીંગ કરી શકાય એવી સુવિધા પ્રાપ્ત થઈ છે. જે ઢાળ, જે લહણ, જે કહેણી, જે કંઈ હવે મળવાં દુર્લભ છે તેનું રેકર્ડીંગ કરવું જોઈએ. આવાં સંમેલનો વણપ્રીછ્યા કલાકારોને બહાર આવવાની તક આપે છે. એમની કલાની વિશેષતાનું પ્રાકટ્ય કરે છે અને ચાહના જગાડે છે.

આ સંમેલનમાં રાવણહથ્થાવાળા બે ભાઈઓએ ભારે કામણ લગાડ્યું. એ તંતુવાદ્યમાંથી શું અદ્દલ સૂર કાઢે! શું હાથ પરનો કાબૂ...ધારી હલક, ધારી સુરાવટ એ પ્રગટાવી શકતા હતા! આ તંતુવાદ્ય આજે તો ગુજરાતમાંથી પણ લુપ્ત થતું જાય છે. એના કસબીઓને પ્રોત્સાહિત કરવા જોઈએ. આ વાદ્યના સૂરની મધુરપ મોરલીની પેઠે મનડાને ડોલાવી દે એવી કામણગારી છે. એમ તો ત્યાં જૂનું વાદ્ય જંતર, ડાકલું, શરણાઈ વગેરે રજૂ થયાં હતાં. પણ રાવણહથ્થાની પેઠે નિજની અભિવ્યક્તિથી નોબત વગાડનારે સૌ પ્રેક્ષકોને મુગ્ધ કરી દીધા. નોબત વગાડ-નારે એવો તો નીખાર કર્યો દેખાતો હતો કે ધાર્યો રાગ તે નોબતના નિનાદમાંથી ગૂજતો કરતા.

સંમેલનમાં સૌરાષ્ટ્રના લગભગ બધા લોકસંગી-તના પ્રકારોને રજૂ કરવાનો નમ્ર પ્રયાસ કર્યો હતો. લોકવાર્તા, લોકગીતો, ભજનો, મુસ્લીમ સાંઈની છંદકૃતિઓ, કચ્છી કાફીઓ, લગ્નગીતો, દુહા, છંદ, ઋતુગીતો, હોળીગીતો વગેરે વિધવિધ કંઠે રજૂ થયાં હતાં.

વાર્તા લખાતી થઈ, વંચાતી થઈ ત્યારથી તેની કથન-રીતિ લુપ્ત થતી જાય છે. પણ આપણા લેખકોએ કથનશૈલીની સબળતા લોક-વાર્તાના કહેનારાઓ પાસેથી પકડવી જોઈએ. સંમેલનમાં બે ચારણોએ પરંપરાની શૈલીમાં લોકવાર્તાઓ રજૂ કરી હતી તેમાં દેવસુરજી ગઢવીની કથનશૈલી ધ્યાન ખેંચે એવી હતી. ચિત્રાત્મક વર્ણન કરવું, વાણીને લડાવવી અને દૂબહુ વાતાવરણ સજીવ કરવું એ આ કહેણીની વિશેષતા છે ગુજરાતમાં બારોટો, નાયકો, મીર, તુરી વગેરે લોકો હજીયે આવી શૈલીમાં વાર્તા કહે છે. એ કથન-શૈલી સાચવી રાખવા જેવી છે. એમાં વાણીનું બળ આસાનીથી પ્રગટ થાય છે.

લોકગીતો અને ભજનો તો દરેક પ્રદેશમાં રમતાં ગૂંજતાં રહ્યાં છે. એમાં કંઠની જે મીઠાશ છે એ સચવાય તો સારું. ભિન્ન ભિન્ન કલાકારોએ લોકગીતો ગાયાં. પણ જે હલક જે રંગત જે મીઠાશ હેમુ ગઢવીનો કંઠ જગાડી જાય છે તેની પછી બીજા બધા કંઠ મોળા લાગે છે, 'ન છંડિયાં હથિયાર...' મૂળુમાણેકને સંબો-ધીને લખાયેલું આ લોકગીત હેમુએ એવાં તો આરતથી એવી તો અનુભૂતિથી ગાયું કે ત્યાં ગીત સજીવ બન્યું, વીરરસ ઊછળી રહ્યો...ને એના કંઠના અંતરમાં જ નહિ, શ્રોતાઓના હૈયામાં પણ પડછંદ વગાડી રહ્યા. આવા ગઢવીઓને નવાં ગીતો આપવાં જોઈએ. નવાં કથાગીતો લખાવાં જોઈએ. મેકડસાહેબનું આ જ કહેવું છે, જૂની પરંપરા નવીનોએ સાચવી રાખવા કંઠ અને ગીત, વાણી અને સૂરનો વિનિયોગ સાધવો જોઈએ. એ કંઠ નવાં ભાવવાહી ગાનોની પ્રતીક્ષા કરતા બેઠા છે. એ કથાકારો નવી વાર્તાઓ માગી રહ્યા છે. આ લોકગાયકો સૌ સાહિત્યસર્જકોને ઇજન આપે છે. અમને ગીતો અને વાર્તાઓ આપો!

સંમેલનમાં ભવાઈનો અને કઠપુતળીનો પ્રયોગ થયો હતો. તેમ સંગીત નાટક અકાદમીએ 'લોકજીવનની ઝાંખી' નૃત્ય નાટિકાના સ્વરૂપમાં રજૂ કરી હતી. લોક-ગીતોને વણી લેતો આ દૃશ્ય પ્રકાર સારો હતો તેની રજૂઆત પણ નમણી થઈ હતી. પણ કઠપુતળીનો પ્રયોગ સાદ્યંત પૂરો ન થઈ શક્યો. અલબત્ત એ મંડળી તો રામાયણને કઠપુતળીઓ દ્વારા ગામેગામ

ધંધાદારી રીતે પણ રજૂ કરે છે. માનવ કદની પુતળીઓ-વાળો આ પ્રયોગ આકર્ષક હતો. પણ ભવાઈ વિશે એમ નહિ કહેવાય. સૌરાષ્ટ્રમાં ભવાઈ મંડળીઓ છે. એ જૂના વેશ પણ ભજવે છે. પણ એમાં નાટકની ભારે છાયા પડી દેખાય છે. તેમ નૃત્યગીતમાં પણ ફિલ્મની અસર દેખાય છે. તેમાંયે વેશ રજૂ કરવા પર ભાર ન મૂકતાં આ મંડળીઓ હેરત પમાડે એવા અંગ વિન્યાસના પ્રયોગો પર વધુ ભાર મૂકે છે. માથા પર શીશો ફેરવવો, તલવાર પર નૃત્ય કરવું, માથે બાર બાર બેડાં ચડાવવાં...ભલે લોકો જોઈને તાજ્જુબ થાય, તાલીઓ પાડે...પણ આ કલા નથી. આ ભવાઈ પણ નથી. ગુજરાતમાં તેમ સૌરાષ્ટ્રમાં પણ ભવાઈ વેશોમાં વિકૃતિ આવી છે. ઘણી વસ્તુઓ પ્રક્ષિપ્ત દેખાય છે. પણ હજી મહેસાણા જિલ્લામાં થોડીક મંડળીઓ એવી છે ખરી કે જે અસલી ઢબે વેશ રજૂ કરે છે.

ત્રણે દિવસ કાર્યક્રમના અંતમાં, મોડી રાત સુધી મેરુભા ગઢવી અને દુલાભાઈ કાગ લોકગીતો, છંદ રજૂ કરતા તે સાથે તેમના લોકસાહિત્ય વિષેના ખ્યાલો પણ રજૂ કરતા. મેરુભાએ મેઘાણીભાઈનાં કસુંબલ રંગ અને ત્રાજવાં ત્રોફાવો...થાપાં ગીતો વિવરણ સાથે રજૂ કર્યાં હતાં. મેરુભાની રજુઆતની એક વિશિષ્ટતા છે. એ ગીત એક લેશે. પણ તેના નિમિત્તે આડકથાઓ, મળતાં ગીતો, ભજનો, કથાનકો વિગતે રજૂ કરશે. પરિણામે એ ગીત એક બેઠકમાં ભાગ્યે જ પૂરું થાય. સભારંજનની આ શૈલી છે. કલાક, બે ત્રણ કલાકના મેરુભાના કાર્યક્રમ માટે આ પદ્ધતિ ઉચિત બની રહેતી હશે. પણ અહીં તો રાત ઓછી ને વેશ ઝાઝા જેવું હોય ત્યાં તો સીધું ગીત ગવાય તો વધારે સારું લાગે !

મેરુભાનો કંઠ બુલંદ છે. મીઠી હલક પણ છે, કહેણી પણ સુંદર છે. પણ 'કસુંબલ રંગ' ગીત ગાતાં મેઘાણીભાઈમાં જે અનુભૂતિનો રણકો સંભળાતો તે તો ન જ સંભળાયો. મેઘાણીભાઈમાં તો એ ગીત જાણે અંદર, હૃદયમાંથી છુંદાઈને ગળાઈને બહાર આવતું. જાણે હૈયાની વાણી હૈયામાં સોંસરી ઊતરી જતી.

એવી અસર દુલાભાઈ કાગ છેલ્લા દિવસે જગાડી ગયા. એમણે પણ મેઘાણીભાઈનાં અને પોતનાં સ્વરચિત વર્ષોનાં ગીતો ગાયાં. ધરતી અને મેઘનું એ ગીત તેની કાવ્યમય બાનીના કારણે તેમ દુલાભાઈના સ્નિગ્ધ આરતભર્યા કંઠના લીધે અંતરમાં ગૂંજી રહ્યું.

દુલાભાઈની ઉંમર તો થઈ છે. પણ કંઠનો અમીકુંપો તો એવો ને એવો છે. કંઠ જાણે ગહેંકી ઊઠે છે. એ સૂર નજર સામે ચિત્રો સર્જે છે. જાણે સુરાવટ આકાર ધારણ કરે છે. એવી તો લિજ્જતથી હલકભર્યા કંઠે ગાય કે જાણે સાંભળ્યા જ કરીએ. ફરી ફરી, વધુ ને વધુ સાંભળીએ ! લોકગીતની, ગીતની, ભજનની રચનાની અદકી મધુરપ તો હોય જ છે પણ દુલાભાઈના જેવો કંઠ મળે છે ત્યારે જ એ રચનાનું સૌંદર્ય અશેષ રીતે પ્રગટ થાય છે. આ ભક્તકવિ કાગે લોકગીતોના ઢાળમાં, લોકગીતોની બાનીમાં, અરે એ સાહિત્યનું આકંઠ પાન કરી ગીતો–ભજનો લખ્યાં છે. ચારણી છંદો ને દુહાઓ લખ્યા છે. કેટલીક રચનાઓ તો સાહિત્યક કક્ષાની બની રહી છે. એવા કવિના કંઠે તેમની રચના સાંભળવી એ પણ એક મહાણવા જેવો રસાનુભવ છે. લેખકમિલનમાં કે સાહિત્ય પરિષદમાં દુલાભાઈને બોલાવી ધરાઈને સાંભળવા જોઈએ. તો આપણુ સૌને લોકસાહિત્યનો સાચો પરિચય થાય.

આવાં સંમેલનો બીજે પણ થવાં જોઈએ. ગુજરાતમાં એકે મેઘાણીભાઈ પાકયો નહિ એટલે તેનાં લોકગીતો અને બીજું સાહિત્ય બહાર આવ્યું નથી. પણ આવાં સંમેલનો વગડાનાં ફૂલ જેવા કલાકારોને બહાર આવવાની તક પૂરી પાડશે.*

---

* આ ફેબ્રુઆરીની આખરે રાજકોટમાં ભરાયેલ લોક-સાહિત્ય સંમેલનનો પરિચય.

★



ઉત્તર પ્રદેશના મીરત જિલ્લામાં સેહાની ગામનો નવો કૂવો આમ તો બીજા કોઈ કૂવા કરતા ખાસ જુદો લાગતો નથી પરંતુ એ કૂવાની એક કહાણી છે

સેહાનીની અહોદેવી નામની સ્ત્રીએ ઘરની પાસે જ કૂવો હોય તો સારું એવી ઇચ્છા પોતના પતિને જણાવી ત્યારે પતિએ તેને કહ્યું કે એટલી બધી જરૂર હોય તો જાતે જ કૂવો ખોદી કાઢો ને ! અને ખરેખર અહોદેવીએ તેમજ કર્યું અહોદેવી અને બીજી ત્રણ સ્ત્રીઓએ મળીને ૨૦ દિવસ સખ્ત પરિશ્રમ કરીને લગભગ ૬૦ ફૂટ કરતાં પણ વધુ ખોદાણ કરીને પાણી મળવ્યું. આ જોઈને ગામલોકોએ કૂવાનું ચણતર કરવાનું ભંડોળ એકઠું કર્યું અને કૂવો તૈયાર થયો.

ચિત્રમાં અહોદેવી તેના બે વર્ષના બાળક સાથે દેખાય છે.

*

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

ગુજરાતના સામાજિક જીવનમાં નાટકોનો ફાળો : ધનવંત ટી. શાહ પાનાં ૧૮. રૂ ૦/૬૦. ગુજરાતી રૂપરચના કેશવરામ કા. શાસ્ત્રી પાનાં ૨૬૬ રૂ ૬/૫૦. —બન્નેના પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, ૪ ભારતીય તત્ત્વવિદ્યા : પંડિત સુખલાલજી સંઘવી. પાનાં ૧૦૩ રૂ ૩/૫૦. મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય, વડોદરા સોનેરી લટ : શેખાદમ આબુવાલા. પાના ૩૧ રૂ ૧/— રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ પંચાયતરાજ ગાંધીજી પાનાં ૩૯. રૂ ૦/૩૦. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ લોભ અને કરુણા : મુકુલભાઈ કલાર્થી પાનાં ૧૮૦ રૂ ૧/૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪ સદ્ગત ચંદ્રશીલાને સુંદરજી ગો. બેટાઈ પાનાં ૨૮. સરલા જગમોહન ૧૫, દાદાભાઈ રોડ, મુંબઈ, ૨૪ વિદ્રોહી આત્મા તૂટેલી પાંખ. ખલિલ જિબ્રાન અનુ. શિવમ્ સુંદરમ્ પાના ૧૨૮+૧૨૦ રૂ ૪/૧૦ આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ

'સુમંગલા'

# ગૃહમંગલ

ઘણીવાર વિચાર થાય છે કે લગ્નજીવનમાં કેટલાંકને નિષ્ફળતા કેમ સાંપડતી હશે! પહેલેથી જ મનમેળ ન હોય, એકબીજાનાં મન દુ:ખાયેલાં હોય એમનું તો જાણે સમજાય. કારણકે ન ગમતી વસ્તુને વારંવાર ગમાડવા પ્રયત્ન કરીએ તોપણ તેમાથી ખોડ તો નીકળ્યા જ કરવાની એટલે અણગમતી ચીજનો પ્રશ્ન તો ઉપસ્થિત થતો જ નથી.

હું તો વાત કરું છું પસંદગીનાં લગ્નોની. લગ્ન-જીવન એ કાંઈ ખેલ નથી કે બે ઘડીનો તમાસો નથી એવું સમજનારાં, ખૂબ વિચારીને પણ એકબીજામાં સામ્ય જોનારના જીવનમાં ક્યારેક નિષ્ફળતા સાંપડે છે ત્યારે ખૂબ નવાઈ લાગે છે. એટલે જ મનને વિચારવંતુ બનાવી મૂકે છે. ક્યારેક એમ પણ થઈ આવે છે કે શા માટે બે અજાણી વ્યક્તિને આ રીતે જોડવામાં આવે છે? એનો તો જવાબ આપણી સમક્ષ મોજુદ છે. એવી વાત કરનારાં વાહિયાત લાગે અને છતાં એવા જાત જાતના પ્રશ્નો મનમાં ઊઠે છે.

બન્ને વ્યક્તિ નાનપણથી જુદા જુદા ઘરમાં ઊછરેલી હોય છે. આપણે જોઈએ છીએ કે દરેક ઘરની રહેણીકરણી, રીતરિવાજ બધું જ નિરાળું હોય છે અને એમાં બાળક જે રીતે ઊછર્યું હોય તે રીતે—તે ઢબે રહેવા પ્રયત્ન કરે છે. ઘરની વ્યવસ્થા કેમ જાળવવી તે પ્રશ્ન ગૃહિણી ઉપર નિર્ભર થયેલો હોય છે. છતાં આ બાબતમાં પણ પુરુષ માથું મારે છે. તેનું કારણ નાનપણથી જે ઢબ અનુકૂળ થઈ પડી ગઈ હોય તે જ ઢબ અપનાવવાનો તેનો આગ્રહ હોય છે. જ્યારે ગૃહિણી આગવું વ્યક્તિત્ત્વ ધરાવતી હોય છે ત્યારે તેને એ બધું અપમાનજનક લાગે છે. પોતે પરતંત્ર છે એવો ભાસ થાય છે. અને ત્યારથી મન ઊંચાં થવા માંડે છે. ધીમે ધીમે નાની નાની બાબતોમાં ખટરાગ વધે છે અને સામસામાં ઝઘડી પડે છે. આમ નાની દેખાતી બાબતો ભયંકર સ્વરૂપ પકડે છે.

આવા પૂર્વગ્રહ બંધાતા પહેલાં એકબીજાને સમજવાની વૃત્તિ શીખવી જરૂરી છે. હઠાગ્રહી ન થતાં બન્ને નિરાંતે બેસી ચર્ચા કરી, એક માર્ગ શોધી, ગૃહિણી પોતાનું ઘર દીપાવી શકશે. આમાં બન્ને વ્યક્તિએ થોડોક ભોગ અવશ્ય આપવો જરૂરી છે. પુરુષ અને સ્ત્રી બન્નેએ 'પોતાનુ' છે એ ભાવના કેળવવી પડશે અને ત્યારે જ સાચું, સુંદર ઘર ઉત્પન્ન કરી શકાય. એ સહિયારી ભાવના જ મારા-તારાનો ભેદ મિટાવીને બન્નેનું બનાવશે અને ત્યારે એમાંથી કોઈનું અહમ્ કે વ્યક્તિત્ત્વ નહિ ઘવાય.

# પ્રીતનાં પારેવડાં

સુચિતા નાનપણથી જ શાંત અને સૌમ્ય હતી. ઘરમાં ક્યારેય એને ઊંચે સાદે કહેવાનો વારો નહોતો આવ્યો તે લાગણીપ્રધાન ખૂબ હતી એટલે બનતાં સુધી કોઈના વાંકમા ન આવતી. એટલી બધી ઢીલી હતી કે કોઈનો બોલ તે સાંખી શકતી નહિ. એનાં માતા-પિતા પણ જાણે એનાથી ડરતાં એટલે કે એને નાહકની દુઃખી કરી રડાવવા કોઈ તૈયાર નહોતાં. એટલી ઘરમાં તે લાડકી પણ હતી આજુબાજુમા કોઈ પ્રસંગ બની જાય તો તે રડી પડે.

સુચિતા ભણવામાં પણ હોશિયાર હતી. અને એના મિલનસાર સ્વભાવે તેની સહિયરોમાં તે ખૂબ માનીતી થઈ પડી. આર્થિક રીતે કોઈજ અસંતોષ તેને નહોતો. બધી સહિયરો સાથે મળી મોજ પણ ઊડાવતી. ક્યારેક પીકનીક, સિનેમા, ગરબા, ફરવા જવું એમ જુદા જુદા કાર્યક્રમે દ્વારા જીવનની મોજ ઉડાવતાં. સહિયરો ભેગી થઈને મસ્ત બની જતી. આમ મેટ્રિક પહેલે જ વર્ષે પસાર કરી ગઈ અને દરેક કુટુંબમાં બનતું આવે છે તેમ છોકરી ઉંમરલાયક થઈ એટલે તેને માટે 'વર'ની તલાશ શરૂ થઈ. મૂરતીયા તો ઘણા દેખાય પણ બધા સુચિતાને અનુકૂળ હોય ત્યારે ને? સુચિતાના સ્વભાવ પ્રમાણે જો તેની જાતે જ તે કોઈ સુંદર છોકરો શોધી કાઢે તો સારું એવી વડીલોની ઇચ્છા પણ ખરી.

મને સુચિતા ખૂબ ગમતી, ખાસ કરીને તેના સ્વભાવથી. ઘરની બીજી વ્યક્તિઓ જબરી, આંટકુંટવાળી પણ આ છોકરી તો એવી સુંદર સરળ સ્વભાવની કે એમ થાય કે એને લાયક જો મુરતીયો નહિ મળી રહે તો એનું શું થશે! નાજુક, સુંદર છોકરી દબાઈ જશે અને જીવન વેડફાઈ જશે. પાછું પોતાનું દુઃખ કોઈને પણ કહે એવી તે નહોતી, બધું જ એના નાજુક હૃદયમાં સમાવી લેતી દેખાવે નાજુક, વધુ નાજુક બની જાય તેવી તે હતી

અને આજે સુચિતાએ નક્કી કરી નાખ્યું ભણેલા ગણેલા હોશિયાર, સ્વમાની વીરેન્દ્ર સાથે વિચારોની આપ-લે અને એક બીજાના કુટુંબથી પરિચિત થઈ વડીલોની પરવાનગી મેળવી ચાંલ્લા તો જાણે ઊજવ્યાં. એ દિવસે સુચિતા અને વીરેન્દ્રનાં મિત્રો પણ આનંદ ઘેલાં બન્યાં હતાં. અવસર ખૂબ જ આનંદથી પસાર થયો. ભાવિ પતિ-પત્ની મસ્ત હતાં.

પણ વીરેન્દ્રના મગજમાં હજુ જાણે કંઈ ભમતું હોય તેવો ભાસ થયો. ઉલ્લાસથી તે સુચિતાના સંબંધીઓ સાથે મહાલી શકતો નહિ નવું વાતાવરણ અને તેમાંય સાદાઈ ઇચ્છનારો એટલે આમ ગમગીન હશે તેમ અમે તો માની લીધેલું.

પરંતુ વ્યક્તિનું મન કેવું આળું છે! તે ક્યારે ક્યાં જઈને ચોંટે છે તે જ સમજાતું નથી. એના ઉપરનો કાબૂ એક વખત ગુમાવ્યો એટલે ખલાસ! વિવાહ નક્કી કર્યો પણ વીરેન્દ્રના મનમાં ગડમથલ ચાલુ હતી કે 'સુચિતા કરતાં સારી, હિંમતવાળી ટેકવાળી

છોકરી જો મને મળે તો સારું.' અને હજુ તો માંડ બે મહિના પૂરા થયા નથી ત્યાં તો એના એ વિચારે ગંભીર સ્વરૂપ પકડ્યું. સુચિતા સાથે ખુલ્લેખુલ્લા તો કેવી રીતે વાત કરે ? પણ આડકતરી રીતે તેનો વિરોધ દર્શાવવા માંડયો. નાજુક સુચિતાનો ગભરાટ શરૂ થયો. એકાએક શું થઈ આવ્યું ? એ તો અત્યારથી જ એવી દબાઈ ગઈ હતી કે વીરેન્દ્રને એક શબ્દ પણ તે કહી શકતી નહિ. તે તો એટલે સુધી વીરેન્દ્રને કહી બેઠેલી કે, 'વીરેન્દ્ર, તને બધું જ કરવાની મારા તરફથી રજા છે. માત્ર મને છેહ નહિ દેતો !' વીરેન્દ્રને સુચિતા માટે પ્રેમ જરૂર હતો, લાગણી હતી છતાં તે જ્યારે એકલો બેસીને વિચારતો ત્યારે તેના મનમાં નવો પ્રશ્ન સવાર થતો. અને તેનું મન બીજી સુચિતા મેળવવાને ફાંફાં મારતું. આમ ચાલ્યા કરતું હતું.

હંમેશ મળતો વીરેન્દ્ર બે દિવસથી એકવાર પણ દેખાયો નહોતો તેમ તેના સમાચાર પણ નહોતા તેથી સુચિતાને તો ફાળ પડી. મનની વાત કહે કોને ? મનમાં ને મનમાં બળવા માંડી, શરીર ઉપર તેની અસર થઈ અને પથારીમાં પડી કંઈ વાંક ગુના વગર આ શું ? આજના જુવાનીયાઓના માનસને કોણ પહોંચી વળે તેવું છે ! ક્યારે ફરી જાય તેની કોને ખબર ! પણ સાથે જ વિચારોનું પરિવર્તન એવું છે કે આજે શું કહીએ છીએ અને કાલે શું કરવાના છીએ તે કહેવું મુશ્કેલ થઈ પડે છે.

આમ અઠવાડિયું પસાર થઈ ગયું. વીરેન સુચિતાથી દૂર રહી છૂટવાનો પ્રયત્ન કરતો હતો. મનનું ઘમસાણ ચાલુ હતું. પોતે શું કરી રહ્યો છે તેનું તેને ભાન હતું પણ વિચારો ઉપર સ્વામીત્વ મેળવવું તેમ તે માનતો હતો. સુચિતા તાવમાં સબડતી હતી. વીરેનને મળવાનાં ફાંફાં મારતી હતી. સુચિતાના ઘરમાં પણ સહેજ શંકા પ્રસરી, તેમણે કળથી કામ લેવા વિચાર્યું. સુચિતા બધી જ વાત તેની એક માત્ર બેનપણી સાથે ખુલ્લા દિલથી કરતી હતી. તે વીરેનને મળી, ખૂબ ચર્ચા કરી. 'ઘડી ઘડીમાં આવી ગંભીર બાબતોમાં મન ફર્યા કરે તો ભાવિ જીવન તમે કેવી રીતે જીવશો ?' —આ પ્રશ્ન અંગે વીરેને ખૂબખૂબ વિચાર્યું અને બીજે દિવસે સુચિતાને મળવાનું નક્કી કર્યું.

વીરેન સુચિતાને મળ્યો. સુચિતાની તબિયત જોઈને તે ડઘાઈ જ ગયો. તે પથ્થરહૃદયમાં પણ ક્યાંક કુમાશ છૂપાયેલી હતી. તે તરત પીગળી ગયું અને સુચિતાની માફી માગી. પોતે શું કરી રહ્યો છે, જાણે પોતાના જ આત્માને દુઃખ દઈ રહ્યો છે, એવું ભાન થયું. અને ત્યારે જ સમજાયું કે પુરુષોને પણ હૃદય હોય છે. સુચિતા ખૂબ રડી અને વીરેન પાસે જ પોતાનું હૃદય ઠાલવી સાંત્વન મેળવ્યું. ભવિષ્યમાં ફરીથી આવી કસોટી ન કરવા એકબીજાનાં થવા—રહેવા વચન લીધું. અને પાછાં પહેલાં જેવાં નિર્દોષ પારેવડાં બની ગયાં.

## નાગરિકતા ક્યારે ?

બસમાં બેઠકને માટે ઝઘડો થાય, નવા પસાની રામાયણમાં કંડકટર સાથે બોલાચાલી થાય

અને લાઈનમાં ન રહેતા ટોળાબંધ થઈને બસમાં ચડવું એ બધું આપણે ત્યાં જાણે દિવસે દિવસે સામાન્ય બનતું જતું જોવામાં આવે છે.

એક બાજુ પ્રજાને શિસ્તનું ભાન કરાવવું, સભ્યતા શીખવવી વગેરે ગુણો નાનપણથી ઉતારવા માટે કેળવણીકારો પ્રયત્ન કરી રહ્યા હોય છે. બીજી બાજુ નાનપણથી જ જુદા પ્રકારના સંસ્કાર મળતા હોય છે જેને કારણે એક કાનથી સાંભળી બીજે કાનથી કાઢી નાખી વર્તનમાં તે મૂકાતું નથી. બોલવાના અને ચાવવાના દાંત જુદા હોય છે એવું સામાન્ય-રીતે વાસ્તવિક જીવનમાં બને છે. અને તેમાં જો કોઈ સભ્ય માણસ થઈને શિખામણ આપવા ગયો હોય તો તો તે બે વધુ સાંભળે, 'જોયા હવે તમે હરિના લાલ થઈને આવ્યા છો તે....!'

માતા બાળકને 'જૂઠું બોલવું તે ખરાબ છે, આપણાથી ન બોલાય' એમ કહે અને થોડી-વાર પછી તેને જ જૂઠું બોલતી બાળક જુએ તો તે બાળકના કુમળા મન ઉપર કઈ છાપ પડે? આવું જ શિસ્ત અને સભ્યતાનું છે. માબાપ પોતાનાં બાળકોને લઈને સહકુટુંબ ફરવા જતાં હતાં બસની લાઈન મોટી હતી. એટલે નંબર લાગતાં તો બહુ વાર લાગે. આગળ જ ઊભાં રહ્યાં. બસ આવી, લાઈન-વાળા બૂમ પાડતા રહ્યા અને વચ્ચેથી તેઓ વારાફરતી બસમાં ચડી ગયાં. લાઈન તો જાણે શોભા માટે જ હતી! મોડા આવીને વધારે લાભ લેવો કોને ન ગમે! કોઈવાર વળી કોઈ પેસેન્જર બેલે એવો હોય તો તેઓ બધાંને પાછા નીચે ઉતારે. પણ બધી વખતે એવા 'જબરા' ન મળી રહે.

એક વખત એવું બન્યું કે બસ સ્ટેન્ડ ઉપર લાઈન રહે એવી કોઈ નિશાની નહોતી. ત્યાં હમેશાં ટોળાબંધ બધાં ભેગા થાય અને બસ આવે એટલે મારામારી કરી, જે વહેલો તે પહેલો કરી ચડી જાય. આવા એક ટોળામાં ચાર પાંચ બેનો પણ હતી. બસ આવી, ટોળું ધસ્યું, પોતે રહી જશે એમ લાગવાથી તે બહેનો પણ દોડયાં. અને પેસેન્જરોનો એક પાછો ધક્કો એવો વાગ્યો કે ત્રણ બેનો *ચડતાં પહેલાં એકબીજાની ઉપર પછડાયાં.* ઠીક પ્રમાણમાં માર વાગ્યો. બધાંને જવાની ઉતાવળ હોય છે એટલે આગળ પાછળ કંઈ જોવાતું નથી અને આમ આપણી શિસ્ત વગોવાય છે, બસને કારણે બીજું ઘણું સહન કરવું પડે છે ટ્રાન્સપોર્ટના અધિકારીઓએ આનું નિરાકરણ કરવું જરૂરી છે.

દરેક મનુષ્યને સગવડતાની જરૂર હોય છે. બસમાં ચડીએ એટલે બેઠક મળી જાય તેવી ઇચ્છા હોય, કોઈકવાર ઊભા રહેવાનો વારો પણ આવે. બસમાં બીજી જગ્યા ઘણી હતી, મુખ્ય સ્ટેન્ડ ઉપરથી એક બેન ચડયા એ ચડયાં અને સામેની સીટ ઉપર એક બેન તેમના આઠેક વર્ષના બાબાને લઈને બેઠાં હતાં. એ બહેને બીજી જગ્યા પર પોતાની બેઠક નહિ લેતાં બાબાને ઉઠાડી ત્યાં બેસવાની તૈયારી કરવા માંડી. બાબાની માતાએ એને ઉઠાડવાની ના કહી અને વાર્તાલાપ આગળ વધ્યો.

'બાબાને તમારા ખોળામાં બેસાડો.'

'હું ખોળામાં શું કામ બેસાડું, આગળ જગ્યા છે ત્યાં જઈ તમે બેસો. મેં બાબાની ટિકીટ લીધી છે.'

પણ પેલાં સશક્ત બેને તો બાબાનો હાથ પકડીને ઉઠાડ્યો અને પેલા બેનને કહ્યું, 'આ જગ્યા નાના છોકરા માટે નથી. બેસાડો તમારા ખોળામાં' બાબો અને બાબાની માતા તો જરા હેબતાઈ ગયાં. એમને બોલવાની તક જ ન આવવા દે અને તેમણે તો તેમનું જોરદાર ભાષણ છેડ્યું.

બીજા પેસેન્જરો પેલી માતાની મદદે આવ્યાં અને પેલાં બેનને ખોટી દાદાગીરી બંધ કરવા કહ્યું. ત્યારે જવાબમાં એ બેને કહ્યું: 'બીજે જગ્યા ક્યાં છે, બતાવો? જગ્યા ન હોય તો શું બાબાને ખોળામાં ન લે?'

પેસેન્જર: 'બેન, તમે એવી જબરસ્તી ન કરી શકો. જગ્યા હતી ત્યારે તમે શા માટે ન બેઠાં? પછી બીજાં બધાં બેસી ગયાં એટલે હવે તમે બૂમ પાડો છો? એક તો તમે વાંકમાં છો અને એ બેનને દબડાવો છો શા માટે?'

પેલાં સશક્ત બેને જવાબમાં એમના અનુભવો કહેવા માંડ્યા: 'હું આટલા વખતથી મુસાફરી કરું છું. છોકરાઓને બધાં જ ખોળામાં બેસાડે છે, મારે પણ એ રીતે બેસાડવા પડે છે, નાના છોકરા કે મરદ માણસ ઊભા રહી શકે પણ અમે હું ન ઊભા રહું શકીએ. તો પછી કેમ ન ઉઠાડું?'

મેં કહ્યું: 'તમે એટલા સારા માણસ કહેવાઓ, પણ તેથી બીજાને તમે પરાણે લડીને એમ ન કરાવી શકો.'

આમ કેટલીક ચર્ચાને અંતે તે શાંત પડ્યાં. પણ જો પેલી બેનનું ઉપરાણું લેનાર કોઈ ન મળ્યું હોત તો બિચારાંને ખરેખર દબડાવી નાખત, બેન તેમની ભલમનસાઈથી જરૂર જગ્યા કરીને તમને બેસાડે પણ તમે જબરદસ્તી કેવી રીતે કરી શકો?

પોતાની સગવડતા ખાતર બીજાની અગવડતા ભૂલી જાય છે અને તરત જ બીજા સ્ટેન્ડે એક બહેન નાના બાળક સાથે ચડી. મેં કહ્યું 'બેન, આ બહેન બાળકને તેડીને ઊભી રહી શકે ખરી?'

'ના' તેમણે કહ્યું.

'તો પછી તમે ઊઠીને એને જગ્યા કરી આપો,' અને તેમણે એ વાક્ય સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખ્યું.

આવાં માનસે આપણામાં નાગરિકતા ક્યારે પ્રગટશે?

## સુગમ રસ્તે શાંતિ

નિલય અને ઈલાના લગ્ન થયે સાતેક વર્ષ થયાં હશે. પણ નિલય જમવા બેસે ત્યારે કોઈ ને કોઈ ખોડ તો કાઢવાની હોય જ. નિલયને ટેવ પડી ગયેલી બોલવાની અને ઈલાને સાંભળવાની. એક કાને સાંભળી, સાંભળ્યું ન સંભળ્યું કરનારી ઈલા ક્યારેક તો વિચારવંતી બની જતી.

નિલય અને ઈલા બન્ને જુદા જુદા ઘરમાં ઉછરેલી વ્યક્તિઓ છે. બન્નેનાં વાતાવરણ જુદાં, રહેણીકરણી અને રીતભાત પણ જુદાં.

નાનપણથી જે વાતાવરણની અસર હોય તે ભૂંસાતા ઘણો સમય લાગે. ક્યારેક બીજું બંધબેસતું ન આવે, અનુકૂળ ન લાગે. પણ જુદા જુદા ઘરની એ બન્ને વ્યક્તિઓએ એક-રૂપ થઈ વાતાવરણને સુંદર સર્જવાનું છે. એ કામ છે ગૃહિણીનું. પણ તેમાં જવાબદારી બન્નેની રહે છે.

નિલયે લગ્ન પછી થોડો વખત તો આ બધું ચલાવી લીધું પણ પછી જેમ સહવાસ વધતો ગયો તેમ ઘરની બીજી વ્યક્તિઓની સાથે એને પણ ખોડ કાઢવાનું મન થયું. અને સાવ નાની નાની બાબતમાં તે ઈલાને નાખુશ કરવા લાગ્યો. આજે તો કપડાં બરોબર ધોયાં નથી, તને પીરસતાં જ નથી આવડતું. રસો-ઈમાં કંઈ વાંક કાઢવા જેવું ન હોય એટલે આ શું ? રોજ એકનું એક ખાવાનું નથી ભાવતું. ફલાણી બેનને ઘેર તો રોજ નવું નવું કેવું સરસ બનાવે છે. અને તું........' આમ રોજ રસોઈનું રામાયણ ચાલુ જ હોય. નિલય તો ખોડ કાઢીને ખસી જાય. મિત્રો પાસે મોડે સુધી જતો રહે. કદાચ એના મનમાં એ ઘડી પછી કંઈ જ હશે નહિ. પરંતુ ઈલા.... ઈલા બિચારી શું કરે ! તે મનમાં ખૂબ દૂભવાય. અને જ્યારે કોઈની હાજરીમાં એ વેણ સાંભળ્યાં હોય ત્યારે તો તેનું મગજ જ ફરી જાય. એને ખાવાનું પણ ભાવે નહિ, નિરાંતે જમે નહિ અને એને કોઈ આગ્રહ કરીને જમાડે પણ નહિ. એટલે એનું પિયર એને ખૂબ સાંભરી આવે. બધું જ પસંદ કરીને લગ્ન કર્યા પછી પણ આવી નાની નાની બાબતમાં રોજની રામાયણ ! તેનું મન મનાવવા પ્રયત્ન કરે. ઘર ઘરના રિવાજ જુદા હોય એટલે પોતે એ રીતે રહેવા પ્રયત્ન કરે. પણ ઘરમાં બધાંના મોં ચડેલાં જોઈને એનું મન ભાંગી જાય. અને પોતે કરતી હોય તે રીત ફેરવવાનું મન ન થાય. ઘણી-વાર ઈલા ખૂબ વિચારે ચડી જતી.

લગ્નની જવાબદારી સ્વીકારતા પહેલાં કેટલું બધું જોવાનું હોય છે ? વિચારોની સામ્યતા હોય તો પણ ચોવીસ કલાક સાથે રહીએ ત્યારે જ અમુક પરિચય તો થાય. આવી નાની બાબતો કેટલાંયના લગ્નજીવન નિષ્ફળ બનાવતી હશે ! નાની દેખાતી બાબતોને જ્યારે મોટું સ્વરૂપ અપાય છે ત્યારે જ તેનું મહત્વ સમજાય છે. એનો રસ્તો જરૂર શોધવો રહ્યો. એને માટે બન્ને જવાબદાર તો છે જ.

અને ઈલાએ નિલય સાથે ખુલાસો કરવા કમ્મર કસી. નિલયના મનનું જે ઈલાએ સ્વરૂ-પમાં લીધેલું તેનો ખ્યાલ જ નહોતો. નિલય ઈલાની પરિસ્થિતિ ક્યારે પણ વિચારતો નહિ. તે તેનામાં જ મસ્ત હતો અને બીજી ગૃહિણી જેવી જ ઈલાને ગણી કાઢતો. ઈલાને તો તેનું જીવન સુખી બનાવવું હતું. તેણે થોડા સમય તો હસતાં હસતાં બધું સહી લીધું અને એક દિવસ એનું નક્કર રૂપ ધારણ કરી નિલય પાસે વાત મૂકી. બન્નેના સારાં નસીબે ઈલાનો પાસો સીધો પડ્યો. બન્ને સમજ્યાં, બન્નેએ અનુકૂળ વાતાવરણ સર્જવા માંડ્યું અને હળીમળીને જે સુગમ હતો તે રસ્તો શોધી કાઢી જીવનમાં શાંતિ મેળવી.

*

# ગ્રંથસમીક્ષા

## ગોવર્ધનરામની સ્ક્રેપ-બૂક :

[ પુ. ૭ મું : સંપાદક, કાન્તિલાલ છ. પંડ્યા; પ્રકાશક, એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ, ૨, રૂ. ૨/—]

ગોવર્ધનરામ ત્રિપાઠી અને એમના સાહિત્યના અભ્યાસીઓએ અવશ્ય વાંચવું જોઈએ એવું આ પુસ્તક ગોવર્ધનરામે જેને અંગ્રેજીમાં 'સ્ક્રેપબૂક' નામ આપ્યું છે એવી તેમની અંગ્રેજીમાં લખાયેલી સાતમી નોંધ-પોથીનું પહેલી વાર મુદ્રિત થતું ગ્રંથસ્વરૂપ છે. આવી નોંધપોથી સને ૧૮૫૫ થી એટલે મુંબઈમાં વકીલાતમાં પોતે જામવા માંડ્યા ત્યારથી ગોવર્ધનરામે રોજેરોજની ડાયરીરૂપે નહિ પણ જરૂર જણાય ત્યારે પોતાના વિચારો, નવા લખાણની યોજનાઓ, પોતે વાંચેલાં પુસ્તકોમાંથી તેમને ગમેલા ઉતારા અથવા તેના સાર ને તે પર પોતાના ભાષ્ય, ઈ૦ ટપકાવવા માટે લખવી શરૂ કરેલી. આ પુસ્તક તા. ૨૩–૯–૧૯૦૪થી ૩–૧૧–૧૯૦૬ સુધી આવીને અટકે છે, જ્યાંથી પછી ગોવર્ધનરામની આખરી માંદગીને કારણે તેનું પૂર્ણ-વેરામ આવી જાય છે.

। વેળાની ભણેલાઓની પ્રણાલિકા મુજબ આ નોંધ-ાથીની સામગ્રી અંગ્રેજીમાં લખાઈ છે. એમાંનું ગદ્ય ્હેરોરિયન યુગના અંગ્રેજી ગદ્ય જેવું છે, પણ ાવર્ધનરામનું અંગ્રેજી ભાષા પરનું પ્રભુત્વ એકંદરે ારું હોવાની છાપ પાડી જાય તેવું છે. કર્ઝનના કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન વ્યાખ્યાનના પ્રત્યા-ઃતોની ગોવર્ધનરામે લીધેલી નોંધની ( જુઓ પૃ. ૭–૩૮ ) અંગ્રેજી ભાષા જરૂર વાચકોનું ધ્યાન ખેંચશે.

। નોંધપોથીની સામગ્રીમાં લેખકનું આત્મનિરીક્ષણ, એમની પ્રવૃત્તિ ને નિત્યચર્યા, થોડીક કુટુંબચર્યા અને બહારના જગતના નોંધપાત્ર બનાવો પર એમના વિચારો મુખ્ય છે. ગોવર્ધનરામના ચરિત્રકારને માટે ઉપયોગી થાય તેવી માહિતી એમાં ઘણી મળે છે. પોતાની નરમ તબિયતના ઉલ્લેખો વારંવાર કરતા ગોવર્ધનરામ પોતાની દ્રવ્યવિષયક સ્થિતિની નોંધ લઈ એક ઠેકાણે પોતાના નિવૃત્તિનિવાસે પત્ની ને પુત્રનાં હિત જોખમાવ્યાનો સખેદ એકરાર કરે છે એ જેમ આપણું ધ્યાન ખેંચશે, તો ૪૯–૫૦મા વર્ષથી મૃત્યુની આગાહી કરવા માંડી તે માટેની જ્ઞાનયુક્ત માનસિક તૈયારી કરતા ગોવર્ધનરામની યોગસાધના અને વધતી જતી ઈશ્વરાભિમુખતા વિષેની અત્ર સાંપડતી માહિતી તેમના આંતર વ્યક્તિત્વના પરિચય માટે ઘણી મહત્વની ઠરશે. ગોવર્ધનરામનાં તરેહતરેહનાં વિલક્ષણ સ્વપ્નોની નોંધ પણ કૌતુકરસિયા વાચકોને રસિક લાગવાની. તત્ત્વવિચારણામાં સત્–ચિત્–આનંદની અને કર્મસિદ્ધાંતની મીમાંસા તેમજ 'સરસ્વતીચંદ્ર'માં પોતે સરસ્વતીચંદ્રને કુમુદ સાથે નહિ પણ કુસુમ સાથે પરણાવ્યો છે તે સબંધમાં દયારામ ગિદુમલ સાથે એમને થયેલ પત્રવહેવાર અને તેમાં પોતે સ્પષ્ટ કરેલ પોતાનું દૃષ્ટિબિંદુ, આ પુસ્તકના ખાસ વાંચવા જેવા મનનીય ભાગ છે. સ્વ. ત્રિભુવનદાસ ગજ્જર માટેનો મૈત્રીભર્યો સદ્ભાવ અને તેમના ગુણો તથા શક્તિને એમણે આપેલ અર્ઘ્ય ભાવિ ગજ્જર–ચરિત્રમાં ખૂબ ઉપયોગી થાય તેમ છે.

નોંધપોથી ગોવર્ધનરામના વ્યક્તિત્વનો જે પરિચય કરાવે છે તે તેના પ્રકાશનની મહત્વની સેવા ગણાશે. કર્ઝન, નરસિંહરાવ, 'કાન્ત' આદિ વિષેના એમના અભિપ્રાય ( જુઓ પૃ. ૫૫–૫૭) માનવપ્રકૃતિના કેવા

ચતુર પરીક્ષક ગોવર્ધનરામ હતા એ બતાવે છે. સામાનું દૃષ્ટિબિંદુ સમજી તેને ન્યાય આપવા પણ એ કેવા તત્પર હતા એ પત્ની, નાના ભાઈનાં પત્ની વિષ્ણુલક્ષ્મી તથા કર્ઝન સંબંધી એમણે લખેલી નોંધોમાં દેખાય છે. કર્ઝનના કારભાર વિષેની એમની ટીકામાં, ખાસ તો પૃ ૩૬–૩૮ પરની ટીકામાં, એમની ઊંડી દેશભક્તિનું દર્શન વાચકને થશે. પોતાના જીવનચરિત્રની પ્રસિદ્ધિની વાતથી ડર અનુભવતા (જુઓ પૃ. ૪૨–૪૩, ૫૬–૫૮) અને પોતાને કોઈ ખરી રીતે નહિ સમજી શકે એ ભીતિ સેવતા ગોવર્ધનરામની નિરભિમાનિતા જેટલી આકર્ષક છે તેટલું જ આકર્ષક અનેક સ્થળે વ્યક્ત થતું તેમનું કુટુંબવાત્સલ્ય પણ છે. એ કુટુંબવાત્સલ્ય કોઈ અબુધ સંસારકીટની મમતા નથી, પણ જ્ઞાનીની તટસ્થતાવાળું વાત્સલ્ય છે સ્વજનો સાથેના સંબંધમાં, પોતાની અસ્વસ્થ શરીરપ્રકૃતિ અને મૃત્યુ માટેની તૈયારીનીય બાબતમાં તત્ત્વજ્ઞાનીની તટસ્થતાનું દર્શન થાય છે. એમનું આત્મનિરીક્ષણ, એમની જ્ઞાનદૃષ્ટિ, છેલ્લે તો પ્રસન્ન બ્રહ્માકાર વૃત્તિ જેવી વૃત્તિ (જુઓ એમની છેલ્લી લખેલી નોંધ) ગોવર્ધનરામને સહૃદયનો પ્રેમાદર જીતાવી આપે તેવાં છે. એમાં ક્યાંય દંભ નથી, આડંબર નથી, એમના સાચા અંતરંગની જ પિછાણ છે.

'શ્રીયુત ગોવર્ધનરામ' એ સુલિખિત ગોવર્ધનરામ-ચરિત્રના લેખક અને ગોવર્ધનરામના ભાણેજ ડો. કાન્તિલાલ પંડ્યા તેમના થોડા માસ પર થયેલા અવસાન પહેલાં આ સ્ક્રેપબુકનું સંપાદન-પ્રકાશન કરી ગયા એ એમની બીજી ગોવર્ધનસેવા થઈ. એમણે અધૂરું મૂકેલું ગોવર્ધનરામની બીજી છ ભાગની જ નોંધપોથીઓના સંપાદન-પ્રકાશનનું કાર્ય અટકી ન પડે તો સારું', એમ આ પુસ્તકનાં વાચકો નિઃશંક ઇચ્છશે.

નવું લોહી :

[ લે. પન્નાલાલ પટેલ; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ લિ., ગાંધીરોડ, અમદાવાદ, ૧; રૂ. ૫/— ]

'એના કણેકણમાં ત્યાગની ભાવના ભરવી, તો પેલી રગો (નાડીઓ) પણ ભાતભાતના ભોગની –ફનાગીરીની બનાવવી. માનવતાનો મસાલો લઈ માંસ બનાવવું તો સંયમનો સૂર પાડી એનું હાડકું કરવું. ને આ બધું પછી અહિંસાની ચામડીમાં મઢી સતની ચાખડીએ ચડાવી પરાર્થે—બલ્કે લોકાર્થે જીવન જીવતું કરી દેવું'—આ અભિલાષાથી આદરેલી આ નવલકથામાં શ્રી પન્નાલાલે તેના જુવાન નાયક સુધાકરને ગળથૂથીમાં જ સેવાભાવ પાયો છે. તેથી જ તો કોંગ્રેસી પ્રધાનનો એ ભણેલ તેજસ્વી પુત્ર ગ્રેજ્યુએટ થતાં ફેલોશીપ, અમેરિકાના અભ્યાસની સુલભ્ય સગવડ અને તેના ફળરૂપ ઉજ્જવળ ભાવિ કારકિર્દી છોડી 'ગામડાને સમજવા, બલ્કે અનુભવ લેવા' અને સ્વરાજ ગામડામાં કેટલુંક પહોંચ્યું છે તે જોવા ગુજરાતના એક રેલ્વેથી દૂરના ગામડામાં જાય છે. એ પહેલાં કોંગ્રેસ કાર્યકર રમણકાકાની કૉલેજમાં ભણતી પુત્રી વીણાનો સંપર્ક એને કરાવી કર્તાએ એના હૈયામાં પ્રેમ વાવ્યો છે. પણ આ પ્રેમ કરતાં એની સેવાભાવના વધુ ઉત્કટ છે. એથી જ તો એ વીણા સાથે બે વર્ષ પછી લગ્ન ને તે પછી'ય બ્રહ્મચર્ય-વ્રતનો નિર્ણય (વીણાની સંમતિ મેળવીને) કરવા છતાં વીણાને મોકળી રાખી પોતે ગામડે દટાવા જાય છે. રસ્તામાં તેને થતો ગાડીની ને બસની ભીડનો તથા ગામડામાં ગયા પછી ત્યાં અબુધ લોકોની જડતા, બાળલગ્નો, નાતનું પંચ, સરકારી નોકરો, મુખી, લાંચ, ઇ૦ નો જોઈ-સાંભળીને તેને થતો અનુભવ સુખદ નથી. એ એને બેચેન કરે તે કરતાં એને વિશેષ ક્ષુબ્ધ કરે છે. મુખી દેવજીકાકાની જુવાન વિધવા દીકરી સોનાં પ્રત્યે પોતે આકર્ષાવા માંડ્યો છે એવું તેને થતું ભાન. સોનાને અર્ધવસ્ત્ર દશામાં રસથી જોઈ જવાના પાપ માટે એક અઠવાડિયાના ઉપવાસનું પ્રાયશ્ચિત્ત એ પોતાની પર લાદે છે ત્યારેય એકાન્તની અનુકૂળતાએ તો એ વિજાતીય આકર્ષણે વધુ માથું ઊંચક્યું ને એ એને વશ પણ થોડીવાર બની ગયો. આ અનુભવ એની આંતર ચેતનાને

જખરો ધક્કો મારી જાગ્રત કરે છે, અને સ્વરાજ ગામડાં ને જનતા સુધી કેમ પહોંચ્યું નથી એના કારણ તરીકે પણ એને જે લાગવા માંડ્યું હતું કે જાતને સુધાર્યા વગર જગતને સુધારવા નીકળી પડવામાં કાંઈ અર્થ નથી તે વિચાર વધુ પ્રબળ બને છે. પરિણામે, જાતને સુધારવા, એટલે જે લોહીમાં લાલસા ને વાસનાઓ પડી છે તેને જ બદલી નાખવા, પ્રકૃતિ (=વિષયવાસના, અહંકાર, ઈર્ષ્યા, અજ્ઞાન ઈ૦ નિમ્ન પ્રકારની પ્રકૃતિ) પર વિજય મેળવવા, આત્મસાક્ષાત્કારની કોઈ શાળામાં જવાનો તે નિર્ણય કરે છે. એ નિર્ણયના અમલમાં તેને ગામડાનું કર્મક્ષેત્ર છોડી ચાલી નીકળતો બતાવી કર્તા કથા પૂરી કરે છે.

વાત તો આમ સાદી છે, પણ શ્રી પન્નાલાલનો વધુ ભાર વક્તવ્ય પર જ છે. આ વસ્તુ કૃતિને સ્પષ્ટ રીતે ઉદ્દેશપ્રધાન બનાવે છે, અને તેથી વિચારપ્રધાન પણ. વસ્તુતઃ કથાનાયક સુધાકરમાં આજના પન્નાલાલની જ અત્યારની આપણી આસપાસની પરિસ્થિતિએ જન્માવેલી મથામણ અને એમના અંતરમાં રોપાયેલી તેના ઉકેલના ઉપાય માટેની શ્રદ્ધા મૂર્ત થાય છે. શ્રી પન્નાલાલને જાણનારા જાણે છે કે એમની શ્રદ્ધા અત્યારે શ્રી. અરવિંદના યોગમાર્ગ પર પ્રસ્થાપિત થઈ છે. સેવાભાવી સુધાકરને પ્રથમ ગાંધી–બોધિત કર્મયોગ અને લોકસેવાનો અનુભવ લેવડાવી અન્તે તેને શ્રી. અરવિંદ–બોધિત યોગને રસ્તે તેમણે વાળ્યો છે તેનું કારણ સમજવું અઘરું નથી. એ માટે તેમણે સુધાકરને મૂળથી જ કોઈ અમુક વાદનો કંઠીધારી નહિ બનાવતાં કંઈક આ કથામાંના પ્રો. વામનના જેવો જાગ્રત મંથનશીલ સ્વતંત્ર વિચારક અને સત્યનો સાચો શોધક ઘડ્યો છે. સુધાકર કોંગ્રેસ કાર્યકર રમણકાકાને, પ્રધાન પિતાને, પ્રિન્સિપાલને, અને ભૂદાન કાર્યકરોને, સૌને નગ્ન સત્ય સંભળાવી એમની આત્મ–પ્રતારણા અને મોહક વાણી પાછળનો દંભ ખુલ્લો કરી, નવું લોહી દેશની ચાલુ પરિસ્થિતિ ને પ્રશ્નો ને નેતાઓ ને સેવકો ને સરકાર માટે શું વિચારે છે એ બતાવે છે. પુસ્તકના નામને જેમ આ, તેમ નિમ્ન પ્રકૃતિને વશ લોહીને જ બદલી નવું લોહી પ્રગટાવવાના સુધાકરનો સંકલ્પ તથા આજનું નવું લોહી જ એ નવા લોહીની સાધનાનો માર્ગ લેશે કે તણે એ લેવો જોઈએ એવું કર્તાનું સૂચન, અન્વર્થક બનાવે છે.

કથાનું આ વક્તવ્ય અને કથાનો આવો અંત પહેલેથી ગોઠવાયેલાં નહિ હોય તો ય તાલમેલિયો અને કર્તાની આજની દૃષ્ટિ કે શ્રદ્ધાએ ઉપજાવેલો લાગવાનો સંભવ નથી એમ નહિ. ગાંધીજીની જીવન સાધનાથી પ્રભાવિત વાચકોને એમ લાગવાનું ખરું કે કર્તા અમુક નિશ્ચિત વલણ કે પક્ષ જ લઈને બેસી ગયા છે, જેથી જ તેમણે એની કશી સિદ્ધિ તરફ નજર કર્યા વિના કોંગ્રેસ રાજ્યની અને ગાંધીવાદી સેવકો અને કાર્યકરોની માત્ર કચાશો જ જોઈ તેની ટીકા કરી છે. તેઓ એમ કહી શકે કે સુધાકર શિખાઉ કે કાચો (Amateurish) ગ્રામસેવક છે. સાચો સેવક તો પોતે આસપાસ જે કચાશો કે દૂષણો લોકોનાં તેમ રાજ્યનાં જુએ તેનાથી અકળાઈ સુધાકરની માફક ભાગી ન જાય, એ તો એ પરિસ્થિતિમાં પોતાની ધીરજ અને સેવાભાવનાને પડકાર માની એ પરિસ્થિતિમાં પરિવર્તન લાવવા તનતોડ સન્નિષ્ઠ પ્રયાસ કરતો એ સેવક્ષેત્રમાં ખપી જાય, ખૂંપી જ જાય, એમ ગાંધી–બોધિત કર્મમાર્ગી સેવાયજ્ઞના પુરસ્કર્તાઓ કહેવાના. આનો પન્નાલાલનો જવાબ એમણે કથા-દ્વારા જે કહ્યું કર્યું છે તેથી જુદો આવવાનો નહિ. મતલબ કે આ તો બે સામસામાં દૃષ્ટિબિંદુઓનો સવાલ છે. ગાંધીજીની માફક સમાજસેવાની સાથે સાથે, તેને સાધન બનાવીને, આત્મવિકાસ સાધી ન જ શકાય? કે પછી, નિમ્ન પ્રકૃતિ પર વિજય મેળવી આત્મજેતા બન્યા વિના અન્યને સુધારવા જવાનું ફળ ધૂળ પર લીંપણ જેવું જ આવવાનું? આવું વિચારમંથન જગાડી જતી આ કથાનો શ્રી પન્નાલાલ લાવ્યા છે તે અંત જો આમ અમુક વિચારવલણવાળા વાચકોને અસમાધાનકારક લાગવાનો, તો તેનો એક

હજારની લોન એને આપવા તૈયાર થાય છે. તે પહેલાંની અશ્વિન ને સૌદામિનીની વાતચીત જે 'આપણી જિંદગી એ આપણા નફાતોટાની અને લહેણા-દેણાની કિતાબ માત્ર થઈ' એ સૌદામિનીના શબ્દોને સાચા ઠરાવે તેવી છે, જોતાં તોછડો અને થોડો લાગણીશૂન્ય લાગતો અશ્વિન આમ કોઈ અજાણ્યા યુવકને આવડી મોટી રકમની લોન આપવા તૈયાર થઈ જાય એ અસ્વાભાવિક ન લાગે એટલા સારુ અશ્વિન-સૌદામિનીની અપુત્રતાનું સૂચન એમની વાતચીતના ઉત્તરાર્ધમાં લેખકે કરાવ્યું છે.

બીજો અંક વીસ વર્ષ પહેલાંના ભૂતકાળમાં ('ફ્લેશ બૅક' જેવી પદ્ધતિ અજમાવી) ડોકિયું કરાવે છે અને અશ્વિન-સૌદામિનીનાં લગ્ન તથા અશ્વિન-વીજળીના સંબંધનું વસ્તુ રંગભૂમિ પર રજૂ કરે છે. બીજા અંકના પહેલા પ્રવેશમાં વીજળી અશ્વિનથી સગર્ભા બનેલી એનું ઢાંક્યું સૂચન અશ્વિનના સ્વગતમાં આવે છે, તેથી નાટકને અંતે અણધાર્યો રહસ્ય-પ્રકટનનો આંચકો આપનારનું બનતું નથી. અશ્વિન, સૌદામિની અને સૌદામિનીના પિતાએ અશ્વિન-સૌદામિનીના લગ્નનો પ્રશ્ન વણઢાંકી વ્યવહારુ ગણત્રી-બાજીથી ઉકેલ્યો હોવાનું આ અંકનો પહેલો પ્રવેશ વાચકોને, પ્રેક્ષકોને જણાવે છે. બીજો પ્રવેશ વીજળી-હીરાલાલના લગ્નની ઘટનાના સંજોગ રજૂ કરે છે, જેમાં અશ્વિનની નાલાયકીને પડખે પ્રો. હીરાલાલની ઉદારતા દીપી આવે છે.

એ વિશેષ દીપી ઊઠે છે ત્રીજા અંકમાં, જ્યારે અશ્વિન વીજળી પાસે આવી, ભૂતકાળ ઉખેળી, જૂની કામુકતા દેખાડી, વીજળીની દઢતાને ડારવા જૂની વાત પ્રકટ કરવાની ધમકી આપે છે અને વીજળી પ્રથમ 'મારી ઝૂંપડી ન બાળશો' એવું કહી અંતે એ એની ઝૂંપડી એટલે એનો સુખી ગરબ સંસાર બળી જવાને ય જોખમે તે જ વેળા આવી ચડતા હીરાલાલ આગળ સત્યનો એકરાર કરે છે ત્યારે વીજળીનો એકરાર પ્રો. હીરાલાલની ઉદાત્તતાને બહાર લાવી એની પાસે વીજળીનો સ્વીકાર અને સંરક્ષણ કરાવે છે, અને અશ્વિનને ઠપકા સાથે વિદાય અપાવે છે વીજળી-હીરાલાલની 'ગરીબની ઝૂંપડી', એમનો સુખી ગૃહસંસાર આમ સુરક્ષિત રહે છે.

નાટક એક સીધી વાર્તા ઉખેળાઈને આપણી આગળ નાટકરૂપે ભજવાતી હોય એવું લાગે છે. એમાં સંવાદો સારા છે પણ પ્રત્યેક પ્રસંગે વધુ પડતા લાંબા હોવાની છાપ પાડે છે. મેહુલ જેવા પુત્રથી શોભતું વીજળી-હીરાલાલનું ગૃહસૂત્ર મીઠું છે. અશ્વિન ત્રણે અંકમાં, ને ખાસ તો બીજા ને ત્રીજા અંકમાં, નાટકનું ખલ પાત્ર જ બની ગયો છે. એની સૌદામિનીની નારી-સહજ સંતાનઝંખના અને એની અસિદ્ધિને લીધે એને થતી વેદના પહેલા અને ત્રીજા અંકમાં ઠીક ઉપસાવાઈ છે.

કર્તાએ નાટકને ત્રિઅંકી બનાવ્યું એટલે પૂર્વવૃત્ત માટે બીજો અંક એમને રોકવો પડ્યો છે. એ રીતે વર્તમાનમાં શરૂ કરી, નાટકને ભૂતકાળમાં લઈ જઈ, ફરી તેનું વર્તમાન જોડે અનુસંધાન બતાવવાનું તેમણે કુશળતાથી સાધ્યું છે. બીજો અંક આખો ઉડાવી દઈ તેના પહેલા પ્રવેશની વાત અશ્વિન-સૌદામિનીના સંવાદમાં અને બીજા પ્રવેશની વાત ત્રીજા અંકના વીજળી-અશ્વિનના સંવાદમાં સૂચવી, પહેલા તથા ત્રીજા અંકને સાથે જોડી, નાટકને એકાંકી પણ સહેલાઈથી બનાવી શકાત. અલબત્ત એમાં એક જ સ્થળે તેમ મેહુલને મદદ કરવાની અશ્વિનની દરખાસ્તનો પ્રસંગ યોજવામાં કર્તાને બેજું ઠીક કરવું પડત. આ ત્રિઅંકીરૂપમાં ભજવતી વેળા ભજવનારાઓને કદાચ સંવાદો ક્યાંક ક્યાંક ટૂંકાવવા પડે. ભજવતી વેળા ખરી નાટ્યોચિત પરિસ્થિતિ ત્રીજા અંકના ઉત્તરાર્ધમાં જામતી હોઈ પ્રેક્ષકોને ખરો આનંદ આવવાનો તે વખતે.

પાણીદાર મૌલિક નાટકો જે વેળા ઓછાં લખાય-છપાય છે તેવે વખતે આવું સુવાચ્ય તેમ રંગભૂમિ-અનુકૂળ નાટક શ્રી ધનસુખલાલ જેવા રંગભૂમિ અને નાટકના સમજદાર લેખક પાસેથી મળે છે એ આનંદની વાત છે.

★

# બીજું અને ચોથું પારિતોષિક પામતાં ભારતી સંઘનાં બે પ્રકાશનો

**મુંબઈ સરકારે શ્રેષ્ઠ પુસ્તકો તરીકે જાહેર કર્યાં છે તેમાં નીચેનાં બે પુસ્તકોનાં લેખકોને બીજું અને ચોથું પારિતોષિક મળે છે.**

તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સમાજવિજ્ઞાન માટેનું
બીજું ઇનામ
**શ્રી જયમલ્લ પરમારકૃત**




મૂલ્ય : રૂ. ૬/– [રજિ. પો. રૂ. ૧/૨૫]

સૌરાષ્ટ્રની લોક સંસ્કૃતિનો મનભર આસ્વાદ ચખાડતો આ ગ્રંથ દરેક અભ્યાસીઓ માટે ખૂબ ઉપયોગી થઈ પડે તેવો મહત્ત્વનો છે. શ્રી અનંતરાય રાવળ તેની આલોચના કરતાં લખે છે :–

'સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો તેના લોકસાહિત્યમાંથી મળતો પરિચય સ્વ૦ મેઘાણીના સૌરાષ્ટ્રીય લોકસાહિત્યના સંપાદન, ગાન–કથન અને રસદર્શી વિવેચન–વિતરણ દ્વારા આપણને સુલભ બન્યો હતો. આ પુસ્તક એ દિશામાં આગળ વધી સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનાં વિધાયક બળો, જુદી જુદી જાતિઓના પહેરવેશ, ગૃહશોભનકળા, લોકનૃત્યો, ઉત્સવો, રાસડા–ગરબા, ભજનિક સંતો અને તેમની ભજનવાણી, લોકોના ધર્મસંસ્કાર ઈ. અનેક બાબતો વિષે સમાજશાસ્ત્રની તેમ સાહિત્યની દૃષ્ટિએ રસપ્રદ નીવડે તેવો અભ્યાસ શાસ્ત્રીય કક્ષાએ રજૂ કરવા સફળ પ્રયાસ કરે છે.'

પુખ્ત વયનાંઓ માટેનાં નાટકો માટેનું
ચોથું ઇનામ
**શ્રી રંભાબેન ગાંધીકૃત**




મૂલ્ય : રૂ. ૩/૫૦ [રજિ. પો. રૂ. ૧/–]

સાત એકાંકીઓ અને લગ્નગીતો–લોકગીતો વિષેના ત્રણ અભ્યાસુ લેખોનો આ સંગ્રહ ખૂબ વૈવિધ્યવન્તો અને રસાળ બન્યો છે. શ્રી રંભાબેન ગાંધી આજે ગુજરાતી એકાંકી–સાહિત્યમાં આગવું સ્થાન ધરાવી રહ્યાં છે તે માટે તેમના છ એકાંકી સંગ્રહો પૂરતી સાબિતી છે. લેખિકા એકાંકીકાર તો પૂરેપૂરાં જાણીતાં છે જ. પણ આ સંગ્રહમાં છેલ્લે મૂકેલા ત્રણ અભ્યાસ–લેખોથી તેમની અભ્યાસપરાયણતા પણ દેખાઈ આવે છે.

વાંચવે, ભજવવે, સાંભળવે અને નિરખવે સર્વાંગસંપૂર્ણ એવાં આ એકાંકીઓ અનેક સંસ્થાઓએ સફળતાથી ભજવ્યાં છે. સમાજને નિહાળવાની ઊંડી સૂઝ અને હળવા કટાક્ષો એ શ્રી રંભાબેનની વિશિષ્ટતા પણ કહી શકાય. આ સંગ્રહમાં એ પણ દેખાય છે જ.

**દરેક ઘરમાં, પુસ્તકાલયમાં, શાળામાં કૉલેજમાં અને જાહેર સંસ્થામાં આ સંસ્થાનાં પ્રકાશનો હોવાં એ ગૌરવની વાત છે.**

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ — ૬૪. ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ — અમદાવાદ, ૧




'...મારા હૈયાની વાતડી પૂછશો મા'
ચિત્રકાર : સી. નરેન્

અંક ૩
સળંગ અંક ૩૫૧
જૂન '૫૯

મો. દવે | સંપાદક: જયન્ત પરટ

નવરચના

અંક ૩, જૂન '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૩૦

સળંગ અંક ૩૫૧ — 'નવરચના' : વર્ષ ૨૪

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**' ઊર્મિ—નવરચના '**

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.

૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧

પ્રકાશક : હીરાલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧

મુદ્રક : કાંતિલાલ દાદાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

અંક ૩, જૂન '૫૯ 'ઊર્મિ' : વર્ષ ૩૦
સળંગ અંક ૩૫૧ 'નવરચના' : વર્ષ ૨૪
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દસ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થવાના નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૦ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

' ઊર્મિ—નવરચના '
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ છોટાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

અંક ૩, જૂન '૫૯
સળંગ અંક ૩૫૧
સમાજમાં સંસ્કાર અને

'ઊર્મિ' : વર્ષ ૩૦
'નવરચના' : વર્ષ ૨૪
સાહિત્ય પ્રેરતુ સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રાહક નં અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટ બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રાહક નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો ૫ દર દિવસ પછી રદ કરાય છે
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

' ઊર્મિ—નવરચના '
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

## સ . . . . . દંભના ઓપ

નાગરિકતા, પડોશ-ભાવના અને સમન્વયશક્તિ માણસમાં લવાતી નથી, ઠોકી બેસાડાતી નથી, કે વરસોના પરિશ્રમથી અંદર ઉતારાતી પણ નથી. એ તો એના અંતરમાંથી જ ઊગી નીકળે છે. જિંદગીભર વિદ્યાર્થીઓને આવી દૃષ્ટિ સાંપડાવનાર શિક્ષકમાં જિંદગીની ઉત્તરાવસ્થામાં પણ એમાંનું કશું ઊતર્યું ન હોય ત્યારે આપણે કંપી જ ઊઠીએ છીએ. અનેક વિદ્યાર્થીઓના જીવન ઘડતર અને ચણતરમાં ફાળો આપનાર તરીકે એવા શિક્ષકને ઓળખાવીએ પણ શી રીતે? અનેકનું ગુરુપદ પણ એ શી રીતે પામી શકે? અનેકને આદર્શ ભણી એ દોરી પણ શી રીતે શકે? અને છતાં આજે દંભી દુનિયામાં આ બધું જોવા—જાણવા-અનુભવવા મળે છે એ હકીકત છે. છતાંય આપણા ભાવિ પેઢીની મહામૂલી જિંદગીને આમ આવી રીતે વેડફાતી આપણે મોં વકાસીને જોતી જ રહી. સમન્વયશક્તિ, પડોશ-ભાવના કે નાગરિકતા માણસના ઉગમકાળથી આવી હોય તે જ ચિરંજીવ બને છે, બીજું તો બધું ઢોળ ચડાવેલું ગણાય—ક્યારે એ ભૂંસાઈ જાય તે કહી જ ન શકાય. અને આ બધું આપણી આંખ સામે એવું તો ચોખ્ખું દેખાય છે કે તે જોવા માટે થોડો સરખો જ પ્રયત્ન જરૂરી હોય છે.

☆

તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે ❀ સંપાદકઃ જયન્ત પરમાર

'ઉશનસ્'

## લગ્ન પછી વીસે વર્ષે

વિચારી રહું વીસ વર્ષ પર ભૂતટિંબે ખડો;
કયહીંક હતી તું અગોચર ક્રીડંત કો છોકરી,
અને કયહીંક હું હતો રમતિયાળ છોરો વળી,
થયો દિવસ એક કે પરિણયાખ્ય જાદુ વડો:
અદીઠ કર ઊંચકાઈ દ્વય આપણું દૂરથી
મુકાયું અહીં સામસામું, ઊભી થૈ ગઈ ભેખડો
ન કિંતુ પ્રીતનો પ્રવાહ વચમાં ઉભેને અડચો,
હતાં હજીય તોછડા તટ ન જ, ના ડૂબ્યા પૂરથી;
સુધન્ય દિન એક થૈ સુકૃતિ : ગંગ હ્યાં ઊતરી
શિશુસ્વરૂપની અને ગરજી વ્હે રહ્યો રે પટ,
થયાં નદસુપૂર્ણ બે છૂટક ભેખડો થૈ તટ,
પટે નિરખી આપણી દ્વયની એક મૂર્તિ ઢળી;
મને શિશુની આકૃતિથી જ અલ તો ગમે તું સખી,
ન માત્ર મુજ રેખ, તારી પણ કૈંક જયાં આળખી.

✱

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## ઘામ ધખો

ઘામ ધખો, ઘામ ધખો,
સ્વેદબિન્દુની શાહીથી કૈં શાશ્વત મંત્રો લખો.
ઘામ ધખો, ઘામ ધખો.

છોને થાતું ચાતકહૈયું
દુઃખદાહથી આળું,
છોને વનદેવીનું લીલું
રૂપ ઘટે રઢિયાળું;
રૂપ અરૂપ કુરૂપ તણો છો શું થાઇ રે' લેરખો.
ઘામ ધખો, ઘામ ધખો.

વાટ થતી સૂની તેનીયે
જરી ન હૈયે ચિંતા,
વે'વારોથી પર કૈં એવા
જગતું થિત્ત નિયંતા;
વિશ્વ રમ્યની શેરી શેરીએ શોધે આતમ સખો.
ઘામ ધખો, ઘામ ધખો.

હિમ ગળે તે જોઈ જોઈ
હૈયે હરખ ભરાતો,
સંવેદનની શોભામાંથી
રંગ ઝરે છે રાતો;
દ્રવે સકલ કલિમલ દહનારો, રસાનંદ શો અખો!
ઘામ ધખો, ઘામ ધખો.

✱

નાથાલાલ દવાણી

## ઝંકાર

કોણ આ છેડી ગયું રજનીવીણાના તાર!
ગુંજી ઊઠયું આખું ગગન લખ તારલા-ઝંકારથી.

*

દૂરથી ઋતુરાજની લાગે સવારી આવતી,
કયારની આ કોકિલા, તેની, પુકારે છે છડી!

*

માગનારા માગતા છોને વસંતી પ્યાર—
મારું દિલ તો માગતું બસ પ્યાર કેરી બ્હાર!

*

મારી વિરહ રજની ભલા ઘનશ્યામ કયાંથી હોય!
રાધિકા શી યાદ એની ગૌર રેલે ચાંદની!

*

સુરાહી જિંદગાનીની મને પાતી રહી,
કદી સુખનાં અમી, ને કદી ઝેરનાંયે જામ!

*

જોઈ લીધાં છે રાતનાં કાજલ,
હું ઉષાનાં ગુલાલ માણું છું.

✱

'પતીલ'

## હિજરત બક્ષી

મહારા ઈશ્કબળે છે મને ખિલવત બક્ષી,
મસ્ત છું યાદમાં જેણે મને ઈજ્જત બક્ષી;
વતનની વાડીઓની સાથ હવે શી નિસ્બત ?
કોઈના પાપથી આ રંકને હિજરત બક્ષી !

★

'સુધાંશુ'

## બાંધો ને છોડો ગઠરી રે !

લેજો સલામ મારી સુમનની, સલિલો !
મહેમાનો ચલતાં મુકામ;
વહેતાં વહ્યાં તમે, ખીલ્યાં વને અમે,
આપણુંલો પલનો દમામ;
બાંધો ને છોડો ગઠરી રે !
આપ્યાં પંણી ! કોઈ પલ્લવપલકારે જો
વીંઝણલા, વિસામા–છાંય,
મળજો સુમનને ખરતાં ખરતાંયે.
ધરતીએ ઝૂપવાની બાંય;
બાંધો ને છોડો ગઠરી રે !
જોવાં, જાવાં ને જીવવાં, જૂનવાં થાવાં
એવી સરણીનો આ ક્રમ;
પલનાં ભાતાંમાંયે નેહનાં સંભારણાં,
મોડીએ મનઉરના ભ્રમ;
બાંધો ને છોડો ગઠરી રે !
સલિલ ! ફરો સાગરસાગર તીરે આરે
પહોંચશો વ્યોમ વિરાટ !
તેજના ધામને કે'જો કે સુમનો તો
ભરતા રચ્યાં મહીના મહીમાટ
બાંધો ને છોડો ગઠરી રે !

★

'મીનપિયાસી'

## ચંદારાણી

ઓ...ચંદારાણી...ચંદારાણી,
તને આવી નટખટ મેં ન્હોતી જાણી–ચંદાર
દીઠી 'તી રોજ તને (૨)
જાતી ને આવતી.
મુખડું મલકાવતી હૈયું હસાવતી,
ઓ...નહોતી દીઠી...તને, નયનો નચાવતી,
વાદળનો આવરો ઘુંઘટ તાણી–ચંદાર
પૂછું છું તોય કાં બોલે ના ચૂપ છે.
વેરી નાખે છે શીદ આવાં આ રૂપને ?
સાંભળ તું વાતને, સાચવ તું જાતને,
જોતું નથી શું રૂપ—દઈ દે કાં રાતને ?
ઊછળ્યો ઉડાડય શીદ સુંદરતા–ચંદાર
હોઠે છે હાસ્ય તારાં, આશા ઉલ્લાસનાં,
ધરતીને ચૂમતી ઊડે આકાશમાં.
અમરત રેડે છે મારાં અંતર આવાસમાં.
ઓ...હૈયે અપડાય તો ય આવે ના પારામાં
ઘેલાં કરે છે શીદ સહુને શાણી–ચંદાર

★

દેવજી રા૦ મોઢા

## આવો તમે ન ?

કેવું વહે સભર જીવન–વ્હેણ, રાહ
ચૂક્યા વિના, દૃઢ–ગતિ, પ્રભુની દિશામાં !
માર્ગે તુફાન, વમળો, અવરોધ સામા
આવે, છતાં ન હુકરાય જરી પ્રવાહ.
આકાશથી રવિ, શશી, ગ્રહ, તારકોનાં
આવન્ત રશ્મિ રમવા જલબિન્દુ સંગે;
તો વાયુની લહર સ્પર્શતી બાહ્ય અંગે
ને જાય ઊર્મિ જગવી જલ–અંતરોમાં !
કોણે કઠોર થઈ ત્યાં અણચિંતવ્યો રે !
આઘાત શૈલ સમ કો જલમધ્ય ઝીંક્યો ?
ને પૂર્વયોજિત બધો મુજ વેત વીંખ્યો ?
—પાળો તૂટી, તળ ફૂટયાં, જળ–નાશ, ઓ રે !
થંભ્યું જહીં વહન, આવવું કેમ મારે ?
આવો તમે ન, કરુણાઘન, લક્ષ ધારે ?

★

'ઉશનસ્'

## લગ્ન પછી વીસે વર્ષે

વિચારી રહું વીસ વર્ષ પર ભૂતટિંબે ખડો;
કયહીંક હતી તું અગોચર કીડંત કો છોકરી,
અને કયહીંક હું હતો રમતિયાળ છોરો વળી,
થયો દિવસ એક કે પરિણયાખ્ય જાદુ વડો :
અદીઠ કર ઊંચકાઈ હૃદય આપણું દૂરથી
મુકાયું અહીં સામસામું, ઊભી થૈ ગઈ ભેખડો
ન કિંતુ પ્રીતનો પ્રવાહ વચમાં ઉભેને અડયો,
હતાં હજીય તોછડા તટ ન જ, ના ડૂબ્યા પૂરથી;
સુધન્ય દિન એક થૈ સુકૃતિ : ગંગ હ્યાં ઊતરી
શિશુસ્વરૂપની અને ગરજી વ્હે રહ્યો રે પટ,
થયાં નદસુપૂર્ણ બે છૂટક ભેખડો થૈ તટ,
પટે નિરખી આપણી હૃદયની એક મૂર્તિ ઢળી;
મને શિશુની આકૃતિથી જ અવ તો ગમે તું સખી,
ન માત્ર મુજ રેખ, તારી પણ કૈંક જયાં આળખી.

*

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## ધોમ ધખો

ધોમ ધખો, ધોમ ધખો,
સ્વેદબિન્દુની શાહીથી કૈં શાશ્વત મંત્રો લખો.
ધોમ ધખો, ધોમ ધખો.

છોને થાતું ચાતકહૈયું
દુઃખદાહથી આણું,
છોને વનદેવીનું લીલું
રૂપ ઘટે રઢિયાળું;
રૂપ અરૂપ કુરૂપ તણો છો ગુંથાઇ રે' બેરખો.
ધોમ ધખો, ધોમ ધખો.

વાટ થતી સૂની તેનીયે
જરી ન હૈયે ચિંતા,
વે'વારોથી પર કૈં એવા
જગનું ચિત્ત નિયંતા:
વિશ્વ રમ્યની શેરી શેરીએ શોધે આતમ સખો.
ધોમ ધખો, ધોમ ધખો.

હિમ ગળે તે જોઈ જોઈ
હૈયે હરખ ભરાતો,
સંવેદનની શોભામાથી
રંગ ઝરે છે રાતો;
દ્રવે સકલ કલિમલ દહનારો, રસાનંદ શો અખો!
ધોમ ધખો, ધોમ ધખો.

*

નાથાલાલ દત્તાણી

## ઝંકાર

કોણ આ છેડી ગયું રજનીવીણાના તાર!
ગુંજી ઊઠયું આખું ગગન લખ તારલા–ઝંકારથી.

*

દૂરથી ઋતુરાજની લાગે સવારી આવતી,
કયારની આ કોકિલા, તેની, પુકારે છે છડી!

*

માગનારા માગતા છોને વસંતી પ્યાર—
મારું દિલ તો માગતું બસ પ્યાર કેરી બ્હાર!

*

મારી વિરહ રજની ભલા ઘનશ્યામ કયાંથી હોય!
રાધિકા શી યાદ એની ગૌર રેલે ચાંદની!

*

સુરાહી જિંદગાનીની અને પાતી રહી,
કદી સુખનાં અમી, ને કદી ઝેરનાંયે જામ!

*

જોઇ લીધાં છે રાતનાં કાજલ,
હું ઉષાનાં ગુલાલ માણું છું.

*

'પતીલ'

## હિજરત બખ્શી

મ્હારા ઇશ્કબળે છે મને ખિલવત બખ્શી,
મસ્ત છું યાદમાં જેણે મને ઈર્જ્ઞાન બખ્શી;
વતનની વાડીઓની સાથ હવે શી નિસ્બત?
કોઈના પાપથી આ રંકને હિજરત બખ્શી!

★

'સુધાંશુ'

## બાંધો ને છોડો ગઠરી રે!

લેજો સલામ મારી સુમનની, સલિલો!
મહેમાનો ચલતાં મુકામ;
વહેણો વહ્યાં તમે, ખીલ્યાં વને અમે,
આપણુલો પલનો દમામ;
બાંધો ને છોડો ગઠરી રે!
આપ્યાં પંખી! કોઈ પલ્લવપલકારે જો
વીંઝણુલા, વિસામા-છાંય,
મળજો સુમનને ખરતાં ખરતાંયે.
ધરતીએ ઢાપવાની બાંય;
બાંધો ને છોડો ગઠરી રે!
જોવાં, જાવાં ને જીવવાં, જૂજવાં થાવાં
એવી સરણીનો આ ક્રમ;
પલનાં ભાતાંમાંયે નેહનાં સંભારણાં,
મોડીએ મનઉરના ભ્રમ;
બાંધો ને છોડો ગઠરી રે!
સલિલ! ફરો સાગરસાગર તીરે આરે
પહોંચશો વ્યોમ વિરાટ!
તેજના ધામને કે'જો કે સુમનો તો
ભરતા રયાં મહીના મહીમાટ
બાંધો ને છોડો ગઠરી રે!

★

'જ્ઞાનપિપાસી'

## ચંદારાણી

એ...ચંદારાણી...ચંદારાણી,
તને આવી નટખટ મેં ન્હોતી જાણી-ચંદારાણી.
દીઠી 'તી રોજ તને (૨)
જાતી ને આવતી.
મુખડું મલકાવતી હૈયું હસાવતી,
એ...નહોતી દીઠી...તને, નયનો નચાવતી,
વાદળનો આવડો ઘુંઘટ તાણી-ચંદારાણી.
પૂછું છું તોય કાં બોલે ના ચૂપ છે.
વેરી નાખે છે શીદ આવાં આ રૂપને?
સાંભળ તું વાતને, સાચવ તું જાતને,
જોતું નથી શું રૂપ—દઈ દે કાં રાતને?
છાળ્યો ઉડાડચ શીદ સુંદરતા-ચંદારાણી.
હોઠે છે હાસ્ય તારાં, આશા ઉલ્લાસનાં,
ધરતીને ચૂમતી ઊડે આકાશમાં.
અમરત રેડે છે મારાં અંતર આવાસમાં.
એ...હૈયે અથડાય તો ય આવે ના પાશમાં
ઘેલાં કરે છે શીદ સહુને શાણી-ચંદારાણી.

★

દેવજી રા૦ મોઢા

## આવો તમે ન?

કેવું વહે સભર જીવન-વ્હેણ, રાહ
ચૂક્યા વિના, દૃઢ-ગતિ, પ્રભુની દિશામાં!
માર્ગે તુફાન, વમળો, અવરોધ સામા
આવે, છતાં ન ઠુકરાય જરી પ્રવાહ.
આકાશથી રવિ, શશી, ગ્રહ, તારકોનાં
આવન્ત રશ્મિ રમવા જલબિન્દુ સંગે;
તો વાયુની લહર સ્પર્શતી બાહ્ય અંગે
ને જાય ઊર્મિ જગવી જલ-અંતરોમાં!
કોણે કઠોર થઈ ત્યાં અણચિંતવ્યો રે!
આઘાત શૈલ સમ કો જલમધ્ય ઝીંક્યો?
ને પૂર્વયોજિત બધો મુજ વેત વીંખ્યો?
—પાળો તૂટી, તળ ફૂટયાં, જળ-નાશ, ઓ રે!
થંભ્યું જહીં વહન, આવવું કેમ મારે?
આવો તમે ન, કરુણાધન, લક્ષ ધારે?

★

ચાર કાવ્યો : ૮

'રાજહંસ'

### તંગી નિવારણનો યુગ

પચીસ વર્ષ પછીના ભારતની આપણે ઝાંખી કરીએ ત્યારે અંતિમ મૂલ્યો કાજે આપણો આગ્રહ વધી જાય છે એ આદર્શો અત્યારના સંજોગોમાં બંધબેસતા થતા ના દેખાય ત્યારે આપણે લગરે ખચકાઈએ પણ ઝટ નમતુ જોખી નીચને પાટે ગાડી દોડાવી મૂકીએ છીએ તાત્કાલિક જરૂરીઆતો તરફ આપણુ ધ્યાન વધારે રોકાય એ સ્વાભાવિક છે અને એટલે આદર્શની વાતો મુલતવી રખાતી જાય એ દેખીતુ છે

આ પરિસ્થિતિથી કેટલાક ભાઈઓના મનને આઘાત પહોંચે છે દેશ કઈ દિશામાં આગળ વધે છે એ વિષે ગુંચવાડો લાગે છે એમની ફરિયાદો વધી જાય છે 'કોઈ સાંભળે છે જ ક્યાં!' એમ એમનો બળાપો કાયમ રહે છે ને બીજાને દઝાડતો રહે છે

એ વાત ખરી છે કે આપણે નજદીકના પચીસ વર્ષ કાજેનું જ બધા જ ઘડ્યુ નથી અને એ ટૂંકા ગાળા માટે જ ધારાધોરણો ઘડાતા નથી એમ તો આપણે કેટલાય દિશામાં આદર્શને નજર સામે રાખ્યો છે ને જગતમાં એની જાણ કરી છે પણ મુખ્યત્વે કોઈપણ શાસન નજદીકનુ કાર્યકાજ પહેલુ પતાવે એમ આપણેય શિરસ્તો તકેદારીને સંભાળવાનો રાખ્યો છે એટલે દૂરના આદર્શોના આકર્ષણનો ગુંચવાડો તો રહેવાનો વધવાનોયે ખરો

જે વર્તમાન પરિસ્થિતિને સુધારે નહિ એવી આદર્શ વાતો આપણે ઈચ્છીએ કે નહિ પરંતુ હમણા ભોગી જ રહેવાની એનો સમય પાકશે ત્યારે એનાય ગીત ગવાશે ને એય પાછી જૂની થઈ વિલીન થઈ જશે આપણે સમજી લેવુ જોઈએ કે આ યુગ તંગી નિવારણનો છે, નવા આદર્શોના પ્રયોગ અજમાવવાનો નથી, ક્રાંતિનો તો નથી જ અત્યારે આપણે કંગાલિયતને દૂર કરવા માટે ગયો કે આધુનિક જાતના વિકાસમાં કેક ગણનાપાત્ર જીવનધોરણ મેળવવા ગણો પણ આપણી નેમ અને પહોંચ એટલી જ છે

### મૂળભૂત પ્રશ્નો તરફ સંદિગ્ધ વલણ

એટલો સ્વીકાર કરી લઈએ અને એ રીતે જ આપણો વ્યવહાર ગોઠવી લઈએ તો પણ દેશના સમક્ષ વારંવાર ઉપસી આવતા કેટલાક સવાલો ઉપર આપણુ વલણ સ્પષ્ટ થવુ જોઈએ એ વિષે સંદિગ્ધ રહેવામાં આપણે દેશના માનસને કુંઠિત કરીએ છીએ દ્વિધાઓ મિટાવી દઈશુ તો ઘણો સંભવ છે કે દેશની શક્તિને યોગ્ય વહેણ વહેતુ મળશે એ સવાલો ક્યા છે?

આપણે ખેતીપ્રધાન સંસ્કૃતિ ઈચ્છીએ છીએ કે ઉદ્યોગપ્રધાન? ખેતી કાજે રાસાયણિક ખાતર વાપરતા રહીશુ કે પશુધન વધારો ઝડપ લો છાણમુતરનુ કેગ વેનુ ખાતર વાપરીશુ? શહેરોનો ઝડપી વિકાસ અપનાવીશુ કે ગામડાના એકમો રચી એમને શાસનના ને સંસ્કૃતિના પાયા તરીકે લેખીશુ? યંત્રને આપણે વિરાટ રૂપે જોવુ છે કે વામનરૂપે? હિંદી તરફ પ્રેમ વધારવો છે કે અંગ્રેજી તરફ સુગ કેળવવી છે? અને આપણી ધર્મભાવના સમન્વય વડે વિશુદ્ધ કરતા રહી દેશમા લોકજીવન માટે સ્વાભાવિક બનાવ્યા પછી એને પરદેશમા ફેલાવવી છે કે એવી મહત્વાકાંક્ષા હવે આપણા માટે બહુ મુશ્કેલ વસ્તુ બની છે?

આ સવાલોમાં બધું જ તો ક્યાંથી સમાઈ જાય, પણ ઘણાખરા મુદ્દાના સવાલો આના ઉકેલમાં સહેલા ને નરમ બની જશે એમ તો કહી શકાય. કોઈ પુસ્તકનાં પ્રકરણો પાડવાં હોય તો ય આ રીતે થઈ શકે. અત્યારે આપણું જે વલણ છે તે સવાલોને ઓળખવામાં તો સાવધવૃત્તિનું છે, પણ એના જવાબો મેળવવાનાં કામો થતાં હોય ત્યાં સંદિગ્ધતાનું વાદળું ઢાંકી દેવાનું છે. ઢાલની બન્ને બાજુનો ઉપયોગ કરવો હોય ત્યારે એ હાથમાં પકડી શકાતી નથી એ વાત આપણે સગવડભરી રીતે ભૂલી જઈએ છીએ.

જગતમાં વિજ્ઞાન કેટલું આગળ વધે છે એ હવે વારંવાર કહેવાની જરૂર નથી. પણ નવી શોધખોળો થાય છે ને થવાની છે માટે આપણે અંતિમ મૂલ્યોવાળી બાબતોમાં મિશ્ર વિચારો રાખવા અગર એમ કરીને ઈલાજ અને નિરાકરણ ઠેલવાં તે વ્યાજબી નથી. મિશ્ર વિચારો આ જમાનાનું દૂષણ છે. મોટીપગા માણસોને ડાવકી દએ એવી વાતો કરવાનું ઘણું ફાવી ગયું છે. ચાલુ પરિસ્થિતિને નિભાવવાના બહાને એ લોકો હકીકતમાં પોતે જ ટકી જાય છે.

દેશને વેજીટેબલ ઉપર ઉછેરવો કે ઘી ઉપર, એવી બનાવટથી નુકશાન ખરેખર છે કે નહિ, આવી નાની બાબતોનોયે કેમ જાણે નિકાલ હોતો જ નથી. ધોયેલી ખાંડ દેશને જરૂરી ખરી કે નહિ તેય આપણે નક્કી કરી શકતા નથી પણ ઉત્પાદન વધારતા રહીએ છીએ. જેની જરૂર છે તે સ્પષ્ટ હકીકતનો અને તેને અનુસરવા આપણી ક્યારા કે શક્તિ કેવી છે તેની જાહેરાતનો.

### અધિકારી ઘોષણાની જરૂર

આપણે ઉદ્યોગો ખીલવીએ અને કેટલીક જગ્યાએ વિરાટ કારખાનાં નાખીએ તેનું સમાધાન થઈ શકે પણ આપણે ખેતીને પ્રધાનપદે રાખીશું એવી જાહેરાત એકમતે નથી કરી શકતા. અને એવી એક ઊણપે આપણે બીજી સેંકડો ઊણપો ઊભી કરતા જ રહીશું તે કબુલ રાખીએ છીએ.

રાસાયણિક ખાતર હમણાં આપણો ખોરાકપ્રધાન વાપરવા કહે તો ભલે એટલું સમાધાન સ્વીકારી લઈએ. પણ આગળ ઉપર આપણી જમીનને, પેદાશને, ખેતીવિષયક અર્થતંત્રને એ રસાયણો પથ્ય આવશે, નુકશાન નહિ કરે એટલું તો આપણે જાણી લેવું જ જોઈએ. કે પછી એ 'મૂલ્યવાન' ખાતર આગળ ખેતરમાં કેળવેલું ખાતર હઠી જવાનું છે?

કહે છે કે મુંબાઈ શહેરની વસતીને પોણા કરોડે પહોંચાડવાનું ઝડપથી કામ ચાલી રહ્યું છે. તો તે શહેરોમાં સંતતિ-નિયોજન કેન્દ્રો હોવાં જ કેમ જોઈએ? આપણે જાણવું છે કે શહેરોની વસતી વધે એવું આપણે ઇચ્છીએ છીએ કે એ વધે તેની સામે હમણાં આપણે લાચારીથી જોઈએ છીએ? જો લોકોને શહેરોમાં જ રોજી મળવાની હોય તો ત્યાં ભલે મકાનો બાંધતાં જાય. પણ રોજી માટે ત્યાં જવાનો ધસમસતો પ્રવાહ બીજી દિશામાં વાળવો જ નથી કે એ વાળી શકાય એવી શક્યતા જ નથી!

આપણા બંધારણમાં માનવીના મૂળભૂત હકનું જાહેરનામું મૂકેલું છે તે ઘણું પ્રેરક છે. એમ આ દેશનો સાંસ્કૃતિક વિકાસ, એનું અર્થતંત્ર, વિજ્ઞાને માનવીને આપેલી ચેલેન્જનો આ દેશને લાક્ષણિક જવાબ—એ પણ આપણા બંધારણના મોખરે મૂકવા જેવી બાબત છે.

'અમૂલ્ય હકોથી રક્ષાયેલ હિંદી નાગરિક કાજે આ દેશમાં એવાં ધારાધોરણની રચના થશે કે જેથી દેશની ધરતીનું, એની પેદાશનું, એની માવજતમાં રોકાયેલા ખેડૂતનું, એના વેપારમાં સહાયભૂત થતા વ્યવહારનું, એનાં વસવાટવાળાં ગ્રામએકમોનું બહુમાન જળવાશે—' આવી જાહેરાત વહેલી મોડી પણ આપણે બંધારણમાં સમાવવા માગણી કરવી પડશે. અને ચૂંટણીઓનાં જાહેરનામાંમાં અપનાવવા રાજકીય પક્ષોને આગ્રહ કરવો જોઈશે.'

દેશની પાર્લામેન્ટને કોઈ રાજકીય પક્ષનું સંચાલન હોય તો તે ભલે, પણ એથીય ઉપર જઈ તમામ

રાજકીય પક્ષોને દોરવે એવી અધિકારી ઘોષણા વડે જ દેશના ભાવિનું નિર્માણ કરી શકાય અને એનાં ધ્યેયો સ્પષ્ટ કરી શકાય. આ દેશના આધ્યાત્મિક બળનો ખ્યાલ રાખી, એના ઇતિહાસનો પ્રભાવ સામે રાખી, એની સાંસ્કૃતિક એકતા સ્થિર કરવાની જરૂર વિચારી, સર્વ પક્ષની સંમતિવાળી આવી ઘોષણા જેટલી વહેલી થાય તેટલું સારું. આ ઘોષણા સંસદની દરેક બેઠકની શરૂઆતમાં શપથરૂપે આપણે દોહરાવવી જોઈએ.

અને આવું કંઈ ના બને તો આપણે આજના આગેવાનોની મિશ્ર ભાષામાંથી સદંતર વિશ્વાસ ખસેડી લેવો જોઈએ.

### જીવનમાંથી કલ્યાણ પ્રગટશે

આ આગેવાનો પ્રત્યે આદર રાખીને અને કૃતજ્ઞ રહીને પણ આપણે એક વાત માનવી રહી. એમના યત્નો સંજોગોને સાનુકૂળ રહેતા હોય કે આદર્શો પ્રત્યે સંદિગ્ધ, આ દેશનું ભાવિ અચૂક રીતે ઘડાવાનું છે. જે ભાવિ કાજે દેશનો પુરુષાર્થ હોવો જોઈએ તે આપણે ત્યાં છે જ, ઘણા કાળનો સંઘરેલો છે અને હજીયે ચાલુ છે. એ એક શાંત અને ઘરઘરનો યજ્ઞ છે, નિત્યની પ્રાર્થના છે.

આપણે વાંછ્યું છે કે સહુનું કલ્યાણ થજો—પાડોશીનું ને પરદેશીનું, પશુનું અને પંખીનું. આપણે ઈશ્વરની કૃપા માગી છે સહુને કાજે. જીવ માત્ર પ્રત્યે આપણે કરુણા રાખી છે, વનસ્પતિનેય ઈજા કરતાં ખચકાઈએ છીએ. કંકરમાંયે શંકર જોઈએ છીએ. જીવનનું મંગલ એકઠું કરતાં આપણે ક્યારેય થાક્યા નથી. ને મૃત્યુના દ્વારે પણ ઈશ્વર સાથે—સમષ્ટિ સાથે તાદાત્મ્ય માગ્યું છે.

પહાડોમાં આપણે દેવ જોઈ શકીએ છીએ, ને નદીઓને લોકમાતા માની નમીએ છીએ. વૃક્ષનસે મત લઈ બીજાનાં દુઃખો હળવા કરવાની વૃત્તિ રાખી છે. વૃદ્ધો તરફ અદબ ને બાળકો તરફ વાત્સલ્ય દાખવતા આવ્યા છીએ, ભાઈઓ ને બહેન પ્રત્યેય આવી હેતવિશુદ્ધિ જાળવી છે. લગ્નમાં ધ્રુવદર્શનની જરૂર સમજીએ છીએ. દીવાની જ્યોત, પૂર્ણઘટ, સંકલ્પનું જળ, ઊગતો સૂરજ, પીપળાની છાયા, ગાયના શુકન—એવાં લાક્ષણિક પરંપરાએ આપણી સંસ્કૃતિ જળવાઈ છે. અને સાધુસંતો તરફના સમર્પણભાવે ટકી છે.

અમને શ્રદ્ધા છે કે આ જીવનમાંથી કલ્યાણ પ્રગટવું જોઈએ. યોજનાઓની સફળતા દ્વારા એમ બને કે પછી બીજી કોઈ રીતે તે આપણે કોણ નક્કી કરનારા! એની ઇચ્છા હશે તો માફકસર વરસાદ મોકલશે અને માફકસરના વાયરા ઢોળશે—ને એમ ધરતીના રસકસ સીંચી દેશે. એણે ધાર્યું હશે તો અહીં કોલસો લોખંડ ને તેલ સાંપડતાં જશે કે વનઔષધિઓ જડતી જશે. એક એની કૃપા હશે તો શું શું નહિ સંભવે!

### કુદરતના સંકેતમાં શ્રદ્ધા

કેમ માન્યું કે પાકિસ્તાનના નિર્માણ પાછળ ઈશ્વરનો હેતુ નહિ હોય! ઉત્તરની દેહકમાં પ્રજાની જહેમત એને બીજા ભાગોમાં ઉતારવી હશે, કે પછી આપણી સંસ્કૃતિને અબાધિત રીતે ખીલવવાની તક પૂરી પાડવી હશે. યા તો બીજા ઇસ્લામી દેશોમાં રાષ્ટ્રીય આંદોલન માટે ભૂમિકા સરજાવવી હશે. અને તોયે એક અથવા બીજા રૂપે બંને દેશો ફરી પાછા ભેગા નહિ થાય એવું પણ કેમ કહી શકાય?

તિબેટમાં આવી રહેલા સંકટનો જ વિચાર કરીએ. એક ઘડીમાં, ચીન તરફની આપણી મૈત્રી હતી તોયે તિબેટવાસીઓ તરફ આપણી લાગણી ઢળી. આપણે બુદ્ધના ગુણ ભલે ગાઈએ, પણ બૌદ્ધધર્મી તો નથી રહ્યા. ને તેમ છતાં એ બૌદ્ધ પ્રજા પ્રત્યે આપણી સહાનુભૂતિ વધી ગઈ. એવી જ ત્વરાથી, એ વલણના કારણે, ઈંગ્લેંડ અમેરિકાની સહાનુભૂતિ આપણા તરફ ઢળી, અને પાકિસ્તાને ભારત પ્રત્યે ફેર વિચાર શરૂ કર્યો.

આપણે આજે ભલે ના માની શકીએ, પણ સામ્યવાદના

પૂરને ઓસાર આવવાનો હશે તે પહેલાં કોઈ નવા બળની ભરતીની યોજના કુદરત કરી રાખશે. એ બળ નયું સામ્યવાદવિરોધી તો નહિ જ હોય, પણ એના ગુણનું રૂપાંતર કરનારી શક્તિ હશે ત્યારે સામ્યવાદનું ઝનૂન ફેંકાઈ જશે અને ઉમદા તત્ત્વો એના અંગારમાંથી વેરાઈ રહેશે—કોઈ યોગીની દેહ-ભસ્મની જેમ આ ધરતીમાં ફેલાઈ રહેશે.

એવા એ મહદ્‌કાર્ય અંગે હિંદની ભૂમિ તૈયાર થઈ રહી છે, એમાં તિબેટ સહન કરી છૂટે અને લંકા ઘસાઈ છૂટે તો શી નવાઈ! બ્રહ્મદેશ, કંબોજ જાવાસુમાત્રા ને બાલી એ સહુ આપણા સંધાતઇચ્છુકો રહ્યાં છે. એમાં અફઘાનિસ્તાન, લડાખ ને તિબેટ ઉમેરાય તો શી નવાઈ?

આપણે આવી મહેચ્છાઓ રાખીશું તો એવો પટ વણાતો જશે, તાણાવાણા તો દેવારના નંખાયેલા પડ્યા જ છે.

### મંથનને અંતે રત્ન પ્રાપ્તિ

આનો અર્થ કોઈ રખે એવો કરી બેસે કે આપણે જગતની શ્રેષ્ઠ પ્રજા તરીકે હકદાવો કરતા થઈ જઈશું—અભિમાની અને અતડા કે પછી અધિકારી અને ઉચ્ચ એવો કોઈ ભય નથી. હવે જે સંદેશ જગતમાં ફેલાવાનો છે તે બળના આધારે નહિ પણ ગુણના આધારે, એક જ આદેશ નહિ પણ ઘણા આદેશોનો સમુચ્ચય.

બળના છેલ્લા મુકાબલા જેવું યુદ્ધ આવે તો યે બે ત્રણ વર્ષની અંદર, ને આવે તો એના આખરી પ્રચંડ સ્વરૂપમાં, એ પછી તે બળની સીમા પૂરી થઈ ને યુદ્ધની રીત આથમી ચૂકી એમ જ સમજવાનું. અત્યારે એનું ઝેર એકઠું થયેલું છે તે બહાર કાઢ્યા સિવાય મિટાવી શકીએ તો એ મહાન માનવસિદ્ધિ ગણાશે, ને નહિ તો કુદરત એની રીતે કામ લેશે.

આમ જીતવાનો તખ્તો ગોઠવાય છે, પક્ષો એકબીજાના ભયથી એ ભાંગે છેય ખરા ને ફરી પાછા ગોઠવે પણ છે. ધીરે ધીરે બન્ને સત્તાજૂથો વચ્ચેનું અંતર ઘટે છે કે વધે છે એ તો નીવડ્યે વખાણ, પણ બંનેને એક બીજાના ભયનો કારી ચોટ લાગી તો ગઈ છે. ને જે મંથન શરૂ થયું છે એમાં વિષ નાકળશે તોયે એ બીજાં તેર-રત્નો લઈને ન કળશે.

### આ વિચારસરણીની વાહકસંસ્થા

આવી વિવિધ ક્ષિતિજોને મનમાં સાંકળીને આપણે દેશનું ધ્યેય કે ભાવિનો વિચાર કરીએ અને તે પછી એમાં પાંચ પચીસ વર્ષની યોજનાઓનું સમાધાન રચીએ, એવું કોણ નહિ ઇચ્છે?

એમ કરવામાં આપણને વધારેમાં વધારે સાથ હશે તો બહુ ગવાયેલા કોંગ્રેસ પક્ષનો જ હશે એમાં કોઈનેય શંકા છે? બીજા રાજકીય પક્ષોને નથી જરાય આધ્યાત્મિક સંગ્રહ કે નથી એવું બુલંદ સ્વપ્નું. એમની પાસે શી આશા રાખવી! એમને મન તો રાજકીય પક્ષો સિવાય બીજી સંસ્થાઓ અને સંઘોની વિસાત જ શી, કેમ જાણે દેશના ભાવિનું ઘડતર માત્ર રાજકીય પક્ષો મારફતે જ થતું હોય ને! આ વિચારસરણીએ કોંગ્રેસ વળે તો એ બિનરાજકીય સંસ્થાઓની વધુ કદર કરે, પક્ષના કારોબારમાં એમનાં સલાહ સૂચનોની વધારે નોંધ લે, અને એમનેય પોતાના આવરણ નીચે ઢાંકી દઈ બમણાં બનાવવાની પ્રવૃત્તિથી બચાં જાય.

પણ આજે તો કોંગ્રેસ જેવી મહાન અને લોકપ્રિય સસ્થાનું તેજ વધશે કે ઘટશે તેનીય શંકા છે. એના સ્વામીઓ સવેળા સાવધ બને અને એમણે મહા પ્રયત્ને ઉછેરેલા સંઘગુણનું જતન કરી જાણવે, એવી પ્રાર્થના આપણે કાં ન કરીએ?

★

મને હું ઓળખું છું તે મુજબ મારી સત્ત્વાભિવ્યક્તિ કે મારું પ્રકટીકરણ (Expression) કે મારો વિશેષ સાહિત્યના અધ્યાપકનો છે, પછી બીજા નંબરે વિવેચકનોને—ના, વિવેચક શબ્દ મને બહુ મોટો લાગે છે, સહૃદયનો. મારામાંનો અધ્યાપક જ સહૃદય બન્યો છે, અને સહૃદય જ બન્યો દેખાશે અધ્યાપક.

—અનંતરાય રાવળ [ નવા પુસ્તક 'સાહિત્યનિકષ' માં ]

કાકા કાલેલકર

# માનસ સરોવર

નિસર્ગપ્રેમી કાકાસાહેબ કુદરતી સૌંદર્યને નવાજતા થાકતા જ નથી. તેમની એ તલસ્પર્શી વર્ણનશક્તિ અનેક પુસ્તકોમાં દીપી ઊઠે છે. તેવા જ આ નિસર્ગરમ્ય સ્થળના સુંદર વર્ણનના લેખનો 'મંગલ પ્રભાત'માંથી ટૂંકાવીને અનુવાદ કરીને અહીં મૂક્યો છે......

હિમાલયની પેલી બાજુ આવેલા તિબેટમાં આપણી દેવભૂમિ છે. ત્યાં દુનિયાના સૌથી ઊંચા, સુંદર અને સૌથી પ્રભાવશાળી ત્રણ સરોવર છે. એક છે પાંસઠ માઈલના ઘેરાવાવાળું માનસ સરોવર. તેનાથી કંઈક નાનું તેની જ બાજુમાં છે રાવણહ્રદ અથવા રાકસતાલ. અને તેની ઉત્તર-પૂર્વમાં કૈલાસની નજીક એ બન્નેથી નાનું છતાં તે બન્નેથી ઊંચું આવેલું ગૌરીકુંડ. આ બધાની આસપાસ, દરેક દિશામાં સફેદ બરફનો મુગટ પહેરી ને ધ્યાની મુનિ જેવા પહાડોના પહાડો ફેલાયેલા છે. આ પર્વતોમાં પણ પોતાની ઊંચાઈને કારણે જુદા તરી આવતા બે ભવ્ય પહાડ છે—કૈલાસ અને ગુર્લા માન્ધાતા. માનસ સરોવર અને રાકસતાલની ઉત્તરે, આખા જંબુદ્વીપ અથવા એશિયાખંડની તદ્દન વચ્ચે આવેલું છે કૈલાસ શિખર. જેની ઉપર મહાયોગીશ્વર દેવાધિદેવ શંકર ભગવાન પાર્વતી સાથે રહે છે. અને દક્ષિણમાં છે માન્ધાતા પર્વત જે પ્રાચીન કાળના એક વિશ્વવિજેતા ભારતીય સમ્રાટનું નામ ધરાવે છે. માન્ધાતા અને રાવણ બન્ને વચ્ચે આ જ જગ્યાએ લડાઈ થયેલી. કવિઓએ રામને જશ આપ્યો અને રાવણને અપજશ. પણ રાવણ કંઈ કમ નહોતો. કુબેરનો ભાઈ, વિશ્વનો સમ્રાટ. ભાઈ સાથે લડ્યા પછી સંધિ કરીને હિમાલય છોડીને લંકામાં જઈ વસ્યો. ત્યાંના રાક્ષસોનો પ્રેમ તેણે સંપાદન કર્યો. અને તેણે કુબેર પાસેથી પુષ્પક વિમાન છીનવી લીધું. એવો આ મહાન સમ્રાટ, માન્ધાતાનો પ્રતિસ્પર્ધી આ સરોવરમાં નહાતો અને એકાગ્રતાથી શંકર-પાર્વતીની ઉપાસના કરતો.

કહેવાય છે કે માનસ સરોવર હિમાલયની પેલી પાર કૈલાસ અને માન્ધાતા પર્વત વચ્ચે છે. વાત સાચી છે. પણ આપણું માનસ સરોવર તો દરેક ભારતવાસીના હૃદયમાં છે. ભારતના ઋષિમુનિ, સંતમહંત, તપસ્વી, યોગી, કવિ અને દાર્શનિક એ બધા આ માનસનું જ ધ્યાન અને ચિંતન કરતા આવ્યા છે તુલસીદાસે રામચરિત્ર લખ્યું. પણ પોતાના મહાકાવ્યને 'માનસ' કહ્યા વિના કવિવરને સંતોષ ન થયો. ભારતના બધા કવિઓની કલ્પનાનાં સોનેરી કમળો આ જ માનસમાં ઊગે છે. નવખંડ ધરતીની અવકાશયાત્રા કરનાર રાજહંસ પણ આ માનસનો જ આશ્રય પામે છે. પુરાણકાળથી તે આજસુધી ભારતના પ્રખર તપસ્વી કૈલાસ અને માનસની પરકમ્મા કરતા આવ્યા છે બૌદ્ધ ધર્મ અને તેના મહાયાન સંપ્રદાયની યોગવિદ્યા આ સરોવરની આસપાસ આઠેક મઠ છે તેમાં સંઘરાયેલી છે. પંદર માઈલ લાંબું, દસ બાર માઈલ પહોળું, બસો ચોરસમાઈલમાં વિસ્તરેલું અને ચાલીસ માઈલ ઊંડું આ સરોવર વૈદિક અને બૌદ્ધ આધ્યાત્મિકતાનો જીવન ભંડાર છે. ભારતની ચાર મુખ્ય નદીઓ અહીંથી જ નીકળે છે. પૂર્વમાં જતી બ્રહ્મપુત્ર અને પશ્ચિમે વહેતી સિંધુ—આ બન્ને મહાનદીઓ હિમાલયની પેલી બાજુનું બધું પાણી ભેગું કરીને આ બાજુ લાવે છે. અને સતલજ તો હિમાલયને વીંધીને રાવણહ્રદનું પાણી સિંધુ સુધી લઈ જાય છે.

નાની કરનાલી નદી માનસનું પવિત્ર પાણી અહીં સરયુને આપે છે. અને સરયુ ભગવાન રામચંદ્રનાં આંસુ ભેળવીને એ પાણી ગંગાને આપી દે છે.

જ્યારે ત્યાં ચીનની પુરાણી અને વિશાળ સંસ્કૃતિની બે માતાઓ હોઆંગહો અને યાંગસેક્યાંગ પણ તિબેટમાંથી નીકળીને બબ્બે હજાર માઈલ વહીને એક પુરાણી પ્રભાવશાળી જાતિને પોષે છે. માનસ સરોવર સાચા અર્થમાં અનેક જાતિઓના માનસમાં ચૈતન્ય પેદા કરે છે.

આ રીતે ભારતીય માનસનું કેન્દ્ર બનેલું આ માનસ

સરોવર સનાતન કાળથી એક મહાન વિશ્વની સેવા કરતું આવ્યું છે.

માનસયાત્રા માટે હિમાલયમાં અનેક રસ્તા છે. લેપૂલેખ ઘાટીનો રસ્તો સૌથી નજીકનો છે. આલમોડાથી બસો ચાલીસ માઈલ પછી કૈલાસ માનસ સરોવર પહોંચી શકાય છે. એની પશ્ચિમે મીલમ થઈને જવાનો ઊંટા ધુરા ઘાટીનો બીજો રસ્તો છે. આ રસ્તે પહેલા ગ્યાનિમા મંડી જવાય છે. અને ત્યાંથી કૈલાસ અને માનસ સરોવર વચ્ચે જઈને બન્નેની જુદી જુદી પરકમ્મા કરી શકાય છે. ઊંટા ધુરાની પણ પશ્ચિમે 'હોતો' અને 'નેતી' એ બે ઘાટીઓ છે. બદરીનાથ થઈને જમનોત્રી અને ગંગોત્રી થઈને કૈલાસ જવા ઈચ્છનાર માટે માનાઘાટ છે. પાંચે પાંડવો કદાચ આ રસ્તે કૈલાસ ગયા હતા. આ સૌથી પશ્ચિમની બાજુનો રસ્તો છે અને બધાથી લાંબો ને કપરો છે.

અત્યારે મોટા ભાગના લોકો આલ્મોડાથી ગરબ્યાંગ અને ત્યાંથી તાકલાકોટ થઈને માનસ સરોવર જાય છે. આમાં ગરબ્યાંગ લેપૂઘાટીની આ બાજુ છે અને તકલાકોટ પેલી બાજુ. તિબેટી ભાષામાં 'તકલા' એટલે 'સિંહ' થાય છે. એટલે તકલાકોટને આપણે 'સિંહગઢ' કહી શકીએ.

નેપાળના લોકો મોટે ભાગે ટિંકરની ઘાટી ઓળંગીને ખોચરનાથના દર્શન કરવા જાય છે. અને ત્યાંથી તકલાકોટ પહોંચે છે. અને ત્યાંથી ઉત્તુંગ માન્ધાતાને ડાબી બાજુએ મૂકીને ધીમે ધીમે આગળ ધપે છે ત્યાં ડાબી બાજુ માનસ સરોવર છે અને જમણી બાજુ રાકસતાલ છે. અને વચ્ચેની નાનકડી જગ્યા કૈલાસ તરફ લઈ જાય છે.

વૈદિક સાધુ કે બુદ્ધ ભિખ્ખુ કુદરતપ્રેમી તો હોય જ છે. એ એવી જગ્યાએ પોતાનો મઠ ઊભો કરે છે કે જ્યાંથી કુદરતનું ભવ્યમાં ભવ્ય દૃશ્ય એકી નજરે જોઈ શકાય. માનસ સરોવર અને રાકસતાલ બન્નેનો અફાટ વિસ્તાર એકસાથે જોઈ શકાય, માન્ધાતા અને કૈલાસ એ બન્ને શિખરો પણ એક સાથે જોઈ શકાય એવાં કેટલાંય સ્થળો છે. આવું ભવ્ય, ઉન્માદક પવિત્ર અને શાન્તિદાયક સ્થળ યુરોપ, અમેરિકા, આફ્રિકા કે ઑસ્ટ્રેલિયામાં ક્યાંય નથી. દરેક માણસ જ્યાં ભક્તિભીનો અને યોગમાં લીન થઈ શકે એવું આખી દુનિયાનું ગૌરવ–સ્થાન જો કોઈ હોય તો તે માનસ અને તેની આસપાસનો પ્રદેશ જ છે. દરિયાઈ સપાટીથી લગભગ પંદર હજાર ફૂટની ઊંચાઈએ માનસ છે અને તેમાં માનવમનના બધાં લક્ષણો દેખાય છે. જ્યારે એ શાન્ત હોય છે ત્યારે એ આકાશ જેવું નિશ્ચલ હોય છે અને આકાશના બધા તારાનું તેમાં પ્રતિબિંબ પડે છે. પણ જ્યારે એમાં તોફાન જાગે છે ત્યારે વાલ્મીકિનો રાવણ, વ્યાસનો દુર્યોધન, મિલ્ટનનો શેતાન અને હોમરનો એગેમેમ્નન—એ બધાની દુર્વૃત્તિઓનું ત્યાં ધમસાણ મચે છે. કહેવાય છે કે રાવણહૃદનું પાણી લોકો અપવિત્ર માનવા લાગ્યા એટલે માનસ સરોવરે પોતાના પવિત્ર પાણીની એક નાનકડી નદી પોતાની પાસેથી ત્યાં સુધી જોડી દીધી અને રાવણહૃદને પવિત્ર બનાવી દીધું. આ જોડાણ કરતી નદીને ગંગાચ્છુ કહે છે. આ નદી સરો–ગા પણ છે અને સરો–જા પણ છે. બે સરોવરોને જોડતી આ નદી જ સાચેસાચી સરયુ છે.

ભારત અને તિબેટના કવિઓએ આ પ્રદેશનું કાલ્પનિક કાવ્યમય વર્ણન કર્યું છે. અહીંથી વહેતી નદીઓમાંથી એક સિંહમુખમાંથી નીકળે છે, બીજી ગોમુખમાંથી, ત્રીજી અશ્વમુખમાંથી અને ચોથી ગજમુખમાંથી નીકળે છે. કૈલાસની ચારે દિશામાં બુદ્ધ ભગવાનનાં ચાર પદચિહ્ન છે. કૈલાસના શિખર ઉપર જ્યાં આપણા ભગવાન શંકર રહે છે ત્યાં તેમના ધર્મપાલ રહે છે એમ કહી શકાય.

★

એક કૃપા ન કરો ? શેખાદમ આબુવાલાનું સરનામું સાથેના પોસ્ટકાર્ડથકી લખી મોકલો ને. ઊર્મિના મને ગમતા લેખકોને પત્રથી બિરદાવવાનો મને શોખ છે. બે જ માસિક વાંચુ છું. ઊર્મિ અને મિલાપ. કામમાં હશો. ધનની ...ડમાં વધારે લખી ખોટી ક્યાં કરું ?

—શિવલાલ ફોટોગ્રાફર [ભાવનગર] ૧૪-૫-૫૯



'દાદા ! હમેશાં ફરવા આવતા લાગો છો ?'

'હા, ભાઈ, હવે બીજું કરવાનું શું ? આંહીં બે ઘડી ફરીએ. ઘેર જઈ ને સૂઈ જઈએ. સવારે ઊઠીને બે ઘડી રામનામ લઈએ. જે દિવસ ઓછા થયા તે.'

'તમારે ઘેર કોઈ નથી ?'

'છે આખું ઘર ભર્યું છે.' એણે કહ્યું : 'પણ હવે આપણે શું ? છોકરા પાંચ છે, તે કામે છે. છોકરાના છોકરા કૂદે છે, રમે છે. સૌને કહી દીધું છે કે, મને એક વખત સવારે રોટલો આપી દ્યો, એટલે તમે છૂટા. આપણે કાંઈ ઘરમાં માથું મારતા નથી. ઘરનું કાંઈ જાણતા નથી. કોઈ જણાવવા આવે તો સાંભળતા નથી. સાંભળીએ તો જાણે સમજતા નથી. સમજીએ તો જાણે સમજ્યા નથી એમ રાખવાનું. હવે તો ભલા આપણે, ને ભલા આપણા ભગવાન. બે ઘડી ભગવાનનું નામ લીધું, એટલું સાચું બાકી આ સંસારમાં છે શું ? કોણ કોનું ? બધી માયા છે, આપણને માયા વળગી છે.'

મારા જીવનમાં આ ફંગોળફેરાને લીધે મને પણ ઠીક નિરાશા થઈ ગઈ હતી; એટલે એની વાત સરસ લાગતી હતી. બાકી નહિતર તો બીજા સમયમાં હું એમ માનત કે આંહીં આ એક માણસ હતો, જે જીવતો હતો, અને છતાં જીવતો ન હતો ને વખત કેમ કાઢવો તે એને આવડતું ન હતું.

એમ તો વળી વખતને આપણે 'કાલ' ગણીને, એવો વિચાર ક્યારે કરીએ છીએ કે કાલ પસાર થવા માટે નથી, એ તો આપણને ઘડવા માટે છે. ખેતરનું ઢેફું પણ જાણે છે કે બીજનું રસાયન છે કાલ. કાલ, એને મહાન બનાવે છે. પણ માણસ ક્યારે જાણે છે કે કાલ એને મહાન બનાવે છે ?

એ તો વારંવાર કહે છે કે કાલ એને ખાઈ જાય છે. ખરી વાત તો એ છે કે જે માણસ કાલને ખાય છે, તે અમર થાય છે.

પણ એ બધી ફિલસૂફી જવા દઈએ.

આપણે પેલા ડોસાની વાત ચલાવીએ.

મેં એને કહ્યું : 'તમારી વાત સાચી છે દાદા, છેવટે કોઈ કોઈનું નથી. પણ તમે જરા જરા ઘરમાં રસ લેતા હો, તો જીવનમાં ઉત્સાહ રહે. છેવટે આપણું જીવન એ ઉત્સાહ વડે જ ટકે છે !'

'અરે ભાઈ ! હવે ટકે તો ય ભલે. ને ન ટકે તો ય ભલે.' એણે એ જ નિરાશાના અવાજમાં કહ્યું : 'આપણે વળી ટકાવીને શું કરવું છે ? આપણે હવે કાંઈ લેવાદેવા નથી. આપણે હવે પરવારી બેઠા છીએ.

'એને ઠીક પડે ત્યારે ભલે ઉપાડી લ્યે...!'

દાદાના જીવનમાં હવે મને વધારે રસ પડ્યો.

એની સાથે વાત કરતાં જણાયું કે છોકરાઓ એના કહેવામાં રહેતા નથી. સોડા-લેમન જેવાં પીણાં અવારનવાર મંગાવે છે, ને પીએ છે...

'આ બધાં રોગનાં ઘર મારા ભાઈ !' દાદાએ કહ્યું : 'પણ હવે આપણું કોઈ માને ? ન માને. સિનેમા જોવા દોડે. આ નાટક ને તે નાટક. આ ચોપાનિયું ને તે ચોપાનિયું. આ બધી માયા છે !'

દાદાને માટે આ એક મોટી વળગણ ખીંટી લાગી. તમામ વસ્તુઓ, એ આ ખીંટીએ વળગાડી દેતા જણાયા. માયાની ખીંટીએ. એ ખીંટીએ કૈંકને મૂરખ ને ઢોંગી પણ બનાવ્યા હશે.

પણ એની સાથે વાત કરતાં બીજી વાત પણ નવી નવાઈની મળી જીવનની તડકીછાંયડી એમણે એટલી બધી જોઈ હતી કે એ અનુભવના ભંડાર સમા બની ગયા હતા.

બેચાર દિવસ અમે એમ સાથે ફર્યાં, એટલે અમારો મનમેળ ઠીક થઈ ગયો.

દાદાને નવા જમાનાની કોઈ વાત ગમતી ન હતી. તો નવા જમાનાને, દાદાની કોઈ વાત ગમતી ન હતી. પણ આ ઘર્ષણમાંથી થયું હતું એવું કે દાદાનો અનુભવ નકામો જતો હતો ને એનો જીવનરસ ઓસ-

રવા માંડ્યો હતો.

તો દાદાએ જે થોડી બાંધછોડ-કરવી જોઈએ કે પોતે જે જોયું પણ ન હતું એવું આ જમાનામાં આવ્યું હતું, ને એની પાછળ નવી પ્રજા દોડે, તો એ કુદરતી હતું, એ બાંધછોડનું કામ દાદાથી થતું ન હતું.

પરિણામે એમણે આ બધી જ માયા છોડી હતી એ જાણે જીવન ખેંચતા હોય તેમ જણાતું હતું.

પણ પછી દાદા એ રસ્તા ઉપર આવતા બંધ થઈ ગયા. એટલે એમનો બહુ સંસર્ગ થયો નહિ. મેં દાદાને ઘણી વખત અમુક પુલ ઉપર બેસતા જોયા હતા. એટલે એ બાજુ પણ એક દિવસ આંટો મારી આવ્યો, પણ દાદા દેખાયા નહિ.

મને થયું કે, વખતે તબિયત નરમ હશે. એટલે પછી હું એકલો ત્યાં ફરવા આવતો ને ચાલ્યો જતો.

પણ એક દિવસ મને થયું કે, આ રસ્તા ઉપર વધારે લાંબે જવા દે. એ પ્રમાણે હું થોડો વહેલો નીકળ્યો, ને આઘો ચાલ્યો ગયો. બંને તરફ સુંદર વૃક્ષો હતાં, હરિયાળાં ખેતરો હતાં, ને સેંકડો સારસ-ટોળાં દેખાતાં હતાં, એટલે હું ચાલતો જ રહ્યો.

પણ પાછો ફર્યો ત્યારે ખબર પડી કે, મોડું થયું છે ને રસ્તો ભુલાય તો પછી પાછો પત્તો ન લાગે તેમ હતું.

થાક પણ લાગ્યો હતો. વિચાર થયો કે, ક્યાંય આરામ લઉં, ને પછી ચાલું. રસ્તા ઉપર એક પથરો હતો ત્યાં હું થોડીવાર બેઠો.

એટલામાં પાછળના ભાગમાં, પડખે જરા છેટે, કાંઈક ઉજાસ પ્રગટ્યો ને માણુસોનો અવાજ પણ આવતો જણાયો.

જરાક ધ્યાનથી જોયું. તો એક ઝૂંપડી ત્યાં હતી ને બહાર બાંકડા ઉપર બેસીને એક-બે માણસો ચા પીતા હતા. લાગ્યું કે કોઈક હોટેલ જેવું છે. એટલે થોડી વાર ત્યાં આરામ લેવાના ઈરાદાથી હું એ તરફ ગયો.

હોટેલ હતી ખરી, પણ નામની. રાગની ઝૂંપડી કરીને એક કામચલાઉ ચૂલો તેમાં કર્યો હતો. અને કીટલી હતી. બેચાર મેલા પ્યાલા ત્યાં લટકતા હતા મેત્રણ, સાડા ત્રણ ટાંગ ખુરશીઓ હતી. અને બે ટેબલ હતાં દેવદારના ખોખામાંથી બનાવેલાં. એક ટેબલને તો બે જ પાયા હતા, બીજા બેને બદલે ઈંટો મૂકી હતી. બહાર એક બાંકડો પણ હતો. પણ એ બાંકડા ઉપર બેસતાં મન ખુશ થાય તેવા ફૂલછોડ ત્યાં ચારે બાજુ ઉગાડયા હતા.

મોટા રાજમાર્ગની જેમ, આ હોટેલ ઉપેક્ષિત હતી છતાં કોણ જાણે કેમ જીવંત લાગતી હતી જાણે એને એનું વ્યક્તિત્વ હતું. બે જણા બેઠા હતા, તે ચા પીને ગયા. ત્યાં ચાર આવ્યા.

મેં પણ ચા મગાવ્યો ને ત્યાં બેઠો. ઝૂંપડીમાં એક વૃદ્ધ અપંગ ડોશી હતી. પણ એની મદદમાં એક દસબાર વર્ષની ચાલાક, ચપળ, તેજસ્વી છોકરી આમતેમ ઘૂમી રહી હતી. તે ચા કરતી હતી, પ્યાલા ધોતી હતી, ઘરાકના પૈસા લેતી હતી, કોઈ પાણી માગે તેને પાણી આપતી હતી બહુ પરિચિત ઘરાકને જરાક હસમુખો વિનોદ કરીને હસાવતી પણ હતી.

મારું ધ્યાન ઝૂંપડીનાં આ બે નિવાસીઓ તરફ ગયું. વૃદ્ધ ડોશી ને આ ચાલાક નાની છોકરી. બે જમાના જાણે ત્યાં દેખાતા હતા.

એટલામાં પેલા ચાર માણસો આવ્યા હતા તેમાંથી એક બોલ્યો : ' આ હોટલ પણ આમ ને આમ છે હું તો આ નાનકી જેવડો હતો ત્યારથી જોતો આવ્યો છું. જેવો આ મારગ, એવી આ હોટલ. કોઈ દી ખાલી નહિ. ચાળીશનાં બે ઓછાં તો મને થયાં. ઘોડાં લઈને ત્યારે નીકળતા ગાડામાં, ત્યારેય આંહીં ચા પીવા આવતા, ને આજે હવે મોટરું માલ ફેરવે છે. ત્યારેય આપણી તો હોટલ આ આંહીં તે દી આ ડોશી નાનકીની પેઠે હરફર કરતાં ! '

મને નવાઈ લાગી ! આવા એક પડતા વાંકે જીવતા ઝૂંપડાનો પચાસ વરસનો ઇતિહાસ મને આકર્ષક

લાગ્યો.

એટલામાં એ ચાર જણા પણ ચા પીને ગયા.

ત્યાં બાંકડા ઉપર હું એકલો બેઠો હતો.

ડોશી લાકડીને ટેકે ટેકે ધીમે ધીમે બહાર આવ્યાં. ત્યાં એક પેટી જેવું પડ્યું હતું. તેના ઉપર બેઠાં.

'માડી! કેટલાં થયાં?'

'અરે દીકરા! બીવે થયાં, ને હજ્યે બીવે થશે. દિ'ના કાંઈ દકાળ છે' સઈનો દીકરો જીવે ત્યાં સુધી શીવે. આ નાનકી જેવડી હતી તેં, અઈ પરણીને આઈ'તી!'

'હા,' મને ડોશીના ઇતિહાસમાં રસ પડ્યો.

'ઘરનાં બધાં ગામમાં રહેતાં હશે?'

'ઘરમાં બીજાં કોણ છે? જે ગણો તે હું ને આ નાનકી. ઘર ગણો તો આ, ને ગામ ગણો તો ય આ!'

'આંઈ આ હોટલ જ ચલાવો છો કે બીજું કાંઈ? બીજું કામ શું?'

'બીજું કાંઈ કામ ને કાજ. હવે આ નાનકી હોંશિયાર થઈ ગઈ છે. ઘરાકને ભારે સાચવી લ્યે છે. રાંડનો ચા પણ, જીભમાં સવાદ રાખી દે, એવો થાય છે!'

'તમારી દીકરી હશે?'

'ના રે માડી! દીકરાની દીકરી. એની માએ ગામતરું કર્યું. દીકરો ફટકણ નીકળ્યો, તે કો'કની હારે ભાગી ગયો. લખ્યાં હોય ઈમ થાય નાં? એમાં કાંઈ મનમેખ છે? ભગવાન કે' છે, તને આ છોકરી સોંપી છે તો સાચવ. આપણા કરમ પ્રમાણે, આપણને ભગવાન કામ આપે છે. એ કામ કરી છૂટો, તો ભગવાનને ઈ ગમે. એમાં નપાવટ થઈને ભાગી જાવ, તો ફેરા ફર્યા કરો. જનમફેરો ટાળવો હોય તો કામ કરો.'

મને આ અણઘડ ડોશીની ફિલસૂફીએ વળી નવો જ પ્રકાશ આપ્યો. જે કામ ભગવાને માથે નાખ્યું, તે પાર પાડવું. આ ડોશી પોતાના કામને આમ વળગી રહી હતી.

ત્યાર પછી તો ચા પીને મોડું થવાથી હું ઉતાવળે ઉતાવળે ઘર તરફ પાછો ફર્યો.

પણ ઝૂંપડીથી થોડે દૂર હતો ત્યાં જ ડોશીની બૂમ સંભળાણી: 'એ કાળિયા! ક્યાં ગ્યો મારો પીટ્યો? માણસ કમાણસ જોયા વિના બધાયને લાણુમાં લે છે તે, નાનકી એને હોંકાર તો!'

નાનકીનો મીઠો મોટો અવાજ આવ્યો: 'એ કાળિયા! આવ, આવ, લે તુ તુ, તુ તુ તુ!'

મારી પડખેથી એક કૂતરો વેગથી દોડતો ઝૂંપડા તરફ ગયો.

ગમે તે ક્ષણે એ પીંડી તોડી લેત, ને ચૌદ 'ઇંજેક્શન'ની ક્રિયાનો ભારે મોટો બોજો માથે મૂકી દેત—એ વિચારે હું ધ્રૂજી ગયો. સારું થયું કે એને ડોશીએ બોલાવી લીધો.

લાગ્યું કે ડોશીએ પોતાનું રક્ષણ પણ ગોઠવી રાખ્યું છે. મને ડોશીની હિમ્મત જબરી લાગી. આંહીં આ રસ્તાને છેડે આ પ્રમાણે પોતાનો જીવનનિર્વાહ ચલાવતી હિમ્મતવાળી ડોશી આજે રસ્તે મને સાંભર્યાં કરી!

બીજે દિવસે પાછો હું ત્યાં જવા માટે જ વહેલો નીકળ્યો હતો પણ ત્યાં તો આજ પેલા દાદાજી મળી ગયા.

મેં એને પૂછ્યું: 'અરે! દાદાજી! આટલા દિવસ કેમ દેખાયા નહિ? ક્યાંય ગયા હતા?'

'ના રે ભાઈ! માયા વળગી 'તી. છોકરાની છોકરીનો પગ મરડાઈ ગ્યો 'તો એમાં પડી ગયો. આજનાં છોકરાં, બિનઅનુભવી—સમજણ પડે નહિ, આપણું માને નહિ, ને છેવટે હેરાન થાય. માયા બધી છોડવી છે, પણ એમ કાંઈ છૂટે છે?'

હું કાંઈ જવાબ આપી શકયો નહિ.



આ ચિત્ર, તે ચિત્ર

આ જ રસ્તા ઉપરની પેલી ડોશીની ઝૂંપડી મારી નજર સમક્ષ તર્યા કરી.

*

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ જ્યારે લાગલાગટ એ માણસને ત્યાં બેઠેલો જોયો, અને તે પણ એવા શોકઘેરા ચહેરામાં અને એકની એક સ્થિતિમાં, કે કુતૂહલ ન જાગતું હોય તો પણ જાગે. હથેળી ઉપર દાઢી ટેકવીને એ ત્યાં ગમગીન જેવો બેઠો હોય. એની નજર નીચે ધૂળમાં હોય. કેમ જાણે એને ધૂળમાં મોતી દેખાતાં હોય! ચોથે દિવસે પણ એને એમ જ જોયો ત્યારે તો મારે પણ ત્યાં કામ હોય એવો દેખાવ કરીને હું ત્યાં ગયો એક ઝાડ નીચેના બાંકડા ઉપર થોડે આઘે બેઠો. કોણ આવે છે, કોણ જાય છે, એવું કાંઈ જોવાની એને પડી હોય તેમ લાગ્યું નહિ. બીજા પણ ત્યાં બેઠા હતા. રસ્તા ઉપર વાવેલા શિરીષનાં પુષ્પોનો ત્યાં વરસાદ થઈ રહ્યો હતો. કવિ કાલિદાસને ખબર નહિ કે આ શિરીષ-પુષ્પો ડામરની સડક ઉપર ઢંગધડા વિનાના ગમે તેમ થયેલા વૃક્ષારોપણમાં બિચારાં આમ રોળાશે. નહિતર એ શું કરવા લખે કે 'પદં સહેત ભ્રમરસ્ય પેલવં શિરીષ પુષ્પં, ન પુનઃ પતત્રિણઃ' આંહી તો ઉપરથી નીચે ખર્યાં જતાં એ પુષ્પો માણસો ગમે તેમ કચરતાં જતાં હતાં કારણ કે, એમને કચરવા માટે જ રોપનારે રોપ્યાં હતાં એમના સુકુમાર તંતુઓ પ્રત્યે કોઈનુ ધ્યાન પણ ન હતું. અને કેવળ કાંકરા જેમ વાગતા એના મોટા લાંબા પરડિયા, જાણે આ બધાની મશ્કરી કરતાં હોય તેમ ખખડી રહ્યા હતા.

હું ત્યાં શાંતિથી બેઠો. થોડે છેટે માણસોના ત્રાસથી બચવા માટે હોય તેમ કોઈ યુગલ—કે પોતાને યુગલ ગણતુ કોઈ કોઈ યુગલ—આઘે બેઠું હતું. ને ધીમે અવાજે કાંઈક વાત કરતું હતું. કિનારા ઉપરના ક્યારાઓમાં દુનિયાનું બધું સૌન્દર્ય પોતાનામાં હોય તેમ, ગર્વિષ્ટ થયેલાં ફૂલો પુરબહારમાં લાલચટક રંગમાં ખીલ્યાં હતાં. અને એમને કોઈ જુએ છે કે નહિ—એની દરકાર પણ કર્યા વિના હસતાં હતાં!

રસ્તા ઉપર માણસોની હજી અવરજવર હતી, પણ ધીમે ધીમે એ ઓછી થતી જતી હતી. હજી હવામાં ઠંડીની ચમકારી એવી આવી ન હતી કે માણસો ઝટ ઘર ભેગાં થઈ જવા દોડે!

એટલામાં પેલો માણસ પોતે બેઠો હતો ત્યાંથી ઊઠ્યો. મેં એની હિલચાલ ઉપર એક દૃષ્ટિ કરી. તે ઊભો થઈને પહેલાં ઉતાવળે ચાલ્યો. પછી ધીમે ધીમે છેક છેડા સુધી ગયો. અને ત્યાંથી પાછો ધીમે ધીમે ફર્યો. પણ હું એને એમ જોતો હતો ત્યાં, એ અચાનક જ મારી સામે આવીને ઊભો રહી ગયો.

મને લાગ્યું કદાચ કોઈ ગાંડો ન હોય. એટલા માટે એના તરફ નજર કર્યા વિના હું બાજી બાજુ જોઈ રહ્યો.

પણ તે ઊભો હતો ત્યાંથી મારા તરફ જ આવ્યો. જે બાંકડા ઉપર હું બેઠો હતો એના બીજા છેડા ઉપર આવીને એ બેઠો.

મેં જાણે કાંઈ ન બન્યું હોય તેમ ફૂલ, છોડ, પાંદડાં, ઝાડ, દીવા એ બધા જ નિર્જીવ પદાર્થોમાં ભારે રસ હોય તેમ એમના તરફ જોવા માંડ્યું.

થોડી વાર એમ થઈ હશે, ત્યાં એ અચાનક બોલ્યો:

'અણુબોમ્બ પડે તો આપણને ખબર પણ ન પડે તેમ, આપણે મરી જઈએ કે ખબર તો પડે! એવું ન બને આપણે સૂતા હોઈએ, તે સૂતા જ રહીએ!'

એના આ સવાલથી મને ભારે નવાઈ લાગી. અને એમ પણ થયું કે કદાચ આ કોઈ અરધો ગાંડો હોવો જોઈએ ને અણુબોમ્બની વાતો છાપામાં વાંચીને ભડક્યો લાગે છે.

એની મોટી શૂન્ય તેજહીન આંખોમાં પણ ગાંડપણ તો દેખાતું ન હતું પણ એક એવી ઘેરી ઉદાસીનતા —ઉદાસીનતા પણ નહિ—નિરાધારતા, બેઠી હતી કે પહેલી નજરે એ ગાંડા જેવો લાગે.

મેં એને પૂછ્યું : 'કેમ આવો સવાલ પૂછો છો? છાપાં બહુ વાંચતા હશો!'

'છાપાં તો હમેશાં વાંચું છું. પણ મારે જાણવું'તું કે બોમ્બ પડે તો આપણે તરત મરી તો જઈએ નાં!'

મેં કહ્યું : 'હા. આપણે ન હોઈએ એ ચોક્કસ...'

'અને આપણને ખબર પણ ન પડે નાં?'

'ખબર પણ ન પડે!'

'સૂતા રહીએ કાં—? પછી ઊઠવાપણું નહિ!'

'હું માનું છું એમ જ થઈ જાય. પણ આ જાણીને તમારે શું કરવું છે?'

મને જવાબ આપવાને બદલે, પોતાના મનને મનાવતો હોય તેમ તે સ્વગત જેમ બોલ્યો : 'થયું તો તો આ વહેલામોડા ઝપડશે...ને આપણો એમાં છૂટકારો થઈ જશે. પત્યું. આ વખતનું પુરું થયું. પછી જે હોય તે. કાંઈ ન હોય તો ય ભલે ને કાંઈ હોય તો ય ભલે!'

મેં એને કહ્યું : 'કેમ આમ બોલો છો? છે કાંઈ? કાંઈ મુશ્કેલીમાં છો?'

તે ખોટું નિરર્થક અર્થહીન હસ્યો : 'મુશ્કેલી આપણે શું છે? આ બગીચા છે. આ રસ્તા છે. આ હવા છે. આ ફરવાનું છે. આપણે શું મુશ્કેલી છે?'

'પણ ત્યારે આમ કેમ બોલો છો?'

'હું બોલું છું ને બીજા નથી બોલતા, એમાં કાંઈ જ તફાવત નથી. તમને એક માણસ એવો નહિ મળે કે જે, આ તત્કાલ આવનારા ને સેંકડો ક્ષણમાં હણી નાખનારા, અણુબોમ્બની વાત સાંભળીને આનંદ પામતો ન હોય! જેને મરવાનો ઉત્સાહ ન હોય એવો એક માણસ નહિ મળે. બધાને ઝટ આમાંથી છૂટવું છે. હું તો જોઉં છું, હવા જ ફરી ગઈ છે. માણસે સાલું આમાં જીવવું શી રીતે?—ખાવું શું? રહેવું કયાં? આજ હું બજારમાં ગયો. હું લઈ શકું એવું કોઈ શાક ન હતું. એક ઠેકાણે સડી ગયેલ હતું. તે સોંઘું હતું, એટલે હું લેવા ગયો—ત્યાં મ્યુ વાળા આવ્યા, ને એનો નાશ કર્યો!

'મ્યુ. વાળા એમાં શું કરે? એમનો ધર્મ છે નાશ કરવાનો. પણ હું સામાન્ય જંતુ જેવો કારકુન, મારાં છોકરાંને માત્ર શાક રોટલો આપી શકું એવું કરવાનો ધર્મ કોનો છે, એ કોઈ કહેતું નથી સૌ કહે છે ધોરણ ઊંચે જાય છે. જીવન ઊંચે જાય છે. પણ આ જીવનધોરણ એ તે છે શું? એ તે કોઈ છાપવાની વાત છે કે છે શું?

'મારી વાત સાંભળો. મારું જીવનધોરણ જુઓ. દાણા—હું લઈ શકું એવો કોઈ દાણો મળે નહિ, હું લઈ શકું, એવું કોઈ કાપડ મળે નહિ. ઘોની જોડે—રૂપિયા ઓગણીશ. હું કારકુન ગુમાસ્તો. મારો પગાર પિસ્તાળીશ. મોંઘવારી ત્રીસ. ઓરડીભાડું અઠાવીશ. ફૂટપાથ ઉપર પંદર. મારે બૈરું છે. પાંચ છોકરાં છે. બધાં નાનાં છે. હું પરણ્યો વહેલો ને તે દિવસે મોંઘવારી નહિ, નહિતર તો પરણત જ નહિ, કે છોકરાં થવા દેત નહિ. પણ હવે? આ વમળમાં સપડાયા પછી શું કરવું? તમે કહેશો મારે શું કરવું? આંહીં જ્યાં જુઓ ત્યાં ફૂલ ઊઘડે છે. મોટા રસ્તા છે. આલીશાન મકાનો છે. બગીચા છે. પણ આમાં કોણ માણસ ફરશે? ને ફરશે શી રીતે? ખાશે શું? રહેશે શી રીતે? જીવશે શી રીતે? બંજાનું ભલેને જે થાવું હોય તે થાય—મારે તો અચાનકનું, રાતે સૂતો હોઉં ને સવારે ન ઊઠું, એટલે બસ. બીજું કાંઈ મારે જોઈતું નથી. હું ન ઊઠું. કોઈ છોકરું ન ઊઠે. મારી બૈરી ન ઊઠે. ભલે ફૂટપાથ ઉપર અમે પડ્યાં હોઈએ ને કૂતરાં જીવતાં રહ્યાં હોય તો ભલે અમને ચૂંથે. પણ આમાંથી હવે કોઈ ઉદ્ધાર કરે—તો એક જ. અણુબોમ્બ. તત્કાલનું લાખોનું સંહાર યુદ્ધ. મેં ભદ્રકાળીને ત્રણ નાળિયેર માન્યાં છે—જો આવું યુદ્ધ આવે તો...'

'પણ તમે નહિ હો, પછી ભદ્રકાળીને નાળિયેર વધેરશે

કોણ? અને એટલે તમારી માનતા ફળવાની નથી એ જાણીને, પછી આ ભદ્રકાળી શેની મદદ કરશે?'

મારો વિનોદ સમજ્યા વિના તે બોલતો જ રહ્યો: 'અમે આપઘાત કર્યો ન કહેવાય ને મરી જઈએ એવું બીજું કાંઈ તમારા ધ્યાનમાં છે? આમ તો જીવાય તેમ જ નથી!'

માણસ અત્યંત નિરાશ થઈ ગયેલો જણાયો. એના ચહેરા ઉપર ભારે નિરાધારતા હતી.

તે ચારે તરફ જોઈ રહ્યો હતો. એની આંખમાં ભયંકર નિરાશા હતી. પણ સાથે સાથે જ એના મનમાં થતું હતું આ દીવાબત્તી, આ રસ્તા, આ બગીચા, આ મકાન, આ બધું જ જો કોઈક તોડી, ફોડી ભાંગી, સળગાવી, ને નાશ કરી નાખે! એના મનમાં ઊંડી ઊંડી એ અતૃપ્ત ઇચ્છા હતી. કોઈ આ બધું બાળી નાખે!

ને એ માણસની અસહ્ય નિરાશા બરાબર પણ હતી. ક્યાંય એક જરા જેટલી પણ સામાન્ય—તદ્દન સામાન્ય માનવ માટેની, કોઈ સાચી રાહત દેખાતી ન હતી.

બધા ભભકામાં પડ્યા હતા. કોક આવે, જુએ, ને એમને વખાણે!

ક્યાંય માનવનો કોઈને વિચાર જ ન હોય—માનવ જીવશે શા રીતે એની કોઈ ખેવના જ ન હોય. અત્યારે જીવતા માણસો જીવતા છતાં જાણે જીવતા ન હતા, ને એ બધું જાણવા છતાં જાણે જાણતા ન હોય તેમ, બધા ઉતાવળે ઉતાવળે મોટરોમાં દોડ્યા જતા હતા. કાં મશ્કરીઓ કરતા ફરતા હતા. કાં મોટી લાંબી ચર્ચા ચલાવતા હતા. લાખો માણસો શા રીતે જીવશે—? એવો કોઈ પ્રશ્ન જ જાણે હવામાં ક્યાંય ન હતો! જાણે કોઈ માનવને મન, કોઈ માનવ જ ન હતો!

હું તો એ તદ્દન નિરાશાવાદી માણસની સામે જોઈ રહ્યો.

એટલામાં એનો કોઈ ઓળખીતો ત્યાં આવતો લાગ્યો

પેલો બાંકડા ઉપરથી બેઠો થઈને તેની સામે ચાલ્યો: એમની વચ્ચે આંહીં આવે વખતે મળવાનો સંકેત લાગ્યો પેલા આગંતુકે ધીમે અવાજે એને કાંઈક કહ્યું ને બન્ને તાળી દેતા હસી પડ્યા! નિરાશામાંથી એકદમ પેલો મશ્કરીમાં ઢળી પડ્યો. હું તો એ જોઈ જ રહ્યો. આ માનસ કેવું?

પણ એમની શી વાત હતી તે કાંઈ સમજાયું નહિ પણ લાગ્યું કે, ભયંકર નિરાશાને ખંખેરી નાખવાનો જે એક જ માર્ગ હતો, તે એમણે શોધી કાઢ્યો હોવો જોઈએ કોઈ ગુનો, એવો ગુનો કે જે પકડાય નહિ!

ન પકડાય તેવા ગુના માટે માણસો ચારે તરફ ફરતા હતા.

ખૂબી તો આ હતી. જાણે બધા જાણતા હતા કે, ન પકડાય એવો ગુનો, એટલે જીવન!

એ બન્ને ત્યાંથી થોડીવારમાં જ ચાલી ગયા હું એમને જતા જોઈ રહ્યો.

થોડીવાર થઈ. તે ઝાંખા અંધારામાં અદૃશ્ય થઈ ગયા.

પણ પાંચ જ મિનિટમાં થોડે દૂર રસ્તા ઉપરથી 'દોડો દોડો, મારી નાખી રે!' એમ સંભળાયું. ને એટલામાં તો કોઈક મારી પાસેથી તીરવેગે સોંસરવો દોડ્યો જતો દેખાયો.

હું ઊભો થાઉં ત્યાં તો ત્યાં કોઈ હતું નહિ.

પણ એના વેગભર્યા જતા શરીરને પાછળથી જોતાં લાગ્યું કે એ જ પેલો નિરાશાવાદી દોડ્યો જતો હતો. ને એનો પેલો મિત્ર આશાવાદી પણ, બીજી તરફ દોડયો ગયો હતો.

આંહીં જ્યાં બધે જ માનવ બે વિભાગમાં વિભક્ત થઈ ગયા છે, કાં ગુનો કાં મૃત્યુ—એ જ જ્યાં જીવન જીવવાનો નુસખો બન્યો છે, ત્યાં—માણસો વિનાની સૃષ્ટિમાં, માણસો માટે મહાન રચનાઓ થતી રહે છે

એ પણ આશ્ચર્યનું આશ્ચર્ય નથી ? માણસો નથી, માણસો માટેની રચનાઓ છે ! એ રચનાઓ ભોગવશે કોણ ? કોણ જીવતું હશે ?

અનેક પ્રશ્નો મનમાં આવ્યા. ધીમે ધીમે મોટા રસ્તા ઉપર આવ્યો. ત્યાં વાત થતી સાંભળી.

'સારું થયું, દોરાથી છૂટકો થયો—એ તો સાળા ગઢિયા—છરી વિના ફરતા નથી.'

બગીચામાંથી સુંદર હવા આવી રહી હતી. વિશાળ રસ્તાઓ ઉપર શિરીષ પુષ્પો ખરી રહ્યાં હતાં. માણસો ફરતાં હતાં. મોટરો દોડતી હતી.

કેવળ એક જ વાત ત્યાં ન હતી.

સામાન્ય માણસ આમાં શી રીતે જીવશે ?

આ પ્રશ્ન હવામાં ક્યાંય ન હતો. બીજું બધું જ હતું.

*

**સાબરમતીના** રેતપટમાંથી બે માણસો આવી રહ્યા હતા. હજી ભળભાંખરું હતું, એટલે એ કોણ હતા તે એકદમ જણાય તેમ ન હતું, પણ ખેડૂત જેવા લાગતા હતા. એમને અજવાળું થયા પહેલાં, ક્યાંય પહોંચી જવાની ઉતાવળ હોય એમ એમની વાતમાંથી જણાતું હતું, એ બન્નેની વચ્ચે, એક ગલઢો, વૃદ્ધ, મરવા વાંકે જીવતો ગળિયલ બળદ ચાલી રહ્યો હતો. એ બળદને એ ગામડેયા લાવી રહ્યા હતા. એ થાકી ગયો હતો. એક જણ બળદને દોરતો હતો. બીજો બળદને પાછળથી લાકડી લઈને હાંકતો હતો. લાકડી લાગવા છતાં બળદને ચાલવાનું ગમતું ન હતું. એનામાં એ શક્તિ જ ન હતી. વચ્ચે વચ્ચે એમની વાતો ચાલતી હતી. બળદ તદ્દન હાડકાંપાંસળાં હતો. એ ઘણું મથતો હતો, પણ આ બન્નેની ઉતાવળ સાથે ચાલવા એના પગમાં જોઈએ તેટલું જોર ન હતું.

વહેલી સવારે ફરવા નીકળેલો હું પણ એ તરફ જોઈ જ રહ્યો. આ બન્ને માણસોને બળદ કાઢી નાખવો હતો. એ વાત એમની વાતોમાંથી સ્પષ્ટ તરી આવતી હતી.

પણ અજવાળું થયા પહેલાં જ, એ કામ પતાવી લેવાની એમને ઉતાવળ લાગી. બળદને જાળવવો એમને ભારે પડતો હતો. કોઈ દેખે જાણે તે પહેલાં એ બળદને કાઢીને પાછા ફરી જવા માગતા હોય તેમ જણાતું હતું એ ધણી ઉતાવળમાં હતા.

એક પળભર વિચાર આવી ગયો. આ બન્ને માણસો ગામડામાંથી આવી રહ્યા હતા. આ બળદે જુવાનીમાં એમનું થાય તેટલું કામ કર્યું જ હશે. આજ હવે એને આ ગામડિયાઓ વેચી નાખીને પૈસા કરી નાખવા માગતા હતા. હવે એ એમના કામનો રહ્યો ન હતો. આ ગામડિયાઓના દિલમાં એવો વિચાર નહિ આવતો હોય કે પોતે થોડીઘણી અગવડતા વેઠીને પણ, એ બળદને કાં તો પોતાને આંગણે સુખેથી મરવા દેવો જોઈએ, અથવા તો એને કોઈ એવે ઠેકાણે મૂકવો જોઈએ કે જ્યાં એ સુખે મરે. એણે જીવનભર આ ગામડિયાઓ માટે થઈને કામ કર્યું હતું. એટલી દયાનો એ અધિકારી ન હતો ?

આમના દિલમાં એ વાત કેમ આવી નહિ હોય ?

કુતૂહલથી હું એમની સાથે થઈ ગયો. પહેલાં તો એ ચમક્યા લાગ્યા, પણ પછી ધીમે ધીમે વાત કરતા થયા. આ ગામડિયાઓના દિલની વિચારસરણી વિચિત્ર હતી. એમની વચ્ચે થતી વાતમાંથી જાણવા મળ્યું. એમને માથે કો'ક હનુમાનના ગામની બાધા લટકતી હતી. છેલ્લાં પાંચ વરસ થયાં. એ બાધા કર્યા વિનાની રહી જતી હતી. અને તેથી ઘરમાં અવારનવાર મંદવાડ આવી જતો હતો !

આમાંથી બચવા માટે, એ આ નકામા બળદને વેચીને એના પૈસા કરી લેવા માગતા હતા.

અને એ પૈસામાંથી એમની બાધા પૂરી કરવાની જોગવાઈ કરવા માગતા હતા !

મેં એમને ચાલતાં ચાલતાં જ કહ્યું : 'અરે ભલા માણસ ! તમે ગામડાના રહેવાશી, આવો વિશ્વાસઘાત કાં કરો ?'

કોણ? અને એટલે તમારી માનતા ફળવાની નથી એ જાણીને, પછી આ ભદ્રકાળી શેની મદદ કરશે?'

મારો વિનોદ સમજ્યા વિના તે બોલતો જ રહ્યો: 'અમે આપઘાત કર્યો ન કહેવાય ને મરી જઈએ એવું બીજું કોઈ તમારા ધ્યાનમાં છે? આમ તો જીવાય તેમ જ નથી!'

માણસ અત્યંત નિરાશ થઈ ગયેલો જણાયો. એના ચહેરા ઉપર ભારે નિરાધારતા હતી.

તે ચારે તરફ જોઈ રહ્યો હતો. એની આંખમાં ભયંકર નિરાશા હતી. પણ સાથે સાથે જ એના મનમાં થતું હતું આ દીવાબત્તી, આ રસ્તા, આ બગીચા, આ મકાન, આ બધું જ જો કોઈક તોડી, ફોડી ભાંગી, સળગાવી, ને નાશ કરી નાખે! એના મનમાં ઊંડી ઊંડી એ અતૃપ્ત ઇચ્છા હતી. કોઈ આ બધું બાળી નાખે!

ને એ માણસની અસહ્ય નિરાશા બરાબર પણ હતી. ક્યાંય એક જરા જેટલી પણ સામાન્ય—તદ્દન સામાન્ય માનવ માટેની, કોઈ સાચી રાહત દેખાતી ન હતી.

બધા ભભકામાં પડ્યા હતા. કોક આવે, જુએ, ને એમને વખાણે!

ક્યાંય માનવનો કોઈને વિચાર જ ન હોય—માનવ જીવશે શા રીતે એની કોઈ ખેવના જ ન હોય. અત્યારે જીવતા માણસો જીવતા છતાં જાણે જીવતા ન હતા, ને એ બધું જાણવા છતાં જાણે જાણતા ન હોય તેમ, બધા ઉતાવળે ઉતાવળે મોટરોમાં દોડ્યા જતા હતા. કાં મશ્કરીઓ કરતા ફરતા હતા. કાં મોટી લાંબી ચર્ચા ચલાવતા હતા લાખો માણસો શા રીતે જીવશે—? એવો કોઈ પ્રશ્ન જ જાણે હવામાં ક્યાંય ન હતો! જાણે કોઈ માનવને મન, કોઈ માનવ જ ન હતો!

હું તો એ તદ્દન નિરાશાવાદી માણસની સામે જોઈ રહ્યો.

એટલામાં એનો કોઈ ઓળખીતો ત્યાં આવતો લાગ્યો

પેલો બાંકડા ઉપરથી બેઠો થઈને તેની સામે ચાલ્યો: એમની વચ્ચે અહીં આવે વખતે મળવાનો સંકેત લાગ્યો. પેલા આગંતુકે ધીમે અવાજે એને કાંઈક કહ્યું ને બન્ને તાળી દેતા હસી પડ્યા! નિરાશામાંથી એકદમ પેલો મશ્કરીમાં ઢળી પડ્યો. હું તો એ જોઈ જ રહ્યો. આ માનસ કેવું?

પણ એમની શી વાત હતી તે કાંઈ સમજાયું નહિ પણ લાગ્યું કે, ભયંકર નિરાશાને ખંખેરી નાખવાનો જે એક જ માર્ગ હતો, તે એમણે શોધી કાઢેલો હોવો જોઈએ કોઈ ગુનો, એવો ગુનો કે જે પકડાય નહિ!

ન પકડાય તેવા ગુના માટે માણસો ચારે તરફ ફરતા હતા.

ખૂબી તો આ હતી. જાણે બધા જાણતા હતા કે, ન પકડાય એવો ગુનો, એટલે જીવન!

એ બન્ને ત્યાંથી થોડીવારમાં જ ચાલી ગયા હું એમને જતા જોઈ રહ્યો.

થોડીવાર થઈ. તે ઝાંખા અંધારામાં અદૃશ્ય થઈ ગયા.

પણ પાંચ જ મિનિટમાં થોડે દૂર રસ્તા ઉપરથી 'દોડો દોડો, મારી નાખી રે!' એમ સંભળાયું. ને એટલામાં તો કોઈક મારી પાસેથી તીરવેગે સોંસરવો દોડ્યો જતો દેખાયો

હું ઊભો થાઉં ત્યાં તો ત્યાં કોઈ હતું નહિ.

પણ એના વેગભર્યા જતા શરીરને પાછળથી જોતા લાગ્યું કે એ જ પેલો નિરાશાવાદી દોડ્યો જતો હતો. ને એનો પેલો મિત્ર આશાવાદી પણ, બીજી તરફ દોડ્યો ગયો હતો.

અહીં જ્યાં બધે જ માનવ બે વિભાગમાં વિભક્ત થઈ ગયા છે, કાં ગુનો કાં મૃત્યુ—એ જ જ્યાં જીવન જીવવાનો નુસખો બન્યો છે, ત્યાં—માણસો વિનાની સૃષ્ટિમાં, માણસો માટે મહાન રચનાઓ થતી રહે છે

એ પણ આશ્ચર્યનું આશ્ચર્ય નથી ? માણસો નથી, માણસો માટેની રચનાઓ છે ! એ રચનાઓ ભોગવશે કોણ ? કોણ જીવતું હશે ?

અનેક પ્રશ્નો મનમાં આવ્યા. ધીમે ધીમે મોટા રસ્તા ઉપર આવ્યો. ત્યાં વાત થતી સાંભળી.

'સારું થયું, દોરાથી છૂટકો થયો—એ તો સાળા ગઢિયા—છરી વિના ફરતા નથી.'

બગીચામાંથી સુંદર હવા આવી રહી હતી. વિશાળ રસ્તાઓ ઉપર શિરીષ પુષ્પો ખરી રહ્યાં હતાં. માણસો ફરતાં હતાં. મોટરો દોડતી હતી.

કેવળ એક જ વાત ત્યાં ન હતી.

સામાન્ય માણસ આમાં શી રીતે જીવશે ?

આ પ્રશ્ન હવામાં ક્યાંય ન હતો. બીજું બધું જ હતું.

*

**સાબરમતીના** રેતપટમાંથી બે માણસો આવી રહ્યા હતા. હજી ભળભાંખરું હતું, એટલે એ કોણ હતા તે એકદમ જણાય તેમ ન હતું, પણ ખેડૂત જેવા લાગતા હતા. એમને અજવાળું થયા પહેલાં, ક્યાંય પહોંચી જવાની ઉતાવળ હોય એમ એમની વાતમાંથી જણાતું હતું, એ બન્નેની વચ્ચે, એક ગલઢો, વૃદ્ધ, મરવા વાંકે જીવતો ગળિયલ બળદ ચાલી રહ્યો હતો. એ બળદને એ ગામડેયા લાવી રહ્યા હતા. એ થાકી ગયો હતો. એક જણ બળદને દોરતો હતો. બીજો બળદને પાછળથી લાકડી લઈને હાંકતો હતો. લાકડી લાગવા છતાં બળદને ચાલવાનું ગમતું ન હતું. એનામાં એ શક્તિ જ ન હતી. વચ્ચે વચ્ચે એમની વાતો ચાલતી હતી. બળદ તદ્દન હાડકાંપાંસળાં હતો. એ ઘણું મથતો હતો, પણ આ બન્નેની ઉતાવળ સાથે ચાલવા એના પગમાં જોઈએ તેટલું જોર ન હતું.

વહેલી સવારે ફરવા નીકળેલો હું પણ એ તરફ જોઈ જ રહ્યો. આ બન્ને માણસોને બળદ કાઢી નાખવો હતો. એ વાત એમની વાતોમાંથી સ્પષ્ટ તરી આવતી હતી. પણ અજવાળું થયા પહેલાં જ, એ કામ પતાવી લેવાની એમને ઉતાવળ લાગી. બળદને જાળવવો એમને ભારે પડતો હતો. કોઈ દેખે જાણે તે પહેલાં એ બળદને કાઢીને પાછા ફરી જવા માગતા હોય તેમ જણાતું હતું એ ઘણી ઉતાવળમાં હતા.

એક પળભર વિચાર આવી ગયો. આ બન્ને માણસો ગામડામાંથી આવી રહ્યા હતા. આ બળદે જુવાનીમાં એમનું થાય તેટલું કામ કર્યું જ હશે. આજ હવે એને આ ગામડિયાઓ વેચી નાખીને પૈસા કરી નાખવા માગતા હતા. હવે એ એમના કામનો રહ્યો ન હતો. આ ગામડિયાઓના દિલમાં એવો વિચાર નહિ આવતો હોય કે પોતે થોડીઘણી અગવડતા વેઠીને પણ, એ બળદને કાં તો પોતાને આંગણે સુખેથી મરવા દેવો જોઈએ, અથવા તો એને કોઈ એવે ઠેકાણે મૂકવો જોઈએ કે જ્યાં એ સુખે મરે. એણે જીવનભર આ ગામડિયાઓ માટે થઈને કામ કર્યું હતું. એટલી દયાનો એ અધિકારી ન હતો ?

આમના દિલમાં એ વાત કેમ આવી નહિ હોય ?

કુતૂહલથી હું એમની સાથે થઈ ગયો. પહેલાં તો એ ચમક્યા લાગ્યા, પણ પછી ધીમે ધીમે વાત કરતા થયા. આ ગામડિયાઓના દિલની વિચારસરણી વિચિત્ર હતી. એમની વચ્ચે થતી વાતમાંથી જાણવા મળ્યું. એમને માથે કો'ક હણમાનના ગામની બાધા લટકતી હતી. છેલ્લાં પાંચ વરસ થયાં. એ બાધા કર્યા વિનાની રહી જતી હતી. અને તેથી ઘરમાં અવારનવાર મંદવાડ આવી જતો હતો !

આમાંથી બચવા માટે, એ આ નકામા બળદને વેચીને એના પૈસા કરી લેવા માગતા હતા.

અને એ પૈસામાંથી એમની બાધા પૂરી કરવાની જોગવાઈ કરવા માગતા હતા !

મેં એમને ચાલતાં ચાલતાં જ કહ્યું : 'અરે ભલા માણસ ! તમે ગામડાના રહેવાશી, આવો વિશ્વાસઘાત કાં કરો ?'

એમને આ વાત કાંઈ રુચી નહિ. કારણ કે એમને મોટામાં મોટી બીક અજવાળાની હતી. અજવાળું થાય, કોઈ ઓળખીતો પાળખીતો દેખા જાય, એનાથી એ ડરતા હતા.

એમણે જવાબમાં, બળદને વધુ જોરથી હાંકવાનું કર્યું.

મેં વાત પડતી મૂકી.

એટલામાં નદીપટમાં કોઈ બીજા બે જણ સામા આવતા જણાયા.

છેટેથી એમને જોઈને આ ગભરાયા લાગ્યા. એક જણે બોલ્યો: 'રૂખડો જ—મારો બેટો લાગે છે. આખા ગામમાં વાત વાગરશે!'

'પણ ઈ તંઈ ક્યાં ધરમનો અવતાર થઈ ગયો છે! ઈણેય પોર પોતાનો બળદ કાઢ્યો 'તો નાં?'

'કાઢ્યો—પણ ઈની વાત તો ઈમ થઈ નાં, કે બળદને સુખે મરે તેમ મૂકી આવ્યો!'

'ઈ તો આપણેય વાત તો એમ જ કરવી. પણ મારો બેટો—આણી કોર વળતો લાગે છે. આપણે આમ હંકારો...'

એ બન્ને જણા જરાક તરીને એક બાજુ વળી ગયા.

થોડીવારમાં હું પાછો એમની ભેગો થઈ ગયો. એમને હું કારણ વિનાની ઉપાધિ જેવો લાગતો હતો. એમાંના એકે મારાથી છૂટો મેળવવા માટે હોય તેમ, બળદને ઊભો રાખ્યો. પછી કાંઈક કરડાકીથી બોલ્યો: 'શેઠ! કેવા માજન છો?'

'ના ભાઈ! હું તો બ્રાંમણ. કેમ પૂછ્યું?'

'આ માજન હો, ને દયાળુ હો તો પંદર રૂપિયા આપો. તો આ બળદને આંહીંયાં જ છૂટો કરી દઈએ. અમારે માથે બાપા! ડાડાનું દેણું છે. નકર આ જાકુબનો કામો કોણ કરે!'

'ડાડાનું દેણું!'

'હણમાન ડાડાનું. માનતા છે. માની છે પાંચ વરસ થયાં. થાતી નથી, ને ઘરમાં મંદવાડ આળસતો નથી.'

'પણ એમાં ડાડા શું કરે?'

'અરે! હોય કાંઈ? તમે આજકાલના ગોટપોટવાળા ધરમને ભૂલી જાવ, પણ અમારા અભણ વરણનો તો બાપા! ધરમે જેવારો છે. ડાડાની માનતા, આ બળદ વેચીને હવે ઓણ કરી જ નાખવી છે. સંબાતી નથી. ધરમનું દેણું માથે રાખવું સારું નહિ બાપા! લ્યો તઈ રામ રામ અમારે આમ જાવું છે.'

એમને મારી હાજરી ખૂંચતી લાગી, એટલે એ કેડા વળી બીજી તરફ વળી ગયા.*

* લેખકના તાજેતરમાં પ્રગટ થનાર નવા વાર્તાસંગ્રહ 'ચંદ્રરેખા'માંથી.

શરીરના કોષો અને ઇન્દ્રિયોની મૃતાવસ્થામાંથી પુનઃ જીવતાં થવાની શક્તિ બાકીના શરીરથી મગજને છૂટું પાડી દેવાથી ઘટતી નથી; પણ ઊલટી વધે છે. મોસ્કોના જુવાન વિજ્ઞાની જી. ગોલ્યુગ્રીએ અનેક પ્રયોગો કરીને આ વાત પુરવાર કરી છે. આ પ્રયોગોમાં એમણે એક કૂતરાના માથાની નસો કાપી નાખીને એના મગજને ધડથી જુદું પાડી દીધું અને પછી એ મગજને બીજા કૂતરાના શરીરમાંથી કૃત્રિમ રીતે લોહી પૂરું પાડવા માંડ્યું. આમ છૂટું પડેલું મગજ કેટલાય કલાક સુધી કામ કરતું રહ્યું અને સુખદુઃખનો અનુભવ કરી શકતું હતું.

આ વખત દરમ્યાન એ પ્રાણીનું ધડ ખૂબ ઠંડી જગામાં રાખી મૂકવામાં આવ્યું હતું અને એને તદ્દન થોડો ઑક્સીજન અને થોડાં પોષક તત્ત્વો આપવામાં આવતાં હતાં. આમ છતાં એમાં પણ લોહીના ભ્રમણ તેમજ શ્વાસોચ્છ્વાસની ક્રિયાઓ જેવી અનિવાર્ય ક્રિયાઓ લાંબા વખત સુધી ચાલી રહી.

આ પ્રયોગ ઉપરથી જણાય છે કે અત્યારે અમુક સંજોગોમાં, માણસનું તબીબી મૃત્યુ નીપજ્યા પછી એને પાંચ-૭ મિનીટ બાદ જીવતો કરી શકાય છે; પણ હવે ૧૦-૧૫ મિનીટ પછી પણ જીવતો કરી શકાશે.

ઈશ્વર પેટલીકર

# સુખના ટોપલા

માણસ રોજે રોજ દુઃખનાં પોટલાં બાંધીને, ચેંઢારીને ફરે છે. પણ એ જ પોટલાંને સુખના ટોપલામાં ફેરવી નાખે તો? સુખના એ ટોપલામાંથી પછી તો ફળના ઢગલે ઢગલા વહેંચાય. પણ એ આવડત માણસમાં આવે તો તો દેવ અને માણસ નજીક જ આવી જાય....

મારા એક વેપારી મિત્ર મળવા આવ્યા હતા. ખુશખબર પૂછી લીધા પછી મેં એમના ધંધા અંગે પૂછ્યું: 'કેમ, કેવાં વેપારપાણી ચાલે છે?'

મિત્ર: 'વેપાર તો ઠીક છે, ધંધો ઠીક જામી ગયો છે એટલે મંદીનું મોજું શરૂ થયું છે પણ એની ઝાઝી અસર થઈ નથી...'

હું વચ્ચે બોલ્યો: 'તો તો ઘણું સારું કહેવાય. બાકી આજે ઘણા મંદીની બૂમો પાડે છે.'

મિત્ર: 'બીજા ઘરાકીની બૂમો પાડે છે, જ્યારે મારે બીજી બૂમ છે.'

હું: 'શાની?'

મિત્ર: 'માણસોની...સાચું પૂછો તો હવે સારા માણસો રહ્યા નથી. આજે તો દરેકનું માનસ કામ કરવું નહિ અને વધારે પગાર માગવો તેવું થઈ ગયું છે.'

હું બોલ્યા વગર ફક્ત મલક્યો.

મિત્ર મારા મલકાટનો જવાબ આપતાં બોલ્યા: 'હસવાની વાત નથી. તમે ભલે ગરીબોનો પક્ષ કરો, મજૂરોની દયા ખાવ. ગુમાસ્તા–કારકુનો ઉપર અનુકંપા બતાવો, પણ મને એ બધાંનો પૂરો અનુભવ થઈ ગયો છે. ગરીબ જાણી નોકરીમાં રાખ્યા હોય તે પણ શીંગડાં મારે છે. મજૂરોની દયા ખાઈ વધુ સગવડ આપીએ છીએ ત્યારે એ વધુ ને વધુ માગણી કરે છે. ગુમાસ્તાઓને માગ્યો પગાર આપીએ છીએ તોય જવાબદારી તો સમજતા જ નથી.'

માણસને બીજા અંગે ફરિયાદ કરવાનું કારણ ન હોવું જોઈએ એવા નિયમ બાંધી શકાય નહિ. માણસ પોતે ગમે તેવી સારી રીતે વર્તતો હોય છતાં અમુક માણસો એવા બેજવાબદાર હોય છે કે એમના અંગે ફરિયાદ રહે. અને તે વાસ્તવિક ભૂમિકા તરીકે સ્વીકારવી પણ રહી. પરંતુ જ્યારે કોઈ કાયમ પોતાના નોકરો અંગે આવી બૂમ રજૂ કરે ત્યારે એનું કારણ નોકરો નહિ પણ શેઠ છે એમ સમજવું જોઈએ.

વેપારી મિત્રની એવી ફરિયાદ છે કે હું મોં માગ્યો પગાર આપુ છું છતાં માણસો જવાબદારી અદા કરતા નથી. સીધા ચાલતા નથી. તેનું કારણ એ લેણદેણ માને છે. કારણ કે ધંધાર્થી એમના પાડોશી માણસોને ઓછો પગાર આપે છે. છતાં એમને માણસો સારું કામ આપે છે. એ કહે છે—આ લેણદેણ નહિ તો બીજું શું?

આ બંને વેપારી મિત્રોને હું ઓળખું છું એટલે એને હું લેણદેણ નથી માનતો પણ બંને માણસો સાથે કામ લેવાની પદ્ધતિમાં ફેર છે તે મુખ્ય બાબત છે એમ મારો મત છે.

મારા આ વેપારી મિત્ર, ઔરંગઝેબ જેવા છે એમ કહું તો ખોટું નથી. ઔરંગઝેબને જેમ પોતાના સિવાય બીજા કોઈ ઉપર ભરોસો ન હતો તેમ મારા આ મિત્રને પોતાના સિવાય બીજા ઉપર ભરોસો નથી. નોકરો ઉપર જ નહિ, પણ પત્ની ઉપર પણ નહિ! નોકરોમાં શેઠ જેટલી આવડત ન હોય તેમ એમણે એક સિદ્ધાંત બાંધેલો છે, તેમ પુરુષ જેટલી સ્ત્રીમાં બુદ્ધિ ન હોય તેવો બીજો સિદ્ધાંત બાંધેલો છે. એવો જ ત્રીજો સિદ્ધાંત બાળકોને છૂટ આપીએ તો વંઠી જાય એ બાંધેલો છે. પરિણામે એમને ત્રણે પક્ષો અંગે કાયમ ફરિયાદ છે, બાળકો કહ્યું કરતાં નથી, પત્ની કઠોર હઠીલી છે અને નોકરો બેજવાબદાર છે!

આ સ્થિતિ કેવળ આ વેપારી મિત્રની છે એવું નહિ, ઘણા આવી ફરિયાદ કરતા હોય છે. એ દરેકનું મૂળ છે બીજાને મહત્ત્વ ન આપવાની ટેવ અને જવાબ

દારી ન સોંપવાનો સ્વભાવ.

માણસમાં અને પ્રાણીઓમાં શા ફેર છે એનો વિચાર કરતી વખતે ઘણાં કારણો મળી શકે છે. પરંતુ એ સૌમાં મુખ્ય અગત્યનું માણસને પોતાની જાતનું મહત્ત્વ છે, મોટાઈ મેળવવાની ઉત્કંઠા છે, પ્રાણીમાં એ વૃત્તિ નથી. માણસમાં જો એના સર્જનહારે આ પ્રબળ વૃત્તિ ન મૂકી હોત તો મનુષ્ય પણ બીજાં પ્રાણીઓની જેમ આજે પણ જંગલી અવસ્થામાં હોત. પરંતુ એ વૃત્તિને લીધે આપણા પૂર્વજોએ સંસ્કૃતિ સર્જી, આજે એની ગતિ ચાલુ છે અને વિજ્ઞાન વધ્યે જાય છે.

આ વૃત્તિ કુદરતે દરેક માણસમાં એવી પ્રબળ મૂકી છે કે એને પોષ્યા વગર જો બીજો એની સાથે વર્તવા જાય તો એને વેપારી મિત્રની જેમ કાયમ ફરિયાદ કરવાની જ રહે. આ વૃત્તિ જેમ મોટા માણસમાં છે તેમ બાળકમાં પણ છે—બાળકની આ વૃત્તિને જે મા-બાપો સમજતાં નથી અને એને તુચ્છકારી કાઢે છે અગર તેની એ વૃત્તિની આડે આવે છે તેમને કાયમ બાળકો અંગે ફરિયાદ કરવાની રહે છે. અંગીને પણ પોતાની જાતનું મહત્ત્વ છે. પછી સ્ત્રીને ન હોય તેમ કેમ બને? પણ ઘણા થોડા પતિ આ વસ્તુ સમજે છે, બાકી મોટો ભાગ તો સ્ત્રીની એ વૃત્તિને જાણ્યે-અજાણ્યે દબાવ્યે જાય છે. પરિણામે વેપારી મિત્ર કહે છે તેમ સ્ત્રી નઠોર બની જાય છે. હજારોનો વેપાર કરતો પતિ, પત્ની છેતરાઈ જશે એ કારણે એની સાડી ખરીદ કરવાનો હક ન સ્વીકારે, એને પોતાના કરતાં જુદો શોખ હોય તે ન સ્વીકારી શકે; એને જોઈએ ત્યારે પતિ પાસે પૈસા માગવા ન પડે માટે થોડી રકમ હાથ ઉપર હોવી જોઈએ તે ન સ્વીકારે, પછી એ સ્ત્રી પોતાની મહત્તાવૃત્તિ સંતોષવા પતિની ઇચ્છા વિરુદ્ધ વર્તન કરે તો એને નઠોર કેમ કહેવાય?

વેપારી મિત્રની નોકરી અંગે પણ આ મુશ્કેલી છે. મોટા ભાગના શેઠ, લગભગ બધા કહીએ તો પણ ચાલે, નોકર ઇચ્છે છે કે જે પૂરેપૂરો હોશિયાર હોય અને છતાં નીચી મુંડીએ હા જી હા કરનાર હોય! જ્યારે સ્થિતિ એવી હોય છે કે કોઈ પણ શક્તિશાળી, હોશિયાર માણસ કેવળ પૈસાથી સંતોષાવાનો નથી, એને પોતાને પોતાની મહત્તાની વૃત્તિ પણ સંતોષવી હોય છે એ વૃત્તિ સંતોષાતી હોય તો એ પૈસા જતા કરશે, પણ પૈસા ખાતર એ વૃત્તિ જતી કરનાર જવલ્લે મળશે પરિણામે, ધંધાને ઉપયોગી હોશિયાર નોકર થોડા શેઠ જીરવી શકે છે. વેપારી મિત્રની આવી સ્થિતિ છે.

એ મિત્ર નોકરને એનો માગ્યો પગાર આપવા તૈયાર થાય છે, અને એથી એ માને છે કે નોકરે હવે પૂરતી જવાબદારીથી કામ કરવું જોઈએ. પરંતુ એ પોતે ભૂલી જાય છે કે જ્યાં સુધી માણસ ઉપર જવાબદારી મૂકવામાં ન આવે ત્યાં સુધી એ જવાબદારી અદા કરે શી રીતે? માણસ હોશિયાર થાય પછી જવાબદારી સોંપવી એ પદ્ધતિ કરતાં, એને જવાબદારી સોંપીએ તો જ હોશિયાર થાય એ કેળવણીની સીધી પદ્ધતિ છે.

શેઠની બીજી મુશ્કેલી એ હોય છે કે પોતે નોકરને પોતાના અનુભવનું ભણતર આપે એટલે નોકરે બધું શીખી જવું જોઈએ. પરંતુ એ વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે કે કોઈ માણસ ભણતરથી ઓછું શીખે છે, ભણતરની સીધી રીત કામ કરવું તે છે. કામ કામને શીખવે, એ અનુભવસૂત્ર શેઠ ધ્યાનમાં રાખી નોકરને એ રીતે શીખવા દે તો જ એ શીખે.

વેપારી મિત્ર ઘરનાં સ્ત્રી-બાળકોને જવાબદારી સોંપતા નથી પછી નોકરો ઉપર મૂકે જ શાના? પછી નોકરોને જવાબદારી અદા કરવાની વૃત્તિ જાગે ક્યાંથી? નોકરને પૂરતો પગાર આપ્યો એટલે બધું પતી ગયું એમ માનવાની જે શેઠ ભૂલ કરે છે તેને નોકરો અંગે ફરિયાદ કરવાની રહે છે પૂરતા પગારની સાથે માનવમાં મહત્તાની સહજ વૃત્તિ છે તે સંતોષીને નોકર કે બીજા કોઈ સાથે કામ લેતાં શેઠે તેમજ

બીજાએ શીખવું જોઈએ.

માણસની મહત્ત્વાકાંક્ષાની વૃત્તિ સંતોષવાની રીત કઈ, એ સવાલનો જવાબ મહત્ત્વાકાંક્ષા કઈ છે તે ઉપર આધાર રાખે છે. પરંતુ શેઠ નોકરના સંબંધમાં નોકરને જવાબદારી સોંપવામાં એનો જવાબ મળી રહે છે. આ જવાબદારીએ જ માણસનો વિકાસ સાધ્યો છે— શું નોકરનો કે શું શેઠનો.

માણસનો વિકાસ સગવડ હોય તો થાય એમ સામાન્ય રીતે મનાય છે. પાયાના સ્વીકાર તરીકે અમુક સગવડ સ્વીકારવી પણ રહી છતાં વ્યક્તિઓનો ઇતિહાસ જોતાં એવા દાખલા વિશેષ જોવામાં આવે છે કે જેમને વિકાસ સાધવાની પૂરતી સગવડ હોય તે વિકાસ સાધી શક્યા નથી અને જેમને અગવડો હતી તેમણે વિકાસ સાધ્યો છે. આમ થવાનું કારણ જોવા જાય તો જવાબદારી નજરે ચડે છે. વિકાસની સગવડો હતી એમને માથે જવાબદારી આવી ન પડી, અને જેમને આવી પડી તેમણે એ અદા કરવામાં આળસ કરી. પરિણામે એમનો વિકાસ ન થયો. અગવડમાં મૂકાયેલા વિકાસ કરવાની જવાબદારી સમજ્યા હતા એટલે એમણે જહેમત ઉઠાવીને વિકાસ સાધ્યો. જેમણે આ જવાબદારી ઉઠાવી તેઓ સામાન્ય માણસોમાંથી મોટા થયા. પ્રધાન રૂપે, શેઠ રૂપે, સેવક રૂપે, ગુરુ રૂપે વિગેરે વિગેરે.

છતાં કોઈ કોઈની એ પણ ફરિયાદ હોય છે કે જવાબદારી સોંપ્યાં છતાં, એમના ઉપર વિશ્વાસ મૂકયા છતાં, માણસો એ અદા કરતા નથી. દિવસે દિવસે શિથિલ બનતા જાય છે એનું કારણ એ પણ હોય કે જવાબદારી સોંપ્યા છતાં ઉપાડનારમાં એ ઉપાડાય તેટલી શક્તિ વિકસે તેટલું બીજું ન હોય. આ કારણ થોડા વખતમાં સમજાઈ જાય તેવું છે અને એ સ્થિતિમાં એ જવાબદારી બીજાને સોંપ્યે ઉપાય. પરંતુ બીજું એવું પણ કારણ છે, અને તે ઘણા દાખલામાં નજરે પડે છે, માણસમાં શક્તિ છે પણ તે અદા કરતા નથી.

આમ થવાના કારણનું મૂળ તપાસવું જોઈએ. પહેલી વાત તો માણસ જવાબદારી શું કામ ઉપાડે છે? જવાબદારી ઉપાડવામાં બોજો છે છતાં એ ઉપાડવી માણસને કેમ ગમે છે? કારણ કે, એથી એની મહત્ત્વાકાંક્ષા સંતોષાય છે. જવાબદારી ઉપાડવાની હોય અને છતાં મહત્ત્વાકાંક્ષાનો લાભ બીજાને ફાળે જતો હોય તો એ જવાબદારી મડદું બની જાય છે. એની સાથે પ્રેમ કરવાનું કોઈને મન ન થાય. જવાબદારીમાં મહત્ત્વાકાંક્ષારૂપી આત્મા હોય તો જ માણસ એને ચાહે. એને માટે મહેનત કરે, ભોગ આપે અને ઘણું ઘણું કરે. એટલે બીજાને સોંપેલી જવાબદારી કેવળ મડદું ન હોવી જોઈએ. મેનકા હોવી જોઈએ.

શેઠનામાં એવી આવડત હોવી જોઈએ કે નોકરને મહત્ત્વાકાંક્ષા સંતોષાય તેવી જવાબદારી સોંપવી અને દિવસે દિવસે એ મહત્ત્વાકાંક્ષા વૃદ્ધિ પામે. તે રીતે એની સાથે કામ લેવું. ઉપરી માણસની રોજની ટીકા નીચલા માણસની મહત્ત્વાકાંક્ષાને મારી નાખે છે. અને વખાણ વૃદ્ધિ કરે છે. આમ નોકરને જવાબદારી સોંપવાનો સ્વભાવ, મહત્ત્વાકાંક્ષા સંતોષવાની આવડત, મારા વેપારી મિત્રમાં નથી. એટલે એમને કાયમ નોકર અંગે ફરિયાદ કરવાની રહે છે. એમના પાડોશી ધંધાથીમાં એ છે એટલે એમને નોકરો સાથે લેણદેણ છે.

વેપારી મિત્રનો શરૂઆતમાં દાખલો ટાંક્યો છે એટલે શેઠ નોકર ઉપર ચર્ચા કરી છે. બાકી એમાં રહેલું હાર્દ દરેકને ઉપયોગી છે. ભલે આપણે શેઠ ન હોઈએ; પણ કોઈના પતિ છીએ ને! કોઈની પત્ની તો છીએ ને? કોઈનાં મા કે બાપ તો છીએ ને? કોઈના નોકર તો છીએ ને? કોઈના પાડોશી તો છીએ ને? મતલબ કે આપણે આપણી જાત સિવાય બીજા સાથે કામ તો કરવું જ પડવાનું છે ને?

જેની સાથે આપણે કામ પાડવાનું હોય તે દરેકને પોતાની જાતનું મહત્ત્વ છે. એ મહત્ત્વાકાંક્ષા સંતોષવા માગે છે. એ માનવીનો કુદરતી હક્ક છે. અને તે

એને મળવો જોઈએ એમ સ્વીકારી દરેકે બીજા સાથે વર્તવું જોઈએ.

આમ વર્તવા જતાં કોઈ વખત એવો પણ પ્રસંગ આવે કે જવાબદારી સોંપવામાં આવી હોય તે એનો દુરુપયોગ કરે. કોઈ પણ ધંધામાં ખોટ ખમવાની તૈયારી ન રાખનાર નફો ઓછો કમાઈ શકે છે એ વેપારી સૂત્ર છે. વ્યવહારમાં પણ જે બગાડની બીક રાખીને ડગ માંડતા બીએ છે તે કાર્ય ઓછું કરી શકે છે. ઘોડે ચડે તે કોઈ વખત પડે પણ ખરો. પણ એ કારણે ઘોડે ન ચડવું એવો નિયમ આપણે બનાવતા નથી. એ રીતે જવાબદારી સોંપવામાં કોઈ દુરુપયોગ કરી બેસે માટે એવો નિયમ ન કરી શકાય કે જવાબદારી કોઈને સોંપવી નહિ. વેપારમાં જેમ સરવાળે લાભહાનિ જોવાય છે. એક વસ્તુમાં ખોટ જાય એને ખોટ ગઈ ગણાતી નથી. વ્યવહારમાં પણ સરવાળે બેજવાબદારી બતાવે, છતાં ઘણાંને જવાબદારી સોંપી જે ભાર ઓછો કર્યો હોય તે સરવાળે લાભદાયક છે.

જવાબદારીનાં ફળનો ટોપલો જે કેવળ પોતાને માથે ઉપાડીને ચાલવાનો પ્રયત્ન કરે છે તેને ફળના સ્વાદ કરતાં બોજો વધારે લાગે છે. જે એ ફળને વહેંચી આપે છે તેને ફળનો સ્વાદ તો મળે છે. સાથે બોજો રહેતો નથી. એનો તાજો અને મોટો દાખલો મહાત્માજીનો છે. દેશે એમના ઉપર જવાબદારીનો ટોપલો મૂક્યો, પણ એમણે પોતાને માથે મૂકી ન રાખતા, દરેકને એ જવાબદારી વહેંચી આપી, 'એમાં વિશ્વાસભંગ પણ થયો હશે, છતાં સરવાળે દેશનું હિત થયું છે અને મહાત્માજી હિમાલય જેવડા થતા ગયા છે. આપણે કોઈ પણ ક્ષેત્રમાં હોઈએ છતાં આપણા માથે જે જવાબદારીનો ટોપલો હોય તેનાં ફળ બીજાને વહેંચી આપવામાં જ સુખ છે। એમ કરવાથી જવાબદારીનો ટોપલો સુખનો ટોપલો બની જાય છે.

★

અત્યારસુધી એમ માનવામાં આવતું કે પૃથ્વીની આસપાસનું અવકાશ તદ્દન ખાલી છે પરંતુ એ સાચું નથી. એમાં કુદરતનાં અનેક જટિલ ભૌતિક પરિબળો કામ કરી રહ્યાં છે, એમ ત્રીજા સ્પુતનિકની પહેલી વર્ષગાંઠ પ્રસંગે લેવાયેલી મુલાકાતમાં અંતરીક્ષ કિરણોના જાણીતા સોવિયેત વૈજ્ઞાનિક પ્રોફેસર સર્ગેઈ વર્નોવે જણાવતાં ઉમેર્યું કે—ત્રીજા સ્પુતનિકની એક મહત્વની શોધ એ છે કે પૃથ્વીના ચુંબકીય ક્ષેત્રમાં અસંખ્ય વીજાણુઓ ફરી રહ્યા છે, જેને લીધે પૃથ્વીની ફરતું એક તેજવર્તુળ રચાયું છે પ્રો. વર્નોવે જણાવ્યું કે સ્પુતનિક ત્રીજાનો રોકેટ ભાગનો માર્ગ આ તેજવર્તુળમાંથી પસાર થાય છે.

સ્પુતનિક ત્રીજામાં ગોઠવેલાં સાધનોએ પૃથ્વીના આ વીજાણુ વર્તુળની માહિતી આપી તેનો બને તેટલો ચોક્કસ નકશો તૈયાર કરવામાં મદદ કરી છે.

*

ત્રીજા સ્પુતનિકમાં ગોઠવેલું 'માયાક' ટ્રાન્સમિટર હજી સુધી પૃથ્વી પર પોતાના સંકેતો પાઠવી રહ્યું છે. અંતરીક્ષમાં એક વર્ષથી સતત ચાલતું વિશ્વનું એ પહેલું રેડિયો મથક છે. કેટલાંક કેન્દ્રો આ રેડિયો મથકના સંકેતોને ફોટો–ઇલેક્ટ્રીક અને મેગ્નેટિક પદ્ધતિથી નોંધી રહ્યાં છે એમાંથી ઘણી કિંમતી માહિતી મળી છે. અત્યાર સુધીમાં ત્રીજા સ્પુતનિકના સંકેતોની જે પટીઓ પર નોંધ લેવામાં આવી છે તેની કુલ લંબાઈ ૧૨૦૦ કિલોમિટર એટલે કે ૭૫૦ માઈલ જેટલી થાય છે માયાકે પાઠવેલા સંકેતો ત્રીજા સ્પુતનિકના માર્ગના નકશા દોરવામાં, અયનસ્તરનું સંશોધન કરવામાં તથા અયનસ્તરમાંથી રેડિયો મોજાંના પ્રસરણનો અભ્યાસ કરવામાં ઘણા મદદરૂપ બન્યા છે.

'માયાક' ટ્રાન્સમિટર બે ઘટકોનું તથા ચાંપ અને બેટરીનું બનેલું છે. તેમાં એવી ગોઠવણ છે કે જો પહેલું ઘટક કામ કરતું બંધ થાય તો બીજું ઘટક આપોઆપ ચાલુ થઈ જાય. પરંતુ આજે એક વર્ષ થયા છતાં પહેલું ઘટક ચાલુ છે.

[ આ ૧૫મી મેએ ત્રીજા સ્પુતનિકની પહેલી વર્ષગાંઠ વેળાએ ]

—પ્રો. મિખાઈલ લેવ

પીતાંબર પટેલ

# મહારાજની મુલાકાત

ગુજરાત તો ઠીક, પણ હવે તો સારુંયે ભારત જે સંત પુરુષને પીછાને છે એ પૂ. રવિશંકર મહારાજ આપણા એક સાચા કર્મવીર છે. તેમની સાથેની લેખકની આ મુલાકાતમાંથી એવી ઘણી વાતો આપણને જાણવા મળે છે કે જેનાથી આજસુધી આપણે અજાણ હતાં...

પૂ. મહારાજને મળવાનો મેં હમેશાં એક પ્રકારનો ઉમળકો અનુભવ્યો છે. એમનું વડલાની છાયા જેવું વ્યક્તિત્વ એવી તો હુંફાળી આત્મીયતા પ્રેરે છે કે મન પ્રસન્નતા અનુભવે છે. તેમનામાં પિતા કરતાં, દાદા કરતાં, સેવક કરતાં 'મા' જેવી વાત્સલ્યની અમીવર્ષા થતી હોય એવું હમેશાં લાગ્યા કર્યું છે. એથી તો માને દેખી બાળક હરખાય એવો અનુભવ મહારાજને જોઈ ઘણા બધાને થતો રહે છે. એવું છે એમનું પાવનકારી પ્રેમાળ અસ્તિત્વ.

પૂ. રવિશંકર મહારાજને ગુજરાત સંનિષ્ઠ મૂક સેવક તરીકે પિછાને છે. એ રાજકારણના કાવાદાવાથી પર રહી કેવળ માણસની શ્રદ્ધાથી સેવા કરે છે. જાણે તેમને દુઃખી, દલિત અને દીનની સેવામાં દરિદ્રનારાયણનાં દર્શન થતાં હોય, સાક્ષાત પ્રભુની સેવા કરતા હોય એવી ઉલટથી, એવી ચીવટથી તે એમનું કામ કર્યે જાય છે. પણ એ કેવળ સેવક જ નથી. એથીયે તે કંઈક વિશેષ છે ને આ વિશેષતા તે એમની નિષ્કામ ભક્તિ, એમનું સંતપણું.

રવિશંકર મહારાજની સેવા, એમનું કામ અને દિનચર્યા જોનારને જરૂર એમ લાગશે કે એ તો આપણી પરંપરાના ઋષિ કુળના કે સંતો–ભક્તોની જમાતના જીવ છે. જે કામ કરવું તે ભક્તિથી કરવું, શ્રદ્ધાથી કરવું અને પ્રભુનું કામ છે એમ ગણીને પૂરી શક્તિથી કરવું. એ બધાં જીવોમાં સચરાચરનું, પરમ શક્તિનું દર્શન કરે છે. મનુષ્ય માત્રમાં પ્રભુને બેઠેલો જુએ છે. એ ઈશ્વરનું દર્શન પણ માનવ સેવા દ્વારા જ કરવા માગતા હોય એવી ઉચ્ચ શ્રદ્ધાથી માણસજાતનું કશાય ભેદભાવ વગર કામ કરે છે. એથી તો શ્રી. ઉમાશંકર જોશી પૂ. મહારાજની ૭૫મી વર્ષપૂર્તિ નિમિત્તે લખેલા એક કાવ્યમાં કહે છે :

> 'આવી ચડે જો પ્રભુ ! તું કદીક
> તો આવજે તું થઈને મનુષ્ય.'

પ્રભુને પણ તે મનુષ્યના રૂપમાં જોવા ઝંખે છે. ને મનુષ્ય પણ કેવો ? દુઃખી પદદલિત પતિત, દીનહીન, કચડાયેલો, દબાયેલો, કંતાયેલો, શોષિત, અજ્ઞાન. એવા મનુષ્યની સેવા કરવા એમની વચ્ચે જઈને બેસી જાય છે. આ છે તેમની ભક્તિ ! આ છે આજના જમાનાના સંતનો સેવાયજ્ઞ. મહારાજની આવી નિષ્કામ સેવાની સુવાસ ગુજરાતભરમાં આંબે મહોર આવ્યો હોય ને જેમ મહેકી ઊઠે તેમ મહેકી રહી છે. વર્ષોથી સેવા કરતાં કરતાં તેમની વાસનાઓ, વૃત્તિઓ, કામનાઓ એવી તો વિશુદ્ધ બની ગઈ છે કે તેમની આંખમાં, વાણીમાં અને વર્તનમાં, પણ કેવળ નિર્મળ સ્નેહનાં અમી ઊછળી રહે છે.

એ સંત પણ એવા છે કે તેમના સંતપણાનો ભાર પણ ન લાગવા દે. તેમને મળતાં જ તે આપણા લાગે, જાણે તેમના સાંનિધ્યમાં ફોરાફૂલ થઈ જવાય, મન મોકળું બની રહે, ને જે કહેવું હોય તે વિના સંકોચે કહી શકીએ તેવું વત્સલ એમનું વ્યક્તિત્વ છે.

આ જ કારણે તક મળે મહારાજને મળવા માણસા ગયો. મેં સવારમાં પાંચ વાગે ઊઠવાનું નક્કી કર્યું હતું. હું ઊઠયો ત્યારે મહારાજ તો પરવારી ગીતાપાઠ કરી રહ્યા હતા ચાર વાગે ઊઠી જવાનો એમનો નિત્યક્રમ છે. ચાલવાનું હોય તો નિત્યક્રમથી પરવારી ચાલવા માંડે નહિ તો ગીતા વાંચે.

હું પણ ઝટપટ પરવારી મહારાજ પાસે ગયો. 'કેમ પરવારી ગયા ?'

'હા જી, આપનો અધ્યાય પૂરો થયો હોય તો આપણે બેસીએ.'

ને હજીયે પેલી વાત ટાળતા હોય તેમ સસ્મિત તે બોલ્યા : 'મુલાકાતનું રહેવા જ દો ને! આપણે અમસ્થા વાતો કરશું !'

'હું પણ એ જ કહું છું ને! આપણે વાતો કરશું. આપ અધ્યાય પૂરો કરી લ્યો '

ને એમણે અધ્યાય પૂરો કરી ગીતા બાજુમાં મૂકી એટલે હુ તેમની પાસે જઈને બેઠો. મેં મુલાકાતની ભૂમિકા સમજાવતાં કહ્યું :

'મારે આપના જીવનની બધી વિગતોમાં ઊતરવું નથી. એ તો બબલભાઈએ જીવનચરિત્રમાં સુંદર રીતે વાત કરી જ છે. પણ મારે તો આપના સેવાજીવનના અનુભવની વાત જાણવી છે. આપ ચાર દાયકાથી, આજીવન સેવક બનીને કામ કરો છો એ સેવાજીવનમાંથી આપ શું પામ્યા અને આટલા અનુભવ પછી આપને સેવાકાર્યમાં પ્રવેશ કરનાર યુવાનોને શું કહેવા જેવું લાગે છે એ મારે તો જાણવું છે.'

'જુઓ, મને એવું બધું કહેતાં નહિ ફાવે. એમ કરો, તમે મને સવાલ કરતા જાઓ, હું મને સૂઝશે તેમ જવાબ આપતો રહીશ.'

મહારાજને શિવરાત્રીએ પંચોતેર વર્ષ પૂરાં થયાં. તેમણે ૧૯૧૯ની ૬ ઠી એપ્રિલના દિવસે સેવા જીવનનો આરંભ કર્યો. ત્યારથી તે ધરના મટી લોકોના થયા ત્યારથી ચાલીસ વર્ષથી સંનિષ્ઠાથી લોકોની સેવા કરે છે. મેં તેમને પૂછ્યું :

'મહારાજ! આપને સેવા કરવાનું ક્યાંથી સૂઝ્યું?'

થોડી વાર વિચાર કરીને બોલ્યા : 'સાચું કહું તો ગાંધીજીને જોઈને મારા મનમાં શ્રદ્ધા જાગી. મેં ગાંધીજીને રામચંદ્ર જયંતી પ્રસંગે સૌથી પહેલા સં. ૧૯૭૨માં જોયા. મોહનલાલ પંડ્યા (ડુંગળીચોર) એ મને એમના વિશે વાતો કહેલી. તેમનાં પુસ્તકો પણ આપેલાં. હું એનાથી પ્રભાવિત થયો. કોચરબ આશ્રમમાં ગયો. એમના પ્રભાવથી હું રંગાયો ને ગામડે ગામડે ફરી હિંદ સ્વરાજ વેચવાનું શરૂ કર્યું.'

'આ સેવાકાર્યના પડવા માટેનું પ્રેરક બળ કયું? ઘરના સંસ્કાર ગણાવી શકાય? ને ગાંધીજી ટોલ્સ્ટોય થોરો વગેરેને પોતાના ગુરુ તરીકે ગણાવે છે. આપ આ બાબતમાં કોને ગુરુ ગણો છો?'

મહારાજ ઉઘાડા શરીરે ભીંતને અઢેલીને બેઠા હતા. નવો સવાલ આવે એટલે દાઢી પર હાથ ફેરવતા અંતર્મુખ બન્યા હોય તેમ થોડી વાર ચૂપ બની પછી જવાબ આપે.

'હું ગુરુપદ આપી શકું એવી તો કોઈ વ્યક્તિનું નામ આપી શકુ તેમ નથી ઘરના સંસ્કારે મારી અંદર રહેલી આ વૃત્તિને પુષ્ટ કરી હશે. અમારા ઘરમાં પ્રભુભક્તને ત્યાં હોય છે તેવું સાત્વિક વાતાવરણ હતું.

'હા, પણ હું બેધડક કહી શકું, કે મને કોઈ ગુરુ તરફથી સેવાની દીક્ષા મળી નથી. પણ એક ગાંધીજી અને બીજી સરદાર પાસેથી સેવાની પ્રેરણા જરૂર મળી છે. એકલવ્ય પેઠે હું દૂરથી ગાંધીજીની પ્રેરણા મેળવતો હું કદી મળવા દોડી જતો નહિ. મને કામમાં રસ હતો. એમાં જ આનંદ આવતો. એટલે જે કામ જરૂરનું લાગે, જે કામથી લોકોનું ભલું થાય એવું લાગે તે કામમાં જોતરાઈ જતો.'

'પણ આપે બારૈયા લોકો વચ્ચે જઈ કામ કરવાનું કેવી રીતે પસંદ કર્યું?'

'ખરું કહું તો એમાં પસંદગીનો પણ સવાલ નહોતો. સંજોગો જ એવા ઊભા થયા કે હું એ લોકો વચ્ચે જઈ બેસી ગયો.' ને માથે હાથ ફેરવી જૂની સ્મૃતિઓ તાજી કરી તેમણે કહેવા માંડ્યું :

'બોરસદ સત્યાગ્રહમાં હું જોડાયેલો તે પછી હૈડિયા વેરો આવ્યો. સરદારે મને બોરસદ તાલુકામાં તપાસ માટે મોકલ્યો. ૧૯૨૩-૨૪ના અરસાની આ વાત છે બોરસદ તાલુકાના કાંઠા વિભાગમાં હું ફર્યો. લોકોના સંપર્કમાં આવ્યો. મેં લોકોની ગરીબાઈ જોઈ. તેથીયે

તો તમે એવું કંઈ કરો જ નહિ કે પોલીસને અહીં આવવું પડે. એટલે એ લોકો ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લેતા, બીજાની પાસે પ્રતિજ્ઞા લેવડાવતા. કોઈ પ્રતિજ્ઞાભંગ કરે તો હુ ઉપવાસ કરતો. એની અસર એ લોકો પર ભારે થતી.

'મને તો ચોમેર માણસાઈનાં જ દર્શન થતાં. એ લોકો માટે પ્રેમ થતો. એમના ઘેર ખાતો, તેમના ઘેર સૂતો. મને તો સારા કહેવાતા માણસો કરતાંય તેમનામાં મરદાઈના ગુણો વિશેષ દેખાતા.'

ને અંતર્મુખ બની મનની આંખે કંઈ જોતા હોય તેમ મોં પર હાથ રાખી ચિંતકની અદાથી થોડી વાર ટટાર બેસી રહી ધીરગંભીર વાણીમાં તેમણે કહ્યું :

'એક બીજી મહત્ત્વની વાત મારે કહેવાની છે. મે બારૈયા અને ઠાકરડા જેવી પછાત કોમો વચ્ચે રહી કામ કર્યું છે. એમની મરદાનગીના—માણસાઈના કેટલાક પ્રસંગો મેં જાહેરમાં કહેલા પણ છે. પણ મેઘાણીભાઈએ 'માણસાઈના દીવા' પુસ્તક પ્રસિદ્ધ કર્યું એ પછી કેટલાક મને ચોરોના ગુરુ તરીકે ઓળખાવે છે કેટલાક છાપાવાળા, કેટલાક વક્તાઓ, કેટલાક પરિચય કરાવવાવાળાઓ મને વાત વાતમાં ચોર ડાકુ કોમને સુધારનાર તરીકે ઓળખાવે છે. પણ આ બરાબર નથી. ખરું કહું તો મારી એ ચોપડીથી આ લોકોને ભારે અન્યાય થયો છે. તેનું મને ઊંડું દુઃખ છે. મેં એ લોકોને સુધાર્યાં છે એવું લખાય છે તે બરાબર નથી. એમનાં છોકરાં મોટાં થશે, ભણશે ને જાણશે કે તેમના બાપદાદા તો ચોર ડાકુ હતા ત્યારે તેમને કેવું લાગશે! હું ખરું કહું છું કે એ માણસ જેવા માણસ છે. લોકો ધારે છે તેવા એ ભયંકર કે દુષ્ટ પણ નથી. તેમનામાં પણ સદ્ગુણો છે. એને ચોર કેમ કહેવાય! હું વળી કે'દાડાનો ચોરનો ગુરુ! સાચું કહું તો કોને ચોર કહેવો? ધર્મશાસ્ત્ર પ્રમાણે ચોરીનો અર્થ કરીએ તો તો આપણે ઘણા બધા ચોરોની જમાતમાં આવી જઈએ! માટે કૃપા કરીને એ લોકને ચોર...ચોર કહીને નિંદશો નહિ.'

'એક મહત્ત્વનો સવાલ પૂછવાનો છે. આઝાદી પહેલાં ગુજરાતમાં અને બધે સેવાનું વાતાવરણ હતું. પણ હવે સેવાવૃત્તિ જાણે ઓસરતી જાય છે. છતાં જેને સેવાના ક્ષેત્રમાં પ્રવેશ કરવો હોય તેને આપ આટલા આટલા અનુભવ પછી શું માર્ગદર્શન આપો? બાજું તેવો સેવક કુટુંબકબીલાવાળો પણ હોય તો તેની આજીવિકા માટે શું કરે?'

આ પ્રશ્ન સાંભળી બાળકના જેવું નિર્મળ હાસ્ય વેરીને મહારાજ બોલ્યા :

'હું વળી શું માર્ગદર્શન આપવાનો હતો! હું તો માનું છુ કે સેવાની વાતમાં કોઈ માર્ગદર્શન આપી ન શકે એ તો અંદરથી ઊગવું જોઈએ. શું કરવું છે તે પોતાને સૂઝવું જોઈએ. સેવાની પ્રેરણા મળે તેણે લોકોનું દુ:ખ ઓછું થાય એવા કામે લાગી જવું જોઈએ. એને માટે ભક્તિ જોઈએ. તેનામાં જ્ઞાન ઓછું હશે તો ચાલશે અભ્યાસ ઓછો હશે તોયે ચાલશે પણ ભક્તિ નહિ હોય તો નહિ ચાલે. જુઓ ને હું વળી ક્યાં ઝાઝું ભણેલો છું! મને સમજ ન પડે તો લોકોને પૂછી લઉં. એની ઉણપ મને કદી સાલી પણ નથી. પણ જો મારામાં ભક્તિ ન હોત, જો લોકો માટે પ્રેમ ન હોય, સેવાની લગન ન હોય તો કદી હું કામ ન કરી શકું.

'હવે રહી આજીવિકાની વાત. જે માણસ આજીવિકાની વાત આગળ રાખે છે તે કદી સેવા નહિ કરી શકે. સેવા પહેલી, પછી આજીવિકા જે લોકોનું કામ કરે છે તેને લોકો કદી ભૂખે નહિ મરવા દે.'

'સેવક લોકો વચ્ચે જઈ કામ કરે પણ તેને કામ ઊગી નીકળતું ન દેખાય તો એને ગ્લાનિ ન થાય! આપને કદી એવો વિષાદ નથી થયો કે આટલાં વર્ષથી પછાત કોમનું કામ કરું છું છતાં એમનામાં જોઈએ તેવો પલટો આવ્યો નથી!'

'ના, મને કદીયે ગ્લાનિ કે વિષાદ થયો નથી. હું કદી ફળની આશા રાખતો જ નથી. હું તો જે કરવા જેવું હોય તે કરે જાઉં છું. પછી શીને

નિરાશ થાઉં? હું તો એક જ વસ્તુને મહત્ત્વ આપું છું. લોકોનું ભલું થાય તેવું કામ કર્યે જવું. આપણામાં સેવા હોય, ભક્તિ હોય, લોકો માટે પ્રેમ હોય તો કામનો થાક પણ ન લાગે. કામનું ફળ ન દેખાય તો દુઃખ પણ ન થાય. મારો ધર્મ કામ કરવાનો છે ને કાર્ય કરું છું.'

'આજે આપણા વિદ્યાર્થીઓ સામે એવી ફરિયાદ છે કે તેમનામાં ગેરશિસ્ત છે. બિનજવાબદાર બની ગયા છે. તેઓ આમન્યાનો લોપ કરે છે. આપને આ બાબતમાં શું લાગે છે?'

'મને તો છોકરાં હમેશાં સારાં લાગ્યાં છે. તે હોંશીલાં હોય છે. એમનામાં ગ્રહણશક્તિ સતેજ હોય છે. આપણે આપીએ તે ગ્રહણ કરી લે. એટલે તેમને સારા માર્ગે વાળવા જોઈએ. ને કામ તો ક્યાં ઓછાં પડ્યાં છે! કામ કરવાવાળા જોઈએ.'

'આપ તો આજન્મ મૂકસેવક તરીકે કામ કરતા આવ્યા છો. તો ગુજરાતના જુવાનોને આપ કંઈક સંદેશો આપો તો સારું.'

ને આ સવાલથી સંકોચ અનુભવતા હોય, શરમાતા હોય તેમ બોલ્યા:

'અરે તમે કેવી મોટી વાત કરી, મારે વળી સંદેશો શો આપવાનો હોય! ખરું કહું તો મને નેતાગીરી કરવી ગમતી નથી. મેં કોઈની નેતાગીરી તળે કામ કર્યું નથી. હું તો મને સૂઝે તે કામ કરવા બેસી જાઉં છું. બનાસકાંઠામાં મેં જોયું કે લોકોને પાણીની ભારે તકલીફ છે. તો ત્યાં જઈ મેં બોરીંગનું કામ હાથમાં લીધું. પછી વિનોબાજીને મળવાનું થયું. તેમણે મને આ ભૂમિક્રાંતિની વાત કરી. એ કામ મને ગમી ગયું. એમાં મને સર્વેના સુખનો માર્ગ દેખાયો એટલે હું એ કામે લાગી ગયો. જિંદગીમાં જો હું કોઈની સાથે કામ કરવા નીકળ્યો હોઉં તો એક વિનોબાજી સાથે, બાકી તો મારો સ્વભાવ જ એવો છે કે મને તો એકલા એકલા કામ કરવું ગમે. ત્યાં હું જુવાનોને શું સંદેશો આપું. પ્રેરણા આપવી, સંદેશો આપવો તે મારું કામ નહિ.'

'તો આપ હવે આજીવન ભૂમિદાનનું કામ કરશો?'

'એયે કેમ કહી શકું? એ તો જે કામ વિશેષ અગત્યનું દેખાય તે લઈને બેસી જાઉં છું. મને કામ દેખાવું જોઈએ, સમજવું જોઈએ કે એનાથી લોકોનું ભલું થાય છે, તો એ કરવા બેસી જવું. મને ભૂમિદાન ક્રાંતિમાં જ્ઞાનનો પ્રચાર દેખાયો છે. એમાં જ્ઞાન જીવવાની વાત છે: આ ક્રાંતિ સક્રિય છે. જ્ઞાન પણ સક્રિય છે. એ લૂખો પ્રચાર નથી.'

'આપને એમ લાગે છે કે ભૂમિદાન પ્રવૃત્તિથી લોકમાનસ પલટાશે?'

'હા, મને એમાં પૂરી શ્રદ્ધા છે. જો શ્રદ્ધા ન હોય તો હું ગામે ગામ ફરું જ નહિ. એમ બને કે એમાં સંપૂર્ણ સફળતા ન પણ મળે. પણ લોકમાનસ પર એની ચોક્કસ અસર થાય જ છે. પરિણામ તો ભગવાન લાવશે. આપણે તો સદ્‌બુદ્ધિથી કામ કરે જવું.'

'આપના મન પર કયા ગ્રંથે અસર કરી છે?'

'કોઈ એક ગ્રંથનું નામ આપવું મુશ્કેલ બને. મને ગીતા, ઉપનિષદ વગેરે ગ્રંથો ગમે છે. હું તેનું અધ્યયન પણ કરું છું. મને ગીતાના શ્લોકો યાદ રહી ગયા છે. એકલો પડું ત્યારે એ શ્લોકો યાદ આવે છે. એથી સારા વિચારો આવે છે. પરિણામે બીજા નબળા વિચારો મારામાં પ્રવેશતા નથી.'

'ગાંધીજી એમ કહેતા કે મારે પુનર્જન્મ લેવાનો હોય તો હું હરિજન કે સ્ત્રીનો અવતાર લઉં. આપને કદી એમ થાય છે કે અમુક અવતાર મળે તો સારું?'

ને આ સવાલ સાંભળીને સૂર્યનાં બાલ કિરણોમાં ફૂલડાં મલકાઈ રહે તેમ મલકાઈને મહારાજ બોલ્યા: 'હું પુનર્જન્મથી ડરતો નથી. મુક્તિ પણ માગતો નથી. ભલે ને ગમે તે અવતાર મળે. આપણે શીદને અમુક અવતાર આપજો એમ પણ કહેવું? હું તો

એવું કશું જ માગતો નથી. મારે મન તો બધા અવતાર સરખા જ છે.'

'હવે છેલ્લો સવાલ કરી લઉં. આપ આપના સેવા જીવનના કોઈ ચિરસ્મરણીય પ્રસંગો ન કહો? એવાં પાત્રો અને પ્રસંગો તો જરૂર મળ્યા હશે કે જેની ઘેરી છાપ આપના ચિત્ત પર પડી હોય.'

ને થોડી વાર માથું ખંજવાળી ધીમે અવાજે તે બોલ્યા :

'ખરું કહું તો મને એવું કંઈ યાદ આવતું નથી હું એવું યાદ પણ રાખવા પ્રયત્ન કરતો નથી. ક્યારેક મારી વાતમાંથી કે પ્રવચનમાંથી દૃષ્ટાંત મળી જાય કે સહજ નીકળી જાય એ જુદી વાત છે, બાકી મને માંડીને વાત કરવી ફાવતી નથી. તેમ મારે નામે એવી કથાઓ લખાય એ પણ મને તો ગમતું નથી. મને સેવાનો ભાર લઈને ફરવું પણ ગમતું નથી. એથી હું એવી વાતો વિસારે પાડી દઉં છું. સાચું કહું તો આમાં મારી નમ્રતા પણ નથી. તેમ જ્ઞાનથી હું આ કરું છું એવું પણ નથી. ટેવ જ પડી ગઈ છે.

'રાજકારણનું કે હોદ્દાનું કદી પ્રલોભન થતું નથી. એની સમજણ નથી. મન જ એ દિશામાં પ્રવૃત્ત થતું નથી. એવું જ સેવા જીવનનું છે. મેં ન કહ્યું કે મને કોઈ મંડળ દ્વારા કે કમીટી દ્વારા કે કોઈ નેતા દ્વારા કામ કરવું ફાવતું જ નથી. મારી મેળે, મને સૂઝે તે લોકોના ભલાનું કામ કરે જાઉં છું.

'જરૂર એમાં સારા માઠા પ્રસંગો ઊભા થાય જ છે. ક્યારેક કઠિન માર્ગ આવ્યા હશે. પણ સેવાનું કામ રોકનારા પ્રસંગો આવ્યા નથી, શુભ અશુભ આવે પણ પાછો પડ્યો નથી. મને જે કામ સમજાયું હોય, જેની અગત્ય દેખાઈ હોય તે હું કરે જ જાઉં છું. એવા પ્રસંગો ક્યાં કહેવા બેસું! હું મનમાં એવું કંઈ સાચવવાનો પ્રયત્ન પણ કરતો નથી.'

ને મહારાજ પ્રસન્નવદને મારી સામે તાકી રહ્યા ને સહજ ટકોર કરતા હોય તેમ બોલ્યા: 'કેમ હવે તો મને મુક્ત કરશો ને?'

મેં ઘડિયાળમાં જોયું તો કલાકને બદલે મહારાજનો પૂરો દોઢ કલાક લીધો હતો.

*

છેલ્લાં ત્રણ વર્ષમાં સોવિયેત સંઘમાં ૩૧૫ નવાં સાહિત્ય, વિજ્ઞાન, ટેકનોલોજી, કેળવણી, વૈદક, વગેરેનાં સામયિકો નીકળ્યાં છે.

પ્રાથમિક ગણતરી પ્રમાણે, સોવિયેત સંઘમાં ૩,૧૯૩ સામયિકો પ્રસિદ્ધ થાય છે: જે ૧૯૫૫ની સરખામણીમાં ૧૦ ટકા જેટલા વધારે છે. એના વાર્ષિક ફેલાવામાં પણ ૭૦ ટકાનો વધારો થયો છે.

૧૯૫૮માં સામાજિક-રાજકીય અને સામાજિક આર્થિક સામયિકોનો આંકડો મોટામાં મોટો હતો. છેલ્લાં ત્રણ વર્ષમાં આ જાતનાં નવા ૫૦ સામયિકો નીકળ્યાં છે અને આ નવાં સામયિકોનો વાર્ષિક ફેલાવો ૧૦ લાખ નકલ કરતાંય વધારે છે. ઔદ્યોગિક અને ટેકનીકલ સામયિકોના પ્રકાશનમાં પણ અત્યંત ઝડપી વધારો થઈ રહ્યો છે. ટેકનીકલ સામયિકોની સંખ્યામાં ૬૦નો એટલે કે ૮૦ ટકાનો અને એના વાર્ષિક ફેલાવામાં ૧૨૦ ટકાનો વધારો થયો છે.

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

સરલા જગમોહન

# પંકજ

બાળમાનસનું અચ્છું વિશ્લેષણ કરતી આ વાર્તા દરેકને વાર્તારસ તો ચખાડે જ છે, સાથે સાથે બાળકની વાચા અને વેદના, વિચાર અને વર્તણુંકનો પણ સુંદર ખ્યાલ આપે છે. બાળમાનસને આટલી સહજ રીતે વહેતું મૂકતી આપણા સાહિત્યમાં ખૂબ ઓછી વાર્તાઓ લખાય છે તેમાં આ વાર્તાનાં લેખિકા એક અદનો ઉમેરો કરે છે...

'મમ્મી ! ઓ મમ્મી !' ઊઠતાંવેંત જ ચાર વર્ષના પંકજે ધીમુને બોલાવી.

પણ આજે ધીમુને બદલે રાધાએ જવાબ આપ્યો. રાધા પંકજની આયા હતી. એ બોલી: 'ઊઠી ગયો, ભાઈ ?'

હસતો હસતો પંકજ પોતાની નાની પલંગડી પરથી કૂદીને નીચે ઊતર્યો. બોલ્યો :

'મમ્મી ક્યાં છે, રાધા ?'

'હોસ્પિટલમાં ગયાં છે.' રાધાએ કહ્યું.

'હોસ્પિટલમાં ? કેમ ?' પંકજે નવાઈમાં પ્રશ્ન કર્યો.

'કેમ તે શું ? રમાડવાને બહેન આવી, પંકજ !'

'અરે વાહ ! કેવી મજા ! પપ્પા ક્યાં, રાધા ?'

'મમ્મી પાસે.'

'તો મને પણ લઈ જા ને !' પંકજે રાધાને કહ્યું.

'પછી લઈ જઈશ. બપોરે. ચાલ, દાંત સાફ કરીને દૂધ પીવું છે ને ?'

'અંહં અંહં' કરતાં પંકજે દાંત સાફ કરીને દૂધ પી લીધું. અને જમી કરીને 'હા—ના' કરતો બાળમંદિરમાં પણ પહોંચી ગયો. બાળમંદિરમાં વર્ગનાં બધાં છોકરાંને અને છેવટે 'બહેન' મંજુલતાને પણ કહી દીધું કે એને ત્યાં નાની બહેન આવી છે. હવે તો એ એને રમાડ્યા જ કરશે. અને બાળમંદિરમાં તો આવશે જ નહિ ને !

બાળમંદિર પતાવીને બપોરે પંકજ ઘેર આવ્યો. રાધાએ એને દૂધ પાયું ને નાસ્તો કરાવ્યો. અને પછી એને જરા ઠીકઠાક કરીને હોસ્પિટલમાં લઈ જવા ઊપડી. હોસ્પિટલમાં પહોંચી બારણા પાસેથી જ 'મમ્મી ! મમ્મી !' કરતો એ દોડ્યો. ધીમુ હસી પડી. એ પંકજને વહાલ કરવા ગઈ પણ એ તો પારણા તરફ જ જોઈ રહ્યો હતો.

'બેન ક્યાં છે, મમ્મી ?'

'હમણાં આવે—જો !' હોસ્પિટલની નર્સ લાલ શાલમાં લપેટેલું કાંઈક લાવી રહી હતી.

'એ !...' કરતો ને પંકજ દોડવા જતો હતો પણ ધીમુએ એનો હાથ પકડી રાખ્યો.

'અહીં જ આવે છે, પંકજ. હોસ્પિટલમાં આમ દોડાદોડ ન કરાય, બેટા !'

'પણ બેનને જોવીયે નહિ, મમ્મી ? સવારે ઊઠ્યો તો રાધા કહે બપોરે. આજે તો મારે બાળમંદિરમાંયે નહોતું જવું. કંઈ ગમ્યું નહિ મમ્મી ત્યાં તો !'

'એમ તે કરાય ? બાળમંદિરમાં તો જવું જ પડે ને ? લે, આવી ગઈ તારી બેન !' અને નર્સે એ લાલ પોટકું સંભાળથી ધીમુની બાજુમાં ગોઠવી દીધું.

'ગોળમટોળ મોઢું—કાળાં જુલ્ફાં—નાની નાની ચમક ચમક થતી આંખો—પંકજ તો જોઈ જ રહ્યો. અને કપાળે નાની કાળી ટીલડી જોઈને તો એ હસી જ પડ્યો. 'મમ્મી, આને તો ટીલડીયે કરી છે ને !'

ખુશ થતો થતો પંકજ પોતાની નાની બેન સામે જોઈ રહ્યો હતો. ત્યાં તો કોણ જાણે ક્યાંથી એ નવજાત ચહેરા પર આછું સ્મિત આવી ગયું.

'મમ્મી, આ બેન તો હસે છે !'

'હા, બેટા ! સારું ને ?' અને ધીમુના હોઠ પર પણ સંતોષભર્યું સ્મિત રમી રહ્યું.

તે દિવસે સાંજે એના પપ્પા ઘેર આવ્યા ત્યારે પંકજ એમને ભેટી જ પડ્યો. 'પપ્પા ! કેવી છે બેન, હેં ! મજા જ મજા !'

'સરસ છે તો ! પણ મોટાભાઈ, કામ કરવું પડશે પાછું !' સુરેન્દ્રે હસીને કહ્યું.

'તે કરીશું વળી !'

અને એવા રુઆબથી એ ઊભો રહી ગયો કે સુરેન્દ્રે એને ઊંચકીને પોતાની છાતી સરસો ચાંપી દીધો.

પછી તો રોજ બપોરે પંકજ ધીમુ પાસે આવે ને બેનને ધારી ધારીને જોયા જ કરે.

'મમ્મી ! હવે ઘેર ક્યારે આવવાનું ? અહીં બેનને રમાડવાની મજા નથી પડતી. આ હૉસ્પિટલમાં તો ગવાય નહિ કે કંઈ નહિ.'

'બે દિવસ જ અહીં રહેવાનું છે, પંકજ. પછી તો મજા પડશે ને ?

'બાપ રે બાપ ! બે દિવસ ! એ તો બહુ કહેવાય. આજે જ ચાલોને મમ્મી !'

અને ઓચિંતાનો પંકજ કોણ જાણે કેમ રડવા જેવો થઈ ગયો.

'ગાંડો નહિ તો !' ધીમુએ એના ગોરા ગાલ પર ધીમી ટપલી મારી.

એમ તો પોતે કોઈ રડે એવો નથી એવું ધીમુના મન પર ઠસાવવા એણે હોઠ ભીડી આવતાં આંસુને રોકી રાખવાનો પ્રયત્ન કર્યો. પણ એને જ્યારે લાગ્યું કે આંસુ તો આવી જ જવાનાં છે ત્યારે એ સડસડાટ બહાર હૉસ્પિટલના બગીચામાં દોડી ગયો. અને ગુલાબના છોડ સાથે રમતાં રમતાં આંસુને જરા વહી જવા દીધાં.

ધીમુએ રાધાને પાછળ દોડાવી. પણ પંકજે એને પાસે આવવા દીધી નહિ.

'જા ને તું અંદર !' એણે કહ્યું.

'પણ તું ચાલ.'

'ના, મારે હવા ખાવી છે.'

મલકાતી મલકાતી રાધા પંકજને માથે હાથ ફેરવી રહી. અને પંકજે આંસુ લૂછી લીધાં. હવે એ હસતો હતો.

'ચાલ અંદર !'

'ચાલ '

રાધા અને પંકજ અંદર આવ્યાં,ત્યારે ધીમુએ પૂછ્યું:

'પંકજ, ક્યાં ગયો હતો આમ દોડીને ?'

'હવા ખાવા, મમ્મી !'

ધીમુ પંકજને જોઈ રહી. એની આંખો હજુ સહેજ લાલ હતી.

'રડતો હતો, પંકજ ?' ધીમુએ પૂછ્યું.

'ના, રે !' પણ ઈશારાથી રાધાએ હા કહી દીધી, અને વાત વાળવાની સૂચના કરી.

અને છેવટે, દસ દિવસ હૉસ્પિટલમાં રહીને ધીમુ ઘેર આવી. તે દિવસે બાળમંદિરમાં ન જવાનું પંકજે આગલા દિવસથી જ પપ્પા સાથે નક્કી કરી લીધું હતું. સાડાનવે ટેક્સી ઘર પાસે ઊભી રહી ત્યારે પોતાની અધીરાઈ બતાવવા પંકજ એવો તો દોડ્યો કે પાછળ રાધા બોલી ઊઠી :

'પડી જઈશ રે, પંકજ ! જરા ધીરે !'

'મમ્મી આજે ઘેર, હં ! હવે તો લહેર જ લહેર કરવાની !' અને પંકજે બેનને લેવા હાથ લંબાવ્યો.

'મને આપોને મમ્મી !'

'ના, બેટા ! પડી જવાય. ઘરમાં તો ચાલ !'

ખસિયાણો પડી પંકજ જરા પાછળ હટી ગયો. એને થયું કે આ લોકો મને બેનને તેડવા નહિ દેવાના, એમ ! પણ હું તો લઈ જ લઈશ ને ?

ઘરમાં જઈ ધીમુ પોતાના પલંગ પર ગોઠવાઈ અને પંકજની ઊંઘતી બહેનને રાધાએ પારણામાં સુવાડી દીધી. તરત જ પંકજે પારણું હલાવી મોટે સાદે રાગડો તાણી ગાવા માંડ્યું :

'સો...જા...રે...!'

'એમ રાગડા ન તણાય, પંકજ !' ધીમુ હસતાં હસતાં બોલી.

'પણ હું તો હાલરડું ગાઉં છું, મમ્મી !'

'હા, પણ બહેન ઊંઘી ગઈ છે ને? અવાજ કરીએ તો જાગી જાય. જા, હમણાં રમ બહાર.'

'હું તો હવે બહાર રમવાનો જ નહિ. હું તો... મમ્મી, બહેનનું નામ શું?'

'નામ તો તું કહે તે.' ધીમુની આંખો હસી રહી હતી.

'તો...કમળા...પણ પપ્પાને પૂછી જોઉં.' અને 'પપ્પા! ઓ પપ્પા!' કરતો એ બાજુના ઓરડામાં દોડી ગયો.

પંકજના પપ્પા સુરેન્દ્ર ટેબલનું ખાનું ખોલી કાગળિયાં ફેંદી રહ્યા હતા, બારણામાંથી જ પંકજે પૂછ્યું: 'કહો ને પપ્પા, બહેનનું નામ શું?'

પપ્પાએ ઉપર જોયું. બારણામાં ઊભેલો ચાર વર્ષનો પંકજ એવી આતુર આંખે જોઈ રહ્યો હતો—પપ્પાને હસવું આવી ગયું. ઊઠીને એ બારણા સુધી પહોંચી ગયા ને પંકજને ઊંચકી લીધો.

'તું જ કહે, શું નામ પાડશું?'

'હું તો કહું છું કમળા. સરસ નથી?'

'પણ એ તો બહુ જૂનું.'

'તો? રાધા પાડીએ? રાધા કેવી સારી છે, નહિ પપ્પા?'

'હા...પણ બહેનનું નામ તો બીજું પાડીએ ને?'

રાધા સારી તો પછી એનું નામ બહેનને આપવામાં શો વાંધો? પંકજને કંઈ સમજાયું નહિ.

'તો શું પાડીએ પપ્પા, બોલો ને?' ચિંતાભર્યા અવાજે પંકજે પૂછ્યું.

'શૈલજા, જા.'

'એ શું વળી?'

'એટલે નદી. શૈલજા, બોલ તો?'

'શૈલજા...સરસ!...મમ્મી, બહેનનું નામ શૈલજા!' કરતો એ તો દોડી જ ગયો.

ધીમુ ખડખડાટ કરતી હસી પડી.

થોડી વારમાં તો પંકજની શૈલજા 'એં...એં...' કરતી પારણામાં સળવળી. ધીમુએ ઊઠીને જોયું તો કપડાં તરબોળ હતાં. ઝટપટ એણે બધું બદલી નાખ્યું. શૈલજાને દૂધનો પણ વખત થયો હતો.

ધીમુએ એને દૂધ પણ આપી દીધું. અને પછી એને વળી સુવડાવી દીધી. ઊઠવું–રડવું–દૂધ પીવું–કપડાં બગાડવાં–રડવું–ઊંઘવું–આ બધો શૈલજાનો કાર્યક્રમ પંકજ જોયા જ કરે. એને થાય કે મમ્મીને તો કેટલું બધું કામ! રાધા તો કોઈ વાર હોય તો કોઈ વાર વળી ન પણ હોય. મમ્મીને જરા જેટલી નિરાંત મળે નહિ. એક વખત રાતે તો શૈલજાએ જે રડવું આદર્યું તે કેમે કરીને રહે જ નહિ. પંકજ પણ જાગી ગયો તે દિવસે તો.

'મમ્મી, બહેન કેમ રડે છે?'

'એને તાવ આવ્યો છે, બેટા! પણ તું સૂઈ જા. બહુ ડાહ્યો હોં, મારો દીકરો!'

'પણ મમ્મી, બહેન તો હજુ બે મહિનાનીયે નથી ને એને તાવ આવે?'

ચિંતાની વચ્ચે પણ ધીમુથી હસાઈ ગયું. રાધા પણ હસી પડી ને સુરેન્દ્રનું મોં પણ મલકી ગયું. સુરેન્દ્રે પંકજને પોતાની પાસે લીધો ને એને પંપાળતાં કહ્યું:

'પંકજ, બહેન મજાની છે ને? પણ જો, બિચારીને તાવ આવી ગયો. એની દવા લઈ આવશું ને?'

'હા, હા ચાલો!' કહી પંકજ તો ઊભો થઈ ગયો.

'અત્યારે નહિ, સવારે જઈશું. હમણાં સૂઈ જા.' સુરેન્દ્રે કહ્યું.

'છેક સવારે!' પંકજ તો મોટાની આ ધીરજ જોઈને નવાઈ પામી ગયો. અત્યારે બહેન આટલી રડે છે ને દવા છેક સવારે! પોતે જો પપ્પાની જગ્યાએ હોય તો અત્યારે ને અત્યારે દવાખાને દોડી જાય...પણ એને પાછી ઊંઘ આવવા માંડી ને જોત જોતામાં સુરેન્દ્રની પાસે જ એ ઊંઘી ગયો.

આમ ને આમ બહેન તો મોટી થતી ગઈ. અને મમ્મીનું કામ પણ તે સાથે વધતું ગયું. વળી આ બહેન તો જરા માંદી પણ રહ્યા કરે. આજે તાવ તો કાલે શરદી તો પરમ દિવસે કબજિયાત, જ્યારે જુઓ ત્યારે મમ્મી તો બહેનનું જ કંઈ ને કંઈ કામ કરતી હોય. બિચારી મમ્મીને કેટલું કામ! પોતાને જો કંઈક આવડતું હોય તો કેવું સારું? પણ...ઓચિંતાનો એ તો રડવા જેવો થઈ ગયો.

એક વખત રાતે શૈલજા સૂઈ ગઈ પછી પંકજ ધીમુ પાસે બેઠો હતો. ધીમુએ કહ્યું: 'વાર્તા કહું, પંકજ?'

'હા!'

પંકજે હા તો કહી પણ ધીમુને લાગ્યું કે તે ઠંડી હા હતી. એણે પરી અને રાજકુમારની વાર્તા શરૂ કરી.

'રાજકુમારને સ્વપ્નું આવ્યું. સોનેરી પાંખવાળી એક પરી એના પર ઝૂકીને એને કાનમાં કહી રહી હતી...'

'મમ્મી!' પંકજ વચ્ચે બોલી ઊઠ્યો.

ધીમુએ નવાઈમાં પંકજ સામે જોયું.

'શું છે, પંકજ? વાર્તા નથી સાંભળવી? ઊંઘ આવે છે?'

'ના મમ્મી, સાંભળવી છે ને વાર્તા!'

'તો પરી રાજકુમારને કહી રહી હતી, મારી સાથે ચાલ. હું તને પરીલોકમાં લઈ જાઉં.'

'હં.'

'રાજકુમાર તો પરીને જોઈને રાજી રાજી થઈ ગયો. પરીલોકમાં જવા એ તો તરત જ તૈયાર થઈ ગયો.

'પણ મમ્મી, કહો ને?'

'શું કહું? આવી પરીની વાર્તા પણ તને કેમ નથી ગમતી?'

'ગમે છે. પણ મમ્મી......'

'શું છે, પંકજ?' કહી ધીમુએ પંકજને પાસે લીધો. 'શું છે, બેટા, બોલ.'

'મમ્મી, હું નાનો હતો ત્યારે તમે મારું પણ આટલું બધું કામ કરતા, હેં?'

ધીમુ હસી પડી. ને પૂછ્યું:

'કેમ?'

'તમે આમ જ મારાં કપડાં બદલતાં ને દૂધ આપતાં ને આખો દિવસ મારું કામ જ કર્યા કરતાં?'

'કરતી, પણ તેનું શું?'

થોડી વાર તો પંકજ કંઈ બોલ્યો નહિ. ધીમુ સામે નજર માંડીને એ જોઈ જ રહ્યો. પછી એકદમ ઊઠીને એ ધીમુની કોટે વળગી પડ્યો ને બોલ્યો:

'મમ્મી! મમ્મી! તમે કેવાં સારાં છો!'

અને પંકજે ધીમુને ચૂમીઓથી નવાજી દીધી.

પહેલાં તો ધીમુને હસવું આવ્યું. પણ પછી કોણ જાણે ક્યાંથી એની આંખમાં પાણી આવી ગયાં અને એનો હાથ ધીરે ધીરે પંકજની પીઠ પર ફરી રહ્યો.

★

સમગ્ર ગામને આપણે આત્મીયતાની નજરે જોતાં થશું અને ગામના સઘળા માણસોની સાથે ઐક્યતાનો અનુભવ કરતા થશું ત્યારે જ સૌની ઉપર આત્મવત્ પ્રેમ રાખવાની વૃત્તિ આપણામાં જાગશે. આમ થશે ત્યારે જ આર્થિક અને ઉદ્યોગ, કળા વગેરેમાં સૌ પોતાનો ફાળો આપી તેમને સમૃદ્ધ બનાવવા આપણે શક્તિમાન થશું. સૌની ઉપર પ્રેમ રાખવો એમ કહેવું એ તો બિલકુલ સહેલું છે, પરંતુ વાસ્તવિક રીતે બધા ઉપર પ્રેમ રાખવાની વાત ઘણી જ મુશ્કેલ છે. પ્રેમની પણ જુદી જુદી પરિભાષાઓ હોય છે પ્રેમના રાહમાં કોઈની ઉપર ઉપકાર કે પાડ વગેરેના પ્રભાવથી દબાવાનું કે દબાઈ જવાનું બનતું નથી કારણ કે જ્યાં ભય હોય છે ત્યા પ્રેમ ટકી શકતો નથી. આ વાત જાણીને જ માણસ સાચા આત્મવત્ પ્રેમ તરફ વળી શકે છે.

—તુકડોજી મહારાજ

# નવી સ્વતંત્રતા : જૂની રુઢિઓ

નાનો છતાં દુનિયામાં કામગરો ગણાતો દેશ જાપાન છે. તે દેશની સ્ત્રીઓની પરિસ્થિતિએ કેવો એકાએક પલટો લીધો તેનો એક અભ્યાસુ લેખ ઊર્મિનાં વાચકો માટે ખાસ તૈયાર કરીને લેખકે રજૂ કર્યો છે......

ચોવીસ વર્ષની મિચિકો શોડા નામની સામાન્ય પ્રજાજનના એક કુટુંબની છોકરી જાપાનના યુવરાજ પ્રીન્સ અકીહીટોને પરણી. છેલ્લાં અઢી હજાર ઉપરાંતનાં વર્ષોમાં જાપાનના રાજવંશીને પરણનાર એક સામાન્ય છોકરી શોડા સૌ પ્રથમ છે. આ લગ્ન જાપાનમાં થઈ રહેલા સામાજિક પરિવર્તનનું અચ્છું દૃષ્ટાંત છે. જાપાની સ્ત્રીઓ જૂની રુઢિઓને તિલાંજલી આપી, જૂની પરંપરાઓને તોડી, જે નવા ફેરફારો કરી રહી છે તેનું એક દૃષ્ટાંત આ લગ્ન પૂરું પાડે છે. જાપાનમાં સ્ત્રીઓની સંખ્યા ૪૬૫૮૦ હજાર છે.

ગયા વિશ્વયુદ્ધમાં જાપાનની સજ્જડ હાર, અમેરિકાના લશ્કરે લીધેલો જાપાનનો કબજો, ૧૯૪૬માં મેક આર્થરે જાહેર કરેલું નવું રાજ્યબંધારણ—આ બધાંને લીધે જે પરિણામ આવ્યું તેને લીધે જાપાનની સ્ત્રીઓ પણ જાગૃત થઈ રહી છે.

જાપાની સમાજના તાણાવાણામાં વિચિત્ર પ્રસંગો ઉપસ્થિત થયા છે. જાપાનના મિકાડો (શહેનશાહ)એ પોતાના દૈવી અંશનો કરેલો ત્યાગ, ઉમરાવોની સંસ્થાની નાબૂદી; સ્ત્રીઓને બંધારણમાં મળેલા સરખા હક્કો—જાપાનની લાખો સ્ત્રીઓને આ બધું હચમચાવી નાખે એવું લાગ્યું છે.

રુઢિચુસ્ત જાપાનીઓ દૃઢતાપૂર્વક માને છે કે લગ્ન સ્વતંત્ર રીતે થઈ શકે જ નહીં : દરેક લગ્ન ગોઠવવામાં આવવું જોઈએ. તેઓના મતે લગ્ન એટલે લગ્ન કરનાર બે વ્યક્તિઓ વચ્ચે પ્રેમબંધન નહીં પણ બે કુટુંબો વચ્ચેની ગાંઠ છે. (આવી માન્યતા આપણા દેશમાં પણ હજી સુધી ઘણે ઠેકાણે પ્રવર્તે છે. છોકરીઓના લગ્ન માબાપ ગોઠવે છે—જો કે હવે તેમાં પરિવર્તન થવા લાગ્યું છે). જાપાનના પાટવી કુંવરના લગ્નની બાબતમાં ત્યાંના રુઢિચુસ્તોએ સમ્મત વાંધો ઉઠાવ્યો. એટલે રાજકુટુંબના વડા નિયામક જાપાની પાર્લામેન્ટ સમક્ષ રજૂ થયા અને ગંભીરતાપૂર્વક જાહેર કર્યું કે આ લગ્ન પહેલેથી જ ગોઠવાયેલું છે અને 'ટેનીસ કોર્ટ ઉપરનું લગ્ન નથી.' રાજકુટુંબની સ્ત્રીઓ જાહેર કરે છે કે 'મિચિકોને અમે બધાં બહારની તરીકે ગણશું.' એક આધેડવયનો ધંધાદારી પોતાના મિત્રોમાં ચર્ચા કરે છે—'રાજશાહી લગ્ન માણી લ્યો : જાપાનમાં આ છેલ્લું છે.'

આ બધાંનું કારણ શું છે ? જાપાનમાં સ્ત્રીઓ 'ઓન્ના દાઈ ગાકુ' (૧૭ મી સદીની આજ્ઞાઓ) અનુસાર રહેવામાં માનતી આવી છે. આ દિવસો હવે અદૃશ્ય થતા જાય છે. જાપાનની જૂની રુઢિના વિચારો ધરાવતી પેઢીઓ માનતી આવે છે કે પત્નીની ફરજ પુત્રો (પુત્રીઓ નહીં) પેદા કરવાની છે. છેલ્લા બે–ત્રણ સૈકાઓથી બાપની ઇચ્છા હોય તો દાયણ બાળકીને ભીના કાગળ વડે ગુંગળાવી મારતી. (આપણા દેશમાં ગુજરાતના પાટીદારો પોતાની બાળકીઓને દૂધપીતી કરતા એના જેવું) જાપાનમાં સ્ત્રી–પુરુષની વસ્તીની સમતુલા રાખવામાં આવી છે એનાં કારણોમાં ઉપરનું કારણ એક છે. જે છોકરીઓને જીવતી રાખવામાં આવતી તેમાંનો મોટો ભાગ પિતૃભક્તિ તરીકે વેશ્યાવૃત્તિ કરી પોતાનાં માબાપનું ભરણપોષણ કરવામાં મદદ કરતો. આ કાર્ય માટે તેમની પ્રશંસા થતી. દરેક જાપાની સ્ત્રીને ત્રણ આજ્ઞાંકિતતાના રસ્તે ચાલવાનું ફરમાન હતું. લગ્ન પહેલાં પોતાના માબાપને આજ્ઞાંકિત રહેવું. લગ્ન થાય એટલે પોતાના પતિને. એટલે સુધી કે પતિ ઘરે પોતાના કામ પરથી પાછો આવે ત્યારે બારણામાં ઝૂકીને તેને સાષ્ટાંગ પ્રણામ કરવા. અને જો પતિ ગુજરી જાય તો પોતાના દીકરાને. જાપાનમાં એક કહેવત પ્રચલિત છે : 'જાપાની

પત્નીને ધર્મની જરૂર નથી—તેનો પતિ જ તેનું સ્વર્ગ છે.'

સ્ત્રીઓની આવી લાચાર દશા હતી. તેનું કામ ઘર સાચવવાનું, સંતતિ પેદા કરવાનું, સાસુના જુલ્મોને તાબે થવાનું રહેતું. એટલું જ નહીં પણ પોતાના પતિને ગેઈશા (જાપાનની નૃત્યકન્યા), રખાતો અને વેશ્યાઓની હરીફાઈમાંથી બચાવી પોતાનો કરવાનું રહેતું. ચા-વિધિ, પંખો, કિમોનો (ટૂંકી બાંયોવાળો જાપાની સ્ત્રીનો પહેરવેશ), ફૂલોની ગોઠવણ, અંબોડાની આકર્ષક ગૂંથણી—આ બધાં આકર્ષણનાં સાધનો વાપરવા પડતાં.

પોતાની ડોકની પાછળનો ભાગ સુંદર રીતે દેખાઈ આવે એવી રીતે કિમોનોની વેતરણ કરી આકર્ષક દેખાવાનો પ્રયત્ન આ સાધનોનો એક અંશ છે. જાપાની સ્ત્રીઓમાં છાતી યા સાથળ કરતાં ડોકનો પાછલો ભાગ વિશિષ્ટ ગણવામાં આવે છે એટલે તેના પ્રત્યે ખાસ લક્ષ આપવાનો રિવાજ પ્રચલિત છે.

આ પ્રકારની આજ્ઞાંકિતતા અને ગંભીરતાને લીધે જાપાનની સ્ત્રીઓ બીજા દેશોના લોકોની પ્રશંસા પામતી. 'એન્સાઈક્લોપિડીઆ બ્રિટાનિકા'માં એક લેખકે જાપાનની સ્ત્રીનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે:

'તે તદ્દન નિસ્વાર્થી છે. કોઈ પણ જાતનું ડહાપણ કર્યા વિના તે અત્યંત વિનમ્ર છે. અહંભાવ રહિત છે. તેની બુદ્ધિ કુશાગ્ર છે. દુઃખના વખતમાં શાંત રહે છે. માંદગી શાંતિપૂર્વક સહન કરે છે: વિશ્વાસુ પત્ની છે. માયાળુ માતા છે. સારી દીકરી છે. અને ઇતિહાસ દર્શાવે છે તેમ પુરુષોની માફક વીરત્વ પણ બતાવે છે.' પરંતુ જાપાનની સ્ત્રીઓ નિર્જીવ ઢીંગલીઓ બને એ સામે તેઓએ પોતાનો વિરોધ દર્શાવ્યાના પુરાવા ઇતિહાસમાંથી મળે છે. સખત પવન સામે જેમ વાંસ નમી જાય એમ નમવું જાપાનની સ્ત્રીને ગમતું નથી. ૧૯૨૩ સુધી જાપાનમાં કાયદો હતો કે 'સ્ત્રીઓ કોઈપણ રાજકીય પ્રવૃત્તિમાં જોડાઈ શકશે નહીં.'

એ વર્ષમાં ટોકિયોનો ભયંકર ભૂકંપ થયો. એ વખતે આ કાયદો સુધારવામાં આવ્યો એ કોઈ અકસ્માત નથી. ધરતીકંપથી શહેરનો ૬૦ ટકા જેટલો ભાગ નાશ પામ્યો: લાખ-દોઢલાખ માનવીઓ મરી ગયા અને ટોકિયોના ઉપલા વર્ગના તેમજ મધ્યમ વર્ગના મોટા સમુદાયને નુકશાન પહોંચ્યું.

આ કુટુંબોની શિક્ષિત બહેનદીકરીઓએ (જાપાનમાં સ્ત્રી કેળવણીનો પ્રારંભ ૧૯ મી સદીમાં મેઈજી પરિવર્તનથી થયો ગણાય) પોતાના કિમોનો દૂર ફેંકી દીધા; અંબોડા કપાવી વાળ બોબ્ડ કરાવ્યા અને પશ્ચિમની પદ્ધતિનું ફ્રોક અપનાવ્યું. અને વેચાણ કારકુન, લીફ્ટ ચલાવનાર, બસ કન્ડક્ટર, શિક્ષક, પત્રકાર, વકીલ તરીકે કામ સ્વીકારી લીધું. કેટલીક સ્ત્રીઓએ સ્ત્રીઓના મતાધિકાર અને હક્કો માટે પ્રચંડ ઝુંબેશ આદરી દીધી.

સ્ત્રી-મુક્તિની આ લડત એક દશકો ચાલી. પણ પછી સત્તામાં આવતા લશ્કર સત્તાવાદીઓએ સ્ત્રીઓના હક્કો પર તરાપ મારવા માંડી અને પુરુષની સર્વોપરિતા પુનઃ સ્થાપિત કરી.

જાપાન મહાયુદ્ધમાં ઊતર્યું. એટલે એ જ લશ્કરસત્તાવાદીઓએ સ્ત્રીઓને યુદ્ધ પ્રયાસ તરીકે મદદ કરવા કારખાનામાં કામ લેવા આગ્રહ કર્યો: 'ગેઈશા' છોકરીઓને પણ દારૂગોળાની બનાવટમાં જોડી દીધી અન્ય સ્ત્રી સંસ્થાઓને અપીલ કરી સિપાઈના ગણવેશ સીવવાના અને પાટા બનાવવાના કામમાં પોતાનો ફાળો આપવા ઝુંબેશ શરૂ થઈ અને 'દેશભક્તિ'ના આ કામમાં સ્ત્રીઓએ સુંદર ફાળો આપ્યો.

યુદ્ધમાં જાપાને સખત હાર ખાધી. પુરુષોને અપજશ મળ્યો. અને 'માસ્મો ગારૂ'માં પરિવર્તન માટે યુવતીઓના માર્ગ મોકળા થઈ ગયા. જાપાનમાં એક હાસ્યપૂર્ણ કહેવત થઈ ગઈ કે 'જાપાનની સ્ત્રીઓની મુક્તિની શરૂઆત ધરતીકંપે કરાવી અને તેને ફરીતે ચાલુ કરવા એકદમ એટમ બોમ્બની જરૂર પડી.'

★




## [૧૨] 'મારો જોની ક્યારે પરણશે ?'

My way of joking is to tell the truth.
It is the funniest joke in the world.

—**Bernard Shaw**

—જોની ! આ શું કરે છે ?

જવાબ આપવાને બદલે એણે હોઠે આંગળી મૂકી ચૂપ રહેવા મને ઈશારો કર્યો. હું ચૂપ રહી ગયો. એના હાથમાં મુવી કૅમેરા હતો. એની આંખો ખાબોચિયાનાં તગતગતાં પાણી પર મંડાયેલી હતી. હું સમજી ગયો : ફરી એ જ ચાલી રહ્યું છે—ડ્રાઉં ડ્રાઉં કરતાં દેડકાંની ફોટોગ્રાફી !

—હવે રહેવા દે ને ! શા માટે આ બિચારાં દેડકાંનો નાહક જીવ ખાઈ રહ્યો છે ?

ફરી હોઠે આંગળી ધરી શાંત રહેવાનું સૂચન કરતો એક હળવો સિસકારો કર્યો. પાંચેક મિનિટ પસાર થઈ. મારાથી વધુ રોકાઈ શકાય તેમ નહોતું.

—અચ્છા ત્યારે જોની ! હું જાઉં છું. તું દેડકીઓ સાથે મોજ કર !

હું જવાનું જ કરતો હતો કે કૅમેરાની કળ દબાવાઈ. શૂટિંગ શરૂ થઈ ગયું. મેં જોયું : એ ત્રણ દેડકાં સૂર્યતેજમાં સ્નાન કરી રહેલી જળસપાટી ઉપર તરી રહ્યાં હતાં. પાંચદસ સેકન્ડ સુધી દૃશ્ય ઝડપાતું રહ્યું. ત્યાં એકાએક પવનની લહેર આવી. પડખે ઊભેલા વૃક્ષની ડાળીઓ ડોલી ઊઠી. બેત્રણ પાંદડાં ખરી પડ્યાં. ખરી પડેલાં પાંદડાં ડોલતાં ડોલતાં ખાબોચિયાની જળસપાટી ઉપર આવી પડ્યાં. દેડકાં બિચારાં ભયનાં માર્યાં એક જ છલાંગે ડૂબકી મારી ઠેઠ તળિયે પહોંચી ગયાં.

—હત્તારી ! ફરી સીન બગડ્યો !

ઊતરી ગયેલા ચહેરે જોની બોલ્યો.

મેં પૂછ્યું :

—આવા કેટલા સીન બગડ્યા, જોની ?

જોની ચૂપ રહ્યો. થોડીવાર પછી પોતાના કાંડાના ઘડિયાળમાં જોયું.

—લે, ત્રણ કલાક થઈ ગયા ! આ પવન જંપીને કામે કરવા નથી દેતો !

ફરી નટખટ પવન હસી પડ્યો. વૃક્ષની ડાળીઓ ફરી હાલી ઊઠી. બેચાર પાંદડાં નાચની પરીઓની જેમ ફૂદરડી ફરતાં ફરતાં ખાબોચિયાનાં પાણીની સ્થિર સપાટી ઉપર આવીને ઢળી પડ્યાં. વર્તુળો રચાયાં અને શમી ગયાં.

મેં કહ્યું :

—ચાલ, સાથે આવવું નથી ?

—ના. હું તો અહીં જ રોકાઈશ. આવી Foto-wetter ( ફોટો-વેટર : ફોટોગ્રાફીને અનુકૂળ મોસમ ) ક્યાં વારેઘડીએ મળે છે ! જા, મારે નથી આવવું.

મેં કહ્યું :

—તારી વાત સાચી. આવાં દેડકાંયે ક્યાં વારેઘડીએ મળે છે !

જોની હસી પડયો એના હાસ્યમાં અણુઘડ અને ભોળા માનવીનાં લક્ષણ વર્તાઈ આવતાં હતાં. એમ જ લાગતું જાણે ફરી અણુઘડ પવન વાયો અને ફરી કોઈ ભોળું પાંદડું ખરી પડ્યું !

આ જોનીના શોખ જ બધાથી નિરાળા ! દેડકાંની ફોટોગ્રાફી કરતો એટલું જ નહિ, પણ શિયાળાની કડકડતી—લોહીના કણેકણને થીજવી દે તેવી ઠંડીમાં સરોવરની સપાટી ઉપર જામેલું બરફ તોડી પાણીમાં ઊતરતો. ઊતરતો એટલું જ નહિ, પણ સરસરાટ કરતો તરતો ! આ દૃશ્ય જોવા માટે ટોળેટોળાં એકઠાં થતાં. જોનીને પોતાને તેમાં નવાઈ જેવું કશું લાગતું નહિ. ઊલટાનું એને એમ થતું કે આ બધું લોક શા માટે એકઠું થતું હશે ? માણસ તરે તેમાં તે વળી શું જોવાનું હશે !

મિકેનિકની લેખિત, મૌખિક અને પ્રાયોગિક પરીક્ષાઓ આપી ડિપ્લોમા મેળવ્યો હોવા છતાં એને કારખાનાના બોઈલર ખાતામાં નાખી દેવામાં આવ્યો હતો. જોનીને તેનો કશો હમગમ નહોતો. ગમે તેના પ્રકારનું કામ અને દર અઠવાડિયે મળતો પગાર : એ જ એને મન મહત્ત્વનું હતું. બાકી બધું ગૌણ હતું.

જોનીનો બાપ પણ કારખાનામાં ડોરકીપર તરીકે કામ કરતો હતો. પોતાની કેબિનમાં બેઠો બેઠો આખો સમય રેડિયો ખોલી જર્મન ઓપેરા–સંગીત સાંભળ્યા કરતો ! પોતે ડ્યૂટી પર છે તેની પરવા રાખ્યા વગર ક્યારેક મસ્તીમાં આવી જઈ રેડિયોનું વૉલ્યૂમ એટલું બધું મોટું કરી દેતો કે આસપાસથી લોકો દોડી આવતાં ! ક્યારેક વળી રંગમાં આવી જાય એટલે કોઈ કાલ્પનિક લલનાને પોતાના બાહુમાં જકડી, પોતાનાં નયનો મીંચી ગોળ ગોળ ફુદરડી ફરતો ડેન્સ શરૂ કરી દેતો ! હું કેબિનમાં જાઉં એટલે પોતે પોતાના બૂટની દોરી ઠીક કરવા સારુ નીચો વળ્યો છે તેવો દેખાવ કરી એકદમ મારા પગ ઝાલી મને ગલગલિયાં કરવા મંડી જતો ! એને ટ્રમ્પેટ વગાડવાનો ભારે પાગલ શોખ હતો અને તેય સ્થળ, સમય કે પ્રસંગ જોયા વિના વાતાવરણને ટ્રમ્પેટની કારમી ચીસોથી ભરી દેતો ! પચાસ વરસ વટાવી દીધાં હોવા છતાંય પોતાનો અટકચાળો સ્વભાવ તો પાંચ વરસના બાળક જેવો જ રહેવા પામ્યો હતો.

વિલ્ડ્રઝહાઉસનમાં વસતાં લોકો કહેતાં : જોની તેના બાપ પર પડ્યો છે. લોકદૃષ્ટિનાં પારખાં કંઈ સાવ કાઢી નાખવા જેવાં નથી હોતાં !

*

જોનીને એક બહેન હતી. એય ઓફિસમાં કામ કરતી આ રીતે ઘરમાં ત્રણ કમાઉ વ્યક્તિઓ હતી. ઘરનું બધું કામ જોનીની મા સંભાળતી જોનીની મા પણ એક અદ્ભુત વ્યક્તિ હતી એની જીભ પણ કારખાનાની જેમ ત્રણ પાળીઓ કરતી. વાતો કરવા માટે જ એ જન્મી હતી. મુલાકાતીઓને કૉફી પીવડાવે અને ગામભરની વાતો કરી કરીને ગળુ બેસાડી દે ! આ બાઈ વાતો તો ગામભરની કરતી પણ તેમાં એક ગુણ તો સાચે જ ઈર્ષાને પાત્ર હતો એ ક્યારેય કોઈનું ભૂંડું બોલતી નહિ. પોતાની સાથે પરિચયમાં આવેલા વ્યક્તિઓનાં વખાણ કરી કરીને અર્ધાં થઈ જતી. એની સરભરા પણ પાછી એવી જ ! સામી વ્યક્તિને સુખ પહોંચાડવું એ જ એનો સ્વભાવ ક્યાં જોની ! ક્યાં જોનીનો બાપ ! અને ક્યાં જોનીની મા! જોનીનું ઘરમાં 'હોવું' એ તો જાણે સમજાય તેવું હતું, પણ જોનીના બાપ અને મા વચ્ચે કેવી રીતે મેળ જામ્યો હશે એ પ્રશ્નનો ઉત્તર મને ક્યારેય મળી શક્યો નહિ !

*

જોનીને મિત્રો જ નહોતા. હું ઘણીવાર એને કહેતો : —તું આમ એકલો એકલો શું ફર્યા કરે છે ! કોઈની સાથે દોસ્તી બાંધ.

એ હસી પડતો —કોઈ અણુઘડ અને ભોળો માણસ સામાની વાત સમજ્યા વિના હસી પડે તેમ! મારા કથનનો ગૂઢાર્થ એની બુદ્ધિમાં ઊતરે તો પછી એ જોની શાનો !

ફરી હું કહેતો :

—તું ડેન્સમાં કેમ નથી આવતો ?

સહેજ ચીઢ દાખવી એ કહેતો :

—ડેન્સ ! ડેન્સ ! તનેય ડેન્સ વિના બીજો ધંધો જ નથી. ડેન્સમાં એવું તે વળી શું દાટયું છે ?

હું કહેતો :

—ડેન્સમાં જઈએ તો કોઈની સાથે 'દોસ્તી' બંધાય ને !

હવે એને સમજાતું : દોસ્તી એટલે કોની સાથેની દોસ્તી ! એટલે એ તરત બોલી ઊઠતો :

—છોકરી વગર શું માણુસ જીવી નથી શકતો ?

જોનીને સાચે જ સમજાતું નહોતું કે બધા પુરુષો કાયમ સ્ત્રી પાછળ કેમ મંડયા રહેતા હશે !

જોની પોતાના પગારમાંથી ખૂબ પૈસા બચાવતો. બચાવેલા પૈસામાંથી એ દર મહિને કાંઈનું કાંઈ ખરીદતો રહેતો : કેમેરા. મુવી કેમેરા. પ્રોજેકટર. ફોલ્ડિંગ બોટ. ઓપેરા–સંગીતની રેકર્ડો. રેકર્ડ–પ્લેયર. પશુ–પંખીને લગતાં કિંમતી પુસ્તકો. રમકડાં. એવી ચિત્ર-વિચિત્ર ચીજો ખરીદવાનો જ માત્ર શોખ નહોતો, પણ પતંગિયાં, છોડ, છીપ અને પશુ–પંખીઓનાં પીછાં અને હાડકાં સંઘરવાનો પણ એને જબરો શોખ હતો. એ શોખ એટલો બધો કેળવાયેલો હતો કે એણે પોતાની પાસે ( કયાંકથી મળી આવેલી ) માણુસની એક બિહામણી ખોપરી પણ સંઘરી રાખી હતી ! શનિ–રવિ એ પોતાની બહેન કે મા સાથે ગાળતો. બહુ બહુ તો એ જર્મન ઓપેરા જોવા ડોર્ટમુન્ડ કે હાગન ઊપડી જતો.

જોનીને હું ઘણીવાર કહેતો કે એકવાર આપણે સાયકલ ઉપર ટ્રિપ કરવી જોઈએ. એક રજાને દિવસે એ સવારના પહોરમાં આવી ચઢ્યો. ઠંડી તે એવી કે સહન પણ ન થઈ શકે. સહેજ હિમ પણ વરસેલું. ઠેર ઠેર બરફ પણ જામી પડેલું. કહે :

—ચાલ આદમ ! સાયકલ કાઢ. એક નાની એવી ટ્રિપ મારી આવીએ.

જોની તો પૂરેપૂરી સજધજ કરીને આવ્યો હતો. ખભે માત્ર કેમેરા જ નહિ, પણ થરમોસ લટકતું હતું. ખાવાપીવાની પૂરતી સાધનસામગ્રી પણ સાયકલ ઉપર લાદેલી હતી. મારાથી ઇન્કાર થઈ શકયો નહિ. મેં મારી જૂની ખડખડપાંચમ સાયકલ કાઢી. સાવરલાંડની ડુંગરાળ વનશ્રીમાંથી પસાર થતી આડીઅવળી સડકો ઉપર સાયકલો હંકારી મૂકી. મને તો મારા વદન અને બદન ઉપર પરસેવો વળી ગયો. લગભગ આખો દિવસ ટ્રિપ ચાલી. દોઢસો જેટલા કિલોમીટર પૂરા કર્યા. મારાં ટાંટયાં તો તૂટું તૂટું કરતાં હતાં. મારાથી તો બોલીયે શકાતું નહોતું. જોની તો એ જ એવું અણઘડ અને ભોળું હાસ્ય હસતો હતો ! એ તો હજી બીજા દોઢસો કિલોમીટર ખેંચી કાઢવા થનગની રહ્યો હતો !

*

જોનીની માને હમેશાં થયા કરતું કે મારો જોની કયારે કોઈ છોકરી સાથે દોસ્તી બાંધે અને પરણે !

જોનીને પોતાની માના આ અભરખામાં કાંઈ ગમ પડતી નહોતી. એ મને કાયમ કહેતી :

—આ મારો જોની કેમ કોઈ છોકરી સાથે દોસ્તી નથી બાંધતો ?

હું માત્ર ખભા હલાવી ચૂપ રહેતો.

—એ ડેન્સમાં જતો નથી. કોઈની સાથે હળતોમળતો નથી. એની ઉંમર પણ તેવીસ ચોવીસની થઈ ગઈ છે. હજી તેની નાદાની ગઈ નથી. આદમ ! તમે એને કંઈ સમજાવો ને.

*

મને એકવાર થયું : લાવ, સહેજ અખતરો કરી જોઉં.

—જોની ! ચાલ, ડોર્ટમુન્ડ આવવું છે ?

—ઓપેરા જોવા ?

—ના. મને એક વકીલની છોકરી તરફથી નિમંત્રણ મળ્યું છે.

એ ચૂપ રહ્યો.

—ચાલ ને, મઝા આવશે. શનિએ પહોંચીશું. રવિએ પાછા ફરશું.

થોડીવાર પછી બોલ્યો :

—સારું.

મેં ડોર્ટમુન્ડ પેલી જર્મન વકીલની છોકરીને કાગળ પણ લખી દીધો. લખ્યું : હું મારા એક મિત્ર જોડે આવવાનો છું. તુ તારી કોઈ બહેનપણીને સાથે લઈને આવજે.

છોકરીએ મને રવિનું નિમંત્રણ પાઠવ્યું હોવાથી શનિએ એને ઘેર જઈ શકાય તેમ નહોતું. આથી અમે ડોર્ટમુન્ડની એક જાણીતી હોટલમાં ભેગાં થયાં. એની બહેનપણી પણ સાથે આવી હતી. રૂપાળી અને ચંચળ હતી ટાપટીપનું પ્રમાણ સહેજ વધારે હતું. પારસ્પરિક પરિચય-વિધિ થયો. આખો દિવસ ભેગાં મળી ગ ળ્યો. વાતો કરવામાં અમે ત્રણ જણ—જોની તો ચૂપચાપ બેસી રહે અને કાંટા-છરી, ગ્લાસરકાબી કે એવી કોઈ ચીજ વસ્તુ સાથે અડપલાં કરતો રહે બીજે દિવસે છોકરીને ઘેર ગયા. ફરી આખો દિવસ ભેગાં રહી પસાર કર્યો. સાંજે બેઉ છોકરીઓ અમને સ્ટેશને મૂકવા આવી. જતી વખતે પેલી વકીલની છોકરીએ મારા કાનમાં ધીમેથી કહ્યું:

—આ તારો દોસ્ત કેમ આવો બાઘા જેવો છે! મારી બહેનપણીને બહુ ખોટું લાગ્યું છે. બીજું તો ઠીક, પણ એના મોઢામાં જીભે નથી શું!

*

જોનીની મા સાથે એકવાર પુનઃ આ નાજુક વિષય છેડાયો. આ મારો જોની પરણશે ખરો ? એ મૂંઝવણની આસપાસ એની જીભ ચકરાવો લેતી રહી, મનેય ચક્કર આવવા માંડ્યા. મેં એકાએક પૂછ્યું:

—જોનીના પિતા પરણેલા છે ને ?

આ પ્રશ્ન સાંભળતાં જ એની જીભ ચકરી ખાઈ ગઈ એને કશું સમજાયું નહિ. એ મારી સામું અચંબાભરી નજરે જોઈ રહી—કેઈ શાણો માણસ ગાંડા માણસની સામે જોઈ રહે તેમ.

—કેમ, આવો સવાલ કરો છો ?

—અમસ્તો જ! જોનીના પિતા પરણી શકયા છે તો કોઈ દિવસે જોનીયે જરૂર પરણવાનો.

*

૧૯૫૭-૫૮ના માર્ચને અંતે મુંબઈ રાજ્યના કુલ ૫૪,૨૮૧ ગામોમાંથી ૩૨,૧૯૦ ગામોને પંચાયત રાજ્યનો લાભ મળે છે. તેવી જ રીતે સમગ્ર મુંબઈ રાજ્યની ૪૮,૨૬૪,૬૨૨ કુલ ગ્રામવસતિમાંથી ૨,૭૩,૬૪,૨૭૧ ગ્રામજનોને પંચાયત રાજ્યનો લાભ મળે છે તેવી જ રીતે ૧૯૫૮-૫૯ના વરસમાં ૪૨,૦૮૭ ગામો પંચાયતનો લાભ ભોગવતાં હતાં અને આ પંચાયતો દ્વારા કુલ ૩,૩૦,૦૬,૪૫૨ ગ્રામવસતિને આવરી લેવામાં આવી હતી.

૧૯૫૭-૫૮ના વરસમાં મુંબઈ રાજ્યની કામ કરતી પંચાયતો તેમના વહીવટ તેમજ ગ્રામહિતનાં કાર્યો માટે ખરચ કરતી હોય છે. આ ખર્ચ મુખ્યત્વે ગામના મહેસૂલ પેટેના નિયત ટકાની સહાયક રકમ (ગ્રાંટ) સરકાર તરફથી આપવામાં આવતી હોય છે. ઉપરાંત પંચાયતો કરવેરા અને લોકો તરફથી શ્રમ અને રોકડરૂપે ગ્રામજનો પાસેથી ફાળો મેળવતી હોય છે.

સમગ્ર મુંબઈ રાજ્યની કામ કરતી પંચાયતોને ૧૯૫૭-૫૮ના વરસમાં રૂ ૨,૨૯,૩૧,૫૬૭ની ગ્રાંટ સરકાર તરફથી આપવામાં આવી હતી ચાલુ વરસ ૧૯૫૯-૬૦માં આ રકમ રૂ. ૩,૦૩,૨૬,૭૫૪ મંજૂર કરવામાં આવી છે ગ્રામપંચાયતોએ કરવેરા અને લોકફાળા દ્વારા ૧૯૫૭-૫૮માં રૂ. ૩,૦૪,૬૧,૪૫૭ની રકમ એકઠી કરી હતી. આ સઘળી સરકારી સહાય અને પંચાયતની આવક પંચાયતોએ તેમના વહીવટ અને ગ્રામહિતના કામો પાછળ ખરચી અને ગ્રામજનોની સુખસગવડ વધારવા પ્રયાસો કર્યાં હતા.

# કોણ દોષિત ? લાંચ લેનાર કે આપનાર ?

હું ગાડીમાં જરૂરી કામે અમદાવાદ જઈ રહ્યો હતો. જેમ તેમ જગ્યા કરી ડબ્બામાં ગોઠવાયો. હું ભૂમિપત્ર કાઢી વાંચી રહ્યો હતો. મારી સામે બેઠેલા ત્રણેક જણ વાતો કરી રહ્યા હતા. વાતોનો વિષય હતો લાંચ રુશ્વત. હું ચૂપચાપ સાંભળી રહ્યો હતો.

'ચાંલ્લો કર્યો સિવાય તો કંઈ કામ થતું નથી.'

'તમે એકાદ તો એવો અમલદાર બતાવો કે જે પૈસા ન ખાતો હોય !'

'અરે સાહેબ, શું વાત કરું. અમારા કેળવણી ખાતામાં પણ લાંચ પેસી ગઈ છે. તમારે બદલી કરાવવી હોય તો સોની નોટ ચાંપી દો એટલે તુરત બદલી. બાકી લખાપટી કર્યા કરો, કોઈ દાદ ન આપે.'

'તમે સમજ્યા નહિ,' એક ભાઈ કરડાકીથી કહેતા હતા.' આ શું છે ! ખા તું. સરકાર જ કહે છે ને... ખા...તું. તું તારે ખાયે જા. બિચારા એ તો સરકારની આજ્ઞાનું પાલન કરે છે.'

'ખરી વાત છે. આપણા પ્રધાનો પણ શું કરે છે. એ નથી કહેતા કે અમે તો પ્રજાના હિત માટે આ કામ કરી રહ્યા છીએ. પણ કઈ પ્રજા ખબર છે ! એમની પોતાની, એમનાં છૈયાં છોકરાંના હિત માટે એ કામ કરે છે. ભાઈ, એ બધા તો કહીને, વાગી વગાડીને ખાય છે. પછી એમને કેમ દોષ દેવાય !'

'હવે તો ધોળી ટોપીવાળા જ વચ્ચે રહીને અપાવે છે. કહે છે આટલા કાઢો એટલે કામ થઈ જશે. આ તો ગાંધી વૈદના ભાગીઆરા જેવું ચાલે છે.'

'અંગ્રેજોના વખતમાંયે આવું તો નહોતું ચાલતું. ત્યારે સરકારી નોકરોને ડર હતો. પણ હવે તો ડર જ નીકળી ગયો છે. ઉપરથી માંડીને બધા ખાના હોય પછી કોણ કોને કહે. ડર પણ કોનો લાગે ?'

મને એમની વાતમાં રસ પડ્યો એટલે હું વાંચવાનું બંધ કરી ચૂપચાપ સાંભળી રહ્યો. મને મૂંગો જોઈ એક ભાઈએ ટકોર કરી :

'તમે કેમ કંઈ બોલ્યા નહિ ?'

'શું બોલે ? એયે ગળા સુધી ધરાઈ ગયા હશે ! આજનો તો જમાનો જ એવો આવ્યો છે કે લાંચ વગર એક ડગલુંયે આગળ ભરાતું નથી.'

'લાંચ લેવાય છે અને લાંચ અપાય છે એ સાચું. લાંચ વધી ગઈ છે એ તમારી વાત પણ સાચી. પણ એમાં લાંચ લેનારનો દોષ, ને આપનારનો કંઈ નહિ ?' મેં ધીમે રહીને કહ્યું.

'ન આપે તો શું કરે ? શું આપવાનો ઉમળકો થતો હશે ! ના છૂટકે ખીસું હેરું કરવું પડે છે. હવે તો ઘેર જઈ છોકરાંના હાથમાં મૂકવા પડે છે. એયે એવા પાકા થઈ ગયા છે કે ક્યાં પોતાના હાથમાં લે છે.'

'પણ છોકરાના હાથમાં કેમ મૂકવા પડે છે ?'

'કેમ તે કામ કરાવવા !'

'જુઓ, આમાં આપણે આપણો સ્વાર્થ ભૂલી જઈએ છીએ. જે સ્વાભાવિક ક્રમમાં કામ થવું જોઈએ, કારકુને કે સાહેબે ફરજ તરીકે કરવું જોઈએ તે કામ જ કરતો હોય તો એ તેની ભૂલ કહેવાય. એની સામે સૌ કોઈને કહેવાનો અધિકાર છે. પણ તમારે નંબર કુદાવીને જલદી કામ કરાવવું હોય કે તમારા પક્ષમાં શેરો મરાવવો હોય કે તમારે લાભ ખાટવો હોય ને તમે સામે પગલે જઈ પૈસા આપો તો એમાં ભૂલ તમારી છે. આનો અર્થ એ થયો કે આપણે કાયદેસર થાય એ કરવા દેવા માગતા નથી.

આપણે તો આપણા લાભનું કામ કરાવવું છે. આમાં કાયદાનો ભંગ આપણે કરીએ છીએ કે સરકારી નોકરો ! તમે તપાસ કરજો. નેવું ટકા લાંચ તો આવી લાભ ખાટવાની હોય છે. લાંચ આપી લાભ ખાટવો ને પાછી ગાળો દેવી એ કયાનો ન્યાય ?'

મારી આ ટકોર એમને ગમી હોય એમ ન લાગ્યું.

'એવું કંઈ નથી. હવે તો અરજી લેવાનાયે પૈસા માગે છે. ગજવું ભરાય તો જ અરજી દાખલ કરે. પૈસા આપે તેનું કામ થાય. ને ન આપે તે રખડી જાય.'

'એ સાચી વાત છે. લોકોએ પૈસા આપવાની આદત પાડી છે એનું આ પરિણામ છે ! જે સ્વાભાવિક ક્રમમાં કામ થવું જોઈએ તે આપણે કરવા દેવું નથી આપણે લાડવો ખાવો છે. ને પાછા બીજાને ભાંડવા છે ! આનો અર્થ એવો નથી કે લાંચ લેનારનો હું બચાવ કરું છું. એ તો જાણે એમનું કર્તવ્ય ચૂકયા છે. પકડાય તો...નો સરકાર એમને પાણીચું આપે જ છે. પણ કોઈ પકડાતું નથી. સૌ સામે પગલે નોટો લઈને દોડે છે. કામ પણ કરાવી આપે છે ને પછી બેઠા બેઠા ગાળો ભાંડે છે. તમે જ કહો, લોકો લાંચ આપે નહિ તો એ શું લે ! પછી પકડે એની કાનબુટ્ટી. જુઓ કેમ કામ થતું નથી. ખરું જોતાં તો લોકોએ જ અમલદારોને બગાડયા છે. એમને લાલચુ બનાવી દીધા છે. પ્રજા જો જાગ્રત હોય તો અમલદારની કે કારકુનની શી મજાલ છે કે અન્યાય કરી શકે ! આપણે ખોટો લાભ લેવો છે એથી જ એ તકનો લાભ લે છે મને તો આમાં આપણી પ્રજાનો વધુ વાંક દેખાય છે.'

'આ ભાઈનું કહેવું ખરું છે !' એક કાકા બોલી ઊઠયા, 'આપણે કંઈ આપીએ જ નહિ તો એ શું લે ધૂળ ! અમારા ગામમાં તમાકુના વેપારીઓ ઇન્સ્પે. કટરોનાં ગજવાં ભરે છે. તે કાંઈ અમથાં ? આ તો પાંચ હજારનો ફાયદો કરી પાંચસો આપવાની વાત છે ! સૌએ સ્વાર્થમાં આંધળા છે. ખોટો લાભ ખાટવો હોય એને જ પૈસા આપવા પડે છે. આપણે લોકોએ જ અમલદારોને ફટવ્યા છે.'

'મારું એ જ કહેવું છે ! જો આપણે ન્યાય માગતા હોઈએ તો આપણે પોતે જ ન્યાયી વર્તન રાખવું જોઈએ. આપણે જ્યારે લાંચ આપીએ છીએ ત્યારે એ ભૂલી જઈએ છીએ કે આપણે કોઈકને તો અન્યાય કરી રહ્યા છીએ. આ શિફારસભાઈનો જ દાખલો લઈએ ! એ પૈસા આપી બદલી કરાવે. એનો અર્થ એ થયો કે જેનો હક્ક પહોંચતો હશે તેને તો એમણે ધક્કો જ માર્યો ! એટલે લાંચ લેનાર અને લાંચ આપનાર બંને દોષિત છે. કાયદો તો બંનેને ગુનેગાર ગણે છે પણ આજે લાંચ લેનાર ચૂપ છે. આપનાર બબડાટ કરે છે. બીજાનો વાંક જોવો એના કરતાં આપણો પોતાનો વાંક જોવો એ વધુ જરૂરી છે. તો જ પ્રજાનું ચારિત્ર ઊંચું આવશે. બાકી લાંચ આપ્યા કરવી અને બબડાટ પણ કર્યા કરવો, એથી કદી આનો ઉકેલ નહિ આવે.'

*

એ ભાઈને હું સારી રીતે ઓળખું છું. એ સાચકલા અને ન્યાયપ્રિય અમલદાર છે. એ મુલ્કીખાતામાં અવલ કારકુન તરીકે કામ કરે છે. જે કામ આવે તે ચડવા ન દે. ઝડપી નિકાલ કરી દે. તેમ કદી લાંચ લે નહિ. કોઈને અન્યાય કરે નહિ.

પણ એમની સામે મેં ઘણાની ફરિયાદ સાંભળી છે. જે આવે તે કહે: 'એ તો અક્કડ છે. કોઈની આંખની શરમે રાખતો નથી.'

'આ ખોટું. ખાય નહિ ને ખાવા ન દે.' એ કાંઈ ખાય નહિ એટલે બીજા કારકુનો પણ લેતાં અકળાય. અરે મામલતદાર પણ અંદરથી ડરે. આમાં ધાર્યું કામ ન થાય ને ! આવા વેદિયા કયાંથી ભરાયા છે !'

અરે ખુદ તાલુકાના કોંગ્રેસ કાર્યકર પણ મારી આગળ બબડી ગયેલા : 'સેવકરામ ! આપણા તાલુકામાં કયેરો માણસો મૂકાયા છે. હું મીનીસ્ટરને લખવા માગું છું. તમે પણ સહી આપો તો સારું.'

'પણ કયા અમલદારને ફરિયાદ છે!'

'આ અવલકારકુન જ તો! કામનો નિકાલ જ થતો નથી. લોકોની કેટલી બધી ફરિયાદો વધી ગઈ છે.'

'કોની ફરિયાદ વધી છે! મારો તો અનુભવ એથી ઊલટો છે. જે જાય છે. તે વખાણ કરે છે કે આ સાહેબ તો ધક્કાએ ખવરાવતા નથી ને તુરત કામ કરી આપે છે. એ કદી લાંચ પણ લેતા નથી. એવા સારા અમલદારને બદલવો છે!'

'હવે લાંચ લેતો નથી એ વાતમાં શું માલ છે! મારી તમારી પાસે ન લે, બીજાં પાસેથી તો ગજવાં ભરે છે.'

એ કાર્યકર ભાઈ તો બબડતા બબડતા ચાલતા થયા. જ્યારે પેલા અવલકારકુનને મળવાની તક મળી ત્યારે મેં આ બાબતમાં સહેજ ટકોર કરી. તો એણે કહ્યું, 'સેવકરામ! મારે ન કહેવું જોઈએ. પણ ખુદ એ ભાઈ જ મારી પાસે એમના લાભનું કામ કરાવવા માગતા હતા. લોકોને પકડી લાવે છે. એમના લાભનું કામ કરાવી આપી પૈસા લે છે. ને કહે છે કે કૂતરાઓને કટકો રોટલો તો નાખવો પડશે ને! મને પણ કટકો બનાવતા હતા. મેં તો ધસીને ના પાડી. મેં કહ્યું કે કાયદેસર જે થતું હશે તે જ થશે. પણ એમને તો લાભનું કામ જોઈતું હતું. એ ન થયું ત્યારથી મને ખરાબ કરવા લખાપટી કરે છે. તમે જ કહો, મારે શું કરવું!'

જે અમલદારો પ્રમાણિકતાથી કામ કરવા માગતા હોય એમને પ્રમાણિક પણ ન રહેવા દઈએ એ પ્રજાનું કેવું પતન કહેવાય. ને આ તો તાલુકાના કાર્યકર હતા. એમનું કામ તો લાંચની બદી સામે ચોકી કરવાનું હતું. ખુદ લાંચ અપાવે તેને શું કહેવું! વાડ ચીભડાં ગળવા બેઠી છે! કોણ કોને કહે!

ને મેં સાંભળ્યું કે બેએક મહિનામાં તો એ ભાઈની જિલ્લા ફેરબદલી પણ થઈ ગઈ. એ ભલા માણસને દૂર જ્યાં છોકરાંને ભણવાની સવલત પણ ન મળે ત્યાં મૂક્યા.

એ મને જતાં પહેલાં મળવા આવ્યા હતા. એમણે નમસ્કાર કર્યા ત્યારે એમની આંખો કહી રહી હતી. 'પ્રમાણિકતાથી કામ કરવાનો આ બદલો!'

*

મામલતદારની દીકરીનું લગ્ન હતું ને સાથે બટુકની જનોઈ હતી. ત્યાં મંડપમાં લોકો ઊભરાઈ રહ્યા હતા. ચાંલ્લો લખાતો હતો ત્યાં લાંબી લાઇન લાગી હતી. આ તો કંઈ જેવાતેવાને ત્યાં પ્રસંગ હતો! મામલતદાર સાહેબની દીકરી પરણતી હતી!

એમની કચેરીનાં કારકુનો અને પટાવાળા સરભરામાં પડ્યા હતા. દૂર દૂરના ગામથી માણસો આવ્યા હતા.

મને ખાસ આગ્રહ કરીને કહેલું એટલે હું પણ વરવધૂને આશીર્વાદ આપવા ગયો હતો. પણ જઈને જોઉં છું તો સાહેબને ખુશ કરવા લોકો ઊમટ્યા હતા, જે આવે તે સાહેબને મળે. ચાંલ્લો લખાવીને જાય. કેટલાક વળી કન્યાને આપવા માટે ભેટ (પ્રેઝન્ટ) લઈને આવ્યા હતા. સાહેબના ધ્યાન બહાર ન રહે એમ તેમના આગળ ભેટ સાથે ઊભા રહે. વાતચીત કરી, સાહેબે નોંધ લીધી છે તેની ખાત્રી કરી પછી ભેટ આપે.

આ વળી લાંચ લેવાની નવી રીત છે. સૌ સત્તાને, ખુશીને નમન કરે છે. સાહેબે કામ કર્યું હોય તોયે સાચવવાના. સાહેબને ખુશ રાખ્યા હોય તો કામમાં આવે તે ગણત્રીએ પણ સાચવવાના. એટલે આવા પ્રસંગે સાહેબો સારા પ્રમાણમાં ભેટ સોગાદો એકઠી કરે છે.

અગાઉ અંગ્રેજોના વખતમાં રેસીડન્ટ કે પોલીટીકલ એજન્ટ કે કલેક્ટર આવો લાભ ઉઘાડા છોગે લેતા. આ લાંચ કહેવાય નહિ ને બંને અર્થ સરે!

આ લગનગાળામાં ઘણા સાહેબો આ સુધરેલી પદ્ધતિનો લાભ લે છે.

આ બધામાં આપણી પ્રજાના ચારિત્ર્યનું માપ નીકળે છે.

જોજો જે લાંચરુશ્વત વિરુદ્ધ બૂમો પાડે છે એ જ લાંચ આપી લાભ લેનારા છે. લાંચ આપવી અને બબાટ કરવો એ બન્ને કેમ ચાલે!

જ્યાં સુધી આપનારા મળશે ત્યાં સુધી તો આ મામલતદાર સાહેબ જેવા એવી તક શાને જતી કરે! જે ઓળખતા નથી, પિછાનતા નથી, સગા નથી, સબંધી નથી એ આવીને શીદને ચાંદલો આપી જાય! પ્રજાના ચારિત્ર્યબળની ખિલવણીનું કામ કયા લોક સેવકો કરશે!

✶



★

દિલ્હી પાસેની એક હૉસ્પિટલના પ્રસૂતિ વિભાગના દર્દીની તાલીમ કેળવતી આ પરિચારિકા મમતાપૂર્વક સુશ્રૂષા કરી રહેલી આ ચિત્રમાં જણાય છે. ભારતના ગામડાંમાં વસતી વિશાળ જનતાને આવી સુશ્રૂષાની ખૂબ જરૂર છે. એ જરૂર સંતોષવા માટે છેલ્લા દસ વર્ષમાં ઘણું કરવામાં આવ્યું છે. દર પાંચ હજાર માણસની વસતિ દીઠ એક નર્સ અને એક મીડવાઈફ મળી રહે એવું ધોરણ રાખવામાં આવ્યું છે. આ માટે વિશાળ પાયા પરના તાલીમ કાર્યક્રમની અને ગામડામાં વસીને લોકોની સેવા કરવા તૈયાર હોય એવા યુવાન સ્ત્રીપુરુષોની દેશને જરૂર છે.

★

ઈશ્વરભાઈ પટેલ

# શોધનો ખજાનો

જે શોધો પાછળ એક ધૂની માણસની જિંદગી હોમાઈ છે તેના જીવનની રુંવાડાં ખડાં કરી દેતી આ કહાણી છે. ધગશ અને મહેનત માણસ પાસે શું નથી કરાવી શકતી? એવા એક વીર નરની આ જીવનગાથા વિદ્યાર્થીઓને તો વાંચવી ગમશે જ, પણ અન્ય વાચકો પણ એનો આસ્વાદ ચૂકશે નહિ જ...

વસંતનું આગમન થયું હતું, બરફ પીગળતો હતો, ધરતીને છોડરૂપી વાચા ફૂટતી હતી. હવામાનમાં હજુ ઠંડીનો ચમકારો ચાલુ હતો.

આવી એક સાંજે પાંચ વરસના એક બાળકને એના માતપિતા ખોજતાં હતાં. દસેક કલાક થયા એ ઘર બહાર નીકળી ગયો હતો. આખું ગામ તળે ઉપર થઈ ગયું ત્યારે એ છોકરો એના પડોશીની કોઢમાંથી જડી આવ્યો. એનું શરીર ઠંડીથી ભૂરું ભૂરું થઈ ગયું હતું છતાં એને ઊંચકી જતાં વડીલોનો એ ભારે વિરોધ કરી રહ્યો હતો.

દસ કલાકથી એ બતકનાં ઇંડાં પર પલાંઠી જમાવી બેઠો હતો અને ટીંગોટી જનારને એ વારે વારે જણાવતો હતો: 'હું એમને સેવી શકીશ. હું એમને સેવી શકીશ. મને ઇંડાં સેવતાં બરાબર આવડે છે.'

તે સમયે તો એનું કંઈ ચાલ્યું નહિ છતાં વળતી સવારે તો વડીલોની નજર ચૂકાવી, એ પેલાં ઇંડાં પર આસન જમાવી બેઠો હતો.

મનમાં આવેલી વાતને અનુભવમાં ઉતારવા ચીટકી રહેનાર એ વિચક્ષણ બાળકના આપણે સૌ કેટલીયે બાબતોમાં ઋણી છીએ. આપણે વીજળીની બત્તી કરીએ, સિનેમા જોઈએ, ટેલિફોન પર વાત કરીએ, ગ્રામોફોન સાંભળીએ કે ટેલીફોન જોડીએ—એ સૌ દેન માનવ સેવામાં હાજર કરનાર વિરાટબુદ્ધિ પુરુષ હતો થોમસ આલ્વા એડિસન.

સને ૧૮૪૭ માં અમેરિકાના ઓહિયો સંસ્થાના મિલાન નગરમાં લાકડાની મીલ ચલાવનાર સેમ્યુઅલ એડિસનના છઠ્ઠા બાળક તરીકે અવતર્યો.

એ સાત વરસનો થયો ત્યારે એના પિતા મિશિગન રહેવા ગયા જ્યાં એ શાળાએ બેઠો. એ માસમાં તો શિક્ષકે આવી એની માતાને ફરિયાદ કરી, 'આપનો એડિસન પછાતબુદ્ધિ લાગે છે, એને ભણવાનું કંઈ મન જ દેખાતું નથી.'

શિક્ષકની વાતથી છંછેડાઈ પડેલી એડિસનની માતા નેન્સીએ જણાવ્યું: 'અર્થહીન! ટોમ તો ભારે હોશિયાર છોકરો છે. હું જ એને શીખવીશ.'

એ જ માસમાં એનું નિશાળનું ભણતર પૂરું થયું અને એની માતાએ એને લખતાં વાંચતાં શીખવાડી દીધા પછી પોતાના રસના વિષયો પાછળ એને લાગવા દીધો. દસમે વર્ષે તો એ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન સૌ વિષયો પરનાં અધિકૃત પુસ્તકો વાંચતો થઈ ગયો!

સામાન્ય વિજ્ઞાનનાં પુસ્તકે એને પ્રયોગ તરફ વાળ્યો અને ધીમે ધીમે એના ખેતરનું ભંડારિયું પ્રયોગશાળામાં પરિવર્તન પામ્યું! જાતજાતની બરણીઓ ને શીશીઓથી એ ભરાઈ ગયું. મોર્સની નવી શોધે એને સવિશેષ મુગ્ધ કર્યો અને એ તારની લાઈનો, બેટરીની બનાવટો, ઓજારોની ડિઝાઈનો અને મોર્સ કોડ વગેરે પાછળ લાગી ગયો.

નવા પ્રયોગો, વિજ્ઞાનનાં નવાં પુસ્તકો—એ બધું એ જેમ બહાર પડે તેમ ખરીદતો જતો હતો એટલે ખર્ચ વધતું હતું પરિણામે જીવનના બારમે વર્ષે એણે સ્વતંત્ર કમાણી કરવાનું વિચાર્યું અને પોર્ટ હડસન તથા ડેટ્રોઈટ વચ્ચેની રેલગાડીમાં છાપાં વેચવાની પરવાનગી એ ગ્રાન્ડ ટ્રન્ક રેલવે પાસેથી લઈ આવ્યો.

ડેટ્રોઈટમાં ફાજલ સમય પડે તે એ શહેરના પુસ્તકાલયનાં પુસ્તકો સાથે મૈત્રી બાંધવમાં ગાળતો. એ પુસ્તકાલયમાંનાં ૧૬૦૦૦ પુસ્તકોને, પુસ્તકાલયની પુસ્તક અનુક્રમણિકા મુજબ વાંચવાનું એણે શરૂ કર્યું અને એણે એવી ટેવ કેળવી કે એ ઝપાટાબંધ વાંચી

થંકતો ને વાંચેલાં સૌની અગત્યની વાતો પોતાની અદ્ભુત સ્મરણશક્તિમાં સંઘરી રાખતો. હરેક સાંજે સામાન્ય કદનાં પાંચ છ પુસ્તક એ વાંચી કાઢતો.

એનો ધંધો પણ ખીલતો ગયો, બીજી ગાડીઓના ઇજારા પણ એણે મેળવ્યા. છાપાં વેચનારા છોકરા રાખ્યા અને ફળ ને શાકભાજીનું વેચાણેય શરૂ કર્યું.

ત્રેસઠ માઈલની એ રેલ્વેના સૌ કર્મચારીઓને એણે મિત્રો બનાવ્યા એ સૌને જરૂરનાં શાકભાજી, ફળ એ મૂળ કિંમતે આપતો ને ઉપરાંત એમનાં બાળકો માટે ખાટીમીઠી મોકલાવતો, તો દિવસને અંતે બચેલાં છાપાં કે માસિકો એમને રાત્રે વાંચવા માટે વિના લવાજમે આપતો. પરિણામ એ થયું કે એના હિતેચ્છુઓની એક મોટી સાંકળ, એ રેલ્વે પર, રચાઈ.

આ સમયે અમેરિકન આંતરવિગ્રહ પૂર બહારમાં ચાલતો હતો, અને જ્યારે જ્યારે મહાન યુદ્ધો ચાલતાં હોય ત્યારે એનાં છાપાંની નકલો ખૂબ ખપતી. ૧૮૬૨ના એપ્રિલ માસના એક દિવસે આવા એક અગત્યના યુદ્ધના સમાચારોથી છાપું ભરેલું હતું. એ તો પહોંચ્યો ટેલિગ્રાફ ઑફિસે ને ભાઈબંધ સિગ્નલર્સ પાસે, સ્ટેશને સ્ટેશને, આ અગત્યના સમાચાર મોકલાવી, તેને સ્ટેશન પરના સમાચાર પાટિયા પર મોટા અક્ષરે લખાવી દીધા.

આ પત્યું એટલે 'ફ્રી પ્રેસ' છાપાની ઑફિસે પહોંચ્યો ને એક હજાર નકલની માગણી કરી. રોજ તો એ માત્ર ત્રણસો નકલ જ લેતો એટલે પેલો કલાર્ક મોઢું પહોળું કરી સાશ્ચર્ય બોલ્યો 'હજાર! વાહ ભાઈ વાહ! આટલી બધી તે ઉધાર મળતી હશે કે!'

એડિસને પોતાની તાર કરામત દર્શાવી એટલે કલાર્ક એને સર્ક્યુલેશન મેનેજર પાસે લઈ ગયો. જે એને છાપાના તંત્રી પાસે પહોંચાડી આવ્યો.

છોકરાની બુદ્ધિ ને યુક્તિથી પ્રભાવિત થઈ તંત્રીએ જણાવ્યું 'છોકરો માગે તેટલી નકલ એને આપો.'

હજાર નકલ લઈ એડિસન ઊપડ્યો. પહેલે જ સ્ટેશને જ્યાં એની બે નકલ રોજ જતી, ત્યાં એક ટોળું જમા થયેલું હતું જેણે ગાડી ઊપડતાં સુધીમાં એની ૪૦ નકલ લઈ લીધી. બીજા સ્ટેશને તેણે છાપાની કિંમત પાંચ સેન્ટથી વધારી દસ સેન્ટ કરી છતાં ત્યાં ૧૫૦ નકલ ઊપડી ગઈ. તે પછીના સ્ટેશને એણે ૨૫ સેન્ટ કિંમત ઠરાવી છતાંયે હડસન પહોંચતા અગાઉ એનો બધો માલ ખપી ગયો!

આ પૈસામાંથી એડિસને એક સેકન્ડહેન્ડ છાપખાનું ખરીદ્યું. ગાડીના લગેજવાનમાં એને ગોઠવી એણે 'ધી વીકલી હેરોલ્ડ' નામનું એક ચોપાનિયું કાઢવા માંડ્યું. 'ચાલતી ગાડીએ છપાતા ને પ્રસિદ્ધ થતા આ છાપા'માં સ્થાનિક સમાચાર, લગ્ન, જન્મ, મરણ, તકરારો, આગ વગેરેનાં વર્ણન આવવા લાગ્યાં. શરૂઆતથી જ એની ખપત થવા લાગી અને એને જાહેરખબર મળવા લાગી!

આને વિશેષ પ્રચારમાં મૂકવા એડિસને, એમાં એક 'ગપગોળા' ની 'ઠંડા પહોરે' કટાર શરૂ કરી. એમાં એ લોકોના પ્રેમકિસ્સાની રંગભરી કહાણીઓ, નાની મોટી નબળાઈઓ કે ક્ષતિઓનાં રમૂજી કટાક્ષયુક્ત વર્ણનો વગેરે કરતો.

પરિણામ એ આવ્યું કે લોકો એના પર ખીજાવા લાગ્યા ને એને લાગ પડ્યે મારવાની—ખોખરો કરવાની પેતરણ વિચારવા લાગ્યા. એક દિવસ એ એક નદીના પુલ પરથી પસાર થતો હતો ત્યાં આવા એક ભાઈએ આવી એને ઊંચકીને ફેંકી દીધો—નીચે પાણીમાં. આમેય એના શત્રુઓની સંખ્યા વધતી હતી એટલે એણે છાપું બંધ કર્યું!

આ હાથછાપખાનાની સાથે સાથે એણે ચાલતી ગાડીના ડબ્બામાં એની પ્રયોગશાળાનું કામ અવિરતપણે ચાલુ રાખ્યું હતું. આવા એક પ્રયોગ સમયે ગાડીએ એક આંચકો ખાધો, ને સળગી ઊઠે એવા પદાર્થોની શીશી ફૂટતાં, પ્રવાહી છાપાં પર પડ્યું. અને આગ ભભૂકી ઊઠી ગાડીના સત્તાધારીઓ દોડી

આવ્યા. આગ ! હોલવાઈ ગઈ પણ ગામ નજીક આવતાં જ, એડિસનની સઘળી સામગ્રી એ લોકોએ બહાર ફેંકી દીધી ને એડિસનની ટ્રેઈન-કારકીર્દિનો અંત આવ્યો !

પણ ત્યાં જ એની નવીન કારકીર્દિનો આરંભ થયો. ગાડીજીવન દરમિયાન જ એણે જીવના જોખમે ત્રણ વરસના એક છોકરાને ગાડી નીચે કચરાઈ જતાં બચાવ્યો હતો. એટલે ઉપકારવશ થયેલા એ બાળકના પિતાએ, એને ટેલીગ્રાફી શીખવવા માંડી હતી. એડિસન રોજ અઢાર કલાક પ્રેકટીસ કરતો.

એ જમાનામાં ટાઈપરાઈટર નહોતાં એટલે તારના અક્ષરો હાથથી જ લખાતા. પરિણામે છાપકામ જેવા જ અક્ષરો ઝડપથી લખવાના પ્રયોગો, એડિસને આદર્યા ને મહિનાઓની મહેનતને અંતે બરાબર છાપકામ જેવા, સુંદર મરોડદાર અક્ષરો, ને તે પણ મિનિટે ૫૫ શબ્દોની ઝડપથી એ લખવા મંડ્યો. આટલી ઝડપે તો કોઈ તાર પણ મોકલી શકતું નહિ.

આમ એણે તારમાસ્તરનું કામ હાથ ધર્યું. છતાં તેની જ્ઞાનપિપાસા અતિતીવ્ર બનતી રહી એટલે જ્યાં જાય ત્યાં એ પોતાના રાસાયણિક કે વીજળીક પ્રયોગો ચાલુ રાખતો. એનું વાચન તો આખી રાત ચાલતું. અતિશય થાકી જાય ત્યારે જ એ થોડું ખાતો કે પથારીમાં પડતો. એની આ વાચન ને પ્રયોગધૂનને કારણે એને નોકરીસ્થાન વારંવાર બદલવાં પડતાં.

સ્ટ્રેટફર્ડમાં એને રાતપાલી આવી. એ રાતપાલીમાં લાંબું કામ નહીં પણ દર કલાકે એણે વડી ઓફિસને સિગ્નલ મોકલી આપવો પડતો. એડિસને એને માટે એક યાંત્રિક કરામત કરીને એક બાજુ ઘડિયાળ સાથે ને બીજી તરફ ટેલિગ્રાફ સરકીટ સાથે એને જોડી. પરિણામે પ્રતિકલાક આ યાંત્રિક કરામત, વડી કચેરીએ સિગ્નલ મોકલી આપતી. થોડોક સમય તો આ સરસ રીતે ચાલ્યું પણ એક મધ્યરાત્રિએ, એનો સિગ્નલ મળ્યા પછી, વડાએ એનો સંપર્ક સાધવા યત્ન કર્યો પણ બન્યું નહીં ને એડિસનની કરામત પકડાઈ ગઈ ને એને પાણીચું મળ્યું.

છતાં એના જેવા હોશિયાર ટેલિગ્રાફીસ્ટ માટે નોકરી એ કંઈ મુશ્કેલ વાત નહોતી. અને થોડા જ સમયમાં માસિક ૧૨૫ ડૉલરની નોકરી એને મળી રહી. આમ તો એ બહેરો હતો એટલે એની અક્કલ અતિ ઘણી હતી કારણ એ તારયંત્રની ગતિ પરથી જ સંદેશાનું વાચન કરતો !

એના સૌ ધંધામિત્રોમાંય એડિસનની આબરૂ 'ચક્કર' તરીકેની હતી. એ જ્યાં જાય ત્યાં– નાટક જોવા કે જમવા, નોકરી પર કે રખડવા—દરેક સ્થળે એક નોંધપોથી લઈ જતો ને એમાં પોતાને સૂઝેલા પ્રયોગો કે વિચારો ટપકાવી લેતો. એનાં પગરખાંમાંથી એના પગનાં આંગળાં કાયમ ડોકિયાં કરતાં, એનાં કપડાં પર શાહી, રંગ ને રસાયણના ડાઘા કદી જતા જ નહીં. એની હેટ જૂના જમાનાની હતી અને ઠંડામાં ઠંડા દિવસોમાંય ઓવરકોટ માટે પૈસા ખર્ચવાની એ તૈયારી બતાવતો નહીં. એના સાથીદારોને એ ચક્રમ છે એવું લાગવાનું સવિશેષ કારણ એ હતું કે આમ કંજુસાઈથી રહેતો એડિસન પુસ્તકો પાછળ કે પ્રયોગસાહિત્ય પાછળ ધૂમ પૈસો ખર્ચતો—એનો આખોય પગાર એના પર પૂરો થઈ જતો.

કેટલીક વખત એની પોતાની પ્રાયોગિક વૃત્તિ અંતરાયરૂપ નીવડતી. તાર કરતાં કરતાં, એક વખત, એની નજર એની ડાયરી પર પડી તો એમાં એક જ વાયર પર સામસામા બે તારસંદેશા મોકલવાના પ્રયોગોનો ખ્યાલ હતો. એ તો તરત જ પોતાના વડા પાસે પહોંચી ગયો ને આ ખ્યાલ રજૂ કર્યો. વડો સાવ ઉશ્કેરાઈ ગયો અને એને લાગ્યું કે એડિસન ભેજવાબહાર વ્યક્તિ છે. ત્યાંના એના ભાવિની કલ્પના આપમેળે થઈ શકે તેવી છે !

હવેની નોકરી પ્રસંગે એની તારખાતાની વૈજ્ઞાનિક ને યાંત્રિક બુદ્ધિની પાકી કસોટી થઈ. લાંબાં વણકપાયેલ



નફા, ચીથરેહાલ કોટ, ચીરાચીરા થયેલ બૂટ ને નાથી ડોકિયાં કરતાં મોજાં—આવી વ્યક્તિના દર્શન થતાં જ બોસ્ટનના એ યુનિયનવાળાએ એને પાસના ઉપહાસયોગ્ય લેખ્યો, છતાં એ કસોટી આપવા તૈયાર થયો એટલે એમણે સૌથી વધુ ઝડપથી સંદેશા મોકલનાર ઓપરેટરને ન્યૂ યોર્ક સ્ટેશને બેસાડયો ને અહીં બેઠો આ ભડકા જેવો એડિસન

એડિસન જેવો આસનસ્થ થયો કે આખી મંડળી એને ઘેરી વળી ને સૌ એકબીજા સામે જોઈ મૂછમાં હસવા લાગ્યા ન્યૂ યોર્કના આપરેટરે સામાન્ય ઝડપે શરૂઆત કરી ધીમે ધીમે એ વધારી દીધી ને કેટલાક શબ્દો લઘુલિપિમાં મોકલવા માંડયા, જે ઝીલનારને પૂર્ણ સ્વરૂપે લખવાના હતા જરા પણ થડકયા સિવાય આ ઉમેદવારે તો પાન ઉપર પાન સ્વચ્છ, મરોડદાર અક્ષરોથી ભરી કાઢયાં ચાર કલાક આ અગ્નિપરીક્ષા ચાલી તોય એકેય ભૂલ નહીં ને બધાં પાન જાણે પ્રેસમાંથી છપાઈને તાજાં આવ્યાં હોય તેવાં સુઘડ

અંતે એડિસને ટેલીગ્રાફ કી દબાવી સામે છેડે જણાવ્યું કે થાકયા હો તો બીજા પગે ઊભા રહો

બોસ્ટનના સૌ પરીક્ષકો મોમાં આંગળાં ઘાલી ગયા ને વડો તો બોલી ઊઠયો 'આવો ઓપરેટર મેં જોયો નથી '

આ બોસ્ટનના જ એક પુસ્તકભંડારમાં એને હાથ ચડયો, માઈકલ ફેરેડેનાં પ્રકાશનોનો આખો સેટ આમ તો ચોવીસ કલાકમાં એ માત્ર ચાર જ કલાક ઊંઘતો પણ તે રાત્રિએ તો એણે મટકું માર્યું જ નહીં નાસ્તાના સમયે તો એ વાચનમગ્ન જ હતો

'આજે ખાવાનું નથી કે શું ?' એના સાથીદારે પૂછયું

તરત રોકડો જવાબ આવ્યો, 'હમણાં તો નહીં જ મારે કામ ઘણું છે ને જીવન ઘણું ટૂંકું છે '

રાત્રે પ્રેસવાયર ઓપરેટર તરીકે કામગીરી એ સંભાળતો હોવાથી દિવસ એ એક મશીનશોપમાં ગાળતો અને પ્રયોગો કર્યા કરતો ને એની નોંધ એના નોંધપોથીમાં ટપકાવતો

એની પેટન્ટ માટેની પહેલી અરજી એણે એકવીસ વરસની ઉંમરે નોંધાવી એ હતું ઈલેક્ટ્રીક વોટ રેકર્ડર —વીજળીથી મત નોંધનારું સાધન એનાથી હરેક ધારાસભ્ય સરળતાથી પોતાનો મત નોંધાવી શકે એમ હતું પણ એમાં ધાલમેલ દૂર થતી હતી એટલે કોંગ્રેસની કમિટિએ એને અપનાવવાની તરફેણમાં મત આપ્યો નહીં

એ જ વરસે એણે એક જ તારના દોરડા પર સામસામા બે સંદેશા મોકલવાની પદ્ધતિ સફળ કરી અને એનો પદાર્થપાઠ આપવા પાછળ પોતાના સઘળી મૂડી ખરચી નાખી ન્યૂ યોર્ક અને રોચેસ્ટર વચ્ચે એના તૈયારી એણે કરી પણ કોઈ અણકલ્પ્યા કારણે છેલ્લી ઘડીએ એની યાંત્રિક રચનાએ કામ આપ્યું નહીં ને એ સાવ ભિખારી થઈ ગયો પરિણામે એ પેટન્ટ માટે અરજી નોંધાવી શકયો નહીં ને એક ગરજાઉ ઘરાકે પરિસ્થિતિનો લાભ ઉઠાવી, ડબલ ટ્રાન્સમિટરનું પેટન્ટ લઈ લીધું એડિસનથી આ ખમાયું નહીં ને બોસ્ટન છોડી ન્યૂ યોર્ક પહોંચ્યો

અહીંના એના વસવાટની કથા નવલકથાસમ છે બોસ્ટનથી રાત્રે આવતી હોડીમાં આવવાના પૈસા એને ઉછીના લેવા પડેલા અને ન્યૂ યોર્ક જેવા મોટા શહેરમાં એણે પગ મૂકયો ત્યારે એ સાવ ભિખારી દશામાં હતો એક જૂના તારખાતાના મિત્રની સહાયથી એને સોનાબજારના બેયતર રૂમમાં રાતવાસાની જગા મળી અહીં એની પથારી, ઘડીએ ઘડીએ પલટાતા બજારની ખબર સૌ સ્થળે મોકલતા, મુખ્ય ટ્રાન્સમીટરની નજદીક હતી, બે રાત્રિ એડિસન અહીં પડી રહ્યો અને આ યંત્રનો અભ્યાસ કરી, એમાં સુધારા કરવાનું વિચારી રહ્યો

ત્રીજા દિવસની સવારે એ નોકરીની શોધમાં બહાર ડગ દેવા જાય કે ત્યાં તો બુલીયન એક્સચેંજના

ઓરડામાં ખળભળાટ થઈ ગયો. મુખ્ય ટ્રાન્સમીટર કામ કરતું અટકી ગયું હતુ. એકઠા થયેલા દલાલો ને બહારનાં સો બજારો ઊઘડતા બજારના ભાવ વિના આકુલવ્યાકુલ થવા લાગ્યા ને જાણે આખી વ્યાપારી દુનિયા સ્થભી ગઈ હોય તેવું થયું. ઠેરઠેરથી સંદેશવાહકો દોડી આવ્યા ને યંત્રનો તાત્કાલિક સુધારો ન કરી શકવાથી સૌ ઓપરેટરો ગભરાટમાં પડી ગયા.

એડિસન પાછો વળ્યો, ભોંયતળિયે પહોંચી ગયો, ઢીંચણ પર ઝૂકી એણે યંત્ર જોઈ લીધું ને બોલી ઊઠ્યો, ' પેલી સંપર્ક સ્પ્રિન્ગ તૂટી ગઈ છે ! અને ગીઅર્સમાં પડી ગઈ છે. '

એની ઝાંખી ભૂરી આંખો, ભિખારીશો વેશ, વધેલા વાળનાં ગૂંચળાં—આ બધું જોઈ મેનેજર બોલ્યો, ' તું કોણ છે ? આ સમું કરતાં તને આવડશે ? '

એડિસને હેટ ઉતારી કામમાં ચિત્ત પરોવ્યું. બે કલાકમાં તો મશીન પૂર્વવત્ કામ કરતું થઈ ગયુ ને એડિસનને ત્યાં ને ત્યાં જ યાંત્રિક સુપરિન્ટેન્ડન્ટ તરીકે ત્રણસો ડૉલરના માસિક પગારથી રોકી લેવામાં આવ્યો !

પણ આમ પગારમાત્રથી રીઝાય તો એનું નામ એડિસન નહીં. થોડા જ વખતમાં બે મિત્રોની સહાયથી એણે જર્સીમાં ફેક્ટરી માટે જગા લીધી અને શૅરબજારમાં વપરાતાં ટેપ મશીન અને ખાનગી ટેલીગ્રાફ માટેના ઇજનેરો તરીકેની પેઢી શરૂ કરી. છએક માસ આ ધંધો ચાલ્યો ત્યાં તો પંદર હજાર ડૉલરમાં સ્ટૉક એક્સચેન્જવાળાએ એ ખરીદી લીધો.

પણ એડિસનની શોધક બુદ્ધિ પામી ગયેલ ટેલીગ્રાફ કંપનીના વડાએ એને ટેપ મશીનમાં સુધારો કરવા રોકી લીધો. અને થોડા જ માસમાં આ યુવાન શોધકે ' એડિસન યુનીવર્સલ પ્રિન્ટર ' તૈયાર કર્યું. આ મશીનની કામગીરી સર્વત્ર ખૂબ પંકાઈ એટલે એક દિવસ એડિસન ઑફિસે પહોંચ્યો ત્યારે પેલા વડાએ એને બોલાવી પૂછ્યું, ' આ મશીન તારે કેટલા રૂપિયામાં આપવું છે ? '

એડિસનને મનમાં થયું કે ત્રણ હજાર ડૉલર માગું. પાછું મનમાં આવ્યું કે પાંચ હજાર ન મંગાય ? આ ગડભાંજ ટાળવા એણે આખરે કહ્યું, ' મને કંઈ ખબર નથી. પણ આપ શું સૂચવો છો ? '

' હા, બોલો ત્યારે, ૪૦૦૦૦ ડૉલર ચાલશે ? '

સ્વપ્નમાં હોય તેમ ચાલીસ હજારનો ચેક લઈ એડિસન બેંકે પહોંચ્યો.

કલાર્કે જણાવ્યું, ' સહી કરો.'

બહેરામજી એવો એડિસન સમજ્યો કે કલાર્ક ચેક સ્વીકારવા ના પાડે છે એટલે એ તો દોડતો પહોંચ્યો પેલા જનરલ પાસે. હસતાં હસતાં જનરલે એને સહી કરવાની વાત સમજાવી.

રમૂજમાં પડેલા કલાર્કે એને પાંચ પાંચ ને દસ દસ ડૉલરની જ નોટોની ગાંસડી બંધાવી. આખી રાત આ ડૉલરવર્ષાને સાચવતો એ જાગતો બેસી રહ્યો ને વળી સવારે એણે જિંદગીમાં સૌ પ્રથમ વાર બેંકમાં ખાતું ખોલાવ્યું.

સને ૧૮૭૦ ના શરૂઆતના ભાગમાં જ આ મૂડી વડે એડિસને પોતાની ફેક્ટરી શરૂ કરી અને અઢાર માણસો રોકી એણે ટેપ મશીન બનાવવા માંડ્યાં. એમાં ને યુનિવર્સલ પ્રિન્ટરમાં એ સુધારા કરતો જ રહ્યો ને થોડા વખતમાં ત્રીસ હજાર ડૉલરનો એક ઑર્ડર એને મળ્યો એટલે નિષ્ણાત કારીગરો એણે રોકવા માંડ્યા, જે આખી જિંદગી એની સાથે રહ્યા.

એડિસનની ઉંમર ત્યારે ત્રેવીસ જ વરસની હતી છતાં સૌ એને ' ડોસા 'ના ઉપનામથી જ ઓળખતા. મેશ કે ગ્રીઝથી ખરડાયેલાં એનાં કપડાંવાળો, મગજમાં કંઈક વિચાર કે ધૂન લઈ ફરતો એ યુવાન શોધક ગાંડા સરખો લાગતો.

શેઠ તરીકે એડિસન કપરો હતો. એ ઊંચા પગાર આપતો પણ એટલું જ કામ લેતો. ઘડિયાળ તરફ નજર નાખનાર એને ગમતા જ નહીં એટલે તો આવા લોકોને ઠેકાણે લાવવા એક દિવસ એણે ફેક્ટરીમાં

અર્ધો ડઝન ઘડિયાળ ગોઠવી દીધાં ને કાળજી એટલી જ રાખી કે દરેક ઘડિયાળ અલગ અલગ સમય બતાવતું જ રહે !

એક વખત ટેપ મશીનનો એક મોટો ઓર્ડર એને મળ્યો હતો ને અચાનક યંત્ર બગડ્યાં. એણે તો પોતાના ચાર વડા કારીગરોને બોલાવી બારણાંને તાળું લગાવી જણાવી દીધું કે યંત્ર ચાલુ થશે ત્યારે જ બહાર નીકળાશે. સાઠ કલાક બિચારા સૌ કારીગરો ત્યાં જ પૂરાયેલા રહ્યા, ત્યાં જ અપાયેલ નાસ્તો ખાધો ને ત્યાં જ પાટલી પર લંબાવ્યું. મશીન ચાલુ થયાં ત્યારે જ એ છૂટ્યા ને ઘેર જતાં જતાં એ 'ડોસા' ને કેટલીય ગાળો દીધી !

આટલી નાની ઉંમરે એડિસનના મગજમાં લગભગ ૪૫ શોધો રમ્યા કરતી હતી ને સૌ પર એ વારાફરતી પ્રયોગ ને પ્રયત્ન કરતો રહેતો હતો. પોતાની શોધના બાબતમાં એ કદી સંકુચિત કે આપમર્યાદિત રહ્યો નથી. પોતાને ટાઈપરાઈટર અંગે આવેલા વિચારોની વાત એણે ખુશીથી એ કામમાં પડેલા ક્રિસ્ટોફરને જણાવી એમાં સંખ્યાબંધ ફેરફારો કરાવેલા. તેમજ મોર્સે તારપદ્ધતિ શોધી પણ એમાં એડિસને જે ક્રાન્તિકારી સુધારા કરી આપ્યા તેથી મોર્સ પોતે જીવતો થઈ આવે તો પોતાની પદ્ધતિને ઓળખે કે કેમ તે પ્રશ્ન થાય તેવું બન્યું.

એવામાં આ તાર મોકલવા માટે જે વીજળીક લોહચુંબક વાપરવું પડતું તેનું પેટન્ટ એક ભાઈએ કઢાવેલું ને તે ટેલીગ્રાફ સંસ્થા—વેસ્ટર્ન યુનિયન પાસે મોટી રકમો પુરસ્કાર તરીકે લેતો.

યુનિયનનો પ્રેસિડન્ટ થાકી. એડિસન પાસે આવ્યો. તે એને એવી કરામત શોધવા વિનંતી કરતો ગયો કે તેથી પેલા લોહચુમ્બકના અવલંબન સિવાય ચાલે.

એડિસને મોટોગ્રાફ નામની એક નવી યંત્રરચના કરી પેલા વીજળીક લોહચુંબકની અનિવાર્યતા દૂર કરી. યુનિયને એને એક લાખ ડોલર આપ્યા !

એડિસનને મન પૈસા એ ધ્યેય નહોતું એટલે આ ટલા બધા પૈસા આવતા તો ય એ ખાલીના ખાલી રહેતો. પ્રયોગો, પુસ્તકો પાછળ એ ધૂમ ખરચતો ને તોયે એનો સ્વભાવ એવો કે કોઈપણ મિત્ર તેની પાસે આવી કશુંય માગે તો એ ના કહી શકતો નહીં. પોતાની આવી ખર્ચાળ વૃત્તિથી પરિચિત એવા એડિસને યુનિયનની પુરસ્કાર રકમ સત્તર વરસના હપ્તાથી લેવાનું ગોઠવ્યું જેથી દર સાલ હાથ પર કંઈક રહે, છતાં એની મુશ્કેલી કદી ટળી નહીં.

૧૮૭૧ ના નાતાલના દિવસે એડિસને, પોતાની ફેક્ટરીમાં કામ કરતા અને ન્યૂ યૉર્કની રવિશાળામાં શીખવતી એક દેખાવડી યુવતી સાથે પ્રભુતામાં પગલાં માંડ્યાં. લગ્નવિધિ પછી થોડી જ વારમાં પોતે ' ચંદ મિનિટમાં પાછો આવું છું' એમ કહી, એ લગ્ન મેળાવડામાંથી અદૃશ્ય થયો તે મધ્ય રાત્રિએ એના અનુચરે એને શોધી કાઢ્યો તો એ પ્રયોગશાળામાં કોઈ પ્રયોગમાં ગૂંથાઈ ગયેલો.

'ટૉમ, આજ તો તારે આવવું પડે !' પેલાએ કહ્યું.

'પણ, મારે ખૂબ કામ છે !' એડિસને જણાવ્યું.

'હા, હા, પણ તું આજે જ પરણ્યો તે ભૂલી ગયો લાગે છે. મેરી તારી વાટ જોઈ રહી છે.'

થોડી વારે પોતાની ધ્યાન કેન્દ્રિત અવસ્થામાંથી બહાર આવતો એ, ટેબલ પછાડી બોલ્યો, 'હા, હા, ખરી વાત ! હું આજે જ પરણ્યો !'

છતાંયે બન્નેનું લગ્નજીવન ખૂબ સુખી નીવડ્યું !

ન્યૂ યૉર્કમાં ભાડાં વધતાં જતાં હતાં એટલે એડિસને ન્યૂ યૉર્કથી પચીસ માઈલ દૂર ન્યૂ જર્સીના મેન્લો પાર્કમાં જમીન ખરીદી, પોતે જ નકશા તૈયાર કરી, જગવિખ્યાત બનેલી એડિસન પ્રયોગશાળાની શરૂઆત કરી.

આ નવી પ્રયોગશાળા બંધાઈ રહી તે જ વરસે વેસ્ટર્ન યુનિયને, તેને બેલે શોધેલો ટેલિફોન સુધારવા દબાણ કર્યું. બેલની રચના કઢંગી હતી. એકનું

એક જ ટેલિફોન મુખ બોલવા માટેય વપરાતું ને સાંભળવા માટે પણ. અલ્પ અંતરોમાંય સાંભળવાની ખૂબ મુશ્કેલી પડતી ને કાયમ અવાજ થયા કરતો.

બે વરસના સતત્ પરિશ્રમને અંતે એડિસને કાર્બનનો ટેલીફોન બનાવ્યો ને ૧૪૦ માઈલિના અંતર વચ્ચે એની કસોટી લેવાઈ તો એ સંપૂર્ણતઃ સફળ પૂરવાર થયો. યુનિયને એને આ શોધ બદલ, એક લાખ ડોલર આપ્યા.

પણ એડિસનનું નામ લોકજીભે ચડાવી દેનાર એની શોધ તે તો ગ્રામોફોન.

આ માટે એણે કોઈ લાંબા પ્રયોગો કરેલા તેવું નહીં પણ એની તીવ્ર નિરીક્ષણ શક્તિ ને અદ્દભુત અનુમાન શક્તિ એ શોધ માટે યશભાગી હતાં.

સને ૧૮૭૭ની ગ્રીષ્મ ઋતુમાં એક દી એ એના ઓટોમેટિક ટેલીગ્રાફ રીપીટરને આઘુંપાછું કરતો હતો. આ સાધનની રચના એવી હતી કે એક ગોળ ગોળ ફરતી પૂંઠાની થાળી પર, ધાતુનું એક અણીદાર બિંદુ આઘુંપાછું થતું. અકસ્માત એડિસને આ પૂઠાની થાળીને અતિ જોરથી ફેરવવા માંડી. એવામાં એનું ધ્યાન થાળી પરના લીસોટાના હિસાબે નાના મોટા થતા એક અવાજ તરફ દોરાયું. પેદા થતા અવાજથી મુગ્ધ થયેલા એણે ગતિ ધીમી કરી, વળી પાછી ઊર્ધ્વ કરી અને એ વખતે પેલા ધાતુના પોઇન્ટને સ્થાને પિનવાળો એક નાનો ડમોય લગાવ્યો. પરિણામ એ આવ્યું કે પેલા નવાઈ પમાડે તેવા અવાજની ઘનતા વધી ગઈ.

મધ્યરાત્રિ વીતી ગઈ હતી છતાં એ પોતાના મેજ પર પહોચ્યો અને એક આકૃતિ દોરી કાઢી. એ આકૃતિ એક ધાતુના સીલીન્ડરની હતી જેમાં ગોળ-ગોળ ઘીસીઓ હતી અને આ આખું સીલીન્ડર એક બેઠક પર મૂકયું હતું જ્યાં એક હાથાની મદદથી એને ફેરવી શકાય. ઉપરાંત એક લાકડાનું ટેલીફોન ટ્રાન્સમીટરનું ખોખું, ટાંચણીવાળા એક ડાયાફ્રામ સાથે, ધાતુના એક હેન્ડલથી, પેલા સીલીન્ડરને જોડવાનું હતું.

વળતી સવારે એણે એના નિષ્ણાત સ્વીસ કારીગર જોનને બોલાવ્યો. આ કારીગર એડિસનની જેવી તેવી આકૃતિઓને સંપૂર્ણ મશીનના સ્વરૂપમાં રૂપાંતર આપવામાં એક્કો હતો. હંમેશ મુજબ એડિસને સાધનોનો અંદાજીખર્ચ બનાવ્યો જે ૧૮ ડોલર હતો અને જણાવ્યું કે મશીન બનાવતાં જે કંઈ બચે તે કારીગરનું પોતાનું.

જોન શરૂઆતમાં તો મૂંઝાયો આજસુધી તેને સોંપવામાં આવેલ બધાં યંત્રો વીજળીક હતાં જ્યારે આમાં તો નહોતા તાર કે નહોતા લોહચુંબક એટલે એણે પૂછ્યું, 'આ શાને માટે છે? આમાં કંઈ સમજ પડતી નથી!'

પોતાની સિગારેટ વડે તેને ઇશારો કરી એડિસને જણાવ્યું: 'એને બનાવી લાવીશ ત્યારે સમજાશે. મને લાગે છે કે તું અચંબામાં ગરકાવ થઈ જઈશ.'

આકૃતિને આકાર આપવામાં જોન ગૂંથાયો ત્યારે કુતૂહલથી ઊભરાતું એક આખું કારીગર વૃંદ એને ઘેરી વળ્યું, અને ભાતભાતના તર્કવિતર્ક કરવા લાગ્યું. આખરે એને તૈયાર કરી જોન, એડિસન પાસે પહોંચ્યો અને કહ્યું: 'વારુ, શેઠ આ રહ્યું એ! એ શાને માટે છે. તે હવે જણાવો.'

મોંમાંની સિગારેટ હલાવતાં એડિસને જણાવ્યું 'આ મશીને બોલવું જોઈએ. તને એવું કંઈ લાગે છે?' જોન તો સ્તબ્ધ થઈ ગયો અને બાકીના બધાનું હાસ્ય અટકી ગયું. એમાંના એક જણે તો ભ્રમર પર આંગળી ફેરવી. ડોકું હલાવ્યું ને સૌને લાગ્યું કે આનું ચક્કર ખસવા લાગ્યું છે!

એટલે જ્યારે એડિસને પેલા સીલીન્ડર પર જસતની પતરી સાવચેતીપૂર્વક લગાવી ત્યારે સૌના મોં પર દયાના ભાવ સ્પષ્ટ વરતાતા હતા. જેવું એને ફેરવ્યું કે તરત જ પેલી પીન આખી પતરી પર ફરી વળી ને એનો કચકચ અવાજ સૌને ખટકયો. ને એડિસનના

ગગનવિહારી મહેતા

# તમામ માટે તક

લોકશાહીમાં સમાનતાની આવશ્યકતા જણાવતો આપણા એક મુત્સદ્દી અને વિચારકનો આ લેખ દરેકને એટલો જ મનનીય અને વિચારણીય લાગશે જ. લોકશાહીની અનેક સમસ્યાઓ પૈકીની મહત્ત્વની સમસ્યા આ લેખમાં સુંદર રીતે રજૂ કરી છે......

આજે આપણે દુનિયા પર નજર નાખશું તો જણાશે કે, બહુ જ થોડા દેશોમાં પ્રતિનિધિત્વશીલ યા જવાબદાર સરકારના રૂપમાં લોકશાહી અસ્તિત્વ ધરાવે છે. અને સુએઝથી દક્ષિણ પ્રશાંત સુધી લોકશાહી સામે એક કટોકટી ઉપસ્થિત થઈ છે. લોકશાહી સામેના આ પ્રત્યાઘાતનાં અનેક કારણો છે પરંતુ જો આધુનિક દુનિયામાં અને ખાસ કરીને એશિયા ને આફ્રિકામાં, લોકશાહી પદ્ધતિએ સફળ થવું હશે તો એને, માત્ર અમુક સ્વરૂપની સરકાર કરતાં, ઘણું વિશેષ બનવું પડશે. લોકશાહીએ આમજનતાના સામાજિક અને આર્થિક ઉત્કર્ષ દ્વારા પોતાનું અસ્તીત્વ પ્રતિપાદિત કરવું પડશે.

એશિયાઈ દેશોમાં, વિશાળ ધોરણે મતાધિકાર, મુક્ત ચૂંટણીઓ, જવાબદાર કાર્યવાહક તંત્ર અને લોકશાહીનાં અન્ય અંગો, ઔદ્યોગિક વિકાસ સાધતાં પહેલાં આવ્યાં છે. મતદાર—જે ગ્રાહક અને ઉત્પાદક બન્ને છે—માગે છે કે એની પ્રાથમિક જરૂરિયાતો સંતોષાવી જોઈએ અને એનાં સંતાનોના વધુ સારા ભાવિની ખાતરી મળી રહેવી જોઈએ. અમુક વર્ષોને આંતરે મતદાર પાસે જતી સરકારે, કાં તો આ આહ્વાહન ઝીલવું રહ્યું કે કાં સ્થાનભ્રષ્ટ થવું રહ્યું. ઊંચા ભાવોને પરિણામે જન્મતી આર્થિક મુશ્કેલીઓ, જીવનની જરૂરિયાતોની ભારે તંગી, પૂરતી રોજગારીનો અભાવ, આવકનું ભયંકર નચું પ્રમાણ આ સર્વની રાજદ્વારી સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ પર અસર પડે છે. આ પ્રશ્નો ચાતુર્ય, દૃઢ નિર્ધારશક્તિ અને દીર્ઘદૃષ્ટિથી ઉકેલવાના રહે છે. જીવનનું ધોરણ ઊંચું આણવું જ જોઈએ; એનો અર્થ એ થયો કે ધીમે ધીમે આર્થિક તકો વિસ્તારવી જોઈએ.

તકની સમાનતાના અનેક, અર્થ થાય છે એમ. કાયદા સમક્ષની સમાનતા, તાલીમ અને શિક્ષણ માટેની પૂરતી સવલતો, લાભદાયી રોજગારીની પ્રાપ્યતા, વિવિધ વર્ગો વચ્ચે આવક અને સંપત્તિ વચ્ચેની વિશાળ અસમાનતાનું નિવારણ વગેરેનો સમાવેશ થઈ જાય છે. લોકશાહીમાં શિક્ષણ પ્રત્યેક નાગરિકનો હક હોવો જોઈએ, માત્ર થોડાકનો અધિકાર નહિ.

---

મુખ પરની કડક રેખાઓએ સૌને ક્ષુબ્ધ બનાવ્યા.

એણે ધીરજપૂર્વક પેલી કાટેલી પતરીને સ્થાને નવી પતરા લગાવીને ગુંદરથી એને ચોટાડી. પીનને શરૂઆતના સ્થાને મૂકી અને ભૂંગળું લઈ આખી થાળને ફેરવતાં ફેરવતાં મોટેથી એ ગાવા લાગ્યો.

'મેરી પાસે એક નાનું ઘેટું હતું એનું ઊન બરફ જેવું સફેદ હતું...'

ફરી પૂરી કરી એડિસને પીનને શરૂઆતના બિંદુએ પુનઃ મૂકી, થાળીને પાછી ફેરવવા માંડી.

તરત જ પેલી ફરતી થાળીમાંથી એનો અવાજ ગૂંજવા લાગ્યો, 'મેરી પાસે એક નાનું ઘેટું હતું.' આખો ઓરડો સ્તબ્ધ બની ગયો હતો ને માત્ર થાળીનો જ અવાજ ગૂંજતો હતો. કારીગરોના હૃદયના ધબકારા વધી ગયા હતા. હથેળીમાં પરસેવો વછૂટ્યો હતો અને એમના શ્વાસ બંધ થઈ ગયા હતા. કેટલાકે તો ભયને દૂર રાખવા ક્રૂસની નિશાની કરી એડિસનને પણ સહેજ ક્ષોભ થતો હતો. ગ્રામોફોનનો જન્મ થઈ ચૂક્યો હતો!

[ વધુ આવતે અંકે ]

એ જ પ્રમાણે રોજગારી પણ કોઈ એક જ્ઞાતિ કે વર્ગની અનામત ન હોવી જોઈએ. આ માત્ર નીતિનો જ પ્રશ્ન નથી, આર્થિક કાર્યક્ષમતા સાધવાનો પ્રશ્ન પણ છે.

વળી, આર્થિક પરિસ્થિતિની અસમાનતા, સંઘર્ષ અને સામાજિક અસંતોષને પોષે છે. સમાજવાદી સિદ્ધાંતોમાં નહિ માનનાર પુરાણી પેઢીના અર્થશાસ્ત્રીઓ પણ આ હકીકત સ્વીકારે છે. માર્શલે લખ્યું છે: 'કારમી કંગાલિયતની સાથે સાથે જ વિપુલ સંપત્તિના અસ્તિત્વ માટે કોઈ નૈતિક ભૂમિકા નથી. ઘણીવાર દર્શાવવામાં આવે છે તે કરતાં ઓછી હોય તો પણ સંપત્તિની અસમાનતા, આપણી અર્થવ્યવસ્થાની ગંભીર ક્ષતિ છે.' અમેરિકન અર્થશાસ્ત્રી ટોસીગ તો આથી પણ ઉગ્ર વિચાર ધરાવે છે. અલબત્ત, કરવેરા કે બીજા માર્ગોએ આવી અસમાનતાનું નિવારણ કરતી વખતે પણ, પ્રોત્સાહનનો ગૂંચવણભર્યો પ્રશ્ન ધ્યાનમાં રાખવો જ પડે છે. પરંતુ નાણાકીય વળતર એ જ કાંઈ એક માત્ર પ્રોત્સાહન નથી. આમ છતાં ઘણુંખરું કામ લોકોને રસ પડે એવું હોતું નથી અને તેથી કામને વળતરની સાથે સાંકળવું રહે છે.

સંપૂર્ણ સમાનતા અસાધ્ય હોય એટલું જ નહિ, અનિચ્છનીય પણ છે. કમાણીનો સંબંધ, સામાજિક ઉત્પાદનમાં આપેલા હિસ્સાની સાથે હોવો જ જોઈએ. સોવિયેટ રશિયામાં પણ વળતરની સમાનતાના સિદ્ધાંતનું ચુસ્તપણે યા એકસરખું પાલન કરવામાં આવતું નથી. ગાંધીજીએ કહ્યું છે તેમ વહેંચણી સમાન નહિ પણ વાજબી હોવી જોઈએ અને સમાનતાનો સિદ્ધાંત, અત્યારે પ્રવર્તતી, કેટલીક ઊડીને આંખે વળગે એવી અસમાનતાઓ અને અર્થહીનતાઓ ચલાવી લે નહિ.

સમાનતા આવશ્યક છે એ ખરું પરંતુ એ પણ મર્યાદાઓને આધીન એવો એક સિદ્ધાન્ત છે. દા. ત. જ્યાં તમામ પરાધીન હોય યા તમામ આઝાદ હોય ત્યાં સમાનતા સંભવી શકે; ગરીબાઈમાં તેમજ સમૃદ્ધિમાં પણ સમાનતા હોઈ શકે. ધોરણ નીચું ઉતારવા સિવાયના અન્ય માર્ગોએ પણ અસમાનતા નિવારી શકાય છે. પરંતુ ઘણા લોકો ધોરણ ઊંચું ચડાવવાને બદલે એ નીચું ઉતારવાનો આગ્રહ શા માટે રાખે છે એ હું સમજી શકતો નથી. અહીં પેલા બે ઝઘડાળુ છોકરાની વાત યાદ આવે છે. એકને ખાડામાં ઊભો રાખી કહે છે, 'હું તારા કરતાં ઊંચો છું.' આ વૃત્તિ આપણા સામાજિક વિચારમાં છાઈ ગઈ છે. આર્થિક તકો વિશાળતર બનાવવાનું કામ ઘણી રીતે—મિલકતના પ્રસારણ દ્વારા ઔદ્યોગિક કારખાનાંઓના વિકેન્દ્રીકરણ દ્વારા અને રાજદ્વારી સત્તાના વિતરણ દ્વારા—થઈ શકે એમ છે. વળી, થોડાક માણસોના હાથમાં આર્થિક સંપત્તિની જમાવટ થતી અટકાવીને અને વધુ લોકોમાં રાષ્ટ્રીય આવકનું પ્રમાણ વધારીને અસમાનતા ઓછી કરી શકાય અને કરવી જોઈએ. દા. ત. આવકની માત્ર પુનર્વહેંચણી કરીને નહિ પરંતુ કુલ ઉત્પાદન વધારીને અમેરિકા સામાન્ય માનવીની સુખાકારી વધારી શક્યું છે. આપણી અત્યારની પરિસ્થિતિમાં તો આપણે આપણી ગરીબાઈ વહેંચી શકીએ એમ છીએ—નહિ કે સમૃદ્ધિ. આથી અત્યારે તો આપણે આમદાની વધારવા પર અને સાથે સાથે તેની વાજબી વહેંચણી પર જોવું રહે છે.

આર્થિક વિટંબણાઓ અને ખામીભરી સામાજિક વ્યવસ્થાને કારણે પ્રગટેલી હતાશાને પરિણામે કેટલાક દેશોમાં લોકો લોકશાહી કાર્યપદ્ધતિ સંબંધમાં અધીરા બન્યા છે એ જ કાંઈ, લોકશાહીની વિરુદ્ધ જાગેલા પ્રત્યાઘાતો માટેનો ખુલાસો નથી. સત્તા અને સ્થાન માટે નેતાઓની અંગત પડાપડી, વહીવટીતંત્રમાં સગાવાદ અને સડો, લોકોની ગંભીર મુશ્કેલીઓ પ્રત્યે સત્તાધીશોની ઉદાસીનતા અને બેદરકારી—આ સર્વ લોકશાહી નેતાગીરીમાં અને પદ્ધતિમાં લોકોનો વિશ્વાસ ખોવામાં કારણભૂત બને છે. મહત્ત્વાકાંક્ષી વ્યક્તિઓ અને ટોળકીઓ લોકોના અસંતો-

પનો લાભ ઉઠાવવા અને પોતાના સ્વાર્થ માટે સરકારી તંત્ર હસ્તગત કરવા હમેશાં તૈયાર જ હોય છે લોકોને સમજાવવા, અને કેળવવા કરતાં એમના મિથ્યાભિમાનને પંપાળવા જેવું અને એમના આવેશને ઉશ્કેરવા જેવું સહેલું કામ બીજું કોઈ નથી.

ઘણીવાર માત્ર સ્વરૂપમાં જ લોકશાહી હોય એવી સરકારોની નિર્બળતાઓ અને નિષ્ફળતાઓથી નિરાશ અને ક્રોધિત બનેલા લોકો, પોતાના સામાજિક અને આર્થિક અનિષ્ટો માટે ઝનૂની ઉપાયો તરફ આકર્ષાય છે. કેટલાક લોકો 'ઉપકારક સરમુખત્યારશાહી' ઝંખે છે પરંતુ ઇતિહાસના અનુભવે બતાવી આપ્યું છે કે, કોઈ સરમુખત્યારશાહી અથવા આપખુદ સત્તા, સાચા અર્થમાં 'ઉપકારક' હોઈ શકે નહિ. બેજવાબદાર સત્તા અને અધિકાર ધરાવતી કોઈ પણ વ્યક્તિ, પોતાનો સ્વાર્થ સાધવા માટે અને પોતાની સત્તા ટકાવી રાખવા માટે એનો ઉપયોગ કરવા લલચાવાની જ. સરમુખત્યારશાહી દેશોમાં કોઈ પણ એક પક્ષ કે જુથ સત્તા કબજે કર્યા પછી, લોકમત યા ચૂંટણી દ્વારા જનતાના સ્વતંત્ર નિર્ણયને તાબે થવા કદી તૈયાર હોતું નથી એને બીજા બળવા દ્વારા જ સ્થાનભ્રષ્ટ કરી શકાય છે.

સરમુખત્યારવાદી સરકારની અસર લાંબા ગાળે, કદીયે, ઉપકારક અથવા પ્રગતિકારક હોઈ શકે નહિ. સરમુખત્યારશાહી કેટલીક ઉપરછલ્લી મુશ્કેલીઓ હાથ ધરી શકે અને કામચલાઉ નિવારી શકે પરંતુ ઊંડાં મૂળ ઘાલી બેઠેલાં અનિષ્ટો યોગ્ય રીતે નાબૂદ કરી શકે નહિ. વટહુકમો અને લશ્કરી અદાલતો દ્વારા આસમાને ચડેલા ભાવો નીચા લાવવાનું અને નફાખોરી તથા સંઘરાખોરી અટકાવવાનું કદાચ જરૂરી બને ખરૂં પરંતુ એ કંઈ આર્થિક અનિષ્ટોનો કાયમી ઉકેલ નથી.

આવી પદ્ધતિઓ દ્વારા માત્ર બાહ્ય ચિહ્નોનો જ ઉપચાર કરવામાં આવે છે પરંતુ મૂળ રોગ ચાલુ રહે છે અને બીજા સ્વરૂપે દેખા દે છે. કમનશીબે સામાજિક સુખસમૃદ્ધિ સિદ્ધ કરવાનો કોઈ ટૂંકો માર્ગ નથી. પ્રગતિનો માર્ગ અનેક નિરાશાઓ અને નિષ્ફળતાઓથી ભરપૂર અને વિકટ છે. આ સર્વ ઉપરાંત સરમુખત્યારશાહી ભાવનાત્મક જીવનને હણે છે. સરમુખત્યારવાદી શાસન અસહિષ્ણુતા અને ઝનૂનવાદ તરફ દોરી જાય છે અને લોકોની ગુણવત્તા ઘટાડે છે. છેવટે લોકશાહી એ માત્ર સરકારી તંત્રની કોઈ એક પદ્ધતિ જ નથી, એ એક જીવનરીતિ પણ છે. એ માત્ર લોકોના શુભ માટે જ નથી, એમના સંતોષ માટે પણ છે. લોકશાહી તંત્રની પ્રક્રિયા શિક્ષણપ્રધાન છે અને તેથી મહત્વની છે. લોકશાહીના આદર્શ અને ઉદ્દેશો સિદ્ધ કરવાનો પુરુષાર્થ કરવામાં, માનવી શક્તિ પ્રાપ્ત કરે છે અને ઉચ્ચતર સ્તરે ચડે છે.

લોકશાહી પ્રક્રિયાઓ કંઈક મંદગતિ અને આંટીઘુટીભરી લાગે છે, પરંતુ એમ હોવું અનિવાર્ય નથી. બે વિશ્વયુદ્ધોએ બતાવી આપ્યું છે કે, એકવાર જો લોકશાહી તંત્રો જાગૃત બને અને પડકાર ઝીલી લેવાનો નિર્ધાર કરે તો તેઓ સંગઠિત થઈ શકે છે અને વધુ અસરકારક મનાતી રાજાશાહી કે સરમુખત્યારશાહી પદ્ધતિનો પરાભવ કરી શકે છે. જો કોઈ વિશિષ્ટ ઉદ્દેશો માટે આમ થઈ શકે તો, વિધેયાત્મક હેતુઓ માટે શા માટે ન થઈ શકે અને શા માટે કરવું જ જોઈએ?

વળી સરમુખત્યારવાદી પદ્ધતિઓ દ્વારા હાંસલ કરાયેલી ઝડપી સિદ્ધિઓ વિષેના દાવા, જેમના તેમ સ્વીકારીએ તે પહેલાં, એની કાળજીભરી ચકાસણી કરવી જરૂરી છે. આ કેટલીક સિદ્ધિઓના દાવા સદંતર અતિશયોક્તિભર્યા હોય છે. સામ્યવાદી દેશોએ કેટલીક નોંધપાત્ર સફળતા મેળવી છે એનો ઇન્કાર થઈ શકે એમ નથી પરંતુ આ સિદ્ધિઓનું મૂલ્યાંકન કરતી વખતે આપણે માત્ર સમયનું જ નહિ પરંતુ માનવીયતત્ત્વ પણ ગણનામાં લેવાનું છે. આપણે માત્ર પદ્ધતિનો જ નહિ પરંતુ આ પરિવર્તનો પાછળના

ઉદ્દેશો અને ભાવનાનો પણ વિચાર કરવાનો છે. બીજા શબ્દોમાં કહીએ તો વ્યક્તિ સ્વાતંત્ર્ય, માનવ-ગૌરવ અને સ્વાભાવિક સામાજિક સંબંધોના રૂપમાં કેટલી કિંમત ચૂકવીને આ પરિણામો હાંસલ કરવામાં આવ્યાં છે એ પ્રશ્ન આપણે આપણી જાતને પૂછવાનો છે. શું આપણે માનવીય અને નૈતિક મૂલ્યોની ગણના કર્યા સિવાય આ પરિણામો વિચારવાં જોઈએ? શું આપણે સાધનોની ગણના કર્યા સિવાય સાધ્ય વિષે વિચારવું જોઈએ? જો આપણે માત્ર મુઠ્ઠીભર લોકોથી ચલાવાતાં માનવયંત્રો બની જવા તૈયાર હોઈએ તો તે જુદી વાત છે. પરંતુ જો આપણે આપણા અર્થકારણનું ઘડતર કરવાની જ નહિ, માનવને ઉચ્ચતર સ્તરે ચડાવવાની ઇચ્છા રાખતાં હઈશું તો આપણે બીજા માર્ગો અપનાવવા પડશે, આખરે આયોજન માનવ આયોજન માટે નથી.

કદાચ અરાજક, સ્વાર્થી, બેપરવા મૂડીવાદી સમાજ અને એક નિયંત્રિત, નિર્દય, અમલદારી સરમુખત્યાર-વાદી વ્યવસ્થા, આ બેની વચ્ચેનો માર્ગ શોધવાનું કામ સહેલું નથી. પરંતુ આપણે જે પડકાર ઝીલવાનો છે તે આ જ છે. રાજકીય વિકાસ અને આર્થિક સંબંધોની આજની મધ્યવર્તી સમસ્યા, સ્વાતંત્ર્યની સાથે સત્તાનો સમન્વય કેમ સાધવો અને સામાજિક ન્યાયની ખાતરી મળી રહે એની સાથે વ્યક્તિની કાર્યશક્તિ અને સાહસને ઉત્તેજન કેવી રીતે આપવું એ શોધી કાઢવાની છે. વાસ્તવમાં આપણે સ્થિરતાની સાથે વિકાસ ઇચ્છીએ છીએ, આવી સ્થિરતા, કાયદા અને વ્યવસ્થાની દૃષ્ટિએ તેમજ રાષ્ટ્રિય સંરક્ષણની દૃષ્ટિએ સલામતી બક્ષી શકે, ન્યાય કરી શકે તથા સામાજિક અને આર્થિક તકોનું ક્ષેત્ર વિસ્તારી શકે એવું રાજ્ય જ પૂરી પાડી શકે. પરંતુ વિકાસ તો, આયોજનના વિશાળ માળખામાં રહીને 'પોતાની ઇચ્છા પ્રમાણે વાપરવાની, માલિકી ધરાવવાની, પહેલ કરવાની, અને પ્રયોગ કરવાની તથા પોતાનાં આર્થિક હિતો વધારવા માટે મંડળો રચવાની તકો ધરાવતી હોય' એવી વ્યક્તિઓની ગતિશીલ કાર્યશક્તિ દ્વારા જ સાધી શકાય.

આ તમામ બાબતોમાં રાજ્યની સંમતિ માટે હમેશાં રાહ જોઈ રહ્યા સિવાય વર્તવાની વ્યક્તિને તક હોવી જોઈએ. હકીકતમાં લોકશાહી સરકારનાં પ્રાથમિક પૈકીનું એક કાર્ય, વ્યક્તિની કાર્યશક્તિને ઉત્તેજન આપવાનું અને એ કાર્યશક્તિનો ઉપકારક રીતે ઉપયોગ કરવા માટેની તકો નિર્માણ કરવાનું હોવું જોઈએ. કારણ કે તંદુરસ્ત અને પ્રગતિશીલ સમાજને જેટલી જરૂર આયોજન અને નિયંત્રણની છે તેટલી જ જરૂર વ્યક્તિની અને જૂથની કાર્યશક્તિની છે. આવી પહેલ કરવાની કાર્યશક્તિ વિના સ્થગિતતા આવી જાય અને આયોજન વિના અરાજકતા આવી જાય.

[ આકાશવાણીના સૌજન્યથી ]

✶

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**મુશાયરાની કથા :** હરીન્દ્ર દવે. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **પ્રજા અને પોલીસ :** પ્રભુદાસ પટવારી. પાનાં ૩૨. રૂ. ૦/૪૦.—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ ૧. **કલાપીનો કેકારવ :** પાનાં ૫૧૨+૧૭૬+૭૨. રૂ. ૧૦/— પુસ્તકાલય મંડળ, વડોદરા. **ઘડી :** માર્તંડ શિ. પંડ્યા. પાનાં ૧૫૨. રૂ. ૩/— મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **તળાવડીને આરે :** મરવિન સ્કીપર. અનુ. નાનક મેઘાણી : મહેન્દ્ર મેઘાણી. પાનાં ૧૦૭. રૂ. ૧/૫૦. સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર.

✶

રામનારાયણ ના૦ પાઠક

# સંભારણાં

સૌરાષ્ટ્રનો અલગ વિકાસ થતો હતો ત્યારે પંચાયત અધિકારીઓનું કામ સામાજિક કાર્યકરોએ ઉપાડી લીધેલું. આ પ્રસંગોના લેખક ગુજરાતી સાહિત્યમાં ખૂબ જાણીતા છે તેમણે પણ એ કામ કરેલું તેની ફોરમ આ ચાર સ્મરણ-પ્રસંગોમાં મહેકે છે........

સમુદ્ર કિનારે દિવાસા ગામ. નાનકડું અને સુંદર. આયરની મુખ્ય વસ્તી. આગેવાનમાં જ કુસંપ. સાઠ વર્ષનાં જૂનાં વેર હતાં. એક ઘટાદાર વડલા નીચે બેઠક મળી. પંચાયતનું ઉદ્‌ઘાટન થવાનું હતું. શાંત, સ્વસ્થ વાતાવરણમાં સભા શરૂ થઈ. પંચાયત એટલે ગ્રામસ્વરાજ, પંચાયતરાજ એટલે રામરાજ એ ભાવના સુદૃઢ થાય તેવાં પ્રવચનો થયાં. પણ પાયામાં જોઈતી સંપની ભાવનાની જ ખામી હતી. ઉપર ઉપરથી સરસ, રૂપાળું લાગતું વાતાવરણ અંદરખાને ધગી રહ્યું હતું. હરિજનોની વસ્તી મોટી હતી. તેમાં પણ ગામના કુસંપનો પડઘો પડ્યો.

થોડીવાર ગંભીર શાંતિ પ્રસરી રહી, ગમે તેવા આંતરિક ઝઘડામાં પડેલા છતા ભોળા અને ઉદાર ગામડીઆ ભાઈઓ ઊભા થયા. વારાફરતી બોલ્યા : ' આજથી અમે અમારાં વેર ભૂલી, સાથે મળીને કામ કરશું. ગામના ભલા માટે એક બનીને કામ કરશું. '

આ શબ્દોની ચમત્કારિક અસર થઈ. સામસામાં ભેટાડ્યા અને ગ્રામજનોમાં એક પ્રકારનો ઉત્સાહ અને આનંદ છવાઈ રહ્યો. એ દૃશ્ય અદ્‌ભુત હતું, અલૌકિક હતું. પંચાયતરાજની સ્થાપના થઈ. સંઘ અને સહકારના પાયા ઉપર ગ્રામસ્વરાજની ઇમારત ચણવાનો સર્વ ગ્રામજનોએ એકમતે નિર્ણય કર્યો. વરસોજૂનાં વેર ભુલાયાં. એ આગેવાનોના વેરને કારણે ગામમાં પડેલા બે પક્ષો સંધાયાં. બાજુનાં બે ચાર ગામો. ઉપર પણ તેની અસર પડી અને તેની સુવાસ દૂર દૂર લાંબા સમય સુધી પ્રસરી રહી.

*

સોરઠ જિલ્લાના માળિયા તાલુકાના ભંડૂરી ગામે એક જ વેપારીની આપખુદીથી આખા ગામને હેરાનગતિ થતી હતી. ગામમાં કણબીઓ ને આયરની મુખ્ય વસ્તી હતી. વેપારીઓનાં થોડાં ઘર હતાં. પણ તેમાં એક વેપારી માથાભારે હતો. અમલદારોમાં તેની લાગવગ હતી. એ એક માણસ ધારે તેમ ગામને રંજાડી શકતો. પંચાયતમાં તેને ગ્રામજનોએ ન ચૂંટ્યો. તેને પોતાને સરપંચ થવાની હોંશ હતી. એના વિનાની પંચાયત ન સંભવે એવું એને ગુમાન હતું. તાલુકાના અમલદારોની પણ એવી જ માન્યતા હતી. ગ્રામજનોએ એ ભાઈને પડતા મૂક્યા. બસ, પંચાયતનાં કામોમાં એ આડા આવવા લાગ્યા. ગામમાં બે પક્ષ પડાવ્યા. એકને પોતાના હાથમાં લીધો. અને પંચાયતનું કામ અટકી પડે તેવી સ્થિતિ ઊભી કરી. ખાતરનો ઇજારો આપવાના પ્રશ્ન પર એમણે ભંગાણ પડાવ્યું. ફરિયાદ જૂનાગઢ જિલ્લા પંચાયત કચેરીએ પહોંચી.

હું બપોરના ત્રણેક વાગ્યે માળિયા ઊતર્યો ચાર માઈલ ચાલીને અમે ભંડૂરી પહોંચ્યા. સરપંચ શ્રી કાનજીભાઈ પટેલને ઘેર ગયા. તેઓ તકીએ અઢેલીને નિરાંતે બેઠા હતા. અમે આંગણામાં થઈને ઓસરીની કોર પાસે ઊભા રહ્યા એટલે તેમણે બેઠાં બેઠાં જ પૂછ્યું :

' ક્યાંથી આવો છો ? '

' જૂનાગઢથી. '

' શું કામે નીકળ્યા છો ? '

' પંચાયતના કામે. '

આટલી વાત થઈ છતાં પટેલનાં પેટનું પાણી હાલ્યું નહીં. તેઓ નિરાંતે હોકાની ઘૂંટ લઈ રહ્યા એટલે શ્રી મૂળજીભાઈથી ન રહેવાયું અને તેમણે પરિચય આપતાં કહ્યું : ' આ આપણા જિલ્લા પંચાયત અધિકારી. '

નવાબી હજી તાજી જ ગઈ હતી. અમલદારોનું નામ પડતાં જ લોકો ભડકી ઊઠતા. પટેલ હોકો બાજુ ઉપર મૂકીને ઊભા થઈ ગયા. સામે આવી પગમાં પડ્યા અને અર્ધા અર્ધા થઈ જતાં બોલ્યા : ' અમે તો

પટેલને સારી રીતે જાણતા હતા. બેગમસાહેબના ખાસ માનીતા, જમણા હાથ જેવા, ગામના સવાઈ સરકાર એ ગણાતા. અમારી વાત ચાલે છે એટલામાં શાળાના દરવાજા બહાર એક બે માણસોને અમે ઊભેલા જોયા. મારા મદદનીશને મોકલીને એમને અંદર બોલાવ્યા. તેઓ ડરતા ડરતા આવ્યા. તદ્દન નજીક બોલાવ્યા એટલે તેમને થોડી હિંમત આવી.

'કેમ, શું કામ છે ભાઈ, બોલો!'

'સા'બ, ચોરામાં પાંચસો માણસ બેઠું છે. આપની વાટ જુએ છે.'

મેં પટેલ સામે જોયું. તેમનો ચહેરો ઝાંખો પડ્યો. નીચે જોઈ ગયા અને પછી થોથરાતી જીભે બોલ્યા :

'મારા એક બે વિરોધી ગામમાં છે, એણે કાવતરું કર્યું લાગે છે.'

'કાવતરું તો તમે આખા ગામ સામે કર્યું છે.' સહેજ રોષભર્યા અવાજે મારાથી બોલી જવાયું. 'ચાલો આપણે ચોરામા જઈએ.' સૌ ઊઠીને ચોરામાં ગયા. ત્યાં ગ્રામસભા મળી હતી. સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં હતાં.

પંચાયતરાજની સમજ આપ્યા બાદ જે યાદી શાળામાં મને મળી હતી તેની ઉપર મત લેવાનું શરૂ કર્યું. પહેલું નામ સરપચ તરીકે મને યાદી આપનાર પટેલનું હતું. તેમના નામ ઉપર મત લેવાયા. કોઈ કશું બોલ્યું નહીં. એક પણ હાથ ઊંચો થયો નહીં. બીજું નામ તેમના જ જેવા માથાભારે પટેલનું હતું. એની પણ એ જ વલે થઈ. સરપંચ તરીકે જે વ્યક્તિ પસંદ થાય તેણે પોતાના ધંધાનો વિચાર પછી કરવો પડશે, કુટુંબનો વિચાર પાછળ રાખવો પડશે. પંચાયતનાં કામોનો વિચાર પ્રથમ કરવો પડશે. ગામ એ જ એનું કુટુબ ગણવું પડશે. તે હિંમતવાન, પ્રમાણિક અને સેવાભાવી હોવો જોઈએ. સૌને સાચવી લેવાની આવડત અને બીજાના કામની કદર કરવા જેટલી નમ્રતા હોવી જોઈએ. આટલી વાત કર્યા બાદ એવું કોઈ નામ રજૂ કરવાની ગ્રામસભાને મેં વિનંતી કરી. એટલે ગામના એક પરગજુ વેપારીનું નામ એક ગ્રામવાસીએ મૂક્યું. તેના ઉપર મત લેવાયા. આખી સભાએ હાથ ઊંચા કર્યા. સર્વાનુમતે તેમને સરપંચ તરીકે ચૂંટી કાઢેલા. એ ભાઈ કોણ છે તે જાણવા મેં નજીક આવવા કહેલું પણ તેઓ દૂર એક ખૂણે બેઠેલા ત્યાં જ ઊભા થયા અને બોલ્યા : 'સા'બ, મારું એ ગજું નહીં. આપ બીજા કોઈને પસંદ કરો.'

'નહીં, તમારે ગામનું માન રાખવું જોઈએ. તમને સર્વાનુમતે ચૂંટ્યા છે. તમારા ઉપર ગામનો જે પ્રેમ છે તેનો તમારે સ્વીકાર કરવો જોઈએ.'

તેમની બીજી મૂંઝવણ મારા ધ્યાનમાં આવી પણ તેનો નિકાલ પાછળથી કરવાનું વિચારી બીજું નામ મૂકવા સૂચના કરી. આમ સરપંચ અને સભ્યોની પસંદગી એ રીતે જ સર્વાનુમતે થઈ. છેલ્લે પેલા પટેલને ઉદ્દેશીને બે શબ્દ મેં કહ્યા : 'આજ સુધી પટેલ બેગમ સરકારના પ્રતિનિધિ તરીકે ગામના આગેવાન ગણાતા હતા. નવાબનું રાજ્ય ગયું તેની સાથે જ એ સત્તા ગઈ. પણ હવે પછી સ્વરાજ સરકારમાં પણ જેઓ ઉપરની સત્તાના પ્રતિનિધિ તરીકે ગ્રામજનો ઉપર પોતાની સત્તા ચલાવવા ઇચ્છશે તે સાચા આગેવાન નહીં ગણાય. જેઓ ગામની સેવા કરીને, ગ્રામજનતાનાં હૃદય જીતશે તેઓ જ ખરા આગેવાન ગણાશે બહુમતીને જોરે મેળવેલા મતાધિકારથી ગામ ઉપર સત્તા ભોગવવા માગશે તેઓ પણ ગામના પ્રેમપાત્ર નહીં બને પટેલે હવે પછી ત્રણ વર્ષમાં તેમને સર્વાનુમતે ગામ પસંદ કરે તે રીતે સેવા કરીને સાચી આગેવાની પ્રાપ્ત કરવાની છે.'

ચૂંટણી પતાવીને હું જૂનાગઢ ગયો ત્રીજે દિવસે જિલ્લા પંચાયત કચેરીએ સરપંચ, ઉપસરપંચ અને બે સભ્યો આવ્યા. તેમણે સહેજ ભય સાથે કહ્યું :

'આપે અમને ચૂંટ્યા.'

'મેં નહીં, ગામે તમને ચૂંટ્યા.'

'જી હા, એમ ગણો પણ અમને બહુ દુઃખ પડશે.'

'શાનું દુઃખ ?'

'એ લોકો ગુંડાગીરી કરશે. રંજાડ કરશે. ગામના કામમાં સાથ નહીં આપે'

'તો જોયું જશે. મને વિશ્વાસ છે કે સાથ આપશે.' મેં કહ્યું : 'તમે એક વાત સમજી લો કે આવા લોકો પવન ફરે તેમ સઢ ફેરવનારા હોય છે.'

'અમે એક કામ કરવા ધાર્યું છે નદી સુધીનો રસ્તો ગામના ગાડાં જોડાવી, જાતમહેનતથી તૈયાર કરવો છે. અમારી ચાર હજારની પંચાયતની ગ્રાંટમાંથી પૈસો ખરચવો નથી પણ એ લોકો આમાં આડા આવશે.'

'શ્રદ્ધા રાખો. ગામમાં સાદ પડાવી બને તેટલા વધારે ગાડાં જોડાવો. ખેતી વિનાના ભાડે કરાવે, મજૂરો જાતે આવે. મને વિશ્વાસ છે કે તેઓ સાથ આપશે. છતાં નહીં આપે તો તેનો બીજો રસ્તો વિચારશું. ગ્રામજનતા પાસે એવું એક અમોઘ શસ્ત્ર છે સામાજિક બહિષ્કારનું. પણ એ જલદ હથિયાર છે. વાપરતાં ન આવડે તો પોતાનો જ નાશ કરે. એમાં પ્રેમ, વિવેક અને નમ્રતા જોઈએ.'

તેઓ ગયા. અમાસનો કાર્યક્રમ પતાવી બીજને દિવસે ફરી કચેરીએ આવ્યા. સરપંચના ચહેરા ઉપર આનંદ તરી આવતો હતો. તેમણે ઉત્સાહજનક ભાષામાં કહ્યું : 'આપની વાત સાચી ઠરી. પટેલે સૌની પહેલું ગાડું જોડયું. તેમના મિત્રો પણ સાથે આવ્યા. નદી સુધીનો રસ્તો અમે બે દિવસમાં તૈયાર કર્યો. રૂપિયા આઠસોનું કામ કર્યું. અમે એવું ધાર્યું ન હતું. જાણે જૂના વખતના પટેલ જ નહીં!'

'હવે તમને બીજાં કામોમાં પણ એવો જ ઉત્સાહ રહેશે. ગામના સૌ ભાઈઓએ પણ તેમના પ્રત્યે પ્રેમ અને માન રાખવાં એટલે તેનો પડઘો પડયા વિના નહીં રહે.'

આ પછી એક વર્ષમાં જ, ચોકી ગામથી સ્ટેશન જવાના માર્ગમાં જ ચોમાસે મોટા ખાડા પડતા અને અંધારામાં વાહનો અને ઉતારુઓને હાલાકી નડતી તે રસ્તો જૂજ ખર્ચે ગામ સમસ્તના સહકારથી જાતમહેનત કરીને દુરસ્ત કરાવ્યો, દીવાબત્તી પણ મૂકાયાં. ગામમાં સંપ અને સહકાર વધ્યાં.

*

પોરબંદરથી દ્વારકા જવાના માર્ગ ઉપર દરિયા કિનારે આવેલું મિયાણી ગામ હર્ષદ માતાના મંદિરને કારણે તીર્થધામ ગણાય છે અને તેનું એ કારણે મહત્ત્વ છે. મિયાણીના મહેર આગેવાન ઓધડ પટેલ આખા બરડા પંથકમાં એક જોરાવર આદમી તરીકે જાણીતા હતા. મને ઓધડભાઈની શક્તિ માટે માન હતું. તેઓ ધાર્યું કામ કરી શકે અને કરાવી શકે તેવા હતા. પરંતુ તેમની આ શક્તિ લોકોપકારક બનશે કે કેમ તે વિષે મારા મનમાં શંકા હતી. એ વાત છએક મહિના ચાલ્યા કરી. આખરે હિમ્મત કરીને ઓધડભાઈની ચૂંટણી થઈ. મિયાણી ગામે તેમને સર્વાનુમતે પસંદ કર્યા. અમારો સંદેહ ચાલ્યો ગયો. શ્રી ઓધડભાઈએ ગામના હિતાર્થે કેટલાંક કામો આદર્યાં અને પૂરાં કરાવ્યાં. જે શક્તિ જુદે માર્ગે વળેલી હતી તે પંચાયતની સ્થાપના થતાં અને લોકોનો સહકાર મેળવી ગ્રામ ઉન્નતિનાં કામે લગાડતાં ઉપયોગી નીવડી. માત્ર એવી શક્તિઓને કાબૂમાં રાખીને તેને સન્માર્ગે વાળવા માટે કોઈક વિશિષ્ટ એવી નિઃસ્વાર્થ ભાવના, એવી શક્તિશાળી વ્યક્તિ ઉપરનો વિશ્વાસ, સમય આવ્યે તેને પારખવાની કુશળતા જોઈએ. કારણ કે એવી શક્તિ ગામ આખાને દોરી શકે તેમ ડારી પણ શકે. ગ્રામહિતનાં કામો આગળ પડીને કરી શકે, તેમ તેમાં રૂકાવટ પણ કરી શકે. પંચાયતરાજમાં સૌથી મોટું ભયસ્થાન આવી શક્તિશાળી વ્યક્તિઓ હોય છે. એવી બે કે વધારે વ્યક્તિઓ જ્યાં હોય ત્યાં પક્ષો પડે છે અને દેશના તથા દુનિયાના રાજકારણની પેઠે ગામડાંમાં પણ પંચાયતને કારણે દલબંધી, ઇર્ષા, દ્વેષ, વગેરે વધી જાય છે. ગામનો સંપ તૂટે છે અને પ્રગતિ રુંધાય છે.

['વિકાસ'ના પંચાયત અંકમાંથી સાભાર ટૂંકાવીને]

*

'સુમંગલા' યોજીત

# ગૃહમંગલ

સામાજિક ધોરણે કામ કરતી વ્યક્તિઓમાં કંઈક અંશે જાસુસી કરવાની વૃત્તિ વધુ દેખાઈ આવે છે. તેની હરોળમાં બેસે એવી વ્યક્તિ હોય તો તો ખલાસ જ. પછી તો નાની કહેવાય તેવી વ્યક્તિને પણ તે છોડતાં નથી.

મુખ્ય વ્યક્તિથી માંડીને સાચા જૂઠી સાંભળવાની શરૂઆત થઈ જાય છે. કોણ કોની સાથે વાત કરે છે, શું વાત કરે છે, તેનું વર્તન કેવું છે, વિગેરે વિગેરે નાની નાની બાબતો પણ ધ્યાન પર આવતી હોય છે. જાસુસીવૃત્તિને કારણે પક્ષ–વાડા પડી જાય છે.

કેટલીકવાર આ તીક્ષ્ણ નજર વ્યક્તિના માનસ સમજવામાં મદદ કરે છે. પરંતુ તે જો એક જ દૃષ્ટિથી જોવાતું હોય તો ઉલ્ટું બૂરું કરે છે. જીવનમાં દરેક વ્યક્તિને કેટલીક છૂટછાટ જોઈએ છે. એના ઉપર સખ્ત કાબૂ રાખવા જતાં અંદરનો ઉશ્કેરાટ વધે છે. અને જે વસ્તુની ના પડાય તે વસ્તુને છાના કરવાની ઈચ્છા જાગૃત કરે છે, જેને કારણે શું બને છે? મુખ્ય વ્યક્તિથી ડરે ખરાં પણ તેમની આંખમાં ધૂળ નાખીને પોતાનું ધાર્યું કરવાની વૃત્તિ પેદા થાય છે. ન કલ્પી શકીએ તેવું પરિવર્તન—બાળક હોય કે મોટા હોય—તેમનામાં એકાએક આવે છે.

મા–બાપ પણ પોતાના બાળકથી અતડાપણું રાખે, તેની સાથે એક થવા પ્રયત્ન નહિ કરે તો તે બાળક બીકનું માર્યું છૂપાવવા પ્રયત્ન કરશે. દરેક માબાપે સજાગ રહી પોતાના બાળકના મિત્ર થઈ રહેવાની જરૂર છે.

આ જ રીતે નિરાધાર બાળકોની માતા કોણ?—તે પ્રશ્ન પણ ઉદ્ભવે. જેના આશ્રયે જે આવીને રહ્યું છે તે જ તેની માતા છે નાનપણથી માતાનો પ્રેમ ખોઈ બેઠેલું બાળક લાગણીનું ભૂખ્યું હોય છે. તેને તમે થોડી લાગણી બતાવશો તો તે બહેકી નથી જવાનું પણ જરૂર તમારી સાથે રહી તમારી મદદથી, તમને પૂછીને આગળ ડગ ભરવા પ્રેરાશે. તેનામાં પોતાનું જ ઘર છે એ ભાવના જાગૃત થશે. અરે પછી તમે ધારશો તેવાં બાળકો તૈયાર કરી શકશો.

બાળક હમેશાં જેવું જુએ છે તેવું શીખે છે. તમે બધા સંપથી રહેશો તો તેઓ પણ તે ભાવના કેળવશે. એક બીજાની ઈર્ષા કરી પક્ષ પાડશો તો નાનાં ભૂલકાંઓ પણ તેમનામાં પક્ષ પાડશે. બધા એક છીએ એ ભાવના પણ તો જ સાબિત થશે.

## માનિનીનાં માન

મદભરી ફુલાંટ સવિતાને એક ગરીબ ખચરવાળ કુટુંબમાં પરણાવી. સાસુ, જેઠ, નણંદ, દિયર એમ ભર્યુંભાદર્યું કુટુંબ હતું. જ્ઞાતિમાંથી છોકરી લેવી હોય તો ઠીક પૈસા આપવા પડતા. અને એ જ વખતે કોઈ એક દૂરના સંબંધી મારફત સવિતાનું માગું આવ્યું. સવિતા બહારગામની હતી અને તેની માને તે એક જ છોકરી હતી. પૈસા આપવાની જંજાળમાંથી છૂટી જવાય તેવું હતું. એટલે બહુ જ થોડા ખર્ચે લગ્ન પતી ગયાં. સવિતાનો પતિ કારખાનામાં નોકરી કરતો હતો. એટલે ખુશીથી બે જણનો નિભાવ થઈ શકે તેમ હતો. સવિતાનો જેઠ સ્વભાવે મશ્કરો હતો. એટલે પોતાના નાના ભાઈની વહુની પણ કયારેક મશ્કરી કરતો. સવિતાને આ ગમતું નહિ અને સાસુ કંઈ બોલતી નહિ એટલે તે ગુસ્સે થઈ જતી. બોલવામાં તે કોઈથી ગાંજી જાય તેમ નહોતી. એના પતિને ને સાસુને તો પાણી પાણી કરી નાખતી અને ડરાવતી પણ ખૂબ.

આ લોકો સવિતાથી ખૂબ ડરતાં. ખોટાં બહાનાં કાઢી પોલીસમાં ફરિયાદ કરવા જાય તો તેમની આબરૂ શી? અને ગરીબ એટલે વધારે ઓશિયાળા. છેવટે સવિતાના સુખ માટે પોતાની બાને સમજાવી જુદું ઘર માંડયું. પણ ઘર ઉપર નીચે હતું એટલે હજુ પણ થોડો કકળાટ ચાલુ રહેતો. સાસુ પણ તેમનો હક બજાવતાં અને કંઈ કહેવા જતાં એટલે સવિતા ઓર ચીડાતી.

એક વખત બધાં ઘરમાં બેઠાં હતાં. એનો પતિ ઘરમાં નહોતો અને સવિતા સાસુ સાથે વાનો કરતી હતી તેમાંથી સામસામી બોલાચાલી થઈ અને જેઠે સવિતાને ધમકાવીને એક બે અપશબ્દો પણ બોલી ગયા. પછી તો પૂછવું જ શું? સવિતાનો મિજાજ ઠેકાણે ન રહ્યો. તેની મા પાસે પહોંચી. માનો સહારો મળ્યો. 'કોઈપણ સંજોગોમાં હવે હું એ ઘેર જવાની નથી.' પણ માને ઘેર રહે તો તેનો પતિ વગેરે આવી બળજબરીથી તેને લઈ જાય. સવિતા કોઈથી ગાંજી જાય તેમ નહોતી. તે વખતે જ જેઠની સામે ખૂબ બોલેલી. સાસુને તો કયાંય દબાવી દીધી અને પોલીસમાં ફરિયાદ નોંધાવી—મારઝૂડની અને જેઠની સામે અપશબ્દ બોલવા બાબતની.

બિચારી સાસુ પોલીસના લફરાથી દૂર ભાગવા માગતી હતી એટલે સવિતાની માફી માગી તેને મનાવવા લાગ્યાં. 'તને જુદું ઘર લઈ આપશું. અમારાથી દૂર રહેજે.' વગેરે વીનવણીઓ કરવા મંડયાં અને સવિતાનો જુસ્સો વધ્યો. સવિતાની લડાયક શક્તિ તેજ હતી એટલે તેના મદને સંતોષવા તે વધુ ને વધુ માનમાં રહેવા લાગી.

તેની માને સમજાવવા પ્રયત્ન કર્યો પણ તે ન માની. હવે કોઈ પણ ત્રીજી વ્યક્તિને વચ્ચે પડવા વિનંતી કરી. તેમણે સવિતાને સમજાવી કેટલીક શરતો રજૂ કરી અને બંને જુદાં રહેવા લાગ્યાં. પતિ તો એકદમ પોચો હતો એટલે બરોબર દબાઈ ગયો પણ સુખેથી ઘર ચાલે એ સંતોષપૂર્વક પોતાની માથી જુદા રહેવા તૈયાર થયો.

હાજરજવાબી અને તડફડ કરી તોડી પાડતી સવિતા હજુ પણ તેના મદને પોષવામાં સંતોષ માને છે અને એનો પતિ બધું જ કબુલે છે. એના પતિની નબળી કડી પકડતાં તેને આવડે છે એટલે જ તે અદ્ધર ચાલી શકે છે.

## વિચારહીન વિચારકો!

નીલમબેન અને શશીનભાઈ બપોરે જમી રહ્યાં હતાં ત્યાં દાદર ખખડયો. અત્યારે કોણ હશે એ વિચાર સાથે જ નીલમબહેનને ફાળ પડી અને ત્યાં તો શશીનનો જૂનો મિત્ર પ્રમોદ તેના ત્રણ મિત્રો સાથે આવી ચડયો.

'નીલમબેન, અમે પણ જમવાના છીએ.' એકાદ બે જણ હોત તો નીલમને આટલી દહેશત ન લાગત. ઉનાળાનો દિવસ અને બરોબર જમવાના ટાણે કાગળ પત્ર વગર આવી ચડનાર આ પાંચ મહેમાનો ઉપર ખરેખર તેને ગુસ્સો આવ્યો. આટલા બધાંની વચ્ચે તેને બોલવું ઠીક ન લાગ્યું પણ તે જવાબ જ આપી શકી નહિ.

પ્રમોદભાઈ એકલા તેમની પાસે આવીને બેઠા ત્યારે નીલમબેને કહ્યું: 'પ્રમોદભાઈ, તમને કેટલીવાર કહ્યું કે તમે ખુશીથી અમારે ત્યાં આવો પણ અમારો કંઈક વિચાર કરો અને અમને ખબર આપીને જ આવો. તમે એકલા હો ત્યારે તો વાંધો ન આવે પણ આમ ચાર પાંચ જણને સાથે લાવો ત્યારે મારી શું દશા? નાનાં બાળકો ઘરમાં હોય ત્યારે શું કામ નહિ પહોંચતું હોય! આવી નેતાગીરી તમે તમારે ઘેર કરજો. મને આવું નહિ પાલવે. હવેથી તમે આવી રીતે આવશો તો તો હું તમને જમાડીશ જ નહિ. બધાંની વચ્ચે બોલું તો તમારું શું માન રહે!'

અને છતાં પ્રમોદને કંઈ જ અસર ન થઈ. એ બોલ્યો: 'તમને તો ગુસ્સો કરવાની ટેવ પડી અને અમે તો આવવાના તેમ આવવાના.' આ વખતે શશીનને પણ ખૂબ ખરાબ લાગ્યું. તેણે પણ થોડી સંભળાવી, 'પ્રમોદ, આ ઠીક નથી થતું. તું તારો વિચાર ભલે ન કરે પણ અમારો વિચાર તો તારે કરવો જોઈએ.'

આ બધા જ કાર્યકરો હતા. એક ગામના રહેવાસી અને સાથે ભણેલા. શશીનનું ઘર ત્યારે શહેરમાં હતું એટલે આ નેતાઓને ગમે આવવું સરળ થઈ પડતું. પરંતુ નીલમ શશીનને તો તેઓ ખરેખર બોજારૂપ હતા. કારણકે કોઈ દિવસ નિયમીત ન રહે. ગમે ત્યારે આવે અને ગમે ત્યારે જાય. નીલમ ઘરમાં એકલી અને નાનાં બે બાળકો. નીલમ આખાબોલી એટલે કરે તો પણ બે સંભળાવે ખરી. પણ કેટલાક માણસોને એવી આદત જ હોય છે કે તેથી કંઈ અસર જ ન થાય. ઉલટા બમણા જોરથી તેમનું કામ આગળ ધપાવે.

અને આ વખતે તો નીલમ ખૂબ કંટાળી ગઈ. કહીને જાય કે સાંજે બે જણ જમીશું તો આવે ચાર જણ. અને પહેલે દિવસે તો એવું થયું કે 'નીલમબેન અમે એકલાં મગ અને ભાત ખાઈશું, બીજું કંઈ બનાવવાની ઝંઝટમાં ન પડશો. આમાંથી ત્રણ જણ રોટલી નથી ખાતા' એમ કહીને ગયેલા. નીલમને એમ કે પોતાને બંને માટે ભાખરી થોડી પડી છે તે

ચાલશે. પણ આ બહાદુરો જમવા બેઠા ત્યારે ભાખરી પર જ મંડયા. નીલમ તો એવી ચીડાઈ કે 'આ શું ? એક બાજુ બોલો છો આમ અને વર્તો છો જુદી રીતે. તો પછી પહેલેથી જ કહેવું હતું ને ?'

અને ભાખરી સફાચટ થઈ ગઈ. નીલમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પ્રમોદને બરોબર ચોપડાવી. 'આવી જ નેતાગીરી કરો છો. સસ્તો આહાર મળ્યો પછી પૂછવું જ શું ? તમારે નેતાઓને વળી બીજાનો વિચાર કરવાનો હોય ખરો ?' પરણશો એટલે આ બધી બાદશાહી છોડવી પડશે.'

થોડા સમય બાદ પ્રમોદભાઈ પરણ્યા અને સજોડે મહેમાનપદ માણવા આવવા લાગ્યા. એમનાં પત્ની તો એમના કરતાં પણ ચડી જાય તેવાં નીકળ્યાં. એક વખત તે આવ્યાં ત્યારે નીલમબહેનને ઘેર નોકર નહોતો અને ઘરનું બધું જ કામકાજ હાથે કરવાનું હતું. પ્રમોદભાઈના પત્ની તો એમ કહે જ શાનાં કે 'લાવો આ કામ હું કરું ?' પણ નીલમ એમ ગાંજી જાય તેમ નહોતી. તેણે કહ્યું કે 'તમે આટલું શાક વઘારજો. આ બધા મસાલા વગેરે અહીં પડયું છે અને હું કપડાં ધોઈ ને આવું છું.'

'પણ મને તો શાક વઘારતાં નહિ આવડે.'

અને નીલમ તો ઠંડીગાર થઈ ગઈ. 'તો તમને શું આવડશે ? ઘેર કોણ પ્રમોદભાઈ રસોઈ કરે છે ?'

હજુ વાત આગળ ચાલે ત્યાં પ્રમોદ આવીને કહે: 'નીલમબહેન, અમે બંને અત્યારે એક મીટીંગ છે તેમાં જઈએ છીએ. મોડું થાય તો તમે જમી લેજો.'

નીલમ તો જવાબ આપ્યા વગર નીચે કપડાં ધોવા જતી રહી. તેનો આખો દિવસ બગડયો. આવા સગવડીયા માણસો માટે શું કરવું ? બધું જોઈએ છે 'અપ ટુ ડેટ' પણ એક કામ પોતાને હાથે થતું નથી. આવા નેતાઓ બીજા ઉપર બોજારૂપ શા માટે થતા હશે ? બેઠા બેઠા ખાવાનો આ સુંદર કીમિયો છે ! આવે વખતે પોતે પણ સામાન્ય માનવી છે તે ભૂલી જાય છે. જીવનની એકપણ જરૂરિયાત વગર ચલાવી લઈ શકતા નથી. બીજા કામનો ડોળ કરી પોતાનું કામ પણ બીજા પાસે કરાવે છે અને બીજાને પડતી અગવડનો ખ્યાલ તો તેમને આવતો જ નથી. આવા કામ વગરના લોકો માટે સમાજ કેમ કંઈ ન વિચારે ?

આ વખતનો નીલમનો મિજાજ અને કામની વહેંચણી કરવાની ઈચ્છા બતાવી એ કારણે કે ગમે તે કારણે પણ પ્રમોદભાઈએ હવે ઊતરવાનું બીજું સ્થળ શોધી લીધું.

## પ્રગતિ કે પીછેહઠ ?

સ્કૂલ કોલેજમાં ભણતાં હોઈએ છીએ ત્યારે મિત્રો ઘણા બધા હોય છે. જરા મળતાવડો સ્વભાવ, ભણવામાં હોંશિયાર અને વિદ્યાર્થી પ્રવૃત્તિમાં રસ હોય એટલે મિત્રો તો ઘણા થવાના. પણ બધા મિત્રોને કંઈ એક કાટલે નથી તોળાતા !

ધીરેન ભણવામાં હોંશિયાર હતો. સ્કૂલમાં હતો ત્યારે તે વિદ્યાર્થી પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેતો, એની આવડત અને હોંશિયારીને કારણે તે શિક્ષકોમાં અને વિદ્યાર્થીઓમાં માનીતો થઈ પડયો. એ વખતે

૧૯૪૨ની આઝાદીની ચળવળમાં પણ તેણે સ્કૂલના બીજા ગોઠીયા મિત્રો આપ્યા. અને તે બધાને ચકાસવાનો સમય પણ તેને ઠીક મળ્યો.

સ્કૂલની કારકીર્દિ પસાર કરી તે કોલેજમાં આવ્યો. બધી જ બાબતમાં રસ ધરાવનાર ધીરેન કોલેજમાં પણ પ્રિય થઈ પડ્યો અને વધુ આગળ આવ્યો. મિત્રો પણ નવા નવા મળ્યા. આટલા બધા મિત્રો અને અભ્યાસ ઉપરાંત બાહ્ય પ્રવૃત્તિ હોવા છતાં તે અભ્યાસમાં પાછળ પડ્યો નહોતો. તેની કીર્તિ તો ફેલાતી જ રહી.

જેમ જેમ મોટા થતા જઈએ છીએ તેમ તેમ જીવનની જવાબદારીનું ભાન થતું જાય છે. ભવિષ્યમાં પોતે શું કરવું છે, કઈ રીતે જીવન જીવવું છે વગેરે બીજા આદર્શો આવી વ્યક્તિઓ આપોઆપ ઘડી નાખતી હેય છે. ધીરેનના જીવનમાં મિત્રોનું સ્થાન મોટું હતું. તે તેના સ્કૂલના ગોઠીયાઓ સાથે પણ સરસ રીતે વર્તતો. તેમાંના કેટલાકે તો લડતના ઉત્સાહમાં ભણવાનું છોડી દીધેલું અને પ્રગતિવાદી વિચારસરણી ધરાવનારાઓ તેમની જાતને ગણાવતા ધીરેન તેને ઘેર તેમને બોલાવતો રાજકીય, સામાજિક ચર્ચાઓ પણ ખૂબ થતી અને પેલા પ્રગતિવાદી મિત્રોનો અંગત મિત્ર ધીરેન જ હોય તેવું તેઓ કલ્પી લેતા. ધીરેનના આ બધા જ મિત્ર હતા. પણ બધાને અંગત મિત્ર કેવી રીતે ગણી શકાય! અનુભવનું જ્ઞાન પ્રાપ્ત કરેલ ધીરેનને એવા બે જ અંગત મિત્રો હતા. તે બધાંને એક કાટલે તોળી શકે તેમ નહોતો તેમ કરવામાં કોઈ જ સાર નથી એમ તે સારી પેઠે સમજતો. છતાં આ મિત્રો પાસે ક્યારેક તે ગૂંચવણમાં મૂકાઈ જતો. એની કલ્પનામાં ન હોય એવે સમયે તેની અંગત બાબત ચર્ચવાનો પ્રયત્ન કરતા.

ધીરેનને એ ખૂબ ડંખતું. વિચારે ચડતો ત્યારે તેને એમ થતું કે આ કહેવાતા પ્રગતિવાદી નેતાઓને બીજાના જીવનમાં કામ કરી રહેલી વ્યક્તિ શું આવા ટોળટપ્પામાં જ તેમનો સમય બરબાદ કરશે?

ધીરેનને ખૂબ દુઃખ થયું. વ્યક્તિ માત્રમાં જિજ્ઞાસાવૃત્તિ હોય છે પરંતુ એ બધાના જાહેર જીવનને તપાસતાં તેને ચોખ્ખું દેખાયું કે તેમનાં જીવનમાં હતાશા વ્યાપેલી છે. તેમનું જીવન જ જાહેર જીવન થઈ ગયું છે. એટલે મિત્રોને ઘેર બેસવું ઊઠવું, થોડુંક કાર્ય કરવું અને નવરાશના સમયે પોતાની જિજ્ઞાસાને સંતોષ થતો નહિ. એ ચોક્કસપણે માનતો કે કોઈના પણ અંગત જીવનમાં માથું મારવું નહિ. એ વૃત્તિ બન્ને પક્ષને દુઃખી કરે છે.

અને એક વખત ધીરેને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે 'તમારે વારંવાર મારી અંગત બાબતો જાણવા મને પજવવો નહિ. મારે જે કંઈ કહેવાનું હશે તે હું મારી મેળે જ કહીશ. આ રીતે પૂછીને પરેશાન કરવાથી તમે અને હું વધુ નીકટ નહિ આવીએ.'

અને સાચે જ દરેક વ્યક્તિએ સમજવું જોઈએ કે જીવનમાં મિત્રો ઘણા હોય તો પણ તે બધા જ અંગત નથી હોઈ શકતા. અંગત કહેવાય તેવા તો એક બે જ હોઈ શકે છે. અને તો જ જીવનનું સાચું મહત્વ સમજાય છે.

★

'રાહજ'

# સર્જનના રાહે

### સેતાનનો સંતાપ :

[ લે. મેરી કોરેલી, અનુ૦ જીતુભાઈ મહેતા, પ્ર૦ વોરા એન્ડ કંપની, મુંબાઈ, ર. રૂ. ૫/૫૦ ]

મેરી કોરેલીની વિખ્યાત નવલકથા Sorrows of Satanના સુવાચ્ય અનુવાદ વડે શ્રી. જીતુભાઈએ ગુજરાતી સાહિત્યમાં એક ઉમદા ઉમેરો કર્યો છે. મૂળ અંગ્રેજી નવલકથાની તાકાત અનુવાદમાં પણ જાળવી રાખવાનો યત્ન અભિનંદનીય છે, આમ છતાં કયાંક કયાંક તરજુમિયા ગુજરાતીનો ભાસ થાય છે ખરો.

નવલકથાની ગતિ અત્યંત ધીમી છે, પાત્રો ખૂબ ઓછાં છે ને વારંવાર રજૂ થતા લાંબા ફિલસૂફીભર્યા સંવાદો વાર્તારસ કાંઈક અંશે કચડે પણ છે; આમ છતાં એમાં વિચારોનો અસરકારક વેગ છે, શૈલીની છટા છે ને માનવ જીવનના સદ્અંશોને ઉગ્ર રીતે ઉપસાવવાનો પુરુષાર્થ છે. કથાવસ્તુ એક દેશનું છે, પરંતુ એમાં ચર્ચાયેલી સમસ્યા વિશ્વના ગમે તે ખૂણામાં સંભવી શકે છે. સાત્ત્વિક મૂલ્યોનું ગળું દબાવી ભૌતિક મૂલ્યો આપણી પ્રજા ઉપર સ્વાર થવાની તૈયારીમાં છે એ ટાણે આ અનુવાદિત નવલકથાનું મહત્ત્વ અનોખું છે.

### જીવનનાં જાદુ :

[ લે. 'કુસુમાકર' પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, ૧. રૂ. ૨/૫૦ ]

શ્રી. ઉમાશંકર જોશીએ એકવાર રેડિયો-પ્રવચનમાં મૂળ ફ્રેંચ કે જર્મન ભાષા પરથી ગુજરાતી સાહિત્યમાં સીધા રૂપાંતર અંગે આશા વ્યક્ત કરી અને આપણા આ સંગ્રહના લેખકે એને સાકાર કરી. લેખકના અભ્યાસુ આત્માએ આશાને મૂર્તિમંત કરવા માટે ફ્રેંચ ભાષાનો અભ્યાસ કર્યો અને ફ્રેંચ વાર્તા સાહિત્યમાં પણ ચાંચ ડૂબાડી. આ સંગ્રહની ૧૨ વાર્તાઓ એટલે ગુજરાતી વાચકોને ફ્રેંચ સાહિત્યનો આસ્વાદ કરાવવાની લેખકની વૃત્તિ.

એમણે પસંદ કરેલા લેખકો જોઈએ તો ખૂબ પ્રખ્યાત છે, રોમા રોલાં, આન્દ્રે બર્જર, આન્દ્રે થેરિયે; ફ્રાન્સોવા કોમે અને મોપાંસાની વાર્તાઓ પણ એટલી જ ખ્યાતિ પામેલી છે. આ બધા વાર્તાકારોની ઉત્તમ કૃતિને જ ગુજરાતીમાં રૂપાંતરિત થવાનું સદ્‌ભાગ્ય સાંપડયું છે. સંગ્રહની બધી જ વાર્તાઓ વસ્તુ, વસ્તુગૂંથણી, પાત્રાલેખન, સંવાદ અને મનોવૈજ્ઞાનિક સત્યોનું નિરૂપણ ઉત્તમરીતે કરે છે. વાર્તારસ પણ જકડી રાખે છે. માત્ર એક જ વસ્તુ ખૂંચે છે તે એ કે વાર્તાઓનું ગુજરાતી રૂપાંતર એવી રીતે થયું છે કે એનું વસ્તુ પરદેશી ન લાગે તો પણ એની ભાષા જરાક ખૂંચે છે. લેખક નાનાલાલ યુગના છે એટલે ભાષા પર ગાંધીવાદી સરળતાની છાપ નથી. આ યુગમાં સાંભળવા ન મળતા હોય તેવા કેટલાક શબ્દો થોડાક અકુદરતી લાગે છે તે વાતાવરણને ખૂબ અસ્વાભાવિક બનાવી દે છે. એના નમૂના જોઈએ તો; સોણલાંપરી, નેણલાંપરી, ખાધોડકી, ઠબલાઈ, રસહિલોળા, તનહિલોળા, મનહિલોળા, રસોર્મિ, મધૂર્મિ, સફાલગોટો, છાશબાકળી, હૃદયવલ્લભ, વરવી, વિકરાળ, આદિ શબ્દો બોલચાલની ભાષામાં આપણે નથી વાપરતાં એટલે સાહિત્યની ભાષામાં થોડા કઢંગા જેવા બની રહે છે. વિદેશી સાહિત્યમાંથી વાર્તાસાહિત્ય ગુજરાતીના વાર્તાસાહિત્યમાં અનેરો ઉમેરો કરે એ વસ્તુ ઇચ્છનીય હોવા છતાં પણ એનું ગુજરાતીકરણ એવી રીતે તો ન જ થવું જોઈએ કે મૂળની સૌરભ યા હાર્દ મરી જાય. વળી ગદ્યની ભાષા પદ્યમય હોય એ પણ બરાબર નથી જ. આટલી સાવચેતી હવે પછીનાં પ્રકાશનોમાં લેખક રાખશે એવી આશા રાખવી અસ્થાને નથી જ.

## પાયાની કેળવણીનો પ્રયોગ :

[ લે. શિવાભાઈ ગોપાળભાઈ પટેલ; પ્ર० ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/૫० ]

ગાંધીજીની વર્ધાશિક્ષણ યોજનાના મુખ્ય દૃષ્ટિબિંદુઓને આવરી લેતું ને વર્ધાશિક્ષણ યોજના અથવા લોકપ્રિય રીતે નઈ તાલીમના નામથી ઓળખાતી આ પ્રથા વિષે ગુજરાતીમાં ખૂબ ઓછાં પુસ્તકો લખાયાં છે. શ્રી. શિવાભાઈ પટેલનું આ પુસ્તક આ શિક્ષણની ફિલસૂફીને સ્પષ્ટ ને સુગ્રાહ્યરીતે સમજાવવા ઉપરાંત વર્ધાશિક્ષણ યોજના પ્રત્યે પ્રવર્તતા કેટલાક પૂર્વગ્રહોને પણ દૂર કરવામા ઠીક મદદરૂપ નીવડે છે.

આપણે બધાં જાણીએ છીએ કે નઈ તાલીમનું ધ્યેય નવા હિંદના નાગરિકોને સુશિક્ષણ આપીને પોતાનું નાગરિકત્વ દીપાવે એવાં બનાવવાનું છે. આ ધ્યેય તો જ હાંસલ થાય જો શિક્ષણ વ્યક્તિનો સર્વાંગી વિકાસ સાધી શકવામાં મદદરૂપ થાય. નઈ તાલીમની યોજના ઓછી ખર્ચાળ, ઉત્પાદક શ્રમનું ગૌરવ સમજાવનારી, સ્વાશ્રયી અને વ્યક્તિનો સર્વાંગી વિકાસ સધાવવામાં ઉપયોગી સિદ્ધ થઈ ચૂકી છે. આઝાદી પછી આ યોજનાનો સારો એવો વિકાસ થયો છે ને સરકાર તરફથી પણ સારું એવું પ્રોત્સાહન એને મળ્યું છે. હિંદુસ્તાન જ્યારે ગામડાંમાં જ વસેલું છે ત્યારે આવી શિક્ષણ યોજનાની ઉપયોગિતા વધી પડે છે. હિંદમાં આજે આવાં ૨૧૩ કેન્દ્રો છે અને એ બધાં જ સફળતાપૂર્વક શિક્ષણનું કાર્ય બજાવ્યે જાય છે ત્યારે હિંદના પ્રત્યેક નાગરિકની ફરજ છે કે આ યોજના વિષે થોડું વાંચે, વિચારે ને અવલોકે.

ગાંધીજી પ્રખર વિચારક હતા. દુનિયાના અન્ય શિક્ષણશાસ્ત્રીઓના પ્રયોગો કે તત્ત્વજ્ઞાનથી અલિપ્ત રહીને પણ 'ઉદ્યોગદ્વારા શિક્ષણ' જેવી વ્યાવહારિક અને અમેરિકાના શિક્ષણકાર જ્હોન ડ્યુઈની Learning by doing' જેવી જ આ પદ્ધતિ શોધી કાઢીને અમલી બનાવવાનું શ્રેય ગાંધીજીને ફાળે જાય છે. સમૂહજીવન, ઇન્દ્રિયોની કેળવણી, સ્વાયત્તતા પર આ યોજનામાં સારો એવો ભાર મૂકવામાં આવે છે. ઉપરોક્ત પુસ્તક આ બધા મુદ્દાઓ પરત્વે સારી એવી માહિતી પૂરી પાડીને ગાંધીજીની શિક્ષણ વિષયક ફિલસૂફીને સ્પષ્ટ રીતે સમજાવે છે.

## અનન્તને આરે :

[ લે. મધુકર રાંદેરિયા. પ્ર० દે. ના. કલ્ચરલ સર્કલ, મુંબઈ, ૧. રૂ. ૧/– ]

વિખ્યાત નોર્વેજીયન નાટ્યકાર હેનરિક ઇબસનની પ્રખ્યાત કૃતિ 'ધી માસ્ટર બિલ્ડર' નું આ ગુજરાતી રૂપાંતર છે. રૂપાંતરકાર નાટ્યપ્રેમી છે એટલું જ નહીં પણ તે એક સફળ કલાકાર તેમજ નાટકલેખક પણ છે એટલે રૂપાંતર સંપૂર્ણ હોય એમાં કશી શંકા નથી. ઉપરાંત આપણા ગુજરાતી નાટ્યસાહિત્યને વધુ સમૃદ્ધ કરવા માટે પરદેશી લેખકોની ઉત્તમ કૃતિઓને આપણી ભાષામાં ઉતારવા માટે શ્રી મધુકર રાંદેરિયાને અભિનંદન ઘટે છે.

પરદેશી લેખકની આ કૃતિ વિદેશી વાતાવરણથી રંગાયેલી હોવા છતાં એનું ગુજરાતીકરણ ઘણું કાળજીપૂર્વક થયું હોવાને કારણે વિદેશી વસ્તુવાળી નથી લાગતી. પાત્રોનાં નામ ગુજરાતને શોભે એવાં છે, મૂળ સંવાદોમાં પથરાયેલા તળપદા શબ્દપ્રયોગોને અનુરૂપ ગુજરાતી રૂઢિપ્રયોગો રૂપાંતરકારે સાવચેતીપૂર્વક પસંદ કર્યા છે એટલે જાણે આપણા દેશમાં બની રહેલી ઘટનાના પડઘા પાડતું ન હોય એવું આ નાટકનું કથાવસ્તુ ભાસે છે. જો કે ઇબ્સનનાં નાટકોની એ વિશિષ્ટતા છે કે એ કોઈપણ પ્રજાને સર્વસામાન્ય હોય એવું જ કથાવસ્તુ માનવજીવનમાંથી ઝડપે છે અને પછી એની તલસ્પર્શી છણાવટ કરે છે.

આ નાટકનું પ્રકાશન દેના કલ્ચરલ સર્કલે કર્યું છે, એ આનંદની વાત છે. દેના કલ્ચરલ સર્કલે હાથ ધરેલી સાહિત્ય ને સંસ્કાર સર્જનની આ પ્રવૃત્તિ કાયમી બને અને ઉત્તરોત્તર પ્રગતિ સાધે એ જ અભ્યર્થના.

### નિરુત્તમા :

[ લે. બલવંતરાય ક. ઠાકોર. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૨/– ]

સ્વ. બ. ક. ઠાકોરનો પુસ્તક–સંગ્રહ તથા હસ્તલેખો મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયને સોંપાયા છે એટલે તેમની કૃતિઓ પ્રગટ કરવાની યોજના મુજબ આ સ્ત્રીસ્વાતંત્ર્ય ચર્ચતું અદ્યતન આખ્યાનક પ્રગટ થાય છે. ત્યાંના ગુજરાતી વિભાગના સંશોધન મદદનીશ શ્રી હર્ષદ ત્રિવેદીએ વાચકોને ઉપયોગી થાય તેવાં ટિપ્પણ અને પ્રસ્તાવના તૈયાર કર્યાં છે એટલે આ પુસ્તકની અગત્યતા વધુ બની છે.

ઠાકોરશાહી શૈલીવાળું મિશ્રજાતિ છંદમાં રચાયેલું આ આખું આખ્યાનક સાહિત્યના અભ્યાસુઓ અને કવિતાપ્રેમીઓ માટે એક સુંદર સામગ્રી પૂરી પાડે તેવું બન્યું છે.

### રસદ્રષ્ટા કવિવર :

[ લે. બાલચંદ્ર પરીખ. પ્ર. મહાકવિ શ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ, પ્રાપ્તિસ્થાન : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૩/– ]

મહાકવિ શ્રી ન્હાનાલાલના સાહિત્યના ઊંડા અભ્યાસી તરીકે હવે તો ગુજરાત શ્રી બાલચન્દ્ર પરીખને સારી રીતે પીછાને છે. ગુજરાત બહાર પણ કવિશ્રીને રજૂ (Represent) કરવાનું બહુમાન બે અંગ્રેજી પુસ્તકો તૈયાર કરીને આ લેખકે મેળવ્યું છે તે ગુજરાતી સાહિત્યની નાનીસૂની સેવા ન કહેવાય. ગુજરાતના આ મહાકવિને એવા ઊંડા અભ્યાસુ જ્યારે અંગ્રેજીમાં રજૂ કરે ત્યારે એની ગુણવત્તા, મૂલ્યવત્તા અને સર્વભોગ્યતા અંકાવી જોઈએ જ.

કવિશ્રી ન્હાનાલાલની કાવ્યશક્તિનું રસમય દર્શન આ પુસ્તકમાં લેખકે સુંદર રીતે કરાવ્યું છે એટલે આ પુસ્તક 'દિલના રંગથી રંગાયેલું છે' તેમ પણ કહી શકાય. કવિશ્રીનો પ્રતિનિધિરૂપ બહુમૂલ્ય કાવ્યસંગ્રહ 'રસગંધા' આ લેખકે તૈયાર કર્યો તેમાં રસદર્શનોના વિસ્તારની મર્યાદાને કારણે કેટલાંય તત્ત્વોની છણાવટ ટૂંકાવી નાખેલી તે આ પુસ્તકમાં સારી રીતે વિસ્તારી શકાઈ છે. કવિશ્રીની અંતર્ભૂત રસસૃષ્ટિનું એક સુગ્રથિત ચિત્ર અને તેમની કવિતાનાં રસપ્રધાન અંગો સંકલિત નિરૂપણ દ્વારા આ પુસ્તકમાં રજૂ થયાં છે. મહાકવિ શ્રી ન્હાનાલાલના સાહિત્યના અભ્યાસુઓ માટે 'રસગંધા' જેવો જ આ બીજો સમૃદ્ધ ગ્રંથ ગણાવી શકાય. લેખકની જહેમત અને કવિશ્રીના સાહિત્યનો ઊંડો અભ્યાસ આખા પુસ્તકમાં વરતાઈ આવે છે.

કવિશ્રીની ઊર્મિ કવિતા, રાસ સૃષ્ટિ, પ્રેમદર્શન અને દામ્પત્યમંગલ એવા ચાર ખંડમાં અનેક પેટા વિષયોમાં વહેંચાયેલું આ પુસ્તક લેખક પાસે તૈયાર કરાવવાનું પુણ્ય સ્મારક સમિતિએ મેળવ્યું છે તે ખરેખર અભિનંદનીય અને પ્રશસ્ય છે. તેમાંય આ પુસ્તકને મુંબઈ સરકારની ઇનામી યોજના સમિતિએ ઇનામને પાત્ર ગણ્યું છે તે પણ લેખકની નાનીસૂની સિદ્ધિ ન ગણાય. અભ્યાસુવૃત્તિવાળા બહુ ઓછા ગુજરાતી લેખકોમાં શ્રી બાલચન્દ્ર પરીખને નિઃશંક મૂકી શકાય. તેમની અભ્યાસ સાધના ગુજરાતી સાહિત્યને ગૌરવરૂપ આવા બીજા અનેક ગ્રંથો અપાવશે એવી અપેક્ષા તેમની પાસે રાખવી વધુ પડતી નહિ કહેવાય. આ પુસ્તકના પુરોવચનમાં શ્રી ધૂમકેતુએ સાચું જ કહ્યું છે કે 'કવિવરનું રસદષ્ટા તરીકેનું આવું વિશદ ને વિશાળ વિવેચન કદાચ આ પહેલું જ હશે. ભાઈ બાલચન્દ્રે લીધેલી મહેનત આમાં પાને પાને જોવા મળે છે. આપણે એમ ઇચ્છીએ કે એમનો સાહિત્યપ્રેમ વધારે ઉન્નત, વિશાળ, વિશદ ને તલસ્પર્શી બની રહે અને આવાં બીજાં અનેક પુસ્તકો એ આપતા રહે.'

### ભક્તરાજ :

[ લે. જોન બનિયન. રૂપાંતરકાર : મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/– ]

જોન બનિયનની વિખ્યાત અંગ્રેજી રૂપકકથા 'ધી

પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' અંગ્રેજી સાહિત્યમાં એક ધર્મ પુસ્તક તરીકે ગણાય છે અને ખ્રિસ્તી જગતમાં તો તેની બાઈબલ પછી ગણના થાય છે. તેનો સરળ અને પ્રવાહી સારાનુવાદ નાના વિદ્યાર્થીઓ તેમ જ પ્રૌઢ શિખાઉ માટે શ્રી મુકુલભાઈએ કરીને ગુજરાતી સાહિત્યમાં કીમતી ઉમેરો કર્યો છે.

ગુરુદયાળ મલ્લિકે 'પ્રભુપ્રેમની પ્રસાદી' નામે પ્રસ્તાવના લખીને પુસ્તકની મૂલ્યવત્તા વધારી છે તે સાથે આખું પુસ્તક સચિત્ર બનાવીને નાનાં વાચકોને જે રસ ચખાડશે તે પણ એટલો જ ચિરસ્મરણીય રહેશે. બનિયનને પોતાના જીવનમાંથી જડેલી જાત અનુભવની આ યાત્રા હતી. તેના પોતાના જ જીવનનો હેવાલ આપતી રૂપકકથા તે આ હતી. આ જાતની સત્યનિષ્ઠાને લઈને આ કથા અંગ્રેજી સાહિત્યમાં એક મૂલ્યવાન ચીજ તરીકે પંકાઈ છે. આ પુસ્તકમાં બનિયનની ટૂંકી જીવનકથા આપીને રૂપાંતરકારે એક સારી સેવા બજાવી છે.

આપણાં કિશોરો અને બાળકો તેમજ ઓછું ભણેલાં પ્રૌઢો માટે આવો સુંદર સારાનુવાદ તૈયાર કરવા બદલ શ્રી મુકુલભાઈ અભિનંદનના અધિકારી બન્યા છે. બાળસાહિત્યને નામે આજે તો કેટલુંય એવું પ્રગટ થતું જાય છે કે જેથી આપણાં બાળકો દૂર રહે તો જ સારું એવું આપણે માનીએ છીએ તેવે વખતે આવાં સરસ પુસ્તકથી હૈયું ટાઢક અનુભવે જ. દરેક બાળકોને સંસ્કાર અને ઘડતરમાં મદદરૂપ થાય તેવું આ પુસ્તક કહી શકાય.

**વેર અને અવિચાર :**

[સં. ગોપાળદાસ પટેલ. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૩૭]

બુદ્ધ અને મહાવીરના જમાનાની આઠ પ્રાચીન વાર્તાઓને સીધી સાદી સરળ શૈલીમાં આ નાની ચોપડીમાં મૂકી સંપાદકે એક ઉપયોગી સામગ્રી પૂરી પાડી છે. સમાજજીવનમાં પ્રેમ અથવા અવેર અને સત્ય અથવા વિચારમય જીવનની જરૂર તરફ ખાસ ધ્યાન ખેંચતી પ્રેમ અને સત્યના સનાતન જીવનતત્ત્વને નકાર બાજુથી બતાવવા વેર અને અવિચાર કેવાં સમાજઘાતક અને લોકવિગ્રહી અપબળ છે, તે ખાસ ધ્યાન પર આણ્યું તેની આ કથાઓ છે. આ આઠેય વાતોમાં કથાશૈલી અખતિયાર કરવામાં આવેલા સાહિત્યમાંથી વીણેલી છે. એ સંદેશો આજે પણ અમર છે. નાનાં મોટાં સૌને વાંચવી ગમે તેવી આ આઠેય વાતો છે.

*

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**રૂપા અને બીજાં ત્રણ :** દામુભાઈ શુક્લ. પાનાં ૧૪૦. રૂ ૨/૨૫. **થોડા વિવેચનલેખો :** મનસુખલાલ ઝવેરી. પાનાં ૩૦૦. રૂ ૫/૨૫. **સોનાની હાંસડી રૂપાની હાંસડી :** શિવકુમાર જોશી. પાનાં ૨૫૦. રૂ. ૪/— **ઇતિહાસની તેજમૂર્તિઓ [૨] :** ધૂમકેતુ. પાનાં ૨૦૮. રૂ. ૩/— **દેવના દીવા :** જયભિખ્ખુ પાનાં ૪૬. રૂ. ૦/૬૦. **દેશના દીવા :** જયભિખ્ખુ. પાનાં ૪૮. રૂ. ૦/૫૦. **દિલના દીવા :** જયભિખ્ખુ. પાનાં ૫૦. રૂ. ૦/૬૦. **દેરીના દીવા :** જયભિખ્ખુ. પાનાં ૪૮. રૂ. ૦/૬૦. **દીવે દીવા :** જયભિખ્ખુ. પાનાં ૪૬. રૂ. ૦/૬૦. **: જયભારતી [૩] :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૦૮. રૂ ૧/૫૦. **પ્રેમ અને શ્રદ્ધા :** મનુબહેન ગાંધી. પાનાં ૪૮. રૂ. રૂ ૦/૫૦. **એક પોપટની યાત્રા :** મૃણાલિની સારાભાઈ, અનુ. શિવશંકર પ્રા. શુક્લ. પાનાં ૭૬. રૂ. ૦/૫૦. **રતનપોથી :** રમણલાલ સોની. પાનાં ૯૮. રૂ. ૧/૨૫. **રક્તરાગ :** દેવેશ દાસ. અનુ. રમણલાલ સોની. પાનાં ૩૦૩. રૂ. ૫/— ચૌદેના

પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

વાર્ષિક લવાજમ : રૂા. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.

૭ વર્ષનું સામટું લવાજમ રૂા. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪. ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે:—

| | |
|---|---|
| ૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૫ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૬ વિજય સ્ટોર્સ, | આણંદ. |
| ૭ લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૮ નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૯ એલ. કે. મેઘાણી, | ૧૪ અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૦ ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયો ચકલો, સુરત. |
| ૧૧ સીટી બૂક શૉપ, | પો. ઑ. નં. ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૨ જે. એસ. કાનાબાર લિ૰, | પો. ઑ. નં. ૧૦. બ્લેન્ટાયર (ન્યાસાલેન્ડ) |
| ૧૩ કુમાર બ્રધર્સ, | પો. ઑ. નં. ૧૮૦૩. નૈરોબી (ટી. ટી.) |
| ૧૪ જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. નં. ૧૨૭૮. દારેસલામ (ટી. ટી.) |
| ૧૫ પૉપ્યુલર બૂક સપ્લાયર્સ, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૬ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિંજા. (યુગાંડા) |
| ૧૭ નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૦, જિંજા. (યુગાંડા) |
| ૧૮ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૧૯ રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૦ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ (નોર્થ રોડે.) |
| ૨૧ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નોર્થ રોડે.) |
| ૨૨ આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નોર્થ રોડેશિયા) |
| ૨૩ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન (નોર્થ રોડેશિયા) |
| ૨૪ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા (નો. રો.) |
| ૨૫ મોરારજી એલ. પટેલ, હિન્દુ સ્કૂલ. | પો. ઑ. નં. ૧૫૧૭. સેલિસબરી (સાઉથ રો.) |

પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' અંગ્રેજી સાહિત્યમાં એક ધર્મ પુસ્તક તરીકે ગણાય છે અને ખ્રિસ્તી જગતમાં તો તેની બાઇબલ' પછી ગણના થાય છે. તેનો સરળ અને પ્રવાહી સારાનુવાદ નાના વિદ્યાર્થીઓ તેમ જ પ્રૌઢ શિખાઉ માટે શ્રી મુકુલભાઈએ કરીને ગુજરાતી સાહિત્યમાં કીમતી ઉમેરો કર્યો છે.

ગુરુદયાળ મલ્લિકે 'પ્રભુપ્રેમની પ્રસાદી' નામે પ્રસ્તાવના લખીને પુસ્તકની મૂલ્યવત્તા વધારી છે તે સાથે આખું પુસ્તક સચિત્ર બનાવીને નાનાં વાચકોને જે રસ ચખાડશે તે પણ એટલો જ ચિરસ્મરણીય રહેશે. બનિયનને પોતાના જીવનમાંથી જડેલી જાત અનુભવની આ યાત્રા હતી. તેના પોતાના જ જીવનનો હેવાલ આપતી રૂપકકથા તે આ હતી. આ જાતની સત્યનિષ્ઠાને લઈને આ કથા અંગ્રેજી સાહિત્યમાં એક મૂલ્યવાન ચીજ તરીકે પંકાઈ છે. આ પુસ્તકમાં બનિયનની ટૂંકી જીવનકથા આપીને રૂપાંતરકારે એક સારી સેવા બજાવી છે.

આપણાં કિશોરો અને બાળકો તેમજ ઓછું ભણેલાં પ્રૌઢો માટે આવો સુંદર સારાનુવાદ તૈયાર કરવા બદલ શ્રી મુકુલભાઈ અભિનંદનના અધિકારી બન્યા છે. બાળસાહિત્યને નામે આજે તો કેટલુંય એવું પ્રગટ થતું જાય છે કે જેથી આપણાં બાળકો દૂર રહે તો જ સારું એવું આપણે માનીએ છીએ તેવે વખતે આવાં સરસ પુસ્તકથી હૈયું ટાઢક અનુભવે જ. દરેક બાળકોને સંસ્કાર અને ઘડતરમાં મદદરૂપ થાય તેવું આ પુસ્તક કહી શકાય.

**વેર અને અવિચાર :**

[ સં. ગોપાળદાસ પટેલ. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૩૭ ]

બુદ્ધ અને મહાવીરના જમાનાની આઠ પ્રાચીન વાતોઓને સીધી સાદી સરળ શૈલીમાં આ નાની ચોપડીમાં મૂકી સંપાદકે એક ઉપયોગી સામગ્રી પૂરી પાડી છે. સમાજજીવનમાં પ્રેમ અથવા અવેર અને, સત્ય અથવા વિચારમય જીવનની જરૂર તરફ ખાસ ધ્યાન ખેંચતી પ્રેમ અને સત્યના સનાતન જીવનતત્ત્વને નકારબાજુથી બતાવવા વેર અને અવિચાર કેવાં સમાજઘાતક અને લોકવિગ્રહી અપબળ છે, તે ખાસ ધ્યાન પર આણ્યું તેની આ કથાઓ છે. આ આઠેય વાતોમાં કથાશૈલી અખતિયાર કરવામાં આવેલા સાહિત્યમાંથી વીણેલી છે. એ સંદેશો આજે પણ અમર છે. નાના મોટા સૌને વાંચવી ગમે તેવી આ આઠેય વાતો છે.

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**રૂપા અને બીજાં ત્રણ** : દામુભાઈ શુક્લ. પાનાં ૧૪૦. રૂ. ૨/૨૫. **થોડા વિવેચનલેખો** : મનસુખલાલ ઝવેરી. પાનાં ૩૦૦. રૂ ૫/૨૫. **સોનાની હાંસડી રૂપાની હાંસડી** : શિવકુમાર જોશી. પાનાં ૨૫૦. રૂ: ૪/— **ઇતિહાસની તેજમૂર્તિઓ [ ૨ ]** : ધૂમકેતુ. પાનાં ૨૦૮. રૂ. ૩/— **દેવના દીવા** : જયભિખ્ખુ. પાનાં ૪૬. રૂ. ૦/૬૦. **દેશના દીવા** : જયભિખ્ખુ. પાનાં ૪૮. રૂ ૦/૫૦. **દિલના દીવા** : જયભિખ્ખુ. પાનાં ૫૦. રૂ. ૦/૬૦. **દેરીના દીવા** : જયભિખ્ખુ. પાનાં ૪૮. રૂ. ૦/૬૦. **દીવે દીવા** : જયભિખ્ખુ. પાનાં ૪૬. રૂ. ૦/૬૦. : **જયભારતી [ ૩ ]** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૦૮. રૂ. ૧/૫૦. **પ્રેમ અને શ્રદ્ધા** : મનુબહેન ગાંધી. પાનાં ૪૮. રૂ રૂ ૦/૫૦. **એક પોપટની યાત્રા** : મૃણાલિની સારાભાઈ. અનુ. શિવશંકર પ્રા. શુક્લ. પાનાં ૬૬. રૂ. ૦/૫૦. **રતનપોથી** : રમણલાલ સોની. પાનાં. ૯૮. રૂ. ૧/૨૫. **રક્તરાગ** : દેવેશ દાસ. અનુ રમણલાલ સોની. પાનાં ૩૦૩. રૂ. ૫/— ચૌદેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

વાર્ષિક લવાજમ : રૂા. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.

૭ વર્ષનું સામટું લવાજમ રૂા. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઓ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

**આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ–નવરચના'નું લવાજમ ભરી શકાય છે:—**

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૫ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી. આણંદ.
૬ વિજય સ્ટોર્સ, આણંદ.
૭ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૮ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૯ એલ. કે. મેઘાણી, ૧૪ અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૦ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત.
૧૧ સીટી બૂક શૉપ, પો. ઑ. નં. ૧૪૬૦, મોંબાસા. (કેન્યા)
૧૨ જે. એસ. કાનાબાર લિ૦, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર (ન્યાસાલૅન્ડ)
૧૩ કુમાર બ્રધર્સ, પો. ઑ. નં. ૧૮૦૩, નેરોબી (ટી. ટી.)
૧૪ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ (ટી. ટી.)
૧૫ પૉપ્યુલર બૂક સપ્લાયર્સ, પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા)
૧૬ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા)
૧૭ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા)
૧૮ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૧૯ રાવળ બ્રધર્સ, પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૦ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ (નૉર્થ રોડે.)
૨૧ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડે.)
૨૨ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૩ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન (નૉર્થ રોડેશિયા)
૨૪ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા (નૉ. રો.)
૨૫ મોરારજી એલ. પટેલ, હિન્દુ સ્કૂલ. પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (સાઉથ રો.)



# કવિતા

દ્વૈમાસિક

તંત્રી: ઈશ્વરલાલ ર. દવે

સંપાદક: સુરેશ દલાલ

# ગ્વાલિયરની શારીરિક શિક્ષણની કૉલેજના વિદ્યાર્થીઓ માટે તરવાની તાલીમ



શારીરિક શિક્ષણની રાષ્ટ્રિય યોજનામા બધા માટે અનુકૂળ એવી પ્રવૃત્તિઓના કાર્યક્રમોદ્વારા રાષ્ટ્રવાદના નાગરિકોના સુદૃઢતાનુ ધોરણ સુધારવા ઉપર લક્ષ કેન્દ્રિત થવુ જોઈએ આવો કાર્યક્રમ આપણા દેશની સામાજિક, મનોવૈજ્ઞાનિક, આબોહવાને લગતી અને આર્થિક સ્થિતિને લક્ષમા રાખીને વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઘડાવો જોઈએ ગ્વાલિયર ખાતેની 'લક્ષ્મીબાઈ કૉલેજ ઑફ ફિઝિકલ એજ્યુકેશન'નું અને તેના સ્નાતકોનું મુખ્ય કાર્ય આ છે આ કૉલેજ ૧૯૫૭મા સ્થાપવામા આવી હતી આ કૉલેજનો મુખ્ય ઉદ્દેશ જરૂરી વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવતા અગ્રણીઓને તાલીમ આપવાનો છે, જેઓ રમતગમતો અને શારીરિક શિક્ષણની રાષ્ટ્રિય પ્રવૃત્તિનું આયોજન કરે અને તેને વેગ આપે

આ કૉલેજ જ્યારે પૂર્ણપણે કામ કરતી થાય ત્યારે તેમા વાર્ષિક ૧૦૦ વિદ્યાર્થીઓ—યુવકો તેમજ યુવતીઓ—દાખલ કરી શકાય એવી રીતે એનુ આયોજન કરવામા આવ્યુ છે યોગ્ય સમયે એ કૉલેજમા સ્નાતકોત્તર તાલીમ અને સંશોધન પણ ચાલુ કરવાનો વિચાર રાખવામા આવ્યો છે

ઉપરના ચિત્રમા કૉલેજના વિદ્યાર્થીઓ નવી દિલ્હીમા નેશનલ સ્પોર્ટ્સ ક્લબ સ્વીમિંગ પૂલમા તરવાની હરીફાઈની શરૂઆત કરવાની સાચી પદ્ધતિનું નિરીક્ષણ કરી રહ્યા છે

અંક ૪, જુલાઈ '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૩૦
સળંગ અંક ૩૫૨ — 'નવરચના' : વર્ષ ૨૪
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ — સૂચના




* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામુ :—

'ઊર્મિ—નવરચના'.
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ, ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



## માફીની ભાવના

આવેશમાં, ગુસ્સામાં કે ક્રોધમાં આવી જઈને જે ઉતાવળિયું પગલું માણસ ભરી બેસે છે તે ક્યારેક જ સુપરિણામ લાવે છે. મોટે ભાગે તેમાં હંમેશ પસ્તાવાનું જ હોય છે. પણ આ પશ્ચાત્તાપેય બધાંને સહેલાઈથી નથી થતો. માણસનું મન ક્યારેક તો એવું ઝનૂનસભર્યું બની જતું હોય છે કે એ ઝનૂનને જીરવવાથી તેની શક્તિ જ જાણે બુઠ્ઠી થઈ જાય છે. પ્રાયશ્ચિત કે પશ્ચાત્તાપ તો ત્યાં ઢૂંકતાં પણ નથી. આવેશમાં આવી જઈને જે કંઈ ખોટું કામ કર્યું હોય કે ખોટાં બોલ બોલાયાં હોય તેને માટે સમજુ માણસનું અંતર એવું તો તેને અંદરથી કોરી ખાય છે કે તે પશ્ચાત્તાપની આગમાં બળ્યા જ કરે છે, બળ્યા જ કરે છે; એને તેમાંથી કોઈ ઉગારી શકતું નથી. એ જ માણસ જ્યારે તેની થયેલી ભૂલ બદલ, તેના ઉતાવળિયા પગલા બદલ માફી માગી શકે છે ત્યારે તેને કંઈક શાતા થાય છે. પણ માફી આપવાની જેટલી સહેલી હોય છે તેથી તો અનેકગણી અઘરી વાત માફી માગવાની છે. માણસમાં કોઈક જ સુખદ પળે તે ઊગી આવે છે. અને ત્યારે તેના મનની જે હળવાશ અનુભવાય છે તેની તો વાત જ શી કરવી! કરેલી ભૂલની માફી માગવાનું મન એકલા માણસને જ થાય છે એટલે તો માણસના મનની મોટી કિંમત છે ને! સાવ હીન કોટિના માણસમાંથી પણ એ ભાવના ભૂંસી શકાતી નથી.

☆

તંત્રી: ઈશ્વરલાલ સો. દવે ● સંપાદક: જયન્ત પરમાર

જયન્ત પરમાર

## યાચના

જગત જીવન બેઉ ભરી તું
જીવન સાથની તૃષ્ણા દે,
જગત વચમાં રહો રહો
માનવતા મૂલ્યાંકન દે.

જગત ભટકી જગમાં જકડી
જીવનની નવધન્યતા દે,
જગત વચ્ચે તાણીવાણી
એક અમુલખ વૃત્તિ દે.

વૃત્તિઓને બાંધી છોડી
ક્યારેક તો નવકૃતિ દે,
પાળી પોષી ફૂલી ફાલી
જગભરનારી કૃતિ દે.

કૃતિઓ કંડારી મૂકી
કૃતિનાં શ્રેષ્ઠ્યો દે,
કૃતિ સાથે કામણ કરતા
કર્તૃકના નવભાવો દે.

ભાવાવેશે જકડી જીવન
જીવનનાં મુક્તક સો દે,
ભાવુકતામાં ન્હાવાનીયે
સાચી નવભાવુકતા દે.

કર્યો કંઈ કંઈ જીવન ભરતા
એવા સ્પર્શીને તું દે,
અર્પેલા એવાં સર્વેનાં
નવાં નવાં આક્રોષો દે.

આજ વહી, કાલેયે વહેશે
કાળ તણી ગણના ના દે,
નવજીવનનાં ડોલન કરવા
વૃત્તિઓ જૂની ના દે.

એક અમોલખ સિદ્ધિ આડે
નડતર એકેયે ના દે,
જીવન–મૃત્યુને આરેથી
મૃત્યુ–પ્યાલો તું ના દે.

★

ગની દહીંવાલા

## રજાઈ અને જાજમ

દરવેશે એક દિવસ તડકે રજાઈ નાખી,
રાત્રે ઉઠાવવાનું ભૂલી ગયા બિચારા;
ત્યાં લાખ આગિયાનું આવીને ઝુંડ બેઠું,
દુન્યાએ એને કલ્પ્યા ઝગમગ થતા સિતારા!

*

વાસ્તવિક જીવન વિસારીને ગની, કોઈક વાર,
કુદરતી સૌંદર્યના પથે વિહરવું જોઈએ.
બેસીને સંધ્યા ઉષાની મખમલી જાજમ પરે,
ચિત્રનું સર્જન કલાકારોએ કરવું જોઈએ.

✶

ભગવતીકુમાર હ૦ શર્મા

## ઝાકળ જોયું

આજ સવારે મેં ઝાકળ જોયું,
આભથી ધરાઆંગણે આવી
વરસેલું એક વાદળ જોયું.
તેલ નિહોણ્યા કેશ શી સૂકી શિશિર કેરી રાત,
ગઈ સાંજે હજી ઢળતી જોઈ પૂરવકેરે ઘાટ,
આજ તો ધરાસુંદરી જાણે લપાતી સદ્યસ્નાત—
જલથી અંગ છબોછલ જોયું.
આજ સવારે મેં ઝાકળ જોયું.
પુષ્કરમાં વિકસેલ કમલના નીલમવરણાં પાન,
એની રે ઉપર ઝાકળનું એક બુંદ કરે મુસ્કાન,
લાગતું જાણે સુંદરી કોઈ કરવા આવી સ્નાન—
વીસરેલું એનું કુંડળ જોયું;
આજ સવારે મેં ઝાકળ જોયું.
પૂનમને અંધાર ખૂણે ત્યાં પ્રગટી સોનલ ઝાંય,
પલમાં ગગનરણની રેત શું શ્વેત બની સોહાય,
ઝાકળ પેલું ધરતી ઉપર ક્યાંય ન રહેજ કળાય—
આજ મીઠું મૃગજળ જોયું;
આજ સવારે મેં ઝાકળ જોયું.

✶

'પ્રવાત'

## એષણા કલ્પના...

જગે મનુજ-ઇચ્છિતા સકળ એષણા કલ્પના
થતી સફળવન્ત ના, મનુજ ધારતાં એ સદા;
છતાં મનુજની બધી અવધ એ ધપતી જતી,
મચે મનુજ કલ્પવા નવલ કલ્પના એષણા.

★

'શાયર'

## અષાઢે

શો વરસે નાથ નિરંજન !
પ્રાણેશ્વરનું રસેશ્વરી શી પ્રાણપ્રિયાનું રંજન.
સભર સભર છલકે રજકણની ફોરમ
ટમટમ ટમટમ ધૂન ઊઠતી ચોગમ
મિલન માધુરી મત્ત વસુધા રટતી જાણે સોહમ્ !
આવ પ્રિય વર
હૃદય સ્વયંવર
તડપત જપતી સુધા બ્હાવરી, આવ આવ દુઃખભંજન !
અણું અણુંમાં અનંતનાં અભિસીચન,
તૃષા તૃપ્તિ બે નયન પક્ષ્મનાં મીંચન
મર્મર મન્દ હવે મધુ રસભર ગૂંજે અભિનવ સિંજન.
સુંદર સ્પરશે
મુકુલિત હરષે
પરિરંભન રસપુષ્ટ અંગ ને પ્રફુલ્લ ઓજસ અંજન.
તરલ ચપલ ચંચલ જામી રસરમણા
હળુ હળુ વાત, મિલન ઉત્સુક પરિક્રમણા
ભયવિહ્વલ વિરહાકુલ અંતર તૃપ્ત, વિરમતી ભ્રમણા.
પ્રિય અભિસરણે
બની પ્રસરણે
શૂન્ય સુંદરી હસે કપોલે ઉજ્જ્વલ વિદ્યુત ખંજન.
નિમિલિત અધર, અવરની સુધબુધ ભૂલી,
પરિપ્લિત સમણે સબ શંકા રહી ઝૂલી
ડગ ડગ શ્રાવણ, અંતરીક્ષ શું રહ્યું ઝળુંબી, ઝૂલી,
મૃદુ મૃદુ ગર્જન
અભિનવ સર્જન
પૃથુલ કણોમાં અપાર્થિવ કોઈ તેજ તેજનું અંજન !

★

વિજયશંકર કામદાર

## પ્રણય-કેલિ

પારેવડાં ! પ્રણય અદ્ભુત ક્યાં શીખ્યાં આ ?
ને મુગ્ધ શાં અનુનયે ! પ્રીત દિવ્ય જાણી ?
માનેલ પક્ષી તમને નિરદોષ ભોળાં,
તો પ્રીતની રીત અપૂર્વ આવી
ક્યાંથી શીખ્યાં ? સુલભ ના હજુ માનવીને.

ચારુ રૂડાં ચરણ શાં અળતે રસેલાં,
ને ચાંચ શી કથી જતી દિલની દિલાવરી !
આ ચાંચથી ચાંચ ગૂંથી પ્રતિક્ષણે
દિવાલપે નર્તી રહો રૂડાં શાં !

હું તો અતૃપ્ત તમને તમ પ્રીત દૈવી
જોયાં કરું સ્વપન મુગ્ધ ઘડી ઘડીયે;
ને કોઈ વાર મુજ પ્રેયસીને નિમંત્રી,
જોવા કહું વિહગની ઉર સંપદા આ,
તો મુગ્ધ શી એ શરમાઈ જાતી !

હું માનવી સૃજનનું સરવોચ્ચ પ્રાણી,
છતાં અમારી લથડે પ્રીતિ કાં ?
ને ક્લેશ—વિચ્છેદ જીવિત ટૂંકે
ડ્હોળી રહે પ્રણયનાં જળ નિર્મળાંને.

ના આવડી તમસમી પ્રીત રીત દૈવી,
ના કોમળા અનુનયો, દિલ-માર્દવે ના;
દાંપત્યનો વણતૂટ્યો નવ દોર લાધ્યો;
ને દર્પ તો ય દિલમાં મનુ શ્રેષ્ઠતાનો.

કો શ્રેષ્ઠ નારી—નર વા અધિકો ?
એ કોયડો પ્રણયની—રસની સમાધિ-
માં લીન થાવા
દેતો કદાપિ નહિ માનવીને.

સંસારે સિદ્ધિઓ સર્વે પામ્યો ને પામશે હજુ,
કિન્તુ ના પ્રીત ભોળાં આ પક્ષીની પામશે મનુ.

★

ત્રણ કાવ્યો : ૯

# સમયના ઝાંઝર

'રાજહંસ'

## ચિત્રોમાં આધુનિક કળાનું આક્રમણ

મુંબાઈ રાજ્યનું વાર્ષિક ચિત્રપ્રદર્શન ભરાયું એમાં ગુજરાતના ચિત્રકારોનાં ચિત્રો પણ હતાં અને મહારાષ્ટ્ર તરફનાં પણ હતાં પ્રાદેશિક હોવા છતાં આવા પ્રદર્શનને ભારતીય ચિત્રકળાનું પ્રદર્શન ગણવું જોઈએ કેમકે પ્રાંતે પ્રાંતે લાક્ષણિકતામાં થોડો ફેર પડે પણ ભારતીય છાપ તો બધે કાયમ રહે એવું કલાશિક્ષણ 'અવનીન્દ્રનાથ ટાગોર આપી ગયા છે. એમણે ચિત્રોમાં ભારતીય શૈલી આણી, તેની પ્રતિષ્ઠા કરી, એની વસ્તુ અને સંયોજન વિશે સારું માર્ગ-દર્શન આપ્યું, અને એમની કલાશાળામાં તૈયાર થયેલા બંગાળના તેમજ બીજા પ્રાંતના ચિત્રકારોએ એમનો આદેશ કબૂલ રાખ્યો. તે પછી ચિત્રકારોએ શૈલીઓના અભ્યાસરૂપે પ્રયોગો કર્યાં હશે. પણ તેમ છતાં ભારતીય છાપ તો એમાં સ્પષ્ટ વરતાતી હતી. આ વર્ષના મુંબાઈ રાજ્યના કલાપ્રદર્શનમાં એ છાપ જાણે વિસરાઈ ગઈ હોય એમ જણાતું હતું. ઘડીભર આપણે માની પણ ના શકીએ કે આ પ્રદર્શન શું ભારતીય ચિત્રોનું છે!

કોઈ પણ કળામાં એકની એક પદ્ધતિ ચાલુ રહે એવો આગ્રહ ના થઈ શકે. નવીનતા એ કળાનો પ્રાણ છે. દુનિયાના પ્રવાહો જોઈ આપણા કળાકારો આકર્ષાય ને વિવિધ પ્રયોગો કરે એ સમજી શકાય પણ એનો અર્થ એવો તો ના થઈ શકે કે ચિત્રોમાં ભારતીય છાપ શોધવી પણ મુશ્કેલ પડે, પ્રદર્શનમાં અપવાદ રૂપે જ જણાય. આધુનિક કળાના પ્રવાહમાં આપણા ચિત્રકારો જલ્દી ખેંચાય એનું દુઃખ ઘણાને લાગશે. આધુનિક ચિત્રકળા તરફ આપણા કલાવિવેચકોએ વધારેપડતું સૌજન્ય દાખવ્યું અને નવી શૈલીઓના ગુણદોષ સ્પષ્ટ કર્યાં નહિ તેનું આ પરિણામ ગણી શકાય. એક રીતે નવીનતાનો પરિચય આપતાં આપણે સૌજન્ય બતાવવાનો વિચાર રાખ્યો અને એથી કંઈક પ્રશંસા પણ કરી. ચિત્રમાં કે શિલ્પમાં જેઓ આધુનિક પ્રવાહો તરફ ખેંચાય તેમણે ભારતીય કળાના તત્ત્વ સામે આધુનિક કળાનું સામર્થ્ય ચકાસ્યું નહિ, તુલનાત્મક અભ્યાસ ના કર્યો, અને નવા પરદેશી કાજે ઓચિંતાં દ્વાર ખોલી નાખ્યાં જેવું કર્યું. પરન્તુ હવે જ્યારે આપણા ચિત્રકારો એ દિશામાં જુસ્સાથી આગળ વધી રહ્યા છે, ત્યારે આપણે એ વિશે જરૂર વિચારવું જોઈશે.

### આધુનિક કળાનો પરિચય

કહે છે કે પહેલાંની ચિત્રકળા હુબહૂ સ્વરૂપ આલેખવામાં નિષ્ણાત થઈ ચૂકી એટલે એ શૈલીમાં ઝાઝો વિકાસ કરી શકાય એવી શક્યતા ના રહી. એમ પણ કહે છે કે નવી આધુનિક શૈલી વસ્તુનું સ્થૂળ દર્શન ભલે ના કરાવે પણ ચિત્રકારનું માનસદર્શન કરાવે તેથી એ ચડિયાતી કળા છે છે એવાં ચિત્રો સમજવાં અઘરાં લાગે પણ ધીરે ધીરે લોકો એનો સંદેશો ઝીલતા થશે ત્યારે એમાંથી વધારે પ્રેરણા મેળવી શકશે. એમાં વસ્તુનો નિર્દેશ ઉપરાંત એનાં વિવિધ લક્ષણો પણ ઉપસાવવામાં આવે છે, અને એ વસ્તુને જીવન સાથે કેવો સબંધ છે તે ચિત્રના રંગ, ગોઠવણી અને પદ્ધતિ દ્વારા કહેવામાં આવે છે. આ રીતે આધુનિક ચિત્રો એ વસ્તુઓનું ચિત્રકારે કરેલું માનસદર્શન થયું.

આ નૂતન શૈલી પરદેશોમાં ખૂબ પ્રચલિત થઈ છે.

એના ઉસ્તાદોના એક એક ચિત્રની લાખ ડૉલરથીયે વધુ કિંમત ઉપજે છે. પિકાસોના એક ચિત્રના હમણાં જ ૫૫૦૦૦ પાઉન્ડ ઉપજ્યા. યુરપના ઘણાખરા દેશોમાં એનું જોર વધી રહ્યું છે, અમેરિકા ને રશિયા જેવા દેશોમાં પણ એ પદ્ધતિઓ પ્રચલિત બની છે. મકાનો બાંધવામાં પણ આવો જ નવો પવન વહે છે. મકાનની આજુબાજુના પ્રદેશને અનુરૂપ થવા નવું સ્થાપત્ય નવા ઘાટ લઈ રહ્યું છે. ક્યાંક મકાનને અધૂરું રાખવાની કાળજી લેવાય છે, તો ક્યાંક એના ખૂણાઓ વધારેપડતા ખેંચવામાં આવે છે, ક્યાંક છાપરું અધૂરું કર્યાનો ભ્રમ ઊભો થાય છે તો ક્યાંક ભીંતને અડીખમ રાખે છે, ક્યાંક બહારપડતું ચોકઠું દઈ ફ્રેમ કર્યાનો ખ્યાલ આપે છે તો ક્યાંક દાદરને આડા તેડા રઝળતા મૂકી નવીનતા ઊભી કરવામાં આવે છે. આમ વિવિધ પ્રયોગો ચાલે છે.

આપણે એ જાણવું છે કે આવી આધુનિકતામાં એ ટકી શકે એવું સામર્થ્ય કેટલું? પહેલાંની કળામાં કમાન, ઝરૂખા, તોરણ, દ્વાર, સ્તંભ, કુંભી, ટોડલા, એ દરેક સાથે ઘાટ અને કારીગરી ભળેલાં હતાં. ફૂળફૂલ ઝાડપાન ને પ્રાણીઓમાંથી સામ્ય લીધું હતું, મહેચ્છાઓને ઘાટ દીધા હતા. તેને મુકાબલે આ નવું સ્થાપત્ય વધારે આવકારપાત્ર છે? એમાં ઉપયોગિતાની વધારે દૃષ્ટિ હોય, કરકસરની નજર રાખી હોય, માત્ર નવીનતા પીરસવી હોય તો જુદી વાત. પણ એને કલાત્મક ગણવી કે કેમ, ભારતીય કળાને ખસેડીને એને પ્રધાનપદ આપવું કે કેમ એ વિચારવા જેવું છે.

નવાં ચિત્રો સમજવા તેવો યત્ન કરવા છતાંયે મુશ્કેલ છે. અને જે ઝટ ના સમજાય તે જરૂર ગહન હશે એવો ખ્યાલ રાખી એને નભાવી લેવાય કે આદર દેવાય એમ પણ બને! એ ચિત્રો અગર આંતરદર્શન કરાવે છે તો આપણે એના ચિત્રકાર વિશે વધારે જાણવું રહ્યું, મુંઝાવું રહ્યું, અને એ શ્રમ ઉઠાવી રહ્યા પછી વિચારવું રહ્યું કે એનું દર્શન વિકૃત તો નથી ને! નહિ તો ચિત્રમાં જે ગુંચવાડો ખુલ્લી રીતે દેખાય છે તે એના મનમાં આવે જ શેનો? પેલું અધૂરાપણું જે ઇરાદાપુર્વક રાખવામાં આવ્યું હોય છે તે કલાકારની જીવનદૃષ્ટિનું જ અધૂરાપણું નથી ને! નહિ તો આવી ઉતાવળ કે બેપરવાઈ શાને?

કળાની કૃતિ સમજવા માટે માણસે કેળવાવું જોઈએ એ વાત કબૂલ રાખીએ: પણ સાથે સાથે કૃતિને જોયા પછી એણે પોતાના માનસ પ્રમાણે મનમાં ભાવ ઉપજાવવાનું કામ પણ કરવાનું છે. આથી જ સારા લેખકો જેનું આલેખન કરે તેને સુંદર બનાવે છે, પણ વાચકને માટે કંઇક અસ્પષ્ટ રાખે છે જેથી એની કલ્પના આગળ વધી શકે. એમ કરવાથી એમનું આલેખન અધૂરું તો નથી જ રહેતું, દર્શન મુશ્કેલ નથી બનતું, પ્રેરણા અગોચર નથી રહેતી. સમર્થ ને પ્રૌઢ કળા એ વાંચનાર, જોનાર, કે વસનારનું હૃદય ભરી દે છે અને એના ભાવનો ઝરો છલકીને આગળ વહે છે.

નવીનતાને નામે આધુનિક કળા ભદ્દી થઈ છે. એમાં થીંગડા વધારે છે ને ઘાટ ઓછો છે. કોઈ ચાળાપાડતું હોય, કોઈ થાકી ગયું હોય, કોઈ ભાગેડુ બન્યું હોય એવી છાપ ઉપજાવે છે. આ શૈલીઓ રઝળુ માનસનો પરિપાક છે. જો એ રીતે આજના સમાજના સ્વભાવમાં રહેલી ચંચળતા, ઉપરચોટિયા વૃત્તિ, લપસણિયતા, ગુંચવાડો, જાળાં—એવું જણાવવું હોય તો જુદી વાત. પણ એમ તો કોણ કબૂલ કરે! આ રીતે તો આપણે કળાની મારફતે જીવનમાં વિકૃતિ ઘુસાડી રહ્યા છીએ, અને કળાનાં મૂળભૂત મૂલ્યોની ખાસી ઉપેક્ષા કરી રહ્યા છીએ. આપણે ભૂલી જઈએ છીએ કે એકવાર તૂત ચલાવ્યા પછી એ બીજી ઘણી બાબતોમાં પેસવા કરશે. આપણાં હલનચલન, પહેરવેશ, શિષ્ટાચાર, સભ્યતા અને રિવાજો ઉપર અસર થતાં થતાં આપણા સ્વભાવ ઉપર એનું દબાણ આવશે.

## કળાનું જીવનમાં સ્થાન

કળાને આપણે ઊંચું સ્થાન અમસ્તું નથી આપ્યું. એની દ્વારા આપણે લોકઘડતરનું કામ કરી રહ્યા

છીએ. એનાથી સુરુચિ કેળવાય છે અને એની અસર કેટલી વ્યાપક હોય છે! ધંધાદારી કળા પણ ધોરણ જાળવે તો વેપારઉદ્યોગમાં પ્રમાણિકતા, વ્યવહારશુદ્ધિ, કદરદાની, બીજાને વધારે ઉપયોગી થવાની વૃત્તિ, નિયમિતતા જેવા ગુણો વિકસાવી શકે છે.

કળાના વિકાસ માટે આપણે કેટલીક મર્યાદાઓ બાંધી છે. શૃંગારને બહુ લડાવ્યો નથી, સ્ત્રીને માનભર્યું સ્થાન આપ્યું છે. વ્યક્તિઓનાં ગુણગાન આઘે રાખ્યાં છે. શૈલીની ખાતર ગૌણ વસ્તુઓને મોખરે કરી નથી. પશુ પંખીઓમાંયે સામર્થ્ય કે સુંદરતા જોવા છતાં ભીષણતા કપટ કે બેસદિલીનો અભાવ પસંદ નથી કર્યો. પસંદગીમાં વિવેક જાળવ્યો છે, હેતુ માન્ય રાખ્યો છે.

આપણે કળાના દર્શનથી પ્રસન્ન થવું છે, તેમ પ્રભાવિત પણ થવું છે. આપણે છીએ તે કરતાં કંઈક વિશિષ્ટ બની રહીએ એ રીતે કળાનો આધાર લેવો. આ બંને તત્ત્વોનું પ્રમાણ જાળવવું છે. એનો સંદેશો વધારે વ્યાપક કેમ બને તેનો ખ્યાલ કરવો છે. મન જે જોઈને માત્ર ખુશ થાય તે આપણે પસંદ કર્યું નથી પણ મન ઊંચી જાતનો હરખ કરતાં શીખે. વિશાળ અને ઉદાર બને, સ્વસ્થ બને, એ રીતે એ કેળવાય તેમ કરવું છે. મનને જે કેળવે નહિ તે કળા નહિ, એ હુન્નર ગણાય. ઘણા હુન્નર કળાની સપાટીએ પહોંચી શકે, પણ હુન્નર ઊંચી કક્ષાનો હોવાથી એ કળા ના બને. જ્યારે આધુનિક કળાના પ્રયોગોમાં શૈલીની ધૂન વધારે રહે છે, વસ્તુ ઉપર અનેક પ્રકારનાં આવરણો પડેલાં હોય છે. કળાનો હેતુ જેમાં ના જળવાય તેને આપણે કળા તરીકે અપનાવી શકીશું! અને તે પણ ભારતીય કળા તરીકે!

ચિત્ર કે શિલ્પ નરી ફોટોગ્રાફી જેવું હુબહૂ હોવાની આપણે જરૂર માની નથી. બલ્કે એમાં મનોરમ ફેરફારો કર્યા છે, સ્વચ્છતા અને સાદાઈ આણી છે, રેખાઓ વધારે અંતર્ગત કરીને વસ્તુને ઉઠાવ આપ્યો છે, પ્રમાણની છૂટ લઈ મૂલ્યો સૂચવ્યાં છે, પશ્ચાદ્ભૂ ઉડાવી દઈને કે સાદી બનાવીને ચિત્રહેતુ દૃઢ કર્યો છે. અને તેમ છતાં શૈલીમાં પારાવારની ખૂબીઓ પણ રાખી છે, બહુ જતનથી ખીલવી જાણી છે. આમ શૈલી અને વસ્તુ, પ્રમાણ અને સંયોજન એમાં હુબહૂપણાનો આગ્રહ છોડી દઈ આપણે એ દરેકને હેતુલક્ષી બનાવીને ભારતીય ચિત્રકળા વિકસાવી છે, એનેય શું આધુનિક છંદ અભરાવી જશે?

## મૂર્તિવિધાન ભલે સજીવન થાય

મૂર્તિવિધાનમાં આ દેશે જેવી સિદ્ધિ મેળવી છે એવી ભાગ્યે જ કોઈ દેશે મેળવી હશે. બાહ્ય રૂપ ઉપર આંખ ઠરે એવાં તો સુશોભનો માત્ર. જે પ્રતિભા ચમકાવે છે એ તો દેવદેવીની મૂર્તિઓ. જેમની વાસના અને વૃત્તિઓ શમી ગઈ છે. જેમનું મન શાંત ને સ્થિર થયું છે. જે પરમ આનંદ માણી રહ્યાં છે. જે કરુણા વર્ષાવી રહ્યાં છે એવી મૂર્તિઓ જગતભરમાં બીજે નથી. ને તેમ છતાં નૂતન ભારતને મૂર્તિવિધાનમાં જાણે હવે રસ નથી. પરદેશી મુસાફરોને જૂનો સંગ્રહ બતાવવો છે. પણ એ કળાને સજીવન કરવાની હોંશ નથી, કોઈ એવો પ્રયત્ન પણ કરતું નથી. જૈન ધનપતિઓ એમનાં મંદિરોના જીર્ણોદ્ધારમાં મૂર્તિઓ કરાવે એટલે જાણે દેશમાં બીજા કોઈને એવી ગરજ રહી નથી?

આપણે નવયુગનાં માનવી તરીકે મૂર્તિઓ બેસાડવાથી શરમાઈએ કે પછી બિનસાંપ્રદાયિક રાજ્ય હોવાથી હિંદુ દેવદેવતાની પ્રતિષ્ઠા મુનાસિબ ના ગણાય! ભલે દેવ દેવીનું નામ લીધા સિવાય નરનારીનાં શિલ્પો, માણસે વિકસાવેલી ઉચ્ચતમ મનોદશાની સૂચક આવી મૂર્તિઓ સન્માન સાથે આપણા ઉદ્યાનોમાં કે નગરચોકમાં કેમ ના મૂકવી જોઈએ! નવાઈ તો એની છે કે આપણી જાહેર ઈમારતો બંધાય છે જ એ ઢબે કે એના પ્રાંગણમાં આવી મૂર્તિ મૂકતાં જ મકાન લજવાઈ મરે, પાંચ પચીસ વર્ષે પણ કોઈ મૂકી શકે એવો જોગ રાખ્યો નથી. લાખોના ખર્ચે ચર્ચગેટનું નવું સ્ટેશન બંધાયું,

સુરતનું બંધાયું, અમદાવાદનું બંધાશે. પણ ગાંધીજીની મૂર્તિ ના મૂકવી એમ ઠર્યું તેની સાથે બીજી કોઈ પણ પ્રતિમા ત્યાં મૂકવી એમ શાથી? જે કળા દેશના હાડમાં છે તેને બહાર કાઢવાનો યત્ન કરવો જોઈએ કે ઢાંકવાનો? સંભવ છે કે પહેલાં જેટલું ભાવમાધુર્ય આપણે એકાએક નહિ લાવી શકીએ. તેથી શું એ દિશાનો પ્રયત્ન છોડી દેવાથી કામ સરશે?

હવાઈ મથકો, રેલ્વે મથકો, ઉદ્યાનો, વિદ્યાપીઠો, સંગ્રહસ્થાનો, ને ત્યાં તેમજ નહેરોના બંધ પાસે અને સાગરના સાન્નિધ્યમાં, ટેકરીઓના મથાળે, નવી બંદરગાહે, સ્મશાનોના દ્વારે, રમતોના મેદાને, એમ અવનવાં ઠેકાણે આપણે શાંત ભવ્ય ને સુંદર મૂર્તિઓ ભારતીય ભાવ અને લક્ષણોથી વિભૂષિત કરીને પ્રતિષ્ઠિત કરતા રહેવી જોઈએ. એને અનુરૂપ છત્રીઓની કળા ખીલવવી જોઈએ. એની ફરતા હોજ-ફુવારાની રચના કરવી જોઈએ. એમ કરતાં નાણું ખરચ થઈ ગયાનો ઉચાટ કદી આગળ ના કરવો જોઈએ. શું દેશમાં બીજે કમ નાણું વપરાય છે? ને જ્યાં વપરાય છે તે જ પ્રજાહિતનો એકલ માર્ગ છે શું!

## સાહિત્યમાં આવી છે અગતિ

આશ્ચર્યની વાત છે કે આધુનિકતાની અસર તળે આપણું સાહિત્ય આવી છલાંગો મારી દોડી ગયું નથી. ચિત્રો અને સ્થાપત્ય જેવી અસર સાહિત્યમાં થઈ હોત તો?

હમણાં હળવું લેખન વધી રહ્યું છે, એવાં ચોપાનિયાં પણ ઘણાં ફેલાય છે. પણ એમને સાહિત્ય તરીકે કોઈ લેખતું નથી. એના વિશાળ વાચક વર્ગનેય એટલી તો સમજ છે કે આ બધું ફાલતુ છે, વખત કાઢવા પૂરતું છે, વાંચીને ફેંકી દેવા જેવું છે. એને બીજે છેડે ગંભીર સાહિત્ય લખાય છે જે થોડા જ વાંચે સમજે. પણ એ નિશાની અળખામણી નથી, કારણ કે એમાંય નર્યું પાંડિત્ય છલકાતું નથી. પંડિત યુગને આપણે વિદાય આપી છે અને હવે તો સુખલાલ પંડિત જેવા વિરલ જ આપણી પાસે મોજુદ છે, જો કે એ કક્ષાના કૃતિઓ તો વધારે પ્રમાણમાં છે.

વચલા થરનું સાહિત્ય સમાજનું દર્શન તો કરાવે છે, પણ એ દર્શન સમાજને ઉપકારક થતું હોય એમ નથી જણાતું. એક જ જાતનો ઘાટ ઊતરતો જાય છે અને એમાં પરણવાની સમસ્યાના કૂચા કરી નાખ્યા છે. એ સાહિત્ય કૈંક અંશે જકડાઈ ગયું છે—પ્રજાજીવનની માફક જ. અને બીજાં પાંચ દશ વર્ષ એમાં જ જવાનાં એમાં શક નથી. ત્યાર પછી વિવિધતા ને નવીનતા જણાશે.

પરંતુ ગુજરાતનું જીવન નવો પલટો લે તે પહેલાં એને ઘડવાનું કામ તે આજના લેખક વિચારક ને કલાકારનું છે. વિનાકારણ એ હક રાજકારણે દશકાથી ઝડપી રાખ્યો છે ને તે હવે છૂટવો જોઈએ. એની પાસે હતાં ત્યારે સ્વપ્નાં હતાં, મહેચ્છાઓ હતી, આદેશ હતો. હવે એમાંથી એ પરવારી ગયું, અને ફરીથી સાહિત્ય ને કળાએ લોકવિચારને કલ્પનાની ઉમંગની ને આશાની પાંખો દેવાની છે. ગફલત રહી તો ચિત્ર-સ્થાપત્ય જેવું ધતીંગ સાહિત્યમાંયે પેસી જાય એવો ભય અસ્થાને નથી.

## ગુજરાતીપણાની ફિલ્મ ક્યારે?

ચિત્રકળાની સાથે ફિલ્મ યાદ આવે. ગુજરાતી ફિલ્મ જેવું ખાસ કાંઈ હતું નહિ અને હમણાં છે નહિ. એ ખટકે એવી વાત છે. ગુજરાતી ફિલ્મ બંગાળી ફિલ્મની તોલે ઊતરી શકે તો કેવું સારું! એવી શક્યતાઓ પણ ઘણી છે. પરંતુ, જાણે એનો સમય હજુ પાક્યો નથી.

ફિલ્મ વગોવાઈ છે અને તે પણ વાજબી રીતે છતાં એ અસરકારક અને સુલભ સાધન છે એની કોણ ના કહી શકશે? કૈંક સરકારી સહાય મળે અને કૈંક કલાકારોનો ઉત્સાહ ઊપડે તો આ ક્ષેત્રે ગુજરાતે સારી પ્રગતિ કરવા જેવી છે. અને એમાંયે સાવધ ના રહી શકાયું તો આધુનિક વિકૃતિઓ જોર કરીને પેસી જવાની, એ પછી એમને કાઢતાં મુશ્કેલી થવાની.

ગુજરાતને આંગણે નવી રંગભૂમિ ઊઘડે છે એ આનંદની વાત છે. નવા અવેતન કલાકારો હોંશથી આગળ આવવા મહેનત કરી રહ્યા છે. પણ એમણે સમજી લેવું જોઈએ કે ધંધાદારી રંગભૂમિને બાજુ પર રાખી અવેતન રંગભૂમિ આગળ નહિ ધપી શકે. ભલે અવેતન કલાકારો નવા વિચારોનો ઉમંગ રાખે, પ્રૌઢ કલાકારો તો ધંધાદારી ક્ષેત્રે જ શોભે અને ત્યાંથી જ અસરો ફેલાવે તે વાજબી ગણાય.

આ રંગભૂમિ ઉપર હમણાં છે તેથી વધુ માત્રામાં પ્રચારનું તત્ત્વ આપણે ના મૂકવું જોઈએ? સામાજિક બાબતો કેટલીય એવી પડી છે તેની ચર્ચાવિચારણા નહિવત થાય છે. ન્યાતોના પ્રશ્ન રંગભૂમિ ઉપર આવ્યા હોય તો લોકરંજન અને લોકઘડતર બન્ને કામ ઉકલે. પણ ન્યાતને હમણાં કોણ હાથ લગાડે—એ બિચારી વગોવાઈ ગઈ છે અને તે પણ વિનાકારણ. બાકી એના જેવું પરસ્પરની લાગણીથી સભર એવું કાર્યક્ષેત્ર બીજું ક્યાં છે?

રંગભૂમિ ઉપર આધુનિક કળાનું ચેતનું મોજું ફરી વળે તે પહેલાં આપણે એમાં હેતુ અને વાસ્તવ લાવવાં જોઈશે, આશા, અને ઉમંગો, સાહસો અને જિજ્ઞાસા જગાડવાં જોઈશે. એવા પ્રયત્નો ચાલુ છે એટલો ધરવ છે.

પરંતુ ગુજરાતીપણું જેમાંથી નીતરતું હોય એવી સૌમ્ય ને સાત્ત્વિક કંઈક હેતુલક્ષી કટાક્ષયુક્ત, કંઈક તરવરાટથી રંગાયેલી, આપણી અસ્મિતાને જગાડતી, એવી ફિલ્મ બને તો તેને ટેકો આપનાર કોઈ ગુજરાતી નહિ નીકળે?

★

## સદ્‌ગત ભૂરાલાલ શેઠને અંજલિ

ગુજરાતી સાહિત્ય પ્રકાશન ક્ષેત્રની અગ્રણી પેઢી મેસર્સ આર. આર. શેઠની કંપનીવાળા શ્રી ભૂરાલાલ ર. શેઠનું ૫૭ વર્ષની ઉંમરે સોનગઢ (સૌરાષ્ટ્ર) મુકામે ટૂંકી માંદગી ભોગવીને હૃદય બંધ પડતાં તા. ૨૭-૬-'૫૯ ને શનિવારે સાંજના ૭ વાગ્યે અકાળે અત્યંત દુઃખદ અવસાન થયું છે.

ગુજરાતી સાહિત્ય પ્રકાશન વ્યવસાય પ્રાથમિક અવસ્થામાં હતો ત્યારે એ ક્ષેત્રમાં પડી એમની બાહોશી અને પુરુષાર્થથી પેઢીને એમણે આજની સદ્ધર સ્થિતિમાં મૂકી છે. ગુજરાતી સાહિત્યનો ફેલાવો ગુજરાતમાં જે થયેલો જોવા મળે છે તેમાં આ પેઢીનાં પ્રકાશનોએ પણ સારા પ્રમાણમાં ફાળો આપેલો છે.

સદ્‌ગત પ્રકાશન આલમમાં જે જાણીતા હતા, તેમ ધંધા વિના પણ એમનું વિશાળ મંડળ હતું. અને એ સૌની એમણે પ્રીતિ સંપાદન કરી હતી. એમના પરગજુ સ્વભાવને લીધે એમના જતાં સોનગઢની પ્રજાએ આઘાત અનુભવ્યો હતો. ગામમાં હડતાલ પડી હતી અને સ્મશાનયાત્રામાં એવા ગામમાં બે હજારની સંખ્યા ઊમટી પડે તે સદ્‌ગત પ્રત્યેની ચાહના બતાવે છે.

મુંબઈમાં વેપાર હોવા છતાં ગ્રામજીવનના ચાહક હતા એટલે પ્રેસ એમણે સોનગઢમાં નાખ્યું હતું. અને વરસનો મોટો ભાગ એ ત્યાં રહેતા હતા પોતાના કુટુંબ ઉપરાંત ભાઈઓના બહોળા કુટુંબને પણ એમણે પોતાનું માની જે છાયા આપી છે તે જૂની પેઢીની સંયુક્ત કુટુંબની ભાવના એમનામાં મૂર્ત થયેલી જોવા મળતી હતી. એમના કુટુંબનો એ ઘા સહેવાની અને એમના આત્માને પ્રભુ શાંતિ આપે.

—ઈશ્વરલાલ મો૦ દવે

પન્નાલાલ પટેલ

# ઉષાનાં ભાઈબંધ

માનવીથી ખરાબ કામ થાય નહિ અને સારું છોડાય નહિ એવો બોધ આપતી આપણા જાણીતા લેખકની આ એક સુંદર બાળવાર્તા છે. માણસ અને પંખીને એક સાથે વણી લેતી આ વાર્તા એકલાં બાળકો માટે જ નહિ પણ મોટેરાંઓને પણ વાંચવી ગમે તેવી છે.....

ભર ચોમાસુ હતું. ધરતી લીલાં કપડાંમાં સોહતી હતી. આકાશ સફેદ કપડાંમાં ઓપતું હતું. ને આ બેની વચ્ચે પેલી ખુશનુમા હવામાં, માનવીઓ જાતજાતના વ્યવસાયમાં મસ્ત હતાં તો પશુઓ લીલું સૂંવાળું ઘાસ ચરવામાં રત હતાં. પણ એક પક્ષીઓ આ ભર ચોમાસે, ધરતી ઉપરનાં બીજ દબાઈ જવાથી ને ઊગી નીકળવાથી કીડા ઈયળ જેવા ચારા માટે ફાંફાં મારતાં ઈધર ઉધર ભટકી રહ્યાં હતાં.

પણ આ બધાં પક્ષીઓમાં ગામમાં વસનાર ને તેમાંય ખાસ કરીને ચકલીઓને ચણવા માટે મહા દુઃખ હતું. કારણ અહીં ગામમાં વેરાયેલાં બીજ કાદવ કિચ્ચડમાં ભળી ગયાં હતાં.

એટલે જ તો પછી, વડીલો પાસેથી ભૂખે મરતાં આ પક્ષીઓની વાત સાંભળી હતી એવાં નાનાં છોકરાં બાજરી, ડાંગર કે ચોખા જેવું ધાન, ચકલીઓ માટે પોતપોતાની પરસાળમાં કે કોરી જગ્યામાં વેરતાં હતાં ને ?

ને એ પ્રમાણે રામશંકર માસ્તરની છ સાત વર્ષની ઉષા પણ પોતાના લીંપેલા ગૂંપેલા ચોપાડમાં સવારે બપોરે ને સાંજે એમ ત્રણે વખત અક્કેક મૂઠી ચોખા દરરોજ વેરતી ને પછી એક બાજુએ બેસી ચકલીઓને બોલાવ્યા કરતી : 'તી....તી....તી....તી....!' વળી આસપાસમાંથી કોઈ બિલાડી એમના ઉપર ઝડપ ન મારે એની ખબર પણ રાખ્યા કરતી હતી. ને સાથે સાથે આ બધાં ચકલાંને ચણતાં જોઈ રહ્યા કરતી હતી.

ઘરની પાંખે માળા કરીને રહેતી ચકલીઓ, તી....તી...તી....તી....ના અવાજ સાથે ઘાસનાં માળામાંથી બહાર નીકળી આવતી. બહાર ચારો શોધવા ગયેલી પણ એક એક કરતી આવી લાગતી. વળી સાથેના કે બાજુના ઘરમાં વસતી હતી એ પણ ઊડી આવતી. આમ અડધી ચોપાડ ચકલીઓથી ભરાઈ જતી. ને પછી ચીં ચીંના અવાજ સાથે દરેક ચકલી પોતાની નાનીશી ચાંચ વડે ચોખાના દાણા ચપોચપ ચણ્યે જતી હતી. એમાં પછી ચણતાં ચણતાં જાણે વાતો પણ ચાલતી હતી. તો કોઈ કોઈ વળી ઝઘડી પણ પડતી હતી. ઝઘડામાંથી મારામારી થઈ જતી ને મારામારીમાંથી કોઈવાર એવી બાથંબાથી થઈ બેસતી કે એક બાજુ પર બેઠી બેઠી જોઈ રહેલી ઉષાને પછી વચ્ચે પણ પડવું પડતું હતું.

તેમાંય એકવાર તો પેલી બે ઝઘડાખોર ચકલીઓ વચ્ચે ભારે લડાઈ જામી પડી. જેમ પેલા પહેલવાન એકબીજાના હાથમાં હાથ ભેરવે છે એ રીતે આ બે ચકલીઓએ ચાંચમાં ચાંચ પકડી લીધી હતી. ને પછી એકબીજા સામે એવું તો જોર અજમાવવા લાગી કે એક ઉપર બીજી ને બીજી ઉપર એક એમ ગડંગોથાં ખાવા લાગી.



આ વખત તો ઉષાને પણ એવી રીસ ચડી કે છૂટાં પાડવા જ ન ઊઠી : 'લડો ત્યારે. થાકશો એટલે ઘણીય પછી આપમેળે છૂટી પડશો. તમારેય લડવાનો આર તો વેરાય જરા !'

પણ ત્યાં તો એકબીજીનો પક્ષ લેતી બીજી ચકલીઓય આ લડાઈમાં આવી ભળી. ને પછી એવો બધો કલબલાટ ને ચાંચંચંચી મચી રહ્યાં કે—

ગુસ્સે ભરાયેલી ઉષાને છેવટ ઊઠવું જ પડ્યું : 'અરે આ તો ચણવાનું ઠામ છે કે લડાઈનું મેદાન ?' ને 'હુ..સ' કરી બધીય ચકલીઓને એણે ઉડાડી મૂકી. વઢવું તો ચાલુ જ હતું : 'ખાવા મળ્યું ત્યારે આ લડવાનુંય સૂઝ્યું ને ? આવજો હવે વે'લાં વે'લાં બપોરે ચણવા પાછાં.' ને રીસમાં ને રીસમાં ચોપાડમાં પડેલા ચોખા પણ વાળી લીધા....ને સમય થતાં નિશાળે ચાલતી થઈ.

પરંતુ ઉષાબેનને રીસ ચડી છે એવું ચકલીઓ કંઈ ઓછું સમજતી હતી ? એ તો બપોરનો સમય થયો ને રોજની ટેવ પ્રમાણે 'ચીં'.... ચીં'....' કરતી આવવા લાગી.

બીજી બાજુથી ઉષા પણ રિસેસમાં ઘેર આવી. ને બપોરનો નાસ્તો કરી ચકલીઓને ચોખા નાખ્યા વગર રોજને ઠેકાણે મોં ચડાવીને આવી બેઠી. એણે જોયું તો પેલી આવનાર ચકલી ઈધર ઉધર નજર નાખી જાણે નિરાશ થઈને 'ચીં'...ચીં'....' કરતી પાછી વળી જતી હતી બેચાર ચકલીઓ તો ચોપાડમાં બેસી 'ચીં'....ચી....' કરતી ને ફૂદકા ભરતી ઇંચ ઇંચ ભર જમીન પણ જાણે જોવા લાગી.

ને જોતાં જોતાં વળી બે ચકલીઓ લડી પડી. ને સવારની જેમ ચાંચમાં ચાંચ ભરવી એવી તો બાથંબાથી કરવા લાગી કે—અરે એક-બીજીથી બાઝેલી હાથ બે હાથની ઊંચાઈએ ઊછળતી વળની પાછી જમીન ઉપર એવી તો પછડાતી હતી કે—રૂસણાં લઈ બેઠેલી ઉષાનો વચ્ચે પડ્યા વગર વળી પાછો છૂટકો જ ન થયો.

પણ આ ઝઘડાખોર ચકલીઓને ઉડાડી મૂક્યા પછી, કોઈપણ ચકલી ચોપાડમાં દાખલ ન થાય એની પણ એણે તાકેદારી રાખવા માંડી ને બબડવા લાગી : 'લડો હવે વરસાદમાં જઈને. જાઓ. પેલા કીડા ખોળી ખાઓ એ જ દાવની છો. .અરે ભૂખે મરશો તો ય મારે શું ?'

એટલામાં ઉષાના બાપુજીય ચા પતાવીને ચોપાડમાંની ખુરસી ઉપર આવી બેઠા. ને એમણે જોયું તો ઉષાએ આજે ચકલીઓને ચણવા માટે આ બપોરના દાણા નો'તા નાખ્યા. વળી તી...તી...તી...તી.. ! કરી ચકલીઓને બોલાવતી પણ ન હતી. અને જોયું તો ઉલટાની એ તો ચોપાડમાં આવવા મથતી ચકલીઓને પાછી કાઢી મૂકતી હતી.

'કેમ બેટા, આજ તારાં આ ભાઈબંધ ચકલાંને કંઈ નાખતી નથી ને કાઢી મૂકે છે ?' પિતાએ પૂછ્યું.

'હાં આ ! નાખું ?'

'પણ ન નાખે તો ખાલી બિચારાંને બેસવા તો દે ?'

'ખાલી ખાલીય એ તો વઢવઢ કરે છે, બાપુજી.' ઉષાએ ફરિયાદ કરી.

'ત્યારે તો વઢતાં હતાં માટે તેં એમને ચણવાનું નાખવું બંધ કર્યું છે એમ કે' ને ?'

'હાસ્તો વળી.'

'તો હવે તું જ કે'! તું આ ચકલીઓને દાણા નાખતી હતી એ સારું કામ કરતી હતી કે ખોટું ?'

'સારું વળી.'

'ને હવે આ નાખવાનું બંધ કર્યું એ કેવું—સારું કર્યું કે ખરાબ કામ કર્યું ?'

'પણ એ તો આ લડી મરતાં હતાં એટલે પછી—'

પિતા એ જ વહાલથી વચ્ચે બોલ્યા, 'એમની વાત જવા દે હવે; કારણ કે એ કંઈ સમજતાં નથી. એટલે હવે તું તારી વાત કર. તેં દાણા નાખવાનું બંધ કર્યું એ સારું કામ કર્યું કે ખરાબ ?'

'ખરાબ જ તો ત્યારે.' ઉષાને કબૂલવું જ પડયું.

'તો બસ ત્યારે જા, ને એમને દાણા નાખ, બેટા. ને યાદ રાખ કે આપણે માનવી છીએ માટે આપણાથી ખરાબ કામ થાય નહિ ને સારું કામ છોડાય નહિ.'

ને ચકલીઓથી રૂસણાં લઈ બેઠેલી ઉષાને પિતાની આ વાત એટલી બધી ગમી ગઈ કે એના આનંદમાં એ એકને બદલે બે મૂઠી ચોખા ભરી લાવી. ને પછી આખીય ચોપાડમાં કણ કણ કરી વેરતી ગઈ, નાચતી ગઈ ને એનાં ભાઈબંધ ચકલાંને બોલાવતી ગઈ: 'તી....તી....તી....તી....!' તો વચ્ચે વચ્ચે પેલી ગમી ગયેલી શિખામણ પણ ગાવા મંડતી : આપણાથી 'ખરાબ કામ થાય નહિ ને સારું છોડાય નહિ.'

[ 'બાલદક્ષિણા'ના સૌજન્યથી ]

*

એપ્રિલ ૧૯૫૯ સુધીમાં ૪૧ લાખ લોકોને કુટુંબ નિયોજન પદ્ધતિઓનું શિક્ષણ આપવામાં આવ્યું હતું અને ૮.૭૪ લાખ લોકોને એ વિષે સલાહ આપવામાં આવી હતી. એપ્રિલ ૧૯૫૯ દરમિયાન, ક્ષેત્ર કર્મચારીઓએ ગ્રામ-પ્રદેશમા ઘર ઘરની મુલાકાત લઈ ૧૦૧૯૧ નવા સંપર્ક સાધ્યા હતા જ્યારે શહેરી વિસ્તારમાં ૫૯૭૫ નવા સંપર્ક સાધ્યા હતા. જુદાં જુદાં ચિકિત્સા કેન્દ્રોમાં ૧૨૮૧ સામાન્ય સભાઓ અને ૧૫૨૬ જૂથ-સભાઓ યોજવામાં આવી હતી અને એમાં અનુક્રમે ૫૯૬૯૪ અને ૧૯૬૧૯ લોકોએ હાજરી આપી હતી. માસ દરમિયાન ચિકિત્સા કેન્દ્ર ખાતે માસિક સરાસરી હાજરી ગ્રામ અને શહેરી પ્રદેશમાં અનુક્રમે ૩૬ અને ૯૧ હતી

## આ અંક મોડો છપાયો છે

કોઈવાર નહિ ને આ વખતે જ ઊર્મિ ૧લીને બદલે ૮મી તારીખે વાચકોના હાથમાં પહોંચશે. પ્રેસમાં અણધારી ઊભી થયેલી પરિસ્થિતિથી આમ બનવા પામ્યું છે. અંક ન મળ્યાની અનેક વાચકોની ફરિયાદોનો વ્યક્તિગત જવાબ આપવો મુશ્કેલ હોવાથી આટલો ખુલાસો.

—સંપાદક.

ઈશ્વર પેટલીકર

# સંસારીને શીખ

અનુભવીના અનુભવોની કિંમત તો અનેકગણી હોય છે એ આ પ્રસંગ-વિશેષના મુખ્ય પાત્ર જેવા નરોત્તમકાકા જ આપણને સમજાવે છે. આપણા દરેક કુટુંબમાં આવી વ્યક્તિ હોય છે. પણ તે વ્યક્તિને એવી માનની લાગણીથી જોવાની આપણી નવી પેઢીમાં હવે જાણે દૃષ્ટિ જ નથી રહી!...

નરોત્તમકાકા સાથે મારે પ્રથમ પરિચય રેલવેની મુસાફરીમાં થયો હતો.

રેલવેમાં મુસાફરો પાસે પૂરતી નિરાંત હોય છે અને સમયની પૂરતી મોકળાશ હોય છે એટલે અનેક ચર્ચાઓ અને વાદવિવાદ ચાલતા હોય છે. રાજકારણ, પ્રજાની મુશ્કેલીઓ અને રાજકર્તા વર્ગની અણઆવડત એ રોજિંદા થઈ ગયેલા વિષયો છે. આ બધી ચર્ચામાં નરોત્તમકાકા નિર્લેપ હોય તેમ ઠંડે પેટે સાંભળતા હતા. પણ એક અક્ષર બોલ્યા ન હતા. આ ચર્ચામાં એ ભાગ લઈ ન શકે તેવા મૂઢ નહોતા તેમ એમની તેજસ્વિતા પ્રથમ નજરે કહી આપતી હતી.

મેં કુતૂહલને વશ થઈ એમને સીધું પૂછ્યું: 'કાકા કેમ કાંઈ તમે ચૂપ છો? આ ચર્ચામાં બધાએ પોતાનો હિસ્સો પૂરાવ્યો છે અને તમે બાકી રહી જાવ છો.' મેં માન્યું કે એ હસ્યા એટલે કંઈક તો જવાબ આપશે. પણ એ તો હસ્યા છતાં ચૂપ જ રહ્યા. મને થયું કે સાચે જ કાકા ઊંડા આદમી લાગે છે. મેં વળી કહ્યું: 'કેમ કાકા હસીને જ અટકી ગયા! અમારી બેવકૂફી હોય તો પણ તે કહી શકો છો. અમને માઠું નહિ લાગે.'

હું એમને બોલાવ્યા વિના છૂટકો નહિ કરું માની કાકા બોલ્યા: 'હું તો ભાઈ જૂની પેઢીનો માણસ, ભણ્યો પણ તમારા જેટલું નથી. પછી શું અભિપ્રાય આપું!'

અમારામાંથી એકે કહ્યું, 'ભલે ભણ્યા અમારાથી ઓછું પણ ગણ્યા તો અમારા કરતાં વધુ ને!'

કાકા: 'ભણતર પણ જૂનું ગણાય. સમાજવાદ, સામ્યવાદ, અને જગતનું આવડું મોટું રાજકારણ અમારા વખતમાં હતું નહિ. પછી અમારો અનુભવ પણ શું કામનો!'

અજાણ્યા પ્રવાસીઓમાં આવી ચર્ચામાંથી બને છે તેમ અંગત પૂછપરછમાં ઓળખાણ નીકળી પડે છે. નરોત્તમકાકાના પ્રસંગમાં પણ એવું જ બન્યું. મારો હાયરસ્કૂલનો સહાધ્યાયી મિત્ર ઘણા વખત એના ગામના એક સ્વપુરુષાર્થથી આગળ વધેલા માણસની વાત કર્યા કરતો હતો, એને ઘેર ગયેલો ત્યારે રસ્તા ઉપર મોટું મકાન હતું તે બતાવી એણે યાદ પણ તાજી કરી આપી હતી. પરંતુ એ જ પુરુષ આ નરોત્તમકાકા હશે તેમ તો પૂછપરછ નીકળતાં ખબર પડી. તે પછી મારા સહાધ્યાયી મિત્રે એના વિષે કરેલી વાતોનો મેં ઉલ્લેખ કર્યો અને વતનમાં પણ લોકોની તમારા તરફ સારી ચાહના છે તેનો મેં હવાલો આપ્યો.

નરોત્તમકાકાએ તેનો હવાલો પોતાને ખાતે જમા ન કરતાં ગામને ખાતે નાખતાં કહ્યું: 'ગામના લોક સારા છે એટલે મારા વિષે ચાહના દેખાય. બાકી હું નાનપણથી શહેરમાં રહું છું. ગામ માટે મેં બની હશે તેવી આર્થિક નાની મદદ કરી હશે તે જ માફ. આપણું ગામ છે અને એવી મદદ કરી હોય તેમાં ઓછો ઉપકાર ગણાય? છતાં લોકો કદર કરે તો એમનો જ ગુણ ગણાય ને!'

નરોત્તમકાકાની બોલવાની મીઠાશ અને અંતરમાંથી નીકળતો સચ્ચાઈનો રણકો સાંભળનાર ઉપર અસર કર્યા વિના રહેતો નહિ. સામાન્ય રીતે બહાર રહેનાર ધનિકોની મૂળ વતન અંગે કાયમ માટે એક ફરિયાદ હોય છે કે અમે દાન કરવામાં પાછી પાની કરતા નથી. પણ ગામલોક એવા નગુણા છે કે અમારી કદર નથી જ્યારે કાકાનો પ્રત્યુત્તર કંઈ જુદો જ હતો. એમનું શહેરમાં મોટું કારખાનું હતું છતાં ચર્ચામાં મજૂરોને કાયદાથી સરકારે ફટવ્યા છે તેવો અભિપ્રાય વ્યક્ત થયો છતાં એ તો ચૂપ જ રહ્યા. મેં એનો ઉલ્લેખ

કરતાં કહ્યું : 'કાકા, તમે તો મોટા કારખાનાના માલિક છો, છતાં કામદારના કાયદા વિષેની મુશ્કેલીની ચર્ચા થઈ તેમાં પણ કંઈ બોલ્યા નહિ. શું સરકારના કાયદા વાજબી લાગે છે ?'

કાકા : 'મેં તમને પહેલાં જ કહી દીધું કે આંતરરાષ્ટ્રિય સમાજનું મને જ્ઞાન નથી. મજૂરોનો પ્રશ્ન કારખાનાં ઊભાં થવાથી આવ્યો છે. કારખાનાં પશ્ચિમમાંથી આવ્યાં છે તેમ કાયદા પણ ત્યાંના જોઈને સરકાર કરતી હોય છે. હું, પરદેશમાં કેવા કાયદા છે તે જાણતો ન હોઉં ત્યારે શું અભિપ્રાય આપું ? હું તો એટલું જાણું છું કે માણસ મુશ્કેલીમાંથી છટકવા મથતો હોય છે અને સાથે સાથે એ પણ ખરું કે મુશ્કેલીઓ એને છોડવા માગતી નથી. મજૂરોનો સવાલ નહોતો ત્યારે માલનો સવાલ હતો. બજાર મેળવવા માટે મોટી મુશ્કેલી હતી. આજે તે ઓછી થઈ છે. જીવન એ સંગ્રામ છે અને જે એમાંથી ભાગવા ફરે છે તેને ફરિયાદી બનવું પડે છે. પરંતુ જે એ સંગ્રામ લડી જાણે છે તેને ફરિયાદનું ખાસ કારણ રહેતું નથી.'

જાણે એક જ પ્રશ્નનું નહિ પણ અમારી ચર્ચાના બધા પ્રશ્નોનું એમણે સમાધાન કર્યું હોય તેમ અમારે વિશેષ કંઈ બોલવાનું ન રહ્યું. સ્ટેશન આવ્યું અને અમે ઊતર્યા ત્યારે એમણે આગ્રહ કરીને એમને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું. મેં હા કહી તેથી એમને સંતોષ ન થયો હોય તેમ બોલ્યા : 'કેવળ વિવેક ખાતર નથી કહેતો અને તમારે પણ વિવેક તરીકે હા નથી કહેવાની. બોલો ક્યારે આવશો ? એટલે એ પ્રમાણે હું ઘેર હાજર રહું.'

પ્રત્યુત્તર વાળતાં પહેલાં હું સાચે જ હસી પડ્યો. આમ તો મેં વિવેક તરીકે જ હા પાડી હતી. પરંતુ જ્યારે એમણે સમય માગ્યો ત્યારે મને પણ થયું કે સાચે જ કાકાનો સમાગમ કેળવણીની ગરજ સારશે. અને એમના આખા કુટુંબને મળી શકાય તેવો નિરાંતનો સાંજનો સમય મેં આપ્યો.

કાકાએ મારા અંગે વાત કરી રાખી હતી એટલે એમનાં પત્ની દિવાળીબાએ વાત્સલ્યભર્યા મીઠા સાદે મારું સ્વાગત કરતા કહ્યું : 'આવો ભાઈ, હું તો સાવ અભણ છું. એટલે મેં તો તમારું કંઈ વાંચ્યું નથી. પરંતુ કોઈ કોઈ વખત છાપામાં આવે અને મને વાંચી સંભળાવવા જેવું લાગે તો 'એ' મને વાંચી સંભળાવે છે. સાસુ-વહુ કે લગનની એમાં વાત આવે ત્યારે એ મને કહે જો સાંભળ, જમાનો ક્યાં જઈ રહ્યો છે તે જાણ્યા વગર વહુ કે દીકરી સાથે વર્તે એટલે વાસણ ખખડે જ ને ! પરંતુ એ લખનાર કોણ છે કે કોણ નહિ તેની એમણે વાત કરેલી નહિ અને મેં પૂછેલી નહિ. પણ તમે આવવાના છો એમ કહીને તેમણે ઓળખાણ પાડી કે હું તને વહુ-સાસુની વાતો વાંચી સંભળાવતો તે લખનાર આવનાર છે. તમારાં પગલાં ભઈ, અમારે ઘેર ક્યાંથી ?'

વાત્સલ્યમૂર્તિના એ ભાવથી તરબોળ થઈ જતાં મેં કહ્યું : 'કાકી, હું તો તમારા દીકરા જેવો નાનો છું. એટલા બધા વિવેકને લાયક હું ન ગણાઉં.'

કાકી : 'ભલેને ભાઈ, નાના હો પણ ગુણની કિંમત છે ને. મારી શીલા સ્કૂલમાં ભણે છે તે કહેતી હતી કે તમારું લખાણ એને ભણવામાં આવે છે. તમે મોટા-લખનારા છો.'

શીલા પાણી લઈને આવી એટલે કાકીએ કહ્યું : 'પૂછો આને. જો એ તમારાં વખાણ ન કરતી હોય તો.'

મેં પ્રત્યુત્તર આપ્યો : 'તમારા ઘરમાં કાકાથી માંડીને સૌને જગત ભલું લાગે છે એટલે વખાણ કરો તેમાં શી નવાઈ છે ?'

કાકી : 'આપ ભલા તો જગ ભલા—એ 'એમની' રોજની શિખામણ છે.'

કાકાએ એમના કુટુંબનાં બધાં સભ્યોની વાત કહી ન હતી. પરંતુ એમને ઘેર જતાં એ પ્રત્યક્ષ થઈ. કાકા અને કાકી જેટલાં સાદાં હતાં એટલાં જુવાન પેઢીના

દીકરા, દીકરી કે પુત્રવધૂ સાદાં ન હતાં. વળી હાય-સ્કૂલમાં ભણતી શીલા તો બોબ્ડ હેર રાખતી હતી. દિવાળીમાથી એ કેમ સહ્યું જતું હશે તે પણ મને સવાલ થયો હતો.

કાકાનો મોટો પુત્ર જુદો રહેતો હતો. બીજા બે એમની સાથે રહેતા હતા. તેમાંથી એક પરણેલો હતો. અને તેને બે બાળકો પણ હતાં. કાકાએ એ પુત્રને પણ કહી રાખ્યું હતું કે એને પણ જુદા રહેવું હોય તો સહેજ પણ સંકોચ રાખવાનું કારણ ન હતું. મોટો પુત્ર પણ સગવડની ખાતર જુદો રહેતો હતો. બાકી રવિવારે તો એ કુટુંબ અહીં જ જમતું. પરણેલો પુત્ર પણ કહેતો હતો કે નાનો ભાઈ પરણશે અને એની વહુને બા-બાપુજી સાથે રહેવું હશે તો સગવડ ખાતર અમે જુદાં રહીશું. બાકી નવી વહુને જુદું રહેવું હશે તો અમે ભેગાં રહીશું. નાનો પુત્ર મજાકમાં કહેતો હતો કે બા-બાપુજી સાથે રહેવાનો મારો હક્ક હું શું કામ જતો કરીશ ! વહુને એ જ શરતે પરણીશ કે એ કુટુંબ સાથે રહેવા તૈયાર હોય !

કાકાને બે દીકરીઓ હતી. મોટી પરણાવેલી હતી. અને જમાઈને પોતાના ધંધામાં રાખ્યો. પરંતુ એ જમાઈ તો મોભો છોડીને કામ કરી શક્યો નહિ અને દીકરાઓ સાથે કાયમ પોતે બનેવી તરીકે સન્માન પામવાને યોગ્ય છે તેવા વર્તાવની આશા રાખી ભળી શક્યો નહિ. કાકા કહેતા કે તમે મારા ત્રણ દીકરાની જેમ ચોથા દીકરા તરીકે રહેવા ખુશી હો તો સાથે રહો અગર સ્વતંત્ર ધંધો કરો. દીકરી પતિના સ્વભાવને ઓળખી ગઈ હતી. સ્વતંત્ર ધંધા માટે પિતાને સલાહ આપી. કાકાએ તે ધંધા માટે મૂડી આપી અને આજે જમાઈ-દીકરી સુખી છે. તેની વાત કરતાં કાકાને જે સુખ છે તે વર્ણવવું મુશ્કેલ છે. બનેવી સાથે દીકરાઓને પણ સ્નેહમૈત્રી છે તેનો કાકાને પૂરો સંતોષ છે.

કાકાના ઘરમાં બે નોકર છે. આમ તો એની જરૂર પણ નથી. નાનું સરખું કામ ઘરનાં સભ્યો હાથે કરે છે. મહેમાનને પાણી ચા વગેરે આપવાનું કામ નોકરને સોંપાતું નથી. એટલું પણ ઘરનાં સભ્ય ન કરી શકે તો પછી એમને કરવાનું શું રહ્યું ? કેવળ શેઠાઈમાં યજમાન તરીકે આતિથ્ય કરવામાં આનંદ પણ શો આવે તેમ કાકાનું માનવું છે. જૂનો નોકર તો એ પોતે શહેરમાં સ્થિર અને સુખી થયા ત્યારે પોતાના ગામથી લઈ આવ્યા હતા. એ હવે ઘરડો થયો છે એટલે એને આરામ રહે તે માટે બીજો નોકર રાખ્યો છે. એ જ મોટે ભાગે બધું કામ કરે છે. ઘરડો તુલસી તો મોટા શેઠ અને શેઠાણીનું કામ કરે તેટલું જ. કાકા પણ એને બૂમ પાડે ત્યારે તુલસીદાસ જ કહીને સંબોધે છે. એની સાથે વાત કરે ત્યારે જાણે એમનો બાળપણનો ગોઠિયો ન હોય તેમ મજાક પણ કરે. મને ઉદ્દેશી એમણે તુલસીદાસને કહ્યું : 'આ ભાઈ કહે છે કે નોકરથી કામ ન થતું હોય તો શું કામ રાખો છો ? બહુ માયા હોય તો થોડા પૈસા આપી એને ઘેર ભેગો કરી દો. એનાં છોકરા-વહુ ઘણુંય પાલવશે.'

તુલસીદાસ મજાક સમજી જતાં બોલ્યો : 'છોકરાંય હવે ક્યાં પાલવવા તૈયાર છે ? ઘરડાંનો આશ્રમ નીકળ્યો છે તેમાં ઘરડાંને ધકેલવું પડે તેવા દહાડા આવ્યા છે. છાપામાંથી એક દિવસ શેઠે મને એ બધું વાંચી સંભળાવ્યું હતું.'

કાકાના ઘરમાં બધાં કંઈ એમના સ્વભાવનાં હતાં એમ પણ નહિ. મોટો દીકરો જે કારખાનાનો વહીવટ કરતો હતો તેને સરકારી કાયદા અને મજૂરોના વર્તન તરફ ભારે અસંતોષ હતો. નાનો માનતો કે કાકા જૂની રીતે વર્તે છે તેથી મજૂરોની કુશળતામાં અને માલના ઉત્પાદનમાં વધારો થતો નથી. નાની દીકરી શીલાને પપ્પા પ્રત્યે પૂરેપૂરું માન હતું. પણ એ નવા જમાનાના ન થઈ શકે તેમ એ હસતાં હસતાં કહેતી. કાકી ભલાં ભારે હતાં પણ કાકાના તેજસ્વીપણા આગળ સામાન્ય લાગતાં હતાં, છતાં એ બધાં પાત્રોની ભિન્નતામાં કાકાની ભિન્નતાનું વ્યક્તિત્વ સુંદર ખીલી ઊઠતું હતું.

કાકાની અતિવ્યવહારિકતાને આંચકો આપવા નાનો પુત્ર કહેતો કે હું જ્ઞાતિમાં પરણવાનો જ નથી. શીલા કહેતી—હું પરણું જ નહિ, પપ્પા કહે છે કે ડોસી કુંવારી મરી ગઈ સાંભળી નથી તે એમની જ દીકરી ભલે કુંવારી મરી જાય! કાકા જાણે કોઈ ત્રાહિતની વાત ચાલતી હોય તેમ ખડખડ હસતા. એ ભાવ સાથે કે ભલેને તમે મન ફાવે તેમ વર્તો પણ એથી ઓછાં મારાં સંતાન મટી જવાનાં હતાં! કાકાએ મને ખાનગીમાં કહ્યું પણ હતું કે દીકરો હસવામાં મને આ કહે છે પણ એને બીજી જ્ઞાતિની છોકરી સાથે પરિચય છે. મોટા દીકરાએ મને કહ્યું પણ છે કે કદાચ એમાંથી લગ્નની વાત આવે, જ્ઞાતિથી એ છોકરી અમારા કરતાં ઊતરતી છે. ગરીબ તો નહિ પણ અમારી સ્થિતિ કરતાં ઓછી ગણાય એટલે એને મનમાં વસવસો ખરો કે હું કદાચ ના પાડીશ. પણ મેં તો પૂછે ત્યારે હા પણ પાડવાની તૈયારી રાખી છે. છોકરી સારી છે અને કુટુંબ પણ સારું છે, એટલી મેં તપાસ કરી જ રાખી છે.'

મેં એમનો તાગ પામવાની દૃષ્ટિએ કહ્યું: 'તમારાં આ સુખની ચાવી મને બતાવશો?'

કાકા: 'એ મારી ચાવી જ છે નહિ. ભર્તૃહરિએ નીતિશતકમાં એ સૌને માટે ખુલ્લી મૂકી છે. હું શહેરમાં નોકરીધંધાની શોધમાં આવ્યો ત્યારે અચાનક એ શતક મારા જોવામાં આવ્યું. મને ઘણું ગમ્યું અને એ શ્લોક તો મેં મોઢે જ કરી નાખ્યો—

'દાક્ષિણ્યં સ્વજને દયા પરિજને
શાઠ્યં સદા દુર્જને ।
પ્રીતિઃ સાધુજને નમો નૃપજને
વિદ્વજ્જને આર્જવમ્ ॥
શૌર્યં શત્રુજને ક્ષમા ગુરુજને
નારીજને ધૃષ્ટતા ।
યે ચૈવં પુરુષાઃ કલાસુ
કુશલાસ્તેશ્વેવ લોકસ્થિતિઃ ॥

મેં એનો અર્થ સ્વીકાર કરતાં કહ્યું: 'પોતાના કુટુંબીઓ તરફ વિવેકયુક્ત ઉદાર વર્તન, નોકરચાકર તરફ દયા, સજ્જનો તરફ પ્રેમ, રાજા સાથે નીતિ, વિદ્વાનો સાથે સરળતા, વડીલો સાથે ક્ષમાભાવ, એ ગુણો તો જાણે અપનાવવા જેવા. પણ દુર્જનો તરફ શઠતા, શત્રુઓ સાથે શૌર્ય અને સ્ત્રીઓ સાથે ધૃષ્ટતા એ ભલે ભર્તૃહરિએ ભલામણ કરી હોય પણ ગાંધીજીના તત્ત્વજ્ઞાન પ્રમાણે આજે એનો પુરસ્કાર કરવાની ભલામણ ન કરાય.'

કાકા: 'ભર્તૃહરિએ એને ગુણ તરીકે લીધા નથી; કુશળતા તરીકે કેળવવા ભલામણ કરી છે. જે પુરુષો આ બધી કળામાં કુશળ હોય છે, તેઓ સંસારવ્યવહાર સફળતાથી ચલાવી શકે છે.'

હું: 'ત્યારે તો દુર્જન પ્રત્યે તમે શઠ થાઓ ખરા.'

કાકા: 'ન થાઓ તો તમને એ દુઃખી કરે. જેનું જે મારણ હોય તે શસ્ત્રને અપનાવો તો કેમ ચાલે? ગાંધીજી તો સંત હતા. બધા સંતોએ નિર્ભેળ દયાભાવનો ઉપદેશ કર્યો છે. પરંતુ સંસારવ્યવહારમાં તો વર્તાવના ભેદ કરવા જ રહ્યા. શત્રુને તમારા શૌર્યનો પરચો ન થાય ત્યાં સુધી એ વેર લેવાનું છોડે ખરો?'

મેં એ ચર્ચામાં ઊંડા ન ઊતરતા કહ્યું, 'એ તો જાણે ઠીક. પણ સ્ત્રીઓ સાથે ધૃષ્ટતાભર્યું વર્તવું એવી સલાહ આપવી એ તો આખી સ્ત્રીજાતિને અપમાન કર્યા બરાબર કહેવાય.'

કાકા હસીને બોલ્યા: 'તમારા ભણેલાઓનું આ જ દુઃખ છે. વેવલા અંધશ્રદ્ધાળુ જેમ પથ્થર એટલા પૂજે દેવ તેમ નવા વેવલાઓ સ્ત્રી સન્માન સ્ત્રી-સન્માન કરીને સ્ત્રી માત્રને પગે લાગવા મંડે છે. શું મારા ઘરમાં સ્ત્રી-સન્માન નથી? પુત્રવધૂને પણ પૂછી જુઓ કે એનું ક્યારેય કોઈ અપમાન કરે છે? પરંતુ આ શીલા-જે અત્યારે તો મારી મજાક કરે છે પણ કાલ ઊઠીને સાચે જ એ ભણી રહ્યા પછી પણ પરણવાની ના પાડે, અને મને લાગતું હોય કે એ એની અણસમજ છે અને મોટી ઉંમરે લગ્નની ઝંખના જાગશે ત્યારે સ્ત્રી-સન્માનની વાતો કરતા તમારા આજના

પુષ્કર ચંદરવાકર

# નાક સાટે નાક

ધરની ચાર દિવાલોમાં બેસીને કલ્પનાને છુટ્ટી દોર મૂકનારા લેખકો કરતાં જુદા જ તરી આવતા લોકસાહિત્યના જબરા રસિયા લેખકે ઊર્મિનાં વાચકો માટે તેમના જ ગામના ખમીરની એક વાર્તા આપી છે. વાર્તાને જબરી પકડ આપતી લેખકની સમર્થ લોકભાષા પણ આ વાર્તાનું એક ખાસ્સું અંગ છે...

કાનફટા, અલખનિરંજન નાગા બાવાની પગની પાનીએ અડતી દીર્ઘ ને પીંગળી જટાની ભવ્યતા કદીય નિહાળી છે ? તેની ભવ્યતા જેવી ભવ્ય અડીખમ, ખોખડધજ વર્ષોજૂની પીપળ ગામના ચોરાના માથોડું ઊંચા ઓટા પર મૂળમાં વિરાજેલ શિવલિંગને ને નંદીને છાંયો કરતી ને છત્ર ધરતી ઊભી છે. આ પીપળ છે તો ઇતિહાસના એક મહત્ત્વના પાના સમ. તો કદીક મૂંગા સાક્ષી જેમ માનવીના કરતૂકો પર તે હસતી, ક્યારેક તિરસ્કાર વેરતી, તો ક્ષણવાર આનંદ પણ પામતી.

વિરાટકાય પીપળની લાંબી લાંબી ડાળો ચોરાના મોનિયાની લગોલગ અને સમાંતર લીંટીએ ખેતમા બનીને વધી ગઈ છે. મૂળ ડાળીમાંથી કેટકેટલીય ઉપશાખાઓ ફૂટી છે. એ ઉપશાખાઓ માથે પીપળના નીલરંગી લીલા કૂણાં કૂણાં પર્ણો માળામાં પંખિણીની ગોદમાં લપાઈ બેઠેલ બચ્ચાંઓની જેમ એકબીજાની હૂંફે ગોઠવાઈ બેઠાં છે, અને જ્યારે પવનનો વાયરો ઉન્મત બનીને તેમનાં પર પ્રહાર કરે છે ત્યારે બિલાડી આવ્યે માતાની ચીચી બારીએ સાંભળી પંખિણીબચ્ચું ફફડે, બીકથી થરથરે તેમ આ નવપાંદડાંઓ ફફડીને ધ્રૂજી ઊઠે છે.

એ પીપળનો શીતલ છાંયડો ચોરાની શાખને અડખેપડખેના પ્રદેશમાં વાહવાહ અપાવે છે. ગામ મધ્યેથી નીકળતો કોઈ અભ્યાગત પ્રવાસી પીપળ દેખીને ઘડીભર વિસામો લેવા ચોરાનાં આઠ પગથિયાં ચડીને અત્ર બપોરા ગાળી નાખે છે.

પણ ચોરામાં બારેય પહોર ચંદરવાના રાજવંશી ખાચર, ધાધલ અને હળીકા ગલઢેરા કાઠીઓનો ડાયરો જામેલો હોય છે ગળીએ રંગેલ ઝીણી રંગીન કિનારવાળી પછેડીઓ દીંચણ અને કેડચ ફરતી બાંધીને પંચાળના કાઠીઓની, બાબરિયાવાડના ગામેતીઓની અવનવી, પરાક્રમભરી અને શૂરાપણાની વાતો કરતાં તેઓ કદી થાકતા નથી. ઉનાળાનો લાંબો દી આવા ગામ, નાત અને દેશગપાટે નિર્ગમે છે. અથવા તો ચોરે આવી ચડેલ અભ્યાગતની સાથે વાતોએ વળગીને તેની પાસેથી નવી વાતો મેળવવાનો પ્રયત્ન કરે છે. ચોરાના મૂળમાં ભઠ્ઠી સળગાવીને બેઠેલ હજામને વચમાં સાદ દે છે : 'એ બાબર, હોકો આલજે. જોજે હો ! લોભ નો કરતો ! ઠાંસી ઠાંસીને તમાકુ... ધરોબજે. સટ લીધે માથે ઝાળ ઊભી થાય એટલાં જગતાં છાણાં . ભંગારજે !'

કાઠીદરબારના અડધા વેણે હજામ–ધાંવજો ઊભો થઈ તે દરબારના હાથમાં હોકો મૂકે છે. ચોરાના, પીપળ તરફના ખૂણામાં, નીચકા નદીનાં નિર્મળાં ને ચોખ્ખાં

---

પુરુષોમાંથી કોઈ એના શરીરને ઝંખતા હોઈ ના પાડશે. તો શું મારે એને ખબર ન પડે તેમ ધૃષ્ટતાપૂર્વક એ લગ્નની જાળમાં ફસાઈ જાય તેમ પેંતરો ગોઠવવો જોઈએ ?'

અને હું કાંઈ ન બોલ્યો એટલે કાકાએ ઉમેર્યું : 'ધૃષ્ટતાને તમે દરેક વખત અવગુણ માનો છો તે જ ભૂલ છે. દારૂ બૂરું વ્યસન છે પણ દવા તરીકે એ એટલો જ જરૂરી છે પછી દારૂનો દવામાં પણ ઉપયોગ ન થાય તેને વેદિયાપણું કહેવાય કે બીજું ? શઠના અને ધૃષ્ટતાને પણ એ જ જાતના ઉપયોગ તરીકે ભર્તૃહરિએ અહીં ધટાવીને એ કળા સાબ્ય કરવાની સંસારીઓને શીખ આપી છે.'

★

નીરભર્યો ઝગારા મારતા દેગડા માથે ગલઢેરાની નજર જતાં હજામધાંયજાને સાદ દે છે : ' કસુંબો...! નૈં તો-આ ચોરો વગોવાશે ! ' અને હુકમ સાંભળી ધાંયજો અફીણના ગોળામાંથી અડધાને ફાંસીને રબરની ખરલમાં નાખી આરસના દસ્તાથી લસોટવા બેસે છે.

ત્યારે ચોરાની થાંભલીએ તેજલ ઘોડીની ઓલાદના એકાદબે તાજા ચડાઉ લોહીયાળ વછેરા પગ પછાડતા હણહણતા ઊભા છે. બે થાંભલીઓ વચ્ચે વાંસડો ભરાવીને વળગરણી માંડી છે, તેના પર ઘોડાનો સામાન અકોટાબંધ પડયો છે.

ઉનાળો, શિયાળો અને ચોમાસુ—આ ત્રણે ઋતુનાં એક જ સરખાં આ જ કાર્યક્રમોનું ચકરડું ચોરા માથે ઘૂમી રહ્યું છે.

ભર ઉનાળો આવ્યો છે. સૂરજનારાયણનાં જોબનની ટશર હજુ ફૂટું ફૂટું થઈ રહી છે. તેમના દૂધમલિયાં મોં માથે મૂછનો દોરો હજુ ફૂટી રહ્યો ન હતો. ત્યાં મઢિયેથી, આથમણા શેરેથી ઘોડાનો હણહણાટ સંભળાયો, દાબડાનો રણકારો કાનના ઢોલ માથે ગાજ્યો. ઘોડા માથે બેઠેલ અસવારોના ખોંખારા કાચી બાઈના કાચા ગર્ભને ગાળી નાખે તેવા બહાદુરીભર્યા અને ઘેરા સાદવાળા લાગ્યા. ચોરા પર બેઠેલ ડાયરામાં ધાધલ કુળના નવજવાન કાઠીસૂતો વણકાતરેલ મૂછે વળ દઈ રહ્યા છે. ખાચરકુળના વૃદ્ધો દાઢીનાં થોભિયાંનાં વાળમાં આંગળાંની કાંગસી ફેરવી રહ્યા છે. હાળીકાકુળના જુવાન કાઠીઓ કડિયાનાં બોરિયાં બીડી રહ્યા છે, પણ ખોંખારા સાંભળીને તેમના હાથો હતા ત્યાંના ત્યાં જંપી ગયા અને સૌ એકબીજા સામે જોઈ રહ્યા. સૌના શ્વાસ થોડી ક્ષણ માટે અધ્ધર થઈ ગયા. ત્યાં તો પાંચ ઘોડા આવીને ચોરે થંભ્યા, ઘોડા પરના ઘોડેસ્વારને દેખીને દાના ખાચરે કહ્યું : ' બાં, બવ કરી ! ભણે ઈતરિયાના ગલઢેરા કવાય ! '

' ઈતરિયાના ગલઢેરા ? '

' તઈ ! '

' ભારે ભજાડી ! ' બોલી આખો ડાયરો મેમાનગત કરવા ઊભો થયો. સૌ મહેમાનો ઘોડા પરથી ચપોચપ ઊતર્યા અને ઘોડાની રેણુ ચાકરી માટે બેઠેલ બાબરે હાથમાં લીધી, અને તે ઘોડાને દોરતો દાના ખાચરની ડેલીએ ચાલ્યો : ' 'લ્યા, ઘોડાને મત પૂછતો કે કેટલી ભોં કાપી છે ! જોગાણુ નીરી દેજે. ગોલાવેડા મત કરતો ! નેદડાના મારગનો ચાસટીઓ નીરજે ! '

' ભલે બાપુ ! ' બાબર ઘોડાને લઈ ગયો.

ઈતરિયાના આવેલ ગલઢેરાના ઠાઠ, અદા અને ગૌરવભરી ચાલ રાજવંશી હતાં. તેમનો ઠાઠ પણ રાજકુળના નખીરા જેવો હતો. તેમના કાનમાં અત્તરનાં પૂમડાં હતાં. માથાની પાઘડીઓમાં ખોસેલ ચાંદીની ડબીઓમાં બબ્બે અઢી તોલા અફીણ છે. ગળામાંની રેશમી દોરડીમાં સૂરજનારાયણનું સાચું ચગદું રમી રહ્યું છે. ચોરણા પર ઝીણી ગજીની—જાણે કે મલમલની હોય—પછેડીની ભેટય બાંધી છે. ભેટયમાં ચાંદીની મૂઠયની કટારો, જમૈયા અને બરછીઓ ખોસી છે. એકાદના હાથમાં તેલ પાયેલ નક્કર વાંસના હાથાવાળું ભાલું છે. તેના ફણાંનાં તેજ સૂરજકિરણો જોડે સંતાકુકડી રમી રહ્યા છે. કેડિયાની અધફાટી બાંયો બબ્બે વેંતો ઝૂલી રહી છે. ઘોડા પરથી ઊતર્યા ત્યારે તેમના ડાબા હાથમાં ચાંદીની નાળ અને ચાંદીના કોઠાવાળા હોકા હતા, ને કોઠાની નીચે ચાંદીની હોકાની બેઠક રૂપાના તારના ગૂંથણે ઓપી રહી છે. ગૂંથણીમાંય સૂરજચંદ્રની ભાત પાડી છે અને બેએક લાલરંગી ખોટા નંગ મૂકીને હોકાને શોભાનો ઓપ ચડાવીને નમણા, કલાત્મક અને વિભૂષીત બનાવ્યાં છે.

ગૌરવશીલ અદાએ, હંસગતિએ આ પાંચેય ગલઢેરાઓ ચોરાના આઠેય પગથિયાં ચડયાં, અને ચોરા પર પાથરેલ લાલરંગી ગજીના પાથરણા પર આવીને ચોરા વચ્ચેની થાંભલીની કુંભી પાસે આવી ઊભાં ને વારાફરતી હાથ લંબાવી લંબાવીને રામરામ કર્યા, અને કુંભીના ટેકે બેસવા વિસામણ ધાધલે ઈશારો કર્યો, અને બોલ્યા : ' બા, રસાળ ને લીલુડી ભોમ પંચા-

ળમાંથી બળબળતા તાપમાં થોડા આ કનેરની સૂકી ધંડ ભોમમાં શું હલકાયો!'

'કોની ભોમ સૂકી ધંડ...! નીલકા જેવી જીવતી નદી ગામના પાદરેથી ખળખળ કરતી બારે માસ વહી જાય છે તે ચંદરવાની ભોમ સૂકી ધંડ? સિહામણ ધાધલ, વાત સાચી કે તમારી ભોમ સૂકી ધંડ? સૂકી ધંડ ભોમ માથે જ આવી પીપળ પારસે ને!'

'બા, ઈમ જ કે'વાય! બા, કાઠીના દીકરા સાચા, છેવટે દાઢમાં પીપળ ઘાલી ને!'

'ઈ વાતેય સાચી!'

ત્યાં તો ચોરાની નીચે હજામે ફૂંકણી લઈને અડાયાં છાણાંને ફૂંકવા માંડ્યાં. ચંદરવાના ગલઢેરા કાઠીના હોકાઓ ખાલી થવા લાગ્યા. તેના કોઠામાં તાજું ને નવું જળ રેડાવા લાગ્યું. પીઓ ભરી ભરીને કમાવેલ તમાકુ—સાણંદ ચરોતરની, દેશી ગોળનો પટ દીધેલ ને અમલની થોડી છાંટ દઈ સૂરજના તાપમાં સૂકવેલ તમાકુ, ચલમમાં ભરાણી અને માથે અડાયાં છાણાંનો પાકો દેવતા.

હોકા લઈને હજામ ચોરા પર આવ્યો. તેણે ડાયરા વચ્ચે તેને વહેતા મૂક્યા. પંચાળના ઈતરિયાથી આવેલ ગલઢેરાઓએ કહ્યું: 'બા, અમ ગરીબ કાઠીની હોકલીય તઈ ભરતો-આવ!'

'ગરીબ કાઠીની હોકલીની જ બેઠક સાવ સાચા રૂપાની હોય ને! માલીપા ચીતર ચીતરાણાં હોય, રૂપાના વાળાની ગૂંદણી ગૂંથીને! અલ્યા બાબર, આ હોકલીય...ભરતો આવજે, બા!'

'ભલે બાપુ!' બોલી બાબર ચપોચપ પાંચેય હોકા નીચે લઈ ગયો. બાબરને પણ હોકાના પેટાળમાં તેનું મુખડું જોવાનું મન થઈ આવ્યું. તે તેની તીવ્ર ઈચ્છાને ન રોકી શક્યો. તેણે તેમાં નજર કરી લીધી. મૂછને વળ દઈ દેવાની ઈચ્છાને તેણે ગમેતેમ કરીને દાબી રાખી. જ્યારે આ હોકા લઈને બાબર ચોરાના પગથિયાં ઊતર્યો, ત્યારે ચોરાની પગથાર પર બેઠેલ બધાણી ને ખોખલાં પંડ્યા શા ભાણુ પણ હોકા સામે જોઈ જ 'રહ્યા અને દાના ખાચરની નજર સામે નજર મિલાવીને બોલ્યા: 'દાના આપા, આનું નામ ગલઢેરાની સલામી કે'વાય!'

'બા, જીવા ભાણ, કયે દન અમે ઈનો ના પાડી છે!' જીવા ભાણની નજરમાં પણ પાંચેય હોકા રહી ગયા. પણ ત્યાં થોડી જ વારે હજામ હોકાને તૈયાર કરીને ઉપર મૂકી ગયો. તેણે હોકાને ઉપર ડાયરામાં મૂક્યા કેડે ગણી જોયા, તો બરાબર પાંચ છે! તેણે જતાં જતાં વળી વળીને ડોક મરડીને હોકા પર નજર નાખી લીધી ને તે મનમાં બોલ્યો: 'ના, કોઈની હજુય નજર નથી લાગી!'

ગલઢેરાઓએ સામસામા બેસી હોકા ગડગડાવા માંડ્યા, ને ગપાટાએ ચડ્યા: 'બા તમારા ચલમના શા વખાણ કરવા! ભારે શીળું! ભારે સુંવાળું! આ ગામમાંથી કોઈની પૈનીય જણસ આડીઅવળી નો થાય! ચંદરવું થાશે નેં બા!'

ચંદરવાના જુવાન રાજવી કાઠીઓને થોડો પોરસ પણ ચડવા લાગ્યો. ત્યાં કોઈએ કહ્યું: 'કસુંબો આવ્યો!'

પાકી શેરડીના ઘટ્ટ રસ જેવો કસુંબો ચાંદીના તાંસળામાં આવ્યો. 'બા, હોકા માથે કસુંબો!' ઓડકાર ખાતાં મહેમાનમાંથી કોઈ બોલ્યું.

'આંય ઊગો સૂરજના'યણ ઊગે છે, બા!'

'ભલે બા!' હેતપ્રીત ને મીઠાશની જ વાતો ચાલી રહી છે. અને ત્યાં દાના આપા ઊભા થયા, અને હજામના હાથમાંથી કસુંબાનું તાંસળું તેમના હાથમાં લઈ મહેમાનોને કસુંબો પાવા લાગ્યા: 'આપા, નૈં જીરવાય!' મહેમાનમાંથી કોઈ બોલ્યું.

'પાણીનો વાટકો!'

'ભા, પણ ઉમ્મર માથે તો જો!'

'પાકી અવસ્થાએ ઝાઝો જોઈ, બા!'

અને દાના ખાચરે આગ્રહ કરી કરીને કસુંબો પાવા

માંડ્યો અને તેમની પાછળ પછળ હોકાઓના ગુડગુડકારભર્યા અવાજે હેંકારા દઈ રહ્યા.

હજુ કસુંબો પત્યો નથી ત્યાં ડેલીએથી આઈનાં તેડાં આવ્યાં : ' દાના બાપુ, છાશું સાબદી થઈ ગઈ છે ! '

' જોયું, ચંદરવાના કેવા સુંવાળા ગલઢેરા ! '

' હા, બા, હા ! કસુંબાનો પોતાનો વારો આવ્યો કે છાશું ત્યાર થઈ ગઈ ! '

' ભારે સુંવાળા ચંદરવાના ગલઢેરા ! '

ત્યાં વિસામણ ધાધલ બોલ્યા : ' કો' ને બા, ભારે ખૂટલ ! '

સૌનાં મોં પર મરકાટ આવ્યો, અને મોઢાં માથેથી સૌ ઊભા થઈ ને દાના ખાચરની ડેલીએ શિરાવવા ગયા, હજામ પણ ચાકરી માટે સાથે ગયો. એકલો જીવો ભાણ ચોરાની કિનારની પથ્થરની પગથાર પર બેઠો બેઠો હોકાની બેઠક સામે જોઈ રહ્યો છે. તેણે પાંચેય હોકાની બેઠકો સામે વારાફરતી નજર ઘુમાવવી શરૂ કરી, પણ એકેય માથે લાંબો સમય નજર ઠરતી નથી. મનમાં રમત મંડાણી છે કે આ પાંચમાં કયો ચડે ? સૂરજનારાયણની આંખમાં રતન છે, તો ઓલી નાચનારીના પગની પેનીમાં કયાં રતન નથી ટાંક્યું ? મનમાં આમ વિચારે છે ત્યાં સામેની શેરી સાવ નિર્જન બની, કામગરો દુકાનો બંધ કરી બપોરાં કરવા ઘરે ગયા, ખેડૂતો કે અન્ય કોઈ ચોરા આગળથી નીકળતું નથી, તેથી ત્રણેય દિશાની ત્રણેય શેરીઓ સાવ નિર્જન બનીને બેઠી. જીવા ભાણે તક જોઈને સૂરજનારાયણના મહોરાવાળી હોકાની બેઠક ઉપાડી અને ભેટે બાંધેલ પછેડીમાં સંતાડતો તે તેના ઓરડે ગયો. આડીઅવળી નજર કરી, ઓશરીમાં બેઠેલ છોકરાઓને તગડી મૂકીને તેણે ધીમે રહીને અનાજની કોઠલીમાં પધરાવી દીધી અને પાછો ચોરે આવીને તે બેઠો. જાણે તે ભરઊંઘમાં હોય તેમ આંખો મીંચી, કૃત્રિમ ઝોકાં ખાતો તેની બેઠકે જ આવી બેઠો ! તેનાં નમી ગયેલાં આંખપડળ અને વારે-ઘડીએ કૃત્રિમ લડથડિયાં ખાતું શરીર પેલા મહેમાનો છાશું પીને આવ્યા ત્યાંસુધી મહુવર સામે નાગ ડોલે તેમ ડોલ્યા જ કર્યું.

ડાયરો ચોરે આવ્યો. હજામ ડેલીએથી રેશમી, સુંવાળી ધડકલીઓ લઈને આવ્યો. ધડકલીઓ બિછાવાઈ ગઈ. રેશમી ગાદલાના ફીંડલ વાળી ઓશીકે મૂકાણા. અને બાર પંદર આદમીઓ ચોરે નીંદર કાઢવા લાગ્યા. જીવા ભાણ પણ સૌ મહેમાનો સાથે આડેપડખે થયા. સૂરજ નમ્યો ત્યાંસુધી સૌએ લાંબી નીંદર ખેંચી અને દી નમતો થયો ત્યારે મહેમાનો સાબદા થયા : ' દાના આપા, બા, રજા દ્યો ! ભારે મે'માનગત ! '

' પણ કસુંબા વગર જવાય કંઈ, બા ? '

' ભલે, કસુંબા કરીને ! '

હજામ તો ખરલ લઈને અફીણ લસોટવા મંડી પડ્યો છે, કસુંબો નીકળ્યો. મસરની ભાષા બોલીને, તાણ કરીને કંઠે પ્રાણ આવે તેટલો ઠાંસોઠાંસ કસુંબો પાયો અને માથે હોકાઓ ગગડાવ્યા. ઘોડાઓ પણ સાબદા થઈને આવ્યા અને ચપોચપ કૂદીને પાંચેય મહેમાનો જાતવંત ઘોડાઓ પર અસ્વાર થયા, અને હાથમાં હોકા માગ્યા, ત્યારે હજામે સૌના હાથમાં પકડાવ્યા. પણ ત્યાં એક હોકાની હેઠલી ચાંદીની બેઠક ન દેખાણી. હજામના હાજા ગગડી ગયા. ડાયરામાં સોપો પડી ગયો કે : ' સૂરજના'યણના મહોરાવાળી બેઠક...'

' ચોરાણી ! '

' ચંદરવાનું નાક ગયું ! ' દાના આપા બોલ્યા. વિસામણ ધાધલના મોં પરથી નૂર ઊડી ગયું. એ જુવાન કાઠીએ તેની જોવનાઈ ગુમાવી દીધી ન હોય !

મોકળા મનના મહેમાનો તો હસતાં મરકતાં ઘોડે ચડી પાછા ઈતરિયા ભણી, મહેમાનગતનો સ્વાદ ચાખીને ચાલી નીકળ્યા, પણ દાના આપા ને વિસામણ ધાધલને તો આજથી માથું નીચું રાખીને જીવવાના દિન શરૂ થઈ ગયા છે. તેમના જીવતરનો સ્વાદ ઊડી ગયો છે. ચોરાના શોખીન જીવડાઓ ચોરાના ડાયરામાં દેખાતા નથી. ડાયરો ખૂબ બંધ થઈ ગયો છે. મનમાં

ચટપગડી જન્મી છે કે હોકાની 'બેઠકનો ચોર ગોત્યે જ જંપવું!

બેઉએ દાજમને ટૂંકા ઝાલ્યો ત્યારે તો તેણે ગદ્ગદિત કંઠે કહ્યું: 'બાપુ, હું તો તમારી મોય' ડેલીએ જઈ બેઠો 'તો. ને તમારો એકવાડ ઉઠેટીને ધડકલિયો લઈ વાંહેથી આવ્યો 'તો!'

દાના આપા અને વિસામણ ધાધલને હજામમાં પાણી મર્યું ન દેખાયું, તેઓએ જીવા ભાણુને આટલું તો પૂછ્યું. 'જીવા ભાણુ, ગામનું નાક ગયું, અરે નાકનું ટેરવું ગયું! કંઈ બાતમી ખરી કે!'

'આપા, સવારના કસુંબાના ઘેને હું તો મણિધર જીમ, તમે ડેલીએ ગ્યા ત્યારનો લડતો 'તો! ને પછી તમારી હારે નીંદર ખેંચી! પણ આપણે નીંદરમાં હતા ત્યારે કો'ક હાથ મારીને હાલ્યો ગયો હશે'

'કો'ણ હશે શાવકાર?'

'ઈ તો સૂરજનારાયણ જાણે!'

'પણ તારે ગામના નાકનું ટેરવું બાંડું ને બાંડું રે'શે?'

વિસામણ ધાધલે જરાક ઉગ્ર બની પ્રશ્ન કર્યો અને ચોરેથી ચાલ્યા ગયા.

*

આજ છ છ મહિનાથી ચોરો નિર્જન બન્યો છે. ચોરે બેસનારા ડાયરાના મોવડીઓમાંથી દાના ખાચર અને વિસામણ ધાધલ સૂકા ચોકવાય છે. ગામ સોંસરા પડે છે, પણ ચોરા પાસે આવે, ત્યાં મન માથે વીજળી પડે છે. હૈયું બળીને ખાખ થઈ ગયું છે.

અને ચોરા માથે નજર નાખે છે ત્યાં જોવા શું મળે છે? પીપળ માથે રાતદન ચીબરી બેસીને કાળવાણી ઓચરી રહી છે. તો ચોરાના ખૂણામાં કરોળિયાએ થાપડા જેવડું મોટું જાળું ગૂંથ્યું છે. તેના તાર કરોળિયાએ અવળઅવળ ગૂંથ્યા છે, અને તેમાંય કેટલીય માખીઓ, ભમરીઓ, ભમરાઓ અને પતંગિયાઓનાં દેહ–ખોખાં ઝૂલી રહ્યાં છે. ગામનાં ખસવેલ કૂતરાંએ અંધારિયા ખૂણામાં તેની બખોલ ખોદી તેમાં તે વિરામી રહ્યું છે. જતીજોગંદરનુંય રહેઠાણ હવે ચોરા પર નથી રહ્યું. ગામનાં હરાયાં ઢોર તડકાની વેળાએ આવીને ચોરે બેસવા લાગ્યાં છે. સત્તા, સાહ્યબી, ગૌરવ અને મહત્તા ભોગવેલ રાજવી પરાજય પામ્યા પછી આ સર્વ ગુમાવે અને ગૌરવહીન પાછલી જિંદગીને ઢસડ્યે જાય તેવી ચોરાની દયાજનક સ્થિતિ થઈ ગઈ છે. ગામેય પામી ગયું છે કે ગામના માથે મહા શોકની દશા બેઠી છે. કાયમી હસમુખા આ જુવાન કાઠી દરબારોના કાયમી મરકતાં મોં માથે મશ ઢળવા સિવાય બીજું કાંઈ નથી રહ્યું.

ગામ આખાના મન પર ચોરીના પ્રસંગે અકથ્ય ભાર મૂકી દીધો છે. ગામલોકોને શો ઉપાય શોધવો, તે સૂઝતું નથી, પણ થોડા મહિનાના અંતે જે વાત *વારેવારે ચર્ચાતી તે ચર્ચા બંધ થઈ ગઈ છે.* બની ગયેલા પ્રસંગની થોડી ટાઢી સારી દીધી છે. લોકોની સ્મૃતિમાંથી પ્રસંગ ભૂંસાવો શરૂ થયો છે. એવો અણુસારો જીવા ભાણુનેય આવ્યો ત્યારે કોઠીમાંથી હોકાની બેઠકને કાઢીને મેઘલી રાતે કામદારના ફળિયે ગયો. આકાશમાં એકલા તારા જ તારા છે. આકાશ સાવ ચોખ્ખું છે, ને ઉનાળું પણ ભાદરવી લૂ ટાઢી પડી ગઈ છે. કામદારોના ડહેલાના વિશાળ ફળિયામાં ચારેય ભાઈઓના ખાટલા પથરાયેલા પડ્યા છે, ને તેમાંના એક પર ગોવિંદજી શેઠ આડા પડીને હોકો ગગડાવી રહ્યા છે. તેમણે જોયું તો અંધારામાં કોઈક ડેલીની બારી ઉઘાડીને અંદર આવ્યું. હોકાની નાળ મોંમાંથી પડખે મૂકી તેમણે પડકાર કર્યો: 'આલ્યા, કિયો છ?' જીવા ભાણે ઉત્તર ન આપ્યો, પણ તે ગોવિંદજી શેઠના ખાટલા તરફ બઢ્યા. તેમના ખાટલા પાસે આવીને હોઠ ફફડાવીને તે ધીરેથી બોલ્યા: 'હું જીવો ભાણુ!'

'જીવા ભાણુ!'

'હા, એક કામે આવ્યો છું!'

'શા?'

જીવા ભાણે ફાળિયામાં સંતાડેલ હાથને ફાળિયા બહાર

કાઢ્યો અને અંધારી રાતની, તારાની આછી જ્યોત્સ્નામાં હોકાની બેઠકના ખોટાં રતન ચમક્યાં. ગોવિંદજી શેઠ વાતને પામી તો બેઠા, પણ તો ય અજાણ્યુ બનીને પૂછવા લાગ્યા :

'શું છે ભાણુ!'

'શેઠ આ તમારી ડેલીએ ને કામદારુંના હાથમાં શોભે એવી જણુસ લાવ્યો છું!'

'સમજ્યો! તમારી પાંહે...'

'આબરૂનો સવાલ છે, તારે રાત લેવી પડી!'

'આબરૂ!'

'હા, આબરૂ! અમારા ભાભાના વારુકી જણુસ! આજ ધોળા દીએ સોનીને ત્યાં વેચવા જાઉં તો ગામ કેશે જીવો ભાણુ ભાંગ્યો. બાંધી મૂઠી ઉઘાડી થઈ જાય!'

'સમજાણું!' વરુના પૂંછના ગોફણા જેવી મૂછુંના ઊડતા વાળને સમા કરતાં ગોવિંદજી શેઠ બોલ્યા ને વિચારમાં પડયા. 'ખરેખર, જીવા ભાણુનું ખોરડું ઘસાવા માંડ્યું છે? કે પછી કાઠી ડાયરાના હોકાની ચોરાયેલ જણુસ?'

'પણ શેઠ, એક વેણ આલો તો જ તમારે ઘરે આ જણુસ વેચું!'

'કેવું વેણ?'

'કે ગામના ચોરે ચડીને...હોકા હેઠે આ બેઠક મૂકીને ના...ના...ના! તો તો અમારા ખોરડાનું નાક કપાય!'

'હં, સમજ્યો! શું લેશો!'

'તમે આપો ઈ!'

'હં!' અને ગોવિંદજી શેઠ વિચારમાં પડયા. તેમણે બેઠકને હાથમાં લીધી, રમાડી, ચત્તી અને આડીઅવળી ઉથલાવી જોઈ. તેમનું દિલ પણ આ રાજવંશી ચીજ પર ચોંટી ગયું. તે મનમાં પામી તો ગયા કે જીવા ભાણુ કરી રહ્યા છે બનાવટ!

થોડીવારે ખાટલામાં બેઠા થતાં તે બોલ્યા : 'જીવા ભાણુ, મારે તો શા ખપમાં લાગે જણુસ!'

'કીમ ખપમાં નો લાગે? બેઠક માથે તમારો ચાંદીનો હોકો...'

'પણ ગામ ન ભાળે તો ચીજને લઈને કરવી શું?'

'તમારી વાત છે સાચી. તમારી આબરૂ વધારતાં મારા કુળની ઘટે, ઈનું શું?' બોલી તે વિચારમાં પડ્યો અને દિલમાં તેલ રેડાયું : 'વાણિયાની જાત કોઈની સગી નૈં. નથી ને બારબારુકી સોગઠી મારી બેસશે, તો આ કાઠીગામેતી સાથે વેર થાશે.' તેથી તે વાતનો ઘડો ઉતારવાની સાંકળ મનમાં ગૂંથવા લાગ્યો.

'તો ભલે તમારી આબરૂ વધતી!' અને તે મનમાં બોલ્યો : 'મુદ્દામાલ શેઠ પાંહે હશે, પછી મારે શી લેવાદેવા છે! આકુડો શેઠિયો ફૂટી ખાશે, એય ક્યાં કાચો છે? કાચો હોય તો કામદારું શીનું સંભાળે!'

'સારું! મૂકી જાવ! બેચાર દી કેડયે રકમ લેતા જજો! પણ રકમનું નામ પાડ્યું હોય તો સારું!'

'શેઠ, તમારા ખોરડે નામના સોદા થાય છે?'

'ઠીક કહ્યું!' લુચ્ચો વાણિયો જરાક ખખડ્યો. અને બોલ્યો : 'ભાણુ, આજ તમે નકરું સાચું જ બોલવા માંડ્યું છે!'

'ના તારે શેઠ, આવડી જંદગાની સાચું બોલવા સિવાય બીજું કંઈ નથી કર્યું!'

'ઈ તો હુંય જાણું છું!'

'તો પછી?' બોલી જીવા ભાણુ ઊભા થયા. બોખા-રીને તે ચાલતા થયા. ગોવિંદજી શેઠ ઊભા થઈને ઓરડે ગયા. પટારો ઉઘાડ્યો અને પટારાનું ચોરખાનું ઉઘાડીને જાણે જણુસને સાતમા પાતાળમાં ભંડારતા હોય તેમ સંતાડી દીધી.

પાછા આવીને મૂછોના થોકને ગોઠવતા ઓશીકું માથે મૂકીને તારાઓની સામે તેની અકળ લીલાને પાર પામવા ચત્તાપાટ સૂતા, અને મનમાં તેની અકળલીલા

આગળ માનવી શું, કેવો ? એવો વિચાર કરતાં કરતાં તે ઘોરવા લાગ્યા.

*

વિસામણ ધાધલ હાળીકાવાળા પોતાના ઓરડે બેઠા છે. માથોડું માથોડું ઊંચા તો એના પગથાર છે. ૭ ૭ પગથિયાં ચડીને ઓસરીમાં આવી હજામે બૂમ મારી :

'બાપુ !'

'કિયો છે, બા !'

'ઈ તો હું, હજામ !'

'બોલ બા !' બોલતાંક તે ઓરડા બહાર આવ્યા. તેમને દેખીને હજામના મનમાં વિસામણ ધાધલ પ્રત્યે અનુકંપા જન્મી. તેને મનમાં થયું, 'નિંભાડામાં ભાવી હોય એવું દુઃખ પડ્યું છે ને ! નોકનો સવાલ છે તે માનવી જેવા માનવીને...તપવાનું હોય જ !'

'શું, બાપ, શી વાત લઈને આવ્યો છે ?'

'બાપુ, મારું નામ ક્યાંય બોલાવું નેં જોયે.'

'પણ છે શું, ભણેં !'

હજામે ચારે દિશામાં નજર નાખી. ડેલીના ખૂણામાં કૂઈ છે, ગામ મધ્યે આ એક જ કૂઈ તે કોઈ પનિહારી પાણી તો નથી સારતી ને ! તેની ખાત્રી કરવા તેણે વળી વળીને કૂઈના ખૂણામાં નજર નાખી, અને વિસામણ ધાધલના કાન પાસે મોં લઈ જઈ હોઠ ફફડાવતો બોલ્યો :

'બાપુ, હોકાની બેઠક વાવડી છે !'

'ક્યાં ?' મોં પર નવી ચમકભરી રેખા પ્રગટી.

'ગોવંદજી શેઠના મોહન શેઠને ન્યાં !'

'પણ તને શી ખબર, કે તે જ બેઠક !'

'બાપુ, સૂરજના રણની ગૂંથણી...આંખુનાં તેજ મારતાં રતન. અને ક્યાંય બા'ર કાઢતા નથી' વિસામણ ધાધલે આંગળીઓના વેઢા પર આંગળાં રમાડ્યાં અને ગણતરી કરીને બોલ્યા : 'પૂરું દેઢ વરસ ! પણ જોજે, પછી મોહનશેઠ ફટઈ નો જાય !'

'બાપુ, ત્રણ ત્રણ વખત એ બેઠક જોઈ. રસોડાના મે'માન આવે ત્યારે જ હોકા ઈના માથે ગોઠવાય છે !'

'સમજ્યો, તારે શેઠના પેટમાં કશુંક કૂડ છે ! સારું, જા, હું તારે !'

હજામ ગયો. વિસામણ ધાધલ ઓરડાઓની વિશાળ ઓશરીમાં ઘૂમવા લાગ્યા, અને મનમાં વિચારવા લાગ્યા : 'વાણિયા પાંહે ક્યાંથી જણસ આવી હશે ! વાણિયાએ તો નેં ચોરાવી હોય ? વાણિયાએ સંઘરી શું કામ હશે ?' આટલું વિચારતાં તો તેમનું માથું ઘૂમી ગયું. તે ઓરડામાં ગયા. ડીલ પર કેડિયું નાખ્યું, માથે પાઘડી, પગમાં જોડા અને હાથમાં કડિયાળી ડાંગ લઈ દાના આપાની ડેલીએ આવ્યા. ડેલી પર તો કોઈ નથી. ઓરડે આવ્યા, ફળીમાં ઊભા રહી સાદ દીધો :

'દાના ખાચર !'

'આવો ધાધલ આવો !'

ચપચપ પગથિયાં ચડીને તેઓ ઓશરીમાં આવ્યા. ઓશરીમાં સંધાડાએ ઉતારેલ પાયાનો ચીતરવાળો રંગીન ઢોલિયો છે, છાતી સમાણો ઊંચો. દાના ખાચર તે માથે આડે પડખે થયા છે. વિસામણ ધાધલ ઠેકડો મારીને તે માથે આવ્યા ને બોલ્યા : 'દાના આપા ! ગયેલ નાકને પાછું સંધાડી શકાશે.'

'સમજાણું નેં બા !'

'ગોવંદજી શેઠે હોકાની બેઠક ચોરાવી લાગે છે, બા !'

'તમને ક્યાંથી ભાળ સાંપડી બા ?'

'હજામે !'

'આપણા ડાયરાના કે ?'

'હા !'

'તો એકાદ વેળા નજરે ચડી જાય એવું કંઈક...'

'ભલું, ભાઈબંધી બાંધીએ ?'

'અને પછી નાકના સાટે...'

'પછીની વાત પછે !'

'તારે વિસામણ ધાધલ, એકવાર નજર હેઠેથી જણસ નીકળી જાય પછે...'

'ભલે ઈમ કરીએ.'

'પણ વાણિયો અને કાગડો ચાલાકીમાં સરખા!'

'ઇથીય ચાલાક ગામેતી!'

'તો ઈમ કરો!'

બેઉ છૂટા પડયા, અને વિસામણ ધાધલ આવીને ઓરડે ઢોલિયા પર આડા પડયા, મનમાં ચિંતવન કરવા લાગ્યા કે જણસ એકવાર નજર સોંસરી કરવી કીમ કરીને? તેમના મનમાં અનેક વિચારો આવ્યા, દગો કરી જાણકારી મેળવવી? કંઈક કૂડ તો કરવું પડશે. તો તેય કઈ જાતનું?

પહેલો દાવ નાખવો; દોસ્તીનો; ભાઈબંધીનો!

ને એ વિચારમાં નીંદર આવી ગઈ. અર્ધ જાગૃતાવસ્થામાં પણ આ જ વિચાર આવ્યો ત્યાં સવારવાળો હજામ આવ્યો.

'બાપુ, ગોવંદજી શેઠના ઘરે બેત્રણ ઘોડીઓ આવી છે. તેનાં વછેરાંય હારે છે, તે તેમાંથી એકાદને વેચાતો લેવા...'

'ભલે, જઈને કે' કે આવું છું!'

'સારું બાપુ!'

વિસામણ ધાધલના મનમાં હવે ધેડચ બેસવા માંડી. 'આમાંથી જ કંઈક ગોઠવણ કરવી.'

જુવાન કાઠીએ માથે પાઘડી મૂકી. હાથમાં કડીઆળી ડાંગ લીધી, અને હોકો ગગડાવતાં હાથમાં હોકો લઈ ગોવિંદજી શેઠની મેઢમેડીએ આવ્યા. માઢમેડીના હેઠેના ભાગમાં માળ હેઠે ગોવિંદજી શેઠ ગાદીતકિયે બેઠા છે. તેમણે વિસામણ ધાધલને જોઈ ને આવકાર આપ્યો:

'આવો, ધાધલ આવો!'

'હા બા, તમારું કે'ણ રોકાય કંઈ?'

'આપતું હેત છે તે...'

'શું કામ બરકચો 'તો?'

'આજ ઈંગોરાળા પંથકમાંથી ત્રણ મહેમાન આવ્યા છે! ઘોડીઓ હારે વછેરા.. ભારે જાતવંત લાગે છે!'

'તે...'

'હાલો, નદી માથે ત્યાં જોઈ!'

'ઈમ કરો, શેઠ!' હોકાને ગગડાવતાં વિસામણ ધાધલ ઊભા થયા, સાથે ગોવિંદજી શેઠ પણ. અને ફળિયામાં બેઠેલ હજામને કહ્યું: 'મોહનને કે' કે ઘોડીઓ વછેરા સાથે નદીએ લાવે! દરબાર, ઘોડીની જાતને જોજો. હાણુ વખતે કયાંના ઘોડા...'

'શેઠ, નજર સોંસરા નીકળવા દ્યો!'

'દરબાર, ઉઘરાણી પકવવા સાંજ પડયે દરરોજ ત્રીસ ત્રીસ ગાઉની મજલ જાનવરને કાલાટાંણીમાં થાય છે! અને આજ ઘોડો છે ઈને ઉમ્મર ઢળાવા માંડી છે!'

'સાચું છે!' બોલી બંને નદીકિનારે શીતળાની દહેરી પાસે આવી ઊભા, પણ નજર છે ગામના શેર સામે. કાનની શેડચો તીરના ફણા જેમ ટટ્ટાર રાખીને ધરતી પર જાણે પગ છબતા જ નથી, તેવી ચાલ્યે ઊડતી ત્રણેય ઘોડીઓ દોડતી આવે છે. શેરની ધૂળની ચપટી રજેય ઊડતી નથી.

'શેઠ, આપા દાનાનેય સા' કરો ને!'

ગોવિંદજી શેઠના મોહન શેઠ અને મહેમાનો આવી પહોંચ્યા નદી તીરે, ત્યારે ગોવિંદજી શેઠે જ મોહન શેઠને કહ્યું: 'દાના આપાને બોલાવજે!' ચઢી ઘોડીએ જ મોહન શેઠ ગામમાં પાછા ગયા, અને દાના આપાને ઘોડી સોંપી તે ચાલતા આવ્યા. શીતળા માતાની ઓરડી નીચે વિસામણ ધાધલ, ગોવિંદજી શેઠ અને મહેમાનો ઊભા છે. ઘોડીઓ થનથને છે. ત્યાં આપા દાના આવ્યા: 'આવો દાના આપા!' ગોવિંદજી શેઠે આવકાર આપ્યો. ઘોડા પરથી નીચે ઊતરીને મહેમાનોને રામરામ કર્યાં. અને ઘોડીઓનાં રૂપરંગ, ચામડીની રૂંવાટીનું તેજ, કાનની શેડચો, પગના દાબડા ઝીણી કાળજીથી બંને ગામેતી જુવાનોએ જોયાં. વછે-

રાંને પણ નીરખી નીરખીને જોયાં. ઘોડીઓને સુંદરિયાણાના મારગ પર ઉત્તર દિશામાં દોટે ચડાવી. પાછળ વછેરાને પણ દોડતા મૂક્યા. અને જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે વિસામણ ધાધલે દાના ખાચરને ઈશારત કરી વછેરો ચીંધ્યો અને તે ઈશારો ગોવિંદજી શેઠથી છાનો રહ્યો : 'ગોવિંદજી શેઠ, આ વછેરો હીરાકણ જાણી લે !'

વિસામણ ધાધલે અભિપ્રાય આપ્યો અને ગામફળિયા તરફ બંને જુવાનો વળી નીકળ્યા.

*

વછેરાના ઉછેરમાં આ બેઉ કાઠી જુવાનોએ તેમનાં લોહીનાં આંધણ કર્યાં છે. એને પગના સાથળના માલીસ, રૂંવાટીની કુમાશ ને રંગની જાળવણી માટે રાખવી જોઈતી કાળજી બેઉ જુવાનોએ લીધી છે. આખું ગામ મોંમાં આંગળાં નાખી ગયું છે કે શી આ લોકની નાતામાં ઘસાવાની ઉદારતા અને આદત છે ! બાર બાર મહિનાથી ગોવિંદજી શેઠની માઢમેડીએ ખડા પગે રહ્યા છે અને વછેરો બાર મહિનાની ચાકરીએ ચડાઉ પણ થઈ ગયો છે. પલોટવા પણ મોહન શેઠ, વિસામણ ધાધલ અને દાના આપા જ જાય છે. એવો વછેરાને પલોટ્યો છે કે આ પંથકમાં તેની પ્રશંસા થવા લાગે છે. ચારણોએ વાહવાહ પોકારવી શરૂ કરી દીધી છે, જો કે તેઓ કવિત અને રચિત સુધી નં'તા પહોંચ્યા. ગામના સૌ લોક પણ આતુર હતા આ સાબદા થઈ ગયેલ ઘોડાની કસોટીના દિનની વિજયમાળ જેવા માટે !

દર વર્ષે દશેરાના દિવસે સમીપૂજન કર્યા પછી સુંદરિયાણાના માર્ગે, બારામાં ઘોડદોડ થતી તે દિવસે સાંજે ગામના બધા જ ઘોડાઓ શણગાર સજીને બંધાર કૂવે આવીને થનગનતા. પલાણ નખાઈ ગયા છે. કાઠી દરબારોના ઘોડાની શોભા અલૌકિક છે. રેણુના છેડે ચાંદીની ઘુઘરીઓ ખણુખણી રહી છે. પીઠ પર નાખેલ દળીના ચારેય છેડે ચાંદીની ઘુઘરીઓ રણઝણે છે. ઘોડાઓની પીઠ પરનો સામાન સૂરજ-તેજમાં ઝગારા દઈને હસી રહ્યો છે. મહી તરફના શેરમાંથી ત્યાં મોહન શેઠનો વછેરો થનગનતો આવ્યો. બંધાર ને છત્રીએ ઊભેલ સૌ આ દેવઅંશી જાતવંત જાનવર સામે જોઈ રહ્યા. સૌના મનમાં થયું : 'શું ગામનું ભાગ્ય કે આવો દૈવી જાનવર આ ગામની ધરતી માથે !'

બંધાર માથે તે આવ્યો લોકોના ટોળામાં ઊભેલ ગોવિંદજી શેઠની છાતી ફૂલી. કડિયાની કસો તૂટું તૂટું થવા લાગી. પડખે બંને કાઠી જુવાનો ઊભા છે તેમણે શેઠને કહ્યું : 'શેઠ, નામ પાડવાનો આવો બીજો દી નૈં જડે !'

'ભલે, બા !'

'ત્યારે...!'

બાજુમાં ઊભેલ બ્રાહ્મણના મોંમાંથી શબ્દ સરી પડ્યો : 'અમર !'

'ભલે બા, અમર !'

તે વછેરો તે દિવસથી અમરના નામે સંબોધાવા લાગ્યો. શેઠને પણ તે નામ ગમ્યું. બ્રાહ્મણે કાઠી ગામેતીઓને સમીપૂજન કરાવ્યું, અને પછી બંને જુવાન ગામેતીઓએ બંધારના ઊંચા કાંઠા પરથી છલંગ મારીને તેમના ઘોડા પર સ્વાર થયા, મોહન શેઠ અમર પર !

અમર ઊડ્યો. તીરના વેગે, મોરની જેમ થનગનતી નર્તનભરી ચાલે, અને વળાંમાં તેનાથી આગળ નીકળી ગયેલ દાના આપાના ઘોડાને આંબવા તેણે સિંહના જેવી ફાળ દીધી, ત્યારે બંધાર પર બેઠેલ સૌ કોઈના મોંમાંથી 'શાબાશ ! શાબાશ !' ઉદ્ગારો નીકળી ગયા. બેઠેલ લોક સૌ ઊભા થઈ ગયા. ગોવિંદજી શેઠ પોરસમાં ઉત્સાહમાં આવી ગયા, અને અહીં ભેગા થયેલ સૌને તેમની માઢમેડીએ લઈ ગયા. તેમણે જીવનની ધન્યતા અને ગૌરવ અનુભવ્યાં. બંને કાઠી ગામેતીએ ઘોડેથી ઊતરીને મોહન શેઠને બાથમાં લઈ લીધા. મોહન શેઠને પણ મનમાં ઊગી આવ્યું કે બેઉ કાઠી દરબારોએ તો ભાઈથીય વિશેષ સગપણ દાખવવા માંડ્યું છે. અફીણ ઘોળાયા, કસુંબાપાણી થયા. અને ઊભટે હોકા નીકળ્યા.

તો ચાંદીના હોકાની નીચે વળગેલ બેઠક પર દાના આપાની નજર ગઈ. દાના આપા મનમાં પામી ગયા : 'બસ, બોલી જ જણુસ !' તેમણે વિસામણ ધાધલ સામે નજર કરી. ચાર આંખો ભેગી થઈ. આંખના ઇશારામાં વિસામણ ધાધલ પણ વાતને પામી બેઠા. હોકો ફેરવ્યો. સમ દઈને આગ્રહ કરી કરીને સૌને હોકા પાયા, ત્યારે ગોવિંદજી શેઠે આપા દાનાને કહ્યું :

'આ જણુસ આમ પંચાળમાંથી સાંપડી !'

'બા ઘર પરમાણે જણુસેય જોયે ને !'

ત્યાં સંધ્યા ઢળી. ડાયરો અમરના જયકાર ગજવતો વીંખાણો. બેઉ કાઠી ગામેતીઓ પણ ઊભા થયા. માતાજીવાળો પા વટાવી ચોરાના આંગણે દાઝેલ દિલના બેય જુવાન કાઠીઓ આવી ઊભા. વિસામણ ધાધલને હાળીકાવાળે ઓરડે જવાનું હોવાથી અત્રે થંભ્યા ને દાના આપાને કહ્યું : 'આંખ હેઠે જણુસ થઈને, બા !'

'થઈ બા !' વિસામણ ધાધલને તેટલું બોલતા ખૂબ કષ્ટ પડ્યું.

'તો હવે ?'

'હવે બીજું શું હોય ? ગામનું નાક લેનારને જગમાં છતરાયો કરવો જોયે !'

'ભલે બા !' બોલી આપા દાના તેમના ઓરડા ભણી ગયા, વિસામણ હાળીકાવાળા ઓરડે.

ઓરડે તો ગયા, પણ બંનેને અજંપો જન્મ્યો છે. ગામનું નાક લેનાર, આમ સાજોનરવો જીવી રહ્યો છે. શું દુનિયાનો ન્યાય છે ? આ જામતી ગોરી સરકારનો શું આ ન્યાય છે ? બેઉના મનમાં આ જ વિચારો ઉથલો રહી રહ્યા છે ! રાત પણ અજંપામાં ગઈ. આંખનાં પોપચાં મળતાં નથી. ઢોલિયાના પડખામાં સૂતેલ કાઠીઆણીઓએ પૂછ્યું :

'કીમ આમ છે? માથે કાંઈ ગરજું...'

'ના, ગામનું નાક કાપનાર સાજોનરવો થઈને પોતાના ખોરડાની આબરુની શગ્ય ચડાવી રયો છે !'

'પણ ઈમાં તમારે...શું !'

'ઈની ઘણી બળતરા છે !'

બેઉના ધણીઆણીઓને આ જ ઉત્તર.

ભળકડું થયું. હાથમાં ડાંગ લઈને નદીતીરે બેઉ આવ્યા, ને ત્યાં ભેગા મળી ગયા. આપા દાનાએ વિસામણ ધાધલને પ્રશ્ન પૂછ્યો : 'ધાધલ, રાતે જંપ થ્યો 'તો ?!

'જંપ ? હવે તો નાક લેનારનું ના...ક લેવાય તારે જ થાય !'

પણ ત્યાં સામેથી મોહન શેઠ આવતા કળાયા.

બેઉ કાઠીઓ શાંત થઈ ગયા, અને મોહન શેઠ નીલકાના સામા કંઠિયી તલ બાવળામાંથી આવતા દેખાયા. વિસામણ ધાધલ તેમને જોઈ મરકીને બોલ્યા : 'કીણી કોર, શેઠ ?'

'આમ મઢીએ !

'હાલો બા, સંગાથ ખવ સારે !' બોલી વિસામણ ધાધલ મોહન શેઠની પાછળ પાછળ મઢીએ આવ્યા. દાના આપા જરાક પાછળ પડી ગયા હતા તે સહેજ મોડા મઢીએ આવ્યા, તો જાણ મળી કે બાવાજી રામરોટી ઉઘરાવવા ગયા છે. મઢીમાં આ ત્રણ જીવ સિવાય કોઈ નથી. સામેનો શેર સાવ નિર્જન છે. શેરમાં મહાજનની બેત્રણ ગાયો વાગોળતી બેઠી છે. વિસામણ ધાધલે આ દાવ જોયો, અને જેર પર બેઠેલ મોહન શેઠને ધક્કો દઈને જેર નીચે પછાડ્યા અને છાતી માથે ચડી બેઠા. દાના આપાએ કેડે બાંધેલ ઝીણી પછેડીનો મોંએ ડૂચો દીધો અને ભેટમાંથી છરી કાઢીને વિસામણના હાથમાં મૂકી, ને મઢીની ખડકી વાસી વિસામણ ધાધલે કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વગર મોહન શેઠના નાકનું ટેરવું લબરાક દઈને લઈ લીધું અને છાતી પરથી ઊભા થતાં બોલ્યા : 'મોહન શેઠ, સો વરસના હવે થાવ !'

અને હાથમાં જે નાકનું ટેરવું હતું તે મઢીના છાપરા પર ઊડાડીને બેઉ કાઠીઓ ઓરડે જઈ ઢોલિયા પર

લાંબા થઈ અજંપાભરી વીતેલ રાતની ચડેલ નીંદર ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તાણવા લાગ્યા.

મોહન શેઠ તો બેભાન બનીને ગાદીમાં ઢળી પડ્યા છે ત્યાં રામરોટી ગામમાંથી ઉઘરાણીને બાવાજી આવ્યા, ગાદીના પડસાળ પર કાગડાની કતાર જોઈ બાવાજી ક્ષણભર ગભરાયા, તેમણે ચીસ પાડી ત્યારે શેરમાંથી પસાર થતા બે જુવાનિયા આવી ઊભા : ' અરે, મોહન શેઠ ! કોકે નાક કાપ્યું છે ! ગોવિંદજી શેઠને ખબર દ્યો ! '

કોઈક ગોવિંદજી શેઠની મેડીએ ગયું. સમાચાર કહ્યા. તે પણ દોડતા આવ્યા. હજામને બોલાવ્યો. ઝોળીએ ઘાલી ઘરે લઈ ગયા અને પડદે રહીને પાટા-પીંડી કરાવી અને સાજા થતાં મોહન શેઠે ગોવિંદજી શેઠને વાત કહી કે કોણે નાકનું ટેરવું લઈ લીધું.

ગોવિંદજી શેઠ વાતનો મરમ મનમાં પામી ગયા, પણ એ કામદારોય ભાલા, બરછી, તરવાર, અને કટારના વાપરનાર હતા, ને ધંધુકા તાલુકાનો તાજો કબજો લઈને બેઠેલ અંગ્રેજ અમલદારો પાસેથી સારી એવી શાખ મેળવી હતી. પ્રતિષ્ઠા પામ્યા હતા. તેથી તેમણે બંને જુવાન કાઠી ગામેતીઓ માથે ધંધુકે કેસ દાખલ કરાવ્યો.

કેસ ચાલ્યો. તે સમયની અંગ્રેજ નીતિ પ્રમાણે જરાક કડકાઈથી કામ લેવાયું અને તેનો ફેંસલો આવ્યો : ' દાના આપાને શકનો લાભ આપી નિર્દોષ જાહેર કરવામાં આવે છે, અને વિસામણ ધાધલને જેલની પાંચ વર્ષની પાકી સજા ' રાજવંશી, રૂપાળા ગોરા-વાનના કાઠીના જુવાનને આકરી સજાનો મનમાં કોઈ ભય નથી. ચિત્ત પર તેનો ભાર પણ નથી. તે જેલવાસી બન્યા. પણ જેલમાં બે અઢી વર્ષે તે મોટા માર્ગે ગયા. તેમના નાના ભાઈ પણ ગામમાં જ મૃત્યુ પામ્યા, અને એ ઓરડાના વેલાનું નિકંદન ગયું.

આજે ચંદરવામાં હાળીકાની ફૂર્ન ને હાળીકાના ઓરડા છે આશરે સાઠેક વર્ષથી એકલા અને અટૂલા ઊભેલ ! પેલો ચોરો ગામ વચ્ચે છે, પણ પીપળ વગરનો બનીને છીજતો, ઝૂરતો.

✱

૧૯૫૬માં ૫૮૧૫, ૧૯૫૭માં ૧૧૨૪૪, ૧૯૫૮માં ૧૮૫૫૯ અને ૧૯૫૯ના જાન્યુઆરી-એપ્રિલ દરમિયાન ૧૪૬૦ વંધ્યત્વસાધક શસ્ત્રક્રિયા ( સ્ટરીલાઈઝેશન ઓપરેશન) કરવામાં આવી હતી એપ્રિલ ૧૯૫૯ની આખર સુધીમાં ૨૩૫૯ લોકોને કુટુંબ નિયોજન વિષેની તાલીમ આપવામાં આવી હતી અહેવાલના માસ દરમિયાન, ૩ સંસ્થાઓને કુટુંબનિયોજન માટે નાણાકીય સહાય આપવામા આવી હતી, જે પૈકી મુંબઈમાંના કૈલાસ સેવા સદનને શહેરી વિસ્તારમાં એક કેન્દ્ર ખોલવા માટે રૂ. ૭૩૫૦ની સહાય આપવામાં આવી હતી.

*

સોવિયેત સંઘ પુસ્તક પ્રકાશનની સંખ્યામાં દુનિયાભરમાં પહેલે નંબરે છે ઝારના રશિયામાં ગણ્યાંગાંઠ્યાં જેટલાં પુસ્તકો બહાર પડતાં હતા એના કરતાં આજે નવગણાં પુસ્તકો બહાર પડે છે; જે કોઈ પણ મૂડીવાદી દેશ કરતાં વધારે છે.

૧૯૫૮માં સોવિયેત સંઘમાં ૬૦,૦૦૦ ઉપરાંત પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં, જેની ૧ અબજ, ૧૦ કરોડ નકલો બહાર પડી હતી અત્યારે સોવિયેત સંઘમાં ૩૨૦ પ્રકાશનગૃહો છે અને એ દર મીનીટે જુદાં જુદાં પુસ્તકોની ૭,૫૦૦ નકલો બહાર પાડે છે.

> ' ઊર્મિ-નવરચના ' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# સમાજનાં બદલાતાં વહેણ

સામાજિક ક્રાન્તિએ આજે શહેરો અને ગામડાંઓ વચ્ચે ભેદ ન રાખવો જોઈએ તેની કથની આ ગ્રામ્ય પ્રસંગોમાં આ વખતે લેખકે રજૂ કરી છે. મોટી ઉંમરે પણ બહેનોનાં ભણતરનો પ્રશ્ન ઉકેલી શકાય તો?......

ગામડાનું જીવન પણ સંકુલ બની રહ્યું છે. શહેરનો સંપર્ક સાધતાં લોકોનું માનસ, રહેણીકરણી અને વિચારો પણ બદલાઈ રહ્યા છે. તેમાંયે ગામડાના છોકરાઓ શહેરમાં જઈ ભણવા લાગ્યા. શહેરની સંસ્કૃતિનો તેમને પાશ લાગે છે. જાણે તેમનું વ્યક્તિત્વ આ ગામડાની ભૂમિમાંથી નીકળી શહેરની ભૂમિમાં રોપાય છે. ને એમાંથી અનેક નવી સમસ્યાઓ ઊભી થાય છે.

એક ભાઈ મારી પાસે આવ્યા. આવી, પાણી પી, માથાની પાઘડી ઉતારી હૈયાવરાળ કાઢતા હોય તેમ તેમણે કહ્યું:

'સેવકરામ! તમારી સલાહની જરૂર પડી છે.'

'શું બાબતમાં?'

'અમારા જમાઈએ ભારે ગૂંચ ઊભી કરી છે. એ હવે, લગ્ન પછી કહે છે કે મારે તમારી દીકરી નથી જોઈતી.'

'લગ્ન કર્યે કેટલો વખત થયો?'

'પાંચ છ વર્ષ થયાં હશે.'

'તો પછી હવે કેમ ના પાડે છે?'

'મારી દીકરીને નથી તેડાવવી એટલે બહાનાં કાઢે છે. કહે છે કે તકરારી છે. મારી બાનું માનતી નથી. ભણવાની વાત કરીએ છીએ તો ભણતી નથી. એને સંઘરવી નથી એટલે બહાનાં આગળ ધરે છે.'

'પણ કેમ સંઘરવી નથી?'

'એ ભણ્યો છે એટલે જ તો! છોડી નાખી ત્યારે તો ઘરમાં વાંસડો ફરતો હતો, છોકરો ઠીક છે પણ ઘરબાર સામે ન જોયું. એ બંદા શહેરમાં જઈ ભણ્યા એટલે કહે છે મને તમારી અભણ દીકરી નથી ગમતી.' ને એ ભાઈએ ફળફળતા શબ્દોમાં અકળામણ કાઢી,

'હું પૂછું છું સેવકરામ! એની મા ભણેલી છે? અમ એને ઘરમાંથી કાઢી મૂકતો નથી! હવે, આ ઉંમરે છોડી એકડો ઘૂંટવા બેસે? આ તો મારી ઇજ્જત લેવા બેઠો છે. ભણે એ તે સુધરે કે પછી આખલાની પેઠે વંકરે?'

'એ શું ભણ્યો છે!'

'એ તો બલારાત જાણે. કયારની વાતનો ભણ્યા કરે છે. ભણ્યો છે એટલે તો એની બુદ્ધિ બગડી જઈ ને! ન'ક આવાં વેણ કાઢે? તમે જ કહો, સેવકરામ પાકી, ઉંમરે એ ભણવા બેસે? ને હું તો એને પૂછું છું કે છોડી નહિ ભણેલી હોય તો એના હાથનો રોટલો કાચો રહેશે! આ તો ભઈસા'બ બધું દેખાદેખીનું છે. શહેરની પેલી ફૂદાં જેવી છોડીઓ જોઈ છે એટલે એની બુદ્ધિ જ ફરી ગઈ છે.'

હું આખો કેસ મનમાં ગોઠવ્યે જતો હતો હતો. ગૂંચ ક્યાં છે એ પણ એમના વગર કહ્યે પામી ગયો હતો. એટલે સુધારી વાત પર આવતાં મેં કહ્યું:

'આમાં મારે કરવાનું શું એ કહો ને!'

'એ બહેરને તમે કંઈ સમજાવો. આ તો ભણતર લજાવે છે. અમારા લોકમાં કહેવત છે કે ભણ્યો કણબી કુટુંબ બોળે તે આનું નામ. આ કાંઈ એક દા'ડાનો સબંધ છે તે તોડી દેવાય. છોડી ઘેર બેઠે બેઠે પોહ પોહ આંસુ પાડે છે.. મારાથી તો ખમાતું નથી.' ને આવેશમાં આવી તેમણે કહી નાખ્યું: 'સેવકરામ, હું સાચું કહું છું હોં, સીધું ચાલશે તો ઠીક છે નહિ તો એનું મોઢું ફોડી નાખીશ હા...'

'અરે તમે શું બોલો છો એનું તમને ભાન છે! તમારા જમાઈ માટે આવું બોલાય?'

'એ એના મોઢા જેવું કરી રહ્યો છે તે શું કહે!

સેવકરામ! કાળ તો ચડે છે કે શુંનું શું કરું... એટલે તો તમારી પાસે આવ્યો છું, તમે એને સમજાવો ને! આનું પરિણામ સારું નહિ આવે હાં.'

આ લોકોના રીતરિવાજથી, એમના મિજાજથી હું ટેવાઈ ગયેલો છું એટલે મને આ અકળાયેલા જીવના ઉદ્‌ગારથી કશું આશ્ચર્ય ન થયું. પણ એમને કેવળ સામામાં વાંક લાગતો હતો. એમનો વાંક એ જોતા નહોતા. આ પ્રશ્નની બીજી બાજુ પણ સમજવા તૈયાર નહોતા. એમની સાન ઠેકાણે લાવવા મેં એમને પૂછ્યું :

'તમે અકળાયા લાગો છો. પણ એથી કોઈ પ્રશ્નનો ઉકેલ આવે ખરો? તમારે પણ બદલાયેલી પરિસ્થિતિનો ખ્યાલ કરવો જોઈએ ને! તમારી દીકરીને ક્યારે પરણાવેલી?'

'ત્યારે તો એની ઉંમર બારેક વર્ષની હશે.'

'તો તમે એને ભણાવી કેમ નહિ?'

'સેવકરામ, છોડી તે ભણવા જાય કે પાછી છાણુ પાણી કરે! અને વળી ભણીને ક્યાં હાટ માંડવાં છે.'

'હાટ માંડવાં નથી, પણ ઘર તો ચલાવવાનું છે ને! તમે નહોતા જાણતા કે તમારો જમાઈ ભણે છે? તો પછી જમાઈના ભણતર સામે જોઈને તો તમારે ભણાવવાનો વિચાર કરવો જોઈતો હતો ને!'

'ગામડાગામમાં તો લોક ચૂંટી ખાય. સાસરે જાય એવી છોડી તે કાંઈ ભણવા જતી હશે! મને તો સેવકરામ, એ જ સમજાતું નથી કે ના ભણી હોય તો ક્યમ ઘર નાં ચાલે?'

'ના, ન ચાલે! તમારા ગાડાનાં પૈડાં નાનાં મોટાં હોય તો ગાડું ચાલે ખરું? સંસારરથનું પણ એવું જ છે. પતિ અને પત્ની, બંનેમાં સંસ્કારની અને શિક્ષણની સમાનતા હોય તો જ એ રથ બરાબર ચાલે. તમારો જમાઈ કૉલેજ સુધી ભણેલો. તમારી દીકરી એકડો પણ જાણે નહિ. તોયે તમારે તો તમારું ધાર્યું જ કરવું છે.'

'તો શું મારે છોડીનો ભવ બગાડવો?'

'ના, ભવ સુધારવો માટે જ કહું છું કે તમારી દીકરીને ભણાવો. એને ભણવા મૂકો. તો જ આ ઝઘડાનો અંત આવશે. તમે એકવાર કહો કે તમે ભણાવવા મૂકશો કે હું બતાવું તે કરશો તો તમારા જમાઈને હું બોલાવી તેને સમજાવું.'

'હું તો એટલું જાણું કે કજિયાનું મોં કાળું. ભાઈસા'બ, કંઈ કરતાં છોડીનું ઘર મંડાય એમ કરોને! એનો ભવ સુધરતો હોય તો તમે કહેશો એ કરીશું. હવે શું થાય...છોડીના બાપની મૂછ નીચી બીજું શું?'

મેં એમને સમજાવીને ઘેર રવાના કર્યા. તેમના જમાઈને તેડાવ્યો. એ જુવાન સમજુ અને વિવેકી લાગ્યો. એણે મારી આગળ એકરાર કર્યો :

'સેવકરામ! હું ગામડાની પરિસ્થિતિ નથી જાણતો એમ નહિ. તેમ હું એ પણ જાણું છું કે એ અભણ છે એમાં એનો દોષ નથી. તેનાં માબાપનો દોષ છે. એથી તો હું બગડેલી બાજી સુધારવાનો પ્રયત્ન કરું છું. મેં તેને ભણવાની વાત કરી. એ ધરીને ના પાડે છે. મારા સસરા તો ઉલટા ગાળો દેતા ફરે છે. ઘેર આવી મારા બાપાને એ ગમે તેમ સંભળાવી ગયા. મારી પત્ની મારી બા સાથે પણ ઝઘડે છે. મારી સામે પણ ગમે તેમ બોલે છે. આમાં મારા બાપાની જ સીધી ચડામણી દેખાય છે. એટલે મેં એમને કહી દીધું છે તમારી દીકરીને ભણાવવી હોય તો જ તેડી જાઉં. અમારે ઘરમાં કલેશ કરે એવું માણસ જોઈતું નથી.'

તેને જે સવાલ કર્યા એમાંથી જાણવા મળ્યું કે તે બી. એ. થઈ નોકરી કરતાં કરતાં એમ. એ. નું કરે છે. તે મેટ્રિકમાં આવ્યો ત્યારે સત્તર વર્ષે લગ્ન કરેલું. તે કૉલેજમાં ગયો ત્યારથી પત્નીને ભણાવવાનો આગ્રહ કરે છે. રજાઓમાં પોતે પણ ભણાવવા માંડ્યો. પણ પરિણામ વિપરિત આવ્યું. તેના સસરા ઉલટા મારવા લેવાની વાત કરવા લાગ્યા. આ સંજોગોમાં આ ભણેલો વર શું કરે!

આવા પ્રશ્નો તો હવે વધી રહ્યા છે. છોકરાઓ ભણે છે. કન્યાઓને ભણાવતા નથી. પછી ભણેલા વર અને અભણ પત્નીઓનો સંસાર કેવો ચાલે! ઘર્ષણ, અસંતોષ, ગેરસમજ, કંકાસ વચ્ચે તેમનાં લગ્નજીવન ચાલે છે. એ અસંતોષની જ્વાળાઓ આ રીતે પ્રગટ થાય છે. આ બદલાતી જતી સમાજ રચનાનો ગામડાંને ખ્યાલ આપવાનો છે. તેને માટે ગામડામાં શિક્ષણસંસ્થાઓ વધારવી પડશે. પેલા તણખા વેરતા સસરા–જમાઈનો પ્રશ્ન સમજાવટથી ઉકલી ગયો. પેલા કાકા એમની દીકરીને ભણવા મૂકવા સંમત થયા. આ ભાઈ જઈને તેને સ્ત્રી સંસ્થામાં દાખલ પણ કરાવી આવ્યા.

પણ મેં આનાથી એક ભિન્ન પ્રકારનું દર્શન કર્યું. એક ભાવનાશાળી જુવાન મારી પાસે આવ્યો. નમસ્તે કરી તેણે પોતાના આગમનનો હેતુ સમજાવતાં કહ્યું: 'સેવકરામ! તમને જરા તકલીફ આપવા આવ્યો છું.'

'તકલીફ આપવા?'

'હા, આપ આવો તો મારે તમને મારા ઘેર લઈ જવા છે.'

'કેમ કંઈ ખાસ કામ પડ્યું છે?'

'કામ તો શું કહું. પણ જરા મુશ્કેલી તો ઊભી થઈ છે.' કહી તેણે પોતાની વાત વિગતે કહી:

'હું આ વર્ષે બી. એ.માં આવ્યો. મારું તો બાળલગ્ન થયું હતું. પછી કન્યાની પસંદગીનો તો સવાલ જ ક્યાં હતો! મારી પત્ની સાવ અભણ છે. ફરજિયાત કેળવણી ધારાને લીધે તે એક બે વર્ષ શાળામાં ગઈ હશે. પણ અત્યારે તો સાવ નિરક્ષર છે. હું કૉલેજમાં ગયો ત્યારથી સ્ત્રી સંસ્થામાં મૂકવાની વાત કર્યા કરતો હતો. પણ સવાલ એ આવીને ઊભો રહેતો હતો કે ખર્ચ કોણ આપે? મારા સસરા તો છૂટી પડ્યા. મેં તો મારી છોડી તમને પરણાવી. હવે તમે જાણો ને એ જાણે. તમારે ભણાવવી હોય એટલી ભણાવો. જ્યાં મૂકવી હોય ત્યાં મૂકો. હું આડે નહીં આવું.

મારા ઘરની સ્થિતિ સારી છે. મારા બાપા ખેતી ઉપરાંત વેપાર કરે છે. પણ એ માનતા નથી. એ કહ્યા કરે છે કે હવે ભણાવીને શું કરવી છે, પાકા ઘડે નવા કાંઠા ન ચડે. આપણામાં વળી કોણ ભણ્યું છે? અહીં ઘરમાં કામ કરનારેય કોઈ તો જોઈએ ને! હું એમને ઘણુંયે સમજાવું છું. પણ એ માનતા નથી. આ પંદરમીથી તો શાળાઓ ઊઘડશે. હું જેમ તેમ કરીને હરિજન આશ્રમની સંસ્થામાં લખાણ તો કરાવી આવ્યો છું. ત્રણ વર્ષમાં તો એ ફાઈનલ થઈ જશે. એટલું શિક્ષણ લે તોયે ઘણું છે. પણ મારા પિતાજી માનતા નથી. તમે કૃપા કરી, મારે ઘેર ન આવો?'

મને આ યુવાનની મૂઝવણ સાચી લાગી. તેને પણ્યું પાનું સુધારવાની તાલાવેલી લાગી હતી. પત્નીને ભણાવી તેનો સંસાર સુધારવો હતો. જીવનસાથીને સંસ્કાર અને શિક્ષણ આપવા અધીરો બન્યો હતો. ને હું આ યુવાનોની એ મૂઝવણ સહાનુભૂતિથી સમજી શકું છું. કારણ કે મેં તેમાંના કેટલાકના કથળેલા સંસાર જોયા છે. એટલે જો આ યુવાનનું કામ થતું હોય તો શીદને ધક્કો ન ખાવો! એમ ગણી હું એને ગામ ગયો.

એના પિતા સમજુ અને શાણા છે. પણ તેમને હજી બદલાતાં મૂલ્યોનો પરિચય નથી. તેમ ગામડાંનું માનસ કોઈ આંગળી ચીંધે કે ટીકા કરે તે ન ખમાય. એટલે જેમ ચાલતું હોય એમ ચલાવવાના એ હિમાયતી. પણ અનેક દાખલા દલીલોથી એમના ગળામાં વાત ઉતારી. આમાં તેમને જ ફાયદો છે. તેમ તેમની ફરજ પણ છે. દીકરાને ઊંચે ચડાવો ને તેની વહુને તળેટીએ રાખો, અભણ રાખો તો એનો સંસાર સુખી કેવી રીતે થાય! હું સમજી શક્યો કે એમને પૈસાનો કે ખર્ચનો સવાલ નહોતો. પણ લોકો વાતો કરશે તો! એવી ખોટી બીક અને પ્રતિષ્ઠાનો ખોટો ખ્યાલ મનમાંથી તે કાઢી શકતા નહોતા. પણ સમજાવટથી એ ભય પણ કાઢી નાખ્યો. છેવટે એ સંમત થયા:

'તમારા બધાનું મન માનતું હોય તો હું આડો હાથ નહિ કરું.'

પણ ખરી મૂંઝવણ તો આ યુવાનની પત્નીએ ઊભી કરી. એ કહે.

'મને ભણવાનો ઉમંગ છે. ભણુંયે ખરી પણ ઘરમાં પછી કામ કોણ કરે! બાની હવે ઉંમર થઈ. મારી નણંદો હવે સાસરે રહે છે. ઘરના કામને બા કેવી રીતે પહોંચી શકે! એમને કામ કરતાં મૂકી હું શહેરમાં શીળી છાયામાં લહેર કરું તે ઠીક કહેવાય!'

આ અભણ બાઈ એવી તો ડહાપણની વાત કરતી હતી કે તે સાંભળીને એમ જ થાય: 'આને હવે શું ભણાવવાનું છે! તેની કેવી હૈયાઉકલત છે. કેવી ભલી અને પ્રેમાળ છે! ઘરમાં કેવી સમરસ થઈ છે અને ઘરને પોતાનું કરી લીધું છે! આવી ડાહ્યલી છોકરીઓને માબાપે શીદને અભણ રાખી હશે!'

હું તેને જવાબ આપું તે પહેલાં તો તેનાં સાસુએ જવાબ આપ્યો. ને એમનો ખુલાસો સાંભળીને તો હું હર્ષથી નાચી ઊઠ્યો. અહીં મેં માનવતાનાં દર્શન કર્યાં એ સારુ નહિ, મા બનીને કહેતાં હતાં: 'સેવકરામ! એના બોલવા સામું જોશો નહિ. એણે ઘરનું કામ તો ઉપાડ્યું છે બે વર્ષથી. કેમ આપણા ઘરમાં હું કામ નહોતી કરતી? મારા ઘરનું કામ હું ન કરું તો બીજું કોણ કરે?

'ને ગાંડી એટલું સમજતી નથી કે ભઈ તો કાલે ભણી રહેશે. શહેરમાં કે બીજે નોકરીએ વળગશે. ત્યારે ઘરનું કામ કોણ કરશે! એ તો અમે લખાઈને આવ્યાં છીએ તે કરીશું જ ને! કામની લ્હાયમાં કંઈ છોકરાનો મનખો બગડાય છે? તું તારે બા, જા ભણીને સુખી થા. તારા નસીબમાં છાણ-પાણી ન લખાયું હોય તોયે મારે એ કરાવરાવવું! તું મારા દીકરાનું ઘર અજવાળે એવી થાય એટલે બધુંયે આવી ગયું. સેવકરામ! એ ડાહ્યલીને સમજાવો ને... અમારી તો બધાંની હા છે.'

સાસુ-વહુ વચ્ચે આવો પ્રેમનો, માદીકરી જેવો સંબંધ હોય તો કેવું સારું! પણ અહીં ગામડામાં જોઉં છું તો નવાણું ટકા કજિયા તો સાસુવહુની તકરારમાં જ થયા છે.

સૌના આશીર્વાદ લઈ પેલી અભણ વહુ ભણવા નીકળી. ત્યારે સૌની આંખો આશ્ચર્યથી તેની સામે મંડાઈ રહી હતી. જાણે ગામની ડોશીઓ આંખોથી કહી રહી હતી:

'બઈ આ તો નુતરાંનું કહેવાય! આ ઉંમરે તે વહુને ખોળામાં છૈયો રમાડવાનો હોય કે ભણવા જવાનું હોય! શું જમાનો આયો છે! પાકા ઘડે તે કાંઠીકા ચડતા હશે!'

પણ આ ડોશીઓ જ જ્યારે નવા કાંઠીકા જોશે, સમજની બદલાતી જતી સુરત જોશે ત્યારે જ તેમને સમજાશે કે હવે એની જૂની ઘરેડમાં નહિ જીવાય. લોકજીવનનાં વહેણ પણ બદલવાં પડશે. એથી તો આવા ભાવનાશાળી યુવાનો જીવનની કરવટ બદલવાની વાત લઈને આવે છે ત્યારે હરખાઉં છું અને હોંશેહોંશે તેમને સહાય કરવા તત્પર થાઉં છું.

*

## સદ્ગત ભદ્રાબેન દેસાઈને નિવાપાંજલિ

ગુજરાતનાં સ્ત્રી-ચિત્રકારોમાં જેમણે વર્ષો પહેલાં સારી એવી નામના મેળવી તે શ્રીમતી ભદ્રાબેન દેસાઈનું તા. ૨-૭-'૫૯ ના રોજ હૃદયરોગના હુમલાથી સાંતાક્રુઝમાં અવસાન થયું છે તેની ગુજરાતને તો ખોટ પડી જ છે પણ ગુજરાતના લાડીલા કળાકાર શ્રી કનુભાઈ દેસાઈએ એક સહૃદય જીવનસાથી ગુમાવ્યાં છે. કનુભાઈને તો એ ખોટ વણપૂરી જ રહેવાની છે. કનુભાઈના બન્ને પુત્રોને અને શ્રી કનુભાઈને આ ઘા સહન કરવાની શક્તિ સાંપડો એવી પ્રાર્થના.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# શારીરિક યોગ્યતા

આપણું શરીર કેવી રીતે યોગ્ય ગણાય અને કેવી રીતે અયોગ્ય ગણાય તેની સમજુતી આપતો આ લેખ દાક્તરી વિદ્યાર્થીઓને તો ઉપયોગી થઈ પડે તેવો અભ્યસનંચ બન્યો છે જ, ઉપરાંત કોઈપણ સામાન્ય વાચકને પણ એટલો જ માહિતીસભર્યો લાગશે જ......

શારીરિક યોગ્યતા એટલે સારા આરોગ્યની કે સુખાકારીની સ્થિતિ. સારા આરોગ્ય વિષે ચોક્કસતાથી કહેવું મુશ્કેલ છે. દાક્તરની દૃષ્ટિએ માંદગી વિનાની સ્થિતિમાં શારીરિક યોગ્યતા વસે છે જ્યારે જાહેર અને રાષ્ટ્રિય આરોગ્યની દૃષ્ટિએ શારીરિક યોગ્યતા એટલે નિરોગીપણું એટલું જ નહીં પણ તે ઉપરાંત પૂરતી કાર્યક્ષમતાથી અને થોડા થાકથી કામ કરવાની તાકાત. ઘડપણ સુધી શરીર આવી રીતે ટકે એ સ્થિતિ નગદ આરોગ્યની (Positive health) છે.

માંદગી જેમ હળવી અને ઉગ્ર હોય છે તેમ આરોગ્યના પણ ક્રમ છે. શ્રેષ્ઠ, સાધારણ (fair) અને નબળું આરોગ્ય. જો કે દાક્તરની દૃષ્ટિએ આ ત્રણેય ક્રમવાળા માણસો સામાન્ય ગણાય પણ તેમને માંદગી આવતાં શરીરસંરક્ષક શક્તિની ઉણપનો દોષ આગળ ધરવામાં આવે. શરીર સંરક્ષક બળની ઉણપ વિષે બહુ જાણકારી તો નથી પણ એટલું તો ખરું કે આરોગ્યની એ સામાન્ય કરતાં ઓછી એવી સ્થિતિ છે કે જેથી વ્યક્તિને માંદગી આવી પડે છે. શારીરિક યોગ્યતાવાળો માણસ પરિસ્થિતિ વિષયક અસરોનો સામનો સારી રીતે કરી શકે છે.

શારીરિક યોગ્યતાની (Physical fitness) વિચારણામાં ત્રણ બાબતોનો સમાવેશ થાય છે. (૧) શરીરનો બાંધો (૨) શરીરની કામગીરી અને (૩) મનનું બંધારણ. શરીરની આ સજાવટ અડધી વારસાગત અને અડધી માનવીએ સંપાદન કરેલી હોય છે. શરીરનો બાંધો વારસાગત પ્રાપ્ત થાય છે. પણ અવયવો દ્વારા જે રીતે કામ લેવાયું હોય તેના આધારે તેનો યોગ્ય ને સંપૂર્ણ વિકાસ સધાય છે. રોગને લીધે અવયવનો ગાત્રલોપ થાય છે. જ્યારે તેના વધારેમાં વધારે ઉપયોગથી શ્રેષ્ઠ વિકાસ થાય છે. શરીરના બાંધાનો વિકાસ, મગજનો યોગ્ય વપરાશ અને વૃત્તિઓના આધારે મનનો વિકાસ સધાય છે. મન એ શરીરનો સ્વામી છે અને શરીરની સાથોસાથ મનની શ્રેષ્ઠ સમતુલા અને અનુરૂપતા પ્રાપ્ત થાય છે.

વળી વ્યક્તિના ધંધા અનુસાર ઉપરની ત્રણે બાબતોનો વિકાસ સધાવા ઉપર સાચું આરોગ્ય અવલંબે છે. મજૂરી કરનારને શ્રમ માટે તો બીજાઓને થોડા શ્રમ ને વધારે માનસિક કામગીરી માટે શરીર કેળવવું પડે છે. આ બન્ને સ્થિતિમાં રોજિંદાં કામ એવી રીતે થવાં જોઈએ કે શારીરિક યોગ્યતા જળવાવાથી થાક થોડો લાગે અને સંકટ સમય માટે શક્તિનો અનામત જથ્થો જળવાઈ રહે.

તો પછી સારા આરોગ્ય અને શારીરિક યોગ્યતાની કસોટી શું? કસરતના દાવ કરવાની તાકાતમાં કે પુષ્ટ માંસપેશીઓની ખીલવણીમાં આરોગ્ય ભર્યું પડ્યું નથી. ખાસ કરીને ભોજના સમયમાં પણ શરીરના દરેકે દરેક અવયવની યોગ્ય કામગીરી ઉપાડવાની સ્થિતિમાં આરોગ્ય છતું થાય છે. જિંદગી અને કામકાજના સંજોગો અનુસાર યોગ્ય આહારની પસંદગી, વ્યાયામ અને આરામનું પ્રમાણ જાળવવાથી આરોગ્યની પ્રાપ્તિ થાય છે. જાણવા જેવું છે કે બેઠાડુ જીવન સાથે ખુલ્લામાં વ્યાયામ હોય તો તે જરા પણ અનારોગ્યભર્યું નથી.

શરીરના દરેક અવયવની કાર્યદક્ષતાની તપાસ અને કામગીરીઓની અવારનવાર સંપૂર્ણ તપાસ કરવામાં આવે તો વ્યક્તિના આરોગ્યની સ્થિતિનો ક્યાસ નીકળે. આ લાંબી અને અટપટી ક્રિયા છે. પણ વ્યક્તિની શારીરિક યોગ્યતાની ચકાસણી માટે કેટલીક સાદી અને સરળ પરીક્ષાઓ પણ છે.

સરકારી નોકરીઓ મેળવવા માટે અને વીમાની પોલિસી

ક્ષતી વખતે દાક્તારી તપાસ અનિવાર્ય છે. આમાં શરીરનો બાંધો અને શરીરની દાક્તારી તપાસ ઉપરથી શારીરિક યોગ્યતા ( Physical fitness ) તારવવામાં આવે છે. શરીરના બાંધામાં ઊંચાઈ, વજન અને છાતીનું માપ ધ્યાનમાં લેવામાં આવે છે. છાતીના ઘેરાવાની સરખામણીમાં દુંટીની સપાટીમાં પેટનો ઘેરાવો પણ માપવામાં આવે છે અને જો છાતી કરતાં પેટનો ઘેરાવો વધારે હોય તો શારીરિક યોગ્યતાની ખામી લેખાય છે. વજન અને ઊંચાઈના માપથી આરોગ્યનું માપ નથી નીકળતું. આ લક્ષણો વ્યક્તિને વારસામાં પ્રાપ્ત થતી બાબતો છે. સાધારણ રીતે એમ કહી શકાય કે વીસ વર્ષનો પુરુષ પાંચ ફૂટથી નીચો અને ત્રીસ ઇંચથી ઓછી છાતીના ઘેરાવાવાળો હોય તો તે શારીરિક યોગ્યતામાં નપાસ ઠરે છે. ઊંચાઈના પ્રમાણમાં વજન હોવું જરૂરી છે. એનો કોઠો નીચે આપેલો છે. પણ ઇષ્ટ વજન જાણવા માટે ઊંચાઈ ને ( ઈંચમાં ) છાતીના ઘેરાવા સાથે ગુણી સત્તરે ભાગતાં ભાગાકારમાં આવતી રકમ વજન દર્શાવે છે.

વજનનો કોઠો. ઊંચાઈના પ્રમાણમાં ઇષ્ટ વજન નક્કી કરવામાં આવેલું છે. તે આ પ્રમાણે છે:—

થોડેલી સ્થિતિમાં હોવા છતાંય કસોટીમાં પાર ઊતરે છે, જ્યારે બેઠાડુ જીવન ગાળનાર પૂરતો વ્યાયામ ને આરામ મેળવતો હોવા છતાંય અને આરોગ્યશ્રી હોવા છતાંય આ કસોટીમાં નીચો ઊતરે છે. એટલે આવી કસોટીઓ વ્યક્તિની અમુક કામ માટેની યોગ્યતા દર્શાવે છે, નહિ કે આરોગ્ય.

ઊંચાઈ વજન વગેરે આરોગ્યની સ્થિતિનો યથાર્થ ખ્યાલ આપી શકતાં નથી. પોષણના આંકથી આરોગ્યનું માપ જાણવાની એક રીત છે. વજનના રતલને ઊંચાઈના ઇંચથી ભાગતાં આ પ્રમાણે આંક આવવો જોઈએ.

૫ ફૂટ સુધી ૧–૬. ૫ ફૂટ ૨ ઇંચ સુધી ૧–૭, ૫ ફૂટ ૪ ઇંચ સુધી ૧–૮, ૫ ફૂટ ૬ ઇંચ સુધી ૧–૯, ૫ ફૂટ ૮ ઇંચ સુધી ૨–૦, ૬ ફૂટે ૨–૩.

પોષણનો આંક જાણવા કાજે ત્રણ સૂત્રો (formula) પ્રચલિત છે. આમાંનું રોહર ( Rohrer ) સૂત્ર આ પ્રમાણે છે. ૧૦૦ [ શરીરનું વજન (ગ્રામમાં)/ઊંચાઈ (સેન્ટીમીટરમાં)³ ]. શરીરની પોષણવિષયક સ્થિતિ જાણવા કાજે આ આંક અમેરિકામાં માન્ય છે. પુખ્ત વયે સામાન્ય આંક ૧–૨ નો છે. આથી ઓછો આંક ( Index ) અપૂરતા પોષણનો દર્શક છે. પણ

| | પચ્ચીસ વર્ષ | ત્રીસ વર્ષ | પાંત્રીસ વર્ષ | ચાલીસ વર્ષ |
|---|---|---|---|---|
| ૫ ફૂટ ૧ ઇંચ | ૧૧૨ રતલ | ૧૧૪ રતલ | ૧૧૮ રતલ | ૧૨૧ રતલ |
| ૫ ફૂટ ૩ ઇંચ | ૧૧૮ રતલ | ૧૨૧ રતલ | ૧૨૫ રતલ | ૧૨૭ રતલ |
| ૫ ફૂટ ૫ ઇંચ | ૧૨૫ રતલ | ૧૨૭ રતલ | ૧૩૨ રતલ | ૧૩૪ રતલ |
| ૫ ફૂટ ૭ ઇંચ | ૧૩૨ રતલ | ૧૩૫ રતલ | ૧૪૧ રતલ | ૧૪૩ રતલ |
| ૫ ફૂટ ૯ ઇંચ | ૧૩૮ રતલ | ૧૪૫ રતલ | ૧૫૨ રતલ | ૧૫૪ રતલ |

શારીરિક યોગ્યતા જાણવા કાજે પરફોરમન્સ ટેસ્ટ છે. આમાં વજન ઊંચકવું, થોડા સમયમાં લાંબામાં લાંબું દોડવું, શરીરની માંસપેશીઓનું જોર માપવું વગેરેનો સમાવેશ થાય છે. આથી શારીરિક યોગ્યતાનું માપ તો નીકળે છે પણ આમાં વ્યક્તિનો અગાઉનો અનુભવ, ઉત્સાહ, ચપળતા વગેરે ધ્યાનમાં લેવાનાં છે. શારીરિક શ્રમ કરનાર માંસપેશીઓના વપરાશને લીધે

આના આધારે તપાસ કર્યા બાદ મુંબઈના ડૉ ટી. એમ. તેલંગનું કહેવું છે કે આ આંક ઊંચો આવે છે. અને તંદુરસ્ત કરતાં રોગિષ્ટ ગ્રુપના માણસોનો આંક સારો હોય છે.

બીજો ટેસ્ટ ડેવનપોર્ટનો ' ઇન્ડેક્સ ઓવ બિલ્ડ ' છે. તેનું સૂત્ર આ રહ્યું ૧૦૦ [ વજન (ગ્રામમાં)/ છાતી (સેન્ટીમિટરમાં)² ]. આના આધારે તપાસ

કર્યા બાદ ડૉ. તેલંગ લખે છે: 'પુરુષો કરતાં સ્ત્રીઓનો આંકડો સારો છે. તંદુરસ્ત અને રોગિષ્ટ ગ્રુપ વચ્ચેનો ફરક ધ્યાન દોરે એવો છે. વળી તંદુરસ્ત માણસોમાં પણ આ સૂત્રથી આરોગ્યના ક્રમો નક્કી થતા નથી.'

સોલ્ટરના સ્પ્રિન્ગ ડાયનામોમિટર (Dynamometer) વતી હાથ અને કાંડાની માંસપેશીઓના બળની કસોટી થાય છે. આમાં વ્યક્તિની માંસપેશીઓની પ્રેક્ટીસ ઉપર પરિણામનો આધાર છે. શરીરના અમુક ભાગમાં માંસપેશીઓની વધારે તાકાત એ શરીરના આરોગ્યની સ્થિતિની દર્શક નથી.

ઇંગ્લેંડના રોયલ એર ફોર્સના ઉમેદવારોની શારીરિક યોગ્યતા જાણવા કાજે લોહીના ભ્રમણની અને જ્ઞાનતંત્રની સ્થિરતાની બીજી કસોટીઓ સામે શ્વાસોચ્છ્વાસની કસોટીઓ પણ લેવાય છે. ખાસ કરીને યુવાન છોકરાઓ માટે શ્વાસોચ્છ્વાસની એક કસોટી છે. બેઠેલી વ્યક્તિ દીર્ઘ ઉચ્છ્વાસ બાદ ઊંડો શ્વાસ લઈ જેટલો બને તેટલો વખત હવા રોકી રાખે છે. રોયલ એર ફોર્સના સફળ અફસરનો આ સમય ૬૯ સેકન્ડનો, થાકેલા પાયલોટોનો ૫૧ સેકન્ડ અને ઉડ્ડયનથી શ્રમિત થયેલા પાયલોટોનો ૪૯ સેકન્ડ છે. રોયલ એર ફોર્સમાં ઉમેદવાર માટે ઓછામાં ઓછો સમય ૪૯ સેકન્ડનો છે.

કસરત પછી વધેલી નાડીના ધબકારા એ શરીરને પહોંચેલા શ્રમના દર્શક છે. આરોગ્ય પ્રમાણે શ્રમનો પ્રભાવ પડે છે. નિરીક્ષકોનું માનવું છે કે શ્રમ પછી નાડીના ધબકારા સામાન્ય કરતાં પચ્ચીસથી વધુ વધવા ના જોઈએ. એક નિરીક્ષણમાં તંદુરસ્ત માણસોમાં મિનિટે ૧૮ ધબકારા, સ્ત્રીઓમાં ૨૨ ધબકારા અને માંદલાઓમાં ૪૦ ધબકારાનો વધારો નોંધવામાં આવ્યો છે. વળી વધેલા ધબકારા એક મિનિટમાં પહેલાના જેટલા આવી જાય છે. જાણવા જેવું છે કે માંસલ કામ કરનારા લોકોની નાડી ધીમી હોય છે. ધબકારા ઓછા થાય છે.

આ સાથે આડા પડવામાંથી ઊભા થતાં વધતા નાડીના ધબકારા અંગે જાણવા જેવું છે. આ વખતે દર મિનિટે ૧૨ થી ૧૪ ધબકારા વધે છે. મેકફ્ડીનું કહેવું છે કે જો સૂતા પછી ઊભા થતાં નાડીના ધબકારા ૧૫ થી ૧૮ કરતાં વધી જાય તો દાક્તર પાસે શરીરની તપાસ કરાવવી. સોલ્જરોમાં સરાસરી દસ ધબકારા વધતા હોવાનું પાર્કિન્સન જણાવે છે. જો ત્રીસથી વધુ ધબકારા વધી જાય તો તે હૃદયની નબળાઈ દર્શાવે છે.

હવે લોહીના દબાણ વિષે. પુખ્તવયના માણસમાં ૧૧૦ અને સ્ત્રીમાં ૧૦૫ મિલિમીટરથી ઓછું લોહીનું દબાણ એ લોહીના નીચા દબાણ (હાઈપોટેન્શન)ની સ્થિતિ છે. જો કે આ સ્થિતિવાળાની આયુર્મર્યાદા બીજાઓ કરતાં સારી હોય છે. આ સ્થિતિ સાથે શારીરિક કાર્યદક્ષતાને કશો વાંધો નથી આવતો. ઊંચાઈ અને વજન પ્રમાણસર હોય તો લોહીના દબાણમાં ફેર પડતો નથી. પણ જો વજન વધારે હોય તો લોહીનું દબાણ વધે છે. તંદુરસ્ત જુવાન માણસોમાં લાંબા વખતના માનસિક શ્રમથી લોહીના દબાણ ઉપર થોડી અસર ઉપજે છે. આબોહવાના ફેરફારથી અને ખોરાક પછી તે વધે છે. આખા દિવસમાં લોહીના દબાણના પહેલા અંકમાં ૧૦ ટકાનો વધારો ઘટાડો સ્વાભાવિક છે. સૂતેલા કરતાં ઊભી સ્થિતિમાં લોહીના દબાણમાં, બેચાર આંકનો વધારો થાય છે. કોઈ પણ ઉંમરે લોહીના દબાણનો બીજો આંક ૯૦ ઉપર હોય એ સારી નિશાની નથી.

ઉપરની બધી હકીકતો ધ્યાનમાં લેતાં સારી તંદુરસ્તીમાં આટલી બાબતોનો સમાવેશ થાય છે. (૧) ધીમી નાડી (૨) સૂતાં પછી બેઠાં થતાં નાડીના ધબકારામાં થોડો વધારો (૩) કસરત પછી નાડીના ધબકારામાં થોડો વધારો (૪) કસરત પછી વધેલા નાડીના ધબકારાનું જલ્દી ઠેકાણે આવવું. (૫) લોહીના દબાણનો સામાન્ય (Normal) પહેલો આંક (૬) સૂતા પછી બેઠા થતાં લોહીના દબાણના પહેલા આંકનું થોડું વધવું અને (૭) ૭૫ થી ૯૦ ની અંદર રહેતો લોહીના દબાણનો બીજો આંક.

લેતી વખતે દાક્તરી તપાસ અનિવાર્ય છે. આમાં શરીરનો બાંધો અને શરીરની દાક્તરી તપાસ ઉપરથી શારીરિક યોગ્યતા ( Physical fitness ) તારવવામાં આવે છે. શરીરના બાંધામાં ઊંચાઈ, વજન અને છાતીનું માપ ધ્યાનમાં લેવામાં આવે છે. છાતીના ઘેરાવાની સરખામણીમાં ડુંટીની સપાટીમાં પેટનો ઘેરાવો પણ માપવામાં આવે છે અને જો છાતી કરતાં પેટનો ઘેરાવો વધારે હોય તો શારીરિક યોગ્યતાની ખામી લેખાય છે. વજન અને ઊંચાઈના માપથી આરોગ્યનું માપ નથી નીકળતું. આ લક્ષણો વ્યક્તિને વારસામાં પ્રાપ્ત થતી બાબતો છે. સાધારણ રીતે એમ કહી શકાય કે વીસ વર્ષનો પુરુષ પાંચ ફૂટથી નીચો અને ત્રીસ ઇંચથી ઓછી છાતીના ઘેરાવાવાળો હોય તો તે શારીરિક યોગ્યતામાં નપાસ ઠરે છે. ઊંચાઈના પ્રમાણમાં વજન હોવું જરૂરી છે. એનો કોઠો નીચે આપેલો છે. પણ ઇષ્ટ વજન જાણવા માટે ઊંચાઈ ને ( ઈંચમાં ) છાતીના ઘેરાવા સાથે ગુણી સત્તરે ભાગતાં ભાગાકારમાં આવતી રકમ વજન દર્શાવે છે.

વજનનો કોઠો. ઊંચાઈના પ્રમાણમાં ઇષ્ટ વજન નક્કી કરવામાં આવેલું છે. તે આ પ્રમાણે છે.—

| | પચ્ચીસ વર્ષ | ત્રીસ વર્ષ | પાંત્રીસ વર્ષ | ચાલીસ વર્ષ |
|---|---|---|---|---|
| ૫ ફૂટ ૧ ઇંચ | ૧૧૨ રતલ | ૧૧૪ રતલ | ૧૧૮ રતલ | ૧૨૧ રતલ |
| ૫ ફૂટ ૩ ઇંચ | ૧૧૮ રતલ | ૧૨૧ રતલ | ૧૨૫ રતલ | ૧૨૭ રતલ |
| ૫ ફૂટ ૫ ઇંચ | ૧૨૫ રતલ | ૧૨૭ રતલ | ૧૩૨ રતલ | ૧૩૪ રતલ |
| ૫ ફૂટ ૭ ઇંચ | ૧૩૨ રતલ | ૧૩૫ રતલ | ૧૪૧ રતલ | ૧૪૩ રતલ |
| ૫ ફૂટ ૯ ઇંચ | ૧૩૮ રતલ | ૧૪૫ રતલ | ૧૫૨ રતલ | ૧૫૪ રતલ |

ચઢેલી સ્થિતિમાં હોવા છતાંય કસોટીમાં પાર ઊતરે છે, જ્યારે એશઆરામી જીવન ગાળનાર પૂરતો વ્યાયામ ને આરામ મેળવતો હોવા છતાંય અને આરોગ્યભર્યો હોવા છતાંય આ કસોટીમાં નીચો ઊતરે છે. એટલે આવી કસોટીઓ વ્યક્તિની અમુક કામ માટેની યોગ્યતા દર્શાવે છે, નહિ કે આરોગ્ય.

ઊંચાઈ વજન વગેરે આરોગ્યની સ્થિતિનો યથાર્થ ખ્યાલ આપી શકતાં નથી. પોષણના આંકથી આરોગ્યનું માપ જાણવાની એક રીત છે. વજનના રતલને ઊંચાઈના ઇંચથી ભાગતાં આ પ્રમાણે આંક આવવો જોઈએ.

૫ ફૂટ સુધી ૧–૬. ૫ ફૂટ ૨ ઇંચ સુધી ૧–૭, ૫ ફૂટ ૪ ઇંચ સુધી ૧–૮, ૫ ફૂટ ૬ ઇંચ સુધી ૧–૯, ૫ ફૂટ ૮ ઇંચ સુધી ૨–૦, ૬ ફૂટે ૨–૩.

પોષણનો આંક જાણવા કાજે ત્રણ સૂત્રો (formula) પ્રચલિત છે. આમાંનું રોહર ( Rohrer ) સૂત્ર આ પ્રમાણે છે. ૧૦૦ [ શરીરનું વજન (ગ્રામમાં)/ઊંચાઈ (સેન્ટીમીટરમાં)³ ]. શરીરની પોષણવિષયક સ્થિતિ જાણવા કાજે આ આંક અમેરિકામાં માન્ય છે. પુખ્ત વયે સામાન્ય આંક ૧–૨ નો છે. આથી ઓછો આંક ( Index ) અપૂરતા પોષણનો દર્શક છે. પણ

શારીરિક યોગ્યતા જાણવા કાજે પરફોરમન્સ ટેસ્ટ છે. આમાં વજન ઊંચકવું, થોડા સમયમાં લાંબામાં લાંબું દોડવું, શરીરની માંસપેશીઓનું જોર માપવું વગેરેનો સમાવેશ થાય છે. આથી શારીરિક યોગ્યતાનું માપ તો નીકળે છે પણ આમાં વ્યક્તિનો અગાઉનો અનુભવ, ઉત્સાહ, ચપળતા વગેરે ધ્યાનમાં લેવાનાં છે. શારીરિક શ્રમ કરનાર માંસપેશીઓના વપરાશને લીધે

આના આધારે તપાસ કર્યા બાદ મુંબઈના ડૉ ટી. એમ. તેલંગનું કહેવું છે કે આ આંક ઊંચો આવે છે. અને તંદુરસ્ત કરતાં રોગિષ્ટ ગ્રુપના માણસોનો આંક સારો હોય છે.

બીજો ટેસ્ટ ડેવનપોર્ટનો 'ઇન્ડેક્સ ઓવ બિલ્ડ' નો છે. તેનું સૂત્ર આ રહ્યું ૧૦૦ [ વજન (ગ્રામમાં)/ છાતી (સેન્ટીમિટરમાં)² ]. આના આધારે તપાસ

કર્યા બાદ ડૉ. તેલંગ લખે છે: 'પુરુષો કરતાં સ્ત્રીઓનો આંકડો સારો છે. તંદુરસ્ત અને રોગિષ્ટ ગ્રુપ વચ્ચેનો ફરક ધ્યાન દોરે એવો છે. વળી તંદુરસ્ત માણસોમાં પણ આ સૂત્રથી આરોગ્યના ક્રમો નક્કી થતા નથી.'

સોલ્ટરના સ્પ્રિન્ગ ડાયનામોમિટર (Dynamometer) વતી હાથ અને કાંડાની માંસપેશીઓના બળની કસોટી થાય છે. આમાં વ્યક્તિની માંસપેશીઓની પ્રેક્ટીસ ઉપર પરિણામનો આધાર છે. શરીરના અમુક ભાગમાં માંસપેશીઓની વધારે તાકાત એ શરીરના આરોગ્યની સ્થિતિની દર્શક નથી.

ઈંગ્લેંડના રોયલ એર ફોર્સના ઉમેદવારોની શારીરિક યોગ્યતા જાણવા કાજે લોહીના ભ્રમણની અને જ્ઞાનતંત્રની સ્થિરતાની બીજી કસોટીઓ સામે શ્વાસોચ્છ્વાસની કસોટીઓ પણ લેવાય છે. ખાસ કરીને યુવાન છોકરાઓ માટે શ્વાસોચ્છ્વાસની એક કસોટી છે. એટેલી વ્યક્તિ દીર્ઘ ઉચ્છ્વાસ બાદ ઊંડો શ્વાસ લઈ જેટલો બને તેટલો વખત હવા રોકી રાખે છે. રોયલ એર ફોર્સના સફળ અફસરનો આ સમય ૬૯ સેકન્ડનો, થાકેલા પાયલોટોનો ૫૧ સેકન્ડ અને ઉડ્ડયનથી શ્રમિત થયેલા પાયલોટોનો ૪૯ સેકન્ડ છે. રોયલ એર ફોર્સમાં ઉમેદવાર માટે ઓછામાં ઓછો સમય ૪૯ સેકન્ડનો છે.

કસરત પછી વધેલી નાડીના ધબકારા એ શરીરને પહોંચેલા શ્રમના દર્શક છે. આરોગ્ય પ્રમાણે શ્રમનો પ્રભાવ પડે છે. નિરીક્ષકોનું માનવું છે કે શ્રમ પછી નાડીના ધબકારા સામાન્ય કરતાં પચ્ચીસથી વધુ વધવા ના જોઈએ. એક નિરીક્ષણમાં તંદુરસ્ત માણસોમાં મિનિટે ૧૮ ધબકારા, સ્ત્રીઓમાં ૨૨ ધબકારા અને માંદલાઓમાં ૪૦ ધબકારાનો વધારો નોંધવામાં આવ્યો છે. વળી વધેલા ધબકારા એક મિનિટમાં પહેલાના જેટલા આવી જાય છે. જાણવા જેવું છે કે માંસલ કામ કરનારા લોકોની નાડી ધીમી હોય છે. ધબકારા ઓછા થાય છે.

આ સાથે આડા પડવામાંથી ઊભા થતાં વધતા નાડીના ધબકારા અંગે જાણવા જેવું છે. આ વખતે દર મિનિટે ૧૨ થી ૧૪ ધબકારા વધે છે. મેકફડીનું કહેવું છે કે જો સૂતા પછી ઊભા થતાં નાડીના ધબકારા ૧૫ થી ૧૮ કરતાં વધી જાય તો દાક્તર પાસે શરીરની તપાસ કરાવવી. સોલ્જરોમાં સરાસરી દસ ધબકારા વધતા હોવાનું પાર્કિન્સન જણાવે છે. જો ત્રીસથી વધુ ધબકારા વધી જાય તો તે હૃદયની નબળાઈ દર્શાવે છે.

હવે લોહીના દબાણ વિષે. પુખ્તવયના માણસમાં ૧૧૦ અને સ્ત્રીમાં ૧૦૫ મિલિમીટરથી ઓછું લોહીનું દબાણ એ લોહીના નીચા દબાણ (હાઈપોટેન્શન)ની સ્થિતિ છે. જો કે આ સ્થિતિવાળાની આયુર્મર્યાદા બીજાઓ કરતાં સારી હોય છે. આ સ્થિતિ સાથે શારીરિક કાર્યદક્ષતાને કશો વાંધો નથી આવતો. ઊંચાઈ અને વજન પ્રમાણસર હોય તો લોહીના દબાણમાં ફેર પડતો નથી. પણ જો વજન વધારે હોય તો લોહીનું દબાણ વધે છે. તંદુરસ્ત જુવાન માણસોમાં લાંબા વખતના માનસિક શ્રમથી લોહીના દબાણ ઉપર થોડી અસર ઉપજે છે. આબોહવાના ફેરફારથી અને ખોરાક પછી તે વધે છે. આખા દિવસમાં લોહીના દબાણના પહેલા અંકમાં ૧૦ ટકાનો વધારો ઘટાડો સ્વાભાવિક છે. સૂતેલા કરતાં ઊભી સ્થિતિમાં લોહીના દબાણમાં, બેચાર આંકનો વધારો થાય છે. કોઈ પણ ઉંમરે લોહીના દબાણનો બીજો આંક ૯૦ ઉપર હોય એ સારી નિશાની નથી.

ઉપરની બધી હકીકતો ધ્યાનમાં લેતાં સારી તંદુરસ્તીમાં આટલી બાબતોનો સમાવેશ થાય છે. (૧) ધીમી નાડી (૨) સૂતાં પછી બેઠાં થતાં નાડીના ધબકારામાં થોડો વધારો (૩) કસરત પછી નાડીના ધબકારામાં થોડો વધારો (૪) કસરત પછી વધેલા નાડીના ધબકારાનું જલ્દી ઠેકાણે આવવું. (૫) લોહીના દબાણનો સામાન્ય (Normal) પહેલો આંક (૬) સૂતા પછી બેઠા થતાં લોહીના દબાણના પહેલા આંકનું થોડું વધવું અને (૭) ૭૫ થી ૯૦ ની અંદર રહેતો લોહીના દબાણનો બીજો આંક.

નબળી તંદુરસ્તી બતાવનારાં લક્ષણો આ રહ્યાં (૧) ઝડપી નાડી (૨) સૂતા પછી ઊભા થતાં નાડીમાં થતો વધારો (૩) કસરત પછી નાડીના ધબકારામાં થતો ઘણો વધારો. (૪) કસરત પછી વધેલી નાડીના ધબકારાનું ધીમેથી ઠેકાણે આવવું. (૫) લોહીના દબાણનો નીચો આંક (૬) સૂતા પછી ઊભા થતાં લોહીના પહેલા આંકમાં ઘટાડો. અને (૭) લોહીના દબાણનો બહુ નીચો બીજો આંક.

ઉપર દર્શાવેલી બાબતોમાંથી કોઈ એક કે બે બાબતો વતી શરીરના આરોગ્યનું માપ ના નીકળી શકે. એમાંની બે કે વધારે બાબતો એકઠી કરી સમગ્ર ખ્યાલ રાખવાથી શારીરિક યોગ્યતાની ચકાસણી થાય છે.+

+ 'ઊર્મિ-નવરચના' માટે ખાસ લખાયેલો આ લેખ લેખકની અનુમતિ વિના ફરી છાપવો નહિ.

★



કલકત્તા નજીક કાપડ છપાઈના એક તાલીમ કેન્દ્રમાં પૂર્વ-પાકિસ્તાનથી આવેલી સ્થાનાન્તરિત મહિલાઓ નવીન અને આકર્ષક ડિઝાઇનો બનાવવાનું શીખી રહી છે તેની છબી ઉપર છે.

ભારતીય હુન્નરકલા ઉદ્યોગો (એમાં મુખ્ય ભાગ કાપડને લગતા ઉદ્યોગોનો છે)ના વિકાસ માટે ભારત સરકારે કેટલીક યોજનાઓ અમલમાં મૂકી છે, જેમાં પ્રાદેશિક ડિઝાઇનિંગ કેન્દ્રોની સ્થાપનાનો; ડિઝાઇનિંગને લગતાં એકમોની સ્થાપના માટે કલાશાળાઓને મદદ આપવાનો; અને કામ કરી રહેલા કારીગરોને ક્રેફ્ટ ડિઝાઇનિંગની તાલીમ માટે શિષ્યવૃત્તિઓ આપવાનો સમાવેશ થાય છે.

સંત નિહાલસિંગ

# મોતીલાલ નેહરુનાં સ્મરણો

૧૯૩૫ના માર્ચમાં લખાયેલા આ મહત્ત્વના લેખના અનુવાદક છે શ્રી. **છોટાલાલ સાનસિંગ કામદાર.** મહાન પુરુષોનાં જીવનનાં આવાં સ્મરણો એક એવી જ અધિકારી વ્યક્તિ કહે છે તેથી વાંચવાં ગમે જ......

ઈ. સ. ૧૯૧૦ ના ઉનાળાની શરૂઆતમાં હું અને મારી પત્ની લાહોરથી ગાડીમાં બેસીને અલ્લાહાબાદ સ્ટેશને ઊતર્યાં. માથે સૂર્ય તપી રહ્યો હતો. ધગધગતી ભઠ્ઠીમાંથી નીકળેલ હોય તેવો પવન વાતો હતો અને જડ અને ચેતન—બધી વસ્તુઓને સુકાવી નાખતી ઝીણી રજ મોઢા પર આવી પડતી હતી.

પત્રકારિત્વમાં અત્યાર કરતાં ક્યાંય વધારે રચ્યાપચ્યા રહેતા સચ્ચિદાનંદ સિંહા, સ્ટેશન પર અમારી સામે આવ્યા હતા. વર્ષો થયાં અમારા બન્નેની વચ્ચે પત્રવ્યવહાર ચાલતો હતો, પણ અમે એકબીજાથી હજારો માઈલ દૂર હોવાથી મળી શક્યા નહોતા. મને ઓળખતાં જ તેણે ડબા પાસે આવી હસ્તધૂનન કર્યું. નોકરને સામાન સંભાળવાનું કહીને તે અમને પાસે આવેલ મોટરમાં બેસાડવા લઈ ગયા.

તેમણે હસીને કહ્યું : ‘આપણે પંડિત મોતીલાલ નેહરુને ત્યાં જઈએ છીએ.’

અમે જરા મુંઝાયાં. સિંહાના આમંત્રણથી અમે આવેલ હોઈ તેમને ત્યાં ઊતરવાની અમે આશા રાખી હતી.

મારું આશ્ચર્ય જોઈને સિંહાએ કહ્યું : ‘પંડિતજીને ત્યાં ગોવાનીઝ રસોયો છે અને તેથી મને લાગ્યું કે બીજા કોઈ રસોયા કરતાં તેની રસોઈ શ્રીમતી સંત નિહાલસિંગને વધારે પસંદ પડશે અને તેથી મેં ત્યાં રહેવાની ગોઠવણ કરી છે.

અમારી સંમતિ સમજી લઈને સિંહાએ આ બધી ગોઠવણ કરેલ હોઈ અમારામાંથી કોઈ બોલ્યું નહિ. પણ અમને જરા મુંઝવણ તો થતી હતી કેમકે પંડિત મોતીલાલ નેહરુનું નામ તેમની જાહેર અથવા ધંધાદારી પ્રવૃત્તિ પૂરતું જ માત્ર અમે સાંભળ્યું હતું.

સત્વર મોઢું ધોઈ અમે ખાણાના ટેબલ પર ગયાં.

અમારા યજમાનની અનિવાર્ય ગેરહાજરીની સિંહાએ માફી માગી. પંડિતજી અદાલતમાં ગયા હતા. વાતવાતમાં અમને ખબર પડી કે તેમની ઓછામાં ઓછી ફી દૈનિક ૫૦૦ રૂપિયા હતી.

પંડિતજીનો ગોવાનીઝ રસોયો તેના કાર્યમાં પ્રવીણ હતો. જુદી જુદી અનેક વાનીઓ પીરસાણી. તેમાંની કેટલીકનું તો અત્યારે મને સ્મરણ નથી. બધું પૂરું થયા પછી આખું હિંદી ખાણું પીરસાયું હતું

મેં સિંહાને કહ્યું : ‘આ તો ગોવાનીઝ રસોયાનું બનાવેલ લાગતું નથી.’

તેણે કહ્યું : ‘ના. ગોવાનીઝ ઉપરાંત બીજા રસોયા પણ પંડિતજી રાખે છે.’

મારી પત્નીએ કહ્યું : ‘એકમાં બે ભોજન.’

મેં ટીકા કરી : ‘બન્ને દુનિયાનું શ્રેષ્ઠ.’

ફળાહાર કર્યો પછી અમારા માટે રાખવામાં આવેલ ઓરડામાં અમે ગયાં. તેને સુંદર રીતે સજ્જ કરવામાં આવ્યો હતો. ખુરસી, ટેબલ, પલંગ, કબાટ—બધું યુરોપથી મંગાવવામાં આવ્યું હતું. તે ખરીદનારની ઉચ્ચ રસવૃત્તિ બતાવતા હતા. આરામ માટે કોઈ ચીજની ઊણપ રહેવા દેવામાં આવી નહોતી. ખરચ સામું જોવાયું ન હતું.

લગભગ પાંચ વાગ્યે બટલરે ચાની ખબર આપી, તેણે કહ્યું કે ‘જો બાઈસાહેબ થાકી ગયાં હોય તો આ ઓરડામાં ચા લાવું, નહિતર તમને ઠીક પડે તો બધા સાથે ‘ગોળકમરા’(દીવાનખાના)માં ચા લેવા પધારો.’

ઊંચા વિશાળ દીવાનખાનામાં જતાં રસ્તામાં પંડિતજી મને મળ્યા. તેમને જોતાં મારા પર ઘણી અસર થઈ.

પંડિતજી ઊંચા અને પાતળા—તીર જેવા સીધા—હતા. તેમના માથા પર ધોળા વાળ હતા. એક જ નજરે જોઈ શકાય કે વાળ ખૂબ સંભાળથી કાપીને ઓળવામાં આવ્યા હતા.

તેમનો ભાલપ્રદેશ વિશાળ અને ઊંચો હતો. તેના પર આછી વિશાદ-રેખા દેખાતી હતી.

પહેલેથી છેલ્લે સુધી પંડિતજીનો પહેરવેશ અંગ્રેજને મળતો આવતો હતો. લંડનના બોંડ સ્ટ્રીટના દરજીની કોઈ દુકાનમાંથી તે બહાર નીકળતા હોય તેમ લાગતું હતું. તેમનાં કપડાં તેમની રીતભાતને સંપૂર્ણ રીતે અનુકૂળ હતાં.

તેમના કપડાનો એક પણ દોરો હિંદમાં બનેલ હશે કે કેમ તેની મને શંકા છે. મને મોડેથી ખબર પડી કે પેરિસમાં ખમીસ ધોવરાવવા માટે તેમના મિત્રો તેમને ઠપકો આપતા હતા.

તેમના સુંદર ચહેરા અને બાંધા કરતાં તેમની રીતભાતથી હું વધારે આકર્ષાયો. સ્ટેશને હાજર ન રહેવા માટે તેમણે માફી માગી અને ઘેર આવવા માટે ખૂબ આભાર માન્યો. થોડા સમયમાં અમે જૂના મિત્રો હોઈએ તેવા થઈ ગયા.

આ બધી પ્રાથમિક ક્રિયાઓ પછી તે અમને ઓરડાના ખૂણામાં લઈ ગયા. ત્યાં આછા ગુલાબી રંગની સાડી પહેરીને એક બાઈ બેઠાં હતાં. પાસે કેક, બિસ્કીટ અને ફળોનાં તાસકો ભરેલાં ચાના ટેબલ પડ્યાં હતાં. ઓળખાણ કરાવતાં તેમણે મને કહ્યું, 'આ મારાં ભત્રીજી છે. જો મારી સ્મરણશક્તિ સાચી હોય તો તે મિસિસ શ્યામલાલ નેહરુ હતાં.'

અમને ખબર પડી કે બૈરાં છોકરાં બધાં મસૂરી હતાં. કોર્ટ બંધ થતાં જ પંડિતજી ત્યાં જવાના હતા.

મિસિસ શ્યામલાલ નેહરુ ઉચ્ચ કેળવણી પામેલ સ્ત્રી હતાં. ઉત્તર હિંદમાં આબરૂદાર કુટુંબની સ્ત્રીઓ જ્યારે પડદા પાછળ પોતાનું જીવન ગાળી રહી હતી ત્યારે તેણે તેમાંથી મુક્તિ સાધી હતી. તે છૂટથી અંગ્રેજી બોલતાં હતાં. તેની ટીકા કોઈવાર સોંસરી ઊતરી જાય તેવી હતી.

પંડિતજીએ ખૂબ પ્રવાસ કર્યો હતો. પણ યુનાઈટેડ સ્ટેટ્સમાં તે આવ્યા નહોતા. અમેરિકાની સંસ્થાઓમાં તેમને ખૂબ રસ પડતો હતો. અમેરિકન વિષે તેમણે અંગ્રેજોની માન્યતાઓ માની લીધી નહોતી. મનુષ્ય સ્વભાવ, ચંચળ તથા બુદ્ધિવિષયક નિખાલસતાને કેટલીક વાર અંગત વેરને અંગે પલટો દેવાય છે તેમ તે જાણતા હોવાથી બીજા પાસેથી મેળવેલા જ્ઞાન પર તેમણે વિચારો બાંધ્યા નહોતા. યુરોપના પ્રવાસ દરમિયાન તે અમેરિકનોને મળ્યા હતા. અમારા આગમન પહેલાં જ થોડા વખતે તેણે એક શ્રીમંત અમેરિકન બાનુનું સ્વાગત કર્યું હતું. તે બાઈ કારખાનાનાં માલિક હતાં. કારખાનામાં અસંખ્ય કુહાડાઓ (અગર એવું જ કોઈ હથિયાર) બનતા હતા.

સૂર્યાસ્ત થવાની તૈયારી થતી હોવાથી પંડિતજીએ ફરવા જવાનું કહ્યું. અમે બધા એક મોટી મોટરમાં બેઠા. તે હાંકવા બેઠા. મને તેમણે તેમની પાસે બેસવા કહ્યું કે જેથી અમે રસ્તામાં વાતો કરી શકીએ.

તેમણે મારી પત્નીને કહ્યું, 'હું ધારું છું કે તમે અલ્લાહાબાદમાં પહેલી જ વખત આવો છો.'

મારી પત્નીએ જવાબ આપ્યો: 'હિંદની જ આ મારી પહેલી મુલાકાત છે.'

પંડિતજીએ કહ્યું, 'ત્યારે તો સારું. હું તમને સંગમ બતાવું.'

સંગમનું પ્રથમ દર્શન હું કદી ભૂલી શકીશ નહિ.

હિમાલયના ઉચ્ચ પ્રદેશ પરથી ગંગામાતા જન્મ લે છે. મેદાનોને વટાવતી તે પ્રયાગ પહોંચે છે. પરંતુ પોતાની હિમાચ્છાદિત પવિત્રતા જાળવવા તે સંભાળ લે છે.

બે બહેનો પ્રેમભર્યા વહાલથી ભેટે છે ત્યાંથી થોડે દૂર સુધી, પાસે પડેલી એક સફેદ અને બીજી કાદવિયા રંગની કોર જેવી લાગે છે. બન્ને ખૂબ નજીક છે અને પોતાનું વ્યક્તિત્વ એકબીજામાં મેળવી દેવાનું બન્નેને

મુશ્કેલ લાગે છે.

મેં પંડિતજી ન સાંભળે તેમ કહ્યું : 'આજના હિંદ માફક નવું અને જૂનું હાથ મિલાવે છે, પણ પોતાનું વ્યક્તિત્વ ગુમાવવાની દરેક ના પાડે છે.'

તે જ વખતે અમારામાં જ્ઞાનનું કિરણ પ્રગટ થયું.

ચિંતારહિત, આનંદી, બૉંડ સ્ટ્રીટની ફેશન પ્રમાણે કપડાં પહેરતા, પોતાના પુત્રને જાહેર શાળાનું શિક્ષણ મેળવવા ઇંગ્લંડ મોકલેલ હિંદી, પાશ્ચાત્ય રીતભાતોના આંધળા અનુયાયી નહોતા. પૌર્વાત્ય સંસ્કૃતિ તેમને પૂરેપૂરી મળતી. પર્શિયન અને ઉર્દૂ કવિતા પ્રત્યે તેમને ખૂબ આદર હતો. તે અનેક લીટીઓ મોઢેથી બોલી જતા.

આપણે પશ્ચિમમાંથી અનેક વસ્તુઓ શીખી શકીએ તેમ તે માનતા હતા. આખો યૂરોપ ફરીને તેના ગુણ-દોષ તે જાણતા હતા. જડ વસ્તુઓ સિવાય તે તેની શ્રેષ્ઠતા કબૂલ કરતા નહિ. ઘણી બાબતોમાં યૂરોપ આપણા ચરણે પડવું જોઈએ તેમ તે ધારતા હતા.

અમે જ્યારે ફરીને પાછા ફર્યાં ત્યારે જગતે અંધાર-પછેડો ઓઢ્યો હતો. ઓરડામાંથી જતાં ખૂણામાં લાલ રજાઈમાં વીંટાળેલ કંઈક પડેલું મેં જોયું.

તપાસ કરતાં માલુ પડ્યું કે તે વિચિત્ર વસ્તુ, ઘરમાં વીજળીનો પ્રકાશ આપનારું યંત્ર હતું. તે ખરાબ થઈ ગયું હતું અને તેને સમારી શકે તેવું કોઈ અલ્લા-હાબાદમાં નહોતું.

પંડિતજીએ મને પૂછ્યું : 'તમે તે સમું કરી શકશો ?' તેમણે કદાચ ધાર્યું હશે કે યંત્ર યુગમાં આગળ ધપેલા યુનાઈટેડ સ્ટેટ્સમાં રહેલ દરેક માણસ 'ડાય-નેમો'ને બરાબર કરી શકે.

પરંતુ વીજળીના યંત્રશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતોનું મારું અજ્ઞાન મેં જાહેર કર્યું.

સ્ત્રીઓ પોતાના ઓરડામાં ગઈ. હું અને પંડિતજી કંપાઉન્ડના ખૂણામાં ગયા. ત્યાં ખુરસી અને નાના ટેબલ પણ મૂકવામાં આવ્યાં હતાં. થોડી મિનિટ પહેલાં આવેલ મિત્રો સાથે સચ્ચિદાનંદ સિંહા ત્યાં વાતો કરતા હતા.

મળવા આવનારાઓ એક પછી એક આવવા લાગ્યા, થોડા સમયમાં તો ઘણા માણસો ભેગા થઈ ગયા.

વહેલા આવનારાઓમાં ખાસ કરીને પંડિત મદમોહન માલવિય મને યાદ આવે છે. મારા યજમાન કરતાં તે કેવા જુદા દેખાતા હતા !

માલવિયજીના માથા પર નાની સફેદ પાઘડી હતી. ગળાની આસપાસ ધોળો દુપટ્ટો હતો. ને અચકન પર પડતો હતો. અચકનને બટન નહોતા પણ કસ હતી. તેમના પાતળા પગ પર પાયજામો શોભી રહ્યો હતો. પગમાં રાતા, ચાંચવાળાં પગરખાં તેમણે પહેર્યાં હતાં. મારી પાસે તેમણે બેઠક લીધી ત્યારે તે બીજી દુનિયાના માણસ લાગતા હતા.

માલવિયજીએ કોઈ પણ જાતનો નાસ્તો લેવાની ના પાડી. તેમની ધર્માંધતાની મશ્કરી કરવામાં આવી. જો કે, હું ધારું છું કે આ પહેલી વખત નહિ હોય. તેમણે હસીને તે વાત ઉડાવી દીધી.

પંડિત માલવિયજી સાથે મારી આ પહેલી ઓળખાણ હતી. તેમની જૂની દુનિયા—લગભગ બીજી દુનિયા—તથા તેમની રીતભાતથી હું તેમના પ્રતિ આકર્ષાયો. ખુલ્લામાં પણ તેમનો અવાજ ગાજી ઊઠતો હતો. તે શબ્દો ચીપી ચીપીને બોલતા હતા. તેમને સાંભળવામાં પણ મોજ હતી.

તેમના મુખમાંથી નીકળતા શબ્દોમાં દેશાભિમાન છલો-છલ ભરેલું હતું. મને ઘણી વખત લાગતું કે વધારે તો અગ્નિને પ્રજ્વલિત કરી શકે. પણ તે તો પોતાની વસ્તુને કોલસાના ઢગલા પર મૂકી ધીમી ફૂંક મારતા સોની જેવા હતા.

મને ડૉ. (ત્યાર પછી સર), તેજબહાદુર સપ્રુને જોયાનું યાદ છે. વિવિધ વિષયોના તેમના જ્ઞાનભંડારથી તે બધામાં આગળ તરી આવતાં હતા.

જે જે વિચારો દર્શાવતાં તે દરેકને સપ્રુ આકરી કસો-

ટીએ ચડાવતા અને પછી જ તેના પર પોતાનો અભિપ્રાય શાંતિથી આપતા. માનસિક ક્રિયામાં તે મને હિંદી કરતાં સ્કોચ (સ્કોટલૅંડના વતની) વધારે લાગ્યા.

પંડિત મોતીલાલ નેહરુ આના કરતાં જુદા હતા.

તેમને દરેક બાબત માટે લાગી આવતું અને તે સબંધી પોતાના વિચારો ખુલ્લે ખુલ્લા દર્શાવતા. વિચાર અને વાતચીતમાં તે ઉગ્ર સુધારક હતા. લગભગ પા સદી પહેલાંના ઉગ્ર સુધારક હતા.

સમય બારીક હતો. સીમલામાં વાઈસરૉયપદે મિન્ટો હતો. હિંદી પ્રધાનની ઑફિસમાં મોર્લી હતો બન્નેએ સાથે મળીને દમનનીતિ ધારણ કરી હતી.

સુધારાનો ખરડો પાર્લામેન્ટમાંથી નીકળી ચૂક્યો હતો. ઉપર ઉપરથી જોતાં તે આશાજનક જણાતો હતો. જે રીતે તે અમલમાં મૂકાયો તે રીતે તેની થોડીઘણી ઉપયોગિતા પણ નાબૂદ કરી. જો કે તે વખતે કાયદા ખાતું એક હિંદી એસ. પી. સિંહા—જે પાછળથી બ્રિટિશ સામ્રાજ્યના અમીર બન્યા—ના તાબામાં હતું અને તે ખાતાએ જ નિયમો ઘડ્યા હતા. વસ્તુતઃ તેણે નોકરશાહીનો દરજ્જો તથા સત્તા મજબૂત કર્યાં.

આ યોજનાનું ખોખું જોઈને ગોખલેએ તેને આશીર્વાદરૂપ ગણી હતી. તે પણ તેનું સ્વરૂપ જોઈને ચમકી ગયા. વિનીતોનું પણ તેમજ થયું. અધિકારીશાહીએ અસંતોષને દમનનીતિથી દાબી દેવા ધાર્યું. કર્ઝનની હિંદની અયશસ્વી કારકીર્દિ પછી તરત જ ઉદ્ભવેલ ત્રાસજનક વાતાવરણને નાબૂદ કરવાના બહાના હેઠળ વર્તમાનપત્રોના સ્વાતંત્ર્યને કચડી નાખનાર કાયદાને ટેકો આપવાને લૉર્ડ સિંહાને સમજાવવામાં આવ્યા.

આવા કાર્ય પ્રત્યે ચારે બાજુથી ગુસ્સાની લાગણી ઉભરાઈ આવી. વાણીસ્વાતંત્ર્યને દાબી દેવા કાયદો ઘડવામાં અધિકારીશાહી આ વખતે રોકાયેલ હતી.

પોલીસ પણ, અગાઉ કદી ન હોય તેવી ધમાલ મચાવી રહી હતી. વર્તમાનપત્ર પર કામ ચાલતી વખતની કેફિયતોથી દેખાઈ આવ્યું કે દેશભરમાં છૂપાચરો કામ કરી રહ્યા હતા.

આપણા જાહેર જીવનના માણસો પાછળ જાસુસો ફરવાનો તેમને શક પડ્યો. આવા જાપ્તાથી ગોખલે પણ મુક્ત નહોતા.

જાપ્તાની અસર આપણા કેટલાક માણસોનાં અધઃપતનમાં સહાયભૂત થઈ પડી. કોઈ જાહેર કાર્યકર્તા રાજકીય વિષયની વાત કરતાં બંધ પડી જઈ, ધીમેથી બારણા પાસે જઈ, કોઈ કાન દઈને બારણાને અઢેલીને ઊભું તો નથી ને જોવા બારણું ઉઘાડવાના દાખલા થોડાઘણા બનતા નહોતા હું તો કંટાળી ગયો.

મોતીલાલ નેહરુ જેવા સુધારકના હૃદયમાં ગુપ્ત રહેલ યુદ્ધવૃત્તિ, દમનની નીતિથી જાગૃત થઈ. મને યાદ છે કે હિંદી છાપખાનાના સ્વાતંત્ર્ય સંબંધી અમે ચર્ચા કરતા હતા ત્યારે તેણે આંખ ચમકાવીને કહ્યું, 'જ્યાં સુધી મારા ઘરના છાપરા પર એક પણ નળિયું રહેશે ત્યાં સુધી હું સ્વાતંત્ર્યના રક્ષણ અર્થે 'લીડર'ના હક્કનો બચાવ કરીશ.'

તે વખતે હું યુવાન હતો. અમેરિકાથી તાજો જ ચાલ્યો આવતો હતો. તે દેશમાં લોકો પોતાનું હૃદય, છૂટથી ખોલી શકે છે. મોતીલાલજીના સ્વાતંત્ર્યપ્રેમે તથા આપણા લોકોને થયેલ અન્યાય પ્રત્યેના ક્રોધે મારા મન પર ઊંડી અસર કરી.

મળવા આવનારા સનાતનીઓ લગભગ નવ વાગ્યે ચાલ્યા ગયા બાકી રહેલાઓએ વાળુની તૈયારી કરી. અમે વાતોમાં પડ્યા હતા. તે દરમિયાન નોકરો તો કામમાં મશગુલ હતા. અમારી નજીક, ખુલ્લામાં તેઓએ ટેબલ તૈયાર કર્યું હતું. મારી પત્ની થોડા જ વખત પહેલાં આવીને વાતચીતમાં જોડાઈ હતી. જ્યારે જ્યારે તેના દેશ અમેરિકાની વાત આવતી ત્યારે વચમાં માથું મારતી. નોકરો શું કરે છે તે તે જોયા કરતી હતી.

બપોરનું ખાણું જ્યારે અનેક વાનીઓથી ભરપૂર હતું તો અત્યારની તો વાત જ શી ? સરસ રાંધેલી એક પછી એક વાની આવતી ગઈ. સવારમાં અમને અનુ-

ભવ-મળેલ હોવાથી અંગ્રેજ ખાણું અમે બહુ જ થોડું ખાધું. જો કે તે વધારે ખાવાનું પ્રલોભન ખૂબ જ હતું—અને હિંદી ખાણા માટે અમે જગ્યા રાખી—અમે ધાર્યું કે તે સત્વર આવશે, અને અમારી આશામાં અમે છેતરાયા નહોતા.

પુલાવ અને બીજી વાનગીઓ આવી જે અમે સારી પેઠે દાબી. જમણ વખતની વાતચીત આનંદી હતી. મંડળ મોટું હતું. અમારા પૈકી કેટલાક પોતાના અનુભવના રમુજી બનાવોનું વર્ણન કરતા હતા.

મારી પત્ની, બધી કૂંચીઓ પોતાની પાસે રાખે છે. તેને મુંબઈના જકાતખાતામાં થયેલ હાસ્યજનક અનુભવથી પંડિતજીને પોતાનો કિસ્સો યાદ આવ્યો. તેમણે કહ્યું કે 'થોડા વખત પહેલાં હું યુરોપથી પાછો ફર્યો ત્યારે જકાતખાતાના અધિકારીઓએ મારી વસ્તુઓ રજેરજ જોવાની હઠ પકડી. આ તપાસમાં ખૂબ વખત ગયો. કેમકે મારી સાથે ઘણી ટ્રંકો તથા દાગીના હતા. કેટલાકમાં કપડાં, તો કેટલાકમાં મુસાફરીની જરૂરિયાતની વસ્તુઓ તો બીજામાં સગાંવહાલાંઓને ભેટ આપવાની અસંખ્ય વસ્તુઓ હતી. પૂરી ખંતથી અધિકારીઓએ તપાસ ચલાવી.

આથી ગુસ્સે થવાને બદલે મારી હાસ્યવૃત્તિ સતેજ થઈ. અધિકારીઓની મશ્કરી કરવાની એક પણ તક મેં જવા દીધી નહિ.

પોતાની અપ્રતીમ રીતે પંડિતજીએ અમારી સમક્ષ દેખાવ ખડો કર્યો. તે બોલતા હતા ત્યારે જાણે કે જકાતખાતાનો નાનો અધિકારી નાની પેટી લઈને તેના માલિકને પૂછતો હોય તેમ જણાયું, 'આમાં શું છે?' જવાબ મળતો. 'હું કેમ જાણી શકું?' અથવા 'દરેક પેટીમાં મારા નોકરે શું મૂક્યું છે તે મને યાદ રહે તેમ તમે ધારો છો?' અથવા 'અંદર શું છે-તે જાણવું હોય તો પેટી ઉઘાડીને જુઓ તમે ખુશીથી ઉઘાડી શકો છો.'

બાપડો જકાતી અમલદાર વફાદારીથી નોકરી બજાવતો હોઈ પેટી ઉઘાડી ચીજેચીજ વીંખે અને રીવૉલ્વર કે ફીતુરી સાહિત્યને જરા પણ મળતું ન આવે તેવું કોઈ કપડું અથવા દાગીનો શોધી કાઢે.'

આ વિગત સાંભળીને હસી હસીને અમારાં પાંસળાં દુખવા આવતાં હતાં.

જમણ દરમિયાન દારૂનો પુષ્કળ ઉપયોગ થતો હતો. હું તો જન્મથી તે પીતો ન હોવાથી તે વિષે મત ઉચ્ચારી ન શકું. પણ સાથે જમનારા મારા અનુભવી મિત્રો પંડિતજીની પસંદગીને વખાણતા હતા. ખાણા દરમિયાન આવેલ શીશાઓની સંખ્યા અને તેમાંથી રેડાતી જુદી જુદી જાતો જોઈને હું એટલું કહી શકું કે યૂરોપની ઘણી પ્રખ્યાત વીશીઓ કરતાં આનંદભવનના ભોંયરામાં દારૂનો જથ્થો વધારે રહેતો હતો. જ્યારે મંડળ વિખરાયું ત્યારે મોડી રાત થઈ હતી. પણ બીજી સવારે અમારા ઊઠયા પહેલાં પંડિતજી ઊઠી કપડાં પહેરીને કેસનો અભ્યાસ કરવામાં ગુંથાયેલા હતા. પોતે તરત જ આખો કેસ સમજી જતા અને દલીલ ચાતુર્યથી સામાન્યતઃ કેસ જીતતા હતા. પછી મોંમાગી ફી મળે તેમાં નવાઈ નહિ.

આ પ્રસંગે અમે આનંદભવનમાં દશ દિવસો આનંદમાં ગાળ્યા. ઉપર મેં એક દિવસનું વર્ણન આપ્યું છે. તેની પુનરુક્તિરૂપ તે દિવસો હતા.

રવિવાર અને બીજા તહેવારના દિવસો ખાસ આનંદદાયક હતા. પંડિતજીને તે દિવસે કોર્ટમાં જવું ન પડતું કે અસીલોને મળવું ન પડતું. અમે આનંદમાં વખત વીતાવતા.

આનંદતળે પણ હમેશાં ગંભીરતા છૂપાઈ રહેતી હતી. માતૃભૂમિને જે અતિશય વેદના થતી હતી તેનો પંડિતજી ગંભીરપણે વિચાર કરી રહ્યા હતા. પરિસ્થિતિને લગતા દરેક ખબર તે ઉત્સાહથી વાંચતા. મને ઝાંખું ઝાંખું યાદ છે કે, તેમણે એવી ગોઠવણ કરી હતી કે 'લીડર'ની ઓફિસમાં કંઈ ગંભીર પરિસ્થિતિના ખબર આવે ત્યારે તેમને તરત જ તે ખબર પહોંચાડવામાં આવતા હતા. તે વારંવાર, માલવિયજી સપ્રુ, સચ્ચિદાનંદ સિંહા અને બીજાઓની સાથે મસ-

લત ચલાવતા. વર્તમાનપત્રની નીતિ સાથે અને અધિકારીઓનાં અપ્રિય કાર્યો સામે વિરોધ દર્શાવવાની રીતમાં તે બીજાઓની સાથે એકમત નહોતા તો પણ માતૃભૂમિના કાર્ય માટે, તે બની શકે તેટલો સહકાર તેમને આપતા હતા.

તે જો કે કામમાં ખૂબ ગૂંચવાયેલા રહેતા અને તેમની ભત્રીજી ચોક્કસપણે ધ્યાન આપતાં અને ઘરમાં—ઘર કરતાં તેને મહેલ જ ગણી શકાય—વિશ્વાસુ અને હુંશિયાર નોકરો હોવા છતાં પંડિતજી અતિથિઓને કદી વીસરી જતા નહિ. મારી અગર મારી પત્નીની નાનામાં નાની સગવડ સાચવવામાં આવતી. તેમનો આદરસત્કાર બાદશાહી હતો. અને તેમાં તેમનું વ્યક્તિત્વ ભળવાથી તે ચિરસ્મરણીય બની જતો. મારે સીમલામાં વાઈસરોય તથા પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નરને મળવાનું હોવાથી ભારે હૃદયે અમે આનંદભવન છોડ્યું.

થોડા મહિના પછી પંડિતજીને મળવાની અમને તક મળી. ૧૯૧૧ના જાન્યુઆરીમાં અમે વડોદરામાં ગાયકવાડ સરકારના મહેમાન તરીકે લક્ષ્મી વિલાસ મહેલમાં રહેતા હતા. એક દિવસ સાંજના ભોજન સમયે અલ્લાહાબાદમાં ભરાનાર પ્રદર્શન જોવા માટે શ્રીમંત સરકારે ત્યાં જવાનો પોતાનો ઈરાદો વ્યક્ત કર્યો. ત્યાં પણ કોઈ જમીનદારે તેમને આમંત્રણ આપ્યું હતું. તેનું નામ તો હું ભૂલી ગયો છું. ત્યાં સગવડ તો થોડા માણસો માટે થવાની હતી. પણ હું અને મારી પત્ની જઈએ તો હોટલમાં તે અમારા માટે સગવડ કરવાના હતા. તે વખતે અલ્લાહાબાદમાં હોટલો ચિક્કાર હતી. પણ અમને બની શકે તેટલી સગવડ આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. આનંદ ભવનના આતિથ્ય અને અલ્લાહાબાદની હોટેલના નિવાસ વચ્ચે કેટલો તફાવત!

ગમે તેમ પણ, તે શહેરની મુલાકાતથી નેહરુજી સાથેનો સબંધ તાજો કરવાની અમને તક મળી. તે વખત દરમિયાન વડી ધારાસભા( જે વખતે શાહી ધારાસભા કહેવાતી )માંથી નોકરશાહીએ 'ફિતુરી સભાનો કાયદો' પસાર કરાવ્યો હતો. દમનનીતિથી એક બાજુ ચળવળ બેસી જતી અને બીજી બાજુ કેટલીક વ્યક્તિઓનું અધ:પતન કરતી હતી. પોતાનો જ હેતુ કેવી રીતે નિષ્ફળ જાય છે તે નોકરશાહી જોઈ શકતી નહોતી.

પંડિતજીએ મહારાજા ગાયકવાડને મોટું ખાણું તથા ગાર્ડન પાર્ટી આપ્યાં. ગાર્ડનપાર્ટી બહુ ભવ્ય હતી. અલ્લાહાબાદના જરા પણ જાણીતા માણસને અથવા મુલાકાતે આવનાર દરેકને આમંત્રણ આપવામાં આવ્યું. ખાદ્ય સામગ્રી પણ મોટા પ્રમાણમાં હતી.

થોડા મહિના પછી અમે હિંદનો કિનારો છોડી ગયાં. જે ભૂમિમાં પગ મૂક્યા પહેલાં તેની સેવા કરવાની મારી પત્નીની લાંબા વખતથી ઇચ્છા હતી તે ભૂમિ પ્રત્યે મારી પત્નીને પ્રેમ ઉત્પન્ન થયો હતો. અમે થોડો વખત જ બહાર રહેવા ઇચ્છતાં હતાં પરંતુ લડાઈ જાગી. હિંદી લશ્કરને ગોળી ઝીલવા મૂકવામાં આવ્યું. અને મારા પોતાના પ્રાંત પંજાબમાં પણ ભયંકર બનાવો બન્યાના ખબર આવ્યા. મારા મિત્રોએ બ્રિટનમાં મારી હાજરીની જરૂર જોઈ અને તેથી અમે ૧૯૨૧ ના ડિસેમ્બર સુધી માતૃભૂમિ પર નજર નાખી શક્યા નહિ.

દરમિયાન પંડિતજીના જીવનમાં પરિવર્તન થયું હતું. તેમણે વિદેશી કપડાંનો ત્યાગ કરીને શુદ્ધ ખાદી ધારણ કરી હતી. આનંદભવનમાંથી દારૂનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. બાદશાહી આગતાસ્વાગતા તો ચાલુ હતી, પણ તે પોતે તો સાદો ખોરાક લેતા હતા.

વિશાળ મકાનના એક ખૂણાનો જ પંડિતજી ઉપયોગ કરતા હતા. પછી તે કંપાઉન્ડમાં બંધાવેલ બંગલામાં રહેવા ગયા. અને વખત જતાં, આનંદભવન—સ્વરાજ્યની પ્રવૃત્તિનું મુખ્ય ધામ—સ્વરાજ ભવન થઈ ગયું. પ્રજાપ્રિયતાના કળશે ચડતાં તેમણે પોતાની વકીલાત છોડી દીધી. હું ધારું છું કે તે વખતે તે વાર્ષિક ૩ થી ૪ લાખ રૂપિયા કમાતા હતા.

આ ભોગ આપતી વખતે પંડિતજીને તેમના કુટુંબી-

ઓનો હૃદયપૂર્વકનો ટેકો હતો. શ્રીમતી નેહરુ અને બાળકો તેમના પક્ષમાં ઊભા રહેતાં. આનંદ ભવનના કમ્પાઉન્ડમાં મોજશોખની બધી વસ્તુઓને એકઠી કરી તેની હોળી કરવામાં આવી ત્યારે આકાશમાં કેવી જ્વાળા પહોંચી હશે!

આ સ્વાર્પણની મારા પર ખૂબ અસર થઈ. કોને ન થાય? જે લોકો મશ્કરી કરતા તે પણ ચૂપ થઈ ગયા.

પરંતુ પંડિતજીના પરિવર્તનથી મને આશ્ચર્ય થયું તેમ તો હું કહીશ નહિ. ૧૯૧૦-૧૧માં મેં તેમના આત્માની જે ઝાંખી કરી હતી તેથી આ પરિવર્તન માટે હું તૈયાર હતો.

રહેવાની રીત બદલાઈ ગઈ હતી, પણ અંતરની રીત નહિ. આત્માનું ઉચ્ચ ઉર્ધ્વન થયું હતું. હું આ વાતનો સાક્ષી હતો.

અસહકારને અંગે મહાત્મા ગાંધી અને બીજાઓ સાથે મોતીલાલજીએ ગંભીર જોખમદારી માથે લીધાની ખબર અમને મળી ત્યારે હું ઈંગ્લંડમાં હતો. ૧૯૧૯ ની વસંત ઋતુમાં બ્રિટિશ અમલદારોએ પંજાબમાં કરેલ જુલમોનું બ્રિટિશ જનતાને ખરું જ્ઞાન કરાવવાનો હું પ્રયત્ન કરી રહ્યો હતો તે વિષેની ખબર તેમના મિત્ર મિ. આર. સી. રેજીનાલ્ડ નેવિલે તેમને આપી. અમૃતસર સંબંધી ચર્ચાના દિવસે પાર્લામેન્ટના સભ્યોને જાણીતા કરવા માટે હું તે જ દિવસે 'ગોળીઓ અને બોમ્બ વડે હિંદ પર ચલાવાતું રાજ્ય' (અં. રૂલિંગ ઇન્ડિયા બાય બુલેટસ એન્ડ બોમ્બ્ઝ) નામક પુસ્તક પ્રગટ કરવાનો હતો. તેમાં આર્થિક સહાય આપવાને પંડિતજીએ તેમના મિત્રને તાર દ્વારા સત્તા આપી. ચર્ચાનો સંક્ષિપ્ત સાર તેમણે પોતાના ખર્ચે લાંબા તાર દ્વારા મને મોકલ્યો હતો.

એક વર્ષથી વધારે વખતે કલકત્તામાં પંડિતજીને મળવાની મને તક મળી. બીજા મહાપુરુષ ચિત્તરંજન દાસે મને વાતચીત માટે આમંત્રણ આપેલ હતું તેમને ઘેર હું પંડિતજીને મળ્યો.

હું દેશબંધુને ઘેર પહોંચ્યા પહેલાં બે કલાકે જ પંડિતજી અલ્લાહાબાદથી આવ્યા હતા. આ મુલાકાત લાગણીમય હતી. હું દાખલ થયો કે તરત જ તે ખુરશી પરથી ઊભા થયા. તેમની ખાદીધારી સીધી આકૃતિ અને સુંદર ચહેરો હું કદી ભૂલીશ નહિ. બીજાના માટે ચિંતાની રેખાઓ તેમના ચહેરા પર દેખાતી હતી. મેં તેમના આત્મભોગ સંબંધી કંઈક કહ્યું.

પંડિતજીના મુખમાંથી એક પણ હરફ નીકળ્યો નહિ. સંપૂર્ણ શાંતિથી તેણે વાતનો પ્રવાહ બદલ્યો. મારી પત્નીની ખબર પૂછી, અમે જુદા પડયા પછી શું બન્યું હતું તે પૂછ્યું. પછી મારી વિનંતિથી હિંદી મહાસભાએ અસહકાર આદર્યો ત્યારથી બનેલા બનાવોની ટૂંકાણમાં વિગતવાર સમજ મને આપી.

પંડિતજીનાં તે છેલ્લાં દર્શન હતાં. હું અલ્લાહાબાદ પહોંચું તે પહેલાં તે માતૃભૂમિ માટે શહીદ થઈને ચિત્તરંજનદાસ તથા લજપતરાયના માર્ગે પળ્યા હતા. પ્રાંતિક, મ્યુનિસિપાલિટી અને મધ્યસ્થ સભામાં તેમણે શું કામ કર્યું તે વિષે બીજાઓ લખશે. કોંગ્રેસ મંડળમાં અપાતી તેમની ડહાપણભરેલી સલાહ વિષે પણ બીજાઓ લખશે. આ બાબતની મને અંગત માહિતી નથી.

હું તો તેમને મિત્ર અને દેશભક્ત તરીકે જાણતો હતો. બન્ને સ્થિતિમાં તે અપ્રતીમ હતા.

અમારાં ચર્મચક્ષુ તો તેમને વિદેશી કપડાંમાં અગર ખાદીના કપડાંમાં જોશે નહિ તો પણ તે સ્મૃતિપટમાં હંમેશ માટે અમર રહેશે. હિંદી સ્વાતંત્ર્યમાં કંઈ પણ આંતરો મૂકવાની તેમણે ના પાડી. તેમણે તેમનું સર્વસ્વ અર્પણ કર્યું જેથી દોષગ્રાહી જગતમાં આપણે છાતી કાઢીને ચાલી શકીએ.

★

લોકો શું ધારશે એની મને પડી નથી. મારે શું કરવું જોઈએ એની જ હું ચિંતા કરું છું. તમારા પોતાના ઉપર જ નિર્ભર રહો. કોઈનું અનુકરણ ન કરો. તમારા પોતાના સિવાય બીજા કોઈ પાસેથી તમને શાંતિ નહિ સાંપડે.

—એમર્સન

ઇશ્વરભાઈ પટેલ

# શોધનો ખજાનો [૨]

ગ્રામોફોનના શોધનાર થોમસ આલ્વા એડિસનને કોઈ ભૂલવું નથી. તેના જીવનની અદ્‌ભુતરમ્ય કથાનો ગયા અંકમાં પૂર્વાર્ધ આવી ગયો. આ અંકના ઉત્તરાર્ધથી એ કથા પૂરી થાય છે. સાદી સીધી શૈલીમાં લખાયેલી આ જીવનગાથા દરેક વાંચશે જ......

યુ. એસ. એ. ની પેટન્ટ ઓફિસમાં પહેલી જ વખત એવી શોધ નોંધાઈ જેનો જરાય સરખો અણસારો ધરાવતી કોઈ શોધ પહેલાં નોંધાઈ નહોતી. થોડા જ વખતમાં સુધારો કરી, અણઘડ એવા મશીનમાંથી એણે મેગાફોનવાળું ચાવી આપવાથી ફરતું થાળીવાજું તૈયાર કરી દીધું.

માનવ અવાજને સંઘરી રાખી જ્યારે ચલાવો ત્યારે એને રજૂ કરતા આ મશીનથી દેશ દેશના લોકો ચકિત થઈ ગયા. આખી દુનિયાનાં છાપાં ને સમાચારપત્રોમાં આ મશીન અંગે લાખો શબ્દો તારથી મોકલાયા અને કોઈ પણ જીવંત વ્યક્તિ કરતાં એડિસનનું નામ વિશેષ લોકજીભે ચડી ગયું.

એની ઉંમર ત્યારે હતી માત્ર ૩૧. એનું શરમાળપણું, સહેજતલુરી ભાષા, અણઘડ પોશાક અને સાવ નિરભિમાનીપણું છાપાવાળાને ખૂબ ભાવી ગયાં. દરેક વિષય ઉપર એને એમણે પ્રશ્નો પૂછ્યા ને એના વિશે તરેહતરેહની સાચી ખોટી વાતો ફેલાવો પામી. આવા એક છાપાના એના વર્ણન પરથી એ 'મેન્લો પાર્કના જાદુગર' તરીકે જાણીતો થઈ ગયો. જો કે એ નામ એને જરા ગુસ્સે કરાવી દેતું.

ગ્રામોફોનનો એનો રસ જીવનભર ચાલુ રહ્યો. એણે એના પર સુધારા કરવા ચાલુ રાખ્યા ને ખાસ્સાં ૮૦ જેટલાં પેટન્ટ એણે લીધાં. સને ૧૯૧૦ સુધીમાં તો ગ્રામોફોનની વાર્ષિક વેચાણની રકમ ૭૦ લાખ ડૉલર પર પહોંચી ગઈ અને એનું ગ્રામોફોનનું પેટન્ટ પૂરું થયા પછીય રેકર્ડના વેચાણમાંથી એને માતબર રકમ મળતી રહી.

ગ્રામોફોનની અવાજ કરામતને વધુ કાર્યશીલ બનાવવામાં એના બહેરાપણાએ જ નોંધપાત્ર ફાળો આપ્યો. મશીનના લાકડામાં પોતાના દાંત ભરાવી અવાજના સૂક્ષ્મ આરોહ અવરોહ પણ એ કળી જતો. એક વખત એણે જણાયું કે એક વિશ્વવિખ્યાત વાયોલીન એની રેકર્ડમાં અમુક બિંદુએ તાલ ચૂકી ગયો છે. કળાકારે ભારપૂર્વક જણાવ્યું કે એ અશક્ય છે. તરત જ એક મોટું યંત્રફોન લગાવી એણે અવાજની ઘનતા વધારી રેકર્ડ વગાડી ત્યારે પેલા ક્ષતિબિંદુએ તાલ બગડ્યો ને કળાકાર સાચે જ મૂર્છિત થઈ ગયો!

એ ત્રીસી વટાવી ગયો ત્યારે એના નામે ૧૫૭ પેટન્ટ ચડી ગયાં હતા ને બીજાં ૭૮ નોંધાયાં હતાં. આ દિવસોમાં એડિસન પોતાના કામમાં એવો મશગૂલ રહેતો કે કદીક કદીક એ ત્રણ ચાર દિવસ-રાત પછી જ પથારી ભણી પગ માંડતો. આવું કાર્યસાતત્ય તે જાળવી શકતો. ઝડપી આરામ લેવાની એની ટેવને કારણે અતિશય કામમાં હોય ત્યારેય એ બત્તી બુઝાવી, લંબાવી દેતો ને નસકોરાં શરૂ થઈ જતાં. પંદર મિનિટ પછી તો તાજગીભર્યો એ પાછો પુનઃ કામે લાગતો.

સને ૧૮૭૮માં એડિસને વીજળીક ગોળા પર કામ શરૂ કર્યું. એની હંમેશની આદત મુજબ, કામ શરૂ કરતા પહેલાં, આ વિષય ઉપર પ્રસિદ્ધ થયેલું તમામ સાહિત્ય, પ્રયોગો વગેરે એ પઢી ગયો અને પછી પોતાનો સર્વતોમુખી હલ્લો એની બનાવટ પાછળ શરૂ કર્યો. એના આ માનસિક હલ્લાનો ખ્યાલ આપણને એ પરથી આવતો કે એડિસન સંગ્રહસ્થાને જાળવી રાખેલી એની ત્રણુંસો ત્રણુંસો પાનની ૨૫૦૦ નોંધપોથીઓમાં બસો ઉપરાંત માત્ર આ વીજળીક બત્તીઓના વિવરણ કે રેખાચિત્રોથી ભરેલી છે.

એ જમાનામાં ઇલેક્ટ્રીકલ એન્જિનિયરીંગ સાવ બાલ્યકાળમાં હોવા છતાં એડિસને પાંચ વરસમાં તો વીજળીક

ધંધાની સર્વ નાની મોટી વિગતો તૈયાર કરી એક એવો નમૂનો તૈયાર કરી બતાવ્યો, જેણે એ ધંધાને એક જાહેર ઉપયોગી સેવાધંધાની કક્ષામાં મૂકી દીધો. એણે માત્ર વીજળીક ગોળો, જનરેટર, ડાયનેમો, મીટર કે વીજળીક લાઈન નાખવાની પદ્ધતિ—આ બધાની રચના કરી સંતોષ માન્યો નહીં પણ ન્યૂ યૉર્ક શહેરના એક ચોરસ માઈલ વિસ્તારનું પૂરેપૂરું નખશીખ વાયરીંગ એણે કરી બતાવ્યું. શરૂઆતનું એ કામ ભલભલાના હાજા ગગડાવી દે તેવું હતું. પણ ઍડિસને વ્યવસ્થિત રીતે એનો સામનો કરી, અથાગ પરિશ્રમ ઉઠાવી, નાનામાં નાની વિગતથી બધું અણિશુદ્ધ પાર ઉતાર્યું. એમ કરી એણે પૂરવાર કરી બતાવ્યું કે એ માત્ર તાર્કિક શોધક નહોતો પણ એક વ્યવહારુ સંશોધક પણ હતો.

ઍડિસને જ્યારે વીજળીક બત્તીની વાત હાથ પર લીધી ત્યારે એ ક્ષેત્ર ઝાઝું ખેડાયેલું નહોતું. સને ૧૮૪૧માં એક બ્રિટિશ પેટન્ટ મંજૂર થયું હતું જેમાં પ્લેટીનમના તારનાં બે ગૂંચળાં મધ્યસ્થાને હતાં. અમેરિકાના પેટન્ટમાં પ્લેટીનમની પટ્ટીઓ જ પ્રકાશી ઊઠતી. એવું જ આર્ક લાઈટનું હતું. આ ત્રણેય ખૂબ જ મોંઘાં, ગૂંચવણભર્યાં ને અવિશ્વસનીય હતાં. ગમે ત્યારે એ ઊડી જાય.

વધારે અસરકારક બત્તીની શોધમાં ઍડિસને સર્વ પ્રથમ એક માટીની પાઈપ આજુબાજુ પ્લેટીનમ તાર બાંધ્યા અને વીજળીક પ્રવાહથી એને વારંવાર ગરમ કર્યા કર્યું. ઉષ્ણતામાન ઊંચુ જતાં, પ્લેટીનમમાંના વાયુ દૂર થયા ને એ વધુ કઠણ થઈ, વધુ તેજ આપતું થયું. એમાંથી એને શૂન્યાવકાશમાં તપાસવાનો એને વિચાર આવ્યો અને પરિણામે ખૂબ જ પ્રકાશ પામી શકાયો.

ઍડિસને તરત જ પોતાનું ધ્યાન લેમ્પમાં કાયમી શૂન્યાવકાશ પેદા કરવા તરફ વાળ્યું. તે જમાનામાં કાચના વિધવિધ આકાર પેદા કરવાનાં મશીન હતાં નહીં એટલે એણે એક ઉસ્તાદ કાચ ફૂંકનારને રોકયો જેણે મહામહેનતે આવો ગોળો તૈયાર કર્યો.

આમ શૂન્યાવકાશનો સિદ્ધાંત પૂરવાર થયો એટલે એનું ધ્યાન પ્લેટીનમને બદલે વાપરી શકાય તેવી અન્ય કોઈ વસ્તુ તરફ ગયું. કારણ પ્લેટીનમના ફિલામેન્ટ-તાર મોંઘા ને બનાવવામાં અઘરા હતા. ઉપરાંત તે ઘણી વીજળી ખાતા. એણે એક પછી એક જુદીજુદી અલગ ધાતુઓ વાપરી જોઈ પણ સંતોષકારક પરિણામ દેખાયું નહીં.

છતાંયે એની આ સિદ્ધિના સમાચાર જ્યારે છાપામાં પહોંચ્યા ત્યારે સઘળી ગેસ કંપનીઓના ભાવ ગગડી ગયા. કેટલાક કિસ્સાઓમાં તો હજારો પાઉન્ડ નીચા ઊતરી ગયા!

ઍડિસનના પ્રયોગનું ખર્ચ હજારો ડૉલર થતું. આ ખર્ચ એને ઍડિસન ઈલેકટ્રીક લાઈટ કંપની તરફથી મળતું. એ કંપની ગેસને બદલે વીજળીક પ્રકાશ પૂરો પાડવા સ્થપાઈ હતી. ત્રણ લાખ ડૉલરની મૂડીના લક્ષ્યથી શરૂ થયેલી એ કંપનીએ શરૂઆતમાં પચાસ હજાર ડૉલર ઊભા કર્યા અને ઍડિસનને પ્રયોગાર્થે આપ્યા. એ રકમ ખર્ચાઈ ગઈ છતાં કોઈ દાર્શનિક પરિણામ ન આવ્યું એટલે કેટલાક ભાગીદારો અજંપો અનુભવવા લાગ્યા એટલે ભારે આનાકાની સહ એમણે બીજા પચાસ હજાર ફાળવ પાડયા.

ઍડિસન તો પ્રગતિ કરતો જ હતો. આખી વીજળીક પદ્ધતિ માટે જરૂરી મીટર ને સ્વીચોથી ફયુઝ સુધી બધું એણે તૈયાર કર્યું હતું. માત્ર સરળ અને સસ્તો એવો વીજળીક ગોળો જ એને યારી આપતો નહોતો.

એક મધ્યરાત્રિએ એને જવાબ મળી ગયો. ભારે કાર્બન બર્નર ચાલતા નહોતા તો પાતળા કાર્બનાઈઝડ ફિલામેન્ટનો પ્રયોગ કેમ ન કરી જોવો? એટલે એ તો પ્લેટીનમ પરથી આવી પહોંચ્યો સીવવાના દોરા પર. દોરા પરના પ્રયોગો તો કહ્યું ન કરે તેવા હતા. કાર્બનના ભૂકા સાથે એણે દોરા પેક કરાવી ચલાણામાં તપાવ્યા ને ઠંડા પાડયા. પરિણામે એ શૂન્યાવકાશવાળા

ઈશ્વરભાઈ પટેલ

# શોધનો ખજાનો [૨]

ગ્રામોફોનના શોધનાર થોમસ આલ્વા એડિસનને કોઈ ભૂલવાનું નથી. તેના જીવનની અદ્‌ભુતરમ્ય કથાનો ગયા અંકમાં પૂર્વાર્ધ આવી ગયો. આ અંકના ઉત્તરાર્ધથી એ કથા પૂરી થાય છે. સાદી સીધી શૈલીમાં લખાયેલી આ જીવનગાથા દરેક વાંચશે જ....

યુ. એસ. એ. ની પેટન્ટ ઑફિસમાં પહેલી જ વખત એવી શોધ નોંધાઈ જેનો જરાય સરખો અણસારો ધરાવતી કોઈ શોધ પહેલાં નોંધાઈ નહોતી. થોડા જ વખતમાં સુધારો કરી, અણઘડ એવા મશીનમાંથી એણે મેગાફોનવાળું ચાવી આપનાથી ફરતું થાળીવાળું તૈયાર કરી દીધું.

માનવ અવાજને સંઘરી રાખી જ્યારે ચલાવો ત્યારે એને રજૂ કરતા આ મશીનથી દેશ દેશના લોકો ચકિત થઈ ગયા. આખી દુનિયાનાં છાપાં ને સમાચારપત્રોમાં આ મશીન અંગે લાખો શબ્દો તારથી મોકલાયા અને કોઈ પણ જીવંત વ્યક્તિ કરતાં ઍડિસનનું નામ વિશેષ લોકજીભે ચડી ગયું.

એની ઉંમર ત્યારે હતી માત્ર ૩૧. એનું શરમાળપણું, સહેજતભરી ભાષા, અણઘડ પોશાક અને સાવ નિરભિમાનીપણું છાપાવાળાને ખૂબ ભાવી ગયાં. હરેક વિષય ઉપર એને એમણે પ્રશ્નો પૂછ્યા ને એના વિશે તરેહતરેહની સાચી ખોટી વાતો ફેલાવો પામી. આવા એક છાપાના એના વર્ણન પરથી એ 'મેન્લો પાર્કના જાદુગર' તરીકે જાણીતો થઈ ગયો. જો કે એ નામ એને જરા ગુસ્સે કરાવી દેતું.

ગ્રામોફોનનો એનો રસ જીવનભર ચાલુ રહ્યો. એણે એના પર સુધારા કરવા ચાલુ રાખ્યા ને ખાસ્સાં ૮૦ જેટલાં પેટન્ટ એણે લીધાં. સને ૧૯૧૦ સુધીમાં તો ગ્રામોફોનની વાર્ષિક વેચાણની રકમ ૭૦ લાખ ડૉલર પર પહોંચી ગઈ અને એનું ગ્રામોફોનનું પેટન્ટ પૂરું થયા પછીય રેકર્ડના વેચાણમાંથી એને માતબર રકમ મળતી રહી.

ગ્રામોફોનની અવાજ કરામતને વધુ કાર્યશીલ બનાવવામાં એના બહેરાપણાએ જ નોંધપાત્ર ફાળો આપ્યો. મશીનના લાકડામાં પોતાના દાંત ભરાવી અવાજના સૂક્ષ્મ આરોહ અવરોહ પણ એ કળી જતો. એક વખત એણે જણાવ્યું કે એક વિશ્વવિખ્યાત વાયોલીન એની રેકર્ડમાં અમુક બિંદુએ તાલ ચૂકી ગયો છે. કળાકારે ભારપૂર્વક જણાવ્યું કે એ અશક્ય છે. તરત જ એક મોટું યંત્રફોન લગાવી એણે અવાજની ઘનતા વધારી રેકર્ડ વગાડી ત્યારે પેલા ક્ષતિબિંદુએ, તાલ બગડ્યો ને કળાકાર સાચે જ મૂર્છિત થઈ ગયો!

એ ત્રીસી વટાવી ગયો ત્યારે એના નામે ૧૫૭ પેટન્ટ ચડી ગયાં હતાં ને બીજાં ૭૮ નોંધાયાં હતાં. આ દિવસોમાં ઍડિસન પોતાના કામમાં એવો મશગૂલ રહેતો કે કદીક કદીક એ ત્રણ ચાર દિવસ–રાત પછી જ પથારી ભણી પગ માંડતો. આવું કાર્યસાતત્ય તે જાળવી શકતો, ઝડપી આરામ લેવાની એની ટેવને કારણે અતિશય કામમાં હોય ત્યારેય એ બત્તી બુઝાવી, લંબાવી દેતો ને નસકોરાં શરૂ થઈ જતાં. પંદર મિનિટ પછી તો તાજગીભર્યો એ પાછો પુનઃ કામે લાગતો.

સને ૧૮૭૮માં ઍડિસને વીજળીક ગોળા પર કામ શરૂ કર્યું. એની હંમેશની આદત મુજબ, કામ શરૂ કરતા પહેલાં, આ વિષય ઉપર પ્રસિદ્ધ થયેલું તમામ સાહિત્ય, પ્રયોગો વગેરે એ પઢી ગયો અને પછી પોતાનો સર્વતોમુખી હલ્લો એની બનાવટ પાછળ શરૂ કર્યો. એના આ માનસિક હલ્લાનો ખ્યાલ આપણને એ પરથી આવતો કે ઍડિસન સંગ્રહસ્થાને જાળવી રાખેલી એની ત્રણસો ત્રણસો પાનની ૨૫૦૦ નોંધપોથીઓમાં બસો ઉપરાંત માત્ર આ વીજળીક બત્તીઓના વિવરણ કે રેખાચિત્રોથી ભરેલી છે.

એ જમાનામાં ઇલેક્ટ્રીકલ એન્જિનિયરીંગ સાવ બાલ્યકાળમાં હોવા છતાં ઍડિસને પાંચ વરસમાં તો વીજળીક

ધંધાની સર્વ નાની મોટી વિગતો તૈયાર કરી એક એવો નમૂનો તૈયાર કરી બતાવ્યો, જેણે એ ધંધાને એક જાહેર ઉપયોગી સેવાધંધાની કક્ષામાં મૂકી દીધો. એણે માત્ર વીજળીક ગોળો, જનરેટર, ડાયનેમો, મીટર કે વીજળીક લાઈન નાખવાની પદ્ધતિ—આ બધાની રચના કરી સંતોષ માન્યો નહીં પણ ન્યૂ યોર્ક શહેરના એક ચોરસ માઈલ વિસ્તારનું પૂરેપૂરું નખશીખ વાયરીંગ એણે કરી બતાવ્યું. શરૂઆતનું એ કામ ભલભલાના હાજા ગગડાવી દે તેવું હતું. પણ એડિસને વ્યવસ્થિત રીતે એનો સામનો કરી, અથાગ પરિશ્રમ ઉઠાવી, નાનામાં-નાની વિગતથી બધું અણિશુદ્ધ પાર ઉતાર્યું. એમ કરી એણે પૂરવાર કરી બતાવ્યું કે એ માત્ર તાર્કિક શોધક નહોતો પણ એક વ્યવહારુ સંશોધક પણ હતો.

એડિસને જ્યારે વીજળીક બત્તીની વાત હાથ પર લીધી ત્યારે એ ક્ષેત્ર ઝાઝું ખેડાયેલું નહોતું. સને ૧૮૪૧માં એક બ્રિટિશ પેટન્ટ મંજૂર થયું હતું જેમાં પ્લેટીનમના તારનાં બે ગૂંચળાં મધ્યસ્થાને હતાં. અમેરિકાના પેટન્ટમાં પ્લેટીનમની પટ્ટીઓ જ પ્રકાશી ઊઠતી. એવું જ આર્ક લાઈટનું હતું. આ ત્રણેય ખૂબ જ મોંઘાં, ગૂંચવણભર્યાં ને અવિશ્વસનીય હતાં. ગમે ત્યારે એ ઊડી જાય.

વધારે અસરકારક બત્તીની શોધમાં એડિસને સર્વ પ્રથમ એક માટીની પાઈપ આજુબાજુ પ્લેટીનમ તાર બાંધ્યા અને વીજળીક પ્રવાહથી એને વારંવાર ગરમ કર્યા કર્યું. ઉષ્ણતામાન ઊંચુ જતાં, પ્લેટીનમમાંના વાયુ દૂર થયા ને એ વધુ કઠણ થઈ, વધુ તેજ આપતું થયું. એમાંથી એને શૂન્યાવકાશમાં તપાસવાનો એને વિચાર આવ્યો અને પરિણામે ખૂબ જ પ્રકાશ પામી શકાયો.

એડિસને તરત જ પોતાનું ધ્યાન લેમ્પમાં કાયમી શૂન્યાવકાશ પેદા કરવા તરફ વાળ્યું. તે જમાનામાં કાચના વિધવિધ આકાર પેદા કરવાનાં મશીન હતાં નહીં એટલે એણે એક ઉસ્તાદ કાચ ફૂંકનારને રોક્યો જેણે મહામહેનતે આવો ગોળો તૈયાર કર્યો.

આમ શૂન્યાવકાશનો સિદ્ધાંત પૂરવાર થયો એટલે એનું ધ્યાન પ્લેટીનમને બદલે વાપરી શકાય તેવી અન્ય કોઈ વસ્તુ તરફ ગયું. કારણ પ્લેટીનમના ફિલામેન્ટ-તાર મોંઘા ને બનાવવામાં અઘરા હતા. ઉપરાંત તે ઘણી વીજળી ખાતા. એણે એક પછી એક જુદીજુદી અલગ ધાતુઓ વાપરી જોઈ પણ સંતોષકારક પરિણામ દેખાયું નહીં.

છતાંયે એની આ સિદ્ધિના સમાચાર જ્યારે છાપામાં પહોંચ્યા ત્યારે સઘળી ગેસ કંપનીઓના ભાવ ગગડી ગયા. કેટલાક કિસ્સાઓમાં તો હજારો પાઉન્ડ નીચા ઊતરી ગયા !

એડિસનના પ્રયોગનું ખર્ચ હજારો ડોલર થતું. આ ખર્ચ એને એડિસન ઈલેકટ્રીક લાઈટ કંપની તરફથી મળતું. એ કંપની ગેસને બદલે વીજળીક પ્રકાશ પૂરો પાડવા સ્થપાઈ હતી. ત્રણ લાખ ડૉલરની મૂડીના લક્ષ્યથી શરૂ થયેલી એ કંપનીએ શરૂઆતમાં પચાસ હજાર ડોલર ઊભા કર્યા અને એડિસનને 'પ્રયોગાર્થે' આપ્યા. એ રકમ ખર્ચાઈ ગઈ છતાં કોઈ દાર્શનિક પરિણામ ન આવ્યું એટલે કેટલાક ભાગીદારો અજંપો અનુભવવા લાગ્યા એટલે ભારે આનાકાની સહ એમણે બીજા પચાસ હજાર ફાજલ પાડયા.

એડિસન તો પ્રગતિ કરતો જ હતો. આખી વીજળીક પદ્ધતિ માટે જરૂરી મીટર ને સ્વીચોથી ફ્યુઝ સુધી બધું એણે તૈયાર કર્યું હતું. માત્ર સરળ અને સસ્તો એવો વીજળીક ગોળો જ એને યારી આપતો નહોતો.

એક મધ્યરાત્રિએ એને જવાબ મળી ગયો. ભારે કાર્બન બર્નર ચાલતા નહોતા તો પાતળા કાર્બનાઈઝડ ફિલામેન્ટનો પ્રયોગ કેમ ન કરી જોવો ? એટલે એ તો પ્લેટીનમ પરથી આવી પહોંચ્યો સીવવાના દોરા પર. દોરા પરના પ્રયોગો તો કહ્યું ન કરે તેવા હતા. કાર્બનના ભૂકા સાથે એણે દોરા પેક કરાવી ચલાણામાં તપાવ્યા ને ઠંડા પાડયા. પરિણામે એ શૂન્યાવકાશવાળા

ગોળામાં કાર્બનાઇઝ્ડ ફિલામેન્ટ મૂકી શક્યો ને વીજળીક પ્રવાહ મળતાં એ તગતગી ઊઠ્યા. ઍડિસન ને એના માણસો શ્વાસ પણ ન લઈ શકે એવા તંગ બની ગયા. કારણ આ પાતળો ફિલામેન્ટ કેટલો વખત ટકશે એ શંકા હતી.

ઘંટા—બે ઘંટા—ત્રણ—૭ એમ દસ કલાક પેલો ગોળો તેજ આપતો રહ્યો. એટલે મદદનીશોને ભાળ સોંપી સાઠ કલાકમાં પ્રથમ વાર ઍડિસન આડો પડ્યો.

આખી પ્રયોગશાળાના કારીગરો ટોળે વળી ગયા ને ઘડિયાળનો કાંટો ધપવા લાગ્યો. ત્રીસ ને ચાલીસ કલાક થયા એટલે તો સૌના મોં પર વિજયહાસ્ય ફરક્યું. હવે ઍડિસને પ્રવાહનું જોર વધાર્યા જ કર્યું. વૉલ્ટેજ ખૂબ વધ્યું ત્યારે ફીલામેન્ટ બળી ગયા!

પછી ઍડિસને કાગળના પૂંઠા પર પ્રયોગ કર્યો ને એ એથીય વધુ સફળ થયો. ગોળાની જિંદગી ૧૭૦ કલાક જેટલી લંબાઈ ને ૧૮૭૯ના બેસતા વરસની આગલી રાત્રે આખા મેન્લો પાર્કને આ નવા ગોળાના પ્રકાશથી ઝળાંહળાં બનાવી દીધો ત્યારે લોકોનાં ટોળાં જોવા ધસી આવ્યાં ને ગૅસ કંપનીઓના શેર પુનઃ ગગડ્યા.

ઍડિસનને આનાથી સંતોષ ન થયો. એને લાગ્યું કે આથીય વધુ ફક્ત કશુંક શોધી કાઢવું જોઈએ. એક સવારે એની દૃષ્ટિ તાડપત્રના પંખા પર ઠરી અને એના હાથાની પાતળી વાંસપટ્ટી એની નજરમાં ઊતરી. એણે તરત જ વાંસના ફિલામેન્ટ તૈયાર કરાવી, કાર્બનાઇઝ્ડ કર્યા ને એ પેલાથીય વધુ સફળ નીવડ્યા. ઍડિસનના આ પ્રયોગને પરિણામે એણે એકંદર ૬૦૦૦ જાતો પર પ્રયોગ આદર્યા અને આખરે એની પસંદગી, એને માટે જાપાનમાં ખાસ ઉગાડેલા એક વાંસ પર ઊતરી. આ વાંસનો ઉપયોગ એક દસકા ઉપરાંત થયા કર્યો. એ અટક્યો ત્યારે જ કે જ્યારે એના કરતાં વધુ કાર્યક્ષમ એવું ટંગ્સ્ટન ગોળામાં વપરાતું થયું.

ઍડિસનના સમય સુધી વપરાતાં આર્કલાઇટ—બધાં એક જ સાથે ઓલવાઈ જતાં. ઍડિસનને સમજાયું કે વીજળીક ગોળાની વપરાશ સરળ ને વિપુલ બનાવવી હોય તો દરેક બત્તી અલગ અલગ કરી શકાય કે બુઝાવી શકાય તેવી ગોઠવણ કરવી ઘટે આ માટે એણે મલ્ટીપલ સરકીટને સંપૂર્ણ બનાવ્યું ને એકધારો પ્રવાહ આપી શકે તેવું જનરેટર તૈયાર કર્યું.

હવે ન્યૂ યૉર્કમાં સૌ પ્રથમ વીજળીકરણ કરવાની એની તૈયારી સંપૂર્ણ થઈ એટલે એણે એક ચોરસ માઈલના વિસ્તારમાં, ભૂગર્ભીય તાર દ્વારા વીજળી વ્યવસ્થા ઊભી કરવાનું જાહેર કર્યું. આ સાંભળી બધાં છાપાં ખળભળી ઊઠ્યાં. એમને લાગ્યું કે તાર ભીના થશે ને વીજળીક પ્રવાહ ફેલાઈ રસ્તા પર ચાલતા રાહદારીઓના પ્રાણ હરશે, એટલુંય આ માણસને કેમ સમજાતું નહીં હોય? છતાં નવી જાતનું ઇન્સ્યુલેશન *સંપૂર્ણ કરી એણે યોજના આગળ ધપાવી.*

આ યોજનાને અમલમાં મૂકનાર હોશિયાર વીજળી કારીગરો હતા જ નહીં એટલે ઍડિસને સૌ પ્રથમ એક વર્ગ ચલાવી તેમને આખું શાસ્ત્ર સમજાવી તૈયાર કર્યો ને સને ૧૮૮૧ના ગ્રીષ્મમાં ૧૫૦૦ માણસો ભૂગર્ભીય દોરડાં નાખવા તથા મકાનોને લાઈન આપવા લાગી ગયા. એણે પોતે ડાયનેમોના છૂટક ભાગ તૈયાર કરવા જેમ એક કારખાનું શરૂ કર્યું તેમ લૅમ્પ માટે બીજું, અને સ્વીચ, સૉકેટ વગેરે માટે ત્રીજું—એમ એનો યાંત્રિક વિસ્તાર વધતો જ ગયો.

એની આ પ્રયોગાવસ્થા દરમિયાન એની સફળતા વિશે ખૂબ શંકા છાપામાં તથા અન્યત્ર સેવાતી. પણ વીજળીના દીવા ચાલુ થયા પછી તો એની ઑફિસે ભણેલા ગણેલા ને અન્ય સૌ લોકોની કતાર ચાલુ જ રહેતી. લોકો ખાલી આ દીવાને અડી જોતા, કનેક્શનને હલાવી જોતા ને સંખ્યાબંધ સવાલો પૂછતા.

છતાંય આ વિચારના પ્રચારને વેગ આપવા ડિરેક્ટરોની ઇચ્છાથી ઍડિસનને સંખ્યાબંધ ખાણાં સભાઓમાં બોલવું પડતું. તે એને બિલકુલ ગમતું જ નહીં. આવા એક પ્રસંગે ન્યૂ યૉર્કના કરોડપતિ વેન્ડરબિલ્ટે

એને પોતાનાં ઘરનું વીજળીકરણ કરી આપવા કહ્યું. એડિસને એ તૈયાર કર્યું પણ ઉદ્‌ઘાટન પ્રસંગે જ એક વાયર શોર્ટ થયો અને આખો મંચ સળગી ગયો અને પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું.

પણ એડિસન વળગી જ રહ્યો અને જાતે જ બધા કામની દેખભાળ કરવા લાગ્યો. ઘણી વખત રાત્રે ખાઈઓમાંથી એ બહાર નીકળતો નજરે પડતો. આ શહેર વીજળીકરણનો સૌ પ્રથમ પ્રયોગ એ એના જીવનનું મોટામાં મોટું સાહસ હતું. એને પાર પાડવા એણે એનો પૈસો, પ્રતિષ્ઠા, મૈત્રી, લોકશ્રદ્ધા બધુંયે હોડમાં મૂક્યું. ગૅસ કંપની સાથેની હરીફાઈમાં પાર ઊતરવા એણે વીજળીક તાર ગ્રાહકોને મફત નાખી આપ્યા, મીટર માટે અનામત માગી નહીં અને ગોળાની કિંમત મૂળ કિંમતથી ઓછી લેવા માંડી. એ પોતે વ્યક્તિગત ખાત્રી આપતો કે ગૅસ કરતાં વીજળીનું બીલ ઓછું જ આવશે.

જેમ જેમ આ વીજળીકરણને ચાલુ કરવાનો સમય પાસે આવતો ગયો તેમ તેમ આખી દુનિયાનું ધ્યાન એના પર કેન્દ્રિત થવા લાગ્યું. આ અભૂતપૂર્વ પ્રયોગે મહાન આશાઓ જન્માવી અને એડિસન કંપનીના શેરની કિંમત ૧૦૦ ડૉલરથી ઊછળી ૩૫૦૦ ડૉલર પર પહોંચી!

આવી અપેક્ષામાં એડિસન નિષ્ફળ જાય તો એના જીવનકાર્યને પણ ભોંઠપ લાગે એવું વાતાવરણ જાગ્યું હતું. સોમવાર તા. ૪–૯–૧૮૮૨ ના રોજ આખું વીજળીકરણ તૈયાર થઈ ગયું. પાવર હાઉસમાં બૉયલરો ધગધગતાં હતાં ને તેમાંની વરાળ રાક્ષસી જનરેટરો તરફ ધસી રહી હતી. ડાયનેમોની ગતિ વધતી જ ચાલી ને એ એંસી હજાર ફૂટ, ભોંયતળિયામાં પથરાયેલા તાર પર વીજળીનો પ્રકાશ પહોંચાડવા, એડિસને મૂળ સ્વીચ પર હાથ લંબાવ્યો! એણે જેવી સ્વીચ દબાવી કે તરત જ એ આખા વિસ્તારની બારીઓ પ્રકાશથી ઝળહળી ઊઠી! ટોળેટોળાં એ જોવા ઊમટ્યાં ને આ અદ્‌ભુત પ્રકાશનાં વર્ણનોથી બળતા દિવસનાં છાપાં ભરાઈ ઊઠયાં.

હવે એડિસનનું ધ્યાન ગોળાની કિંમત ઘટાડવા તરફ લાગ્યું અને ૧.૩૦ ડૉલર પરથી ઘટાડી એ એને ૩૦ સેન્ટ પર લાવ્યો ને ચાલીસ સેન્ટે વેચવા લાગ્યો. આ બધું આમ ગોઠવાઈ ગયું એટલે એનું લક્ષ બીજે જવા લાગ્યું. ધંધો એ એનો વિષય નહોતો એટલે એણે દસ લાખ ડૉલરે પોતાનો આખો ભાગ એક કંપનીને વેચી દીધો જે આજે વિશ્વભરમાં જનરલ ઈલેક્ટ્રીક કું. (જી. ઈ. સી.)ના નામથી સુપ્રસિદ્ધ છે. આ સૌ પ્રથમ સફળ વીજળીક પ્રયોગને બે વરસ વીત્યાં ન વીત્યાં ત્યાં એની પત્ની અચાનક ટાઈફોઈડ તાવથી મૃત્યુને શરણ થઈ એટલે શોકવિદારિત એડિસને પોતાનાં ત્રણ બાળકો, એમનાં દાદીને ત્યાં મોકલી આપી, મેન્લો પાર્કનું પોતાનું ઘર બંધ કર્યું ને આ શોકને વિસારવા એ ગળાડૂબ કામમાં પડી ગયો.

આ ગાળા દરમિયાન એની બુદ્ધિ ને સંશોધન શક્તિય પરાકાષ્ઠાએ પહોંચ્યાં. એણે શૂન્યાવકાશમાં કળને સંગ્રહી રાખવાનું પેટન્ટ નોંધાવ્યું અને આજે જેને આપણે હેલીકોપ્ટર તરીકે પહેચાનીએ છીએ તે વિમાનના સ્કેચ પણ તૈયાર કર્યા. આ જ સમય દરમિયાન એણે વીજળીક ઉતારૂ ગાડી ચાલુ કરી અને કપાસ વીણનાર મશીન, વીજળીક સીવવાનો સંચો, બરફ ખસેડનાર મશીન વગેરે કંઈ કંઈના ઘાટ ઘડ્યા!

આ જ સમય દરમિયાન એ ઇલેક્ટ્રોનીકસની શોધ લગભગ પહોંચી ગયો. એને એણે 'ઇથેરીક બળ' એવું નામ આપ્યું ને પ્રયોગ શરૂ કર્યા પણ એવામાં એનું ચિત્ત બીજે દોડ્યું ને તે જ સમય દરમિયાન બિનતારી સંદેશાની શોધમાં લાગેલા માર્કોનીને પોતાની શોધ ભાળવી. એડિસનની મદદથી જ માર્કોની બીજાથી આગળ વધી ગયો ને વાયરલેસનો પિતા બન્યો!

એના ગોળાની કિંમત ઘટાડવાના કામમાં એ લાગ્યો હતો ત્યાં એને એક મહાન ક્રાંતિકારી શોધ હાથમાં આવી ગઈ, જે 'એડિસન ઈફેક્ટ'ના નામથી પ્રચલિત છે. આ જ પ્રયત્નમાંથી જન્મશે રેડિયો રેક્ટીફાયર

થોલ્ગ. આના જ એક પેટાફળ રૂપ એણે તૈયાર કર્યું. માઈક્રોફોન અને એ હાયફ્રીકવન્સી ટ્રાન્સમીશન સુધી પહોંચી ગયો.

એની પત્નીના વિયોગને, સમયના પ્રવાહ સાથે એ વીસર્યો એટલે સામાજિક પ્રસંગોએ હાજરી આપવા લાગ્યો ને કદીક કદીક, મન બહેલાવવા, ઓપેરા કે થિયેટરમાં જવા લાગ્યો, અરે ! પ્રસંગ પડ્યે પિયાનો પર આંગળિયો ફેરવવા લાગ્યો.

૧૮૮૫ની એક સાંજે, આવા એક ખાણા પછી એક મિત્રને ત્યાં એ બેઠો હતો ત્યારે વીસ વરસની એક ખૂબસૂરત છોકરીએ, પિયાનો પર અતિશ્રદ્ધાપૂર્વક જેવું ગાંડુ ઘેલું આવડતું હતું તેવું ગાવા ને બજાવવા માંડ્યુ. એડિસનને એના સૌંદર્ય ને આત્મશ્રદ્ધાએ પ્રભાવિત કરી દીધો. એ એની સાથે પ્રેમમાં પડ્યો અને સને ૧૮૮૬માં એડિસન ને કુ મીલરનાં લગ્ન લેવાયાં ત્યારે એડિસન ૩૯ વરસનો હતો. કુ. મીલર ન્યૂ યોર્કના એક શોધક અને ઉત્પાદકની પુત્રી હતી. સુશિક્ષિત અને શાંત એવી મીલરે એડિસનના જીવનના એકાકીપણાને હટાવી, એને ભર્યું ભર્યું બનાવ્યું ને મૃત્યુતક એમનો પ્રેમાગ્નિ જલતો જ રહ્યો.

પોતાના આ પતિપત્ની વ્યવહારમાં એનું બહેરાપણું નડે નહીં તે હેતુસર એડિસને મીલરને મોર્સકાડ શીખવાડી દીધો. એટલે સુધી કે એમનો વાગ્વિધિ મોર્સકાડથી જ થયો. પછી તો એ બન્ને કોઈ નાટક જોવા જાય તો મીલર એના સવાદો, પોતાની આંગળીએ, તાર માટે ટપટપાવતી હોય એમ ટપટપાવી એડિસનને જાણ કરતી. અરે ! કોઈ સામાજિક મેળાવડામા એને કંઈ અંગત વાતચીત કરવા હોય કે પ્રેમ વ્યક્ત કરવો હોય તો આ તારસંકેતથી કરી લેતાં. આમ જીવનભર બન્નેએ ભારે લગ્નસુખ માણ્યું.

બન્ને વચ્ચેનો વય તફાવત એમને નડ્યો નહીં કારણ મીલરને મન એડિસન કાયમ એક બેકાળજી છોકરા જેવો જ રહ્યો. એનો પોશાક કાયમ અણઘડ ને ફાવે તેવો. ઘણી વખત તો એ ખાવાનું જ ભૂલી જાય તો કદીક કોઈ મિજમાનીમાં હાજર થાય તો વાળ સુઘરીના માળા જેવા હોય અને ગળપટ્ટો પહેર્યો જ ન હોય એના આ ઢંગ સુધારવા માટે એ એનો કોટ સંતાડી દેતી. એટલે ઘર છોડતાં પહેલાં એને પોતાની પત્ની પાસે જવું જ પડતું. એ તક ઝડપી લઈ, એ તેને ધોયેલું ખમીસ પહેરાવતી, હજામત કરાવતી કે વાળમાં કાંસકો ફેરવી દેતી.

આમ તો દિવસો સુધી અપ્રવાહી ખોરાક સિવાય ચલાવી લેવાની એણે ટેવ પાડેલી અરે ! એની શોધમાં એનું મન પરોવાયું હોય તો ખાવાનુંય એ ભૂલી જતો. છતાં મીલરે એની સાથે નક્કી કર્યું કે એણે રોજ ઓછામાં ઓછું એક ટંક તો ખાવું જ. પરિણામે એ જ્યારે ઊંડી શોધ કે વિચારમાં પડી ગયો હોય ત્યારે મીલર ખાવાની થાળી લઈ પ્રયોગશાળામાં પહોંચી જતી અને એને ખવડાવી જ પાછી ફરતી. ઘણીવાર તો એ એને નાસ્તો બનાવી મોકલતી ને સાથે ચિઠ્ઠી મોકલતી, 'આ સપ્તાહે કદીક તો મળતાં આનંદ થશે.'

હવે એડિસને પડોશના વેસ્ટ ઓરેન્જમાં એક ઘણી મોટી પ્રયોગશાળા બાંધી જે ઉત્તરોત્તર વિકસતી જ રહી. એની સંશોધન માટેની સવલતો ભારે ખર્ચાળ ને અત્યુત્તમા હતી. દુનિયાની સૌ મોટી રાસાયણિક કંપનીઓ પર એડિસનની સ્થાયી સૂચના હતી કે તેમણે નવા તૈયાર કરેલ પદાર્થ કે વસ્તુનો નમૂનો એડિસનને તરત જ મોકલી આપવો. ધીમે ધીમે કરીને એનો વૈજ્ઞાનિક સંગ્રહ ને પુસ્તક ભંડાર અતિ વિપુલ બની ગયાં. ઘર ને બાળકોની સંભાળ લેનાર મીલર આવ્યા પછી એની કાર્યશક્તિ અનેકગણી વધી ગઈ ને એની સગવડ પણ એટલી જ વિકસી.

૧૮૮૭ની એક ગ્રીષ્મ સાંજની વેળાએ એક મિત્ર એની પાસે એક રમકડું લાવ્યા. એક કાણા પર ચક્ર પર ગોઠવેલી ફરતાં ચિત્રો જેવાથી એમાં ગતિનો ભ્રમ થતો. લાખો લોકોએ આ રમકડું જોયું હતું. એક રીઝની નાચકૂદ એમાં જોઈ એડિસન જરાક

હસ્યો ન હસ્યો ત્યાં તો એના મગજમાં કોઈ વિચારે ચમકારો મૂક્યો ને એ વિચારગર્તમાં ડૂબી ગયો. એના મગજને જે સવાલ પેદા થયો એ હતો : આમ જ ગતિચિત્રો લઈ, એને ઝડપથી ફેરવીએ તો સાક્ષાત્ પ્રવૃત્તિનો દેખાવ પેદા ન કરી શકાય?

ખુરસીમાં આડા પડી એણે એની નોંધવહી કાઢી, તેમાં આકૃતિઓ દોરવા માંડી. આમાંથી જ સિને–કેમેરાનો જન્મ થયો. જેણે અમોદપ્રમોદની આખી દુનિયામાં આમૂલાગ્ર પરિવર્તન આણ્યું.

ચાર વરસ એણે આ કૅમેરા પર કામ કર્યા કર્યું ને સૂક્ષ્મમાં સૂક્ષ્મ, સેકન્ડાદિ જેવી ગણત્રીઓ ગોઠવી તેને માટે જરૂરી ગીઅર તૈયાર કર્યાં. સાથે સાથે ઈસ્ટમેન કૉડાક કંપનીના ઈજનેરોને દોરવણી આપી, જરૂર ફિલ્મ તૈયાર કરાવી અને આખરે એક સેકન્ડમાંવીસથી ચાલીસ છબી લઈ શકે તેવો કૅમેરા બનાવી દીધો. અને સને ૧૮૮૯માં પોતાની પ્રયોગશાળામાં એણે એક બોલતું ચિત્ર પ્રાયોગિક ભૂમિ પર બનાવ્યું પણ ખરું! આ ફિલ્મ ઉદ્યોગ માટેનાં એડિસનનાં પેટન્ટ એવાં મળ્યાં હતાં કે વરસો સુધી એ ઉદ્યોગે એને પુરસ્કાર આપ્યા જ કર્યો.

વીસમી સદીના પહેલા સૈકામાં તો એને ફિલ્મ નિર્માણની લગની લાગી અને એણે એક સ્ટુડિયો તૈયાર કરી પોતે જ સંવાદો લખ્યા, અભિનેતાઓને દોરવણી આપી, કૅમેરા ચલાવ્યો ને જરૂર પડ્યે સમાર્યો. એનાં શરૂઆતનાં ચિત્રો ઉચ્ચ કોટિનાં ન હતાં. છતાં થિયેટર ભરાયેલાં રહેતાં. પાછળથી એણે એક લાખ ડૉલરના ખર્ચે ન્યૂ યૉર્કમાં એક કાચનો સ્ટુડિયો ઊભો કર્યો. અને સંખ્યાબંધ ચિત્રો ઉતાર્યાં.

પણ ચિત્ર–ઉત્પાદનનો ધંધો જ્યાં સ્થિર થયો ત્યાં એડિસનનું મન બીજે વળ્યું. રોન્જનના એક્સરે પર પ્રયોગ કરતાં કરતાં એને ફ્લ્યુરોસ્કોપ હાથ લાગ્યો જે એણે વિના પેટન્ટ વૈદકીય ક્ષેત્રને ચરણે ધરી દીધો. સાથે સાથે જ એણે સર્વ પ્રથમ ફ્લ્યુરોસન્ટ વીજળીક લેમ્પ શોધી કાઢ્યું.

આ વરસ એડિસનના જીવનનાં સર્વોત્તમ આનંદનાં વરસ હતાં. એણે કામ પણ ખૂબ કર્યું. શોધખોળ કરીને કૌટુંબિક સુખ પણ એટલું જ માણ્યું. મીલર સાથેના લગ્નથી એને ત્રણ બીજાં સંતાન થયાં અને એની મોટા ભાગની શોધો આ સમય દરમિયાન બાળકો એના શરીરને ખૂંદ્યા જ કરતાં હોય ત્યારે થઈ હતી.

એની ધ્યાનશક્તિ અદ્‌ભુત હતી અને મોટે ભાગે એનાં બાળકો એની આજુબાજુ સંતાકુકડી રમતાં, બૂમાબૂમ કરતાં હોય ત્યારેય એ પોતે શીખેલ છ ભાષાઓમાંથી એકમાં છપાયેલ વૈજ્ઞાનિક માસિક વાંચતો હોય.

એની પ્રયોગશાળામાં એ માણસો પર ખીજાતો એટલે ભાંડતોય ખરો. કેટલીક વખત તો ખીજાઈને એમને શનિવારે કાઢી મૂકતો ને સોમવારે પાછા રોકી લેતો. કદીક કદીક એ સૌનો સાથે ભારે ગમ્મત પણ કરતો. વરસો સુધી એના કેટલાક માણસો એડિસનની જ સિગારેટો ફૂંકી જતા. આ બધાને રોકવા એણે એના સિગારેટના વેપારીને, ઘોડાના વાળ ને અન્ય કચરાની થોડી સિગારેટો મોકલવા જણાવ્યું, આ ઑર્ડર આપ્યા પછી એનું ચિત્ત કોઈ કોયડામાં એવું ગૂંથાઈ ગયું કે આ સિગારેટની વાત એ ભૂલી ગયો. થોડા વખત પછી પેલો સિગારેટ વેચનારો આવ્યો એટલે એણે એને ઠપકો આપ્યો, 'અરે! તમે તો કેવાક છો! પેલી ખાસ સિગારેટો તો તમે મોકલી જ નહીં!'

'કોણ એવું કહે છે? મેં તો ત્રણ અઠવાડિયાં પહેલાં એ મોકલી આપી છે.'

શોધમગ્ન એડિસન પોતે જ એ કચરો સિગારેટ પી ગયો હતો.

ઓગણીસમી સદીના અંત ભાગે એણે એક એડીફોન ડીક્ટેટીંગ મશીન, ઇલેક્ટ્રીક સેફ્ટીલેન્ટર્ન વગેરે બનાવી કાઢ્યાં અને દસ વરસની મહેનતને અંતે સ્ટોરેજ બેટરી તૈયાર કરી જેણે આખી ઔદ્યોગિક આલમને

અપાર સવલત પૂરી પાડી.

વરસ વીતતાં રહ્યાં ને એ સાઠ વીતાવી ગયો તોય એના કામના કલાક ઘટયા નહીં. એની પ્રસિદ્ધિ વધતી રહી એટલે એના જન્મદિને ખબરપત્રીઓ એને અભિનન્દનાર્થે ઘેરી વળતા ત્યારે એ બબડતો, 'અરે! માણસ ઘરડો થતો જાય છે એ વાતમાં તે અભિનંદન આપવા જેવું છે શું!' છતાંય જૂ જેવા ખબરપત્રી ચીટકી રહેતા ત્યારે કદીક કદીક એ સફળતાની ચાલ બનાવી દેતો: બે ટકા પ્રેરણા, અઠ્ઠાણું ટકા મહેનત: વળગી રહેવાની તાકાત વગેરે.

એ માનતો કે ઊંડું માનસિક ચિંતન એના સ્વાસ્થ્ય અને દીર્ઘાયુ માટે જવાબદાર હતું. શારીરિક કસરતને એ નહેવાતતો જ નહીં. એટલે એ કહેતો કે મારા શરીરનું એક માત્ર કર્તવ્ય મારા મગજને લઈ ને ફરવું તે જ છે.

કામબદલી એ એને મન મોટામાં મોટો વિસામો કે આરામ હતો. એટલે એ એકી સાથે અર્ધો ડઝન જેટલી બાબતો હાથ પર લેતો ને અઠવાડિયાં સુધી એક પ્રશ્ન હાથ પર લઈ પાછો બીજામાં મન પરોવતો. એ સતત ને વિશાળ વાચન કરતો ને એ વાંચનો તે બધું એની સ્મૃતિમાં અંકાઈ જતું. એની દીકરી જણાવતી કે પિતાજી જોડણીકોશના એક પાન પર નજર ફેરવી જતા ને પછી આખું ને આખું પાન અક્ષરશઃ બોલી જતા.

એડિસન જ્યારે ૬૭ વરસનો થયો ત્યારે એક ભયંકર આગ એની ફેક્ટરીનાં સાત મકાન ભરખી ગઈ. પચાસ લાખ ડૉલરનું નુકસાન થયું ને વીમો તો એડિસને લીધો જ નહોતો. છતાંય એડિસન નિરાશ ન થયો કે ગભરાયો નહીં. ઉલટાના આ ફેક્ટરીના પુનરુત્થાનના સવાલે એના વૃદ્ધત્વને હટાવી દીધું ને એ જુવાનીની જેમ કામે વળગ્યો. વળતી સવારથી કચરો હટાવવા માંડયો ને બે અઠવાડિયામાં તો બધો ભંગાર ખસેડી એણે ચણવાનું શરૂ કર્યું.

જ્યારે એ ૭૦ પર પહોંચ્યો ત્યારે અમેરિકા પ્રથમ વિશ્વયુદ્ધમાં જોડાયું ને સરકારના આમંત્રણને માન આપી એ નૌકા સલાહકાર સમિતિનો પ્રમુખ બન્યો. આ સ્થાનનો રોજિંદી ગૂંચના ઉકેલ રૂપે એણે ટૉરપીડો શોધવાનું સાધન બનાવ્યું. સબમરીનો માટે જળભીતરનાં સર્ચલાઇટ શોધ્યાં. સબમરીન સ્ટેલીલાઇઝર્સ બનાવ્યાં અને એમ ચાલીસ નામી મોટી યુદ્ધોપયોગી યાંત્રિક રચનાઓ તૈયાર કરી. આ સેવા બદલ એને ઉત્તમોત્તમ સેવાના ચંદ્રકથી અમેરિકન સરકારે નવાજ્યો.

સતત ને ભારે કામમાં ગળાબૂડ રહેવા છતાં એડિસન કાયમ હસતો ને હસાવતો. ગમે તેવા સૂક્ષ્મ ને ઊંડા કામમાં પડયા છતાં રોજ સવારે યુદ્ધકાળ દરમિયાન પણ, એ રોજની 'શ્રેષ્ઠ મશ્કરીઓ' પઢી જતો. લગભગ અર્ધા સૈકા લગી દુનિયાભરના પ્રખ્યાત માણસો એને છેલ્લામાં છેલ્લી મશ્કરીઓ લખી મોકલતા ને તે એ સૌને ફાઈલ કરતો.

બીજાને પ્રેરણા આપવાની ને હતાશ થયેલામાં ઉત્સાહ પ્રગટાવવાની કોઈ અજબ શક્તિ એડિસન ધરાવતો. આનો સૌથી ઉત્તમ દાખલો મોટર ઉદ્યોગપતિ હેન્રી ફોર્ડનો છે. મોટર ઉદ્યોગમાં એના જીવનનું સર્વસ્વ એણે હોમેલું હતું ને હવા એવી ચાલતી હતી કે વીજળીના પ્રકટીકરણ પછી હવે ઈલેક્ટ્રીક કારના જમાનાની નોબતો ગાજી રહી છે ને એમ થાય તો ફોર્ડ ઉદ્યોગનો મૃત્યુઘંટ વાગે.

ફોર્ડને પોતાને ભાતભાતના વિચાર કે યુક્તિઓ સૂઝતી ને એ સૌને અમલમાં મૂકવા એ પ્રયોગો કરતો. આવા સખ્યાબંધ પ્રયોગો કરી એ થાકયો ને ભગ્નાશ બન્યો. એવામાં એડિસનનો ભેટો થયો

એડિસને એક કાને હાથ લગાવી, ફોર્ડને ખૂબ સહાનુભૂતિપૂર્વક સાંભળ્યો. અચાનક જ ટેબલ પર મૂઠી પછાડી, એ જોરથી બોલી ઊઠયો, 'જુવાન દોસ્ત, તારું છે તેને વળગી રહે! વળગી રહે! વીજળીક ગાડીઓએ બેટરીને પુન. ચાર્જ કરવા પાવર સ્ટેશન પાસે જ રહેવું પડશે! અને સ્ટોરેજ બેટરી ઘણી ભારે

પડે એટલે તારું છે તે બરાબર છે! તારી ગાડી સ્વાવલંબી છે! પોતાનું ઉત્પાદન પોતેજ કરે છે! વળગી રહે.'

આ વાતચીતે ફોર્ડની શ્રદ્ધાને અનેકગણી વધારી દીધી, એને પોતાની ગાડીમાં વિશ્વાસ બેઠો. અને એની આખી કારકીર્દિનું નૂતન પ્રયાણ થયું. ફોર્ડ એ કદી જીવનમાં ભૂલ્યો નહીં.

એડિસનથી સોળ વરસ નાના ફોર્ડે આ શોધકને જીવન-ભર પૂજ્યા કર્યો. એના વીજળીક ગોળાની સુવર્ણજયંતી પ્રસંગે એણે મીશીગનમાં એડિસનના પૂર્વ જીવનને આબેહૂબ રજૂ કરતાં ઐતિહાસિક ગામની રચના કરી. અણકલ્પ્યા ખર્ચે એની મેન્લો પાર્કની પ્રયોગશાળા પુનર્જીવિત શી કરી અને પચાસ વરસ પહેલાં એડિ-સનના જીવનમાં જેવું હતું તેવું એક નાનું શું ગામ એણે ખડું કર્યું ને પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી.

એડિસન તો આ બધું જોઈ આભો બની ગયો. એ તો ભૂતકાળ સાથે કંઈ નિસ્બત રાખતો જ નહીં, કારણ એનો જીવ તો કાયમ નવીન ને નવીનતમ ચીજોમાં રમ્યા કરતો.

મિત્રો ને સ્નેહીઓના આગ્રહ છતાં તેણે કદી શ્રવણયંત્ર વાપર્યું નહીં. એ તો પોતાની બહેરાશને એક આશીર્વાદસમ લેખતો. એટલે ભરચક લત્તામાં કે ઘોંઘાટ-યુક્ત ફેક્ટરીમાંય એ પોતે શાંતિથી પોતાની માનસિક દુનિયામાં ગરકાવ થઈ જતો ને પોતાનું કામ અપાર એકાગ્રતાથી કર્યે જતો.

એની કીર્તિ જેમ વધતી ગઈ તેમ તેમ અનિચ્છા હોવા છતાં જાહેર વ્યાખ્યાનો ને ભોજન સમારંભોમાં એને હાજરી તો આપવી પડતી પણ ત્યાંય એ પોતાના વિચારમાં ડૂબી જતો.

એક દિવસ સવારે તાજું છાપું હાથમાં લઈ એણે એક મિત્ર પર ફેંકતાં કહ્યું, 'આ બધો કચરો તેં વાંચ્યો? હું કાલે એ ખાણામાં હાજર હતો અને ભાષણના ટેબલ પાસે જ બેઠો હતો પણ મેં તો એક અક્ષરેય સાંભળ્યો નથી. પ્રભુનો આભાર! લોકો મને શ્રવણયંત્ર વાપરવા કહે છે પણ એ વાપરું તો શું થાય? આ કટારોની કટારો છપાઈ છે તે કાનને ફોડી જ નાખે ને?'

એડિસનની અપાર બુદ્ધિમત્તા ને બુદ્ધિશક્તિની સાથે સાથે પ્રભુએ એને બળવાન દેહ આપ્યો હતો એટલે તો જીવનનાં ચોર્યાસી વરસ એ અતિ ભારે કામભારને જીરવી શક્યો.

એડિસનના દાદા ૧૦૪ વરસ જીવેલા એટલે એ પણ-સીત્તેરી વટાવ્યા પછીય પોતાની જાતને જુવાન માનતો. પંચોતેરની ઉંમરે એડિસને કામના કલાક ઘટાડી ૧૬ કરી દીધા. એંસી વરસની ઉંમરે એણે પોતાની લાંબામાં લાંબી ગ્રામોફોન રેકર્ડ ઉતારી ને ૩૮ સેન્ટમાં લોકોને ૪૦ મિનિટની સંગીતલહાણી કરી.

એ કહેતો: 'મારી પાસે વિચારોનો–કલ્પનાઓનો એટલો સમુદાય છે કે વરસો સુધી પ્રયોગશાળાઓ કાર્યરત રહે.'

સાથેસાથ એની ઉદ્ગમશક્તિ અપ્રતીમ હતી, એનો એ પરથી ખ્યાલ આવશે કે યુ. એસ. એ. ની પેટન્ટ ઓફિસમાં એડિસનના નામે ૧૦૯૭ પેટન્ટ ચડયાં હતાં! કેટલું આશ્ચર્યજનક!

કેટલાક કટાર–લેખકો એડિસનને ઘેરી વળતા ને ધર્મ ને ઈશ્વર વિશે એને સવાલો પૂછતા. એડિસન એમને જવાબ આપતો, 'વરસો સુધી કુદરતી પ્રક્રિયા નીરખ્યા પછી પરાબુદ્ધિ સર્વોત્તમ શક્તિની હસ્તી વિશે હું કેવી રીતે શંકા લાવી શકું? આવા પ્રભુની હસ્તી તો મને લાગે છે કે રસાયણશાસ્ત્રથીય પૂરવાર કરી શકાય.'

છતાંય આવા વિષય પરત્વેય એની હાસ્યપ્રભા રમૂજ શક્તિ ચમકયા સિવાય રહી શકતી નહીં. એક વખત એક પાદરી એમને પૂછવા આવ્યો કે એના દેવળ પર વીજળીક કન્ડકટર લગાવવા કે નહીં ત્યારે એણે આસ્તેથી ઉમેર્યું, 'અવશ્ય, ભગવાનેય ઘણી વખત શૂન્યમનસ્ક બની જાય છે!'

સાત વરસની ઉંમરે એને શાળાએથી ઉઠાડી લીધો

ત્યારથી શરૂ થયેલુ એનુ સ્વયશિક્ષણ મૃત્યુના અંતિમ સપ્તાહ નજદીક ચાલુ જ રહ્યુ, એની મૃત્યુશય્યા પરેય એણે વિવિધ વિષયો પરનુ એનુ વાચન છોડ્યુ નહોતુ! એની જિજ્ઞાસાવૃત્તિ એટલી તીવ્ર હતી કે એના દાક્તરેય થાકી જતા એની માંદગી કેમ થઈ ને શાથી થઈ એ અંગે થોકબંધ સવાલો એ પૂછ્યે રાખતો ને પોતાની પરિસ્થિતિનો ચાર્ટ પોતે જ રાખતો દવા ને ગોળીઓ અંગે એ કાયમ તપાસ કર્યે જ રાખતો જ્યારે એનુ લોહી તપાસવામા આવ્યુ ત્યારે તો એ ઊંચોનીચો થઈ ગયો ને જાતે જ માઈક્રોસ્કોપ પર એના લોહીની સ્લાઈડ જોવાનો આગ્રહ કરતો જ રહ્યો મૃત્યુને કદાચ આથી વિશેષ જાગરૂક અને નિરીક્ષણયુક્ત બલિ ભાગ્યે જ પ્રાપ્ત થયો હશે

ચોર્યાશી વ૨સની ઉંમરે સને ૧૯૩૧ના ઓક્ટોબરની અઢારમી તારીખે એડિસને પોતાનુ મહાપ્રયાણ આદર્યું ને આ ફાની દુનિયા એ ત્યજી ગયો બાવન વરસ પહેલા જે આદમીએ સર્વ પ્રથમ વીજળીક દીવા અમેરિકાના ન્યૂ યોર્ક શહેરમા ચમકાવ્યા હતા, તે મહાન આદમીના અંતિમ ભૂશયનની રાત્રે પ્રેસિડન્ટ હુવરના આજ્ઞાનુસાર સારાયે અમેરિકાના વીજળીક દીવા, એ મહાનુભાવની યાદમાં એની સ્તુતિમાં એના નમનમા એક મિનિટ બંધ રહી, પુન ઝબકયા ત્યારે ભાગ્યવશાત્ મેન્લોપાર્કની એની પ્રયોગશાળાના પ્રથમ દીવા ઝબકયા એની પુણ્યતિથિ બેસી ચૂકી હતી! પ્રભુ પણ આવા સુયોગો ગોઠવી પોતના અંજલિ નહા અર્પતો હોય!

*



અજમેરમા ૧૫૭૨મા અકબર બાદશાહે બાંધેલા કિલ્લામાના મુખ્ય કેન્દ્રિય ખંડમા રજપૂતાના મ્યૂઝિયમ આવેલુ છે

આમા મોહેન-જો-ડેરોના અવશેષો, બ્રાહ્મણી સમયની શિલ્પકૃતિઓ, ઋષભનાથ, સુમતિનાથ વગેરે જૈન પુણ્ય પુરુષોની મૂર્તિઓ પ્રાચીન ઐતિહાસિક લખો ઈસવીસન પૂર્વે ત્રીજી સદીથી ઈસવીસનની ૧૮મી સદી સુધીના સિક્કા તેમજ તૈલચિત્રો તસ્વીરો વગેરે રાખવામા આવ્યુ છે



ડાબી બાજુના ચિત્રમા અગાઉના વાંસવાડા રાજ્યમાથી મેળવવામાં આવેલી યક્ષ અને યક્ષિણી વચ્ચે ઊભેલી સરસ્વતીની દુર્લભ પ્રતિમા છે જમણી બાજુ અજમેર જિલ્લામા નવમીથી બારમી સદી દરમ્યાન અસ્તિત્વમા હતુ એવા એક સ્થળ બાઘેરામાથી મળી આવેલી શીર્ષાકૃતિ છે

*

નાનુભાઈ દવે

# છોકરાનાં કારસ્તાન

પ્રેમ સાથે જ ખુન્નસ ભર્યું પડ્યું હોય છે તેની એક ગાથા જ આ વાર્તામાં જાણે વણાઈ ગઈ છે ગામડા ગામમાં માનવની માનવતાનો જ અખૂટ ખજાનો હોય છે તેની વાતો તો ક્યારેય ખૂટવાની નથી. તેવી જ આ એક જુદા પ્રકારની વાર્તા છે……

'કેમ, કૈં છે નવાજૂની?' દાક્તર મધુભાઈએ જોડા ઉતારતાં એમની વહુને પૂછ્યું. બપોરના દાક્તર કોઈ દરદીને જોવા ઘોડું લઈને પરગામ નીકળેલા તે છેક રાતના નવ વાગ્યે પાછા ફર્યા હતા. ત્યાં સુધી એમની પત્ની કુંજલતા ઘેર એકલી રાહ જોયાં કરે. દૂરના આ ગામમાં સરકારી દવાખાનું બે-ચાર વરસ પહેલાં જ નંખાયેલું. પણ ગામને છેવાડે દવાખાનાનું મકાન અને દાક્તરનું રહેઠાણ બાંધેલાં એટલે કુંજલતાને તો દાક્તર ના હોય ત્યારે એકાંત કેદની સજા જેવું લાગતું. ચારે બાજુએ ઊતરતા ઢોળાવોને લીધે દિગંત મોટી બનતી ને તડકાતાપમાં વેરાન વગડો અળખામણો ને ડરામણો થઈ જતો.

'હોય તો શું! પણ તમે આ હરજીને સમજ પાડો. એની ઓરડી ક્યાં બાંધી છે તે તો તમે જાણો છો ને મને તો ગઉ જેટલો છેટે લાગે છે. એના ઘરમાં નથી કોઈ બૈરું ને નથી એ ઘરને તાળું વાસતો પણ જોયું હોય તો પાંચ સાત છોકરા ત્યાં રોજ આવે છે ને જાય છે. કોણ જાણે શુંય કરતા હશે!'

'તે તું પૂછ ને એને. એમ કહે ને કે એટલાય આ તરફ આવે છે તો વળી તારે વસ્તી છે.'

'આવી વસ્તી! એથી તો મને બીક લાગે છે. હરજી તમારી જોડે ગામડે આવ્યો તોયે એની ઓરડીએ તો એટલી અવર જવર. કોણ જાણે શાંય કારસ્તાન કરતા હશે. જોજો ને તમનેય કોઈ દહાડો ચિંતા ના કરાવે તો સારું.'

ત્યાં સુધીમાં મધુભાઈએ ડ્રેસ બદલી નાખ્યો ને ઓટલા ઉપર નહાવા બેઠા. એમને આવી વાતમાં દમ જણાયો નહિ પણ બીજે દિવસે હરજીને પૂછવું જોઈશે એમ મનમાં વિચાર્યું. સરકારી ઓરડીમાં કોઈક ગુનાવાળું કામ થઈ જાય તો જોખમદારી તો એમની જ ગણાય ને! અને જો કોઈ આડી વાત ના હોય તો હરજી જેવા એકલા આદમીને ત્યાં આવી ભીડ શેની!

બીજે દિવસે દાક્તર દરદીઓને તપાસીને દવા આપતા હતા પણ એમનું ધ્યાન હરજીની હિલચાલ તરફ હતું. એ કૈંક છૂપાવતો હોય, કૈંક શકમંદ જણાય. એવું એ ખોળવા લાગ્યા પણ કાંઈ જડ્યું નહિ. સાંજુકના એ પેલી ઓરડી તરફ જ નીકળ્યા ત્યારે હરજી એની જૂની તલવાર ઉપર ઠીંકરું ઘસી રહ્યો હતો. એની બાજુમાં જરી પુરાણું ચામડાનું મ્યાન પડ્યું હતું.

'અલ્યા, આ શું માંડ્યું છે?' દાક્તરે વાતનો દોર પકડતાં કહ્યું.

'સાહેબ, કાટું ઘસું છું. મેળાના દન આવે તે પહેલાં ઉજાસ લાવવો પડશે ને.' હરજીએ તલવારનું પાનું ફેરવ્યું. પછી મ્યાનને ઠેસ મારતાં એણે કહ્યું, 'આનું તો હું કરી લઈશ, પણ આ મિયાન નહિ ચાલે. એ નવું લાવવું પડશે.' એમ કહી એણે કેટલી જગ્યાએથી મ્યાન ફાટ્યું છે તે સાહેબને બતાવ્યું. હવે થીંગડાં દીધે એ શોભે એવું રહ્યું નો'તું.

'હવે મેલ ને, આ ઢંગ સારા નથી હરજી. તલવારોનો જમાનો ગયો.' કહેતાં સાહેબે ઓરડીની અંદર નજર ફેંકી. એક છોકરો ભીંડીના દોરડે વળ દેતો હતો. એટલામાં બે છોકરા પાણીનું માટલું ભરી લાવ્યા ને વાડામાં વેલ વાવી હતી એના ક્યારામાં રેડ્યું. સાહેબ એમના ભણી જોઈ રહ્યા ને છોકરા સાહેબ ભણી, બંનેને સરખું કૌતુક થતું હતું. નોકરની છાપરીએ સાહેબ ઊભા રહે ત્યારે કૈં બન્યું હોવું જોઈએ એમ છોકરાઓને લાગ્યું. એમણે હરજી તરફ જોયું, પણ એ તો નિરાંતે ઊભેલો જણાયો એટલે ગોળી ઊંચકી છોકરા પાછા ભરવા ગયા.

'અલ્યા, આ તારા સગા છે? અહીં રહે છે?'

'ના સાહેબ. એ તો આવે જાય. મારું તો કોઈ કરતાં કોઈ સગું સાગવું નથી. હું તો એકલો રામ.' હરજી હસ્યો ને તલવારનેય સગી ના ગણતો હોય એમ એણે છેટે મૂકી.

'ત્યારે અહીં શાથી આ બધા એકઠા થાય છે! ના પાડી દે એમને. સરકારી મકાનમાં ફાલતુ માણસોને રાખવાની મનાઈ છે, સમજ્યો કે?' એમ દાક્તર દાટી દેતા ગોટો વાળતા ત્યાંથી જતા રહ્યા. પણ એટલા બોલે હરજીને લાગી ગયું. ઘડી તો એને થયું કે પેલી તલવાર લઈને અબઘડી ક્યાંક જતો રહું નોકરી જતી રહેશે તો ભલે જાય. મૂઠી ધાન તો ઈશ્વર ગમે ત્યાં આપી રહેશે.

પણ શહેરના માણસ વચ્ચે રહી એય ગમ ખાતાં શીખ્યો હતો. એટલે માથામાં શરૂઆતનું સમસમ શમી ગયું ને એ પાછો તલવાર ખીંટીએ ભરવી દવાખાના તરફ કામે લાગવા ઊપડ્યો. એને સમજાયું નહિ કે છોકરાઓએ સાહેબનું શું બગાડ્યું હતું તે એમને કાઢી મૂકવા એમણે ત્યાં સુધી આંટો ખાધો.

આ છોકરાઓએ તુળશી રોપ્યાં હતાં અને ડમરો વાવ્યો હતો. એમણે મધુમાલતીની વેલ ઉછેરી હતી અને મોગરાના છોડ નાખ્યા હતા. એ ઘેર હોય ના હોય પણ લાકડાં ચેતાવી ઘેંશની હાંલ્લી ચડાવી દેતા હતા, અને એણે શીંકે રોટલો મૂકી રાખ્યો હોય તો ઉતારી ખાઈ લેતા હતા. એ છોકરાઓ ક્યારેક બળતણ લાવી દેતા તો ક્યારેક બોર સીતાફળ પણ વીણી લાવતા: આવા છોકરાઓ તરફ સાહેબ કેમ નારાજ થયા હશે!

મધુભાઈએ વાળુ કરતાં વહુ આગળ વાત કાઢી: 'આ નોકર દેખાય છે ડાહ્યો, પણ મોટી તલવાર રાખે છે ને ટોળી જમાવતો હોય એવું જણાય છે, હોં.' એમણે દૂધનો ઘૂંટડો માંડ ગળે ઉતાર્યો ને પછી પોતાની મક્કમતાની વાત કહી. 'હવે એ છોકરાં કોઈ આ કંપાઉન્ડમાં દેખા દે તો હું હરજીને ડીસમીસ જ કરી દેવાનો છું.'

અને બન્યું પણ એવું જ. પેલાં છોકરાંઓએ હરજીની ઓરડી છોડી દીધી. કોઈ એ તરફ ફરકતું દેખાયું નહિ. એમને બદલે હરજી બહાર જતો ને ઘેંશ રોટલો સાથે લઈ જતો. એની વાડીનાં ઝાડ સુકાવા માંડ્યાં ને પેલી તલવારનું મ્યાન અને એના ઉપર ઝૂમતાવાળી દોરી બાંધવાની વાત તો જાણે ભુલાઈ જ ગઈ.

એક વાર દવાખાનાને ઓટલે બેઠો બેઠો હરજી કોઈ દરદીનો પાટો છોડી રહ્યો હતો ત્યાં આઘેથી એને ઇશારત દેખાઈ. કો'ક છોકરો દૂર ઊભો ઊભો એને જાણે બોલાવી રહ્યો હતો. દરદીને ઘડીક થોભવાનું કહી હરજી લાગલો ત્યાંથી ખસ્યો ને દોડતો જઈને છોકરા કને પહોંચ્યો. દાક્તર જોતા હોય તો ભલે જુવે ને ખીજાતા હોય તોય ભલે. છોકરાએ એને તાકીદના સમાચાર કહ્યા: 'લોહીલુહાણ થઈને ત્યાં પડ્યો છે—'

'પણ કોણ?'

'કોણ તે—' છોકરો અચકાયો. એણે આઘુંપાછું જોઈ ધીમેથી કહ્યું—'બીજો કોણ હોય, પેલો વસ્તો!'

વસ્તો. એ નામ એ મુલકમાં ગવાઈ ચૂકેલું, ડરાવે એવું પણ ખરું. ચોરી, મારામારી, ધાડ, ખૂન—એ નામને માથે ચડી ચૂકેલાં પણ એ નામવાળું કોઈ પકડાયું નહોતું. બહુ નિર્દય તરીકે વસ્તો જાણીતો થયેલો. સહેજ શક પડે તો એ ઠેર મારી બેસતો ને જેની જોડે વેર બંધાયું તેને પાતાળમાંથી ખેંચી કાઢી માર્યા વિના રહેતો નહિ. એ વસ્તો આજે ઘવાઈને પડ્યો છે, ને એ ખબર હરજી પાસે પહોંચી છે.

હરજીના પેટમાં ફાળ પડી. આ તો પોલીસના મામલા, સાક્ષીમાં એને ઘાલ્યો તો બાર વાગવાના—એના ને છોકરાઓના. એને ધૂળ ચાટતા પડવું હતું તો આઘે જઈને કેમ ના પડ્યો, આ છોકરા ત્યાં ક્યાં જઈ ચડ્યા? ને એને જોયો તો એની કને શીદને એ વાત લાવ્યા! ત્યાં દવાખાને બેઠાબેઠા દાક્તર એના માટે

શું ધારતા હશે કે આ હરજી પણ વસ્તાનો જ મળતીયો ખરો, એમ જ ને !

'તંઈ ચાલોને, મોટા.' પેલા છોકરાએ કરુણ સ્વરે કહ્યું ને એના વિચારની માળા તૂટી ગઈ.

'ડાયલો ને મંગો બેય જણ એટલામાં સંતાઈ ને બેઠા છે. મને કે' કે મોટાને હાલ ને હાલ બોલાવી લાવ તે હું દોડતો આવ્યો.' એને કપાળ ઉપરનો પરસેવો લૂછ્યો ને હરજીની બાંય પકડી. પણ હરજીનો પગ ઊપડતો નહોતો.

'હજુ જીવ છે, તમે ઝટ કરો ને !' કહી છોકરાએ હરજીનો હાથ ખેંચ્યો. એની આંખો ભણી એ જોઈ રહ્યો ને અધીરાઈ કરી પણ હરજીનું મગજ ગોટાળે ચડ્યું હતું. એણે જોયું તો આઘે દવાખાનાની ઓશરીમાં દાક્તર એના ભણી જોઈ રહ્યા હતા. એ શું વિચારતા હશે ?

'નથી જવું, અલ્યા. મુઓ મરતો હોય તો મરવા દે એને.' કહી હરજી પાછો ફર્યો. પણ એના પગ ભારે થઈ ગયા હતા. પેલો છોકરો પણ પાછળ પાછળ ઘસડાતો આવતો હતો. દવાખાનાની વાડ આવી ત્યારે હરજી તો એ ઓળંગી ગયો પણ પેલો છોકરો ત્યાં થંભી ગયો. 'મોટા, મોડું થશે તો પેલો મરી જશે. ઝટ કરોને—' એમ એ કહેતો ઊભો રહ્યો.

નાના છોકરાના ને તેય જીવનને ઉગારી લેવા સારુ વિનવણી કરતા એ બોલ હરજીથી જીરવાયા નહિ. એ પાછો ફર્યો ને પેલા છોકરાને ઇશારત કરી સાથે દોડાવ્યો. બન્ને ઓરડીએ પહોંચ્યા ને એક નાનો ખાટલો ખેંચી કાઢી, સીમ ભણી દોડ્યા. ને કલાકે વસ્તાને ખાટલો નાખી ચાર જણે દાક્તર સામે રજૂ કર્યો.

'સાહેબ, મારો એક બોલ રાખો. જિંદગીભર એશાન નહિ ભૂલું.' હરજીએ વસ્તાને હેઠો મૂકી દાક્તરના પગ પકડ્યા. 'આને મેં વિશ્વાસ દીધો છે કે દવાખાને લઈ જાય પણ પોલીસમાં નહિ સોંપે. એટલું કરી આપો, સાહેબ.' એમ હરજી બીજા કાજે કરગરી પડ્યો.

ને હરજીએ કશું છૂપાવ્યું નહિ. વસ્તો કોણ એ તો ગામેગામ સહુ જાણે પણ દીઠે ઓળખે એવા તો કોઈક જ. એ વસ્તો આજે દવાખાને આવે અને એને લાવનાર પણ હરજી જ હોય, પેલા છોકરાઓનું એમાં કારસ્તાન જણાય ત્યારે દાક્તરની નાડીઓમાં લોહી ધમધમી ઊઠે એની શી નવાઈ!

ને તોયે દાક્તરે હદ કરી. એમણે હરજીનું માન રાખ્યું ને વસ્તાના ઘા ધોયા, હાડકાં બેસાડ્યાં, પ્લાસ્ટર દીધું છે એને ખાટલો નાખ્યો. 'હરજી, આ તો બે મહિનાનો ખાટલો. ત્યાં સુધી એની વાત કેમ કરીને ઢાંકી રહેશે. જોજે પાછો, તારી જોડે મનેય કૂવામાં ના ધકેલી દઉં !' એમ દાક્તર કહેતા રહ્યા ને હરજી એમનો ભે ભાગતો રહ્યો. હરજીની નિખાલસ આંખોમાં માનવતાનો ચમકારો જોઈ દાક્તરથી એને ના પડાઈ નહિ. ને વસ્તાને એમ ધીરે ધીરે સારું થતું ગયું. પણ એ ગાળામાં દાક્તરે હરજી જોડે વધારે વાતો કરી. 'તું હરજી બૈરું કેમ કરતો નથી ? તારા છોકરા હોત તો તારે આમ લોકોના છોકરાને પાછળ ફેરવવા ના પડત ને !'

ને એ સાંભળી હરજી મોં ફેરવી ગયો. એને ગળે ડૂમો ભરાયો ને આંખોએ ઝાંઝળિયાં આવ્યાં. ઘડીક રહીને એણે કહ્યું : 'બૈરું તો કર્યું'તું, સાહેબ, પણ એ જતું રહ્યું.'

'કોઈ કજાત જ મળી કે—'

'ના, ના, સાહેબ.' હરજી ઊછળીને સામે આવ્યો. 'એને દોષ ના દેશો. એ બાઈ તો લાખ રૂપિયા આલતાંયે ના મળે એવી હતી.'

'ત્યારે એને પેટ વસ્તાર નહિ થયો હોય.'

'એમેય નહિ, સાહેબ. એક છોકરો થયો ને તેય કુંવર કાનજી જેવો મારે હતો. પણ બન્યું એવું કે એને રૂપાનો કંદોરો કરેલો તે ખોવાઈ ગયો. ને મારા

સગલાએ મને કહ્યું કે છોકરો ખરાબ સોબતે ચડીને ચોરી કરતાં શીખ્યો છે તે એ જ લઈ ગયેલો.'

'કેટલાકનો હશે કંદોરો?' દાક્તરે વચમાં હિસાબ કાઢ્યો.

'પંદરનો કે વીસનો ખરો સાહેબ. ને અમારાં છોકરાં ઊઠાવીયે જાય, એની નવાઈ નહિ. પણ ઘરમાં ચોરી થાય ને હું બેસી રહું? એટલે મેં એને માર્યો, એમાંથી વાત વધી ગઈ. છોકરો માને નહિ ને હું છોડું નહિ. એની મા વચ્ચે પડી તો એનેય મારી. પછી મને શો કાળ ચડ્યો તે છોકરાને સીમમાં લઈ જઈ ઝાડે બાંધ્યો ને ઝૂડીઆટ્યો. 'કહે કે ચોરી કરી છે તો જ છોડું.' પણ એય એવો જીદ્દી કે ના જ માન્યો. ને સાહેબ, એ છોકરો એમ મરી ગયો.'

હરજી ત્યાં થભી ગયો. એણે હાથના નખ વતી ભોય ખોતરી ને માથેથી ફાળિયું ભોયે પછાડ્યું. એ બહુ મથ્યો પણ એનાથી ડુસકાં ખાળી ના શકાયાં. એ ચોધાર આંસુએ રડી પડ્યો.

'મને પેલાએ ખોટું જ ભરવેલું, સાહેબ. છોકરે ચોરી નહિ કરેલી. પછી તો હું બહુ પસ્તાયો ને જઈને કચેરીએ હાજર થઈ ગયો. સજા ખમી લીધી ને બહાર આવ્યો તો બૈરું મારાથી ત્રાસીને જતું રહેલું. ત્યારથી મને જાત ઉપર નફરત છૂટી ફરી ઘર માંડવાનું ભૂલી ગયો, ને જેનું છોકરું મળે તે જાણે મારું જ હોય એમ ત્યારથી રાખતો થયો. એ પછી નથી મેં ઘરને તાળું દીધું કે નથી કોઈ છોકરાને ભૂખ્યો કાઢ્યો. જાણે એમનું જ ઘર હોય એમ છો આવે, રહે ને જાય, હરેફરે. એમનો વાંક જડે તોયે હવે હું આકળો થતો નથી, સાહેબ, એમને મારાથી કાંઈ કહેવાતું જ નથી.'

પાછો હરજી થંભ્યો. એણે આંખો લૂછી સ્વસ્થ થયો. પછી એણે વસ્તાની વાત કરી. 'હું એને અહીં ના લાવત. પણ આ છોકરાનું કહ્યું મારે માનવું પડ્યું. હું ન જાત તો આ છોકરાના કાળજામાં ચીરા પડત સાહેબ એ લોકો શું ફરી મારી ગમ કદી ભાળત ખરા કે? એમને મન તો એમ જ વસી જાત કે મેં જ વસ્તાને મરવા દીધો, હત્યારો તો હું જ થાત. એટલે તમારી ધાક તોડીનેય હું ત્યાં ગયો ને અહીં એને લઈ આવ્યો.'

દાક્તરે હરજીની વાત મનમાં જ દાબી દીધી ને બંને જણે એવી જબરી ચાકરી કરી તેમ વસ્તાને સારું થવા લાગ્યું દાક્તરને એમની વહુ પૂછે તોયે એ જવાબ ટાળી દેતા, ને હરજીને હવે દાક્તર છૂટ આપતા પણ એય છોકરાઓને દવાખાનાથી છેટા રાખતો. એક દિવસ દાક્તર વસ્તાનો પાટો છોડતા હશે ત્યારે પેલાએ પૂછ્યું:

'કેટલાક દન થશે, બાપજી!'

'કેમ પાછી કાંઈ ખેતી બગડતી હશે, નહિ! કે ઘર-વાળીની ફિકર થાય છે?!'

દાક્તરે જરા રમુજ કરી લીધી

'ફિકર તો થાય જ ને સાહેબ! એણે મને ઉગળતો મેલ્યો ને દુશ્મનને લઈને રહી તે મારે કાળજે તો ઊના ઊના ડામ જ રોજ ચંપાય છે.' એમ કહી એણે છાતીએ હાથ દાબ્યા ને અંદરની પારાવારની મૂઝવણ એના મો ઉપર શ્રાવણની દોડતી વાદળી જેમ ફરી વળી.

એનીય વાત એવી જ અટપટી હતી કોઈક બાઈની પછવાડે એનું મન ઢળેલું પણ સામે એક બીજોય પેનીની પાછળ ફરનારો નીકળેલો. વસ્તો ઘણુયે બાઈને વારે, ફોસલાવે, ધમકાવે પણ બાઈ વાતનો નિકાલ ના લાવે. થાકીને વસ્તાએ પેના બીજાને પડકાર્યો ને એનો કાંટો કાઢી નાખવાની ધમકી દીધી. એ બિચારો પોચો મહેનતુ ખેડુ ને આ માથાભારે રખડુ હરામનું ખાનારો લાંઠ. ઘડીભર તો ખેડુ પણ ગોથું ખાઈ ગયો ને બાઈનો કેડો છોડી દીધો, પણ એક વાર એ બળદને પાણી પાવા લઈ ગયો હશે ત્યાં પેલી બાઈ રુખી ભેટી ગઈ.

'બસ કે! વાણિયા બામણની જેમ પોચું મૂક્યું ને! મને પેલા દાંડને હવાલે કરવી છે, એમ ને!' ને

એમ ના કહેવાના બોલ કહી બેડું ભરી એ ચાલતી થઈ. પણ એના બોલે એ ખેડુ સાબદો થઈ ગયો. નારીની પ્રીતનું ખળખળ વહેતું પાણી ભાદરવાના પૂરની જેમ એની નસોમાં દોડી ગયું. એના હાથ બળદની રાશ ઉપર જાણે ચોંટી ગયા. તે ત્યાંથી ઊખડીને ધારિયે જ વળગ્યા ને ઝટ લઈને એણે વસ્તાનો મારગ ભરબપોરે રોક્યો.

‘અલ્યા તું!’ કહીને વસ્તો તિરસ્કારમાં થૂંક્યો. એના મનથી તો મગતરું મરવા કાજે ઊડીને હથેળીમાં આવ્યું હતું. પણ એને શી ખબર કે રુખીના બોલની ધારે એ ઢીલા ભોળા ખેડૂતનાં અંગેઅંગ થનગની ઊઠ્યાં હતાં! રુખીનો હાથ ને રુખીનું હેત, એના વિજયના ઈનામ તરીકે રાહ જોઈને તૈયાર બેઠાં હતાં ને એક અભાગણીને ઉગારવાનું કામ એની માણસાઈને પડકારરૂપે વહાલને કનકને સોંપાયું હતું!

ઓરતની પ્રીતે જગાવેલા એ ઝનૂન આગળ વસ્તો ઢળી પડ્યો એનો ફાંકો, એનું જોર, એની હાક, એનાં હથિયાર કૈં કામ ના આવ્યાં. સ્ત્રીની પ્રીતના કુમળા તાપના જોર આગળ એનાં ગાત્ર જાણે ગળી ગયાં.

હવે દવાખાનાને ખાટલે પડ્યો પડ્યો વસ્તો વેર લેવા તલસતો હતો. જે દિવસો જાય છે એમાં એનું વેર લંબાય છે, એ દિવસોમાં એનો વેરી એનાં-રુખી સામે બેસીને એના હાથના ઊના ઊના રોટલા જમે છે. એ વિચાર વસ્તાથી સહેવાતા નથી. હરજી એને આ ઉધામાથી વારે છે તેમ તેમ વસ્તાને શૂર છૂટે છે. એનાં અંગે અંગ વેર વેર પોકારી રહે છે.

‘પણ અલ્યા, રુખી તારી શેની! તારી બૈરી તો મંછા. એના ભણી તો તું જતોય નહોતો. નથી એની ભાળ કાઢી કે નથી તારા છૈયા શનિયા ભણી જોયું. અને મોટો રુખી ઉપર વેર લેનારો નીકળ્યો—’ એક દિવસ હરજીએ એને ઠંડા ડામ દેવા માંડ્યા. ‘શનિયો—’ કહી વસ્તો પડખું ફેરવી ગયો. ‘એ શું જાણતો હતો કે હું એનો બાપ છું—જીવતો કે મુએલો!’ એણે મોં દબાવી મચકોડ્યું, ને કૈંક છાનું દરદ એમ ગળે ઉતારી ગયો.

દાક્તરને ફિકર પેઠી કે વસ્તો દવાખાનેથી છૂટીને જરૂર રુખીને ઘેર જવાનો. ત્યાં એનું નાક કાપવાનો. પેલા ખેડુને ધમરોળી નાખવાનો. એ વખતે એ પણ ઝલાવાનો ને ત્યારે આ દવાખાને બે મહિના એ રહી ગયેલો તે વાત ફૂટી જવાની, એ ઘડીએ દાક્તર શો જવાબ દેશે!

એમણે આ ફિકર હરજી કને ઉઘાડી કરી. એક પછી એક વાતનાં પગથિયાં એ જેમ જેમ બાંધતા ગયા તેમ એમની બીક વધતી ગઈ.

હરજીને પણ લાગ્યું કે દાક્તર હવે પોલીસને બોલાવી વસ્તાને સોંપી દેશે. પોતે ગમેતેમ તોયે નોકર માણસ, ઉપલો અધિકારી એનો બોલ ક્યાં સુધી રાખે, ને તે પણ જાતના જોખમે!

એ જ રાતે એણે દાક્તરને ખબર કર્યા વિના દવાખાનેથી વસ્તાને ઉપાડ્યો, ને ઘોડા ઉપર નાખી સીમમાં લઈ ગયો. વસ્તો તો હરજી ઉપર ખુશ ખુશ થઈ ગયો. મારગમાં એણે કહ્યું, ‘જો હરજી, હું તારો પા'ડ નહિ ભૂલું હોં. લે હીંડ, હું કહું ત્યાં ઘોડાં લઈ ચાલ ને તને જગ્યા બતાવું તે જોઈ લે. તને અને તારા દાક્તરસાહેબને જીવો ત્યાં સુધી પહોંચે એટલું બતાવી લઉં, પછી મારું જે થવાનું હોય તે ભલે થાય.’

પણ હરજી એનું સાંભળે તો ને! એણે તો એ વાતને ટાળી દીધી, પેલાને પડપૂછ કરવાયે ના દીધી. અને રાતે એને વગડામાં ખવડાવી ઊંઘાડી સવારે ફરીથી ઘોડે ચડાવ્યો.

‘પણ એ ગમ મારે નથી જવું,’ વસ્તાએ ઓચિંતા ઘોડો રોકતાં કહ્યું.

‘કેમ નથી જવું? બીક લાગતી હશે, એમ ને. પણ વસ્તાભાઈ, મારે તમને સોંપી દેવા હોત તો દવાખાને ના સોંપી દેત! ભલા માણસ મારોય વિશ્વાસ નથી બેસતો? જુવો, તમે ના જાણતા હો તો હું તમને કહી દઉં કે હું તમને લઈ જાઉં છું રુખીને ઘેર.’

ને હરજીએ લગામ પકડી વરતાના ઘોડાને આગળ કર્યો.

'મેર મુઆ તું યે મારો વેરવી જ નીકળ્યો ! આ હાલતમાં તો પેથો તારો કાકો મને માર્યા વિના નહિ મૂકે. મારો પગ ભોંય ઉપર ટકે એટલું તો ખમી જા. એના કરતાં તો આ ભેખડ ઉપરથી જ મારને ધક્કો–' પણ એવી કશી જરૂર ના પડી. એ ટેકરી ઉપર બે ચાર છોકરા દોડતા ચડી આવ્યા. એમાંના એકને હરજીએ બૂમ પાડી ઊભો રાખ્યો.

'અલ્યા શનિયા, ઊભો રહે. આમ જો તો કોણ આવ્યું છે આ !'

છોકરા ઊભા રહ્યા. બોલ પરિચીત જણાયો એટલે તાકીને જોઈ રહ્યા, અને ઓળખાણ પડી એટલે એમાંનો એક જણ આનંદથી બોલી ઊઠ્યો, 'હે, હરજી કાકા ! કોણ આવ્યું છે, બોલો ને મારો બાપો આવ્યા છે. હે ! તમે કે'તા'તા એ જ ને !' અને હરજી ઘોડેથી હસતો હસતો ગેલ કરતો નીચે ઊતર્યો. છોકરાને લઈને એ વરતા આગળ ગયો. છોકરાને માથે વહાલથી હાથ ફેરવતા ફેરવતા એણે વરતાને કહ્યું, 'જો ને ભાઈ, આવો રૂપાળો છૈયો તો ભગવાન કો'કને જ આલે છે. બોલાવ ને એને. આ તારો શનિયો, ઓળખ્યો કે નહિ ભાઈ?' એમ કહેતાં એણે વરતાનો હાથ લઈ શનિયાને માથે મુકાવ્યો. ને ત્યારે વરતોય પાણી પાણી થઈ ગયો.

ત્યારે જે બે ઘડીઓ વીતી ગઈ એ બાપ–દીકરાના પહેલા હેતે રૂમઝૂમ બની નાચી ઊઠી. નરાતળ પશુ બની બેઠેલો એ જંગલી આજ બાપના હેતે પાછો માણસ જેવો થઈ રહ્યો.

'લે ચાલ હવે એને ઘેર જઈએ.' હરજીએ બેય વચ્ચેની અચરજની પાળ તોડી પાડતાં કહ્યું 'કોણે એને રાખ્યો ને જીવની જેમ સાચવ્યો એનેય તું જોઈ લે એકવાર, પછી તારે જ્યાં જવું હોય ત્યાં જવા તું છૂટો ને મારા કામે પાછો જવા હુંય છૂટો. લે ભઈ, ઢીલ મને ખોટી થાય છે.' એમ કહી વળી એણે વરતાના ઘોડાની લગામ સાહી.

એમ કરતાં પાળે પાળે થઈને બધા આગળ વધ્યા. ત્યાં ગામનો મોટો વડ આવ્યો ને નવા આવનારને વધાવવા મોર ગહેકી ઊઠ્યા. અજાણ્યાને જોઈ કૂતરાંએ ભસાભસ શરૂ કરી. ચોતરે બેઠેલા બે ત્રણ જણા આંખ આગળ હથેળી ધરીને ઘોડેસ્વારોને ઓળખવા મથ્યા. પણ એમની ગમ ના જતાં હરજી સીધો આગળ થયો. એનાથી આગળ શનિયો ને બીજા છોકરા જમણા હાથના ફળિયા તરફ દોડતા હતા.

'મારો બાપો આવ્યો ! રૂખીમા, બહાર આવજો–' કહી શનિયે ફુલઝપટથી દોટ મારી અને એ ભેળી એક સ્ત્રી નાના સરખા ઘરમાંથી કણકવાળા હાથ લઈને ડોકું નમાવતી બહાર નીકળી ત્યારે એ જોઈ વરતો સડક થઈ ગયો.

'હેં હરજી, ખરી વાત !' એનો ઘોડો જાણે બે ડગલાં પાછળ ખેંચાયો.

'તારે ખોટી હોય વળી.' કહેતો હરજી ઘોડેથી ફરી હેઠે ઊતર્યો.

'જો, આ પેલી ઊભી રુખી, એણે જ તારા છૈયાને આગ્રહ કરીને તેડ્યો ને જતનથી ઉછેર્યો એ કહે કે ગમે એમ પણ એકવાર એ મનેખે મારા ઉપર હેત ઢોળ્યું હતું ખરું ને. તો બસ એનું છોકરું હું કેમ રઝળવા દઈશ એવી છે આ બાઈ ! ઓળખી લે એને. મારવી હોય તો માર જઈને જા !'

પણ વરતો તો દંગ થઈ ગયો હતો. રુખીની આગળ ઊભા રહેતાં શરમથી એનું મોં લાલ લાલ થઈ ગયું હતું. શું એ આને મારવા તલસતો હતો ! એક તરફ હૈયામાં હરખ માતો ન હતો. ને બીજી તરફ રુખીના ભણી એનાથી નજર મંડાતી નહોતી. એની અંદરનો જંગલી, પેલું નરાતળ પશુ એને છોડીને ભાગવા માંડ્યું હતું. પરસેવો છૂટીને વેર એમાં પીગળતું જતું હતું.

'લે, ઊતારું હેઠે' હરજીએ એના ભણી મદદમાં હાથ લાંબો કર્યો.

'જોઈએ તો આ મારી તલવાર પણ લે કર ઘા,

ખાલી નહિ જાય.' એમ કહી એણે ખખડી ગયેલા મ્યાનમાંથી તલવાર ખેંચીને સામે ધરી. પણ એ જ પળે વરતાએ ઘોડો પાછો ફેરવ્યો. એ કહે હવે એ થઈ રહ્યું હરજી હવે હું મારી રહ્યો એને. એણે તો મારો મનખો જ બદલી નાખ્યો હરજી!'

એમ બોલતો એ દૂર જતો રહ્યો. જાણે વરતો એ નાવરતો થઈ ગયો એમ બધું પાછળ મૂકીને—પાછલું જીવન, રુખી ઉપરનું વેર ને શનિયા ઉપરનું હેત સુદ્ધાં–બધું મૂકીને એ નવે અવતારે ક્યાંક જતો રહ્યો.

*

એ રાતે ગાજવીજ ને કડાકા ભડાકા સાથે વરસાદ તૂટી પડ્યો. બધે જળબંબાકાર થઈ ગયું. હવામાં ઠંડીની ધ્રુજારી લાગી, એટલે કુંજલતાએ તાપણું કર્યું. તેના ઉપર દાક્તરે નિરાંતે હાથ શેકતાં કહ્યું, 'જો ત્યારે, હુંય તને નવાજૂની સંભળાવું. કાલથી હરજીના છોકરાઓને પાછા આવવાની મેં છૂટ આપી છે. છોકરા તો સારા. ભલે આવે. છોકરા તો જોઈએ.' તે મોં મલકાવીને કુંજલતાએ પણ જવાબ વાળ્યો: 'લ્યો ત્યારે આપણે ઘેર પણ એ આવ્યા જ જાણો!' એ ભેગા આકાશે હૈયું ખોલી નાખતાં ધરતીને રસબસ કરી દીધી.

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનો વિકાસ** : રણજીત પટેલ : રામચંદ્ર પંડ્યા. પાનાં ૨૨૮. રૂ. ૪— **ગુજરાતની રાજધાનીઓ** : રસિકલાલ છો. પરીખ. પાનાં ૨૫૬. રૂ. ૪/૨૫. **પ્રદક્ષિણા** : ભોગીલાલ સાંડેસરા. પાનાં ૩૧૧ રૂ. ૫/૫૦, **પલટાતી દુનિયાના દર્શને** : રામનારાયણ ના. પાઠક : ભાનુભાઈ શુક્લ. પાનાં ૨૪૫. રૂ. ૩/૫૦. **દે દરિયામાં દોટ** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૦૨. રૂ. ૧/૫૦. **રૂપં પ્રથમમ્** : પાનાં ૯૬. રૂ. ૧/૫૦.—પાંચેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **સંયમ અને સંતતિનિયમન** : ગાંધીજી. પાનાં ૩૦૬. રૂ. ૨/— **સંતતિનિયમન** : ગાંધીજી. સંપા. આર. કે. પ્રભુ. પાનાં ૪૬. રૂ. ૦/૪૦ **ગાંધીજીના પાવન પ્રસંગો (૩)** : લલ્લુભાઈ મકનજી. પાનાં ૪૮. રૂ. ૦/૩૫. **વિચારદર્શન** (ભાગ બીજો) : કેદારનાથ. પાનાં ૧૫૦. રૂ. ૧/૫૦. **મહાત્મા ગાંધીની કેળવણીની ફિલસૂફી** : ડૉ. મણિભાઈ શિ. પટેલ. પાનાં ૩૦૮. રૂ. ૩/—પાંચેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **માંડૂક્યોપનિષદ** : મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૧૫૦. રૂ. ૧/૭૫. **શ્રીમદ્ રાજચંદ્રની દૃષ્ટાંતકથાઓ** : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૯૧, રૂ. ૧/૨૫. **જીવનામૃત** : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. રૂ. ૦/૪૫. **અવંતીનાં પરાક્રમો** : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૩૨. રૂ. ૦/૩૦. **સરદારશ્રીની પ્રતિભા** (ભાગ ૧) : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. રૂ. ૦/૪૦. **જંગલમેં મંગલ** : મગનભાઈ પ્ર. દેસાઈ. અનુ. નિર્મલા પરળીકર. પાનાં ૩૬ રૂ. ૦/૪૦.—છયેના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **પૂર્ણિમા** : ૨. વ. દેસાઈ. નાટ્યરૂપાંતર : વિષ્ણુકુમાર વ્યાસ. પાનાં ૧૨૪. રૂ. ૨/— **બાપુ** : મીતુ દેસાઈ. પાનાં ૩૧. રૂ. ૧/૨૫.—બન્નેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **નારાયણી** : નાનુભાઈ મ. નાયક. પાનાં ૨૪૨. રૂ. ૩/૫૦. **પ્રાણ જાગો રે!** નાનુભાઈ મ. નાયક. પાનાં ૧૪૭. રૂ. ૧/૨૫—બન્નેના પ્રકાશક : અખીલ ગુલાલ કાર્યાલય, સૂરત—**જોડણી-પ્રવેશ** : રતિલાલ સાં. નાયક. પાનાં ૭૨. રૂ. ૧/— અનડા બુક ડીપો, અમદાવાદ. **ઘટા ધીરી ધીરી આઈ** : શિવકુમાર જોષી. પાનાં ૧૩૦. રૂ. ૨/૫૦. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **દીપસે દીપ જલે** : ભગવતીકુમાર હ. શર્મા. પાનાં ૨૧૬. રૂ. ૩/૫૦. હરિહર પુસ્તકાલય, સૂરત. **અનરેસ્ટ ઈન સાઉથ આફ્રિકા** : પી. એસ. જોષી. પાનાં ૩૦૩; રૂ. ૭/૫૦. હિંદ કિતાબ્સ લિ. મુંબઈ. ૧.

'સુમંગલા' સાથે **સુમંગલ**

**મા**નવી મનનો માલિક છે પણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે મન માલિકનું કહ્યું કરે છે કે માલિક મનનું ? ખરેખર, ખૂબ જ વિચારવા જેવો આ પ્રશ્ન છે.

વ્યક્તિ વ્યક્તિએ મન જુદાં. ચાહે તવંગર હોય, ચાહે ગરીબ હોય, મન તો તેનું કામ તેની રીતે કર્યા જ કરે છે. માનવીને પોતાના મન ઉપર 'સઘળુંય' કરવાનો હક છે. તેને કોઈ રોકી શકવાનું નથી, તેની ઉપર કોઈ તરાપ મારવાનું નથી. તરાપ મારવાના પ્રયત્નો કરી તેના મનને ધક્કો મારવાના પ્રયત્નો વળી વધુ વિપરીત જગ્યાએ જઈને બેસશે. પોતાને માટે શું કરવું, ક્યાં જઈને અટકવું, અને કેટલે સુધી જઈ પહોંચવું, શું સારું, શું ખરાબ ? સમાજની અંદર રહેવા છતાં માનવી તેને અનુસરીને કે તેનાથી દૂર રહીને પણ મનની જ માલિકી ભોગવે છે. મન છે માટે વિચારોની આપ-લે કરીએ છીએ. અને કયા વિચારોને અપનાવવા તે નક્કી કરનાર પણ મન હોય છે માનવી મનનો માલિક જરૂર છે. પણ માનવી જેમ તેના મન ઉપર જોર કરી શકે છે, તેમ તેના મનની સાથે તેને ખેંચાવું પડે છે એટલે માનવી મનનો ગુલામ છે. મન દોરે ત્યાં તેને દોરાવું પડે છે. એ મનને બીજે રસ્તે દોરવાના પ્રયત્નો હમેશાં સફળ નથી થતા. મન ગ્રહી શકે, પોતાને સાચ્ચતા લાગે તો જ એ રસ્તે દોરાશે. એટલે મનની માલિકી છીનવી ન શકાય

માનવીના મનના પણ પ્રકાર છે. કોઈક મન બીજાની કહેલી વસ્તુ ઉપર વધુ મદાર બાંધે છે, એટલે કે પોતાની રીતે વિચારવાની તસ્દી આપવા નથી ઇચ્છતું. આને આપણે પરતંત્ર મન કહીશું. ઇચ્છા થાય તોપણ તે દાબી દે. પોતે બરોબર નથી કરતો એમ જ તેને લાગ્યા કરે. જ્યારે સ્વતંત્ર મનનો માલિક બીજાને સાંભળશે નહિ અને સાંભળશે તોપણ તેનું મન કહેશે તેમ જ કરશે.

એટલે મનની માલિકી તો માનવીને જ ભોગવવાની. એના ઉપર તરાપ મારવાથી તેના અહમને હાની પહોંચશે અને ઉલટું વિફરશે. પછી તે હાથમાં આવવું ખૂબ મુશ્કેલ છે કુદરત આગળ કોઈનું ચાલતું નથી પણ મનને તેનો માલિક ધારે એ રીતે કાબૂમાં આણી શકે છે. પણ એને માટે પોતે જ પ્રયત્નશીલ બનવું જોઈએ.

એ પ્રયત્નશીલ મનને કારણે જ આજે આપણે સાહસો, શોધખોળો કરી શકીએ છીએ.

# પરિવર્તન

નાનપણથી જ બાળક જ્યારે કહ્યામાં નથી રહેતું ત્યારે માબાપ અને ઘરની બીજી વ્યક્તિઓ તેનાથી ખૂબ ત્રાસી જાય છે. ત્રાહિત વ્યક્તિ પાસે તેને ઉતારી મૂકવામાં આવે છે. પણ એ બાળક શા માટે, તે કહે તેનાથી ઊંધી જ દિશા પકડે છે તે જોવાની તસ્દી લેતા નથી. બાળક જન્મે ત્યારથી જ તેનમાં સંસ્કાર રૂઢ થયેલા હોય છે અને પછી આજુબાજુનું વાતાવરણ તેના મન ઉપર મોટી અસર કરે છે.

મીના નાનપણથી જ માથાભારે હતી. કોઈનું કહ્યું માને નહિ, અને પોતાને ફાવે તેમ કર્યા કરે. તેના માતા પિતાને અને દાદાને એમ હતું કે મોટી થશે એટલે બધું ઠેકાણે આવી જશે. દાદાની તો તે બહુ માનીતી હતી. તેને ભણવું તો બિલકુલ ગમે, નહિ. ભણવાની ચોપડીમાં તેને બિલકુલ રસ નહિ. એટલે વર્ગમાં પણ છાનું છાનું તેનું તોફાન ચાલુ હોય. ક્યારેક તો તે વર્ગ ભરે જ નહિ. સાથે બીજાને લઈને નીકળી પડે. તેની પાસે વાપરવાના પૈસા પણ હોય એટલે પછી બે જણ ભેગા થઈને ઉડાવ્યે રાખે. અંતિમ પરીક્ષાનું પરિણામ આવે ત્યારે પણ તેણે તો ધોળકું જ ધોળ્યું હોય.

અંતે એના પિતા ખૂબ કંટાળ્યા. છોકરીને ઠેકાણે લાવ્યા વગર છૂટકો નહોતો. એમનું પણ બિલકુલ સાંભળતી નહિ. સામા જવાબ પણ આપી દેવાની તેની હિંમત હતી. કોઈવાર પિતા ખૂબ ધમકાવે ત્યારે દાદાના ખોળામાં જઈને ખૂબ રડે. દાદા શાન્ત કરે અને લાડ લડાવે. પિતાનું કંઈ ચાલે નહિ. અને પિતા તો આખો દિવસ ઘેર હોય પણ નહિ એટલે મીનાને ફાવતું મળે. આમ બીજી કોઈ રીતે મીનાને વાળી શકાય તેમ નહોતી એટલે એમણે કુટુંબથી દૂર રાખવાનો વિચાર કર્યો કે જ્યાં ફરજિયાત ભણવું પડે અને કોઈ ઉપરાણું લેનાર ન હોય.

અને પિતાએ મીનાને એક છાત્રાલયમાં મૂકી. ત્યાં તો તેને કંપની મળી રહે તેમ હતું એટલે તરત જ ફાવી ગયું. એના જેવી છોકરીઓ પણ હતી. ઘેરથી માતા ક્યારેક નાસ્તો આપી જતાં અને એની ખબર કાઢી જતાં.

તોફાની મીનાની આવી ત્યારથી 'તોફાની'ની છાપ પડી ગયેલ એટલે છાત્રાલયમાં તેની દેખરેખ બરોબર લેવાતી. ભણવાનું શરૂ કર્યું પણ તોફાન કંઈ બંધ થાય? ગમે તેટલી સજા થાય તો પણ બીજે દિવસે હતી એની એ. છતાં આ વાતાવરણથી તેના આચરણમાં થોડો ફેર પડ્યો. તે સ્વભાવ મુજબ તોફાન કરતી, વર્ગમાં ક્યારેક ન આવતી પણ પાછળથી પસ્તાવો કરતી અને શિક્ષિકા બહેનની માફી પણ માગી લેતી. મીનાને સુધરવા માટેનું આ આશાનું કિરણ હતું. શિક્ષિકાબેન ક્યારેક ગુસ્સે થઈને તેને સજા પણ કરતાં. પણ પછી તેમણે પણ કળે કળે તેની સાથે કામ લેવા માંડ્યું. તેને સમજાવતા, ભણવાના ગુણો બતાવતાં, સારી રીતે રહીએ તો બધાંને વહાલાં લાગીએ નહિતર આપણને કોઈ સંઘરે નહિ, વગેરે કેટલીક વાતો તેના મગજમાં બેસી ગઈ. પણ અભ્યાસ પ્રત્યે તેનો

રસ કેળવાયેલો નહોતો. એટલે માંડ માંડ તે છઠ્ઠી ચોપડી સુધી પહોંચી શકી. મીના કંઈ હવે નાની નહોતી. સોળ વર્ષની છોકરી અને ભણવામાં આટલી બધી પાછળ! પણ એનામાં ગૃહિણીના બીજા બધા જ ગુણ હતા. ભરત ગૂંથણ, રસોઈ અને નાનાં બાળકો તો એવાં સરસ સાચવતી કે એ વખતે બીજું બધું જ એ ભૂલી જતી.

એના પિતાજી આવ્યા ત્યારે તેમને કહ્યું કે અભ્યાસમાં તેની બહુ પ્રગતિ નથી કારણ તેનો રસ બીજી બાજુ વળેલો છે. એક વખત એમાં બેદરકાર બની છે એટલે હવે ઘણી મુશ્કેલી પડશે. પણ તમે એને ભણાવવાનો આગ્રહ રાખવા કરતાં ગૃહવ્યવસ્થાના કાર્યમાં રસ લેતી કરશો તો તે એક સુંદર ગૃહિણી તરીકે દીપી ઊઠશે. એના પિતાજી ખૂબ ચર્ચાને અંતે કબૂલ થયા અને એમને પહેલાની મીનાના ઉછેરની ભૂલ પણ સમજાઈ.

મીના તેના ઘેર ગઈ પણ પહેલાંની પંકાયેલી તોફાની મીના નહિ, એક ઠરેલ મીના તરીકે પિતાજી સાથે ગઈ અને પિતાજીને સુંદર ભરતકામ કરીને ખુશ કરી દીધા. રસોઈમાં પણ હવે તો તે ખૂબ ભાગ લેવા માંડી. જો કે એનો ફરવાનો શોખ એટલો જ હતો. પણ તે એકલી ક્યારેય બહાર જતી નહિ.

થોડા સમયમાં મીનાના લગ્ન થયાં. મીનાને સાસરું સુંદર મળી ગયું અને પતિને નોકરી પણ સારી હતી. જોકે મીના ભણેલી નહોતી તે તેને ખૂંચતું હતું. એણે એને અંગ્રેજી શીખવવાનું બીડું ઝડપ્યું. અને તે અંગ્રેજી બોલતી થઈ જાય તેટલું શીખવાનું મીનાએ પણ કબૂલ્યું. એક વખત એણે નક્કી કર્યું. અને બીજા મિત્રો સાથે વાત કરવી સુગમ પડે, પોતે સમજી શકે એ ખ્યાલે તે ઠીક ઠીક અંગ્રેજી શીખી ગઈ. આમ મીના તેના પતિ સાથે સુંદર ગૃહ વસાવીને આનંદથી રહે છે. તેનું તોફાન ચાલ્યું ગયું છે અને ડાહી, સાચી ગૃહિણી બની ગઈ છે. મીના જાતે જ કહે છે કે 'હું હવે બદલાઈ ગઈ છું, પહેલાંની મીનાનો અંશ પણ મારામાં નથી.'

## 'એરિસ્ટોક્રેટિક માઈન્ડ'

દુનિયાની અંદર કેટલીય જાતના પ્રશ્નો ઉપસ્થિત થયેલા છે. સામાજિક, નૈતિક, રાજકીય એમ જાત જાતના પ્રશ્નો ઉદ્ભવેલા હોય છે. દરેક માણસ દરેક પ્રશ્નોથી ટેવાયેલું તો ન જ હોય. જેને જેમાં રસ હોય તે બાજુના પ્રશ્નોમાં વધુ રસ લે.

એક ભવ્ય, ઊંચી ઈમારત, સુંદર ફર્નિચરથી શણગારેલું એનું દીવાનખાનું. વેલના દરવાજામાંથી પેસતાં જ તેની ભવ્યતાનો ખ્યાલ આવે. એ મકાનમાં ઈના તેના માતા પિતા અને ભાંડુઓ સાથે રહેતી હતી. તેની તહેનાતમાં નોકર-ચાકર હાજર હતા. એક પવાલુંય એને ઊંચકવું નહોતું પડતું. નાનપણથી જ ઈનાએ સાહ્યબી ભોગવી હતી. ભણતી હતી ત્યારે તેનાં મિત્રોને તે ઘેર બોલાવતી, સાથે ફરવા જતી પણ એ બધાં જ એની કક્ષાએ પહોંચે તેવાં હતાં. ઈના ભણીને એમ. એ. પાસ થઈ.

ભણવામાંથી બીજો સમય તો ક્યાંથી મળે કે

ઘરની કે બીજી કોઈ જંજાળની તેને પડી હોય!

ઈનાને એક ફોઈ હતાં. ફોઈ સાથે ઈનાને ખૂબ વાતો કરવી ગમતી અને તેમાંથી તે આનંદ લેતી. તેની ફોઈ તો એક સામાજિક કાર્યકર હતાં. તેમના દિલમાં દયા ખૂબ હતી. સમાજમાં દુઃખી બહેનોને જોઈને તેમનું દિલ કમકમી જતું. એ પ્રશ્નોની અંદર એમને રસ લેતાં કર્યાં. એમના એ સ્વભાવે દુઃખી બહેનોને કેમ સહાયતા કરવી તે જ વિચારવા લાગ્યાં. ધીમે ધીમે તેઓ દુઃખી બહેનોને આશ્રય આપતી, કામ આપતી સંસ્થામાં રસ લેવા લાગ્યાં અને પોતાનાથી બનતી સહાય કરવા લાગ્યાં. આવી સંસ્થા અને તેમાં કાર્ય કરી રહેલ બહેનો તરફ તેઓ ખૂબ માનની નજરે જોવા લાગ્યાં. એક વખત એમને વિચાર આવ્યો કે ઈના ઈચ્છે તો આવા કામમાં સારો રસ ધરાવી શકે.

પરંતુ ઈના તો હજી નાની હતી. એને દુનિયાદારીનું બીજું કંઈ જ ભાન નહોતું. તે એવા વાતાવરણમાં ઊછરેલી કે સમાજમાં આવી દુઃખી પરિસ્થિતિમાં મુકાયેલી બહેનો હોય છે તે જ તેને ખબર નહોતી. એક વખત ફોઈબાએ વાતવાતમાં તેને વાત કરી અને એ સંસ્થા જોવા માટે ઈનાએ આગ્રહ રાખ્યો.

ઈનાને લઈને ફોઈબા તે જોવા આવ્યાં. ઈનાને આ થઈ રહેલું કાર્ય ગમ્યું. ત્યાં આવી રહેલી બહેનોનો ઇતિહાસ તે સાંભળતી અને આશ્ચર્યચકિત થઈ જતી. પણ ફોઈએ કહ્યું કે આવી સંસ્થાને આર્થિક હાડમારી બહુ પડે છે. ફંડ માટે બહુ હેરાન થવું પડે છે.

ઈનાએ પૂછ્યું કે 'કાર્યકરો તો બધાં માનદ હશે ને?'

'ના.'

'કેમ એમ? શા માટે તેઓ વેતન લીધા વગર સંસ્થાને મદદ ન કરે?'

ફોઈએ જ સમજાવીને કહ્યું, 'ઈના, કાર્યકરોને પણ ખાવા તો જોઈએ જ ને? આપણે તેમનો ખ્યાલ તો પહેલો કરવો જોઈએ. એમને ઘર હોય, વ્યવહાર હોય અને એમને શો ખર્ચો ન થાય?'

છતાં ઈનાના મગજમાં આ વાત ગળે ન ઊતરી. 'એક જ વસ્તુ બને. તારા જેવી બેનો જો 'ઓનરરી' કામ કરવા તૈયાર થાય તો ઘણી મદદ મળે. તું જ કહે, તું રોજના બે કલાક પણ આપી શકે તેમ છે?'

અને ઈના ચૂપ થઈ ગઈ.

વ્યક્તિ માત્ર ઉપર વાતાવરણની કેવી ઘેરી અસર થાય છે તેનો આ સચોટ પૂરાવો છે. આર્થિક મુંઝવણ માણસને હોઈ શકે તે માનવા જ ઈના જાણે તૈયાર નથી. કારણકે તે એવા વાતાવરણમાં ઊછરી છે. સમાજના બીજા થર સાથે તે હળી જ શકી નથી. એટલે એનું 'એરિસ્ટોક્રેટિક માઈન્ડ' બીજાનો ખ્યાલ કરી શકતું નથી.

નાની પણ સમજવા જેવી અને વિચારવા જેવી હકીકત ઈનાએ આપણી સામે મૂકી દીધી છે. આર્થિક સમાનતા પર પહોંચવા માટે હજુ નવું માનસ પણ કેટલું દૂર છે....!

*

अ.म.रा

## મધ્યકાળના સાહિત્યપ્રકારો :

[ લે. ડૉ. ચંદ્રકાન્ત મહેતા; પ્રકા૦ એન એમ. ત્રિપાઠી લિ., મુંબઈ-૨; રૂ. ૮/- ]

સવા છસોથી થોડાંક વધુ પૃષ્ઠોનો આ ગ્રંથ મુંબઈની ભારતીય વિદ્યાભવનની આર્ટ્સ કૉલેજના ગુજરાતી ભાષા-સાહિત્યના અનુભવી અધ્યાપક શ્રી. ચંદ્રકાન્ત મહેતાએ પી. એચ. ડી. પદવી માટે સ્વ. રામનારાયણ પાઠકના માર્ગદર્શન તળે તૈયાર કરેલા બૃહન્નિબંધનું મુદ્રિત સ્વરૂપ છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને લગતા અભ્યાસગ્રંથોમાં તે એકનો નોંધપાત્ર ઉમેરો કરે છે અને અભ્યાસીઓના આવકારને પાત્ર છે.

એમાં લેખકે મુક્તક, પદ, ગરબો-ગરબી, રાસા, આખ્યાન, વાર્તા એટલા મધ્યકાલીન પદ્યસાહિત્ય પ્રકારોનું અને મધ્યકાલમાં લખાયેલ ગદ્યનું સ્વરૂપ વીગતે વિચાર્યું છે. દરેક પ્રકારમાં તેની આગલી પરંપરા કે મૂળ શોધવા અને તેનાં લક્ષણો ખોળવા સંસ્કૃત, પ્રાકૃત, અને અપભ્રંશ સાહિત્ય સુધી નજર દોડાવવામાં આવી છે, અને તે તે પ્રકારનો તે સમયના સામાજિક જીવન સાથેનો સંબંધ પણ યથાશક્ય વિચારી વસ્તુ રસ, અલંકાર અને છંદની દૃષ્ટિએ ઠીક પ્રમાણમાં નમૂના સાથે તેનો વિસ્તૃત પરિચય આપવામાં આવ્યો છે. વિષયને લગતું ઉપલબ્ધ સાહિત્ય લેખક કાળજીથી શ્રમ લઈને જોઈ ગયાની પ્રતીતિ વાચકોને ઠેર ઠેર થવાની.

ગુજરાતી ભાષાનું મૂળ જેમાં છે એ અપભ્રંશ ભાષાના હેમચંદ્રસૂરિએ પોતાના 'સિદ્ધહેમ પ્રાકૃત વ્યાકરણ'માં ટાંકેલા દુહાની પ્રાચીનતા ખ્યાલમાં રાખી શ્રી મહેતાએ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય પ્રકારોમાં મુક્તકથી પોતાના અભ્યાસનિબંધનો આરંભ કર્યો છે. છંદદૃષ્ટિએ દુહા, ષટ્પદી ચોપાઈ અને શામળી છપ્પા, એ ત્રણ પ્રકાર એના દર્શાવાયા છે. સમસ્યા, ઉખાણાં, હરિયાળીઓનો સમાવેશ મુક્તકની ચર્ચામાં કર્યો છે. ફાગુ, બારમાસી, મહિના, આરતી, થાળ, હાલરડાં, વગેરેની એમણે પદમાં ગણના કરી છે, જો કે ફાગુ પર, આમ છતાં, એમણે 'પ્રકીર્ણ' નામક પ્રકરણમાં ફરી લખ્યું છે. પદમાં વ્યક્ત થતી ઊર્મિને પ્રેમલક્ષણા ભક્તિની અને ઉપદેશાત્મક એ બે પ્રકારની એમણે કહી છે, એમાં પહેલી તો બરાબર, પણ ઉપદેશાત્મક પદોમાં ઊર્મિબળ કરતાં ઉપદેશક વૃત્તિનું જ ચલણ વિશેષ દેખાય છે. 'કાચબાકાચબી'ના ભજનને તેના આરંભના સંવાદથી નાટ્યાત્મક ઊર્મિકાવ્ય લેખકે ગણ્યું છે, પણ તેને કથાત્મક પદ જ ન કહેવાય? દયારામની કેટલીક કૃષ્ણ-ગોપી વિષયક ગરબીઓને 'ડ્રામાટિક લિરિક' જરૂર કહી શકાય. કડવાબંધ, મંગળાચરણ ઇ૦ને આખ્યાનનાં મહત્ત્વનાં અંગો ગણી લેખક પદમાળાને આખ્યાન નથી ગણતા તે ઉચિત નથી. જેમ નાટ્યોચિત પાત્રોક્તિથી આરંભ, વૃત્તવૈવિધ્ય, પ્રકૃતિવર્ણન, વગેરેને 'કાન્ત'નાં ખંડકાવ્યોના નમૂના પરથી ખંડકાવ્યોનાં અનિવાર્ય અંશો કે લક્ષણો, લેખક ગણતા લાગે છે (જુઓ પૃ ૧૭૭), તેમ પ્રેમાનંદના આખ્યાનના નમૂના પરથી તે આખ્યાનના લક્ષણો તારવે-બાંધે છે એમ જણાય છે. અર્વાચીન નવલિકાની કલા ગુજરાતી સાહિત્યમાં ગદ્યમાં દેખાઈ તે પહેલાં ઘણાં વર્ષ પૂર્વે પોતાનાં ખંડકાવ્યોમાં—કવિતામાં—તેનો સફળ વિનિયોગ 'કાન્તે' કર્યો એ ખરું, પણ તેથી એવી કલા વિનાનાં અને છંદપલટા વિના એક જ છંદમાં લખાયેલ પ્રસંગકાવ્યોને ખંડકાવ્યોમાંથી બાકાત રાખી શકાય નહિ. એ જ રીતે જો નરસિંહ મહેતાની 'સુદામાચરિત્ર' આદિ કથાત્મક રચનાઓ તથા ભાલણકૃત 'દશમ સ્કંધ' પદમાળા-

રૂપે અને જનાર્દનકૃત 'ઉપાહરણ' પદ જેવાં જ ટૂંકાં કડવાંમાં લખાયેલ છે તો જેમાંથી આખ્યાનના અંતરંગ જેવું કથાવસ્તુ આકાર લેતું હોય એવી પ્રેમાનંદ સ્વામીકૃત 'તુલસીવિવાહ' જેવી પદમાળાને પણ આખ્યાનનું એક સ્વરૂપ ગણીએ તે જ ઉચિત ગણાય. આખ્યાનમાં કડવાબંધને મહત્ત્વનું અંગ ગણવાના આગ્રહને પરિણામે લેખકે 'અખેગીતા,' 'અર્જુનગીતા', 'રસિકવલ્લભ' જેવી તત્ત્વવિચારણાની કૃતિઓને આખ્યાનમાં ગણાવી છે, જે બરાબર નથી. આખ્યાનોનાં વર્ણનોની વાત કરતાં 'અખેગીતા'માંથી જીવનમુક્તનું વર્ણન એક દૃષ્ટાંત લેખે લેખકે ધર્યું છે તે રમૂજ પ્રેરે તેમ છે. સાહિત્ય પ્રકારોની લક્ષણબંધી કરતી વેળા બહિરંગ પર જ ભાર મૂકવો બધી વેળા સલામત નથી. કૃતિના અંતરંગ પર એટલો જ ભાર મુકાવો જરૂરી છે.

ગરબા–ગરબીની પ્રથમ સ્વરૂપદૃષ્ટિએ, પછી રસની દૃષ્ટિએ આ ગ્રંથમાં સારી ચર્ચા કરવામાં આવી છે. જૈન રાસાનાં લક્ષણો એ જ પદ્ધતિએ પુષ્કળ ઉદાહરણો સાથે ચર્ચી અવિધિતા, સંભવાસંભવવિવેકનો અભાવ, રસતત્ત્વ કરતાં ઉપદેશતત્ત્વનું પ્રાધાન્ય, વગેરે જેવી એની મર્યાદાઓ પણ અભ્યાસી અધ્યાપકે યોગ્ય રીતે દર્શાવી છે. 'પદ અને આખ્યાન બંનેનાં બીજ આપણે રાસાઓમાં જોઈ શકીએ છીએ' એવું એમનું વિધાન ચિંત્ય કોટિનું છે. પદ અને આખ્યાન બંને રાસ–રાસાની સમાન્તરે વિકસતા-પ્રચલતા રહેલા, પણ રાસ–રાસાથી જેના સર્જનને વેગ ને પ્રેરણા મળ્યાં હોય એવા, પ્રકાર હોવાનો સંભવ ઓછો નથી. આખ્યાનના બાહ્યસ્વરૂપ, આંતર સામગ્રી, પ્રધાન લક્ષણો, રસ, એમાંની સમકાલીન રંગોની પૂરણી, એ બધું યોગ્ય વિસ્તારથી લેખકે ચર્ચ્યું છે. 'તેના ઉદ્ભવ અને પોષણ માટે માણભટની સંસ્થા જવાબદાર છે' એવું લેખકનું કથન ઐતિહાસિક પુરાવાઓની અપેક્ષા રાખે છે. સંભવતઃ માણભટો કરતાં જુદો જ કથાકાર વર્ગ એનો સર્જક અને પ્રેરક હોય, અને માણભટો તો એ ક્ષેત્રમાં એવી આખ્યાનસામગ્રીનો ઉપયોગ કરનારાઓ તરીકે પાછળથી આવ્યા હોય. પ્રેમાનંદ પણ માણ સાથે પોતાનાં આખ્યાનો ગાઈ સંભળાવનાર માણભટ્ટ કે ગાગરિયા ભટ્ટ હતો જ એવો કોઈ પુરાવો નથી. માણ વિના ગાઈ સંભળાવનાર કથાકાર એ હોવાનો પૂરતો સંભવ છે. પૃ. ૩૭૯ પરના 'જે માણભટ.. પુરાવા છે' એ વિધાન પરત્વે કોઈ સાધાર પુરાવા લેખક રજૂ કરી શક્યા નથી. નાકરે જે કથાશ્રવણ કર્યું હશે તે માણભટ્ટ પાસેથી જ એને માટે આપણી પાસે કોઈ આધાર નથી.

કથા–વાર્તાનાં ઉગમ, સ્વરૂપ, આંતરસામગ્રી (એટલે વસ્તુ, પાત્રો, રસ, અલંકાર, છંદ ઇ૦), અંદરની સમસ્યાઓ, અંદર પડતું સામાજિક પરિસ્થિતિનું પ્રતિબિંબ, આ બધાની લેખકની ચર્ચા સારી છે. વાર્તા પર લેખકે આખ્યાનસાહિત્યની અસર જોઈ છે તે, વાર્તા વસ્તુતઃ આખ્યાનની પહેલાં આપણે ત્યાં શરૂ થયેલી છે તેમજ આખ્યાનની સમાન્તરે બહોળા પ્રમાણમાં લખાતી રહેલી છે એ જોતાં વાજબી ઠરતું નથી. આખ્યાનના જેવાં મંગલાચરણ અને ફલશ્રુતિ એ દેખાડે છે તેથી આખ્યાનની અસર વાર્તાએ ઝીલી છે એવું કશું નથી. વિશિષ્ટ ધર્મસંસ્કારવાળી આપણી પ્રજા જે કોઈપણ શુભ કાર્યના આરંભમાં ઇષ્ટ દેવનું અને વિઘ્નહર્તા ગણેશનું સ્મરણવંદન કરતી આવી છે તેના કવિઓ માત્ર આખ્યાન ને વાર્તામાં જ નહિ, ગરબા ને ફાગુ ને બારમાસી જેવા અન્ય પ્રકારોની રચનામાં પણ મંગળાચરણ ને ફલશ્રુતિ લાવે જ છે. મધ્યકાલમાં સાહિત્યાર્થે પ્રયોજાયેલ ગદ્યની વાત કરતાં જૈન દૃષ્ટાંતકથાઓના સાદા 'પૃથ્વીચંદ્રચરિત્ર'ના પ્રાસબદ્ધ સાલંકાર, અને 'વચનામૃત'ના વાતચિતિયા તળપદા ગદ્યની એનાં લક્ષણો બરાબર તારવી આપીને લેખકે નોંધ લીધી છે. એ પ્રકરણમાં મધ્યકાળમાં ગદ્યમાં પણ લખાયેલી 'પંચદંડ' ને 'બત્રીસ પૂતળી'ની જેવી વાર્તાઓને, અને પુસ્તકમાં જે લોકસાહિત્યને મધ્યકાલીનમાં સમાવ્યું છે તો સ્વ. મેઘાણીએ તથા શ્રી જયમલ્લ પરમાર ને નિરંજન વર્માએ સંપાદિત કરી છે તેવી ગદ્ય લોકકથાઓને સ્પર્શ કર્યો હોત તો પ્રકરણની કિંમત વધત. મધ્યકાળમાં ગદ્ય કેમ ઝાઝું લખાયું નહિ અને પદ્ય જ કેમ સાહિત્યનું વાહન હતું

એ વિષે કંઈક અન્વેષણ-ચર્ચા પણ એ પ્રકરણમાં કરવી જોઈતી હતી. 'પ્રકીર્ણ' નામક ૧૧ મા પ્રકરણમાં 'રણમલ્લ છંદ' અને 'કહાનડદે પ્રબંધ' જેવાં ઐતિહાસિક વીરકાવ્યોની એક અલગ પ્રકાર તરીકે વાત કરી છે. 'રણમલ્લ છંદ'ની ભાષામાં લેખક શબ્દાલંકારનો શોખ જુએ છે તે સાચું જ છે, પણ એ ચારણી પદ્ધતિની ડિંગળશૈલીની કવિતા છે તે એનું કારણ છે એમ તેમણે બતાવવું જોઈતું હતું. એ છેલ્લા પ્રકરણમાં 'પ્રમોધચિંતામણિ' એ રૂપકકથાનો ઉલ્લેખ થયો છે એ સારું જ કર્યું છે. પણ કૃતિનું એ નામ તો સ્વ. કેશવલાલ ધ્રુવે આપેલું છે, એનું ખરું નામ તો છે 'ત્રીભુવનદીપક પ્રબંધ.'

આવડા મોટા અભ્યાસગ્રંથનો ઉપસંહાર ફક્ત એ જ પાનાંનો છે, જે ટૂંકડો છે અને મધ્યકાલના સમગ્ર ગુજરાતી સાહિત્ય પર સર્વાંગી પ્રકાશ નાખવા કે તેની ખૂબીઓ ને મર્યાદાઓ સમજાવવા માટે અપર્યાપ્ત લાગે છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની સામાજિક પશ્ચાદ્ભૂમિકા જેણે એના સાહિત્યપ્રકારો આવા સર્જાવ્યા ને તેને પોષ્યા કે લોકપ્રિય બનાવ્યા, તેનો વિસ્તૃત ખ્યાલ આપતા ઉપોદ્ઘાત જેવા આરંભપ્રકરણની અથવા આગલા વાક્યમાં બતાવી તેવી જરૂરત સંતોષતા વિસ્તૃત ઉપસંહાર-પ્રકરણની આવા મૂલ્યવાન ગ્રંથને ખાસ જરૂર હતી. થોડા મુદ્રણદોષો પણ ગ્રંથમાં રહી ગયા છે, જે ભાષાશુદ્ધિના આગ્રહીઓને ખૂંચશે. મેઝર મોટું રાખ્યું છે અને સાઈઝ ક્રાઉન સોળ પેજી છે એટલે જમણી બાજુ ને નીચે હાંસિયા સાવ સાંકડા બની ગયા છે. આવા અભ્યાસગ્રંથમાં અભ્યાસીઓને ગ્રંથમાં જ હાંસિયામાં ક્યાંક કરવી સૂઝે તેવી નોંધોને માટે આથી ઓછો અવકાશ રહ્યો છે. પણ ગ્રંથની પૃષ્ઠસંખ્યા અને આજની કાગળ છપાઈ ઈ૦ની મોંઘવારી એને માટે જવાબદાર છે, કર્તા નહિ. કર્તા તો એમણે આ ગ્રંથ તૈયાર કરવામાં લીધેલા શ્રમ અને એમની આ સાહિત્યસેવા માટે ધન્યવાદને જ પાત્ર છે.

**અનંગરાગ :**

[ લે: શિવકુમાર જોષી: સ્વાતિ પ્રકાશન, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ-૩; રૂ. ૯/૫૦ ]

લાંબાં તથા ટૂંકાં અભિનયક્ષમ નાટકોના લેખક તરીકે ખ્યાતિ રળનાર શ્રી. શિવકુમાર જોષીએ વાર્તા અને નવલકથા પર પણ કલમ ચલાવવા માંડ્યાની વાતનેય ઠીક વખત થયો છે. આ લગભગ પાંચસો પાનાંની સામાજિક નવલકથા શ્રી. જોષીની બીજી નવલકથા છે. એમની પહેલી નવલકથાની જેવું વાચકોના અમુક વર્ગને ખાસ કુતૂહલ પ્રેરે એવું નામ લઈને આવતી અને પહેલા પ્રકરણમાંના સંવાદથી જ નહિ, સમગ્ર વાર્તાવસ્તુથી પોતાના નામને સાર્થ કરતી આ નવલકથા, અનંગરાગ તેની નાયિકા અનુરાધાના જીવનમાં જે તરખાટ મચાવે છે તેને વિસ્તારથી તેના કરુણ અંત સુધી રજૂ કરે છે. અનંગનો ઝપાટો કથાના બીજા મહત્ત્વના પાત્ર પ્રેમલનેય ઓછો નથી વાગતો. અપરિણીત જુવાન પ્રેમલને જીવન જાગતાં કંઈક ઊણું લાગતાં તે વાર-સ્ત્રીના લત્તામાં જઈ શિખાઉ મુંજેવ પેઠે પાછો આવે છે, પણ મિત્ર અનિમેષની પત્ની અનુરાધા કલકત્તામાં આવતાં વેંત હૃદય પર ઝપાટાબંધ આકર્ષણ જમાવવા માંડે છે. જેમ પ્રેમલને 'બે હાથ પ્રસારીને સમગ્ર જીવનને પોતાની બાથમાં સમાવી લેવા તત્પર' બનાવ્યો તેમ લેખકે અનુરાધાને ચબરાક, સુંદર અને આનંદ+વિલાસ-ભૂખી આધુનિક યુવતી બનાવી છે. એને લેખકે પતિ આપ્યો છે પણ એ, અનિમેષ, ગંભીર, ઓછાબોલો, સંયમી, ભક્તહૃદય, આસ્તિક, બુદ્ધિશાળી, 'Life Divine' અને 'સાવિત્રી'નો વાચક, પત્નીને એની રીતે રહેવા-વિચરવા દેનાર ઉદાર ફિલસૂફ અનુરાધાને 'જીવનથી દૂર દૂર ઊભો' લાગે છે. એની સ્વસ્થતાથી એને અકળામણ થાય છે. એને 'પ્રેમી' જોઈએ છે, ઉદાર ફિલસૂફ પતિ નહિ પોતાની રીતે જ જીવી એને જીવનનું સત્ય મેળવવું છે અને એનો રસ ચાખવો છે. પ્રેમલ પ્રત્યેના ખેંચાણમાં—એ જ અનંગરાગ!—એ તણાય છે. એનો પતિ અનિમેષ અને જોખમી માર્ગે જાય છે. એ જાણે છે, છતાં એને એની રીતે રહેવા-જીવવા દે છે. આવા સંત જેવા અનિમેષથી અનુરાધા પ્રેમલ માટે છૂટાછેડા લે છે, પણ તે પછી પ્રેમલની દેહકામનાના પહેલા જ અનુભવે તે નષ્ટસ્વપ્ન બની

મુંબઈ પિતાને ત્યાં ચાલી જાય છે. તેના જીવનની કરુણતા એ છે કે તેની રસવાસના પ્રેમલનીને મુકાબલે સૂક્ષ્મ છે, જેને તો 'ઝાલવા જાઉં છું સૌંદર્ય, ત્યાં ઝલાય છે શરીર' જેવા અનુભવે આઘાત થાય છે, અને અનિમેષ તો એને માટે જીવનથી દૂર ઊભેલા ' અસ્પૃશ્ય ' દેવ જેવો છે! બિમારીમાં અનિમેષની ઉદારતાનો વધુ અનુભવ કરી સાજી થવા આવતાં ફરી હૈયામાં પ્રેમલ માટેની ભૂખનો અનુભવ કરતાં તે અનિમેષને ' પૂજ્ય' નું સંબોધન કરતો પત્ર લખીને, તેમાં આવતે ભવ પોતે એને લાયક થશે એમ જણાવીને, આપઘાત કરે છે.

નવલકથાનું આવું ટૉલ્સ્ટૉયની ' એના કેરેનિના ' ના કથાવસ્તુની કંઈક યાદ જગાડી જાય છે. અલબત્ત એનાના પતિમાં અને આ અનુરાધાના પતિમાં ઘણો ફેર છે. પણ જીવનમાં અધવચ કોઈ પ્રેમી મળી જતાં તેના પ્રત્યેના ખેંચાણમાં આમ દેખાવામાં તો જાણી-બુઝીને આંધળુકિયાં કરીને પણ વસ્તુતઃ એ જેને પ્રેમ માને છે તેના વેગમાં અવશપણે તણાતી પરિણીતા અનુરાધામાં એના કેરેનિના સાથે ઘણું સામ્ય છે. પ્રેમી સાથે કાયમ રહેવા પતિથી છૂટા છેડા લેવાની બાબતમાં તેમ આપઘાતના આખરી અંજામમાં પણ 'અનંગરાગ'ની નાયિકા ટૉલ્સ્ટૉયની એનાની ઝાંખી ગુજરાતી આવૃત્તિ લાગે. પ્રેમલ' અને અનુરાધાનાં પ્રબલ અનંગ-રાગના પ્રભાવે નિપજતાં વૃત્તિ–વર્તનના નિરૂપણમાં, નારી–શરીરનાં અને તેના પુરુષની આંખ આકર્ષતાં અંગોનાં કથામાં ઘણે ઠેકાણે કર્તાએ રસથી કરેલાં વર્ણનોમાં, એમને ઉદ્દીપક બને એવી પ્રેમલ–અનુરાધાની ખજુરાહોની મુલાકાત અને ત્યાંના ભોગશિલ્પોના એમણે કરેલા દર્શનના કથામાં ગોઠવાયેલ પ્રસંગમાં, અને વિદેશી હોટલના બૉલ ડાન્સના વર્ણનમાં. એમ મોટા ભાગની કથામાં કર્તાએ મદનની જ માદક હવા ઊભી કરી છે એ ખરું છે. પણ નાયિકાના આપઘાતના અંજામ દ્વારા કર્તાએ આવા મોહની આખર ગતિ બતાવી આપવા જેવું કર્યું છે. પૃ. ૪૬૨ પર પ્રેમલને અનિમેષ નીચેનાં જે વચનો સંભળાવે છે તેમાં પણ કર્તાનું ઈંગિત પારખી શકાય તેમ છે :

' તો સાંભળ, પ્રેમલ. જીવનમાં કોઈના હિસાબે અને જોખમે નવાં મૂલ્યોનો આભાસ ઊભો કરવા ખતરનાક પ્રયોગો આચરવા કરતાં સ્થાપિત મૂલ્યોને સ્વીકારીને ચાલવું તે ખોટું નથી. માનવીએ પોતાની મર્યાદા સ્વીકારી લેવી, અને હુંપદ છોડીને એ જીવનનો સલામતીભર્યો માર્ગ સ્વીકારવો સારો.'

આ રીતે જોઈએ તો આ કથાને શ્રી શિવકુમાર જોષીમાંના અસ્તિત્વવાદ જેવી દૃષ્ટિ વડે પોતાની આધુનિકતા કે પ્રાગતિક સાહસિકતા બતાવવા માગતા લાગતા નવ–સાહિત્યકારનું તેટલું જ આપણી સંસ્કૃતિએ અંતરમાં ઉતારેલા સંસ્કારને બળે સાચાં મૂલ્યો પર ભાર મૂક્યા વિના જેનાથી રહેવાય નહિ એવા, એને જૂનવાણી કહો તો જૂનવાણી, સાહિત્યકારનું સર્જન ગણવી પડશે. કથામાં શ્લાઘ્યતા પ્રેમલ કે અનુરાધાના પાત્રને નહિ પણ અનુરાધાના પતિ અનિમેષને શ્રી. જોષીએ અર્પી છે તેનું કારણ પણ આમાં છે. આ અનિમેષને બધી રીતે લાયક એવી સુમેધા ( એ અનુ-રાધાની બેન છે) ને કથાપટમાં લાવી પ્રિય પુરુષના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ વિગલિત કરવાની વૃત્તિ-વાળી નારીનું એક અનુરાધાની સામે મૂકાય તેવું દૃષ્ટાંત કર્તાએ પૂરું પાડ્યું છે. આ સુમેધાને લીધે અનુરાધા, અનિમેષ અને પ્રેમલનો એક, અને અનિમેષ અનુરાધા અને સુમેધાનો બીજો, એમ બે પ્રણય ત્રિકોણની કથામાં ગોઠવણ થઈ શકી છે.

શ્રી. જોષીએ કલકત્તા–મુંબઈ, રેસકોર્સ, વિદેશી હોટેલ, બૉલડાન્સ, મૉટર ડ્રાઈવિંગ. કલકત્તાનો દુર્ગાપૂજાનો ઉત્સવ, ખજુરાહોની શિલ્પમૂર્તિઓ, આ સર્વથી પોતાની પરિચિતતાનો કથામાં ઠીક ઉપયોગ કરી લીધો છે. ચારે મુખ્ય પાત્રોને તેમ પ્રેમલનાં બે મિત્રયુગલને કલકત્તાથી ખજુરાહો સુધીની મોટરની મુસાફરી કરાવી એ ખાતે ઘણાં પ્રકરણ તેમણે કથામાં લીધાં છે. એ નિમિત્તે, ખજુરાહો ખાતેની શિલ્પકળાનું રહસ્ય ભારતીય સંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ૩૪ મા પ્રકરણમાં અનિમેષને મુખે બતાવવાની તક એમણે લીધી છે, જો કે પ્રેમલને તો એ શિલ્પોમાં માનવ આકાંક્ષાઓ અને એની તૃપ્તિ જ દેખાય છે. કથામાં કર્તાનું કવિ-પણુંય ક્યાંક ક્યાંક ચમકે છે. ક્યારેક ચબરાક, ક્યારેક ઊર્મિલીના, ક્યારેક ચિંતનાત્મક સંવાદો શ્રી.

જેવાને પાત્રો પાસે કરાવતાં સારું ફાવે છે. અનિમેષ–સુમેધા, અનુરાધા–પ્રેમલ, અને અનિમેષ–પ્રેમલના સંવાદ આ પ્રકારના કથાના નોંધપાત્ર સંવાદો હોઈ જુદી જુદી પ્રકૃતિના વાચકોને ગમે તેવા છે. કથામાં કલાવિધાનની કડક દૃષ્ટિ કેટલીક કાપકૂપ કરી શકત, પણ શ્રી. જેવી 'આ તો નવલકથા છે ને' એ ખ્યાલથી અને નવલકથાનો સાહિત્યપ્રકાર લેખકને જે મોકળાશ આપે છે તેનો લાભ લઈ, કથાને સ્થૂળની લખાવટ વડે થોડી પથરાટવાળી બનાવી દીધી છે સુવાચ્ય એ જરૂર છે એના સંસ્કાર વાચકો પર સારા કે ભૂંડા, કેવા પડશે એ તો વાચકોનાં રુચિ, સંસ્કાર, વિવેકદૃષ્ટિ ઇ૦ પર અવલંબશે આ જોતાં આ પ્રકારની કૃતિઓ સહેજ જોખમી ખરી.

### દિલદરિયાવનાં મોતી :

[ લે. વિનોદિની નીલકંઠ; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ–૧; રૂ. ૪/૫૦ ]

શ્રીમતી વિનોદિની નીલકંઠ વ્યવસાયી વાર્તાલેખિકા નથી. સમભાવશીલ હૃદય જ અનુભવ–અવલોકનમાં આવેલ વ્યક્તિઓ તથા કાને પડેલા કિસ્સા પરથી એમની પાસે વાર્તાઓ લખાવે છે. એમની વાર્તાઓ આમ જીવનમાંથી આવતી હોય છે. લખાવટમાં તેઓ કોઈને નહિ પણ પોતાને જ અનુસરતાં હોઈ એક પ્રકારની ભલે ભભક વિનાની પણ અકૃત્રિમ તાજગીનો અનુભવ એમની વાર્તાઓ કરાવે છે. પ્રવાસશોખીન અને કુદરત રસિયાં હોવાથી પોતે જોયેલાં સ્થાનો અને પ્રકૃતિસૌંદર્યનાં વિવિધ દૃશ્યોનો પણ યથાવકાશ વાર્તાઓમાં તે ઉપયોગ કરે છે. એમની વાર્તાઓ બહુધા સીધી કથનશૈલીની છતાં વાંચવે રુચિકર બને છે તે આથી.

'કાપૌસી અને બીજી વાર્તાઓ' પછીના તેમના આ બીજા વાર્તા–સંગ્રહમાં દુનિયાની નજરે સામાન્ય પણ દરિયાવ દિલનાં માનવીઓની 'દરિયાવ દિલ' અને 'ચુડેલ' જેવી વાતો હજી પુણ્ય પરવાર્યું નથી એની પ્રતીતિ કરાવે છે. 'દરિયાવ દિલ' 'શબરી' અને 'ચુડેલ'ની એ અકલ્પ્ય ઉદારતા અને ભલાઈ બતાવનારી અંબા, રામજણી અને હવીમા સાદી અશિક્ષિત નારીઓ છે એ ધ્યાનમાં રાખવું ઘટે. માનવીની ભુરાઈનેય લેખિકા વાર્તા–વિષય બનાવે છે, જેમ તેમણે 'મારું–તારું' ને 'ચુડેલ' ને 'બેનનો ભાઈ' માં કર્યું છે, પણ માનવીનાં હૈયાંની અંતઃસ્થ સારપ અને વિસંવાદ કરતાં હૃદયસંવાદનું આલેખન કરવું એમને વિશેષ ગમે છે એ 'બે માળાનું પંખી' જેવી વાર્તા આપણને કહે છે. 'પાગલ–હવા', 'મીરા–આરામ' અને 'નંબર ૨૦૬૦૭',જેવી વાર્તાઓમાં વિશુદ્ધ પ્રેમનું કારુણ્ય અને 'રાધા–કૃષ્ણ'માં પ્રેમનું સાફલ્ય વસ્તુ, વિષય બન્યાં છે. મનમેળ વિનાનાં લગ્નની કરુણતા 'ખરાબ સ્વપ્ન' માં અને સંસ્કારના કજોડાંની વિષમતા 'મેં ભૂલ કરી?' માં લેખિકાની સમાજ સુધારકતાએ અથવા સ્ત્રીહિતચિંતાએ વાર્તા–વિષય બનાવ્યાં છે. ખોવાયેલી છોકરીનું માનું હૃદય 'ક્યાં ગઈ?' માં કુશળતાથી આલેખનાર લેખિકાએ 'વિભાવરી' 'અમિકા' 'સદ્ભાગ્યે', 'ભયગ્રસ્ત', 'મારો ધર્મ શો?' જેવી વાર્તાઓને માનસશાસ્ત્રીય રસની કૃતિઓ બનાવી છે. એ પણ ધ્યાન ખેંચશે. 'વાજબી ગોળીબાર'માં પોલીસ ગોળીબારે એક બેનના આશાભર્યા અનાથ ભાઈના અકસ્માત સરજેલા મોતની કરુણતાને અને 'ગણવેશ'માં ગરીબાઈને વાર્તા દ્વારા આલેખતાં લેખિકા 'કુકુદ અને કુસુમ', 'બાસમતીનો ચોખો' અને 'રોજની રામાયણ' જેવી વાર્તામાં પોતાના નામને સાર્થ ઠરાવે એવી વિનોદની હળવી હવા પણ એવી જ સરળતાથી ફરકાવી શકે છે એ પણ નોંધપાત્ર છે.

સંગ્રહની ઘણી વાર્તાઓમાં સ્ત્રીહૃદયનું તથા નારીજીવનનાં વિધવિધ સુખદુઃખનું નિરૂપણ વિશેષ દેખાશે. લેખિકાની એ વિશિષ્ટતા ગણાશે. એમની માનવતા સમાજસુધારકતાનું પણ અનેક સ્થળે વાર્તાસંગ્રહમાં દર્શન થાય છે ઘણી વાર્તા જે સમાજદર્શન કરાવે છે તે કારણે ધ્યાન ખેંચશે. 'છેતરપીંડી' જેવી વાર્તાઓ પ્રસંગપ્રધાન છે પણ પાત્રપ્રધાન વાર્તાઓની સંખ્યા સંગ્રહમાં વધુ છે. સંગ્રહની ઘણી વાર્તા કિસ્સા જેવી છે, પણ 'દરિયાવ દિલ,' 'બે માળાનું પંખી', 'ચુડેલ', 'મીરા–આરામ', 'વિભાવરી' જેવી કલાસ્પર્શ પામેલી વાર્તાઓની સંખ્યા પણ ઓછી નથી. સંગ્રહની વાર્તા એનાં લેખિકાને ગુજરાતનાં ગણતર વાર્તાલેખિકાઓમાં માનભર્યું આગળનું સ્થાન અપાવે એવી છે એમાં શક નથી.

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

ઊર્મિ—નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફ્રીન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

**આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે:—**

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ સી સપ્લાયર્સ પ્રાયવેટ લિમિટેડ વિલેપાર્લે સ્ટેશન સામે (પશ્ચિમ) મુંબઈ, ૨૪
૫ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૬ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૭ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૮ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૯ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૦ એલ, કે. મેઘાણી, ૧૪ અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૧ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સૂરત.
૧૨ સીટી બૂક શૉપ, પો. ઑ. નં. ૧૪૬૦, મોંબાસા. (કેન્યા)
૧૩ જે. એસ. કાનાબાર લિ૰, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ)
૧૪ કુમાર બ્રધર્સ, પો. ઑ. નં. ૧૮૦૩, નૈરોબી. (ટાંગાનિકા)
૧૫ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા)
૧૬ પૉપ્યુલર બૂક સપ્લાય, પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા)
૧૭ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૬, જિંજા. (યુગાંડા)
૧૮ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિંજા. (યુગાંડા)
૧૯ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૨૦ રાવળ બ્રધર્સ, પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૧ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા)
૨૨ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા)
૨૩ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૪ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા)
૨૫ સી. એલ. વ્યાસ પો. ઑ. નં. ૧૫૪૭, (લુસાકા. નૉર્થ રોડેશિયા)
૨૬ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.)
૨૭ મોરારજી એલ. પટેલ, હિન્દુ સ્કૂલ, પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી. (સાઉથ રો.)



ભતવારી

ચિત્રકાર : શ્રી ચંદ્ર ત્રિવેદી

સળંગ અંક





આકાશવાણીના ચોથા ગ્રીષ્મ નાટ્યોત્સવમાં ૬ ભાષાઓમાંના ૧૪ નાટ્યો રજૂ કરવામા આવ્યાં હતાં. જેમાનુ એક અમદાવાદના નટમંડળદ્વારા ભજવાયેલુ ગુજરાતી 'નાટ્ય 'મેનાંગુર્જરી' પણ હતું.

ચિત્રમાં :—

મથાળે ડાબી બાજુએ – 'મેના ગુર્જરી'નુ એક દૃશ્ય મથાળે જમણી બાજુએ ભવભૂતિના 'માલતી માધવ'ના હિન્દી રૂપાન્તરનુ એક દૃશ્ય નીચે ડાબી બાજુએ માઇકલ મધુસૂદન રચિત સામાજિક કટાક્ષનાટક 'એકેઈ કી બોલ સભ્યતા'નું એક દૃશ્ય. નીચે જમણી બાજુએ 'લેડી લૉર્ડશિપ' નામના કન્નડ સામાજિક કટાક્ષ નાટકમાનું એક દૃશ્ય.

અંક ૫, ઑગસ્ટ '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૩૦
સળંગ અંક ૩૫૩ — 'નવરચના' : વર્ષ ૨૪
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## અનુક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા
  વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા નં અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



## જ્ઞ . . . , . . . રાત અને દિવસ

રાત અને દિવસ, દિવસ અને રાત. કુદરતની આ અવિરત ચાલુ રહેતી ઘટમાળ માણસને કેટલું બધું શીખવી જાય છે! માણસ રાતે ઊંઘી જાય છે એટલે રાત પાસેથી કશું જ શીખી ન શકે એવું કોઇ કહે તોય એ માની શકાય નહિ. કામમાં રચ્યો પચ્યો રહેતો માનવી દિવસનો જ સદુપયોગ કરે છે એવુંયે નથી. પ્રવૃત્તિ-પરાયણતા માણસને જ ગમે છે એવું કોઇ તારણ કાઢે તેય ભૂલભરેલું ગણાય. રાત પૂરી થતાંની સાથે જ સમગ્ર સૃષ્ટિ એવો સળવળાટ અનુભવે છે કે જાણે દિવસને આવકારવા રાતે એની માયા સંકેલવા માંડી. દિવસે એની પ્રવૃત્તિના સોપાન ઉપર પગ મૂકવા જાણે ડગ માંડયું. રાત અને દિવસ, એકેય વિના જેમ માનવીને ન ચાલે તેમ કુદરતેય એકેય વિના ન ચલાવી શકે. સૂર્ય અને ચંદ્ર બન્નેની જેટલી ચોકસાઈ છે, તેટલી જ રાત અને દિવસની અને માણસમાં, પશુપંખીમાં અને સારીયે સજીવ--નિર્જીવ સૃષ્ટિમાં આ બધી ચોકસાઈ આવી જાય છે. એ ચોકસાઈનું કયારેક ઠરીને આપણે માપ કાઢવા પ્રેરાઈએ ત્યારે જેટલો દિવસ યાદ આવે તેટલી જ રાત યાદ આવે. અને રાત--દિવસ વચ્ચે જરાય ભેદ પાડવાનું મન જ ન થાય એવી દૃષ્ટિ પણ કેળવાઈ જાય. રાત અને દિવસ જેવી સનાતન ચોકસાઇવાળી માનવી દૃષ્ટિ કેળવી શકે તો કુદરત પણ કેટલી બધી અનુકૂળ થાય?

★

તંત્રીઃ ઈશ્વરલાલ સો. દવે ● સંપાદકઃ જયન્ત પરમાર

'ઉશનસ્'

## સહચરને

સહચર, પળ જો પળવું ભેળા,
ઘેલા થઈ ઉજવીએ, જંગમ તીર્થની શી અવહેલા!

બે ઉર પ્રીતભર્યાં, કશી સંગત!
રણુવગડામાં વ્રજની રંગત!
આપણુ બે અળગા તટ લોપી એક
ઘૂઘવશે વેલા. સહચર....

ક્ષણુક્ષણુ સમય સરે વંચક શો,
નિકટ સરો, શી રીસ? રજ કશો?
પદપદ હો આલિંગનધારા,
વિરહિત હો હડસેલા. સહચર....

આવો, રમતાં જઈએ હોળી,
હૃદયરંગ બધો દઈ ઢોળી,
નજર નજરની ભરી પીચકારી,
મિલન કરી દો મેવા. સહચર....

★

નાથાલાલ દવાણી

## મયુરપીંછ

તમારી પ્રેમવર્ષાની અમારે હોય શી પરવા?
અહીં મન-મોરલા મારા સદા મલ્હાર ગાવાના!

*

હું સરોદ, તું સિતારે,
સૂર-તાલ જુગલબંદ;
ગાય વિશ્વ-ગોપિકા,
રાધે-રાધે! નંદ-નંદ!

*

પાર્વતી થઈને અમકમતના સરપ તુજ ભાલ પર?
એ વળી શિવનેત્રને ડંખી રહ્યા!
ઝેર એ પીને થવાનું માહરે શું નીલકંઠ?

*

આંખની સામે તમારું ચાંદમુખ,
(તો) ચાંદના ચાલ્યા જવાનું હોય દુઃખ?

*

શરાબી એ રાતો, ગુલાબી એ વાતો,
જીવનની મતા થૈ ગઈ છે એ યાદો!
જનારા ગયા પણ ગયું ના બધુંયે,
ગઈ ગુજરીનાં સુણું છું નિનાદો!

*

અંધાર તારે હો થવું તો થા ભલે ઘનઘોર,
રાત લાંબી વહી જશે, નિશ્ચે થવાની ભોર!

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## મારાં સપનાં

મારાં સપનાં ફૂલડાં જેવાં,
રાત સમે રસકસ ચૂસે એ નિતમાં મ્હેકી રે'વા.
મારાં સપનાં ફૂલડાં જેવાં.

ભોગીજનની દૃષ્ટિ પડતાં
અણધાર્યાં વિલાતાં,
રૂપભક્તને હૈયે બેસી
ફળ આશે લે'રાતાં,
ભૂલવે ના કોઈ તોયે એ મલકી રે'તાં કેવાં!
મારાં સપનાં ફૂલડાં જેવાં.

દુખ સહી ભમરાના હોંશે
સુણતાં મંગળ ગીતો,
વાયુના વાડવને સોંપે
પ્રીત, સાધવા હિતો,
ચુપકીથી વિવાહ કરે શાં રંગતાનમાં રે'વા!
મારાં સપનાં ફૂલડાં જેવાં.

જીરવતાં સોહાગ સલૂણો
જીરવતાં ત્યમ આંધી,
ક્ષણની પાળ થકી શાશ્વતના
સાગરને લે બાંધી;
કચડાતાં ને વિલાતાં પણ રંગ તજે ના એવાં.
મારાં સપનાં ફૂલડાં જેવાં.

★

દેવજી રા. મોઢા

## મન મૂકીને વરસો, વાદળ—

મન મૂકીને વરસો, વાદળ ! મન મૂકીને વરસો;
યુગ યુગથી વણછીપી મારી આજ છિપાવો તરસો :
વાદળ ! મન મૂકીને વરસો.

હૃદયધરાના રસકસ ખૂટચા, ખૂટી જીવનઆશા;
તનડામાંહી પડી તિરાડો, નીકળે આહ-નિસાસા !
ના જ વરસવું, તે પછી અમથા અમથા શાને હરસો ?
વાદળ ! મન મૂકીને વરસો.

શોષ પડયો કંઠે ને જ્વાલા રોમરોમમાં સળગી;
જરીક વિલંબ થશે તો કાયા પ્રાણથી થાશે અળગી.
અતિશય મોડું થાય ઈ પહેલાં સંજીવનીથી સ્પરસો :
વાદળ ! મન મૂકીને વરસો.

ઉત્કંઠ બનીને આજ મયૂર હું નીરખું વાટ તમારી ;
વરસો વરસો હે કરુણાઘન ! વરસો કરુણા-વારિ !
આભથકી ઊતરીને મુજને લઈ લો છાતી-સરસો.
વાદળ ! મન મૂકીને વરસો.
મન મૂકીને વરસો, વાદળ—

★

પ્રો. હસિત બૂચ

## ઘનશ્યામ હતું નભ

ઘનશ્યામ હતું નભ, ધરતી લીલી લીલી.
એ સાંજ હતી,
મેં મનભર જ્યારે રસધારા કંઈ ઝીલી;
ઘનશ્યામ૦

ભર ભર આષાઢે થઈ ભીનો.
મારગ પર હું જાતો,
લહર અનિલની એવી, કે હું
મદભર મૌને ન્હાતો;
ઘનશ્યામ૦

હરિયાળી તરુ નવપલ્લવની,
સુરભિથી છલકાતો.
સમજું અર્ધ, ન સમજું એવું,
હું અણુગાયું ગાતો;
ઘનશ્યામ૦

એ સાંજ હતી,
મુજ જ્યારે સ્વપ્નકલી અણદીઠી ખીલી;
ઘનશ્યામ૦

★

'મીનપિયાસી'

## શૂન્યમાં સરવું

આ એકલતામાં મરવું ?
સભર જગત છોડીને, શાનું ગમે શૂન્યમાં સરવું ?
આ એકલતામાં...

આશભર્યું અંતર ઇચ્છે છે, કેંક હજી તો કરવું.
મહાસાગર છો ઊછળે તોયે, તરતા પાર ઊતરવું;
ખરવું તો આકાશે ઊજળી રેખા આંકી ખરવું,
આ એકલતામાં...

આભ અને અવનીનાં ઉરનાં, અમરત અવિરત પામું.
નિજ નિજ પંથે જાતાં માનવ, છો ન જુએ કોઈ સામું;
મારે તો મારું હૈયાધન, ધર્મ ગણીને ધરવું,
આ એકલતામાં...

કોઈ નથી સંગાથી એવું મનથી શાને માનું ?
લાખ લાખ લોકો વાંચે છે, અંતરનું આ પાનું.
ફૂલની પેઠે ફોર્યે જાવું, ફિકર મૂકીને ફરવું
આ એકલતામાં...

હોંશભર્યું હૈયાને રાખું, તનમન છો ને થાકે.
થશે થવાનું હશે બધું તે, સમય તણા પરિપાકે.
માનવ પાસે કદી ન મોળું વેણ હવે ઉચ્ચરવું,
આ એકલતામાં...

★

'રાજહંસ'

## સ્વતંત્ર પક્ષને આવકાર

કોંગ્રેસ અને નેહરુ સામે અવાજ ઉઠાવે એવો એક રાજકીય પક્ષ નીકળ્યો ખરો અને આખી દુનિયામાં જે સમાજવાદી વાયરો ઊડી રહ્યો છે એની સામે ટક્કર ઝીલવાનો મનસુબો જાહેર કરીને એ પક્ષ બહાર પડ્યો ત્યારે એની હિંમત માટે માન પણ ઊપજ્યું. બાકી શહેરોમાં જેમની પકડ જોરદાર છે એવા કામદાર વર્ગને નારાજ કરી કોઈ પણ નવો પક્ષ સમાજવાદને શરૂઆતમાં જ કેમ છંછેડે !

આ સ્વતંત્ર પક્ષ કેટલું ફાવશે કે હિન્દુસ્તાનનું કેટલું સુધારશે એ તો કોણ કહી શકે? પણ એ બંને પાસાંમાં ઢીલો નીવડે તોય આવો પક્ષ જરૂરી છે એમ તો કબૂલવું જોઈએ. જ્યારે સહુની નજર અને દોટ ડાબી તરફ હોય ત્યારે સમતુલાની ખાતર પણ જમણી તરફનો ઝોક આવે તે વાજબી ગણાય.

નવા પક્ષે ખેતીને પ્રધાનપદે મૂકી છે એટલે આપણે માની લઈએ કે ગામડાં તરફ એ પક્ષની સહાનુભૂતિ વધારે રહેવાની ને જંગી કારખાનાંની ટીકા પણ થવાની. ઉદ્યોગો કરતાં ખેતીને વધારે મહત્ત્વ મળે તો ગાંધીવાદની એટલી ફત્તેહ ગણાય. એ પક્ષે ધર્મની પ્રતિષ્ઠા પણ કરી છે. આ રીતે ઓસરતાં જતાં મૂલ્યોને ટેકો દઈ ટકાવી રાખતા કોઈ રાજકીય પક્ષ મેદાને પડે એ શુભ નિશાની છે. બાકી 'ચલતી કા નામ ગાડી' જેવી કોન્ગ્રેસની મહેરબાની ગુમાવવાનું કોને પોસાય ને કોણ નવા પક્ષની પડખે જવા નીકળે ! પણ ના, હજુ આશા છે. આટલાય હલનચલનને જીવન રહ્યો છે એમ લાગે છે.

## ખાદીધારીઓ સામેની તક

શું નવા પક્ષને યોગ્ય માણસો મળી રહેશે?

એકવાર કોન્ગ્રેસના મોવડીઓ સત્તાસ્થાને જવાની આનાકાની કરતા હતા. ત્યારે વેવલે એમને ખખડાવેલા ને અંદર ખેંચેલા પણ ખરા. એમાં ગાંધીજી તો શેના ભળે એટલે એમનું ટોળું નોખું પડ્યું. અને ત્યારથી દેશમાં ગાંધીવાદ પણ અલગ થયો—શું દેશમાંથી કે શું એશિયામાંથી એ જમાત નિષ્ઠાવાળા પ્રજાસેવકોની છે, પણ એમને કોઈ તંત્રના ચોકઠામાં ગોઠવાઈને કામ કરતાં ના ફાવે એય દેખીતું છે. એમાંના જે ચાલાક હતા તે કલેક્ટર કે કમિશ્નરના ગ્રેડમાં ખાદી કે ગ્રામોદ્યોગ લઈને બેસી ગયા, ને બીજા હરિભક્તો ઉકરડા ઉલેચવામાં રહી ગયા. એમને કોણ સમજાવે કે નવા પક્ષને ટેકો આપી ગાંધીવાદનો અવાજ ફરીથી ગુંજતો થવા દો. એમનું 'ઊંહું' કોણ છોડાવે? જયપ્રકાશે નવા પક્ષને આવકાર્યો છે પણ એમને તો અહીંથી તહીં કૂદકા મારવાની ટેવ છે એટલે એને સંગીન ના ગણાય.

આ નવા પક્ષને ટેકો આપવા આખા ખાદીટોળાએ ફરીથી વિચાર કરવો જોઈશે. ગાંધીજી અને સરકારના મતભેદો લડતને લીધે દબાઈ જતા, ભૂલાઈ જતા. તે હવે ખુલ્લી રીતે પડકારરૂપે બહાર આવ્યા છે. અને ગાંધીવાદને સજીવન રાખવાની કોશિશ થાય ત્યારે પણ ખાદીટોળું સરકારી માનસ દાખવે કે સલામતી શોધે તો એ પછી એમને હાથ બીજી કોઈ તક ફરી આવવાની નથી

કારણ કે આ જ એક ઘડી છે કે જ્યારે સમાજવાદનો

ભરડો પ્રજાશરીર ઉપરથી હળવો કરી શકાય, માનવીને તંત્રના એક વિભાગ તરીકે થઈ જતો બચાવી લઈ એની સ્વતંત્રતા સોંપી શકાય. નવા પક્ષના યત્નો અગર બેકાર જશે તો સમાજવાદનું જરૂર ચડી વાગવાનું છે, અને કમાણીથી તે જીવનની રોજિંદી ચીજો માટે કે સામાન્ય વ્યવહાર માટે સરકાર તરફ જ જોતા રહેવાનું કે સરકારી લાગવગવાળાની ખુશામદ કરવાનું નસીબે રહેવાનું છે.

**સમાજવાદી વાણી અને વર્તનનો તફાવત**

આપણે શા માટે માનવું કે જે સમાજવાદ સાથે નથી તે મુડીવાદી છે! સમાજવાદનુંયે પોત ક્યાં નથી પ્રકાશ્યું?

નર્યો મુડીવાદ ક્યાંય રહ્યો નથી, રશિયાવાળા રોજ ઊઠીને કહે તોયે દુનિયામાં મુડીવાદ છે જ નહિ. તેમ ગમે તે હાથનો મુક્કો ઉગામી જણાવે તોયે દુનિયામાં કોઈ દેશ સમાજવાદી થયો નથી, માત્ર એવી કેટલીક સરકારો થઈ છે અને તે નાલાયક ઠરી છે. એવી સરકારોએ 'મુડીવાદીઓ' કરતાં ઓછા ભપકા કે રંગરાગ કર્યા નથી, ને જુલમોનું તો પૂછવું જ શું! જનતાને નામે એમણે ઝડપભેર સત્તા હાથ કરી છે અને ખૂબ જ અણઘટતી રીતે વાપરી છે. કોઈનાય હાથમાં સરી જતી જતનથી રોકી છે.

સમાજવાદ એ યંત્રની પેદાશ છે: યંત્રો વડે યૂરોપમાં ઘણી સમૃદ્ધિ આવવા લાગી ત્યારે સમતુલા જાળવવા એમને સમાજવાદની જરૂર લાગી. અને યંત્રકામદારો ઉઘાડા ના પડી જાય માટે સાથે ખેતમજૂરોને ભેળવ્યા. પણ જે ખેતમજૂર યંત્રયુક્ત ઉદ્યોગમાં જોડાય તે ફાવી જતો ને બીજા લટકી રહેતા.

આપણે ત્યાં સમાજવાદે આવાં જ ધતીંગો ચલાવ્યાં છે. એ શું કે સામ્યવાદ શું—બંને કાકાના દીકરાઓ સત્તા હાથ કરવાની પેરવી સાથે જ જન્મ્યા છે. એમણે ઉદ્યોગના નફામાંથી કોઈ દિવસ આમજનતાને રાહત આપવાનું વિચાર્યું નથી. એમણે તો એ ઉદ્યોગને એક સાંકળે જકડી લઈ એનાં સઘળાં કારખાનાંમાંથી એક ધોરણે નફો વહેંચી ખાવાની જ વાત કરી છે. એવો નફો ના કરી શકે તે કારખાનાં બંધ પડે તો તેની એમને શી પડી છે! એમતો હિસ્સો વધારવા કાજે ભાવો વધારવા પડે અને જનતાનું જ શોષણ થાય તો એ લોકો નિરાંતે મોજથી જુવે છે, એ માટે પડકાર ફેંકે છે, લડત ચલાવે છે.

આ સમાજવાદે વર્ગનાબુદી નામે ઉદ્યોગો દીઠ વર્ગો પાડ્યા છે અને દરેકનાં હિત જુદાં સમજ્યા છે. પરન્તુ જો એકાદ ઉદ્યોગ એમની ભીંસમાંથી છટકવા મથ્યો તો સહુ શ્રમજીવીઓને અત્યંત ચાલાકીથી ભેગા કરી જોર અજમાવે છે. એક હડતાળમાંથી સહાનુભૂતિ અર્થે સામુદાયિક હડતાળ પાડતાં વાર નથી લાગતી. અને અસંતોષના એક નિમિત્તે તમામ તાકાત એકઠી કરતાં સીધાં પગલાં ભરી ભાંગતોડ કરતાં કશો થરકાટ લાગતો નથી.

અને વર્ગનાબુદી કે સંપત્તિની સરખી વહેંચણી કે સત્તાનો ઓછો ઉપયોગ કે જનતાનું હિત—આ પોકારો હવામાં બીજાને અથડાવા સતત ફેલાયા કરે છે, એ પોકાર કરનારને એની સાથે કશી નિસ્બત નથી.

**સરકારી તંત્રમાં સમાજવાદનો પસારો**

આપણી સરકારે સમાજવાદી પદ્ધતિ ચાલુ કરવાનું ઠરાવ્યું છે અને એ ઉદ્દેશને બર લાવવા રોજ નવી રીતો શોધે છે. એમ કરીને પેલા પોકારો (Slogans)ને હવામાં ગુંજતાં રાખવાં છે—અલબત્ત, જનતાનું નામ લઈને ઉત્સાહની પકડ વધારે મજબુત કરવી છે.

એમની ઇચ્છા હોય કે ના હોય, એમના કર્મચારીઓ હક માટે વારંવાર ઝુંબેશો ચલાવે છે ને ધારેલું મેળવીને જંપે છે. વળી પાછા ઊઠે છે ને શોર મચાવે છે ને વધારે મેળવીને રહે છે. સરકારી તંત્રમાંયે ખાતા વાર વર્ગો પડવા માંડ્યા છે. રેલ્વેનો એક વર્ગ તો જિંદગીના વીમાનો બીજો વર્ગ. લશ્કરી તંત્ર એ તો સરકારનું પૂજનીય અંગ. દરેક વર્ગને ખાસ સગવડો

ને અધિકારો જોઈએ. એમને રહેવા માટે મકાનો ને સારવાર માટે અલાયદી હોસ્પિતાલો જોઈએ. એમને આગવી સ્કૂલો જોઈએ, સસ્તા દરની દુકાનો જોઈએ, કલબો ને જીમખાના જોઈએ, અલગ મેદાનો જોઈએ અને આ બધાં સાથે પગારવધારા, ભાડાં ભથ્થાં, મોંઘવારી ભથ્થાં, ભાતભાતની રજાઓ, બોનસો, પેન્શનો, ગ્રેચ્યુઈટીઓ, પ્રોવિડંટ ફંડો એ બધું તો જોઈએ જ જોઈએ.

કાલે સવારે આબકારી ખાતું માગશે, આવકવેરા ખાતું માગશે, જકાત ખાતું માગશે—કે લાવો અમેય તમારા કમાઉ દીકરા છીએ—ચૂપ બેસી રહેનારા નિશાળોના મહેતાજીઓ નથી. પોલીસ ખાતું તો પોતાનું પરભારી રીતે સંભાળી શકે, નહિ તો એ પણ માગે. આ બધા વર્ગો છે, નવી ન્યાતો છે. એ બધામાં સમાજવાદ ઠાંસીને ભરાતો જાય છે, ને એમની ભૂખ સંતોષવા જંગી કારખાનાંઓ સમાજવાદી રીતે ચલાવવા સિવાય સરકારને છૂટકો નથી, અને કરવેરાનું પ્રમાણ કે ક્ષેત્ર વધારતાં જતાં પાછું જોઈ શકાવાનું નથી. એનો જાણે આરો કે અંત જ નથી. બસ, જનતાને નામે અને એના કલ્યાણને માટે જ એમની આ પ્રવૃત્તિ ચાલી રહી છે એમ આપણે સમજવાનું.

### જનતાને નામે જનતા ઉપર અંકુશો

અને એ પ્રવૃત્તિનો પંજો જોઈ લો?, ઇજારા દાખલ કરતા હવે એમને કોઈ રોકી નથી શકતું. લાઇસન્સની પદ્ધતિએ હરકોઈ બાબતમાં એમની દખલ થયા જ કરે છે. એની પાછળ દક્ષિણા તો હોય જ ને! ફી, સ્ટેમ્પ, એક્સાઈઝ, સેલટેક્સ, જકાત—એ લંગર લાંબું ને લાંબું થતું જાય છે. અટપટી કલમોવાળા ફારમ, એ મંજૂર કરાવવાની તારીખો ઉપરની તારીખો ને ટાંપા, પારાવારની લાગવગો, જાતજાતના નિયમો અને એ ચલાવનારા અધિકારીઓનું ઊભરાતું લશ્કર. કશોક ઉહાપોહ થયો તો વળી ધારાસભામાં સવાલ જવાબ, કોઈ વાર ચર્ચા, પ્રવર સમિતિ, કમીશન, રિપોર્ટ, ચર્ચા એમ એનો પાર નહિ. જનતાને તો આ બધા શોખ વેઠવે જ છૂટકો, કારણ કે એ સહુ જનતાના કલ્યાણ માટે એવું કરી રહ્યા છે ને!

દરેક સિક્કાને બે બાજુ હોય છે પરન્તુ રાજ્યસત્તાને ઘણી બાજુ હોય છે. કોઈ વાર ધર્મનો ઓપ દેખાય છે તો કોઈ વાર પ્રભાવશાળી વ્યક્તિનો, કોઈવાર કોઈ જુથ હોય તો કોઈવાર બિનામી પાસું હોય. અત્યારે જનતાનું પાસું આગળ આવ્યું છે, પણ સત્તા પાછળનું બળ તો એનું એ જ છે—તલવારનું, તોપનું કે બોંબનું. એમાં હવે યંત્રનું જોર ભળ્યું છે.

યંત્રે લોકોને સુખસગવડો આપી ઢીલા કરી મૂક્યા છે અને હવે એ જેટલું દબાવશે એટલું વેઠશે. તે વિના છૂટકો નથી. યંત્રની પાછળ ઊભેલા કામદારો સમાજવાદની ધજા નીચે એકઠા થયા છે અને અંદર અંદર ઝઘડવાનું શરૂ થાય ત્યાં સુધીમાં બીજાઓને એ જેર કરશે એમાં તવંગરોય ખરા, બુદ્ધિશાળીએય ખરા, ને વૈજ્ઞાનિકોય ખરા. મધ્યમ વર્ગ ટક્કર ઝીલવા મથશે પણ એને કોણ સંગઠિત કરે? એની પાસે નહિ યંત્ર ને નહિ શ્રમ ને નહિ ધન. ગરીબ વર્ગ તો મૂઢ ઘેટાંની પેઠે રહેંસાયા જ કરશે. એમને નામે આ જમાનામાં સત્તા હાથ કરનારા દયા ઉશ્કેરશે ને સત્તા પચાવશે.

### સમાજવાદી રહેણીકરણી ને જીવનનાં મૂલ્યો

સમાજવાદ ન્યાય આપવા નીકળ્યો છે, એક ધનવાન અને બીજો ગરીબ એ એને ગમતું નથી! એટલે સામાજિક ન્યાયની બાંગ પોકારી એ પોતાનું મનફાવતું દીધે રાખે છે. ધનવાનો જે રીતે જિંદગી માણે છે એ રીતે સમાજવાદી તંત્રના વડાઓ માણે છે. એમના પરિવાર પણ માણે છે, ઉપરથી ચાર ચાંદ વધારે લગાવે છે ને લશ્કરી પહેરાનો ઠાઠ પણ ભોગવે છે. એમનેય ખાણીપીણી પરદેશની સહેલગાહો. દેશની તીર્થયાત્રાઓ, કન્યાનાં લગ્નના ભવ્ય રિસેપ્શનો, મોટર, બંગલા, નોકરોના કાફલા, નાચસિનેમા કે નરનારીઓના સંપર્કો, મોંઘાં ઑપરેશનો અને ઘણા દક્તરોની સારવારો, હવાઈ વિમાનની મુસાફરીઓ, રાચરચીલાં, ગુમાની અને તુંડસ્વભાવ, મહંતો તરફનાં માનચાક

રામ—શું શું નથી જોઈતું ! માત્ર ભાષા સમાજ-વાદની વાપરે એથી શું ?

અને સમાજવાદના ન્યાય કરતાં વધારે મૂલ્યવાન આપણી કને જાણે કશું જ ના હોય એમ આપણે એનાથી ઘણા ડધાઈ ગયા છીએ. એનાથી ચડિયાતાં મૂલ્યો આપણી પાસે છે જે મોજુદ સમાજવાદી પદ્ધતિને મુકાબલે કૈંક દરજ્જે ઊંચાં છે ને એમાં જણાવેલી મુરાદો કરતાં વધારે તેજસ્વી અને ભવ્ય છે. એ છે માનવીએ એના પૃથ્વી ઉપરના વસવાટમાં ખીલવેલા સદ્ગુણો.

માણસે સત્ય અને પ્રેમની જેવી કદર કરી છે એવી કશાની કરી નથી. એમાંથી બળ મેળવ્યું છે અને પ્રતિષ્ઠા માટે કુરબાન થયા છે. પ્રેમનું બીજું સ્વરૂપ તે કરુણા ને ક્ષમા ને પરોપકાર. આ એણે ખીલવેલા શ્રેષ્ઠ ગુણો છે.

માનવીએ ધીરજથી કામ લેવાનું વાજબી ગણ્યું છે. એણે વિવેક રાખવો જરૂરી સમજ્યું છે. અને સાહસ વડે પોતાની ઇચ્છાઓને મૂર્ત કરી છે. પુરુષાર્થ એનું તેજ છે.

એણે જ્ઞાનવિજ્ઞાનની સૂઝ મેળવવા સદા ઝંખના રાખી છે. ને એનો પાર પામી પોતાનાં વાણીવર્તનમાં સુમેળ રાખવા એ મથ્યો છે. એણે જે મેળવ્યું હોય -તેનો લાભ પોતાના કરતાં બીજાને આપવામાં એ પ્રસન્ન બને છે—પછી એ ધન હોય, વિદ્યા હોય કે બળ હોય.

એણે પ્રજ્ઞાને જાગ્રત કરી સતેજ બનાવી છે ને મહાપ્રયત્ને એને સ્થિર કરી છે. એ પ્રજ્ઞાને આત્માના હિતમાં ને બહુજનના સુખમાં પ્રવૃત્ત રાખી જીવનની સાર્થકતા મેળવી છે.

આવી સાધના વડે એ પ્રતિભાવંતો બન્યો છે. એનું આખું જીવન ધર્મયુક્ત રહ્યું છે, પ્રભુના આદેશને એણે સર્વોપરિ ગણ્યો છે.

આ માર્ગે જીવનને વાળનાર, બીજાનેય સંઘાતમાં ખેંચનારા, અલજબ્બારની જેમ કૈંકનાં ભાગેલાં હાડકાં ઠીક કરી આપનારા ને એમને સાવધ કરી સજ્જ કરી ફરી આગેકૂચમાં દોરનારા, પાવરધા, નિષ્ઠાવાન, કૃતજ્ઞ એવા માનવીઓને ઓળખવા જ શું આપણે ભૂલી ગયા છીએ ?

શું એમની સામે આધુનિક સામાજિક પદ્ધતિ માટે મુક્કા ઉગામનારાઓ એક ક્ષણ પણ ઊભા રહેવા લાયક છે ?

સામાજિક ન્યાય કરતાં ચડે એવી તો માનવીની લાયકાત છે. એને દાટીને શું ન્યાયનો સ્થંભ રચવાનો આપણે લોભ કરીશું ! શું એથી માનવીનો વિકાસ થશે ?

શું સમાજવાદમાં માનવી એણે શોધેલા ને મહામહેનતે ઉછરેલા ગુણો વધારે ખીલવી જાણે છે ? એનામાં શું ત્યાગ ને તિતિક્ષા ને સમર્પણ જેવા ભાવો વધારે સરળતાથી રૂઢ થાય છે ? શું એને ચિંતન અને સર્જન વધારે સુલભ બને છે ? જે માર્ગે જવાબદારી કરતાં અધિકારની ભૂખ વધારે રહેતી હોય, જે માર્ગે મનની વિશુદ્ધિ કરતાં શરીરની ભૂખનો—વૃત્તિચાંચલ્યનો વધારે બોજો રહેતો હોય, જે માર્ગે માનવબંધુઓ કે ઈશ્વરપ્રીતિ કરતાં ધિક્કાર અવિશ્વાસ દંભ ત્રાસ કપટ જુલમની પરંપરા આવતી હોય એ માર્ગને સામાજિક ન્યાય ખાતર આપણે આગળ કરીશું ?

### નવા પક્ષ તરફની અપેક્ષા

અને કોણે કહ્યું કે સામાજિક ન્યાય માત્ર સમાજવાદ કે સામ્યવાદ જ લાવી શકશે ? અથવા બીજા સહુ કોઈ એની વિરુદ્ધ છે ? કઈ રીતે લાવી શકાય તે એક જ સવાલ નથી, છતાં બીજા પાસેય એના ઉકેલની માગણી કરવી જોઈએ. અને એ ક્રમે ક્રમે આવે તો એનો વાંધો ઘટવો જોઈએ.

સ્વતંત્ર પક્ષ પાસે એનો ઉકેલ હમણાં હોય કે ના પણ હોય. એની અવેજીમાં બીજા ઉપયોગી કાર્યક્રમો તરફ એ દેશને ઉત્સાહથી વાળી શકે એમ છે કે નહિ તે જોવાનું મહત્ત્વનું છે. દેશની તાકીદની જરૂર અન્નની છે અને એના ઘડતરની ભૂમિકામાં ખેતી મુખ્ય ભાગે રહેવી જોઈએ. તો જ હિંદનું ગામડું જીવે ને તો જ

હિંદની સંસ્કૃતિ પણ ભલે જગતના પ્રવાહોની અસર તળે રંગાય છતાં આપણે ભારતીયતા તો ટકાવવી છે ને સોહાવવી છે

સમાજવાદે પણ ભારતીયતા સ્વીકારવી જોઈશે કોંગ્રેસથી દશ વર્ષમાં એમ બની શક્યું નથી એ દુઃખદ છે એટલે બીજા પક્ષને દેશે તક આપવી જોઈએ પછી ભલે એ કદાચ ભૂલ પણ કરી બેસે

જે ભય છે તે નવા પક્ષમાં હારેલા થાકેલા અસંતુષ્ટોને એકઠા થવાનો એ નિવારવા પક્ષ પોતાના ઉદ્દેશો વહેલી તકે સ્પષ્ટ કરે અને ખૂબ સાવધ રહીને જવાબદાર માણસો મેળવવા યત્ન કરે એમ આપણે ઇચ્છીશું -

આ વિનીત અને ગાંધીઢબનો રાજકીય પક્ષ નિષ્ફળ જાય તો દેશમા સ્થિરબુદ્ધિવાળો બીજો પક્ષ રચાતાં ઓછામાં ઓછો બીજો દાયકો નીકળી જાય શરૂઆતમાં સામ્યવાદી પક્ષ જેટલું એને જોર મળે તો પણ એ પક્ષની આપણે જીત ગણી લઈશું

★



ભારતમા વાવેતર હેઠળના કુલ વિસ્તારમાં ચા કાફી અને રબર હેઠળનો વિસ્તાર તો ૦૪ ટકા કરતા પણ ઓછો છે પરંતુ વિદેશી હુંડિયામણ કમાવી આપનાર તરીકે આ જણસોનું મહત્ત્વ ઘણું છે આને અનુલક્ષીને ૧૯૫૪મા બગીચા તપાસ સમિતિ નીમવામા આવી હતી અને તેની ભલામણોને પરિણામે આ પાકો હેઠળના વિસ્તારમા વધારો કરવામા આવી રહ્યો છે એટલું જ નહિ પણ માલની ગુણવત્તામા સુધારો કરવાના પગલાં પણ લેવાઈ રહ્યા છે ઉપરનું ચિત્ર કેરળમાં રબરનાં ઝાડ છેદનારનું છે

દ. બા. કાલેલકર

# વાદળાંનું કાવ્ય

કાકાસાહેબનું કુદરતી વર્ણન એટલે તો જાણે કવિઓય તેમની પાસે પાણી ભરે ! કાવ્યમય ગદ્ય સાથે કુદરતનું વર્ણન ભળે ત્યારે તેમની કલમ આબાદ ખીલી ઊઠે. 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને મૂકેલો આ ટૂંકાવેલો લેખ અત્યારે વર્ષાઋતુને અનુરૂપ પણ છે......

આકાશનાં વાદળાંનું વર્ણન અને કાવ્ય જેટલું વૈજ્ઞાનિકોએ કર્યું છે તેટલું કવિઓએ ભાગ્યે જ કર્યું હશે. કોઈ પણ દેશનો કવિ વાદળાંના સૌંદર્યથી આકર્ષાય છે જ. કુદરતનું વર્ણન કરતી વેળા તે વાદળાંને ભૂલશેય નહિ. પણ રૂના ઢગલાની, સફેદ ઊનની કે કંકુની ઉપમાથી સાચા વાદળાં-પ્રેમીને સંતોષ થાય ?

બધાં વાદળાં એક સરખાં જ મોટે ભાગે દેખાય છે. પશુ-પંખીના આકાર, ફૂલોના રંગ, નદીઓના વળાંક કે યંત્રોની જટિલતા વાદળાંમાં નથી દેખાતી. પણ માનવ-સ્વભાવમાં જેટલી વિવિધતા જોવા મળે છે એના કરતાં વાદળાંમાં જરાય ઊતરતી નથી હોતી.

બાળપણમાં અમે વિજ્ઞાન ભણતા હતા ત્યારે વાદળાંના ચાર મુખ્ય વિભાગ બતાવાતા : (૧) Cirro-cumulus (૨) Cirro-stratus, (૩) Cumulo-stratus (૪) Nimbus. આ ચારેય જાતનાં વાદળાં સહેલાઈથી ઓળખાતાં. પણ આજે હવામાનના શાસ્ત્રની સાથે વાદળ-વિજ્ઞાન પણ ખૂબ આગળ વધી ગયું છે અને વાદળાંના અનેક પ્રકાર, તેની ખૂબી અને નામનો એટલો મોટો વિસ્તાર થઈ ગયો છે કે કુદરતપ્રેમી કવિ કેટલેય પાછળ રહી ગયો છે. આપણા પ્રાચીન કવિ કાળાં વાદળાંને રાક્ષસની ઉપમા આપતા. ચોમાસાની શરૂઆતનાં વાદળાંમાં નિશાચર દેખાતો. પાણીભર્યાં વાદળાંમાં પરોપકારી સજ્જનોની નમ્રતા યાદ આવતી.

પૂનમને દિવસે ચંદ્ર સાથે રમનારાં અને બીજના ચંદ્રની શોભા વધારનારાં વાદળાં એકસરખાં નથી હોતાં. વરસાદના દિવસોમાં આખા આકાશને આવરીને અનંત આકાશને સંકુચિત કરી દેનારાં વાદળાં જુદાં અને ક્ષિતિજ સુધી પોતાની વ્યવસ્થિત છાયા ફેલાવીને આકાશ નીચેના ગુંબજની અખંડ શોભા વધારનારાં વાદળાંય જુદાં. હિમાલય જેવા પહાડોનાં શિખરો ઉપર સવારી ન કરતાં શિખર નીચે ફેલાઈને શિખરને સ્વર્ગીય ઉન્નતિ આપનારાં વાદળાં જુદાં. અને એ જ શિખરોની શોભા સસ્તી ન બને એટલે તેની સામે પડદો રચી દેનારાં વાદળાંય જુદાં.

અને કોઈ માને કે સાગર ઉપરનાં અને રણ ઉપરનાં વાદળાં એક જ જાતનાં હોય છે તો એમ માનવું કે એવા લોકો વાદળાંનું નિરીક્ષણ જ નથી કરી શક્યા.

જે ઋતુઓમાં આકાશનો પવન સેંકડો માઈલ સીધો દોડે છે એ ઋતુઓમાં હાથના પંજાની આંગળીઓ જેવાં વાદળાંના પંખા ક્ષિતિજ ઉપર સામસામા દેખાય છે. ક્યારેક ઉત્તર-દક્ષિણ તો ક્યારેક પૂર્વ-પશ્ચિમ. ખરી રીતે આકાશમાં એવા પંખા નથી હોતા. પણ એ એક જાતનો દૃષ્ટિભ્રમ છે. રેલના સીધા બે પાટા દૂર જતાં મળી જતા દેખાય છે એવો જ આ દૃષ્ટિભ્રમ છે.

પોતાના બધા પાણીનું દાન કરીને સફેદ પાતળાં બનેલાં વાદળાંનું વર્ણન કવિઓએ ખૂબ કર્યું છે. ફાટેલાં વાદળાંની આકાશી શોભાની ઉપેક્ષા કરીને ગીતાએ વિનાશની ઉપમા આપી છે. સમરથકો નાહિં દોષ ગુસાંઈ! કવિઓએ ભગવાન શ્રીકૃષ્ણને મેઘશ્યામ કહીને વાદળાંની ઉપમા આપી દીધી. એથી આપણે એટલા બધા સંતોષાઈ ગયા કે કવિઓના દરેક પ્રમાદ પણ માફ કરી દેવા તૈયાર છીએ.

આપણે પહેલેથી માનતા આવ્યા છીએ કે વાદળાંનું ક્ષેત્ર અનંત છે. પણ આ તો પૃથ્વી પર ઊભા રહીને આકાશ સામે જોવાથી બનેલી કલ્પના હતી. ક્યારેક



હિંદની સંસ્કૃતિ પણ ભલે જગતના પ્રવાહોની અસર તળે રંગાયા છતાં આપણે ભારતીયતા તો ટકાવવી છે ને સોહાવવી છે

સમાજવાદે પણ ભારતીયતા સ્વીકારવી જોઈએ કોંગ્રેસથી દશ વર્ષમાં એમ બની શક્યું નથી એ દુઃખદ છે એટલે બીજા પક્ષને દેશે તક આપવી જોઈએ, પછી ભલે એ કદાચ ભૂલ પણ કરી બેસે

જે ભય છે તે નવા પક્ષમાં હારેલા થાકેલા અસંતુષ્ટોને એકઠા થવાનો એ નિવારવા પક્ષ પોતાના ઉદ્દેશો પહેલી તકે સ્પષ્ટ કરે અને ખૂબ સાવધ રહીને જવાબદાર માણસો મેળવવા યત્ન કરે એમ આપણે ઇચ્છીશું •

આ વિનીત અને ગાંધીઢબનો રાજકીય પક્ષ નિષ્ફળ જાય તો દેશમાં સ્થિરબુદ્ધિવાળો બીજો પક્ષ સ્થપાતાં ઓછામાં ઓછો બીજો દાયકો નીકળી જાય શરૂઆતમાં સામ્યવાદી પક્ષ જેટલું એને જોર મળે તો પણ એ પક્ષની આપણે જીત ગણી લઈશું

★



ભારતમાં વાવેતર હેઠળના કુલ વિસ્તારમાં ચા કોફી અને રબર હેઠળનો વિસ્તાર તો ૦.૪ ટકા કરતાં પણ ઓછો છે પરંતુ વિદેશી હુંડિયામણ કમાવી આપનાર તરીકે આ જણસોનું મહત્ત્વ ઘણું છે આને અનુલક્ષીને ૧૯૫૪માં બગીચા તપાસ સમિતિ નીમવામાં આવી હતી અને તેની ભલામણોને પરિણામે આ પાકો હેઠળના વિસ્તારમાં વધારો કરવામાં આવી રહ્યો છે એટલું જ નહિ પણ માલની ગુણવત્તામાં સુધારો કરવાના પગલાં પણ લેવાઈ રહ્યાં છે ઉપરનું ચિત્ર કેરળમાં રબરનાં ઝાડ છેદનારનું છે

દ. બા. કાલેલકર

# વાદળાંનું કાવ્ય

કાકાસાહેબનું કુદરતી વર્ણન એટલે તો જાણે કવિઓય તેમની પાસે પાણી ભરે ! કાવ્યમય ગદ્ય સાથે કુદરતનું વર્ણન ભળે ત્યારે તેમની કલમ આબાદ ખીલી ઊઠે. 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને મૂકેલો આ ટૂંકાવેલો લેખ અત્યારે વર્ષાઋતુને અનુરૂપ પણ છે......

આકાશનાં વાદળાંનું વર્ણન અને કાવ્ય જેટલું વૈજ્ઞાનિકોએ કર્યું છે તેટલું કવિઓએ ભાગ્યે જ કર્યું હશે. કોઈ પણ દેશનો કવિ વાદળાંના સૌંદર્યથી આકર્ષાય છે જ. કુદરતનું વર્ણન કરતી વેળા તે વાદળાંને ભૂલશેય નહિ. પણ રૂના ઢગલાની, સફેદ ઊનની કે કંકુની ઉપમાથી સાચા વાદળાં–પ્રેમીને સંતોષ થાય ?

બધાં વાદળાં એક સરખાં જ મોટે ભાગે દેખાય છે. પશુ–પંખીના આકાર, ફૂલોના રંગ, નદીઓના વળાંક કે યંત્રોની જટિલતા વાદળાંમાં નથી દેખાતી. પણ માનવ–સ્વભાવમાં જેટલી વિવિધતા જોવા મળે છે એના કરતાં વાદળાંમાં જરાય ઊતરતી નથી હોતી.

બાળપણમાં અમે વિજ્ઞાન ભણતા હતા ત્યારે વાદળાંના ચાર મુખ્ય વિભાગ બતાવાતા : (૧) Cirro-cumulus (૨) Cirro-stratus, (૩) Cumulo-stratus (૪) Nimbus. આ ચારેય જાતનાં વાદળાં સહેલાઈથી ઓળખાતાં. પણ આજે હવામાનના શાસ્ત્રની સાથે વાદળ–વિજ્ઞાન પણ ખૂબ આગળ વધી ગયું છે અને વાદળાંના અનેક પ્રકાર, તેની ખૂબી અને નામનો એટલો મોટો વિસ્તાર થઈ ગયો છે કે કુદરતપ્રેમી કવિ કેટલોય પાછળ રહી ગયો છે. આપણા પ્રાચીન કવિ કાળાં વાદળાંને રાક્ષસની ઉપમા આપતા. ચોમાસાની શરૂઆતનાં વાદળાંમાં નિશાચર દેખાતો. પાણીભર્યાં વાદળાંમાં પરોપકારી સજ્જનોની નમ્રતા યાદ આવતી.

પૂનમને દિવસે ચંદ્ર સાથે રમનારાં અને બીજના ચંદ્રની શોભા વધારનારાં વાદળાં એકસરખાં નથી હોતાં. વરસાદના દિવસોમાં આખા આકાશને આવરીને અનંત આકાશને સંકુચિત કરી દેનારાં વાદળાં જુદાં અને ક્ષિતિજ સુધી પોતાની વ્યવસ્થિત છાયા ફેલાવીને આકાશ નીચેના ગુંબજની અખંડ શોભા વધારનારાં વાદળાંય જુદાં. હિમાલય જેવા પહાડોનાં શિખરો ઉપર સવારી ન કરતાં શિખર નીચે ફેલાઈને શિખરને સ્વર્ગીય ઉન્નતિ આપનારાં વાદળાં જુદાં. અને એ જ શિખરોની શોભા સસ્તી ન બને એટલે તેની સામે પડદો રચી દેનારાં વાદળાંય જુદાં.

અને કોઈ માને કે સાગર ઉપરનાં અને રણ ઉપરનાં વાદળાં એક જ જાતનાં હોય છે તો એમ માનવું કે એવા લોકો વાદળાંનું નિરીક્ષણ જ નથી કરી શક્યા.

જે ઋતુઓમાં આકાશનો પવન સેંકડો માઈલ સીધો દોડે છે એ ઋતુઓમાં હાથના પંજાની આંગળીઓ જેવાં વાદળાંના પંખા ક્ષિતિજ ઉપર સામસામા દેખાય છે. ક્યારેક ઉત્તર–દક્ષિણ તો ક્યારેક પૂર્વ–પશ્ચિમ. ખરી રીતે આકાશમાં એવા પંખા નથી હોતા. પણ એ એક જાતનો દૃષ્ટિભ્રમ છે. રેલના સીધા બે પાટા દૂર જતાં મળી જતા દેખાય છે એવો જ આ દૃષ્ટિભ્રમ છે.

પોતાના બધા પાણીનું દાન કરીને સફેદ પાતળાં બનેલાં વાદળાંનું વર્ણન કવિઓએ ખૂબ કર્યું છે. ફાટેલાં વાદળાંની આકાશી શોભાની ઉપેક્ષા કરીને ગીતાએ વિનાશની ઉપમા આપી છે. સમરથકો નાહિં દોષ ગુસાંઈ! કવિઓએ ભગવાન શ્રીકૃષ્ણને મેઘશ્યામ કહીને વાદળાંની ઉપમા આપી દીધી એથી આપણે એટલા બધા સંતોષાઈ ગયા કે કવિઓના દરેક પ્રમાદ પણ માફ કરી દેવા તૈયાર છીએ.

આપણે પહેલેથી માનતા આવ્યા છીએ કે વાદળાંનું ક્ષેત્ર અનંત છે. પણ આ તો પૃથ્વી પર ઊભા રહીને આકાશ સામે જોવાથી બનેલી કલ્પના હતી. ક્યારેક

ક્યારેક પર્વતની ટોચ ઉપરથી નીચે પથરાયેલી ઝાડી તરફ જોવાથી વાદળોની બધી શોભા નવી જ બની જતી.

પૂના પાસેના સિંહગઢના પહાડી કિલ્લા ઉપર હું ઘણા સમય સુધી રહ્યો છું. પહાડ ઉપરથી કાચાં વાદળાં જ્યારે દોડતાં દોડતાં નીચેની ખીણ (ઝાડી)માં બાહોશ કરીને કૂદી પડતાં ત્યારે તેમની વીરતા જોઈને હું દિંગ થઈ જતો. એથી ઊલટું જ્યારે હિમાલયની ઝાડી એમાં રાતે સૂતેલાં વાદળાં સવારે આઠ નવ વાગ્યા પછી આંખો ચોળતાં ચોળતાં ઊઠતાં અને ધીમે ધીમે આકાશમાં ઊંચે જઈને ઉત્તર તરફ યાત્રાનું પ્રયાણ કરતાં ત્યારે હું આ વાદળાંના દેશનો ઇતિહાસ સમજવાની કોશિષ કરતો. લગભગ આખી જિંદગી વાદળાંની આવી અનંત શોભા અને લીલા જોયા બાદ એકાએક હું નવી જ દુનિયામાં પહોંચી ગયો. ધરતી ઉપર ઊભા રહીને (પર્વતની ટોચેય આખરે તો ધરતી ઉપરનું જ સ્થાન છે.) આકાશ સામે અને ક્ષિતિજ સામે આપણે ગમે તેટલું તાકી રહીએ પણ એ દુન્યવી દૃષ્ટિ જ કહેવાય. પણ જ્યારે વિમાનમાં બેસીને આપણે ધરતીને છોડી શકીએ અને વાદળાંને વીંધીને એની પણ ઉપર જઈ શકીએ ત્યારે તો દૃષ્ટિ જ આખી બદલાઈ જાય. દૃષ્ટિબિંદુ કહો કે દૃષ્ટિકોણ કહો. જ્યારે ધરતીને છોડીને વાદળાંને પણ ઉપરથી જોઈ શકે છે ત્યારે તો અભૂતપૂર્વ અને અદૃષ્ટપૂર્વ વિસ્તાર તેને જોવા મળે છે. સેંકડો માઈલો-ના વિસ્તારમાં ફેલાયેલા વાદળાંના પહાડ, તેનાં ઉત્તુંગ શિખરો અને એની વચ્ચેની ઝાડી—આ બધું જોઈને માણસ કહેવા લાગે છે કે આવા દૃશ્યની કલ્પના પણ આજસુધી કરી નથી.

આ આકાશી કાવ્યમાં ઇન્દ્રધનુષ્ય પણ હોય છે અને સવાર-સાંજની શોભા પણ હોય છે. વાદળાંની અંદર અથવા વાદળાંએ બનાવેલા રણ પણ જોવા મળે છે અને વચ્ચે વચ્ચે નાનાંમોટાં સરોવરો પણ બને છે. ખરેખર ધરતીની ઉદારતાથી વાતાવરણને જે વાદળાં મળે છે એ માટે સૂર્યનાં કિરણોનોય આપણે ઉપકાર માનવો જોઈએ. સૂર્યનાં કિરણો, આકાશનો પવન અને પહાડોનો પ્રતિબંધ એ બધાના સહકારથી વાદળાંની દુનિયા પેદા થાય છે અને એક વિશાળ યજ્ઞચક્ર ચાલુ રહે છે. સમુદ્રનું પાણી વાદળાં બંધાઈને આકાશમાં ચડે છે અને વરસાદના સ્વરૂપે સમુદ્રની આસપાસ પહોંચી જાય છે. આ સનાતન ઘટમાળમાં વાદળાંની અદ્‌ભુત સૃષ્ટિને સ્થાન છે. તેનું નિરીક્ષણ, ચિંતન, ધ્યાન અને ભક્તિ કરીને વાદળાંની કાવ્ય-સૃષ્ટિ આજનો કવિ તૈયાર કરશે ત્યારે જ આજનો આકાશજેતા જમાનો કૃતાર્થ થશે.

★

લેતવિયાના રીગા મોટરબસ કારખાનાએ પાછળ બે ડબ્બા જોડી શકાય એવી લતાર બસ તૈયાર કરી છે. જનતામાં આ બસે બહુ જ રસ જગાડ્યો છે.

ડબ્બાવાળી બસ દોડાવવાનો આ પહેલો જ પ્રયોગ છે અને આ બસ સોવિયેત સંઘનું આર્થિક પ્રદર્શન જોવા જનારા માણસોને માટે દોડાવવામાં આવશે. આ બસના મુખ્ય ભાગમાં ૧૨ બેઠકો હશે જ્યારે ૨૪-૨૪ બેઠકોવાળા બે ડબ્બા એની પાછળ જોડવામાં આવશે. આ મહિનાની શરૂઆતમાં આવી ૧૦ બસો તૈયાર થઈ જશે.

*

શરીરના બધા રોગો કરતાં મગજના રોગોની સારવાર વધુ મુશ્કેલ છે. સોવિયેત વિજ્ઞાનીઓએ મગજમાં ઇન્જેક્શન આપવાની નવી સફળ પદ્ધતિ શોધી કાઢી છે. મોસ્કોની મગજરોગ શસ્ત્રક્રિયા સંસ્થામાં એના સફળ અખતરા થઈ ગયા છે. મગજની બાહ્યત્વચાના કામકાજમાં ગરબડ ઊભી થતાં મગજના જે રોગો થાય છે, એ આ ઇન્જેક્શન ૧૦ દિવસ લેવાથી સારા થઈ જાય છે.

'ધૂમકેતુ'

# જીવનસુગંધ

*આ નાનકડી રૂપકકથા દ્વારા જીવનની ફિલસૂફીની જે રજૂઆત થઈ છે તે દરેકને ગળે ઊતરશે જ. માનવદેહ પણ જડ વસ્તુના સમર્પણમાંથી કંઈક પ્રેરણા મેળવીને જીવનની સુગંધ પમરાવવા પ્રયત્નશીલ થાય તો જીવન કેટલું ઉચ્ચ અને અનુકરણીય બને......*

ચીન દેશની એક સુંદર રૂપકકથા છે. એમાં બે વાંસળીની વાત આવે છે. એક વાંસળી પોતાની જીવનકથા કહે છે :

'હું વાંસળી થઈ તે પહેલાં તો મારા ભાઈની સાથે વાંસના જંગલી છોડમાં બેઠી બેઠી હું હીંચકા ખાતી હતી.

'અમારે બન્ને ભાઈ--બેનને મજા હતી. સૂર્ય અમને તાપ આપે, પવન હીંચકા નાખે, મેઘ પાણી પાય, ચાંદની અમૃત ઢોળે.

'અમારે તો વાંસમાં બેઠાં બેઠાં હીંચકા ખાવાના ને મજા કરવાની.

'પણ એક દિવસ મારા ભાઈને મનમાં કાંઈક વિચાર આવ્યો અને એ દિલગીર થઈ ગયો.

'મેં એને પૂછ્યું : "શું થાય છે તને ?"

એણે કહ્યું : "મને થાય છે, આપણે હવે મોટાં કહેવાઈએ. આપણે હવે કોઈના ખપમાં આવીએ તો સારું. આ આળસુ જીવનમાં તો બીજા આપણને પોષે છે, અને આપણે કોઈને કાંઈ મદદ કરી શકતા નથી."

'મેં એને કહ્યું : "આ જીવનમાં જે આનંદ છે તે મૂકીને તમે આ નવી આફત ક્યાં વહોરો છો ?" એણે કહ્યું : "તને એ આનંદ લાગતો હશે, મને આળસ લાગે છે. જે કોઈ ને કોઈ દિવસ કાંઈ મદદ કરી શકતો નથી, તેનું જીવન જ, નિષ્ફળ ગયું કહેવાય !"

"હું કાંઈ બોલી નહિ, પણ મને ભાઈની વાત રુચી ન હતી.

'પછી તો અમે એ વાત ઉપર ઘણી ચર્ચા કરી, પણ અમારો મત એક થયો નહિ.

'છેવટે અમે થાકીને એમ નક્કી કર્યું કે જેને જેમ ઠીક પડે તેમ જીવન ગાળે.

'એવામાં એક દિવસ એક મેઘલી રાત્રે કેટલાક માણસ આવ્યા. તે ગભરાયેલા હતા, મૂંઝાયેલા હતા. તેમને મદદ જોઈતી હતી. એટલે એ અમારી પાસે આવ્યા હતા.

'એમણે કહ્યું : "હે વાંસ ! તું અમને મદદ ન કરે ? અમે ભૂલા પડ્યા છીએ."

'મેં પૂછ્યું : "શું મદદ જોઈએ છે ? આજના દિવસ પૂરતી મદદ જોઈએ છે કે હંમેશને માટે ?"

'એમણે કહ્યું : "અમને આજનો દિવસ મદદ આપો. આજ અમારે મદદની ખરેખરી જરૂરિયાત છે. અમને રસ્તો બતાવો. અમારાં ઝૂંપડાં ક્યાં છે, તે અમને કાંઈ ખબર પડતી નથી. અમે ભૂલા પડયા છીએ.'

'મેં તો કાંઈ જ જવાબ ન વાળ્યો. પણ મારા ભાઈએ પૂછ્યું : "તમારે મદદની બહુ જ જરૂર છે ?"

"અરે ! ખરેખરી અત્યારે જ જરૂર છે. આંહી તો આ જંગલમાં રાતના અમે રખડી મરીશું. અમારાં ઝૂંપડાં નહિ મળે, તો સવારે અમારાં મડદાં રખડતાં હશે ! આવી ભયંકર, ઠંડી આગ વરસાવતી રાત, કાઢવી ક્યાં ?"

'મારા ભાઈએ કહ્યું :

" ચાલો ત્યારે, હું તમને મદદ કરવા આવું છું. મને લઈ લો. મને બત્તીની જેમ સળગાવો અને તમારો રસ્તો શોધી કાઢો ! ઝૂંપડાં શોધી કાઢો."

'મારો ભાઈ, એ લોકો માટે પોતાની જાતને સળગાવીને એમની સાથે ગયો.

'એણે એ જીવન મહાન માન્યું, જે બીજાના ખપમાં આવે છે. એટલે એ જાત હોમીને એમને માટે પ્રકાશ રૂપ બન્યો.

'અને એ પ્રકાશને પંથે પંથે, પેલા લોકોને બરાબર રસ્તો મળ્યો. અને એમને એમનાં ઝૂંપડાં જડી ગયાં—અને ત્યાં જ મારા ભાઈનો પણ જીવનદીપ ઓલવાઈ ગયો. એ નામશેષ થઈ ગયો. એણે ખરે ટાણે, બીજાની ખરી જરૂરિયાત વખતે, પોતાની જાત હોમીને મદદ કરી હતી. એ જે માનતો હતો, તે પ્રમાણે, એ જીવી ગયો.

'પણ હવે મારી કથા સાંભળો : હું એક દિવસ કોઈની બંસી બની ગઈ મારા છેદ-માંથી સ્વર્ગના સ્વરો ઊભાં થવા લાગ્યા. મને વગાડનારો દૂર દૂર સુધી આનંદની હેલી વરસાવી મૂકે અને લોકનાં દિલમાં કાંઈનું કાંઈ થઈ જાય.

'પણ મારું દિલ જાણે છે કે, મારી વેદના મને કેટલું અકળાવે છે.

'હું જીવી રહી છું. જીવન જીવી રહું છું, એમાં મને અનેક અનુભવો પણ મળે છે. મારા એક એક છિદ્રમાંથી નવી નવાઈના સ્વરો ઊભા થાય છે. કેટલાક સ્વરો રડાવે છે. કેટલાક સ્વરો આનંદમગ્ન કરી મૂકે છે. કેટલાક નચાવે છે. મારા જીવનનો આ અનુભવ મને રોમાંચ કરાવે છે.

'પણ....પણ....મારા આનંદભર્યા સ્વરોમાં પણ મારું પોતાનું એક છાનું રુદનગીત બેઠું હોય છે.

'તમે કહેશો એ શાનું ગીત છે? મારા ભાઈની યાદીનું.

'હું કોઈ દિવસ એને ભૂલી શકતી નથી. જેણે લાંબા લાંબા જીવનના અનેક અનુભવો મેળવવા માટે, જીવનને લંબાવવા કરતાં, એક મહાન અનુભવ માટે, જીવનને નામશેષ કરી નાખ્યું, એ મારા ભાઈને હું કોઈ દિવસ ભૂલી શકતી નથી.

'મને અંતરમાં લાગે છે કે મહાન સ્વરસ્વામી તો એ હતો—મારો ભાઈ, હું તો થોડાંક છિદ્રોવાળી માત્ર વાંસળી છું !

'જીવનભરનાં મારાં તમામ આનંદ-ગીતોનો પ્રકાશ, પેલી મારા ભાઈએ સળગાવેલી જીવન-જ્યોતને હિસાબે, કેવળ અંધકાર સમો મને લાગે છે. અને હું મારાં ગીતોમાં મારી વ્યથા રેડની રહું છું.

'હું જાણું છું કે ભલે મારી કીર્તિ દૂર દૂર સુધી ફેલાતી રહે. ભલે લોકો મારી વાહ વાહ પોકારે. ભલે લોકો મને સાંભળીને ગાંડાઘેલા થઈ જાય.+પણ જીવનસુગંધ તો એ છે, જે મારા ભાઈએ પ્રગટાવી છે. બીજાને ખાતર સમર્પણ થઈ જનારાની તોલે કોઈ કીર્તિ ન આવે.'

* નવા વાર્તા-સંગ્રહ 'ચંદ્રરેખા'માંથી

★

ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# રોમન ચિંતક સેનેકા

મહાન રોમન ચિંતક અને ફિલસૂફના જીવનને એક અભ્યાસુ લેખક ઊર્મિના વાચકો માટે રજૂ કરે છે એટલે દરેકને ઉપયોગી થઈ પડશે જ. આવા વિખ્યાત ચિંતક–ફિલસૂફના જીવનમાંથી બોધ તારવીને આપણે આપણું જીવન જરૂર ઉન્નત કરી શકીએ.....

લ્યુસિયસ એનિયસ સેનેકા સ્પેનમાં આવેલા કોર્ડુંબા (હાલના કોર્ડોવા) શહેરમાં, પયગમ્બર ઈસુ ખ્રિસ્તની પહેલાં ત્રણ ચાર વર્ષે જન્મ્યો હતો. ઘણાંખરા મહાપુરુષોની બાબતમાં બનતું આવ્યું છે તે મુજબ તેની પણ ખરેખરી જન્મતિથિ હજુ સુધી અપ્રાપ્ત જ છે. તેના બાપનું નામ માર્કસ એનિયસ સેનેકા હતું અને તે કોર્ડુંબાની પાઠશાળામાં અલંકારશાસ્ત્રનો અધ્યાપક હતો. તેની માતાનું નામ હેલ્વિયા હતું. તદ્દન નાની વયે એ સેનેકાને તેની માસીની સંભાળ નીચે રોમ મોકલવામાં આવ્યો હતો. ત્યાર પછી થોડા જ વખતમાં તેનો બાપ પણ કુટુંબ સહિત ત્યાં રહેવા ગયો હતો. રોમમાં તેનું નસીબ એવું તો ઝળકી ઊઠ્યું હતું કે ઇ. સ. ૩૭ માં તેના અવસાન સમયે તેના કુટુંબને દરેક પ્રકારના પૂરતાં સાધનોનો વારસો તે આપી શક્યો હતો.

લ્યુસિયસના શરીરનો બાંધો મૂળથી જ નબળો હતો. છતાં પણ શરૂઆતમાં તેના બાપ પાસેથી અલંકાર શાસ્ત્ર શીખી લેવા પાછળ તેણે મન પરોવ્યું; પરંતુ પાછળથી તત્ત્વજ્ઞાનને તેણે પોતાના અભ્યાસનો વિષય બનાવ્યો અને ઘણા જ ઉત્સાહપૂર્વક એ ફિલસૂફીની પાછળ તે મંડ્યો રહ્યો. વળી એ જ અરસામાં તેણે 'સ્ટોઈસિઝમ'ની* દીક્ષા લીધી. અને તેના સિદ્ધાંતોનું પાલન કડક રીતે તે કરવા લાગ્યો. એ નવા સિદ્ધાંતોને અપનાવ્યા પછી તેને પુનર્જીવનના સિદ્ધાંત પર અતૂટ શ્રદ્ધા ઉપજી એટલે તેણે માંસાહારને વર્જ્ય ગણ્યો; પરન્તુ એ જમાનામાં નિર્માંસાહારી થવામાં ઘણીયે મુશ્કેલીઓનો સામનો કરવો પડતો. એ યુગમાં ફક્ત ખ્રિસ્તીઓ જ વનસ્પત્યાહારી હતા; તેથી રોમન લોકો સેનેકાને ખ્રિસ્તી માનવા લાગ્યા. પરિણામે તેના આખા કુટુંબને ધાર્મિક સતામણી થવાની બીકે તેના બાપે તેને તેની એ જીવનની પ્રણાલિકા ફેરવી નાખવા માટે વીનવ્યો, અને ત્યારથી ફરીવાર સેનેકાને માંસનો ખોરાક તરીકે ઉપયોગ કરવો પડ્યો. આ બધું છતાં ખાનપાનમાં સાદાઈને પ્રથમ સ્થાન આપવાનું તે કદી પણ ચૂક્યો નહોતો. તેના ખાનપાનના વિચારો સંબંધી તેણે એક પત્રમાં લખ્યું છે તે સમજવા જેવું : 'મારા ગુરુએ મને પાઇથેગોરાસના ઉપદેશ તરફ પ્રેર્યો અને જે કારણોને લઈને માંસને વર્જ્ય ગણ્યું હતું તે સઘળું તેણે મને સમજાવ્યું. એને લગતી તેની સઘળી દલીલો મારા હૃદયમાં સોંસરવી પેસી ગઈ અને પરિણામે મેં માંસાહારનો ત્યાગ કર્યો. એક વર્ષને અંતે મને નિર્માંસાહારી ભોજન ઘણું જ આનંદદાયક થઈ પડ્યું હતું. પરન્તુ એ સમયે પ્રત્યેક રોમનના તેમજ ખુદ બાદશાહના સંશયનો વિષય આ ખ્રિસ્તી ધર્મ જ થઈ પડ્યો હતો. અને તેના બીજા કોઈ ધર્મમાં અમુક મનુષ્ય શ્રદ્ધા રાખે છે તેની સાબિતી તો માંસાહાર રૂપી વહેમમાં જ સમાયલી રહેતી. તેથી પૂરતો વિચાર કરીને તેમજ મારા પિતાની ખૂબ જ આતુરતાભરી ઈચ્છાને વશ વર્તીને હું ફરીવાર માંસનો ખોરાક તરીકે ઉપયોગ કરવા પ્રેરાયો હતો.'

એ રીતે તેના બાપની ઈચ્છાને માન આપવા જતાં સેનેકાને તેની આખી જીવનપ્રણાલિકા બદલાવવી પડી, અને ત્યારથી તેણે કાયદાના અભ્યાસમાં મન

* એ 'સ્ટોઈસિઝમ'(Stoicism)નો આદ્યપ્રચારક ઝીનો નામનો મહાન ફિલસૂફ હતો અને તે સાઈપ્રસનો વતની હતો. 'સ્ટોઇક-સ્કૂલ' સ્થાપી તે પહેલાં, જુદા જુદા વક્તાઓનાં ભાષણો સાંભળવામાં તેણે તેના જીવનનાં વીસ વર્ષ ગાળ્યાં હતાં; અને તે પોતે 'ઝીનો ધ સ્ટોઇક' Zeno the stoic) એ નામથી ઓળખાતો હતો. તેના અનુયાયીઓ 'સ્ટોઈક્સ' કહેવાતા. એ ઝીનોના અવસાન પછી કેટલાંયે વર્ષો બાદ નવી 'સ્ટોઈક સ્કૂલ' નો સ્થાપનાર એપિક્ટેટસ થઇ ગયો છે. આ સ્ટોઈસિઝમના ઘણાખરા સિદ્ધાંતો જૈન, બૌદ્ધ તેમજ ખ્રિસ્તી ધર્મને ઘણા જ મળતા આવે છે.

પરોવવા પ્રયાસ આદર્યો. એ કાર્યમાં તેણે પોતાની સ્વતંત્ર તેમજ અલૌકિક વકતૃત્વશક્તિના પ્રભાવે એટલી બધી નામના તથા ખ્યાતિ પ્રાપ્ત કરી કે તે વખતના રોમન બાદશાહ કાલિગુલાએ, વક્તા તરીકેની સેનેકાની વધતી જતી કીર્તિની અદેખાઈ આવવાથી તેમજ તેની વકીલાતના કાર્યની સ્વતંત્ર બુદ્ધિથી અંજાઈ જવાથી, તેનું ખૂન કરાવી નાખવાની તદબીર યોજી; પરંતુ તે વખતે ટ્યુસિયસના શરીરનો નબળો બાંધો તેની મદદે આવ્યો. કારણ કે બાદશાહને તેની એક માશુકે એવું સમજાવ્યું કે સેનેકા એટલા બધા નબળા બાંધાનો છે કે થોડા વખતમાં જ તે આપોઆપ કુદરતી રીતે મરણશરણ થઈ જશે. પરિણામે બાદશાહે તેને મારી નંખાવવાની વાત જતી કરી. એ સમયના સંજોગો એવા ઉપસ્થિત થયા હતા કે સેનેકાને વકીલાત તો સદંતર બંધ કરવી પડી અને ફરી પાછો પેલા તત્ત્વજ્ઞાનનો આશરો લેવો પડ્યો. એવા વિષમ અનુભવ પછી તો એ પોતે ફિલસૂફીના અભ્યાસ પાછળ ફરીથી તેના તે જ સ્વાભાવિક ઉત્સાહ તેમજ આનંદથી તે મંડ્યો રહ્યો. એ રીતે જગતને એક ફિલસૂફની ભેટ થવા પામી હતી.

ત્યાર પછી બીજા રોમન બાદશાહના રાજ્યઅમલ દરમ્યાન ફરીવાર એ સેનેકાની જિંદગીના જોખમનો પ્રસંગ આવી લાગ્યો. તે બાદશાહનું નામ ક્લોડિયસ હતું. તેની રાણી મેસેલિના બદચાલની હતી અને તેને એ દુર્ગુણનો એવો તો છંદ લાગ્યો હતો કે ઘેર ઘેર તેનાં એ દુષ્ટ આચરણની વાતો થઈ રહી હતી. એ મેસેલિનાને જુલિયા નામની એક ભત્રીજી હતી. એ ભત્રીજીની હરહમેશ ઈર્ષા થતી. અગાઉ તેને એક વખત તો દેશનિકાલ કરાવવામાં એ ફાવી હતી. પરન્તુ થોડા સમયમાં જ બાદશાહે તેને ફરીવાર રોમમાં બોલાવી લીધી હતી. બીજી વખત એ જુલિયાને દેશવટે મોકલવા માટે મેસેલિનાએ એક કાવત્રું રચ્યું હતું કે જુલિયા તથા સેનેકાને આડો વ્યવહાર હતો એવું બાદશાહને સમજાવવામાં તે ફતેહમંદ થઈ. એ બાબતમાં એવો સચોટ મેળ મળી જવા પામ્યો કે મેસેલિનાએ જુલિયા તથા સેનેકા એમ બન્ને માટે દેશનિકાલનો હુકમ કઢાવ્યો. તેને પરિણામે કોર્સિકાના ટાપુમાં તેમને દેશનિકાલ તરીકે આઠ વર્ષ સુધી રહેવું પડ્યું. આ વખત દરમ્યાન સેનેકાએ 'આશ્વાસન' (On consolation) શીર્ષક બે ગ્રંથ લખ્યા હતા; તેમનો એક તો તેની મા હેલ્વિયાને સંબોધીને લખાયો હતો. અને બીજો રાજાના પ્રીતિપાત્ર ઠરેલા પોલિબિયસને સંબોધ્યો હતો. તેમાં તેની શિક્ષા માફ થાય એવી આશાથી બાદશાહનાં અયોગ્ય વખાણ પણ તેણે કર્યાં હતાં. એ પુસ્તકો પરથી જ આપણે જાણી શકીએ છીએ કે વર્ષો પહેલાં જ્યારે તેણે 'ક્રોધ' (On Anger) નામનું પુસ્તક લખ્યું હતું ત્યારે સેનેકા પરણ્યો હતો અને 'આશ્વાસન' લખાયું ત્યારે તે વિધુરાવસ્થામાં હતો. એ સમયે સંતાનોમાં તેને એક પુત્ર તથા એક પુત્રી હતાં અને કોર્સિકા જવાને ઊપડ્યો તે પહેલાં થોડા દિવસે જ તેનો બીજો પુત્ર ગુજરી ગયો હતો.

બીજી બાજુએ, ઈ. સ. ૪૯માં વિશ્વાસઘાતના ગુના માટે મેસેલિનાને ફાંસીને માંચડે લટકાવવામાં આવી અને બાદશાહ પેલી જુલિયાની બહેન એગ્રેપિનાને પરણ્યો. તેની લાગવગથી સેનેકાને પાછો બોલાવવામાં આવ્યો અને તેને 'કોન્સલ'ની પદવી આપવામાં આવી તથા રાજકુમાર નીરોના અધ્યાપક તરીકે પણ તેને નીમવામાં આવ્યો. ઈ. સ. ૫૪માં બાદશાહ ક્લોડિયસને ઝેર દઈને એગ્રેપિનાએ મારી નંખાવ્યો અને તેથી અઢાર વર્ષની જુવાન વયનો નીરો બાદશાહ થયો અને સેનેકા મુખ્ય પ્રધાન બન્યો. રાજમાતા એગ્રેપિનાને તેના દીકરા પર સત્તા ચલાવવાનો શોખ હતો. એટલે શરૂઆતમાં તો તે કહેતી તેટલું જ નીરો કરતો. પરન્તુ નીરો કોઈ એક્ટે નામની સ્ત્રીના પ્રેમમાં પડ્યાની વાત બહાર આવી. એગ્રેપિનાને તેની જાણ થતા તેણે નીરોને પદભ્રષ્ટ કરવાનું ને બ્રિટાનિકસને ગાદીએ બેસાડવાનું કાવતરું રચ્યું. પરન્તુ બ્રિટાનિકસનું ખુન થઈ જવાથી થોડા વખત માટે મા-દીકરા વચ્ચે સમાધાન થયું અને એવું સમાધાન ચારેક વર્ષ સુધી

ટકી રહ્યું.

આ સઘળા વખત દરમ્યાન નીરોના સલાહકારોની સ્થિતિ ઘણી જ ગૂંચવણભરેલી થઈ પડી હતી. તેમાં પણ સેનેકા પાસે પુષ્કળ દ્રવ્ય એકઠું થયેલું હોવાથી બધાંની શંકાભરી નજર તેના તરફ વળી હતી; આમ હોવાથી કયા પક્ષને ટેકો આપવો તે વિશે છેવટનો નિર્ણય કરવાનું જ તેને માટે બાકી રહ્યું હતું. એ વખતે નીરો કોઈ પોપિયા નામની સ્ત્રીના પાપી પ્રેમમાં પડ્યો હતો. એ પોપિયાને મહારાણીપદની અત્યંત આકાંક્ષા હતી, પરન્તુ એગ્રેપિના જીવતી હોય ત્યાં સુધી તેમ થવું અશક્ય હોવાથી તેણે નીરોને સમજાવ્યું કે એગ્રેપિના તેમની બન્નેની વિરુદ્ધમાં કાવતરાં કરતી હોઈને દૂર કરવાની જરૂર છે. નીરોએ પોતાના સલાહકારોને બોલાવીને તેમની સલાહ પૂછી, પણ કોઈ કંઈ યુક્તિ સુઝાડી શક્યું નહિ. તેથી કોઈ જલ્લાદ મારફત એ કરપીણ કૃત્ય નીરોએ કરાવ્યું અને એમ કરવામાં અયોગ્ય તેમ જ પાપ જેવું કંઈ નથી એવી મતલબના સેનેટ પર લખાયલા પત્રને લખવાનું માન (!) ઘણું કરીને સેનેકાને ભાગે જાય છે એવું કહેવાય છે.

હવે સેનેકાના જીવનની દિશા બદલાઈ. તેની સઘળી સત્તા તો પડી ભાંગી હતી, પરન્તુ બાદશાહ તેના તરફ પક્ષપાતી હોવાનો ડોળ કરતો હતો અને તેને નિવૃત્તિ લેવાની ના પાડ્યા કરતો હતો. તે ઉપરાંત વળી ગુનાના વિષયરૂપ થઈ પડેલી તેની દોલતનો મોટો ભાગ સેનેકાએ બાદશાહને આપવા માંડ્યો તે પણ તેણે સ્વીકાર્યો નહિ. એ વખતથી સેનેકા કામકાજમાં બહુ ઓછું માથું મારતો; આખો દિવસ તેના મકાનમાં જ ભરાઈ રહેતો; ઘણા જ થોડા મિત્રોની મુલાકાત લેતો અને માત્ર તત્ત્વજ્ઞાનની પાછળ જ મંડ્યો રહેતો માલૂમ પડતો હતો. તેને હવે બે જ વાનાં જોવાનાં બાકી રહ્યાં હતાં. એક અપમાનાયેલું ઘડપણ અને બીજું અપકીર્તિભર્યું મૃત્યુ. સેનેકાએ લખેલ સઘળાં લખાણોમાંનો મોટો ભાગ આ સમય દરમ્યાન લખાયો હતો એમ સંશોધકોનું માનવું છે

આ અરસામાં જ નીરોએ રોમને આગથી ભસ્મીભૂત કર્યું અને તેને ફરીવાર સમજાવવા માટે દ્રવ્યની જરૂર પડી એટલે તેણે દેવળો લૂંટ્યાં. આને કારણ તરીકે આગળ ધરીને સેનેકાએ રાજીનામું આપ્યું. પણ તે સ્વીકારવામાં આવ્યું નહિ. તેથી તે નજીકના ગામડામાં જતો રહ્યો અને એ બધાંના પરિણામરૂપ ભોગવવાની સજાની રાહ જોવા લાગ્યો. થોડા વખતમાં જ એવી ગપ ઉડાડવામાં આવી કે પિઝોની સરદારી હેઠળ રચાયલા 'કાવત્રા'માં સેનેકાનો પણ હાથ હતો. નીરોને તો એટલું જ જોઈતું હતું. એ બાબતમાં સેનેકાનો ખુલાસો માગવાની વિધિ પૂરી થઈ ન થઈ ત્યાં તો તેને દેહાંત દંડની શિક્ષા પણ ફરમાવવામાં આવી અને તે ખબર તેને પહોંચાડવા માટે દૂતોને પણ રવાના કરવામાં આવ્યા. પોતાને ઘેરથી પાછો ફરતાં સેનેકા રોમથી થોડેક દૂર આવેલા એક ગામડામાં થોડો વખત રોકાયો હતો. ત્યાં તેને આ દૂત મળ્યા. તેણે એ શિક્ષાની સઘળી વાત શાંતિપૂર્વક સાંભળી લીધી અને એ દૂતોની સાથે જ તે રોમ પાછો ફર્યો તથા પોતાનું સઘળું કામકાજ આટોપી લેવા માટે થોડા વખતની રાહત મળવા માટે માગણી કરી. તે વિનંતિનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો. બાદશાહે પોતે તેને શિક્ષાનું ફરમાન સંભળાવ્યું અને જે પ્રકારનું મોત જોઈતું હોય તે પસંદ કરવાનું સેનેકા પર છોડવામાં આવ્યું. સેનેકાએ પોતાના હાથે પોતાના શરીરની એક નસ પર ચપ્પુ વડે કાપ મૂકી તેમાંથી લોહી વહેવડાવી મોતનો ભેટો કરવાનું ઇચ્છ્યું. તેના મિત્રોને તે છેલ્લી મુલાકાત આપી રહ્યો કે તુરત જ તેણે ચપ્પુ વડે તેના હાથની નસ ખોલી નાખી. એ જ વખતે તેની સ્ત્રી પોલિનાએ (કોર્સિકાથી પાછો ફર્યા પછી સેનેકા ફરીવાર પરણ્યો હતો) પોતાને માટે પણ તેના પતિના જેવા જ મોતની માગણી કરીને પોતાનો શુદ્ધ પ્રેમ પ્રદર્શિત કર્યો. તેની નસ પણ ખોલી દેવામાં આવી, પરંતુ બેશુદ્ધ થઈ જવાથી તેની મરજી વિરુદ્ધ તેને બચાવી લેવામાં આવી. બીજી બાજુએ સેનેકાનું શરીર તો અલ્પાહારના કડક પાલનથી તેમ જ ઘડપણની અસ-

રથી ઘણું જ નંખાઈ ગયું હતું તેથી લોહી પૂરેપૂરું વહ્યું નહિ; એમ હોઈને મૃત્યુનો તુરત જ ભેટો થઈ જવા પામે એટલા ખાતર તેના પગની નસો પણ ખોલી નાખવામાં આવી એ અંતિમ સ્થિતિમાં પણ તેના મિત્રોને અપાયેલો તેનો છેવટનો સંદેશ તે વખતે તો લખી લેવામાં આવ્યો હતો. પરન્તુ અત્યારે તે પ્રાપ્ત થઈ શકતો નથી.

એ રીતે એ મહાન રોમન ઈ. સ. ૬૫માં મૃત્યુ પામ્યો.

આંહીં સૅનેકાનું જીવનવૃત્તાંત પૂરું થાય છે. તેનાં ઉપદેશાત્મક લખાણનો સાર તારવવા જેવો છે. સુખી જીવન ગાળવાને મનુષ્યે કેવું વર્તન ચલાવવું તે તેણે તેમાં સચોટ રીતે દર્શાવી આપ્યું છે. તેણે ઉપદેશેલા તત્ત્વજ્ઞાનમાં અવ્યવહારિક જેવું તો કશુંય નથી. તે કહેતો હતો કે અપાર જ્ઞાનવાળો હોય તે નહિ, પણ શુદ્ધ આચરણવાળો મનુષ્ય જ સુખી હોય છે. એ ફિલસૂફનું કવન ગુજરાતના સમર્થ ચિંતક સદ્ગત મણિલાલ નભુભાઈ દ્વિવેદીને એટલું બધું આકર્ષક માલૂમ પડ્યું હતું કે તેઓ એ રોમન વિચારકના ઉપદેશનો સારગર્ભ ગુજરાત સમક્ષ રજૂ કરવાને પ્રેરાયા હતા એ સૅનેકાનાં જીવન તેમજ કવનનો પરિચય આપતાં તેમણે નોંધ્યું હતું કે,

'એ(સૅનેકા)ના લેખમાં તત્ત્વચર્ચા કે પારમાર્થિક વિષયો સંબંધે વિવાદના બુદ્ધિવિલાસો નથી. વ્યવહારિક જીવન ગાળ્યા છતાં વિશુદ્ધ, સંતુષ્ટ અને સુખી જીવન કેમ ગાળી શકાય તે જ એના લેખનો પ્રધાન આશય છે. જનસ્વભાવમાં દૈવી અને આસુરી પ્રકૃતિનો જે વિગ્રહ સર્વદા વિદ્યમાન છે તેનો વિચાર કરીને દૈવી પ્રકૃતિ આસુરી પ્રકૃતિનો પરાજય શા પ્રકારે સાધી શકે એ સમજાવવાનો સૅનેકાનો પ્રયત્ન છે...આ જીવન એક શાળા છે, અનુભવ એ તે શાળાનું શિક્ષણ છે, સમત્વની અપરોક્ષ પ્રાપ્તિ એ તે શાળામાંથી પ્રાપ્ત કરવાનું ફળ છે. એ શાળામાંથી વિરક્ત થઈ નાસી જવામાં, ત્યાગમાં, અનુભવ કે અનુભવનું ફળ સૅનેકાએ સ્વીકાર્યું નથી. અનુભવને અર્થે જે દ્વન્દ્વની અપેક્ષા છે, દ્રષ્ટા અને દૃશ્યરૂપ દ્વન્દ્વ વિના જે અનુભવ અશક્ય છે, દૃશ્યમાં વિરોધી દ્વન્દ્વ વિના—શીત-આતપ, પ્રકાશ-તિમિર, સુખ-દુઃખ એ દ્વન્દ્વ વિના—જે અનુભવ અશક્ય છે તે પ્રાપ્ત કરવાને ત્યાગ એ માર્ગ નથી. શ્રીમદ્ ભગવદ્ગીતામાં જેને સમત્વને નામે યોગ એમ કહી શ્રી કૃષ્ણ ભગવાને પોતાના પ્રિય શિષ્યને અભિપ્રવૃત્તિપરાયણ કરતાં પણ ઉપદેશ્યું છે તે જ સૅનેકાને પણ સુખના સાર રૂપે પ્રિય છે અને એ સમત્વ, દ્વન્દ્વનાં અનુભવ માત્રમાં ફળાભિસંધિરહિત રહેવાથી સિદ્ધ થાય છે એવું તેનું પણ માનવું છે. એટલા તત્ત્વનિશ્ચયો સૅનેકાએ પ્રત્યક્ષ રીતે પોતાના લેખમાં યદ્યપિ આપ્યા નથી, તથાપિ તેણે જે સિદ્ધવત્ વ્યાવહારિક ઉપદેશ કર્યો છે તે આવા નિશ્ચયોને આધારે કર્યો છે એમ માની શકાય.*'

સૅનેકાના સઘળાં લખાણનો સાર એટલો જ છે કે આત્મા એ તો દિવ્ય ચૈતન્ય એટલે શરીરની અંદર વસતા દેવનો પ્રવાહ છે અને શરીર તો પશુ સૃષ્ટિનો માત્ર એક ભાગ છે. તાત્પર્ય એટલું જ કે શરીરને ચૈતન્યના અંકુશમાં રાખવામાં જ એ મહાન રોમનની સુખ મેળવવાની પદ્ધતિ સમાયલી છે. તે કહેતો કે નૈતિક જીવન એ તો દિવ્ય તેમજ પાર્થિવ એવા બે

---

*સૅનેકાકૃત 'સુખી જીવન' (On a Happy Life)ના રા. ભૂપતરાય દયાળજી બૂચે કરેલા ભાષાંતરની પ્રસ્તાવના (સને ૧૮૯૫ની આવૃત્તિ): પૃષ્ઠ ૪–૫. સદ્ગત મ. ન. દ્વિવેદીએ એ પ્રસ્તાવના તા. ૧૬-૩-૧૮૯૫ના રોજ લખી હતી. એ લખાણ 'સુદર્શન ગદ્યાવલિ'માં સંગ્રહાતું રહી જવા પામ્યું છે તેમજ છેલ્લે છેલ્લે પ્રગટ થયેલા શ્રી. ધીરુભાઈ રચિત 'મણિલાલ નભુભાઈ—સાહિત્ય સાધના' તથા 'મણિલાલ નભુભાઈ—જીવનરંગ'માં એ લખાણ [illegible] પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. આમ હોઈ એ લખાણ લુપ્તપ્રાય ન થાય એટલા ખાતર હવે પછી વહેલામાં વહેલી તકે એ લખાણને ફરીથી સંસ્કારપ્રિય ગુજરાતી જનતા સમક્ષ કરી દેવાની આ લખનાર ઉમેદ રાખે છે; કારણ કે એ 'સુખી જીવન' આજે વિરલ પુસ્તકની ગણતરીમાં આવી ચૂક્યું છે.

સિદ્ધાંતોનું દ્વન્દ્વયુદ્ધ માત્ર છે. વળી જિંદગીના ધ્યેય તરીકે સુખને આગળ કરતી વખતે ઉપભોગમાં જ તેને રુંધી ન રાખવાની ચેતવણી આપવાનું પણ તે ચૂક્યો નથી. જીવનને તે લશ્કરના પડાવ જેવું—જીવતાજાગતા સૈનિકોનાં કામ જેવું ગણતો. બીજી બાજુએ જનસમાજના સુખમાં જ વ્યક્તિઓનું સુખ સમાયલું છે એવું તેણે સરસ રીતે બતાવી આપ્યું છે અને સઘળા માનુષી સંબંધોમાંથી મનુષ્ય–મનુષ્ય વચ્ચેની દોસ્તીની ગાંઠને તેણે જુદી તારવી કાઢી છે. મનુષ્યોએ પોતાના મિત્રો માટે, પોતાનાં માતપિતા માટે અને પોતાના દેશને માટે જીવન નિર્વહવું જોઈએ અને એ બધાંને માટે જીવનના ઉલ્લાસને જતા કરવા જોઈએ એવો આદેશ આપતાં પણ એ સેનેકા અચકાયો નથી. એ બધા ઉપરાંત ગુલામો તરફ તેના શેઠો અને માલેકો માયાળુ વર્તન ચલાવવા પ્રેરાય એ દૃષ્ટિબિંદુને ખ્યાલમાં રાખીને તેણે સચોટ દલીલોવાળાં લખાણો લખ્યાં છે. તે કહેતો કે 'ગુલામો પણ મનુષ્યો છે; નમ્ર મિત્રો છે; સહભૃત્યો છે,—રે આ સંસારરૂપી રણમેદાન પર લડનારા સહયોદ્ધા જેવા છે.'

સેનેકાએ ઘણું લખ્યું છે. તેનાં પુસ્તકોમાંનાં ઉત્તમોત્તમની યાદી આ રહી: ૧. 'ક્રોધ' (On Anger) ૨. 'આશ્વાસન' (On consolation) ૩. 'ઈશ્વર' (On Providence) ૪. 'ચિત્તશાન્તિ' (On Tranquility of Mind) ૫. 'સાત્ત્વિક ભાવ' (On Elemency) ૬. 'જીવનની ક્ષણભંગુરતા' (On the shortness of life) ૭. 'સુખી જીવન'+ (On a Happy life). ૮. 'દયાભાવ' (On Kindness) ૯. 'લ્યુસિલિયસના ૧૨૪ પત્રો' (Epistles of lucilius 124 in number) ૧૦. 'સૃષ્ટિશાસ્ત્રને લગતા પ્રશ્નો' (Guestions on Natural History) નાં સાત પુસ્તકો. તે ઉપરાંત કેટલાંક કરુણરસપ્રધાન નાટકો પણ તેણે રચ્યાં હતાં. એનાં લખાણની શૈલી જ એટલી તો જોશીલી તેમજ સચોટ છે કે ખ્રિસ્તી ધર્મગુરુઓને એ રોમન ફિલસૂફનાં લખાણોને પ્રમાણ તરીકે રજૂ કરવાની ટેવ પડી ગઈ છે અને સાધુ જીવન જીવવાને લગતા નિયમોની તારવણી એ પ્રાચીન ચિંતકનાં લખાણમાંથી હજુ આજે પણ કરવામાં આવે છે. એ રીતે એ લખાણ તરફ જનસમાજનું આકર્ષણ પૂરતું માલૂમ પડ્યું છે; પરંતુ સુપ્રસિદ્ધ આંગ્લ લેખક મેકોલેને એ રોમન વિચારક માટે ખાસ પ્રકારનો ઊંચો મત નહોતો. સેનેકાના જીવન પર એક ઊડતી નોંધ રૂપે તેણે લખ્યું છે કે 'વીસ વીસ લાખ પૌંડને વ્યાજે ફેરવવા છતાં પણ ગરીબાઈના ગુણ ગાવા નીકળવું, ભલભલા બાદશાહોને પણ ઈર્ષા આવે એવા બગીચાઓમાં બેસીને મોજશોખમાંથી નિપજતાં અનિષ્ટો પર સૂત્રાત્મક ભાવનાઓ વિચારવી, કોઈ જુલમગારના ઉદ્ધત તેમજ હૃષ્ટપુષ્ટ બનેલા મુક્ત ગુલામોને 'જી લબ્બે' કરતાં કરતાં સાથોસાથ જડબાતોડ શબ્દો વાપરીને સ્વાતંત્ર્ય પર નિરર્થક બડબડાટ કરવો, એક પુત્રે તેની માતાના કરેલા ખૂનનો બચાવ લખનારી કલમ દ્વારા જ સદ્‌ગુણોમાં રહેલાં દિવ્ય સૌંદર્ય માટે રાચવું એ બધામાં જ એ (સેનેકા) ફિલસૂફનાં કાર્યની સમાપ્તિ થતી હતી.× આમ

---

+ આ 'સુખી જીવન'માં દર્શાવાયેલા વિચારો દુનિયાભરના અનેક વિદ્વાનોને આકર્ષી રહેલા માલૂમ પડયા છે અને આપણા સમર્થ શિષ્ટ પત્રકાર તેમજ ચિંતક મ. ન. દ્વિવેદી તેમાં અપવાદરૂપે નહોતા. તેમણે પણ સેનેકાનાં એ 'સુખી જીવન'ને એક નિબંધમાં સંક્ષિપ્ત સ્વરૂપે આલેખી બતાવ્યા હતા અને તે 'સુદર્શન ગદ્યાવલિ'નાં પૃષ્ટ ૨૮૮–૨૯૦ ઉપર પ્રગટેલો હજુ આજે પણ જોઈ શકાય છે.

×એ મેકોલેના નિબંધના અસલ શબ્દો નીચે મુજબ છે:— The business of a philosopher (Senecca) was to declaim in praise of poverty with two million sterling out at usuary, to meditate epigrammatic conceits about the evils of luxury, in gardens which moved the envy of Sovereigns, to rant about liberty, while fawning on the insolent and pampered freedmen of a tyrant, to celebrate

હોવા છતાં પણ એટલું તો કહેવું જ જોઈએ કે સેનેકાનાં સઘળાં લખાણમાં દર્શાવાયેલા વિચારો પોતે, મનુષ્યનાં રોજિંદાં જીવનનાં કાર્યોમાં યોજી શકાય એવા દૃષ્ટાંત રૂપે છે. મનુષ્યની સામાજિક તેમજ નૈતિક ફરજનો ભાગ્યે જ કોઈ એવો ભાગ હશે કે જે વિષે તેણે લખ્યું નહિ હોય. બાઇબલના ઉપદેશને તેનું લખાણ મળતું આવતું હોવાથી ઘણાઓ પહેલાં એને ખ્રિસ્તી હોવાનું પણ ધારતા.

સેનેકાનાં સઘળાં લખાણોમાં દર્શાવાયેલું ઉચ્ચ નૈતિક જીવન અને તેનાં જીવન દરમ્યાન તેણે આચરેલાં કેટલાક કૃત્યોમાં તરી આવતું તેનું સંદિગ્ધ વર્તન— ટૂંકમાં તેનું જીવન અને કવન : આ બન્નેએ લોર્ડ મેકોલેની માફક કેટલાયે ભગજોને તુલનાત્મક સરખામણીમાં ગરકાવ કરી દીધાં છે. એનાં જીવન અને કવનમાં અસંગતિ તો છે જ; પરંતુ શુદ્ધ નૈતિક જીવનની આલોચના કરવાની તથા વ્યાખ્યા આપવાની શક્તિ પ્રાપ્ત કરવાથી કંઈ તે સત્યોને આચરણમાં ઉતારી દેવાનું સામર્થ્ય મળી જતું નથી એ પણ ખરું છે. સાચી વાત તો એ છે કે કોઈ પણ મનુષ્યના જીવનની કિંમત તેણે કેટલું સિદ્ધ કર્યું તે ઉપરથી નહિ, પણ તેના મનોરથો તેમજ આશયો કેવા હતા અને પ્રતિકૂળ સંજોગોનો સામનો કરીને પણ તેણે કેટલી હદ સુધીની સાધના સાધી એ ઉપરથી અંકાવી જોઈએ. દૃષ્ટિબિંદુને ધ્યાનમાં લઈએ તો સેનેકાએ શું શું કર્યું અને શું શું કરવાની તેની ખ્વાએશ હતી એ બન્નેની વધારે સારી તુલના થઈ શકે તેમ છે. પછી ભલે આપણે તેના લખાણને તેના પોતીકા જીવનના નિયમોને બદલે તેના સ્વાનુભવરૂપે સ્વીકારીએ કે નહિ એ સવાલને વણચર્ચ્યો જ રહેવા દઈએ. હા, એટલું તો નિ:સંદેહ રીતે સ્પષ્ટ જ છે કે સેનેકા પાસે લખલૂટ દ્રવ્ય હતું અને છતાં પણ

the divine beauty of virtue with the same pen which had just before written a d.fence of the murder of a mother by a son.'

(Maccaulay's Essays : Page 390)

તેને ગરીબાઈની છડેચોક પ્રશંસા જ કરી છે. પરંતુ બીજી બાજુએ એ પણ ખરું છે કે એ દોલત તેણે પ્રામાણિકપણે પ્રાપ્ત કરી હતી. તેની પૂરતી સાબિતી એના જીવનઇતિહાસમાંથી જ મળી આવે છે અને બાદશાહ નીરોને એ સઘળી દોલત વિનાસંકોચે સોંપી દેવાની તૈયારી એ જ એની પ્રામાણિકતાની સાચી નિશાની છે. એ સિવાય, સેનેકાના જીવનનો એક પ્રસંગ અત્યન્ત અટપટો તેમજ કોયડારૂપ છે અને તે જુલિયા સાથેના તેનાં સબંધને લગતો છે. પરંતુ એ બાબતમાં પણ આક્ષેપ તો તેના દુશ્મનનો પાઠ ભજવનારી પેલી મેસેલિના તરફથી આવે છે ત્યારે તેના ગુના જેટલી જ તેની નિર્દોષતા હોવાનો સંભવ રહે છે. અને નીરોએ બ્રિટાનિકસનું ખુન કરાવ્યું તેથી કંઈ એમ સાબિત થઈ જતું નથી કે તેમ થવા દેવામાં સેનેકાનો થોડોસો પણ હાથ હતો.

હવે તેના ખાનગી જીવન તરફ વળીએ. તેના લખાણ પરથી સમજાય છે કે તે સ્વભાવે ઘણો જ નમ્ર હતો અને બીજા પણ કેટલાક સદ્‌ગુણોનો વાસ તેના અંતઃકરણમાં હતો. મિત્રો તરફનો મુગ્ધ કરી દે તેવો તેનો અનુરાગ, વિવેક અને વિશ્વાસપ્રિયતા તો ખરે જ પ્રશંસાને પાત્ર ઠરે છે. તેનાં લખાણોમાં પોતાના બંધુ માટે કરાયેલો માયાભરેલો ઉલ્લેખ, પુત્ર તરીકે તેની માતાનાં તેણે કરેલાં વખાણ, તેની પ્રેમાળ પત્ની પ્રત્યેનો તેનો અપ્રતીમ પ્રેમભાવ : એ સઘળાં તેના હૃદયમાં રહેલા સદ્‌ગુણોની સાક્ષી રૂપે છે. એવું કહેવાય છે કે સારી દુનિયાની દૃષ્ટિએ વ્યવહારનું રૂપ ધારણ કરી રહેલા કેટલાક વિલાસોનો વિરોધ તેણે જીવનભર કર્યો હતો. વળી જે મરદાઈથી તેમજ હિંમતપૂર્વક તે મૃત્યુને ભેટ્યો હતો તેની કિંમત તો ભાગ્યે જ કોઈથી ઓછી આંકી શકાશે. કદાચ કેટલાકને મન તે વીરનું મૃત્યુ ન પણ ગણાય, પરંતુ મનુષ્યત્વને છાજતું તો તે અવશ્ય હતું જ; કદાચ અતિ ઉત્કૃષ્ટ પ્રકારનું એ ભલે ન ગણાય, પરંતુ તે પૂરતી રીતે હૃદયદ્રાવક તો હતું જ. આજે સમસ્ત પૃથ્વીના પટ ઉપર, પોતાને જ હાથે શરીરની એક એક નસ પર કાપ મૂકીને તેમાંથી લોહી

વહેવરાવતાં મૃત્યુનો સામનો કરી શકે એવાં મનુષ્યો મળી આવે તેની ગણતરી તો સૌ કોઈ કરી શકે તેમ છે. એની રહેણી–કરણીમાં રહેલી ખામીઓ તથા અમુક સિદ્ધાંતોના આચરણમાં તેને મળેલી નિષ્ફળતા—એ બંને વસ્તુઓ જોવા છતાં પણ તેનો નીતિયુક્ત સદાચાર, દયા અને ક્ષમાની તેણે ચિંતવેલી અનોખી ભાવનાઓ, માતુપીપ્રમાદ તરફ સહાનુભૂતિપૂર્વકનો તેનો વર્તાવ, અપ્રતિરોધના સિદ્ધાંતનું કડક પાલન, તેનું આદર્શ પરિણીત જીવન, ખરી મિત્રતાની તેની ગણના, વિશ્વપ્રેમરૂપી તેનો જુસ્સો એ સઘળાં પર જ્યારે આપણે દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે જગતભરના ડાહ્યા પુરુષોમાંહેના એક તરીકે—રે દુરાચાર માટે પ્રસિદ્ધ થયેલા યુગના નિષ્પાપ સાધુ માંહેના એક તરીકે તેને માનવાનું આપણને મન થઈ જાય છે.

☆



પ્રદર્શનગૃહ જીવન્ત હોવું જોઈએ અને તેની આસપાસના જીવન સાથે તેનો પણ વિકાસ થવો જોઈએ. પ્રદર્શનગૃહને અદ્યતન રાખવા માટે તેમાં નવા નમૂના વરસોવરસ ઉમેરાવા જોઈએ.

પ્રદર્શનગૃહો બીજાં મહત્ત્વનાં કાર્યો ઉપરાંત ત્રણ મહત્ત્વનાં કાર્યો સાધી શકે: નમૂનાઓની પ્રાપ્તિ અને જાળવણી; નમૂનાઓના અભ્યાસદ્વારા જ્ઞાનની વૃદ્ધિ; અને સામાન્ય નાગરિકના જીવનને વધુ સભર બનાવવા માટે જ્ઞાનનું પ્રસારણ.

ચિત્રમાં કેટલાંક વિદેશી પ્રેક્ષકો દિલ્હીના નેશનલ મ્યૂઝિયમમાં પ્રાચીન ભારતીય જીવનનો પરિચય પામતાં દેખાય છે.

શિવકુમાર જોષી

# રહસ્યનગરી

વાર્તાની ચોક્કસ વ્યાખ્યામાં માનનારાઓને આ વાર્તા ન પણ લાગે એવી કંઈક જુદી જ રીતે લખાયેલી આ વાર્તા આપણા જાણીતા લેખકે લખી છે. વાર્તાનું વસ્તુ કોઈને પણ સ્પર્શી જાય તેવું સચોટ છે એટલે જ આ વાર્તાની મહત્તા અનેકગણી ગણી શકાય........

એ રાતની વાત યાદ આવે છે ને ફરી પાછો હું ઝબકીને જાગું છું. દૂરદૂરથી જાણે બંગીય ઉપસાગરનો ઘેરો નાદ મને વીંટળાઈ વળતો હતો એમ અનુભવું છું...

તે સાંજે ઑફિસથી પાછો ફરતો હતો. ચૌરંઘીના બસ-સ્ટેન્ડ પાસે ભીડ જામી હતી. કાળાં વાદળના દળકટક ઊમટયાં હતાં, ચારે બાજુથી ઑફિસેથી અને ફૂટબૉલની રમત માણીને નીકળેલાં ટોળાંઓનો ધસારો બસ-સ્ટેન્ડ ઉપર વધી ગયો. પુષ્કળ વરસાદને કારણે ટ્રામના પાટા ડૂબી ગયા હતા; કલકત્તાનો ટ્રામવ્યવહાર ખોરવાઈ ગયો હતો...

બસમાં ચડતાં કોઈનો હડસેલો વાગ્યો, મારવાની રીત ઉપરથી તે યોજનાપૂર્વક મારવામાં આવ્યો હોય એમ મને લાગ્યું. મેં પણ વળતો જવાબ આપ્યો. વાત રસાકસી ઉપર ચડી. એણે બીજા હડસેલાની યોજના કરી અને હુમલો આરંભીને હું બાજુમાં સરી ગયો. જોરપૂર્વક યોજાએલો હડસેલો એના જ મિત્રને પહોંચ્યો અને અમે ત્રણે હસી પડ્યા.

'ફૂટબૉલ રમી જાણો છો કે શું મિસ્ટર? લથરપથર ધોતીયું અને શરીરના પ્રમાણમાં મોટી સાઈઝની પંચાલી પહેરી છે અને લમણા ધોળાં થવા માંડ્યા છે છતાં 'એલર્ટ' ઘણા છો...' એની કદરભરી વાતો સાંભળતાં સાંભળતાં મારું મન વિચાર-ચગડોળે ચડ્યું.

એ ચબરાકી મેં જાળવી રાખી હતી; મૃત્યુની નજીકનાં વર્ષો ઓછાં રહ્યાં હોય તેથી મારી ઉંમર હોવા છતાં યુવાનીમાં પગલાં માંડતાં પડેલી ટેવ પ્રમાણે ચબરાકી બચાવી રાખવા મેં સાધના કરી હતી એની વાતો યાદ આવવા માંડી. જિંદગીમાં ઘણું બની ગયું હતું, કારકીર્દિ ક્યારેક સફળ ક્યારેક નિષ્ફળ લાગતી હતી. જીવન સાથે પ્રયોગો કરવાની પડેલી આદત છૂટતી ન હતી જાણે એ ચિરપ્રયોગાવસ્થામાં જ મને મારા જીવનની કૃતકૃત્યતા દેખાતી હતી.

એવા વિચારોને કારણે મન મસ્ત બની રહ્યું હતું ત્યાં એકાએક સખત આંચકા સાથે બસ ઊભી રહી થોડી મિનિટો પછી કંડક્ટરે કહ્યું કે 'હવે બસ આગળ નહિ વધે!' આજુબાજુ વિસ્તાર પાસે પાણી ખૂબ ભરાયાં હતાં તેમાં બસ અટવાઈ ગઈ હતી

બસ ટ્રાન્સપોર્ટથી માંડીને પશ્ચિમ બંગાળની સરકારને સ્વસ્તિ સંભળાવતા પેસેન્જરો કચવાતે દિલે બસમાંથી ઊતરવા લાગ્યાં. એ ધીરા ધસારાનો એક ભાગ બનીને હું પણ નીચે ઊતર્યો. ઘર ત્યાંથી એ અઢી માઈલ દૂર દક્ષિણ તરફ આવેલું. વરસાદ હજી ચાલુ હતો. રસ્તા ઉપર ઢીંચણ ઊંડાં પાણી ભરાયાં હતાં. એટલાં પાણી ખૂંદતાં ખૂંદતાં ઘેર પહોંચવું કેટલું કપરું હતું? હું વિચારમાં પડી ગયો અને બીજો વિકલ્પ શોધવા લાગ્યો.

મેઘાડંબરની વચમાં કોઈ કોઈ વાર ત્રાડ સાથે ઝબુકી જતી વીજળીએ જાણે મારા અંતરમાં અણધાર્યું અજવાળું પાથર્યું. કાલિન્દીનાં કાળાં જળ પાર કરીને આવી એક રાતે પેલો બિલ્વમંગળ—!

અને મેં ચાલવા માંડ્યું. મુખ્ય રસ્તા ઉપરથી બાજુના વધુ સાંકડા માર્ગે વળ્યો, પાણી વધુ ઊંડાં છે એમ અનુભવ્યું છતાં મનની તરંગી દશામાં મારા લક્ષ્યસ્થાન તરફ આગળ વધ્યે જતો હતો. એક પછી એક સાંકડા રસ્તા અને તેથીયે સાંકડી ગલીઓ પાર કરતાં ન તો મેં મારા દેહની પરવા કરી ન તો ચારે બાજુએ વિસ્તરેલી અવ્યવસ્થા અને રુંધાતા ગુંગળાતા વાતાવરણનો વિચાર કર્યો. મને કાલિન્દીના કાળાં જળ અને તે પાર કરવાની અદમ્ય ઇચ્છા સેવતા

બિલ્વમંગળની સ્મૃતિએ હડસેલો માર્યા કર્યો.

એટલી રાતે આટલી જહેમત ઊઠાવીને ભીનાં કપડાં અને ધ્રૂજતા શરીરે હું એની સીડી પાસે પહોંચ્યો ત્યારે મારો ઉત્સાહ ઓસરી ગયો હતો. બેત્રણ વર્ષ વચમાં વીતી ગયાં હતાં. કલિકાને હું છેલ્લો મળ્યો ત્યારે અમારી વચ્ચે જે એક મેલો પડદો પડી ચૂક્યો હતો તે મને યાદ આવ્યો.

નિરાશ્રિત બની ગયેલી એ યુવતીને કોઈએ આશ્રય આપ્યો ત્યારે તે પાછળ દેખાયેલી ઉદારતા ગણતરી-પૂર્વકની હતી એવો ખ્યાલ કલિકાને જ્યારે આવ્યો ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. રૂપગુણે સામાન્ય. છતાં એની ચબરાકી અને ઘાટસરના યૌવનને કારણે એ નવી પરિસ્થિતિ છેવટે આર્થિક રીતે એને માફક આવી ગઈ હતી.

જે કલિકાના મકાનની સીડી ચડતાં હમેશાં થનગનાટ અનુભવતો તે આજે ચડતાં પેલો ઓસરી જવા મંડેલો ઉત્સાહ સાવ વેરવિખેર થઈ ગયો. મરતાં મરતાં ઝબકતી ગૅસની ક્ષીણકાય બત્તીમાં એ પરિચિત ગલીનું તે રાતનું અંધારું મને ગોઝારું લાગ્યું. સીડી બાજુની ખરબચડી ભીંતમાંથી વધુ પ્લાસ્ટર ખરી પડ્યું હતું તે ઉપર મારાં આંગળાં અટકી ગયાં. કલિકાની જાળીઆ જેવી બારીમાંથી ધુંધવાતો પ્રકાશ મને નિસાસા નાખતો લાગ્યો. સીડીનું છેલ્લું પગથિયું ચડતાં મેડાથી નીચે ઊતરીને મને નાસી જવાનું મન થયું.

કલિકા મને ગમતી. એના દુઃખના દિવસમાં કરેલી મદદને કારણે અમને થોડા મિત્રોને એને ત્યાં અમારી અનુકૂળતાએ પહોંચી જવાનો પરવાનો મળી ગયો હતો. જીવનનું પેલું ગાંભીર્ય હૈયે વસ્યું હોય તેથી કે પછી કલિકાનું આકર્ષણ સરી ગયું હોય તે કારણે પેલા મિત્રો એક પછી એક પોતપોતાનો ઘરસંસાર સજાવીને બેસી ગયા, અને દામ્પત્યજીવનની માવજતમાં લાગી ગયા. શહેરને ખૂણે બે ઓરડીઓનાં બનેલાં નિસ્તેજ ઘરમાં દામ્પત્યની મધુરિમા મારે માટે ક્યારેય ન પ્રગટી. એ અંગેની મારી નિસ્પૃહતા સૌ કોઈ જાણતું પણ એવા વલણનું કારણ કોઈ નો'તું જાણતું.

જીવન એક પ્રયોગશાળા છે એમ માનનારને વળી એવી બધી લપ કેમ પાલવે ! મારું એવું આગવું અભિમાન મારા ખભા ઉપર સ્વાર થઈને બેઠું હતું અને તેનો દોર્યો હું જીવનપથપે દોરાયે જતો હતો.

કલિકા પાસે જવાનું તે દિવસોમાં એક ટેવ જેવું બની ગયેલું. હા, ત્યાં હોઉં તેટલો વખત હું માનવી બની રહું છું એમ હું અનુભવતો. અને વળી પાછો એ મુલાકાતને અંતે મારી જાત ઉપર મને તિરસ્કાર પણ આવતો.

મારા આવા વ્યવહારની પોકળતા કલિકા એકવાર બરાબર પામી ગઈ અને એના વ્યવહારમાં મેં ધંધાદારીપણું પહેલીવાર નિહાળ્યું. તે દિવસથી અમારી વચ્ચે પેલી દિવાલ ચણાઈ ગઈ...

એ રાતે આ બધું યાદ આવ્યું, તેથી કે ગમે તે કારણે સીડીને છેલ્લે પગથિયે હું પહોંચ્યો ન પહોંચ્યો ને ઝડપથી પાછો ઊતરવા મંડ્યો. ધારી ઝડપે જો કે હું ઊતરી ન શક્યો. થાકથી નિર્જીવ બની ગયેલાં અંગોને સીડીના બિસ્માર કઠેરાનો સહારો લેવો જ પડ્યો. ત્યાં ઉપરથી કલિકાએ બૂમ મારી,

'અહીં સુધી આવીને ચાલ્યા જાવ છો કિશોર બાબુ ?'

એના અવાજનો મધુર રણકો મને રુચ્યો. મેં પાછળ જોયું. બારણા પાછળથી આવતા ઝાંખા પ્રકાશની પછિતમાં એવું છાયાચિત્ર એ રાત્રે વળી મને રેખા-બદ્ધ લાગ્યું.

'અંધારામાં પણ મને ઓળખી લીધો કલિકા ?' સહેજ હસીને મુખ ઉપર સરી આવતા પાણીના રેલાને ખંખેરી નાખતાં મેં પૂછ્યું.

'છેલ્લે પગથિયે આવીને આટલી રાતે બીજું તે કોણ પાછું ફરે ?' પેલું માધુર્ય વધુ વિસ્તર્યું.

'બિલ્વમંગળની આસક્તિ તને બતાવવાની ઇચ્છા

હતી એટલે આવા વરસાદમાં દોડ્યો આવ્યો; પણ તારી બારીએ દોરડું કે સાપ કંઈ પણ લટકતું ન હતું એટલે આવકાર નહિ મળે એમ સમજીને પાછો ફરતો હતો.' પાટલીને વળ આપી પાણી નીચોવતાં સીડીમાં ઊભાં ઊભાં જ મેં વાત આગળ લંબાવી.

'શરદી લાગશે, ઉપર આવો, ગપ્પાં પછી મારજો.' એણે આત્મીયતા પ્રગટ કરે તેવા શબ્દોચ્ચારથી આમંત્રણ આપ્યું અને વળી હસતાં હસતાં ઉમેર્યું, 'પેલી ચિંતામણિની માફક વૈરાગ્યને માર્ગે તમને દોરી જવાનું મારું ગજું પણ નહિ ને.'

વૈરાગ્ય તો ઠીક પણ રાગ તરફ દોરી જવાના એના બધા પ્રયત્નો તે દિવસે કામીયાબ ન નીવડ્યા. એ મુલાકાતને અંતે મેં એને કોઈ કવિનીવાણીમાં કહ્યું પણ ખરું:

'છિડે ગેછિ, ફેટે ગેછિ, પૃથિબીર પથે હેંટે હેંટે' (ધરણીને મારગ ચાલતાં ચાલતાં હાલહવાલ બની ગયો છું) એ સાંભળીને એ ફિક્કું હસી. એની યાચક દૃષ્ટિ કાંઈ ઇંગિત કરતી હોય તેમ એના ઓરડામાં ચારે બાજુ ફરી વળી. થોડી ભીંજાયેલી નોટો એના હાથમાં મૂકીને હું નીચે ઊતર્યો.

ઘર તરફ પાછાં ફરતાં વરસતા વરસાદમાં મને લાગ્યું કે કાલિન્દીના કાળા જળવિસ્તારને વીંધીને બિલ્વમંગળ કોઈ મડાને હોડી સમજીને નદીપાર ઊતર્યો હતો પણ હું તો જાણે મડદાસમી મારી કાયાને ખેંચતો ચાલ્યો હતો અને મારી કાલિંદીના કાળા જળવિસ્તારને જાણે કોઈ કિનારો જ ન હતો! મારી જાતઉપરનો પેલો તિરસ્કાર વધુ બોલકણો બન્યો.

લેન્સડાઉન રોડ ઉપર થઈને મેં દક્ષિણ તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં ભાગ્યે જ કોઈ દેખાતું હતું.

મનોમન હું ચારે બાજુની તેમજ મારા અંતરની જાગ્રત તેમજ અજાગ્રત દુનિયાનો વધુ ગાઢ પરિચય મેળવવા મથતો હતો. એક ઓટલાને ખૂણે બે ભીખારી એકબીજામાં લપેટાઈને સૂતાં હતાં. થોડે દૂર એક કચરાપેટી પાસે કૂતરું કંઈક ખાવાનું ચૂંથતું હતું, રસ્તા ઉપર પડેલા ખાડામાં ભરાયેલા પાણીમાં મારું પગલું પડતાં ઠંડા છાંટા ઊડ્યા. અને વળી હું સાબદો થઈને ચાલવા લાગ્યો. અફુરન્ત ભંડાર વાળા મોદીની દુકાનનું એક પાટીયું ખુલ્લું રાખીને દિવસભરની આવકજાવકનો હિસાબ મેળવતો હતો. એની સામે જોઈને હું અકારણ હસ્યો. અકારણ! ત્યારે સકારણ? એનો ભંડાર અખૂટ હતો, પણ મારો ખૂટી જવા આવ્યો હતો તેમ હું અનુભવી રહ્યો હતો તે કારણે મારી જાત સાથે હું હસી રહ્યો હતો.

એક જાડા માણસને બેસાડીને એટલી રાતે કોઈ રીક્ષાવાળો એક તરફની ગલીમાંથી ટંટં ઘંટડી બજાવતો મુખ્ય રસ્તા ઉપર ફૂટી નીકળ્યો. એની ઘંટડીના અવાજમાં મેં જ તાલબદ્ધ સંગીત સાંભળવા પ્રયત્ન કર્યો, પણ વાતાવરણ વધુ બેસૂરું બની જતું લાગ્યું.

મન પાસે કોઈ સ્પષ્ટ વિચારો ન હતા. બધું જ ધુંધળું લાગતું હતું, અંદર અને બહાર બધે જ સૂમસામ હતું. છતાં બહાર પણ જીવન જીવાયે જતું હતું, અને મારી ચેતના પણ સળવળતી હતી. મૃત્યુ અને જીવનના સંબંધ જેવો સચોટ છતાં અવાસ્તવિક લાગે તેવો એ આંતર અને બાહ્યજગતનો સંબંધ હતો.

ગઈ પળ, અરે હમણાં જ સરી જતી પળ અને સામે આવે જતી એક પછી એક નવી પળ એકબીજાં માટે સાવ પારકી હતી છતાં કોઈ અણજાણ 'સળંગ સૂત્રે તે બધાયેલી હતી. સળંગ જીવનના લક્ષ લક્ષ વિભાગો સમી.

માનવીનું જીવન પણ મને તે રીતે એવા સહસ્ર ખંડ-ઉપખંડમાં વહેંચાઈ ગયેલું લાગ્યું અને તેમ છતાં તે એક સળંગ વ્યાપાર હતો એમ હું જોઈ શકતો હતો. વૃષ્ટિ, બસની મુસાફરી, પેલો હડસેલો, ગલીઓનું ભ્રમણ, કલિકાની અનાકર્ષક મહેમાનગીરી, ભીખારીઓનો આશ્રય માટેનો તલસાટ, કૂતરું અને ગંદવાડો, રીક્ષાવાળો અને એની ઘંટડી, એ બધુંય કેવું એકબીજામાં ઓતપ્રોત! છતાં કેટલું અલાયદું! કેટલું

નિરર્થક છતાં એ બધું જ જાણે જીવનને અર્થપૂર્ણ બનાવતું ન હતું ?

રાશબિહારી એવન્યુ પહોંચતાં પહોંચતાં તો મને લાગ્યું કે હવે આજ રાત્રે ઘર સુધી નહિ જ પહોંચાય. નિરાશ્રિતોની ફૂટપાથ ઉપરની એકાદ દુકાનમાં ઘૂસી જઈને પડ્યા રહેવાનું મને મન થઈ આવ્યું. ત્યાં સામેથી લાલ પાઘડી પહેરેલો રાતની રોન ભરતો લાંબી લાઠી લઈને ઘૂમતો પોલીસ દેખાયો. વળી મારા મુખ ઉપર એક ફિક્કું હાસ્ય આવીને સરી ગયું.

માનવીનું જીવન એટલે કેટલું કષ્ટ ! કેવું બંધન !! અને ભય તો જાણે પગલે પગલે !! કેટલાંયને જીવનમાં થાક લાગે ત્યારે આશ્રય નહિ મળતો હોય, ભૂખ લાગે ત્યારે ખાવાનું નહિ હોય, નિર્બંધ થઈ ઘૂમવું હશે ત્યારે શરીર કામ આપતું નહિ હોય ? આમ પરિસ્થિતિની શક્તિ કે અશક્તિ મારા જીવનને દોરે તેમ દોરાવાનું ? બહારના અથવા અંદરના હડસેલા ! અને એ જીવનની આટલી તે શી મગરૂબી !! —વિચારવમળો મારા અંતરને ટૂંપો દેતાં હતાં. છતાં મારી ચેતનાને હું ચાબુક મારી મારીને જાગ્રત રાખતો હતો; પગ ઘર તરફ ઘસડાતા હતા.

યુદ્ધમાંથી માત્ર ઘાયલ થઈને જ નહિ, પરાજિત થઈને પાછા ફરતા સૈનિક જેવા મારા શરીરના અને મનના હાલહવાલ હતા.

રવીન્દ્રસરોવર સુધી પહોંચ્યો ત્યારે વરસાદ થંભી ગયો હતો. પવનમાં માદક ભીનાશ હતી, ભીના શરીરને એનો સ્પર્શ મળતાં અત્યાર સુધી નો'તી અનુભવી એવી શીળી માધુરી મેં અનુભવી. પગ નીચેનાં ભીનાં મૃદુ ઘાસ ઉપર આળોટવાનું મન થઈ આવ્યું. ગુલમહોરની ભીની ડાળ ઉપરથી ટપકતાં બિંદુઓ મારા માથા ઉપર, કપાળ ઉપર પડતાં હતાં, આંખના ખૂણા સુધી પહોંચીને ગાલ ઉપર થઈ નીચે સરી જતાં હતાં. ક્ષણો સુધી હું ઊભો જ રહ્યો. મારો થાક જાણે ઓસરવા માંડ્યો.

બે બાજુના તળાવખંડ ઉપરથી પસાર થતાં પુલ ઉપર જઈને હું વળી ઊભો,—ના હું થંભી ગયો. પશ્ચિમ તરફ, તળાવની વચમાં આવેલા નાના સરખા ટાપુ ઉપરના શિરીષના વૃક્ષની કાળી ઘટાને મથાળે આકાશ ખૂલતું હતું. સરી જતાં વાદળાંની ધાર ઉપર ઝાંખો પીળો પ્રકાશ પથરાતો હતો. થોડીવાર પછી વદ આઠમનો અર્ધચંદ્ર ડોકાયો, તળાવના કાળા પાણી ઉપર રૂપાની પાતળી લકીર પથરાઈ. એ દશ્ય જોતો હું પુલનો કઠેરો અઢેલીને ઊભો રહ્યો.

વૃષ્ટિની દેમાર ઝાપટો, બસના ચક્કાનો ભીના રસ્તા ઉપર પીલાતો અવાજ, ગલીઓમાં ગંદાં પાણી, ગૅસ-લાઈટનું ક્ષયગ્રસ્ત બીહામણું અજવાળું, કલિકા સાથેનો અરસપરસ નિષ્ફળ અભિસાર, એક પછી એક એ બધું જ મનમાંથી સરી ગયું. એની જગ્યાએ માનવજીવનને સહ્ય બનાવે, વખતોવખત રમ્ય બનાવે એવી રવીન્દ્ર સરોવર ઉપર છવાઈ ગયેલી વાતાવરણની ખુશનુમા મારે રુંવે રુંવે વ્યાપી ગઈ.

વાદળાની ફાંકમાંથી હસતો ચંદ્ર મને ઠપકો આપતો હતો, 'અરે રે ભલા ! શા માટે તારા હૈયાના ઊંડાણને ખોદી ખોદીને વેદનાને જગવવામાં આનંદ પામે છે ? એ આનંદ નથી, આદત છે. આનંદનો આભાસ છે; ખોબે ખોબે ઝીલી લે આ રહસ્યમય સૃષ્ટિ ! એ તારી જ છે તને જો એ ખપે તો...'

ઘેર પહોંચીને પથારીમાં આળોટતાં હું વિચારવમળે વળી અટવાયો...'સાચેસાચ માનવસભ્યતા આ યુગમાં ખોરંભે નથી ચડી ?...એનો હું પોતે એક સાચો નમુનો ન ગણાઉં ?...તે રાતે અને એવી કેટલીયે રાતે જોયેલી પેલી વિશાળ નગરી મને રહસ્યમયી લાગેલી, તે રાતે રવીન્દ્ર સરોવરના હૈયા ઉપર પ્રગટેલી સૃષ્ટિ પણ મને રહસ્યમયી લાગેલી.. પણ સાચી રહસ્યનગરી તો માનવીના અંતરમાં પથરાયેલી પડી છે...યુગોથી એનો તાગ માપવા મથતો માનવી ક્યારે પણ એનો તાગ પામશે ખરો ? ...'

★

ઈશ્વર પેટલીકર

# ચેતતા નર સદા સુખી

માણસે જે કામ કરવાનું છે તે વખતસર કરવું જોઈએ. વખત વીત્યે કરવા જાય છે ત્યારે તેમાં તેને પસ્તાવાનું જ હોય છે. અગમચેતી દાખવવી દરેક માણસના હાથની વાત છે. આ લેખમાં આપેલા ત્રણેય પ્રસંગો વાંચીને ઉપરનો બોધ મેળવીએ તો ?

એક ભાઈ મામલતદારની નોકરીમાંથી ૫૫ વર્ષે નિવૃત્ત થયા. પાછલી ઉંમરે બીજી વખત પરણેલા એટલે નાનાં બાળકોની જવાબદારી માથે હતી. પેન્શન ઉપર દહાડો જાય તેવું નાનું કુટુંબ ન હતું. ઘરની એવી બેઠી આવક નહોતી કે એ એ ઉપર નભે. એમને વિશેષ કમાણીની જરૂર હતી. પરંતુ પોતે મામલતદાર એ મોટાઈએ મનનો એવો કબજો લીધો હતો કે કોઈ નોકરી કરવી એમાં એમને નાનમ લાગતી હતી. ધંધો કરવાની આવડત કે મૂડી ન હતી. એટલે કમાણીની જરૂર ન હોય તેમ એમણે નિવૃત્તિમય જીવન ગાળવા માંડ્યું.

આર્થિક રીતે તંગી વેઠવી પડતી હતી. સાથે સત્તાને લીધે જે મોટાઈ મળતી હતી, તે પણ ધીમે ધીમે સાવ ઘસાઈ ગઈ. હવે કોઈ સાહેબ કહેતું તોય એ ઉપહાસમાં કહે છે કે ભાવથી તેનું પૃથક્કરણ કરવામાં આવે તો, મોટાઈમાં ને મોટાઈમાં ઘસાઈ ગયા પણ હાંસ કર્યા છૂટે છે, તે ટીકા સાહેબ કહેનારા એમની પાછળ કરતા હતા. લડાઈનાં છેલ્લાં દસ વર્ષ માણસ આ રીતે ગાળે તો એની શી સ્થિતિ થાય એ મામલતદાર સાહેબને જોઈએ ત્યારે જ માલૂમ પડે. પત્નીની જણસો વેચી દેવી પડી. એથી પૂરું ન થયું તે બાપદાદાની ભાઈઓ ભાગમાં આવેલી જમીન પણ વેચી દેવી પડી. ગણોતધારો આવ્યો એટલે જમીન રાખવી નકામી છે તેમ એ બચાવ કરતા પણ લોકો તો સમજી ગયા હતા કે પૈસા ખૂટ્યા છે એટલે સાહેબે જમીન વેચી છે. મોટો દીકરો કૉલેજમાં જઈ શકે તેવો હોવા છતાં ખર્ચના અભાવે કારકુન તરીકે દાખલ કરવો પડ્યો હતો. પરંતુ એ પગારમાં દીકરો કંઈ બચાવીને એમને મદદ કરી શકે એવી સ્થિતિ નહોતી. ગરીબાઈ, તંગી અને દિવસે દિવસે વધતી જતી મુશ્કેલીને લીધે કંટાળીને એક દિવસ પત્ની કૂવે પડવા જતી હતી. તેને બાળીને સાહેબે માંડ આબરૂ બચાવી. છેવટે પાંસઠમે વર્ષે સાહેબ કારકુનની કોઈ નોકરી મળે તો તે સ્વીકારવા તૈયાર થયા ત્યારે તમે ઘણા વૃદ્ધ છો એ જવાબ મળવા લાગ્યો. છેવટે એમના સાળાએ બાળામાં પોતાની ખેતી ઉપર દેખભાળનું કામ સોંપી બહેનનાં આંસુ લૂછ્યાં. મામલતદારની મોટાઈ છોડી સાહેબ આજે ખેત–મજૂરોની સાથે ભળી જઈ દિવસો વીતાવે છે અને રોજની તંગીમાંથી મુક્ત થયા છે.

*

સત્તરમા વરસે દીકરી મેટ્રિક થઈ ત્યારથી પિતા મુરતિયો શોધતા હતા. પરંતુ બાપદાદાની મોટાઈનું ભૂત વળગ્યું હતું એટલે બાપદાદાઓએ જે મોટા ઘરમાં કન્યા આપી હતી તેથી ઊતરતે આપીને પૂર્વજોનું ગૌરવભંગ કરી એ કપૂત થવા તૈયાર ન હતા. પૂર્વજોમાં જે ખર્ચ કરવાની તાકાત હતી તે એમનામાં હતી નહિ એટલે મોટા ઘરનો વર એ ખરીદી શકતા ન હતા. મેટ્રિકથી આગળ ગામમાં ભણવાની સગવડ ન હતી અને બહાર ભણવા મોકલવાની તેવડ ન હતી. એટલે દીકરી ઘેર બેસી રહેતી હતી. મુરતિયાની શોધમાં વરસ ઉપર વરસ વીતતાં હતાં. કોઈ કોઈ સલાહ આપતું હતું કે લગ્નનું ઠેકાણું ન પડતું હોય ત્યાં સુધી ગામની નિશાળમાં એને નોકરી કરવા દો, એનું મન તો રોકાયેલું રહે. પરંતુ વિવાહમાં જે મોટાઈ આડે આવતી હતી, તે જ મોટાઈ આમાં પણ આડે આવતી હતી. શું મારા ઘરની દીકરી નોકરી કરે ?

ઓછાં ને વત્તાં તેર વર્ષ વહી ગયાં. દીકરી ત્રીસ વર્ષની થઈ. એટલાં વર્ષની અંદર લગ્ન ઝંખતી જુવાની ઉપર શા શા પ્રત્યાઘાત ન પડે ? એના ચારિત્ર ઉપર ભલે ડાઘ ન પડ્યો, પરંતુ એની જુવાની કરમાઈ ગઈ.

આધેડ થઈ હોય તેમ મોં બેસી ગયું. આંખો ઊંડી ગઈ. વાળ સફેદ થવા લાગ્યા. જે હોય તે, એનો દેખાવ જોઈ દયા ખાવા લાગ્યા. હવે બાપ વધુ ખેંચશે તો હલકા કુળનો મુરતિયો પણ હા નહિ પાડે. સંબંધીઓએ પિતાને સલાહ આપવા માંડી. દીકરીનું તમે કેટલું અહિત કરો છો એનો તમને ખ્યાલ છે? કુંવારી રહી જશે તો માબાપનો આશરો કેટલા દિવસ? ભાઈઓ ગમે તેટલા સારા હોય પણ એનો હક એમાં કેટલો? ભાભીઓની ઓશિયાળી થઈને એને તો જીવવાનું ને?

આ સલાહ એમ તો પિતાને ગળે ન ઊતરત, પણ એ માંદા પડ્યા. બચે એવી આશા ન હતી. તેમાં બેઠા થયા એટલે કોઈ હિસાબે દીકરીને પરણાવી નાખવી એ નિર્ણય ઉપર આવ્યા. જૂની માન્યતા છોડ્યા વગર ઠેકાણું પડવાનું નથી એની ખાત્રી થઈ ચૂકી હતી એટલે એ મોહ છોડીને પિતાએ તપાસ કરવા માંડી. દસ વર્ષ પહેલાં જે વર્ગના યુવકને પૂછ્યું હોત અને એણે સહર્ષ હા પાડી હોત તે વર્ગના યુવકો પણ મોટી ઉંમરના કુંવારા મળવા મુશ્કેલ હતા. કોઈ હતા તો લાયકાત નહોતી, લાયક કોઈ હતા તો સુંદર કન્યા મેળવવા પ્રયત્ન કરતા હતા. એટલે દીકરીને જોઈને ના પાડતા હતા. છેવટ એ વર્ગમાંથી ૪૦ વર્ષના ચાર બાળકોના પિતા એવા એક ભાઈ વિધુર થયા હતા, તેમની સાથે દીકરીનો વિવાહ કર્યો. દીકરીનું મન માનતું ન હતું પણ પિતાએ દબાણ કર્યું કે, તારી ઉંમર એથી સારું મળે તેવી નથી. એટલે હા ના કરી અમને મુશ્કેલીમાં મૂકીશ નહિ. છેવટે દીકરી પરણી ગઈ.

*

બે દીકરીઓને મૂકી માબાપ નાનપણમાં ગુજરી ગયાં. મોટો દીકરો પંદર વર્ષનો હતો. નાનો પાંચ વર્ષનો. મોટાએ એ ઉંમરમાં જેવી આવડે તેવી ખેતી સંભાળવા માંડી અને નાના ભાઈને ઉછેરવા માંડ્યો. ખેતીમાં મદદની જરૂર હતી, છતાં નાના ભાઈને એણે ખેતીમાં ન નાખતાં દુઃખ વેઠીને ભણાવ્યો. મોટો થતાં નાનો ભાઈ ગામ છોડી બહાર નોકરીએ ગયો. પછી વેપારમાં પડ્યો અને સારું કમાયો. મોટા ભાઈ ઘેર ખેતી કરતા હતા. પરંતુ નાના ભાઈના ધંધાને લીધે પોતે સુખી છે માની વટવ્યવહારમાં સારું ખર્ચ રાખતા હતા. નાનો ભાઈ પૈસા પણ મોકલતો હતો. પરંતુ અલગ અલગ સંસાર થતાં ભાઈઓ વચ્ચે કોઈ ને કોઈ કારણે વૈમનસ્ય થાય છે તેમ આ બંને ભાઈઓ વચ્ચે થયું. નાના ભાઈને વસી ગયું કે મોટા ભાઈ મારે લીધે મોટું ખર્ચ કરી લોકોમાં વાહવાહ મેળવે છે. એમના પૈસા હોત તો આમ ઉડાવત નહિ. જોઉં છું હવે એ કેવું ખર્ચ રાખે છે. બંને વચ્ચેનો સબંધ અબોલા સુધી પહોંચ્યો. મિલકત વહેંચાઈ ગઈ. મોટા ભાઈના દીકરાને ધાર્યું હોત તો નાનો ભાઈ ઠેકાણે પાડી શક્યો હોત પણ એ ફરજ પોતાની છે એમ એણે માન્યું નહિ.

મોટા ભાઈની છેલ્લી માંદગી આવી. મરતી વખતે નાના ભાઈને મળવાની ઇચ્છા થઈ. પત્ર લખ્યો. પણ નાનો ભાઈ આવ્યો નહિ. જાણે એનામાં જીવ રહ્યો હોય તેમ લાગવાથી સબંધીઓએ તાર કર્યો. છેવટે ભાઈ આવ્યો, પણ મોડો પડ્યો હતો. મોટા ભાઈએ ભાન ગુમાવ્યું હતું. નાના ભાઈએ કાનમાં મોં ઘાલી પોતાના આવ્યાની ખબર આપી, પોતાની ભૂલ બદલ આંસુ પાડતાં બે હાથ જોડી માફી માગી, પણ મોટા ભાઈની એ જાણબહાર જ આંખ મિચાઈ ગઈ!

*

ઉપરના ત્રણે દાખલામાં માણસ છેવટ પગલું તો ભરે છે, પરંતુ જે પગલું જે વખતે ભરાવું જોઈએ તે વખતે ભરાતું નથી. આપણામાં કહેવત છે કે સીધી રીતે માણસ સાકરવાળું દૂધ ન પીએ, પણ વાંકો રહીને ખાટી છાશ પીએ! એ નમૂના તરીકે મૂકેલા આ દાખલા જેવા પ્રસંગો ચોમેર જોવા મળે છે. ખુદ આપણા જીવનમાં પણ નથી બનતા એવું નથી. બાપ–દીકરાને અબોલા હોય છે, પતિ–પત્ની કાયમ સાથે રહેવા છતાં એકબીજાને અનુકૂળ થવાનું શીખતાં નથી. સાસુ–વહુ શાંતિ મેળવી શકતાં નથી. એક ભાણે જમનારા મિત્રો નજીવા કારણસર આખી જિંદગી

જુદા પડે છે. દુશ્મન બને છે.

આ બધા પાછળ જુદાં જુદાં કારણો હોય છે, પરંતુ સમય જતાં માણસ જો પોતાની જાતપરીક્ષાવાળો હોય તો એને ભૂત દેખાયા વગર રહેતો નથી. મામલતદાર અને દીકરીના લગ્નપ્રસંગમાં તો મોટાઈનું ભૂત સવાર થયેલું છે તે ચોખ્ખું જોઈ શકાય છે. આમ તો ભૂત વળગવાના પ્રસંગો જૂજ બનતા હોય છે, પરંતુ માણસે પોતે ઊભાં કરેલાં જુદાં જુદાં ભૂત દરેકને કાયમનાં વળગેલાં હોય છે. સાનમાં સમજનારા એ ભૂતને તરત સમજી જાય છે અને એ વળગાડમાંથી વેળાસર મુક્ત થાય છે, કોઈ ડફણાં ખાઈ ને મોડા મોડા મુક્ત થાય છે. અને કોઈ તો એ ભૂત સાથે એવી મહાગાંઠ પાડી દે છે કે મરતાં સુધી મુક્ત થતા નથી

માણસો ડહાપણની વાતો કરતા હોય છે ત્યારે કેવળ પ્રભુની બીકની વાત સ્વીકારતા હોય છે પરંતુ વ્યવહારમાં પ્રભુની બીક રાખતા માણસો જૂજ જોવામાં આવે છે. બાકી જાણે પ્રભુ છે જ નહિ તેમ સ્વાર્થનો ખ્યાલ રાખી ન્યાયાન્યાયનો વિચાર નેવે મૂકે છે. બીજી બીક મરણની કહેવાય છે અને એ બીક દરેકમાં જોવામાં પણ આવે છે. પરંતુ મરણની બીક કાયમ હોતી નથી, અમુક પ્રસંગે જ એ ખડી થાય છે, એટલે બાકીના સમયમાં તો મરણ જેવી કોઈ વસ્તુ છે જ નહિ માની માણસ વર્તે છે. બીજી એક એવી બીક છે કે માણસ કાયમ એનો વિચાર કરીને ચાલે છે, અને તે સમાજની. ફલાણો મને શું કહેશે, લોક મને શું કહેશે...એવી એવી બીકથી માણસ કાયમ ઘેરાયેલો રહે છે. પ્રથમના બે કિસ્સામાં આ જ બીક ભાગ ભજવે છે. ત્રીજા કિસ્સામાં માણસને પોતાનું અહમ્ આડે આવે છે.

આ બધી કરુણતા ઊભી થાય છે તેનું મૂળ તપાસીશું તો, આપણે સમાજના નટ હોઈએ તેમ એની આગળ ભાગ ભજવીએ છીએ અને અભિનય કરીએ છીએ. નાટકમાં તો નટ પાઠ ભજવ્યા પછી મૂળ પાત્ર તરીકે જીવે છે, પણ આપણા જીવનમાં કરુણતા એ છે કે આપણે આપણાં મૂળ પાત્ર, માનવતા ભૂલી જઈએ છીએ. મામલતદાર પોતાનું મામલતદારનું પાત્ર ભૂલી શક્યો નહિ તેથી કરુણતા સર્જાઈ, પિતા પોતાના કુટુંબની મોટાઈનું પાત્ર ભજવવામાં રચ્યોપચ્યો રહ્યો પરિણામે, માનવતાની રીતે પોતાની ફરજ શું છે તેનો અમલ મામલતદાર કે કન્યાપિતા કરી શક્યા નહિ.

માણસનું ડહાપણ તો એમાં છે કે પોતાના ભાગે જે પાત્ર જીવનનાટકમાં આવ્યું હોય તે સારી રીતે ભજવે, છતાં એ પાત્રને મળેલાં કીર્તિ, ધન, સત્તાથી પોતાની જાતને અલિપ્ત રાખે. નાનો ભાઈ આ રીતે મળેલા ધનથી અલિપ્ત રહી શક્યો હોત તો મોટા ભાઈનું એની ઉપર જે ઋણ હતું તે ક્યારેય ભૂલી શક્યો ન હોત. મોટા ભાઈથી મનમાં એ વિખૂટો પડ્યો એનું કારણ ધન. એ જ વસ્તુ કીર્તિ–સત્તામાં પણ ભાગ ભજવે છે. એટલે જે માણસ પોતાને મળેલું જીવનનાટકનું પાત્ર સફળ રીતે ભજવે છતાં પોતાની જાતને અલિપ્ત રાખી શકે તે જ સમાજના ભયથી બીએ નહિ.

આ વસ્તુ અઘરી છે. થોડા કલાક નાટકમાં કામ કરતો નટ રોજિંદા જીવનમાં પણ થોડે ઘણે અંશે નાટકી દેખાયા વગર રહેતો નથી. અમુક તો નટ છે એમ ન ઓળખનારા પણ કહી આપે એવા નાટકી દેખાઈ આવે છે. તો જીવનનાટકમાં માણસને કાયમ અમુક પાત્ર ભજવવાનાં હોય છે, એટલે પોતાની જાતને અલિપ્ત રાખવી એ સહેલું નથી. મામલતદાર હોવા છતાં પોતાને એ મામલતદારીની મોટાઈ કે સત્તા સાથે નિસ્બત નથી એમ માનવું કેટલું અઘરું છે !? પોતે કુળવાન છે એ વાત દીકરીના સુખ આગળ ભૂલવી એટલી જ અઘરી છે. પોતે ધનિક છે એ કોણ ભૂલી શકે! અને આ ભૂલી શકતા નથી માટે તો કરુણતા સર્જાય છે

પરંતુ અઘરી વસ્તુ અશક્ય હોય છે એવું નહિ. અઘરી ન હોય તો બધા આચરે, એટલે કહેવું

બહાનું કાઢી માણસ છટકી શકે નહિ. ગમે તેવું કઠણ કામ રોજની ટેવથી સહેલું થઈ જાય છે. એટલે માણસ આ બાબતમાં પણ રોજ સજાગ રહે અને પોતાની માનવતાના મૂળ પાત્રને અને પોતે જીવનનાટક તરીકે જે પાત્ર ભજવે છે તે બંનેને અલગ રાખે અને જ્યારે જ્યારે ઉપર કિસ્સા નોંધ્યા છે તેવા કે બીજા પ્રસંગો ઉપર નિર્ણય કરવાનો વખત આવે ત્યારે પોતાના નાટકના પાત્રનો વિચાર નહિ કરતાં માનવતાનો વિચાર કરીને માણસ પગલું ભરશે તો એને ક્યારેય એ પગલા બદલ પસ્તાવું નહિ પડે કે મોડા પડ્યાનું દુઃખ અનુભવવું નહિ પડે.

માણસનું ડહાપણ એમાં છે કે એને જે કામ કરવાનું છે તે એણે કરવું જોઈએ, વખતસર કરવું જોઈએ, અને આનંદથી કરવું જોઈએ. ઉપરના ત્રણે દાખલામાં માણસે છેવટ પગલું તો ભર્યું છે, પણ વખત વહી ગયા પછી, અને તે આનંદથી નહિ પણ ના છૂટકે. પરિણામે, જે શુભ પરિણામ આવવું જોઈએ તે આવી શક્યું નથી. ઘણા તો મોડા મોડા પણ ભરી શકતા નથી એ કરતાં આ સારું ગણાય, છતાં વાંકા રહીને ખાટી છાશ પીધી કહેવાય, ડહાપણ તો સીધી રીતે, ઉમંગથી દૂધ પીવામાં છે. એટલે આવા નિર્ણયના પ્રસંગે સામાજિક કે બીજા કોઈ ભૂતના વળગાડનો ભોગ ન બનતાં આપણે યોગ્ય પગલું વખતસર અને ઉમંગથી ભરવું એમાં જ આપણી માનવતા છે. ચેતતા નર સદા સુખી, એ કહેવત આ અર્થમાં સમજવી જોઈએ.



## કુલુમાં એક ગ્રામ પંચાયત

કુલુ ખીણની એક પંચાયતની બેઠકનું દૃશ્ય. કુલુનાં ગામડાંઓમાં તેમજ દેશમાં અન્યત્ર ગ્રામ પંચાયતો વિકાસ પ્રવૃત્તિનાં લોકપ્રિય કેન્દ્રો બનતી જાય છે.

स्वामी शिवानंद सरस्वती

# અંતિમ ઘડી

ઋષિકેશના જાણીતા સ્વામી શ્રી. શિવાનંદજી સરસ્વતીથી અધ્યાત્મપ્રેમી અભ્યાસુઓ આજે અજાણ નથી. 'મૃત્યુ પછી આત્માનું શું થાય છે' નામનું તેમનું અંગ્રેજી પુસ્તક હમણાં જ **શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે** ગુજરાતીમાં ઉતાર્યું છે તેમાંથી થોડીક વાનગી અહીં મૂકી છે......

**અ**મુક નિશ્ચિત પ્રયોજનને ઉદ્દેશીને માનવ આ સંસારમાં જન્મ ધારણ કરતો હોય છે. માણસે કેવળ ઈન્દ્રિયોથી ભોગવાય એવા ભોગવિલાસો માટે જ આ સંસારમાં જન્મ લીધો નથી. આત્માનો સાક્ષાત્કાર થવો અથવા તો ઈશ્વરની ચેતના પ્રાપ્ત થવી, તે જીવનનું ધ્યેય છે. જીવનની વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ પરિણામે તો તે અંતિમ લક્ષ્ય અને ઉદ્દેશને સાધવા માટે હોવી જોઈએ, નહિ તો જીવન એળે ચાલ્યું જશે. જીવનનો અંતિમ ઉદ્દેશ સાધવાનો પ્રયત્ન કરવામાં ન આવે તો માનવના અને પશુના જીવનમાં કોઈ તફાવત રહેતો નથી.

ગીતામાં એ બાબત જોવાની મળે છે કે, 'શરીરને છોડતી વખતે, જે કોઈ માણસ મને એકલાને જ યાદ કરીને ચાલ્યો જાય છે, મૃત્યુના સમયે તે માણસ મને પ્રાપ્ત થાય છે, આ બાબતમાં કોઈ જાતની શંકા નથી.' જ્યારે રોગો શરીરને રીબાવતા હોય છે અને જ્યારે માણસનું ભાન પણ ચાલ્યું જતું હોય છે, ત્યારે મૃત્યુના કાળે ઈશ્વર વિષે ભાન જાગૃત રહેવું, એ ઘણું કઠણ કામ છે. કેટલાક માણસોને એવો વિચાર આવતો હોય છે કે, 'માણસે શા માટે સાધુ બની જવું જોઈએ, અને તેણે શા માટે પોતાનું જીવન હિમાલયમાં ગાળવું જોઈએ? જીવનમાં જેની જરૂર છે, તે તો એ જ છે કે માણસે મરણ વખતે ઈશ્વરનો વિચાર કરવો જોઈએ અને તે બાબત તો ઘેર બેઠાં પણ થઈ શકે તેમ છે.' પરંતુ આ વિચાર ભૂલભરેલો છે.

જો ભગવાનની પૂર્ણ કૃપા હોય તો જ મરણ વખતે માણસને ભગવાનનો વિચાર આવતો હોય છે. તમારે પ્રભુના નામના સ્મરણનો અભ્યાસ દરરોજ, દર કલાકે અને દર ક્ષણે કરવો જોઈએ. તમારા જીવનના દરેક કામમાં તમે જો અભ્યાસ કરીને દૃઢ ટેવ પાડશો, તો જ મરણના સમયે ભગવાનને યાદ કરવા, એ બાબત સરળ થઈ પડશે. આના માટે કોઈ સંત સાધુજનના હાથ નીચે તમારે આખું જીવન ગાળવું જોઈએ અને તેમના હાથ નીચે રહીને વર્ષો સુધી અભ્યાસ કરવો જોઈએ. જો તમે સંસારમાં રહીને તે પ્રમાણે કરી શકો તો, તમારા આત્માના વિકાસના માટે એ ઘણું જ મદદરૂપ થઈ પડશે. તમે એ રીતે સંસારમાં રહી શકશો અને સાથે સાથે સંસારની બહાર પણ રહી શકશો.

આખો દિવસ સંસારની કામગીરીઓમાં ગાળો અને રાત નિદ્રામાં ગાળો, તો પછી તમને ઈશ્વર વિષેનો વિચાર કરવાનો સમય રહેશે નહિ. તમે જો રોજ દશ કે પંદર મિનિટો થોડા જપ કરો અને પછી બાકીનો સમય સંસારની કામગીરીઓમાં ગાળો; તો તમે આત્માના સંબંધમાં વિશેષ સારી પ્રગતિ સાધી શકશો નહિ. આથી ઈશ્વરની યાદ તો સદાને માટે ચાલુ જ રાખવી જોઈએ કે જેથી જ્યારે મરણનો સમય આવીને ઊભો રહે ત્યારે પણ ઈશ્વરના વિચાર આપોઆપ જાગે.

એક ભક્ત ભગવાનને જણાવે છે કે, 'ઓ પ્રભુ! તમારાં ચરણકમળની શીતળ છાયામાં મને આજે ને આજે જ લઈ લો, જે વખતે મારી ઇંદ્રિયો મજબૂત છે અને મારી સ્મૃતિ અત્યંત દૃઢ છે. મરણનો કાળ નજીક આવીને ઊભો રહે, ત્યારે તો મારી બુદ્ધિ વિકાર પામી દૂષિત થયેલી હોય; ત્યારે તો મારા શરીરને લાગુ પડેલા ત્રણ પ્રકારના રોગ પાપ, તાપ અને સંતાપથી તે બુદ્ધિ ક્યાંય નાસી ગઈ હશે. આ સ્થૂલ શરીરને મરણકાળે તો એટલી બધી નિર્બળતા આવી જાય છે કે, પ્રભુનો દૃઢ અને સાચો ઉપાસક પણ પ્રભુનો વિચાર કરવાનું ભૂલી જાય!'

આથી જ જ્યારે રોગી માણસની મરણની છેલ્લી પળો આવી પહોંચે છે ત્યારે ગીતા, ભાગવત, વિષ્ણુસહસ્રનામ

વગેરે ધાર્મિક ગ્રંથો તેની મરણપથારી પાસે વાંચવામાં આવતા હોય છે. ભલેને તે બોલી શકતો ન હોય પણ જે કંઈ વંચાતું હોય, તે સાંભળે. આ પ્રકારના ધર્મગ્રંથોના વાંચનથી રોગી પોતાના શરીરની વેદના ભૂલી જશે અને તેને ભગવાનના વિચારો જાગશે. ભગવાનમાં મન જોડાયેલું હોય, એ પ્રકારની શાંત દશામાં માણસ હમેશાં મરવાનું પસંદ કરે છે. જ્યારે તેની યાદશક્તિ ઘટવા લાગે છે, ત્યારે ધર્મશાસ્ત્રોનાં પવિત્ર વચનો તેના પોતાના વારતવિક આત્માનાં તેને દર્શન કરાવશે.

સામાન્ય રીતે મરતો માણસ ઘણા વિચિત્ર વિચારોમાં ઘેરાઈ જાય છે, તે પોતાના મનને પ્રભુમાં જોડી શકતો નથી. તેના મન પર અસંખ્ય વિચારો છવાઈ જાય છે. તેને એવા વિચારો આવતા હોય છે કે, 'જો હું મરી જઈશ, તો મારી યુવાન સ્ત્રી અને બાળકોની સંભાળ કોણ રાખશે? મારી આ મિલકતનું શું થશે? મારા દેવાદારો પાસેથી નિયમિત આવતાં વ્યાજવટાવ કોણ ભેગાં કરશે? મારાં અમુક અમુક કામો તો મેં કર્યાં નથી. મારો બીજો છોકરો તો પરણ્યો નથી. મારા પહેલા છોકરાને ઘેર હજી પુત્રનું સુખ જોવાને મળ્યું નથી. મારાં અમુક કામ અધૂરાં રહી ગયાં છે. કેટલાય દાવાઓ તો હજી કોર્ટમાં અધૂરાં છે!' આમ તેના જીવનનાં બધાં કાર્યોને તે ગણવા માંડે છે અને ભવિષ્યનો વિચાર કરે છે, એ રીતે તે જીવ દુઃખી થાય છે. જ્યારે ધર્મના ગ્રંથો વંચાતા હોય છે અને પ્રભુનાં લીલા–કાર્યોમાં તેનું મન પરોવાય છે, ત્યારે એક બાબત જરૂર સંભવે છે, કે તે માણસ પોતાની સંસારની આસક્તિઓને વીસરી જાય છે. સગાંસબંધીજનો ભેગાં થાય, તેમણે રડવું નહિ. એમ કરવાથી તો તેના મનને વધારે પડતી અસર થશે. બધા માણસોએ તેને ઈશ્વરનું નામ યાદ કરવામાં મદદ કરવી જોઈએ. આમ કરવાથી જ્યારે રોગીનું મન સંસારની ગૂંચવણભરેલી બાબતોથી ધીરે ધીરે હઠતું જાય અને પ્રભુના ચિત્રમાં, લીલાઓ તેમજ ઉપદેશોમાં જોડાઈ જાય ત્યારે તેના છેલ્લા શ્વાસ પસાર થવાને માટે બધા પ્રકારના અનુકૂળ સંજોગો ઊભા થાય છે. તેનું મન પણ ભગવાનના વિચારોમાં શાંતિથી જોડાઈ જાય છે.

આ વખતે મરતો માણસ પોતાનાં પાપકાર્યો માટે પશ્ચાત્તાપ કરે છે અને ખરા મનથી ભગવાનની પ્રાર્થના કરે છે. ખરા હૃદયની પ્રાર્થનાઓ, ખરાબ કર્મોની માઠી અસરને દૂર કરી શકે છે. આંખના એક જ પલકારામાં તેના હૃદયમાં વિવેક અને વૈરાગ્ય જાગી જાય છે. મરણની છેલ્લી ઘડીએ પણ જો સાચેસાચ વિવેક અને વૈરાગ્ય માણસની અંદર જાગી ઊઠે, તો પણ તેને આશ્વાસન આપવાને માટે તે પૂરતાં થઈ પડે એમ છે, કારણ કે તેનો આત્મા તે બાબત ઝંખતો હોય છે.

અજામિલ એક પવિત્ર માણસ હતો; પરંતુ જંગલની એક દુષ્ટ જાતિની ભીલડીની સંગમાં આવી જવાથી, તેણે તેનાં બધાં જ તેજ, દિવ્ય પ્રભાવ અને તપની શક્તિઓ ગુમાવી દીધાં. હાથમાં પાશ અને મૂશળ લઈને યમના દૂતો તેને ડરાવવા લાગ્યા, તેને જોઈને તેણે પોતાના નાના છોકરા નારાયણને બોલાવવા બૂમ પાડી. જેવું તેણે નારાયણના નામનું ઉચ્ચારણ કર્યું, તેની સાથે જ વિષ્ણુભગવાનના દૂતો વિમાનમાં આવી પહોંચ્યા અને તેમણે યમના દૂતોને ત્યાંથી હાંકી કાઢ્યા અને તેને વૈકુંઠલોકમાં લઈ ગયા.

રાજા પરિક્ષીતે જન્મસિદ્ધ યોગી અને વેદવ્યાસના પુત્ર શ્રી શુકદેવ પાસેથી સાત દિવસ સુધી શ્રીમદ્ ભાગવતની કથા સાંભળી. તે રાજાએ સાત દિવસ સુધી ઉપવાસ કર્યા અને સાતમે દિવસે શુકદેવે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો. તેણે સર્વોત્તમ તત્ત્વનું મનમાં ધ્યાન ધર્યું અને તે સર્વોત્તમ તત્ત્વ સાથે એકરૂપ થઈ ગયો. ભયાનક તક્ષક નાગ તેની સામે આવીને ઊભો અને પોતાનાં કાતિલ ઝેરથી તેણે પરિક્ષીતના પગમાં ડંખ માર્યો, પરંતુ પરિક્ષીતને એમ જ લાગ્યું કે કોઈક નાનું જીવડું તેના પગને કરડ્યું છે. તે પોતે સભાન રહીને શરીરથી પર થઈ ગયો હતો. યોગના અભ્યાસથી તેણે અગ્નિ પેદા કર્યો હતો અને તક્ષક ડંખ્યો તે

પહેલાં તેણે યોગિક દષ્ટિએ પોતાનું શરીર બાળી મૂક્યું હતું.

રાજા ખટવાંગે ત્રણ જ ઘડીમાં સર્વોત્તમ આત્માનાં દર્શન કર્યાં હતાં. આ મહાન પુરુષોએ જીવનભર અતૂટ સાધનાઓ કરેલી હોય છે. તેમજ તે સંતો ભગવાનને સતત યાદ કરતા હોય છે.

ભગવાનને નિરંતર યાદ કરતા રહો કે જેથી બધા જ માણસો પોતાના આ જ જીવનમાં પ્રભુનાં દર્શન કરી લે! જ્યારે તમારે આ શરીરનો ત્યાગ કરવાનો હોય, તે છેલ્લી પળોએ તે પ્રભુ તમારી સામે પ્રગટ થાઓ!

[ **મૃત્યુ પછી આત્માનું શું થાય છે.** કિં. રૂ. ૩ પ્રાપ્તિસ્થાન : જયંતીલાલ છ. મોદી, અરુણ નિવાસ, હોપ માર્કેટ, અમદાવાદ. ]

*



મદ્રાસ કિનારા ઉપરના કેટલાક માછીઓ માછલી પકડવા માટે આવી ટોપલા જેવી સુંદર હોડીઓનો ઉપયોગ કરે છે. એ નાની અને સસ્તી હોય છે અને સહેલાઈથી હંકારી શકાય છે. પરંતુ તેમના નાના કદને લીધે તે નાના જથ્થામાં માછલી પકડવા માટે જ કામ આવે છે.

પણ હવે, દેશમાંના માછીઓને યાંત્રિક હોડીઓથી સજ્જ બનાવવાના અને માછલી પકડવાની અને જાળવી રાખવાની આધુનિક પદ્ધતિઓની તાલીમ આપવાના પ્રયાસોને પરિણામે માછલીઓના જથ્થા વધતા જાય છે. દાખલા તરીકે ૧૯૫૬માં પકડાયેલી દરિયાઈ માછલીનો જથ્થો આગલા વર્ષ કરતાં લગભગ ૨૦ ટકા જેટલો વધારે હતો.

પુષ્કર ચંદરવાકર

# સપરમા દિનના સુપ્રભાતે

સ્વાતંત્ર્ય મળ્યું. દર વરસે આપણે ૧૫મી ઑગસ્ટે સ્વાતંત્ર્ય-દિન ઉજવીએ છીએ. પણ કારમી મોંઘવારીમાં ભીંસાતો મધ્યમ વર્ગ? એની વેદનાને આબેહુબ રજૂ કરતી આ વાર્તાની ચોટ, પકડ, રજૂઆત, શૈલી, પ્રવાહિતા બધુંય વિશિષ્ટ છે……

ભગવાન અમિતાભ રાજ્યભવનમાં રાત હતા ત્યારે કપિલવાસ્તુના કર્મચારીઓએ નગરીને મંડિત અને વિભૂષિત કરવા માટે સારીય રાત્રી કાર્યરત બનીને નિર્ગમી. તેમના ચિત્તમાં આનંદનો, ઉત્સવનો, મહાપુણ્યની ક્ષણનો જુવાળ ઊમટ્યો હતો ખરો કે? કપિલવાસ્તુની જે માનસિક સ્થિતિ ભગવાન તથાગતના આગમન સમયે હતી તેવી જ કાંઈક આ નગરીના નગરજનોની માનસિક સ્થિતિ આ ક્ષણે હતી. ઉત્સાહ, આનંદ અને તે જ ચેતના આ ક્ષણે અહીં પ્રગટ્યાં હતાં? બ્રાહ્મમુહૂર્તે મંદિરોમાં ઘંટા શરૂ થયો હતો. શંખધ્વનિના સૂરો અવિરતપણે સંભળાયા કરતા હતા. તો વીસમી સદીના અંતમાં જીવતી નગરીને યંત્રવાદી સંસ્કૃતિમાંથીય કેટલાં વળગણો વાગ્યાં હતાં; તેમાં પ્રાતઃ-કાળથી ગ્રામોફોન રેકર્ડ અને રેડિયોધ્વનિ પણ શરૂ થયાં હતાં. કેટલાક મંદિરોમાં ચોઘડિયાં બેસી ગયાં હતાં. તો કેટલીક હોટેલમાંથી બિસ્મિલ્લાહખાનની શરણાઈની સૂરાવલિઓ આવી રહી હતી. ઈલેક્ટ્રિક સરોદવાદન રેકર્ડ કોઈક સંગીત-રસિયા જીવે હમણાં જ બજાવવી શરૂ કરી. ત્રીશની લડતના અવશેષ શી પ્રભાતફેરી પણ આજે નીકળી હતી. રાજમાર્ગ પર લશ્કરની અને સ્થાનિક સિપાહીઓની પરેડ યોજાયાં હતાં, અને તેઓ કૂચ કરતાં નિયત સ્થળ તરફ જઈ રહ્યાં હતાં. તેમના બૅન્ડના સરોદો કાનને ભરી દેતા હતા. આનંદ, ઉત્સાહ અને શ્રમ હતાં, પણ બિનયોજનાવાળા!

સંગીતની રેલમછેલ હતી, કેમકે દેશને સ્વાતંત્ર્ય મળ્યું પૂરા દાયકા પહેલાં. ને તે દશ દશ વર્ષ સુધી ટકાવ્યું હતાશા, અસંતોષ, ગરીબાઈ, શોષણ, શાહુકારનું-વેપારીઓનું કારખાનું, સ્વરાજની અમલદારીની ચૂસણનીતિ વચ્ચે લાગવગશાહીમાં અને અતંત્ર જેવી દેશની અંધેર સ્થિતિમાં. તે સિદ્ધિ આ પ્રજા માટે નાનીસૂની ઘટના ન હતી. જો કે સીમાડા પર લશ્કરી અમલ શરૂ થયાની દર ત્રીજા દિવસે આ રાષ્ટ્રનાં પત્રો બૂમો પાડતાં તંત્રીલેખો લખતાં, ચિકિત્સા કરતાં પૃથક્કરણ કરતાં, 'જો' 'તો'માં ઊતરતાં અને આ રાષ્ટ્રના સૌ માનવીનો લોકશાહીમાં પૂર્ણ અને પાકો વિશ્વાસ છે, તેની શુલબાંગ પોકારવાનું કદી તેઓ ન ભૂલતાં. અને પ્હો ફાટતાં આવાં લખાણમાંથી કાંઈક રાગોડનાં ફેરિયાઓ નીસરતા, અને આજનો દિવસ આનંદ, ઉમંગ અને ઉત્સાહ વચ્ચે પસાર થતો. તેનો આનંદ પણ પેલા સંગીતસૂરો જેમ બસૂરો જોવા મળતો. લશ્કરી બૅન્ડોના અવાજો, સરકાર-આશ્રિત મંદિરોના ઘંટારવો અને શંખધ્વનિ, લાયસન્સદાર હોટલના માલિકોના હર્ષ ઉભરાવવાની રીત, આ બધું હવે તો ઔપચારિક થઈ ગયું હતું. પ્રજામાંથી આનંદ પ્રગટવો જોઈએ, હર્ષનો, ફુવારાની ધારા પ્રગટે છે તેમ, ફુવારો પ્રગટવો જોઈએ, તે તો જોવા જ ન મળતો!

ક્યાંથી મળે? મોંઘવારીની ભીંસ, મધ્યમ વર્ગના માન-બીનું તૂટવા આડે જ નભતું ગૃહ, અર્થ, તંત્ર કૃત્રિમ રીતે ભાવ વધારવાની વેપારીઓની કુનેહ અને માત્ર જીવવા માટે કારખાનદારોની કરવી પડતી કદમબોશી, ખુશામત અને ગરજ માનવીના અંતર નૂરને હિઝરાવી જ દે ને!

અને તેથી આ પ્રગટેલ સૂરોમાં પ્રજાજનોમાંથી હૈયાના ઊમળકાથી કોઈ ભળ્યું હોય તેવું દેખાતું ન હતું.

તેમ છતાંય આજે શેરીઓમાં, બજારોમાં અને પોળના નાકે ટોળાં ઊમટેલાં જોવા મળતાં. તેનું કારણ હતું. મજૂરથી માંડીને મોટરવાળા માટે આશિષરૂપ બનેલ મિલો, કારખાનાં અને ઑફિસો આજે બંધ હતાં. તેમના માટે કોઈ કાર્યક્રમ ન હતો. તેમ આજે મહા-વિદ્યાલયો, શાળાઓ અને મહાશાળાઓ પણ બંધ

હતી. અને તેથી પાંચસાત ભૂલકાંઓનું ટોળું હાથમાં નાનકડા રાષ્ટ્રધ્વજને લઈને મનફાવતાં સૂત્રો પોકારતું. ફેરી લગાવતા જુવાનો તેમને ચગાવતા. આજે રાજમાર્ગ પર થઈને સવારના પહોરમાં સરઘસ પસાર થઈ રહ્યું હતું. તેમાં મોવડીઓ શહેરના કોરપોરેશનના 'સીટીફાધર્સ,' લોકનાયકો, સરકારી અમલદારો અને બીજા કર્મચારીઓ હતા. આગળ સરકારી પોલીસ બેન્ડ ગાજતું હતું.

આ સૂરો સાંભળી રાજમાર્ગના બે મજલાના ઉપરના ભાગમાં રહેતા વૃદ્ધ બાપે બૂમ પાડી 'ભાઈ! ઓ ભાઈ!'

વૃદ્ધ પિતા આગલા ખંડમાં ખાટલા વચ્ચે બેસી ઉધરસ ખાતાં ખાતાં લમણે હાથ મૂકીને પસાર થતા સરઘસને બારીમાંથી જોઈ રહ્યા હતા. ત્યાં તેમના ખંડમાં જુવાન, તાજી જુવાનીમાં પ્રવેશેલો, હજુ તો મૂછનો દોરો નથી જાતે રેઝરથી લીધો કે નથી તે તેણે સલૂનમાં કોઈની પાસે લેવડાવ્યો, તેવો દૂધમલિયો જુવાન પ્રવેશ્યો.

'બોલો ભાઈ! શું કામ છે? કેમ બૂમ પાડી?'

'મ...ને.. દ...વા...પા!'

'દવા?'

'હા, દવા! એ જ મારું અમૃત છે ને!' જુવાન તેના પિતાની વાતને સમજ્યો અને વૃદ્ધે આંખે હથેલીની છાજલી કરીને જતાં સરઘસ સામે વેધક અને ઊંડી નજર નાખી, અને તેમણે બૂમ પાડી.

'ભાઈ! ભાઈ!' તેના મોંનું નૂર ઊડી ગયું હતું, પરિણામે ચહેરો પાંડુરંગી બન્યો હતો, જો કે ક્ષયનો તે દરદી ન'તો.

'આવ્યો, ભાઈ!' જુવાને અમેરિકન ફેશનનું પાટલૂન અને ખૂલતું પહેરણ પહેર્યાં હતાં.

'દવા તો છે ને! નહીં તો બહેનને પૂછી જોજે! સમજ્યો?'

વૃદ્ધે ફરીવાર બારી બહાર નજર નાખી. પેલું સરઘસ રાષ્ટ્રની આઝાદી માટે કૂચ કરતું કરતું ગૌરવ અનુભવતું તે આગળ વધતું હતું. વૃદ્ધે તેને જોયા જ કર્યું અને જાણે તે આનો અર્થ ન સમજ્યો હોય તેમ પેલા જુવાનને પાસે બોલાવી ધીરા સાદે પૂછવા લાગ્યો: 'ભાઈ, પેલું જઈ રહેલું ટોળું શું છે? આગળ બેન્ડ છે તો વરઘોડો...? બેન્ડ તો સરકારી લાગે છે!'

'હા, આજે આપણો અગીઆરમો સ્વાતંત્ર્ય દિન...!'

'ન સમજાયું ભાઈ!'

'ભાઈ, સ્વરાજ આવ્યું તે રાત તમને સાંભરે?'

'સાં...ભ..રે! નેહરુનું વ્યાખ્યાન પણ આછું ઓછું સાંભરે! તેમણે કહેલું "દેશમાંથી ગરીબાઈને દૂર કરવી છે રોગોને હાંકી કાઢવા છે સ્વરાજને છેક ગરીબના ઝૂંપડા સુધી લઈ જવું છે!' તે જ દિવસ ને!'

'બસ તે જ દિવસ! તે દિવસનુ પુનરાવર્તન થઈ...'

'એ વાતને આજે અગીઆર...અગીઆર વરસ વીતી ગયાં? અને તેનું પુનરાવર્તન? પોપટની જેમ પાઠ ભણવાનો?' ડોસો જરાક લાલ બન્યો. ચહેરા પર લાલી પ્રગટી.

'હા, ભાઈ!'

'પણ અ...ગી...આ...ર...અ...ગી...આ. ર વર્ષ તે જ મંત્ર, તે જ સૂત્ર, તે જ સ્લોગન જીભ પર સાચવી આખા રાષ્ટ્રે ઉચ્ચા જ કરવાનું?' જતી વયે ડોસામાં આજે રોષમિશ્રિત રાષ્ટ્રભાવના દેખાણી.

'ભાઈ, તમે શાંત થાવ!'

'નહીં, દીકરા. સ્વતંત્ર થયેલ રાષ્ટ્રમાં અગીઆર અગીઆર વર્ષ ગરીબી ધામા નાખીને...શો ગજબ! તમને સ્વતંત્ર પ્રજાજનને આપવા માટે આ જ વારસો રહ્યો માત્ર! શી દૃષ્ટિની ગરીબાઈ! દીકરા અમે જન્મ્યા 'તા ગુલામો! ભણ્યા 'તા ગુલામી લાદનારું ભણતર! જિંદગીભર કારકુની, અવલકારકુની, શિરેસ્તેદારી કરી. પરદેશી અંગ્રેજ લાટસાહેબો અને તેમના જાતભાઈઓની કદમબોશી કરી, સલામો ભરી તરકીબો

કરી, જુહાર કર્યા ગુલામોની જેમ અને નોકરીમાંથી નિવૃત્ત થયા, તેમની મહેરબાનીની નજર પામવા અને ગુ...લા...મ ! બસ, જિંદગીભરનો હું ગુલામ. કેમકે મારી માલોમ ગુલામ હતી. અમારા માટે—ભણેલ માટે તેમના સિવાય બીજો ઉદ્ધારક ન'તો દેખાતો તેથી...'

'ભાઈ, જરા શાંત પડો !'

'શાં...ત ! શાં...તિ ! રાષ્ટ્રે અગીઆર અગીઆર વર્ષ તે જ ભોગવ્યું ? નહીં તો ગરીબાઈ ! દીકરા આપણું ઘર.. મારી કમાણીનું ઘર...માત્ર પગારની કમાણીનું ઘર...સરકારી નોકરી પરદેશી સરકારનું તંત્ર તોય પ્રામાણિકપણે જે મળ્યું તે બચતમાંથી ખરીદેલું ઘર...ભાઈ ! તું નાનો, બહેન તારાથી ત્રણ વર્ષે મોટી, એ પારિજાતક પુષ્પો ! ઊછેરવાનાં હતાં. ખીલવવાનાં હતાં, તેની મહેક ફોરે, તેવાં ઊંડાં ઊંડાં અરમાન આ હૃદયની ગુફામાં સાચવી મૂકી હતાં દીકરા !'

'ઈ સમજ્યો, ભાઈ !'

'અને તે કાજે એ ઘર આ ગાળામાં ગયું. જે રકમ પેન્શનની મળતી તેમાં આપણું કદીય ખર્ચ નથી નીકળ્યું. મોંઘવારી...યમના પંજા શી ! પુરાણોમાં વાંચ્યું છે, મહાભારતમાં વાંચ્યું છે કે રાક્ષસ જ માનવભક્ષી હોય, પણ આ સરકારમાં વેપારી માનવ-ભક્ષી બન્યા છે, અહિંસક હોવાના ડોળ ઘાલીને. સામાન્ય માનવીને ભરખવા માટે માનવીએ સર્જેલ આ મોંઘવારી અને સરકારે ભાવનિયંત્રણ કરી આ મહોર મારનારું આ રાજ્યતંત્ર ! દીકરા રાજ્યો જોયાં છે. તેના વહીવટ પણ જોયા છે ! પણ આ શું ? વહીવટ, તંત્ર, રાજ્ય..., ડોસાને હાંફ ચડી, થાક ચડ્યો. પેલા બૅન્ડના સરોદો શમી ગયા હતા. નાકાથી દૂરની હોટલમાંથી નરસિંહ મહેતાનું ભજન સંભળાવા લાગ્યું: 'વૈષ્ણવજન' ! પણ તેનો આલાપ, લય અને સંગીત એટલાં કર્કશ હતાં કે નરસિંહ સાંભળે તોય તે અહિંસક અને સહિષ્ણુતાની મૂર્તિય તે રેકર્ડના ટુકડે ટુકડા કરીને કાયમને માટે ભોંયમાં ભંડારી દે ! આજના કોઈ માનવીએ ઉતરાવી હતી.

આજે આ બધું બસૂરું જ હતું ! સંગીત બસૂરું, જીવન બસૂરું, રાજકારણ બસૂરું, અર્થતંત્ર બસૂરું, બસૂરું, બસ બસૂરું બધું જ !

ડોસા થોડીવાર આડેપડખે થયા. મલમલની ઝીણી કફની પરસેવાએ ભીની થઈ અને તંદ્રાવસ્થામાં તે લવવા લાગ્યા: 'મારા સાચા પરસેવાની પાઈએ પાઈ ! કરકસર ત્રેવડ કોની ? ઘરરાણીની ! કદીય નોકર નહીં, નોકરડી નહીં. કપડાં હાથે ધોયાં, ઇસ્ત્રી કરી આપી. શાક ભાણાં સાચવવા પૂરતું થાય ! દૂધ કાળજીથી વપરાય ! દૂધમાંથી દહીં...અને છાશ કરે...શેરેક દૂધની તો તેમાંથી માખણ કઢાય ! આ ત્રેવડ, આ કરકસરથી બાર હજાર બચ્યા ! મોંઘવારી માટે જ, અને તે પૈસાથી ઘર ખરીદ્યું ! ઘ...ર ! આશ્રયસ્થાન ! નિશ્ચિંતતાની ખાતરી ! જીવનનાં સ્વપ્નને જીવતું થતું દીઠું ! જીવન જીવ્યાનો ઓડકાર ખાધો ! હા...ઘર લીધું અને...અ...ને રણછોડજીની યાત્રા કરી. ડાકોર ગયો, કાંકરોલી ગયો. ગોકુળ, મથુરા ને વૃંદાવનમાં પગપાળા ફર્યો, જીવનની વૃત્તિઓને શાંત કરવા !

'પ...ણ...એ શાંત થાય તેવી પરિસ્થિતિ...ના ! નથી ટકવા દીધી, રહેવા દીધી ! ઘર ગયું ! ખરચા... ખરચા...જીવનધોરણ સુધર્યું કે ખરચા વધ્યા ? આ પ્રશ્ન છે !'

વૃદ્ધે ઉધરસ ખાધી અને બૂમ મારી : 'બહેન ! બહેન ! દવા...વીન્કારનેજ...ની બાટલી લાવ ! કલ્યાણી !'

'આવી પિતા !' કલ્યાણી ઝડપે આવી. યૌવને હાંસેલ તેનો દેહ છતાં કાયા જરાક ચીમળાયેલી ! તેણે મરકીને પિતાના ખભા પર હાથ મૂકીને નમ્ર અવાજે કહ્યું: 'પિતાજી ! બહુ શ્રમિત બન્યા છો ! જરાક શાંતિ લો ! દવા હું લાવીશ, મોસંબી પણ ..તમે કલાક દોઢ કલાક આરામ કરો, બહુ શ્રમિત છો. પિતાજી, આ તો મારી તમને વિનતિ છે ! તમારી કફની ભીનીભીની પરસેવે નીતરી રહી છે !'

'સમજ્યો, દીકરા !' બોલી વૃદ્ધે આંખો મીંચી. કલ્યાણીએ પિતાના માથા પર, ખભા પર હાથ ફેરવ્યો.

તે પિતાની જુવાનીની સાક્ષી હતી. પિતાની જુવાનીના દિવસો તેના સ્મરણે ચડ્યા 'વા...ધ ..જે...વા! ત્રા...ડે!' આટલું જ મનમાં બોલાયું અને પાલવથી આંખનાં આંસુને લૂછી તે મનમાં બોલી: 'કાબે અર્જુન લૂંટિયો વો ધનુષ વો હી બાણ?'

'ના.. ના...! પિતાજીમાં કોઈ અવગુણ નહીં, આદત નહીં...પૈસાને વેડફ્યા નથી .માત્ર એક જ ભાવના! પુત્રી સુપુત્રી બને! કેવી મોટી ભા...વ.. ના! પુત્ર સુપુત્ર બને! કેવડો મોટો વિચાર! આ યુગને માટે!' અને પિતાના ઢીલે હાથને વીંટાળીને ખોખા જેવા એ શરીરને ખાટલામાં લાંબું કરીને સુવાડ્યું. પગ પર કબલ નાખ્યું અને કફનીનાં બટન કાઢીને તેણે કફનીને કાઢવા મથામણ કરી ત્યારે તેને સમજાયું કે બેઠા હતા ત્યારે આ કર્યું હોત તો સરળતાથી કફની બહાર નીકળી આવત!

તેણે પિતાને ઊંઘમાં જોયા, પણ ઊંઘમાં શાંતિ ન હતી તો તેના ચિત્તમાં પણ શાંતિ ક્યાં હતી? પિતાએ દવા માગી, પિતાજીએ મોસંબી માગી. વીન્કારનેજ માગ્યું. પણ અત્યારે આમાંનું કશુંય ઘરમાં હતું? ઘરમાં અત્યારે છૂપી, દબાએલી અને સુપ્ત ગરીબાઈ હતી, તેની જાણકાર માત્ર કલ્યાણી હતી. કૉલેજમાં પહેરી જવા માટે હવે તો સારી સાડી પણ ક્યાં હતી? તે રેશમી સાડી છેલ્લે છેલ્લે બહેનપણીને મસે વેચી નાખી હતી: 'ના, તને ગમતી હોય તો તું રાખી લે!'

અને બહેનપણીએ ના પાડી ત્યારે કલ્યાણીએ વિવેકથી કહ્યું, 'તું મને પૈસા આપી દેજે, બસ!'

અને બહેનપણી પાસેથી આઠ રૂપિયા આવ્યા. તેનાં જ આ દવા, મોસંબી વગેરે આવ્યાં હતાં. પિતાજીના પેન્શનનાં પંચોતેર રૂપિયા, તેના ટ્યુશનના બત્રીશ રૂપિયા ઘરમાં હવે પહોંચતા પણ નહીં. માતાએ વારસામાં આપેલ ત્રેવડ, કરકસર, સહિષ્ણુતા અને મૌન એ ચારેય સાથે અસહ્ય મોંઘાવારીની સામે ટકી નહોતાં શકતાં, અને મોંઘવારી કાયમ કોઈ ને કોઈ સ્વરૂપે દર મહિને આવી ઊભી રહેતી—ખાંડના, અનાજના કોલસાના, કેરોસીનના તો કોઈ વખતે કાપડના સ્વરૂપે!

તેને મનમાં વિચાર આવ્યો 'પિતાજી તો માત્ર ખામ હતા! શરીર સાવ ગળી ગયું! થોડું દૂધ, દૂધમાં ઘી, અશ્વગંધા ..'

પણ ત્યાં ઘીનો ભાવ નજર સામે આવ્યો, ચોખ્ખું ઘી...શેરના ચાર રૂપિયા! ડાલ્ડાના ભાવ ઘીના મૂળ ભાવે પહોંચ્યા છે! આ સ્થિતિમાં માંદા પડવું સામાજિક ગુનો . ના...ના!'

કલ્યાણીની નજર પિતાના શરીર પર પડી, અને તેમની માંગ તાજી થઈ. તે મનમાં બોલી: 'દ ..વા! વીન્કારનેજ! મોસંબી! ભાઈને કહું, લઈ આવે. પણ તે ક્યાંથી લાવશે! તેની પાસે પૈસા ક્યાંથી હશે! પૈ...સા! પૈ . સા. પહેલાં તે ગુસ્સામાં બોલી. બીજી વખતે હતાશા અને લાચારીથી.

તે ઊભી થઈને પાછળના ખંડમાં ગઈ ત્યાં ભાઈ ન હતો. કલ્યાણી પિતાજીના ખંડમાં આવી ત્યારે જ તે દાદર ઊતરીને ઉરુવદિનની લહાણ માણવા ચાલ્યો ગયો હતો. તે ખંડમાં અત્યારે એકલી હતી. તેનું ચિત્ત આ જ વિચારોના કબજે હતું. 'ભાઈને હું આ કામ સોંપું તો! પૈસા ક્યાંથી કાઢે? કોઈનું ખિસ્સું . હળવું કરે! તેને ઉધાર અને ઉઝીના કોસ આપે? તો ..તેને કામ ન ,મળી રહે? કા...મ? કોને મળે છે? હું ટ્યુશન કરવા જાઉં છું તો બાઈને પાર્ટીમાં કંપની જોઈતી હોય તો મને બેસાડે. અને બાઈના પતિદેવની સામે ..રમતમાંય ઇશારા, ઇંગિતો ...શિષ્ટ? નોકરી કરનારને શિષ્ટ અને અશિષ્ટનો વિચાર કરવાનો હોય છે, ખરો, સ્વરાજ પછીય?'

તે વિચારમાંથી ખસવા દોડીને પિતાના ખંડમાં આવી. પિતા ઘસઘસાટ ઊંઘતા હતા. ત્યાં તેને યાદ આવ્યું: 'પિતાજી જાગશે ત્યારે દવા નહીં દેખે તો કેટલા દુઃખી...? શો ઉત્તર આપીશ!' તેણે ચૂપચાપ પિતાના ખાટલા નીચે કોગળા કરવા માટે પાલું મૂક્યું. સહેજ વધુ ઘસાઈ ગયેલો નેપકીન અને

સ્વચ્છ ઉટકેલો પાણીભર્યો લોટો ! તે ધીરી ચાલે ખંડમાંથી ચાલી ગઈ. ધોયેલ, સુતરાઉ જરાક આછી ગળી છાંટે ધોયેલ સાડલો પહેરીને તે દાદર ઊતરી. મનમાં રમી રહ્યું હતું : 'પિતાજી માટે મોસંબી, દવા, વીન્કારનેજ ! પૈસામાંથી આઠેક રૂપિયા વીન્કારનેજ માટે—ત્રણ રૂપિયા ચાર આનાના બદલે ! ભાવ ચડયા છે ! કોણે ચઢાવ્યા ? કેમ ચડાવ્યા ? એવા પ્રશ્નો પૂછું તેનો અર્થ પણ શો છે ? જોઈએ છે, દવા લાવવી જોઈએ. માંદાને ઘી ન આપી શકાય, તેવી સ્થિતિ તો ખરી પણ દવા પણ ન આપી શકાય, તેવી વિષમ સ્થિતિના સરજનહારો ! તમને તમને...'

દાદર ઊતરી તે રસ્તા પર આવી. ટોળાંઓ રજાના આનંદમાં આમતેમ ઘૂમી રહ્યાં હતાં અને વાતો કરતાં હતાં : 'આજે રાતે સરકારી મકાનો પર દીવા ગોઠવાયા છે. એવા કે કદીય જોવા નથી મળ્યા !' આ વેણ કલ્યાણીના કાને પડ્યાં. 'દીવા માટે પૈસા વાપરતું તંત્ર આ દિનની કેટલી માવજત કરે છે ?' ત્યાં સામેથી અર્ધનગ્ન દશામાં આથડતી ગાંડી સામે આવી. ચિત્કારભર્યો અવાજ કરી, દાંત પીસી હાથ લાંબા કરી, સાથળ પર હાથ પછાડીને તે બોલી : 'લૂંટી લેજો. સૌને લૂંટી લેજો ! પણ મને તમે નહીં લૂંટી શકો !' તે ખડખડાટ હસીને કલ્યાણી સામે આવી અટ્ટહાસ્ય કરવા લાગી અને બોલી : 'અરે, બહેન ! તમે જાણો છો ? મને કોઈ લૂંટી શકે ? ના ! તમે...કોણ છો ?'

કલ્યાણી જરાક આડી ફાંટી. ગાંડી પણ ખડખડાટ હસતી, અટ્ટહાસ્ય વેરતી તે જ ક્રિયાઓ ચાલુ રાખતી બૂમો પાડતી રાજમાર્ગ પર ઘૂમવા લાગી. જતી કલ્યાણીના મનમાં ગાંડીને દેખીને વિચાર આવ્યો : 'કોઈક મધ્યમવર્ગની બાઈ હશે. નહીં તો રાજમાર્ગ પર આમ ઘૂમે શાની ? સંભાળ રાખનાર કોઈ નહીં હોય ? હશે, પણ લઈ શકતા નહીં હોય ! આ આર્થિક ભીંસમાં...અને તે લૂંટાઈ ગઈ હશે ? પૈસેટકે ? પ્રતિષ્ઠાએ ? અરે આજના જગતમાં સૅકરયુલી પણ નારીને લૂંટનારાનો ક્યાં તોટો છે ? સ્વરાજ, આઝાદી...! મુક્તિશા સુંવાળા અને મીઠાશભર્યા શબ્દો !'

તરત જ પિતાજી સ્મૃતિમાં આવ્યા અને તે મનમાં બોલી : 'દવા લાવવી છે ! વીન્કારનેજ અને મોસંબી ! મારા ટ્યુશન પેટે અગાઉથી પૈસા શેઠ આપશે ?'

તેણે તેના પગ ઉપાડયા તે દિશામાં, જ્યાં સાગની કોતરણીવાળી હવેલી હતી. જેના આગલા ભાગના ત્રીજા માળ પર હવેલીપતિનો વાસ હતો.

કલ્યાણીએ પગ ઉપાડ્યા, અને સાથે સંકલ્પ કર્યો : 'હું શેઠના પગમાં પડીશ અને કહીશ, તમારે મને દાસી બનાવવી હોય તો બનાવજો ! પણ મને પૈસા આપો ! પિતાજી માંદા છે ! જે પિતાએ ફૂલ શા માનીને અમને હુલાવ્યા ફૂલાવ્યા તે પિતાની ભૂખ તો નહીં, પણ દવાની ભૂખને અમે ન સંતોષી શકીએ ? તે માટે પૈસા આપો ! હું પરણીશ, કોઈક સંસ્કારી યુવકને, ત્યારે તમારી હવેલીમાં એ માળ પર આવી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તમારી લેણી રકમ આપી જઈશ ! તમારી સાંકળ ખખડાવીને !'

વિચારમાળા થંભી અને હવેલી સામે આવીને કલ્યાણી ઊભી રહી. ચોકમાં ઊભા રહીને તેણે હવેલી પર નજર કરી. પેલા ત્રીજા માળ પર. તેની બારીઓ પર.

તેણે બારીઓ ખુલ્લી દેખી. યાત્રાળુ કૈલાસે પહોંચે અને કૃતકૃત્યતા અનુભવે તેવી કલ્યાણીએ અનુભવી. ચપચપ કરતી તે પહેલા માળનાં પગથિયાં ચડી ગઈ, બીજા માળનાં, છેવટે ત્રીજા માળનાં. તેણે બારણામાં ડોકિયું કર્યું તો ફાંદવાળા સજ્જનશ્રી ધોતિયું પહેરી, ગળામાં તુળશીમાળા ધાલીને તકિયે માથું ટેકવીને ધર્મગ્રંથનાં પાનાં ઉથલાવી રહ્યા હતા, પણ તેમના બિલ્લી જેવા સ્વભાવને કોઈના આવવાની ગંધ આવી. ચોપડી બહાર ડોકિયું કર્યું અને તેમણે કલ્યાણીને જોઈ. તેમણે કલ્યાણીને અંદર આવવા માટે આવકારસૂચક ડોક હલાવી. ચંપલ બહાર મૂકી કલ્યાણી ખંડમાં ગઈ. તેમની સામે જઈને ઊભી રહી. નીચી નજરે !

સજ્જનશ્રીએ ઈશારો કરી કલ્યાણીને પાસે બેસવા નોતરું આપ્યું અને બોલ્યા: 'બોલો, શી વાત કરવાની છે?'

'મારે થોડા પૈસા જોઈએ છે, પગાર પેટે અગાઉથી!'

'મળે અને ન પણ મળે!'

કલ્યાણી કશુંય ન બોલી.

'સમજ્યાં, તેનો તમારા પર આધાર છે!'

'સમજી!' બોલી તેણે હવેલીની સામેની બાજુએ નજર નાખી.

'કોઈ જ હવેલીમાં નથી. સૌ સ્વાતંત્ર્યની ઉજાણી મહાલવા ગયાં છે. હું એકલો છું, તમે એકલાં છો! આપણા માટે ઉજાણી અહીં છે!'

'હં!'

'તેથી જ આપણે વાતો કરી લઈએ. એક તમને પૈસા મળશે પણ...'

'વ્યાજ આપીશ.'

'તે વ્યાજે કાયમ નથી મળતા.'

'તો?'

'મીઠાશથી, પ્રેમ બતાવવાથી. મારે પ્રેમની જરૂર છે! તમે તે આપી શકશો.'

કલ્યાણીના મનમાં ગુસ્સો જન્મ્યો. સજ્જનશ્રીએ તેના મોં પર તેના આવિર્ભાવને જોયો ને તરત જ તે બોલ્યા: 'તમારે શી જરૂર પડી છે?'

'મારા પિતાના માટે દવા, મોસંબી, અને મારાં કપડાં...'

'સમજ્યો, આ બધું મળી રહે! પણ એક જ માગ! આ સામે હું સૂકો માનવી છું. મારા હૃદયના સહરામાં જળસીંચન કરે તેવી વ્યક્તિની શોધમાં...હતો. તમે ગંગોદકશા હૈયાવાળા ભાસો છો. તે હૈયાના જળે આ સહરાને લીલોતરીમય બનાવો. બીડીકની રમત વખતે મેં તમારામાં રસિકતા જોઈ છે. તમે મને તે આપી શકો તો સર્વસ્વ તમારા ચરણે..'

કલ્યાણીનો શ્વાસ સહેજ અદ્ધર ગયો.

આ દેખીને સજ્જનશ્રીએ કહ્યું: 'હું તો વેપારી છું, લૂંટનો કરનારો! કાળા બજારિયો. તેય આટલું આપે તેને ઓછું ન સમજતાં!'

'સમજી!'

'તો...તો ..આજે તમારે કેટલા રૂપિયા જોઈએ!'

કલ્યાણીએ ઉત્તર ન આપ્યો.

'બોલો, પાંચ, પંદર...પચ્ચાશ કે સો?' બોલી ધર્મગ્રંથમાંથી દશદશની પાંચ નોટોને કલ્યાણી અને તેમની વચ્ચે તેણે રમતી મૂકી, ઊડીને તે કલ્યાણીના ખોળામાં પડી, પાલવમાં તે ભરાઈ બેઠી.

અત્યારે કલ્યાણીના મોં પર ગૂંચવાયેલી રેખાઓ પ્રગટી રહી હતી, જેવી રેખાઓ આઝાદીના અગીઆરમા વર્ષે મામોમના મોં પર કંડારાઈ રહી છે.

અને ત્યારે રેડિયો પરથી લશ્કરી પરેડનું સંગીત સંભળાતું હતું. વચ્ચે વચ્ચે લાલ કિલ્લામાંથી અપાતાં અભય વચનો પણ: 'હમ સબ એક હોકર ગરીબી હટાયેંગે! હમ હમારા માદરેવતનકો સુજલામ્ સુફલામ્ બનાયેંગે!'

આંતરે આંતરે પેલું સ્થાનિક બસૂરું સંગીત તો આ હવેલીમાં પણ સાંભળવા મળતું હતું. સપરમા દિનના સુપ્રભાતેય! હવેલીનાં બન્નેય ઈન્સાનોને આ બધું—વાણી અને સંગીત, વ્યર્થ રાગડા જ લાગ્યા.

*

પૃથ્વી પરના દિવસની લંબાઈ દર સો વરસે સેકન્ડના બે હજારમા ભાગ જેટલી વધે છે, કારણ કે પૃથ્વીના પોતાની ધરીની આસપાસના ભ્રમણની ઝડપ અતિ સૂક્ષ્મ પ્રમાણમાં ઘટતી જાય છે.

આ પૂર્વે પૃથ્વીનું ભ્રમણ સમુદ્રનાં ભરતીઓટને કારણે ધીમું પડતું હોવાનું માનવામાં આવતું. પરંતુ સંશોધને બતાવ્યું છે કે એ સમુદ્રના ભરતીઓટને લીધે નહિ પરંતુ નક્કર જમીનના ભરતીઓટને કારણે છે. આ કારણે પૃથ્વીના ગર્ભની અમુક પ્રવાહિતાનો પણ ખુલાસો આપે છે.

સી. એલ. ધીવાળા

# મધ્યમવર્ગના આર્થિક પ્રશ્નો

આપણા જાણીતા અર્થશાસ્ત્રી આ લેખમાં શ્રીમંત અને કામદાર વર્ગની સરખામણીમાં મધ્યમ વર્ગની આજની પરિસ્થિતિ, તેની મુશીબતો તથા મુંઝવણો અને સમાજમાં તેની મહત્તા સમજાવે છે......

દરેક દેશમાં મધ્યમ વર્ગને સમાજની કરોડરજ્જુ સમાન ગણવામાં આવે છે, કારણ કોઈ પણ વ્યવસ્થિત સમાજરચનામાં આ વર્ગ મહત્ત્વનું સ્થાન સાચવે છે ને ઉપયોગી કામગીરી બજાવે છે. ગમે તે કસોટીએ આપણે આ વર્ગના મહત્ત્વને કસીએ તો પણ, આપણને એ સ્પષ્ટ જણાય છે કે, સામાજિક વિકાસમાં કે આર્થિક પ્રવૃત્તિમાં, રાજકીય ક્ષેત્રમાં કે પછી સાંસ્કારિક પ્રવૃત્તિમાં, આ વર્ગે હમેશાં મોખરે રહી સમાન ફાળો આપ્યો છે.

સંખ્યાની દૃષ્ટિએ આ વર્ગ બહોળો છે, પથરાયેલો છે, તેમાં શિક્ષણનું પ્રમાણ મોટું છે, આ વર્ગ બુદ્ધિશાળી, મહેનતુ તેમજ સંતોષી છે. આજની સમાજરચનાનું ચિત્ર કાંઈક આવું છે. એક બાજુ, શ્રીમંત ને ઐશ્વર્યમાં રાચતો વર્ગ છે, ત્યાં અઢળક સંપત્તિ છે, તે વર્ગ મૂઠીભર છે, પીરામીડની બીજી ટોચ જેવો છે. બીજી બાજુ, ગામડાં કે શહેરોમાં રહેતા ખેડૂતો, કારીગરો, કામદારો, શ્રમજીવીઓનો અતિ વિશાળ વર્ગ છે, જે પર્વતની તળેટી જેવો છે. આ વર્ગ વર્ષોથી પછાત છે ને તેનું શોષણ થતું આવ્યું છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી આ વર્ગમાં જાગૃતિ આવી છે ને પ્રજાકીય લોકશાહી સરકાર આ વર્ગને ઊંચો લાવવા પ્રયાસો કરે છે તે તદ્દન સ્વાભાવિક છે. ખેડૂતસભા ને કામદાર સંઘો દ્વારા તે વધુ ને વધુ સંગઠિત થતો જાય છે.

મધ્યમવર્ગના ઘણા પ્રશ્નો છે, જેમાંના આર્થિક પ્રશ્નો મુખ્ય છે. આ વર્ગની આર્થિક પરિસ્થિતિની સતત અવહેલના થતી રહે એ સમાજ માટે હિતકર નથી. મધ્યમવર્ગની શાસ્ત્રીય વ્યાખ્યા કરવી એ કપરું કાર્ય છે. તેનાં ઘણાં થરો છે, ઉપ-વિભાગો છે, છતાં શ્રીમંતવર્ગ અથવા મજૂરવર્ગની સામે જ્યારે મધ્યમવર્ગની વાત આપણે કરીએ છીએ ત્યારે તેની કેટલીક વિશિષ્ટતાઓ ખાસ ધ્યાન ખેંચે છે. મધ્યમ વર્ગ ઉજળિયાત વર્ગમાં ખપે છે ને તેનું મુખ્ય લક્ષણ છે, બાંધેલી ટૂંકી આવક. આ વર્ગના બીજાં લક્ષણો છે—સામાન્ય રીતે આવક કરતાં વધુ પ્રમાણમાં ખર્ચ ને વધુ પડતા નભનાર આશ્રિતોનો આર્થિક બોજો. મધ્યમવર્ગની કક્ષામાં નાના મોટા નોકરિયાતો, અમલદારો, દુકાનદારો, ને છૂટક વેપારીઓ, શિક્ષકો, દાક્તરો, વકીલો, લેખકો વગેરેનો સમાવેશ થતો હોય છે. આ મધ્યમવર્ગની શી સ્થિતિ છે, કયા સંજોગોમાં તે જીવે છે, એની શી મુશ્કેલીઓ ને મુંઝવણો છે, તેનો ભાગ્યે જ ગંભીર રીતે વિચાર થતો હોય એમ લાગે છે.

મધ્યમવર્ગની આર્થિક સ્થિતિ નક્કી કરવામાં ઘણી બાબતો લક્ષમાં લેવાની હોય છેઃ—(૧) આજીવિકાનાં સાધનો—નોકરી, ધંધો, આવકનું સાધન અને પ્રમાણ (૨) ખર્ચનું ધોરણ ને તેની વિગતો (૩) શિક્ષણનું ધોરણ ને સગવડો (૪) રહેઠાણનો પ્રકાર ને તેમાંથી ઉદ્ભવતી મુશ્કેલીઓ. (૫) મધ્યમ વર્ગના કુટુંબના અંદાજ-પત્રની પરિસ્થિતિ, બચત અથવા કરજ. આમ મધ્યમવર્ગની આર્થિક પરિસ્થિતિનું આપણે અનેક રીતે મૂલ્યાંકન કરી શકીએ. આપણા દેશમાં આને લગતી કેટલીક તપાસ હાથ ધરવામાં આવી છે, જે એક બાબતનો નિઃસંદેહ ખ્યાલ આપી જાય છે કે, બાંધી આવક, મોંઘવારી અને કુટુંબદીઠ અતિમર્યાદિત આવકનાં સાધનો વચ્ચે મધ્યમવર્ગને પારાવાર મુંઝવણો ને સંકડામણો અનુભવવી પડે છે. મુંબઈ શહેરના મધ્યમવર્ગનાં કુટુંબોની આર્થિક પરિસ્થિતિને લગતી એક તપાસ, લગભગ ૧૦૦૦ કુટુંબોને સ્પર્શતી કરવામાં આવી હતી. તેમાંના પોણા ભાગનો જવાબ એ હતો કે 'ખાદ્ય ચીજોના ભાવો વધતા જાય છે, આર્થિક પરિસ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે, રહેઠાણની પરિસ્થિતિમાં બગાડો થતો જાય

છે.' આ અપૂરતી તપાસો દરમિયાન પણ એમ ચોક્કસ રીતે સાબિત થઈ ચૂક્યું છે કે મોટા ભાગનો મધ્યમવર્ગ કાં તો પોતાની આગળની બચતમાંથી અથવા કરજ કરીને પોતાના કુટુંબ નિભાવે છે. તેની પરિસ્થિતિ વિષમ બનતી જાય છે. કરજનો બોજો વધતો જાય છે ને મધ્યમવર્ગનો મોટો ભાગ માંડ માંડ જીવન ગુજારી રહ્યો છે. આ નક્કર હકીકત સર્વસામાન્ય અનુભવની છે ને સરકાર, પ્રજાના નેતાઓ, કે સામાજિક કાર્યકર્તાઓની ધ્યાન બહારની તો નથી જ.

બીજા વિશ્વયુદ્ધ પછી બાર વર્ષ વીતી ચૂક્યાં છે. યુદ્ધગાળા દરમિયાન ચીજવસ્તુઓની તીવ્ર ખેંચ ને કારમી મોંઘવારીની ભીંસ મધ્યમવર્ગે જ મુખ્યત્વે અનુભવી હતી. ઓસરતા જતા રૂપિયાની અસર આ વર્ગ પર સારી પેઠે થઈ હતી. દેશ સમક્ષના આર્થિક વિકાસના કાર્યક્રમમાં આ બીજી યોજનાના સમય દરમિયાન પણ મોંઘવારી વધતી ગઈ છે. સામાન્યપણે કહીએ તો, ૧૯૩૯ સામે સરખાવતાં હાલના ભાવો લગભગ ૪।। ગણા છે. ખાદ્યચીજોના ભાવમાં પણ સારો એવો ઊછાળો આવ્યો છે. એક બાજુ આ બાર વર્ષના ગાળામાં મધ્યમવર્ગની આવકમાં તદ્દન નજીવો વધારો થવા પામ્યો છે. જ્યારે બીજી બાજુ ભાવોની સપાટી ઊંચી ને ઊંચી જવાથી ને મોંઘવારીનું મોજું ફરી વળવાથી મધ્યમવર્ગને ગૂંગળામણ થાય એ સ્વાભાવિક છે. આ પરિસ્થિતિ કામચલાઉ નથી પણ કાયમી બનતી જાય છે ને વિપરિત વહેણો વચ્ચે મધ્યમવર્ગની આવતી કાલ પણ ઉજ્જવળ દેખાતી નથી, તે બાબત મધ્યમવર્ગનો આજનો મુખ્ય પ્રશ્ન છે.

યોજનાના હેતુઓ ઉચ્ચ છે ને લાંબે ગાળે જીવન ધોરણમાં સુધારો થશે ને રોજગારીના ક્ષેત્રમાં વૃદ્ધિ થશે એ નિશ્ચિત છે. પણ, અત્યારે તો સીધા ને આડકતરા કરવેરાથી તેમજ કૂદકે ને ભૂસકે વધતા જતા ભાવોથી મધ્યમવર્ગની મુશીબતોમાં વધારો થતો રહ્યો છે. કરમુક્ત વાર્ષિક આવકની મર્યાદા જે અગાઉ રૂ. ૪,૦૦૦ હતી તે હવે રૂ. ૩,૦૦૦ કરવામાં આવી છે. ને તે ઉપરાંત જીવનની જરૂરિયાતની ચીજ વસ્તુઓ—ખાંડ, કાપડ, દીવાસળી, તમાકુ, કાગળ એવી ઘણી ચીજોના ભાવો વધતા જ રહ્યા છે. ઉદ્યોગોનું ઉત્પાદનખર્ચ વધતાં, આયાતો ઉપર કાપ મુકાતાં, બાંધકામની ચીજોના ભાવ વધતાં, વપરાશની ચીજવસ્તુઓ મોંઘી બનતાં, એમ અનેક રીતે મધ્યમવર્ગ આજે લાચારી અનુભવે છે, કારણ તેની આવકનાં સાધનો અસ્થિતિસ્થાપક રહ્યાં છે ને ખર્ચમાં બેહદ ઊછાળો થતો રહે છે. આમ 'ત્રણ સાંધે ત્યાં તેર તૂટે' એવો ઘાટ થતાં, મધ્યમ વર્ગને તમાચો મારીને મોઢું લાલ રાખવું પડે છે, તે આપણે સૌ કોઈ જાણીએ છીએ.

કોઈ એમ જરૂર દલીલ કરી શકે કે આ મોંઘવારીનો પ્રશ્ન તો સામાન્ય છે, સમાજના દરેક વર્ગને તે સ્પર્શે છે. એક રીતે તો છે જ, પણ તેની વિષમ અસર મધ્યમવર્ગ ઉપર જેટલી થઈ છે તેટલી કોઈ વર્ગ પર નથી થઈ, તે હકીકત છે. મધ્યમવર્ગનાં એવાં કેટલાંય કુટુંબો છે જે બૂમ પાડે છે કે 'અમારા અંદાજપત્રનું સમતોલપણું જતું જાય છે ને બે ટંટીયા મેળવવા મુશ્કેલ બનતા જાય છે.' મધ્યમવર્ગ અવ્યવસ્થિત છે, તેનામાં સંગઠનનો અભાવ છે, આ વર્ગની ખાસિયતો છે, તેની ખામીઓ છે ને તેને રાજકીય પક્ષોની 'સીન્ડ્રેલા'ને નામે ઓળખવામાં આવે એ પરિસ્થિતિમાં જ કરુણતા ભરી છે. દાખલા તરીકે, મોંઘવારીના પ્રશ્નો કામદારવર્ગને ને સરકારી નોકરીયાતોના વર્ગને પણ નડયા છે. પણ તે બન્ને વર્ગો પોતપોતાની રીતે આ પ્રશ્નો તરફ સરકારનું ને પ્રજાનું ધ્યાન દોર્યું છે ને તે ઉકેલવાના પ્રયાસો કર્યા છે. મોટે ભાગે કામદારોનું વેતન જીવનધોરણ સાથે સંકળાયેલું છે એટલે કે ખરીદશક્તિના ઘટાડા સાથે તેને વળતરરૂપે વધુ વેતન મળે છે. રેલવે, તાર, ટપાલ, અર્ધસરકારી ને સરકારી નોકરીયાતોનો વર્ગ જુદો છે. તેમને રાહતો મળે છે ને તેઓ હડતાળો

અદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# સર્વાંગ નિષ્ફળ શિકારયાત્રા

*સામાન્ય રીતે હરવખત કરીને ફતેહમંદ શિકાર યાત્રાનાં અહેવાલો સાંભળ્યા હોય. પણ ગમે તેવા અચૂક નિશાનબાજ શિકારીની યાત્રા ક્યારેક તદ્દન નિષ્ફળ જાય છે તે અહેવાલ સાંભળવાની પણ એટલી મઝા છે......*

એપ્રિલ માસમાં દીપડો મારવાની પરમીટ પૂરી થતી હતી. આથી તે પૂરી થાય તે પહેલાં મીતિયાળા જઈ દીપડો મારી આવવાનો ઈરાદો કરી અમારી મંડળી માર્ચ માસની અધવચમાં મીતિયાળા શિકારે ઊપડી. આ વખતે માણસોને અગાઉ જીપ મોટર અને ટ્રેઈલરમાં સામાન ભરી આગળથી રવાના કર્યા અને શિકારબાજ સાથે ત્રણ જણા રાતની ટ્રેઈનમાં કુંડલા જવા રવાના થયા. અને બીજે દિવસે સવારના ૮–૩૦ વાગે કુંડલા આવી પહોંચ્યા.

ચાલી જતી ગાડીમાં જ સવાર પડ્યું. તે વખતે ખેતરોમાં કરકરાના ઘેરા પોતાનાં માથાં નીચાં રાખી ઝડપથી ચરતાં જોવામાં આવ્યા. તેમાં કેટલાક ઘેરા તો લાઈન પાસે જ ચરતા હતા તે તો એન્જીનના અવાજે ભડકીને ઊડતા જણાતા હતા. જેથી વાતાવરણ તેના કરકરાટથી ગાજી ઊઠતું હતું. આ પંખીને હવે પોતાના વતન તરફ પાછા ફરવાનો સમય નજીક આવી ગયો હતો. કારણ કે ગરમી પડવી શરૂ થઈ ગઈ હતી અને ઘઉં ખેતરમાંથી લણાઈ ગયા હતા. તે ખેતરમાં વેરાએલા ઘઉં ખાઈને સામાન્ય રીતે તેઓને ઊપડી જવાનો સમય થાય છે. જ્યારે મુસાફરીનો સમય નજીક આવે છે ત્યારે આવાં પ્રવાસી પંખીઓ મોટા ઘેરા અથવા ટોળામાં અમુક ચોક્કસ જગ્યામાં જમા થવા લાગે છે. હમણાં તેઓની ઊડવાની શક્તિમાં પણ વધારો થયેલો નીરખવામાં આવતો હતો.

આ અવલોકન કરતાં ગાડી કુંડલાના સ્ટેશને આવીને ઊભી રહી. અમને લેવા માટે ટ્રેઈલર સાથે જીપ જે અગાઉ ગઈ હતી તે આવીને ઊભી હતી. સામાન અને બંદૂકોની પેટીઓ ગોઠવીને અમે પંદર મિનિટમાં તો મીતિયાળાના કેડે હાંકી મૂક્યા.

કુંડલા છોડ્યા પછી અમારામાંના એક સાહેબે જણાવ્યું કે આ ગિરધરવાવની જગ્યામાં એક દૂધ દેતો બકરો હતો. આ સાંભળીને મેં જણાવ્યું કે બકરો નહિ પણ મને એક કામધેનુ ગાયની ખબર છે. તે મેં જોઈ પણ હતી. જેણે કોઈ વખત બચ્ચું આપ્યું ન હતું છતાં દૂધ હમેશાં આપતી હતી. આ સાંભળી પોતે કબૂલ કર્યું હતું કે હા તે ગાય જ હશે. તે વાવથી આગળ ચાલતાં મીતિયાળા જવાનો રસ્તો જમણી બાજુ ફરતો હતો. એ રસ્તા ઉપર આવી આસપાસ બતાવી પોતે

---

પાડી વ્યવસ્થિત રીતે તેમનો અવાજ કાઢી શકે છે. તેમનાં પ્રાદેશિક ને સમવાયી સુસંચાલિત મંડળો હોય છે. આમ આ બન્ને વર્ગો સાથે મધ્યમવર્ગની પરિસ્થિતિ એ છે કે ફુગાવાને પરિણામે મોંઘવારી વધે છે, ત્યારે રાહત મળવાને બદલે તેના પર વધુ કરવેરાનો ને ભાવવધારાનો બોજો પડે છે. દેશનાં આંતરિક સાધનોનો સારામાં સારો ઉપયોગ કરી સમાજવાદી સમાજરચના રચવાની આપણને તમન્ના છે ને વર્ગવિહીન સમાજ હોવો જોઈએ એવો આદર્શ આપણે સેવી રહ્યા છીએ. પણ, તે આદર્શને પહોંચીએ તે અરસામાં શ્રીમંતવર્ગ ને કામદારવર્ગની જરૂરિયાતો ને મહત્ત્વ પીછાણીને આપણે જેમ તેઓ પ્રત્યે એક ચોક્કસ વિચારસરણી ધરાવીએ છીએ ને દૃષ્ટિબિંદુ ઘડીએ છીએ તેવી જ રીતે, મધ્યમવર્ગનું મહત્ત્વ પીછાણીને, તેની મુંઝવણો ને મુશીબતોની અપેક્ષા ન થાય તેવા ચાંપતા ઈલાજો આપણે દેશના સમગ્ર હિતમાં અવશ્ય લેવા જોઈએ. દેશના આર્થિક વિકાસની દૃષ્ટિએ અને લોકશાહીના વિકાસ માટે પણ આ આવશ્યક છે.

[આકાશવાણીના સૌજન્યથી]

★

જણાવ્યું કે આ જગ્યામાં નકરું હરણ કોઈ વખતમાં હતું. અને આ ડુંગરાળ પ્રદેશમાં છીંકારાનો પણ પાર ન હતો. પણ અત્યારે નજર કરો શું જણાય છે ? ત્યાં તો જવાબ મળ્યો કે જુવોને ત્રણ છીંકારા કોણ જાણે ક્યાંથી બચીને અહીં બેઠાં છે. ધજડીના રસ્તાની સામે બતાવી મને કહેવામાં આવ્યું કે સાંભરે છે ને કે અહીંથી એક મોટો મસ્ત ઘોરાડનો નર માર્યો હતો. એ જનાવરની વસ્તી સૌરાષ્ટ્રમાંથી દિન–પ્રતિદિન ઘટતી જાય છે. એથી તેને ન મારવા માટે કાયદા કર્યા છે પણ તે કાયદો કોઈ પાળતું હોય એવું જણાતું નથી. આપણા સૌરાષ્ટ્રમાંથી બહુ જુજ વરસમાં જ ઘોરાડનો વિનાશ થઈ જશે. કારણ કે તે માત્ર એક જ ઈંડું મૂકે છે અને તે ઘાસનાં બીડમાં. જે બીડ હવે તો ઓછાં થવા લાગ્યાં છે. વળી એમાં જો બચ્ચું થયું હોય તો તે બચ્ચાંને પુખ્ત વય સુધી પહોંચતાં ઘણી મુશ્કેલી અને દુશ્મનનો સામનો કરવો પડે છે.

આ બધી શીમ જોતાં એમ નથી જણાતું કે પ્રકૃતિની જે સુંદરતા હતી તે બધીનો નાશ કરવામાં આપણે ઘણો ભાગ ભજવ્યો છે. આપણા દેશમાં અનાજનો એક કૂટ પ્રશ્ન છે. એના બહાના નીચે *શિકારીઓએ અને ઉફેરો આગળ હરણનો બેહદ નાશ* કરાવ્યો. છતાં અનાજમાં કાંઈ ફેર પડ્યો હોય એમ જાણવામાં નથી આવતું. પણ આ તો દીવો લીધા વગર દેખાય છે કે પ્રકૃતિની પીઠ ઉપર નાચતાં કૂદતાં જીવંત રમકડાં તો જોવામાં આવતાં નથી.

આ વાતો કરતાં અમે જીકીઆળી છોડ્યું. અને થોડો વખત જીપ ચાલી ત્યાં તો કડીઆળીને પણ વટાવી ભાડ ગામની પડખે થઈ અમે ખાંભા તરફ હાંકવા માંડ્યું. લાપાળા ડુંગરના પેટાળમાં થઈ જતા હતા તો તેની દક્ષિણ બાજુની ધખમાં એક મોટો પાણો બતાવી કહેવામાં આવ્યું કે પોતે એક દીપડો અહીં રસ્તા ઉપર ઊભા રહી તેના ઉપર બેઠેલો હતો તે માર્યો હતો. પણ એ વાતને વર્ષો વીતી ગયાં.

એવામાં ખેતરમાં બે છીંકારીઓ ચરતાં જોવામાં આવી. એને જોતા અમને નાનુડી ગામ પછી ખાંભા ગામના નવાં ચણાતાં મકાન જોવામાં આવ્યાં. જોત જોતામાં ખાંભા ઘણું મોટું ગામ બની ગયું હતું. ત્યાંથી ડાબી બાજુ જીપ ફેરવી અમે મીતિયાળા બંગલે આવી પહોંચ્યા.

મીતિયાળાની ખરી મજા તો વર્ષામાં જ હોય છે કારણ કે આખી વનરાજીમાં સાલેડીનાં વૃક્ષ વધારે પ્રમાણમાં એટલે તે વૃક્ષ પાંદડાંના વાઘા સજી ઢંકાઈ જાય છે અને મોરલા આખો વખત ગહેકતા સાંભળવામાં આવે છે. જ્યારે ઉનાળામાં તો સાલેડી ઉપર એક પણ પાંદડું હોતું નથી એટલે તદ્દન ઝરડા જેવી લાગે છે. છતાં ક્યાંક રસ્તામાં આવતા આંબા ઉપર કેરીઓ હીનોળા કરતી હોય અને તેમાં બપોરને વખતે કોયલનો ટહુકાર ખરેખર બહુ કર્ણપ્રિય જણાય છે. વળી વડલા, આસુંદરા, અને ધાવડી તથા સીમડા પણ લીલા હોવાથી સમુદ્રમાં ક્યાંક નાના બેટ જણાય એમ આ ઝરડા વચ્ચે લીલાં વૃક્ષ જણાતાં હતાં. અને ક્યાંક વચ્ચે ઊગેલો ખાખરો પોતાનો કેસરીઓ રંગ કેસૂડાં ખીલવીને જંગલની શોભામાં અનેરો વધારો કરતો હતો. તેમાં તુઈઓની જોડીઓ પોતાની 'તુઈ તુઈ' *સમજાની સીટી બજાવતી પોતાની વેગવન્તી ઉડાનથી* પસાર થતાં જણાતી હતી. અને તેના જ જાતભાઈ પોપટને બચ્ચાં થઈ ગયાં હોય એમ વારે વારે બંગલાની ભીંતમાં અને છાપરામાં પેસીને બહાર નીકળતાં જોવામાં આવતા હતા. તેનાંના કેટલાક પોલાણમાં તેનાં બચ્ચાનું 'ટેં ટેં' સાંભળવામાં આવતું હતું.

બંગલા આગળ જીપ ઊભી રહેતાં જ શિકારીઓ અને પગીઓએ ખબર આપી કે બે નાના દીપડા સાતપડા ડુંગર ઉપર ખાંભાના હરિજનવાસમાંથી એક કૂતરું મારી લઈને ચડી ગયા છે, બીજી એક દીપડી બીલીવાળી હોડીમાં ચડી છે. અને એક પગી તો બપોરના ખબર લઈને આવ્યો અને આવીને પોતે માપ લીધેલી સળી બતાવી જણાવ્યું કે આ અઢી ઈંચનો

તળીવાળા દીપડાના આપણા જંગલમાંથી સગડ લેતો ઠેઠ દશ માઈલ ઉપર આવેલા લાસાના નહેરા સુધી મૂકી આવ્યો છું અને એ નહેરામાંથી એ આગળ ન ચાલે. નહેરું બહુ બંકું છે. માંહી ઘાટ ખૂબ છે અને પાણી પણ ચાલુ છે.

આવા મોટા દીપડાના ખબર આવ્યા પછી પેલા નાના દીપડા અને દીપડીને મારવાની તો કયા શિકાર-બાજને ઇચ્છા થાય? એથી એ મોટા દીપડાના ખબર સાંભળી ત્યાં જ મેડો નાખીને તે સાંજના બેસવાની ગોઠવણ કરવા માટે સૌ વિચાર કરવા લાગ્યા. એ વિચારને અંતે નક્કી થયું કે મેડો બાંધવાનાં સાધન ટ્રેઈલરમાં નાખી થોડા આદમીઓને લઈ અહીંથી સાંજના સાડાચાર વાગે ત્યાં જવા રવાના થવું અને નહેરાને કાંઠે મેડો નંખાય એવું મોટું વૃક્ષ જોઈ મેડો નાખી બકરું બાંધી બેસીને દીપડાની રાહ જોવી.

એ પ્રમાણે નક્કી કરી અમે લાસા તરફ સર્વ તૈયારી સાથે ઊપડ્યા. નાનુડી પાસેથી જ રસ્તો ફરતો હતો એ ગામ વટાવી ઉંબરડી અને તાંતણીયું ગામ વટાવ્યાં. અને લાસા ગામની પાદરમાં થઈ આગળ આડે કેડે જીપ હાંકી નહેરે ગયા. હજુ સૂર્યાસ્ત થવાને વખત હતો. એ ગામના બે જુવાનોને સાથે લીધા, કે જેઓ કેડાના જાણકાર હતા. તેઓએ નહેરા સુધી જીપ લેવડાવી. ત્યાં શિનરી શિકારીઓએ એક નહેરાના કાંઠે ઘેઘુર વડલો જોઈ તેની ઉપર મેડો નાખવાનો વિચાર કરી મેડો બાંધવાની શરૂઆત કરી; અને એક આદમી નહેરાકાંઠે બકરાં ચારતો હોય એમ બકરાં હાથમાં રાખી તેને વાગ્યા કરતો ફરતો હતો.

મેડો બંધાઈને તૈયાર થયો એટલે શિકારબાજને વરધી આપી કે મેડો તૈયાર છે. હવે જલદી બેસી જાવ. વખત થતો આવે છે. એ સાંભળતાં જ શિકારબાજ સાથે આવેલું આખું મંડળ તેઓને મૂકવા સાથે ગયું. શિકારબાજ મેડા ઉપર બરાબર ગોઠવાઈ ગયા. સર્વ જોઈતી વસ્તુ પહોંચાડી દીધી એ બરાબર છે એમ જણાવ્યું પછી અમે શિકારની સફળતા ઈચ્છી પાછા જીપ હતી ત્યાં આવી પહોંચ્યા. એ અરસામાં પેલા આદમીએ એક બકરું ત્યાં ખેતર વચ્ચે આવેલી બોર-ડીના થડ સાથે નાડી દીધું અને બીજા બકરાને બોલાવતો બોલાવતો અમારી પાસે આવી પહોંચ્યો. તેને જતાં જોઈ પેલું બાંધેલું બકરું એકલું પડી જતાં 'બેં બેં' કરવા લાગ્યું.

અમે સૌ જીપમાં આવીને બેઠા. ત્યાં આગળ નહેરામાં પાણી પીવા આવતો પંખીસમુદાય નિહાળ્યો તો વનહોલી ધોળહોલી કાચડીયો, પીળો પીલકીયો, દિવાળી ઘોડો, તેતર લવાં અને જરા આછો પ્રકાશ રહ્યો ત્યારે પહાડી બટાવડાં પાણી પીવા માટે આવવા લાગ્યાં. ખાખરો અને એક બીજી જાતનો ખાખરો તો તેનાં કેસરી કેસૂડાં અને રાતાં ફૂલથી નહેરાની શોભામાં અભિવૃદ્ધિ કરતાં હતાં. તેમાં એક વેલ ઉપર ધોળા રંગના જુઈ જેવાં ફૂલ ખીલ્યાં હતાં તેની તો ખૂબ જ સુવાસ પીરસાતી હતી. વાતાવરણ સૂર્યાસ્ત થયા પછી બિલકુલ શાન્ત થઈ ગયું હતું. તેમાં પેલા બકરાનું 'બેં બેં' અમે સરવા કાન કરી સાંભળતા હતા. તો નહેરાની ભેખડમાં આવેલાં ધાંતમાંથી નીકળી ચીબરીઓ વૃક્ષની ડાળી ઉપર બેસી ચીચીયારી કરવા લાગી. હજી તો આ શાન્ત થયું ત્યાં તો થોડે દૂર રેવીદેવી ઘુવડનું 'ઘુઘુ' સંભળાવા લાગ્યું. શાન્ત વાતાવરણમાં આ નિશાચર પંખીનો અવાજ અમારા રુંવાડાં બેઠાં કરી દેતો હતો. પણ આદમીઓનું મંડળ હતું એટલે તેની બીક લાગે એવું ન હતું.

દીપડાના શિકારમાં મેડા ઉપર તો બહુ જ ચુપકીદી રાખવી પડે છે તેમ સાથે આવેલાં માણસો પણ જોરથી વાતો તો ન જ કરી શકે. છતાં સુખ એ હતું કે અમે હલીચલી શકતા હતા. એ રીતે બે કલાક પસાર કર્યા. પછી અમારે ચર્ચા શરૂ થઈ કે હવે લાગે છે કે દીપડો મારણ ઉપર આવે? મેં મારો મત આપી દીધો કે હવે જરાય વિશ્વાસ નથી. પણ જ્યાં સુધી મેડા ઉપર બીરાજમાન શિકારબાજની સીટી ન સાંભળવામાં આવે ત્યાં સુધી આપણાથી કાંઈ

થોડું ત્યાં જવાય છે ? એ વાતમાં જ નવનો સુમાર થયો અને સીટી સાંભળવામાં આવી

શિકારીઓ અને અમે સૌ વાતો કરતા ત્યાં જવા રવાના થયા વાતો કરતા જવાનો અર્થ એ હોય છે કે જો કોઈ જનાવર હોય તો આઘુંપાછું થઈ જાય અને મેડા ઉપર ખબર પડે કે માણસો આવે છે મેડે પહોંચતાં સામાન્ય રીતે એ સવાલ પૂછવાનો રહે કે કાંઈ જોવામાં આવ્યું હતું ? આ સવાલના જવાબમાં શિકારબાજે જણાવ્યું કે કંઈક વહેમ પડતો હતો અને દિશાસૂચન કર્યું કે આ બાજુ કંઈક વહેમ જેવું લાગ્યું હતું એ કહેતાં જ સગડ પારખુ હાથમાં બત્તી લઈ સગડ જોવા લાગ્યા અને બીજાઓ શિકારબાજને મેડા ઉપરથી નીચે ઉતારવામાં ગુંથાયા અને પછી મેડો છોડી લેવાની તજવીજ કરવા લાગ્યા ત્યાં તો પેલા સગડપારખુએ જણાવ્યું કે અહીં તો કોઈ જનાવર ચાલ્યું હોય એવું જણાતું નથી કોઈનો સગડ જણાતો નથી એ રીતે દશેક મિનિટ તપાસ કરી ત્યાં તો મેડો છોડી લીધો અને સૌ જીપ તરફ જવા ઊપડ્યા

ચોથ પાંચમના અજવાળિયાની રાત હતી છતાં ચંદ્રપ્રકાશ એટલો બધો જણાતો ન હતો જ્યાંસુધી હેઠવો કેડો હતો ત્યાંસુધી તો ખૂબ જ સાવચેતીથી જીપ હાંકી અમે લાસાથી રસ્તે ચડ્યા પછી તો સામાન્ય સારો રસ્તો હતો એટલે જરા ઉતાવળે હાંકીને બંગલે લગભગ દશ સાડાદશની વચ્ચે આવી ગયા

બીજે દિવસે કરેલીયા ડુંગરમાં હાંકો નાખવા માટે અમે સવારના સાત વાગે બંગલેથી ઊપડ્યા નાનુડી છોડ્યા પછી જીપમાં પંકચર પડ્યું એ અરસામાં આસપાસ બંદૂક લઈને ફરતા શિકારબાજે એક હરીઆળ મારી ત્યાં તો જીપ મુસાફરી માટે તૈયાર થઈ ગઈ અને અમે કરેલીયે ડુંગર લગભગ દશ વાગ્યા પછી પહોંચ્યા ત્યાં જઈ તેમાં હાંકો લેવડાવ્યો પણ તે હાંકામાં કાંઈ જનાવર નીકળ્યું નહિ એથી માણસો પાછા આવી ગયા પછી આસપાસ છીંકારાં હરણ મળે તો અવાજ લેવા માટે નક્કી કર્યું થોડી શોધ પછી એક બે અવાજ મળ્યા પણ એકે ગોળી છીંકારાને બેઠી હોય એવું જણાયું નહિ અને ખરે બપોરે કોઈ પણ જાતનો શિકાર લીધા વગર અમે પાછા બંગલે આવ્યા રસ્તામાં એક પીપળ ઉપર કેટલીક હરીઆળો ઊડીને બેસતાં જોઈ પણ તેઓ માળો બાંધવાની વ્યવસ્થામાં હોય એવું જણાયું. હરીઆળ એ કબુતરના કુટુંબનું પંખી છે પણ તે દાણાને બદલે માત્ર ફળોનો આહાર કરે છે એ ફળોમાં ટેટા પેપડી પેપા, બોર વગેરે જંગલી ફળોનો સમાવેશ થાય છે આથી હરીઆળને અંગ્રેજીમાં 'ફ્રુટ પીજીયન' કહેવાય છે

હવે ઝીણા શિકારની મોસમ પૂરી થતી હતી એટલે સામાન્ય રીતે ખરા શિકારબાજે તેનો અમલ ખૂબ જ કાળજીપૂર્વક કરવો જોઈએ છતાં હજુ પંદરેક દિવસ બાકી હતા એટલે બહુ હરકત ન હતી પણ કેટલાક જનાવરની માદાના પેટમાંથી ઈંડાં નીકળવા સંભવ ખરો

તે જ દિવસે સાંજના શિકારબાજ સોસરીયા નામના નહેરામાં એક વડલામાં મેડો નાખી બકરું બાંધી બેઠા કારણ કે એક દીપડો જોધપરા ડુંગર ચડી ગયાના ખબર પગેરું કાઢનાર આદમીઓ લઈ આવ્યા હતા તેઓને ચોક્કસ ખાતરી હતી કે બકરાનો અવાજ કાને પડતાં તો તે દીપડો આવી ગીચ જગ્યામાં દિવસ છતાં આવી જશે

નહેરામાં પાણી હતું તેને કાંઠે ને વળી પેની ધોળા ફૂલની સુગંધી વેલ બહુ આબાદ ખીલી હતી એથી વાતાવરણમાં ખૂબ જ સુવાસ હતી અમે શિકારબાજને મેડે બેસાડીને જીપમાં પાચસો છસો વાર દૂર એક જગ્યાએ ઊભી રાખી હતી તેમાં જઈને બેઠા બકરું બરાબર બોલતું હતું રજની પોતાના ચન્દ્ર પ્રકાશનો સાળુ ઓઢીને પૃથ્વી ઉપર પ્રવેશ કરતી હતી એવામાં અમારી સામે આવેલા ડુંગરની બખમાં ઘુવડનો ઘુઘવાટો સાંભળવામાં આવ્યો આ ઘુઘવાટ અમે ધ્યાનપૂર્વક

સાંભળતા હતા ત્યાં તો ફ્રાન્કલીનનું છાપું પોતાની ચીચીયારી કરતું અમારી ઉપરથી ઊડતાં પસાર થયું અને અમારાથી ત્રણસો વાર દૂર જઈ ઝાડીમાં ભરાઈ ગયું. એવામાં અમારી પાસે આવેલા પેલા સોંસરીયા નહેરાને કાંઠે ઊગેલા એક વડલામાં કોઈ હસતું હોય એવો અવાજ આવ્યો. મેં એવો અવાજ પહેલો જ સાંભળ્યો હતો એટલે અમારી સાથે અમારા પક્ષીવિશારદ સાહેબ હતા તેઓને પૂછ્યું તો જણાવ્યું કે એ તો ગિરનારી ઘુવડ હોવાનો સંભવ છે. પણ તે ઊડયું ત્યારે તેનો રંગ વધારે કથ્થાઈ જણાયો હતો એ ઉપરથી તે મચ્છીમાર ઘુવડ હોય એવું મારું અનુમાન છે. અને અમારી સામેથી મોટા ઘુવડનો પણ ઘુઘવાટો આવતો હતો.

આપણને વગડામાં રાતના બીક શા સારુ લાગે છે તે આમ દીપડા માટે રાહ જોતા બેઠા હોઈએ અને શિકારબાજ ક્યારે અવાજ કરે છે તેનું ધ્યાન રાખતા હોઈએ ત્યારે તેનો અનુભવ થાય છે પણ એ વખતે તો સમુહમાં હોઈએ એટલે ખાસ ખબર નથી પડતી. એકલા હોઈએ તો જરૂર બીક લાગે છે. પણ જો આપણને જુદા જુદા પંખી કે પ્રાણીના અવાજની ખબર હોય તો બીક કંઈક ઓછી લાગે એ નિર્વિવાદ છે.

આમ જીપમાં લગભગ દોઢ બે કલાક વિતાવ્યા પછી મેડા ઉપરથી આવેલી સીટી સાંભળવામાં આવી. એ સાંભળતાં જ શાન્ત બેઠેલું મંડળ એકદમ તેજ થઈ ગયું અને હાથમાં ટોર્ચ બત્તીઓ લઈ શિકારબાજને મેડા ઉપરથી નીચે ઉતારવા માટે સૌ ઊપડયા. શિકારબાજને ઉતારી જીપ સુધી લઈ આવ્યા ત્યારે તેઓએ પણ અમારી જેવો જ અવાજ સાંભળ્યો હતો પણ ખબર ન પડી કે એ અવાજ શેનો હતો. તે ઉપરાંત કંઈક પ્રાણી ચાલતાં પાંદડા ખખડાવતું હતું. એવું પણ સાંભળવામાં આવેલું. પણ કાંઈ દીપડો ન લાગ્યો. બંગલા તરફ પાછાં ફરતાં એક સૂચન થયું કે આજે બંગલે પહોંચી વધારાનાં માણસોને ઉતારી, મીતિયાળા ગામ સુધી આંટો મારવો. એમાં કયાંક જનાવર દેખાઈ જશે એવો સંભવ છે. સામાન્ય રીતે આવાં હિંસક પ્રાણીઓ ચાલુ કેડા ઉપર જ રાતના ફરતાં માલૂમ પડે છે.

એ પ્રમાણે અમે બંગલે માણસોને ઉતારી આગળ ઊપડયા. તો, કેટલેક ઠેકાણે જંગલી બિલાડા જોવામાં આવ્યા. તેની ઉપર પિસ્તોલથી નિશાન જમાવ્યું પણ તેમાંના એકેને વાગ્યું હોય એવું જણાયું નહિ. તે રાતનાં ફરતાં બંગલા આગળ જ બે જનાવરની રાતા રંગની આંખો સ્પોટલાઈટમાં ચમકીને પછી દેખાતી બંધ થઈ ગઈ. પછી ખાંભા સુધી જતાં એક શાહુડીની જોડીને ફરતાં જોઈ. તે પહેલાં એક જંગલી બિલાડાને મોંમાં કંઈક પંખી પકડીને બેઠેલો જોયો. તેના રંગ ઉપરથી તે કબૂતર હોવાનો સંભવ હતો. તે બિલાડા ઉપર પણ પિસ્તોલના અવાજ કર્યા પણ એકે અવાજે અસર કરી હોય એવું જોવામાં ન આવ્યું. પછી પેલી શાહુડી તરફ જીપ ફેરવી તો તે પોતાના શીશોળીયા ઊભાં કરીને ભાગવા લાગી તેની ઉપર બાર બાર બંદૂકનો અવાજ કર્યો અને તે ત્યાં જ રોકાઈ ગઈ. આટલું ફરીને પાછાં બંગલે આવતા રહ્યા.

ત્રીજે દિવસે ફરી પેલા મોટા દીપડાની ભાળ લેવા લાસાના નહેરા ઉપર જવાનું નક્કી થયું. અને અમારામાંના એક સાહેબ તો એટલામાં ફરવા રોકાઈ ગયા. બરાબર સાત વાગે અમે પેલા લાસાને નહેરે પહોંચવા ઊપડયા. રસ્તામાં છીંકારાં હરણ જોયાં. અવાજ કર્યા પણ એકે અવાજની અસર ન થઈ. એમ કરતાં લાસાના નહેરા આગળ આવી ઊભા રહ્યા. શિકારબાજ બે પગીને લઈ નહેરે તપાસ કરવા ગયા. ત્યાં તો તેઓએ પેલા મોટા દીપડાના તાજા સગડ પકડી પાડયા. એ નહેરાને કાંઠે કાંઠે ચાલ્યા જતા તે સગડ ઠેઠ નાની ધારીને કેડે ચડયા એટલે શિકારબાજ જીપ લઈ ત્યાં જવા આવ્યા. એ અરસામાં બે મોટા નીલ સામે ઊભેલા દેખાયા હતા. જે કેડે સગડ ચાલતા હતા તે કેડે જીપ લઈ હાંકી. અને આગળ જોતા આવતા હતા તેમાં સગડ કયાંક ગુમ થઈ ગયા એટલે જીપ રોકી. આસપાસ જ્યાંથી સગડ ખોવાયા હતા ત્યાંથી ફરી

એલિઝાબેથ ગિલ્મીઅન

# દર્દીના ઓરડામાંનો રંગ

કપડવણજની શ્રી. પુ. હ. મહાજન લાયબ્રેરી જ્ઞાન પ્રચારની જે ધગશ સેવે છે તે અજોડ છે. તેમણે મૂળ અંગ્રેજી પરથી શ્રી. શાંતિલાલ પ્ર. જોશી પાસે અનુવાદ કરાવીને ઊર્મિના વાચકો માટે આ લેખ ખાસ તૈયાર કરાવ્યો છે......

રંગ આપણા જીવનમાં આપણામાંના, ઘણા સમજે છે તેના કરતાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. જ્યારે આકાશ ભૂરું હોય છે અને સૂર્ય પ્રકાશતો હોય છે ત્યારે આપણો ઉત્સાહ વધે છે. અને જ્યારે વાદળાંથી ઢંકાઈ જાય છે ત્યારે ઓછો થઈ જાય છે. માંદો માણસ ઘણો લાગણીવશ હોય છે. 'બ્રિટીશ કલર કાઉન્સીલ' જણાવે છે કે નિષ્ણાતોએ શોધી કાઢ્યું છે કે લાલ દીવાલો લોહીના નીચા દબાણથી પીડાતા લોકોના લોહીના દબાણમાં વધારો કરે છે અને લાગણીવશ દર્દીઓમાં લડતનો જુસ્સો પ્રગટ કરે છે.

ભૂરો રંગ આંખને ઠંડક અને આરામ આપે છે. આછો લીલો રંગ જે માણસ માંદો હોય છે તેને શાંતિ અને તાજગી આપે છે. લગભગ અંબર જેવો આછો પીળો રંગ માનસિક રીતે પીડાતા માણસોને મદદ કરે છે. આવા નમૂનાઓ સમજપૂર્વક વાપરવા જોઈએ કારણ કે ઘણો માંદો માણસ તેનાથી કદાચ હેરાન થાય અને બાળક ભય પામે.

ઘરની ટૂંકી માંદગી માટે ઓરડાને ફરીથી શણગારવાની ઘેલછા જરૂરી નથી. તે માટે સહેજ વિચાર અને ચતુરાઈની જરૂર છે. પથારી પરની આકર્ષક ચાદરથી અડધો હેતુ પાર પડે છે. સામયિકોમાંથી કાપી લીધેલાં ચિત્રો વડે બારીઓ ઉપરનો ભાગ જો ઢાંકી દેવામાં આવે અને ચીકણી પારદર્શક પટ્ટી વડે જો ચોંટાડી દેવામાં આવે તો બારીનો પડદો જુદો જ દેખાય. આવાં ચિત્રો કાપવાનો ખાસ હક્ક ભોગવવાનું બાળક પસંદ કરશે અને આવાં ચિત્રો વારંવાર બદલી શકાય. એક દિવસ પ્રાણીઓનાં ચિત્રોનું પ્રદર્શન યોજી શકાય, બીજે દિવસે ફૂલોનાં ચિત્રોનું પ્રદર્શન યોજી શકાય.

બારી પાસે લટકાવેલો આરસો દર્દીને બહાર જે કંઈ થઈ રહ્યું હોય તે બધાથી વાકેફ રાખશે. તે દર્દીના ઓરડામાં વૃક્ષોનો લીલો રંગ, રાહદારીઓનાં કપડાંનો રંગ, સૂર્યનો પ્રકાશ અને વાદળાં લઈ આવશે.

ફૂલ અગત્યનાં છે, પરંતુ તે ઘણાં હોવાં જોઈએ નહિ. ચૂંટેલાં ફૂલ કરતાં ફૂલના છોડ વધારે સારા છે અને દર્દીને તેમની સંભાળ લેવામાં અને નવી કળીઓ ફૂટતી નિરખવામાં મઝા પડે. નાનો બાગ કે જે માંદગીમાંથી સાજો થતો માણસ યોજી શકે અને જેની સંભાળ રાખી શકે તેની બેવડી અસર થશે—તે દર્દીને રંગ અને રસ બંને પૂરાં પાડશે.

દર્દીઓને ખોરાક માટે સમજાવવા પડે છે, અને આ

---

પગ વચ્ચે દબાવતો જતાં જોઈ એક જૂના શિકારીએ હાંકાવાળાને સૂચના આપી કે સંભાળજો એનો મિજાજ બગડી ગયો છે અને જરા ગફલતમાં રહેશો તો બાઝી પડશે. ઘણા અવાજ કર્યા પણ તે સાવ અંધારું થયું ત્યારે ત્યાંથી નીકળીને ઝીંઝીવાળી બાજુ ચાલ્યો ગયો. હાંકાવાળાએ જતાં જોયો પણ શિકારબાજથી દેખાય એટલું અજવાળું ન હતું. આવી રીતે દશબાર અવાજ ખાઈ તે સાજો સારો જતો રહ્યો.

જ્યારે સિદ્ધ શિકારબાજથી આવું થાય ત્યારે અચંબો પણ થાય અને હતાશ પણ થઈ જવાય એ દેખીતી વાત છે. આથી દરેક શિકારબાજે પોતાના નિશાન ઉપર વધારે પડતા મુસ્તાક ન રહેવું જોઈએ. કારણ કે આવાં હિંસક પ્રાણીની છેડતી ઘણી વખત ખ્યાલ બહારનાં પરિણામો લાવે છે, એથી કોઈ પણ સમયે ગફલતમાં ન રહેવું. એ નિયમનું ચોક્કસ પાલન કરવું છતાં એમ પણ કહેવામાં હરકત નથી કે આવું બધું આ રમતમાં બને જ છે. એમ માની આ વખત શુકન વાડે કરી અમે ભાવનગર આવતા રહ્યા.

✶

એ. નાથ

# મારી હોલેન્ડ-ડાયરી

હોલેન્ડમાં હેગ ખાતેની સામાજિક શાસ્ત્રોની શિક્ષણસંસ્થામાં અભ્યાસ કરવા ગયેલા એક ભારતીય વિદ્યાર્થીની ડાયરીમાંથી અનુવાદ કરીને અહીં જે વિગતો રજૂ કરી છે તે ઊર્મિના વાચકોને રસપ્રદ નીવડશે. સ્વતંત્ર ભારત આજે વિદેશો સાથે મૈત્રીભાવના કેળવે છે......

૨-૧૦-'૫૭

હોલેન્ડમાં આ મારો ત્રીજો દિવસ છે, મને ઘણું જ એકલવાયું લાગે છે. ક્યાં મારો જૂનો પુરાણો, ધૂળિયો, સાદો દેશ અને ક્યાં આ જુદું જ જીવન અને સ્વરૂપ ધરાવતો આધુનિક દેશ! મને ઘર, માતાપિતા અને મિત્રો યાદ આવે છે. આ યાદ પણ એક નવો જ અનુભવ છે! મારી ઈન્સ્ટીટ્યુટમાં ઘણા હિન્દીઓ છે. તેમને જોઈને એકલવાયાપણું કંઈક ઓછુ લાગે છે, જો કે તેમની સાથે પણ મને અજાણ્યું લાગે છે. સૌથી વધુ કરાર તો મને પત્રો લખવાથી થાય છે. છેલ્લા બે દિવસોમાં મેં ડઝન પત્રો લખ્યા હશે.

૯-૧૧-'૫૭

શાકાહારને વળગી રહેવાથી બધાનું ધ્યાન ખેંચાય છે. અને બધા ટીકા કરે છે. તેઓ કહે છે કે માંસાહારી વાનગીઓ નહિ ચાખીને હું જિંદગીની લહેજત ગુમાવું છું. ધાર્મિક બંધનો મને આડે આવતાં નથી. માંસાહારીઓની દલીલોનો જવાબ હું આપી શકતો નથી. તો પણ જે 'મરઘી' જોઈને માંસાહારીઓના મોંમાં પાણી છૂટે છે તે મને આકર્ષી શકતી નથી.

૩૦-૧૧-'૫૭

હોલેન્ડનું ખરું જીવન તેનાં મોટાં શહેરોમાં રજૂ થતું નથી, કારણ કે એ શહેરો આધુનિક ઢબ પર રચાયેલાં છે અને તેમાં અનેક વિદેશી તત્ત્વોનો સમાવેશ થયેલો છે. સાચું હોલેન્ડ ગામડાંઓમાં છે. તે જોવા માટે અમે ત્રીસ વિદ્યાર્થી એક બસમાં બેસીને ઊપડ્યા. પ્રખ્યાત પવનચક્કીઓ, ફળદ્રુપ ખેતરો, તંદુરસ્ત ગાયોનાં ઘણો સાથેનાં ઘાસનાં ચરણો,—આ બધાં સાદા અને સાચા હોલેન્ડનું દૃશ્ય રજૂ કરે છે. નહેરોની તો જાણે અહીંની ધરતી પર જાળ બિછાવેલી છે. હોલેન્ડનાં ખાસ ફૂલો છે તેની મોસમ હજી આવી નથી. તેનો બહાર જોવા માટે હૈયું વસન્તની રાહ જુએ છે. લોકો સાદા અને ભોળા છે. અને હસી હસીને આવકાર આપે છે. તેઓ ખડતલ દેખાય છે. ધરતી, દરિયો અને સખત કામ તેઓના રોજના સાથી છે.

ગામડાંઓના પ્રવાસની સાથે જ પ્રખ્યાત કલાના સંગ્રહસ્થાનોની મુલાકાત ગોઠવવામાં આવી હતી. રેમ્બ્રાન્ટ જેવા અગાઉના મહાન ચિત્રકારોની કૃતિઓ અદ્‌ભુત અસર ઉપજાવે છે. આધુનિક કળા કે જેની પાછળ આધુનિક યુરોપ ગાંડું થઈ ગયેલું દેખાય છે

---

બાબતમાં ફરીથી રંગ ઘણો અગત્યનો છે. એક નાની ફૂલદાની, સુંદર ટ્રે-ક્લોથ અને રંગીન ચીનાઈ માટીનાં વાસણો રાખો. દર્દીને રંગીન ગ્લાસમાં દૂધ આપો અને તે પીવા માટે સુંદર પ્લાસ્ટીકની સળીઓ આપો. જ્યારે દર્દી મહિનાઓ સુધી માંદો રહ્યો હોય ત્યારે આનાથી વધુ સારી યોજના ઘડી શકાય. માંદગીમાં જે પડદા અને ચાદરો વારંવાર ધોવાની જરૂર પડે છે તેના રંગમાં ફેરફાર કરતા રહો. 'પિક્ચર લાયબ્રેરી સર્વીસ'માં જોડાઓ. કે જેથી દર્દી દીવાલ પરનાં અનેક ચિત્રો જોવાનો આનંદ માણી શકે યાદ રાખો કે સફેદ રંગ ખાસ કરીને રાત્રે આંખોને ઠંડક આપે છે અને પથારીની બાજુમાં ગુલાબી રંગનો શેડ અથવા ગોળો મદદરૂપ થઈ પડે છે. છેવટે પથારી પર પાથરવા માટેની સુંદર ચાદરો, ટોયલેટનાં સાધનોની સાદી પેટી, સ્ટેન્ડ પરનો સુંદર આરસો કોઈપણ યુવાન યા વૃદ્ધ સ્ત્રીની આત્મશ્રદ્ધા પર અદ્‌ભુત અસર કરશે.

☆

તે પણ અહીં પૂર્ણપણે ખીલેલી છે પણ ભૂમિતિ અને બીજગણિતના ગુણાકારો જેવી એ કળાની કદર મારી કલ્પનાશક્તિ કરી શકતી નથી !

૧૩–૧૨–'૫૭

ઘરમાં ગોઠવાયેલા મેળાવડાઓમાં, યુરોપના બધા દેશોની જેમ અહીં પણ નાચવાનો રિવાજ છે. થોડાંક અઠવાડિયાં પર અમને એ જાતનું નાચવાનું શીખવવાનું શરૂ કરવામાં આવ્યું હતું. મારી ગભરામણનો પાર ન હતો. એક જુવાન છોકરીનો હાથ પકડીને, તેની અડોઅડ રહીને, બધાંની આગળ નાચવાનું કેમ બની શકે ? તે હસતી હતી, પણ હું શરમાતો હતો. તેમાં સંગીતનો તાલ તો ફર્યાથી જ સચવાય ? તે દિવસે તો આ નવો પ્રયોગ છોડીને હું મારા ઓરડામાં ભરાઈ ગયો. આજે પાછું શીખવા જવું છે. એમ થાય છે કે શીખવાનું છોડી દઉં પણ મારો સાથીદાર પાનો ચડાવે છે. મુશ્કેલીઓનો સામનો કર્યા સિવાય કોઈ પણ ચીજ શીખાય છે ?

૨–૧–'૫૮

જે વિદ્યાર્થીઓ પશ્ચિમનું જીવન અપનાવવા ચાહે છે તેઓ ઘણીવાર તેમ કરવામાં વધુ પડતી ઉતાવળ કરે છે અને વધુ પડતી નકલ કરે છે તેને પરિણામે તેમનુ વર્તન કૃત્રિમ અને અસાધારણ રીતે લોકોની નજરે ચડે એવું બની જાય છે. બીજી બાજુ કેટલાક હિન્દી વિદ્યાર્થીઓ હિંદના રિવાજોને વળગી રહેવામાં એટલું બધું ઝનૂન દેખાડે છે કે તેઓ, દાખલા તરીકે, દારૂ, સિગારેટ અને માંસથી સો ગાઉ દૂર ભાગવાનો દેખાવ કરે છે. તેમનું આવું વર્તન પણ અકુદરતી અને અસાધારણ લાગે છે. અહીંના જીવન સાથે સરળતાથી હળીમળી ગયેલા હિન્દી વિદ્યાર્થીઓની સંખ્યા જૂજ દેખાય છે.

૭–૧–'૫૮

આજે બપોરે બરફ આકાશમાંથી પડતો જોયો. જાણે સ્વર્ગમાંથી વરસી રહ્યો હતો. મને બહુ જ આનંદ થયો. પૂજા માટેના મોગરાનાં ફૂલ જેવો શુદ્ધ, પવિત્ર અને સફેદ બરફ જાણે દેવો પૃથ્વી પર પોતાની કૃપા વરસાવતા હોય તેમ વરસી રહ્યો હતો. પછી અમે રમતે ચડ્યા. અને બરફના બોલ બનાવીને એકબીજા પર ફેંકયા. મને હિંદમાંની હોળી અને ધૂળેટી યાદ આવી. ફરક એટલો જ હતો કે અહીં અમે બરફના ખોબા ભરતા હતા અને ત્યાં ગુલાલના ખોબા ભરતા હતા.

૩–૨–'૫૮

હોલેન્ડના આકાશમાં ખીલેલા ચંદ્રમાને જોવો એ એક લહાવો છે. આજની રાત અસાધારણ ખુશનુમા છે. ઠંડી પણ ઓછી છે. પણ જીવન પ્રત્યેની પૂર્વ અને પશ્ચિમની દૃષ્ટિમાં કેટલો બધો ફેર છે ! થોડા જ કલાકો પર હું એક છોકરીની સાથે સરોવરને કિનારે ફરતો હતો. મેં ચંદ્રમાની સુંદરતા તરફ તેનું ધ્યાન ખેંચ્યું. તેણે તે તરફ બેદરકારી બતાવી અને રેસ્ટોરામાં કૉફી પીવા જવા કહ્યુ. ઔદ્યોગીકરણ અને બૌદ્ધિક જડવાદને કારણે સુંદરતાની કદર ઓછી થતી હશે ? મોટાં મકાનો, ચળકતા રસ્તાઓ અને મોટરો આગળ વધેલા દેશોની નિશાનીઓ છે. પણ શું આ દેશો ખરેખર આગળ વધેલા છે ? મારા મનમાં શંકા ઊપજે છે. પૂર્વના દેશો પણ એ જ માર્ગે જવા લાગ્યા છે. એનો ઉકેલ શો ?

૧૮–૨–'૫૮

ગયે મહિને ઘણા વિદ્યાર્થીઓ અમારી ઇન્સ્ટીટયુટમાં દાખલ થયા. તેઓ વિવિધ દેશો અને વિવિધ સંસ્કૃતિઓના પ્રતિનિધિઓ છે. આવા એક આંતરરાષ્ટ્રીય મેળાની વચ્ચે રહેવામાં પણ મોજ છે. ખાસ નોંધવાલાયક તો એ હકીકત છે કે તમામ વિવિધતાઓની વચ્ચે પણ તેઓ કેટલા બધા અમારા જેવા જ દેખાય છે !

૨૬–૨–'૫૮

કોલોન ખાતે પ્રખ્યાત મેળો જોયો. બધા લોકો જાણે ગાંડા થઈ ગયા હતા. હું ત્યાં બે દિવસ હતો, પણ તેમના આનંદમાં ભાગ લઈ શકયો નહિ. મેળાની પાછળ રહેલી ભાવનાનો મારા મનમાં અભાવ હતો. કોલોનના સ્ટેશન પરના બૂકસ્ટોલ આગળ એક સ્ત્રીએ

ડી. એસ. સાવકાર

# વસતિ અને આયોજન

ભારતની રીઝર્વ બેંકના આર્થિક સલાહકાર અને જાણીતા અર્થશાસ્ત્રીએ 'યોજના'માં લખેલા એક સુંદર લેખનો આ અનુવાદ ઊર્મિના વાચકોને ગમશે જ. જે દેશમાં વધારે વસતિ હોય તે દરેકને સ્પર્શે તેવો મહત્ત્વનો આ લેખ છે... ..

ભારતની પ્રજા, દુનિયાની એક ગરીબમાં ગરીબ પ્રજા છે અને આયોજિત આર્થિક વિકાસ માટેના આપણા પુરુષાર્થનો ઉદ્દેશ, આમજનતાનું જીવનધોરણ ઊંચું આણવાનો છે જે ઝડપે આ કાર્ય કરવામાં આવે છે તે, કેટલાંક પરિબળોના આઘાત–પ્રત્યાઘાતના પરિણામરૂપ છે. પરંતુ જો કોઈ એક સૌથી વધુ નિર્ણાયક તત્ત્વ હોય તો તે વસતિના વધારાનું પ્રમાણ છે. હકીકતમાં તો, વસતિના વધારાના પ્રમાણમાં આર્થિક વિકાસની ગતિ અપૂરતી હોવાને પરિણામે સ્થગિતતા આવી જાય છે અને કેટલીકવાર લોકોનું જીવનધોરણ નીચું ઊતરે છે એની સાબિતી ખુદ ભારતનો આર્થિક ઇતિહાસ પૂરી પાડે છે.

એક દૃષ્ટિએ જોઈએ તો, વસતિની પ્રત્યેક વ્યક્તિ માટેની જીવનની સાધનસામગ્રીની જોગવાઈમાં વધારો એ, આર્થિક વિકાસનું માપ છે. કારણ કે, એ રીતે જ ઔદ્યોગિક તથા કૃષિવિષયક ઉત્પાદનક્ષમતા વધારી શકાય અને પ્રજાની વ્યક્તિદીઠ આવકનું પ્રમાણ સુધારી શકાય. યોજનાનો અનુભવ જોઈએ તો, પહેલી પંચવર્ષીય યોજનામાં રાષ્ટ્રિય આવકમાં લગભગ ૧૮ ટકાનો વધારો થયો હતો પરંતુ વસતિના વધારાએ વ્યક્તિદીઠ વિકાસનું પ્રમાણ લગભગ ૧૧ ટકા જેટલું મર્યાદિત કરી નાખ્યું. આવી જ રીતે, બીજી પંચવર્ષીય યોજનામાં રાષ્ટ્રિય આવક ૨૫ ટકા જેટલી વધારવાનો લક્ષ્યાંક રાખવામાં આવ્યો છે. પરંતુ વસતિનો વધારો ગણતરીમાં લઈએ તો, વ્યક્તિદીઠ વધારાનો લક્ષ્યાંક ૧૮ ટકા બની જાય છે.

બીજા શબ્દોમાં કહીએ તો, જો ઉત્પાદનના વધુ પ્રમાણ દ્વારા આર્થિક વિકાસની પ્રક્રિયાની લોકોના જીવનધોરણ પર કોઈ અસર પાડવી હોય તો એ પ્રક્રિયા, વસતિના વધારા કરતાં ઘણી વધુ ઝડપે થવી જોઈએ.

ભારતની લગભગ ૪૦ કરોડની વસતિ, આપણી કુદરતી સાધન–સંપત્તિના પ્રમાણમાં મોટી છે. આટલું જ નહિ, વધુ ઝડપી વધારાની શક્યતા પણ ઘણી છે. કદાચ એક ચીનના અપવાદ સિવાય, ભારત જેટલો વસતિ વિષયક દબાણનો જોટો બીજે ક્યાંય મળે એમ નથી. તબીબી અને આરોગ્ય સેવાઓમાં સુધારો તેમજ સામાન્ય રીતે ખુદ વિકાસની પ્રક્રિયાને પરિણામે, જન્મપ્રમાણમાં કોઈ તાત્કાલિક ઘટાડો થયા સિવાય, મરણપ્રમાણમાં ઘટાડો થશે

આમ, અન્યથા હોત એના કરતાં, વસતિનો વધારો તાત્કાલિક વધુ ઝડપે થવાની વલણ જણાય છે અને તેથી ઉત્પાદનનું પ્રમાણ વધારવા માટેના પ્રયત્નો તાકીદના અને દબાણકર્તા બની રહે છે. આપણા જેવા દેશમાં પ્રવર્તતી પરિસ્થિતિમાં વસતિના વધારાનું ઉચ્ચ પ્રમાણ, આર્થિક વિકાસની ગતિ અને વ્યક્તિદીઠ જીવનધોરણ પર પ્રતિકૂળ અસર કરવાનું જ. વસતિના પ્રમાણમાં જમીનની અને પાયાની સાધનસામગ્રીની એકંદર અછત જોતાં, વસતિના વધારા પર અસરકારક નિયંત્રણ એ, આવકમાં અને જીવનધોરણમાં સુધારો કરવા માટેની મહત્ત્વની શરત છે એવું અનુમાન અનિવાર્ય બની રહે છે.

---

મને બાથમાં લઈ લીધો. તે મારા વાળમાં આંગળીઓ ફેરવીને નાસી ગઈ—નાચતી અને ગાતી. લોકો હસતા હતા. તે પીધેલ હતી. હું અવાક્ થઈ ગયો હતો. આવા હોય છે એ લોકોના કારનીવલો—આનંદ અને ઉત્સવો...હું ફરીથી એવા કારનીવલમાં ખુશીથી જઈશ.

★

આ પ્રશ્નમાં કંઈક વધુ ઊંડા ઊતરવા માટે, વસતિના વધારાના ઉચ્ચ પ્રમાણની આર્થિક વિકાસ પર કેવી રીતે અસર પડે છે તે જોઈએ. આપણે બધા જાણીએ છીએ કે ભારત મૂળભૂત રીતે ખેતીપ્રધાન દેશ છે અને આપણી પંચવર્ષીય યોજનાઓમાં ઔદ્યોગિકરણ તરફે આપણે આપેલા ઝોક છતાં, હજી લાંબા સમય સુધી એ કૃષિપ્રધાન દેશ રહેશે. ભારતની વસતિ મોટે ભાગે ગામડાંમાં પથરાયેલી છે. હકીકતમાં; ભારતમાં ગ્રામ્ય વસતિની ગીચતા ઘણી વધારે છે અને વસતિમાં વધુ વધારો, ખેતી પરનો આધાર વધારશે. ખાસ કરીને જ્યારે ભૂમિનું સાધન અતિ મર્યાદિત છે અને ખેતીને બદલે ઉદ્યોગ તથા અન્ય વ્યવસાયો પ્રત્યે ઝોક આપવાની જરૂર છે ત્યારે, ગ્રામ્ય વસતિમાં થતા આ વધારાની, કૃષિ ઉત્પાદન વધારવાના પ્રયત્નો પર પ્રતિકૂળ અસર પડે એ સંભવિત છે.

અત્યારે જ એવી પરિસ્થિતિ છે કે, ખેડૂત વસતિનો એક એવો વિશાળ વર્ગ છે જે ખેતીના ઉત્પાદનમાં પોતાનો અસરકારક ફાળો આપતો નથી અને હકીકતમાં તો એવું પણ સૂચવવામાં આવ્યું છે કે, જો ખેતી-શ્રમિકોનો અમુક ભાગ જમીન પરથી પાછો ખેંચી લેવામાં આવે તો પણ, ખેતી ઉત્પાદનમાં ઘટાડો થશે નહિ. આવી પરિસ્થિતિમાં એ વાત સમજાઈ જશે કે ગ્રામ્ય વસતિમાં વધુ વધારાની હાનિકારક અસર પડશે. અલબત્ત, કૃષિ પદ્ધતિઓની સુધારણા, રાસાયણિક ખાતરોનો ઉપયોગ, સિંચાઈ હેઠળની જમીનમાં વધારો અને ખેતીની વધુ ઘનિષ્ઠ પદ્ધતિઓને પરિણામે કદાચ ખેતી-શ્રમિકોની જરૂર પણ વધશે પરંતુ ગ્રામ્ય શ્રમિકો માટેની એ વધારાની માગ, એ શ્રમિકોના પૂરવઠામાં થનારા વધારાની કયાંય લગભગ હશે કે કેમ એ એક પ્રશ્ન છે.

આવી જ રીતે, માની લઈએ કે આપણે સમતોલ અર્થકારણ સ્થાપ એટલી પૂરતી ઝડપે ઔદ્યોગિકરણ કરીએ પરંતુ શહેરી વસતિમાં થનારો વધારો, ઉદ્યોગના વિકાસ દ્વારા સમાવી લઈ શકાશે કે કેમ તે શંકાસ્પદ છે. ખેતી પર આધાર રાખતા હોય એવા લોકોને રોજગારીની વધુ તકો પૂરી પાડી શકાય તે માટે આર્થિક પ્રવૃત્તિનું વિકેન્દ્રીકરણ કરવા પર દેશના આયોજનમાં જે ભાર મૂકવામાં આવ્યો છે તેનું મહત્ત્વ આથી સમજાઈ રહે છે. આ વિચારે જેમાં વધુ પ્રમાણમાં શ્રમિકોની જરૂર પડે છે એવા નાના પાયાના અને ગ્રામોદ્યોગનું સ્વરૂપ લીધું છે. જો કે તાત્ત્વિક અર્થદૃષ્ટિએ જોતાં આ કદાચ ઉત્પાદનની ખર્ચાળ પદ્ધતિ લાગે પરંતુ એક સામાજિક-આર્થિક પ્રશ્ન તરીકે એનું ઘણું મહત્ત્વ છે.

યોજનાઓના ગાળા દરમિયાન શું બન્યું છે તે આપણે આ તબક્કે જોઈએ. પહેલી પંચવર્ષીય યોજનાની આખરે, યોજનામાં કરવામાં આવેલા મૂડી રોકાણ છતાં, શહેરી વિસ્તારમાં ૨૫ લાખ જેટલા લોકો રોજગારી વિનાના રહ્યા હતા. બીજી યોજનાના ગાળા દરમિયાન શ્રમિકોના દળમાં નવા ૧૦૦ લાખ આગંતુકોનો વધારો થશે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. બીજી યોજનામાં વધારાની ૮૫ લાખ રોજગારીની તકો પૂરી પાડવાના મૂળ લક્ષ્યાંકની સરખામણીમાં આપણે જોઈએ છીએ કે આટલા પ્રમાણમાં વધારાની રોજગારી પૂરી પાડવાનું શકય નહિ પણ બને. એનો અર્થ એ થયો કે ત્રીજી યોજના વેળા બેકારીનું પ્રમાણ હતું એના કરતાં વધારે હશે. અહીં પણ પ્રશ્ન મૂડી-રોકાણનો જ છે કારણ કે માત્ર પૂરતા વિશાળ પ્રમાણમાં મૂડી-રોકાણના પુરુષાર્થથી જ શ્રમિક વસતિમાં થતા વાર્ષિક ઉમેરાને સમાવી લઈ શકે એટલા પ્રમાણમાં રોજગારીની તકો પૂરી પાડી શકાય

એક બીજી વાત પણ છે. પોતાના કદને કારણે ભારતે પોતાના આર્થિક અને ખાસ કરીને પોતાના વસતિ-વિષયક પ્રશ્નોનો ઉકેલ આંતરરાષ્ટ્રિય વ્યાપાર અને વસાહત કરતાં પોતાની જ સીમાઓની અંદર શોધવો જોઈએ. આંતરરાષ્ટ્રિય વ્યાપારમાં નિયંત્રણો પ્રત્યેનું વર્તમાન વલણ જોતાં અને કૃષિ ઉત્પાદનમાં નિષ્ણાત થવા કરતાં ઔદ્યોગિકરણ કરવાની દુનિયાના દેશોની

ઇચ્છા જોતાં, ભારતના કદનો દેશ ઔદ્યોગિક બનાવટોની નિકાસ કરીને અને અનાજના પૂરવઠાનો ઘણો મોટો હિસ્સો મેળવવાનો મદાર બાંધે તે વાજબી નથી. હકીકતમાં આયોજનના પ્રશ્નો પર વસતિ વધારાની અસરની વિચારણામાં એક મહત્ત્વની બાબત, વધારાના અનાજ પૂરવઠા માટે જરૂરની છે. હવે તો સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યું છે કે, આ દેશમાં આયોજનના પુરુષાર્થની સફળતાનો આધાર, મહદ્ અંશે વધતી જતી વસતિની તેમજ ઊંચા જતા જીવનધોરણની વધતી જતી જરૂરિયાતોને પહોંચી વળવા માટે પૂરતો અનાજ પૂરવઠો મળી રહેવા પર રહેલો છે. અનાજની માથાદીઠ વપરાશમાં આપણે જેટલે અંશે વધારો કરવા ઇચ્છતા હોઈએ તેની સરખામણીમાં, અત્યારના વપરાશના ધોરણ જાળવી રાખીને જેટલા અનાજની જરૂર પડે તેના કરતાં ઉત્પાદનના વધારાનું પ્રમાણ ઘણું વધારે હોવું જોઈએ. વસતિનું વિશાળ પ્રમાણ અને દેશની મર્યાદિત સાધનસંપત્તિની સરખામણીમાં એ હજી વધુ વધવાની શક્યતાને કારણે, આપણે વસતિનિયંત્રણની દૃષ્ટિએ વિચારીએ એ તાકીદનું બની જાય છે. આવી નીતિની અસર ગણનાપાત્ર પ્રમાણમાં જોઈ શકાય તે પહેલાં સારો એવો ગાળો પસાર થવો જોઈએ અને હવે પછીના તરતના દાયકાઓમાં વસતિ ગણનાપાત્ર પ્રમાણમાં વધે પણ ખરી.

આમ છતાં આ દિશામાં શરૂઆત કરાઈ ચૂકી છે અને પંચવર્ષીય યોજનામાં તેમજ આયોજનપંચદ્વારા કુટુંબ નિયોજન પ્રત્યેની લોકોની વલણો તથા પ્રયોજનો તેમજ એ માટે જનમત કેળવવાની પદ્ધતિઓના ઊંડા અભ્યાસને ઉત્તેજન આપવાની અને કુટુંબ નિયોજન વિષે સલાહ આપી શકાય એવી સવલતો, હોસ્પિટલો તથા આરોગ્ય કેન્દ્રોમાં પૂરી પાડવાની હિમાયત કરવામાં આવી છે.

જેને પરિણામે જન્મપ્રમાણમાં આખરે ઘટાડો થાય એવી લાંબી ઐતિહાસિક પ્રક્રિયા ટૂંકી બનાવવાના ઉદ્દેશથી આ દિશામાં સંખ્યાબંધ પગલાં ભરવામાં આવ્યાં છે અને જીવનધોરણ ઊંચું આણવાના રૂપમાં આર્થિક વિકાસના લાભોની તકો મળવાનો ઘણો મોટો આધાર તેમની સફળતા પર રહેલો છે.

★

તાજેતરનાં બે ડચ છોકરાઓને ફેંકી દીધેલી હાથકડીની એક જોડી મળી આવી હતી. તેની સાથે રમતાં રમતાં તેમના આશ્ચર્ય વચ્ચે તેમના હાથ બંધાઈ ગયા, કેમકે હાથકડી બગડી ગયેલી નહોતી. ચાવી તો હતી નહિ એટલે બિચારા છોકરાઓને હાથકડી સાથે જ નિશાળે જવું પડયું.

નિશાળના પ્રિન્સીપાલે બન્ને છોકરાઓને પોલીસ–સ્ટેશને મોકલ્યા. અહીં ભારે રમૂજ પેદા થઈ. કેમકે એકે ચાવી આ હાથકડીને લાગુ પડતી નહોતી. આ રમૂજી કેદમાંથી આખરે તેમને હાથકડી તોડી કાપી નાખીને છોડવામાં આવ્યા હતા.

*

રણને આગળ વધતું અને ફળદ્રુપ જમીનને ગળી જતું રોકવાનો પ્રશ્ન ઘણો વિકટ છે. એ માટે સોવિયેત વિજ્ઞાનીઓએ એક નવો જ પ્રયોગ કર્યો છે અને એ સફળ પણ થયો છે. આ પ્રયોગમાં નવા શોધાયલા 'પોલીમરનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તેઓએ લગભગ બે કિલોમીટરના વિસ્તારમાં આવેલા રેતીના ઢગલાઓ ઉપર આ નવું પોલીમર રેડી દીધું. થોડી જ વારમાં એ જામી ગયું અને એનો પોપડો બાઝી ગયો. આ પોપડો છિદ્રોવાળો હતો અને છતાં એના ઉપર માણસ ઊભો રહે તો ભાંગે નહીં એટલો મજબૂત હતો. થોડા જ દિવસમાં આ પોપડા નીચેની જમીનમાં ઘાસ ઊગી નીકળ્યું. થોડા વખત પછી એમાં પાઇનનાં ઝાડ વાવવામાં આવ્યાં અને એ પણ સરસ રીતે ઊગી નીકળ્યાં. આથી એમ પૂરવાર થયું કે નવા પોલીમરે જમીનનું રક્ષણ કર્યું એટલું જ નહીં પરંતુ ઉત્તમ ખાતરનું પણ કામ કર્યું.

ડૉ. આઈ. મ્યાસ્નિકોવ

# લોહીનું દબાણ

લોહીના ઊંચા કે નીચા દબાણનો રોગ આજે વિશ્વવ્યાપી છે. એ રોગને કાબૂમાં લાવવાના દરેક દેશના શરીરશાસ્ત્રીઓ પ્રયત્નો કરે છે જાણીતા સોવિયેત ડાક્તરનો આ મુદ્દાસર લેખ પણ એટલો જ વિગત ભરપૂર અને વાચનક્ષમ બન્યો છે......

લોહીના દબાણનો રોગ ઘણો વ્યાપક છે. મગજ અને જ્ઞાનતંતુઓ પરનો વધુપડતો બોજો બ્લડપ્રેસર પેદા કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. બ્લડપ્રેસરથી પીડાતા મોટા ભાગના લોકો માનસિક બિમારીથી પણ પીડાતા હોય છે એવું માલૂમ પડ્યું છે. રક્તવાહિનીઓનું નિયમન કરતાં મગજનાં જ્ઞાનતંતુઓ ખૂબ ઉત્તેજનાશીલ બની જાય છે. પરિણામે ચામડી નજીકની રક્તવાહિનીઓ સંકોચાય છે અને લોહીનું દબાણ વધે છે.

પરંતુ લોહીનું દબાણ હમેશાં બ્લડપ્રેસરના રોગનું ચિહ્ન હોતું નથી. ઘણીવાર મુત્રાશયના અને બીજા રોગોમાં પણ લોહીનું દબાણ વધી જતું હોવાનું માલૂમ પડ્યું છે. એવે વખતે લોહીના દબાણને મગજ અને જ્ઞાનતંતુઓની ક્રિયા સાથે કોઈ સીધો સબંધ હોતો નથી. આવા રોગની ચિકિત્સાપદ્ધતિ જુદી હોય છે.

બ્લડપ્રેસરના રોગની શરૂઆતમાં જ એની ચિકિત્સા કરવામાં આવે તો એ ખૂબ અસરકારક બને છે.

દરદીઓના કામની બાબતમાં, જો એમને પોતાના કામથી આત્મસંતોષ મળતો હોય તો હળવા કામમાં બદલી કરવાની જરૂર પડતી નથી.

બ્લડપ્રેસરના દરદીએ કામ દરમ્યાન જ નહિ પરંતુ ઘરે પણ ઉશ્કેરાટનાં કારણોથી દૂર રહેવું જોઈએ. દિનચર્યાનું યોગ્ય સમયપત્રક આ બાબતમાં ઘણું મહત્ત્વનું છે. રાત્રે ૮ થી ૯ કલાકની ગાઢ નિદ્રા, દિવસના એકથી બે કલાકની ઊંઘ, ઉંમર અને રોગના તબક્કાના પ્રમાણમાં હળવો વ્યાયામ, ખાસ કરીને સૂતા પહેલાં ખુલ્લી હવામાં ફરવું, વગેરે જ્ઞાનતંતુઓ પર સારી અસર કરે છે.

બ્લડપ્રેસરના દરદીએ ચરબીયુક્ત ખોરાકથી, ખાસ કરીને વિટામિન 'ડી' વાળા ખોરાકથી દૂર રહેવું જોઈએ. ખોરાકમાં પુષ્કળ શાકભાજી, ફળ અને વિટામિન 'સી' લેવાં જોઈએ. આમ છતાં ખોરાક બાબતમાં બહુ કડક બનવાની જરૂર નથી.

બ્લડપ્રેસરના દરદીએ ધૂમ્રપાન અને શરાબથી ખાસ દૂર રહેવું જોઈએ.

આ સામાન્ય પરેજી ઉપરાંત કેટલીક વાર ખાસ ચિકિત્સા કરવાની પણ જરૂર પડે છે. શરૂઆતના તબક્કામાં મગજ અને જ્ઞાનતંતુઓને શાંત રાખે અને શક્તિ આપે તેવી બ્રોમીન, કેફીન, બારબિટ્યુરેટ, કલોરલ હાઈડ્રેટ વગેરે દવાઓ ડાક્તરની સલાહ પ્રમાણે લેવી જોઈએ.

રોગની આગળ વધેલી સ્થિતિમાં સામાન્ય રીતે લોહીનું દબાણ એકધારું ઊંચું રહે છે. છેલ્લાં કેટલાક વરસોમાં આવા દરદીઓને રાહત આપે તેવી સર્પગંધા ઔષધીની બનાવટો—સર્પાસીલ વગેરે શોધાઈ છે. પરંતુ અનુભવે બતાવ્યું છે કે આ દવાઓ લાંબા વખત સુધી, મહિનાઓ અને વરસો સુધી પણ લેવી પડે છે; અને તેનાથી લાંબા વખત સુધી રાહત રહે છે.

★

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

આવતી કાલે શું થવાનું છે તે આપણને ખબર નથી હોતી. આ દુનિયાની ઘટમાળ એવી છે કે કુદરત ક્યારે શું કરશે તેની કંઈ જ ખબર નથી પડતી. આજે લીલીછમ દેખાતી સુંદર ધરતીને કાલે રગદોળી નાખતાં તેને વાર નથી લાગતી. આપણે તો તેને કુદરતનો કોપ કહીએ છીએ. જેના ઉપર મનુષ્ય માત્રનો, અરે, પશુ, પંખી, ઢોરઢાંખરનો આધાર રહેલો છે એ વરસાદ ધારે તો સૌને જીવાડે છે કે મારે છે. મનુષ્યના જીવનની ઘટમાળ પણ કંઈક એવી જ. શરીર એ તો એક યંત્ર છે. મશીન ક્યારેક ખોટવાઈ જાય અને એકાએક કામ અટકી પડે તો શરીર પણ અચાનક જ ખોટવાઈ પડે છે અને આપણે આધાર વગરના બીજાની આશા ઉપર બેસી રહીએ છીએ.

સ્ત્રી યા પુરુષ, દરેક વ્યક્તિ સ્વતંત્ર છે તેના હકથી. છતાંપણ કોઈક જૂના પુરાણા નિયમને અનુસરી સ્ત્રીને પગભર થતી પુરુષ રોકે છે. અનુભવે તેમને ખ્યાલ આવે છે પણ થયેલી ભૂલનો પસ્તાવો કરવા કોઈ જ તૈયાર થતું નથી. એ તો ઠીક, પણ જે પરિસ્થિતિમાં બહેન મૂકાય છે તેના દુઃખને ગાવા સિવાય બીજી કોઈ જ મદદ કરવા અશક્ત હોય છે. પોતાનાં નાનાં બાળબચ્ચાં સાથે ઓશિયાળું જીવન જીવતી, પરાણે રોટલો પામતી એ સ્ત્રીની દશા....!

જીવનમાં દરેક વ્યક્તિને આધારની જરૂર છે. સ્વયં પોતે જ પ્રાપ્ત કરેલો તે આધાર હશે તો ક્યારેય ઓશિયાળું જીવન જીવવાનો વખત ઊભો નહિ થાય. જેને જે અનુકૂળ હોય તે નાનપણથી જ શીખવવામાં આવે અને તેમાં પ્રવીણતા મેળવે તો કોઈપણ સંજોગોમાં આર્થિક રીતે મુંઝાવું ન પડે. સંયોગોને અનુકૂળ થઈ મુશ્કેલીમાંથી સામનો કરવાની હિંમત આપોઆપ તે વ્યક્તિ મેળવશે. આવી પડેલ દુઃખને રડીને બેસી રહેવાનું તેને નહિ ગમે. અને તે જ જીવનનો સાચો રાહ છે. જીવન એટલે જ સંઘર્ષ. સુખ અને દુઃખની વચ્ચે અટવાયેલું જીવન પુરુષાર્થથી જીવનની સાર્થકતા પામે છે. આવતી કાલે 'આમ થવાનું છે' માની ધનનો સંગ્રહ નથી કરી શકવાના તેમ બીજી કોઈ એવી યોજના નથી ઘડી શકવાના. એને માટે તો એક જ રસ્તો છે અને તે દરેક વ્યક્તિની તાકાત. વ્યક્તિ માત્ર પોતાને અનુકૂળ માર્ગે રહી આર્થિક નિભાવ કરી શકે છે. કારણ સ્ત્રી એ ઓશિયાળી કે અબળા નથી જ.

## ધન્ય ધગશ

સુભદ્રા મારી પાસે આવી અને કહેવા લાગી કે-'બેન, મારા મોટાભાઈ મને ભણવાની ના પાડે છે. હું શું કરું?'

હું તો આભી જ બની ગઈ. સુભદ્રા ભણવામાં હોશિયાર હતી અને જરૂર સફળ થાય તેવી તેનામાં આવડત હતી તો પછી કેમ તેને ના પાડતા હશે!

ત્યાં જ તેની બેનપણીએ કહ્યું કે 'તેના વર બીજી વાર નાપાસ થયા એટલે બધાં વધુ નિરાશ થઈ ગયા છે, કહે છે કે સુભદ્રા ભણીને નોકરી કરવા જાય તે કેવું લાગે!'

છતાં હું સમજી શકી નહિ એટલે મેં સુભદ્રાને કહ્યું, 'દરેક વ્યક્તિમાં સરખી બુદ્ધિ નથી હોતી. કોઈની યાદદાસ્ત ઓછી હોય, કોઈની વધુ. આજે એ નાપાસ થયા છે, બીજીવાર મહેનત કરશે તો પાસ થઈ જશે. અને તું આ સાલ પાસ થઈને નોકરી શરૂ કરી દેશે એટલે આર્થિક બોજામાંથી હળવું થવાશે. તું જો સાવ નિરાશ થઈ જઈશ તો બન્નેનું ગુમાવીશ.'

'પણ બેન, મારા અભ્યાસને માટે બધાનો વિરોધ છે. ખુદ મારા બાપુજી પણ ના પાડે છે.'

'હા, પણ તારા વરની શું ઇચ્છા છે? એ તો ના નથી પાડતા ને?'

'ના, એ તો ઉપરથી કહે છે કે, હું બીજા બધાંની વિરુદ્ધ જઈને પણ તને ભણાવીશ. તારે ભણવાનું જ છે.'

મેં કહ્યું, 'તો પછી તારે શાની ચિંતા છે? મુખ્ય માણસ હા પાડે પછી બીજું વિચારવાનું હોય જ નહિ. બીજાં બધાંને તો સમજાવી લેવાય.'

સુભદ્રાના લગ્ન થયે બે વર્ષ થયાં હતાં. તેઓ બન્ને ગામડામાં રહેતાં હતાં. સુભદ્રાના પતિ રમણલાલ મેટ્રિકમાં હતા. એ એક વખત નાપાસ થયેલ. દરમિયાન તેમની ઇચ્છાને કારણે સુભદ્રા ભણવાનું વિચારતી હતી. એક વખત સાસરે ગયા પછી ભણવાની મંજૂરી મેળવવી અઘરી હતી. પરંતુ રમણલાલની ઇચ્છા હતી એટલે ઘરનાં બીજાં બહુ વિરોધ કરી શક્યાં નહિ.

સુભદ્રાનો અભ્યાસ પાંચ ચોપડીનો હતો એટલે તેણે શાળાંત થઈ જવાનું નક્કી કર્યું. હિંદીમાં પણ તેને રસ હતો. એટલે સાસરે બે વર્ષ રહી તે દરમિયાનમાં હિંદીની બે પરીક્ષા પસાર કરી એટલે જ રમણલાલે મક્કમ થઈને તેને ભણવા મોકલી.

કુટુંબમાં કે જ્ઞાતિમાં આવી રીતે ન થતું કાર્ય કરવા પહેલ કરે તેને મહેણાં ટોણાથી નવાજવાનું તો હોય જ. પણ એ બધું જ સાંભળ્યું ન સાંભળ્યું કરવાનું સુભદ્રાએ નક્કી કર્યું અને તે ભણવા લાગી. ત્યાં વળી આ નવો પ્રશ્ન ઉપસ્થિત થયો. રમણલાલ બીજી વખત પણ મેટ્રિકમાં નાપાસ થયા જાણી તેને દુઃખ તો ખૂબ થયું. અને તે જ કારણ વચ્ચે લાવી પોતાના અભ્યાસમાં વિઘ્ન નડવા લાગ્યું એટલે વધુ બેચેન થઈ. જો કે એને હિંમત આપનાર એના મિત્રો મળ્યા એટલે હિંમત

આવી અને પાછી હતો તેટલો જુસ્સો અભ્યાસની પાછળ ખર્ચવા લાગી.

આજે સુભદ્રા સમજી શકી છે અને પોતાની રીતે વિચારવાની શક્તિ કેળવી શકી છે.

## મોઢાની મીઠાશ

કંચનબેનનો એવો મીઠો સ્વભાવ કે તે બોલીને કોઈની સાથે બગાડે નહિ. કોઈપણ વ્યક્તિ તેમને ત્યાં આવે તો તે ખુશ થઈને તેમને આવકાર આપે. પણ ખરેખર ખૂબ નવાઈ લાગે એવું તો એ કે આ મીઠાબોલાં કંચનબેન કોઈનું સારું સહન ન કરી શકે. એમને કોઈ ગમે જ નહિ !

લીલાબેન અને હું એક દિવસ કંચનબેનને ત્યાં બેસવા ગયાં. અમારી ખૂબ સારી આગતા-સ્વાગતા કરી અને ખૂબ વાતો કરી. જાણે અમારી ઉપર એમને કેટલું બધું વહાલ હોય! પરંતુ થોડા દિવસ પછી ફરીથી હું કંચનબેનને ઘેર એકલી ગઈ તો હેબતાઈ જ ગઈ. એ જ લીલાબેન માટે જોખી જોખીને દેવાય તેટલી ગાળો દીધી. જાણે લીલાબેન નવરાં જ હોય અને એમને ત્યાં ખાવા જ ગયાં હોય તેમ. મને ખૂબ દુઃખ થયું કે કંચનબેન આમ કેમ કરતાં હશે! બેત્રણ દિવસમાં જ આટલું બધું શું થઈ ગયું? પણ થોડી જ વારમાં મને ખ્યાલ આવ્યો કે આ તો બધું તેમને સ્વભાવગત છે.

તેમના એક સંબંધી ભાઈ મળવા આવ્યા. 'ઓહો તમે આજ ક્યાંથી?' બોલીને કંચન-બેન તો બરોબર વાતે વળગ્યાં: એકબીજાની ખબર અંતર પૂછી, પેંડા અને ચેવડાનો નાસ્તો કરાવ્યો. ભાઈએ વિદાય લીધી. દરવાજાની બહાર પહોંચ્યા પણ નહિ હોય ત્યાં તો એમને માટેનો તેમનો અભિપ્રાય એકદમ ફરી ગયો. મારાથી બોલી જવાયું: 'કંચનબેન, ભાઈ સાંભળશે. એમને જવા તો દો.' 'છોને સાંભળે' કહીને અંદર આવીને ચલાવ્યું. હું ઊઠીને ઘેર આવી અને મને વિચાર આવ્યો કે આ તો બધાંનું જ ખરાબ બોલે છે. મારું પણ આવી જ રીતે બીજા આગળ બોલતાં હશે ને! અને મીઠાબોલાં કંચનબેનની સાથે મેં સંબંધ ઓછો કરી નાખ્યો. અનુભવે મને ખબર પડી કે 'બોલવાના ને ચાવવાના દાંત' જુદા હોય છે. એ બહેન બધા સાથે મીઠાશથી રહેવા માગે છે એટલે એમને બધાં સારા કહે પણ મીઠાશની પાછળની કડવાશ તો તેમના પ્રદેશની મળેલ વારસાગત ટેવ ખરેખર ભયંકર હાની પહોંચાડે.

આવાં કંચનબેન એક નથી, 'અનુભવે માણસ ઘડાય.' એ સૂત્ર યાદ કરી કરીને વાગોળુ છું. કારણ મને તો ત્યારે જ ખ્યાલ આવ્યો કે કોઈને પણ ઓળખવા માટે કેટલી બધી ધીરજ કેળવવી પડે છે. પહેલી નજરે કોઈના પણ વિષે અભિપ્રાય બાંધી લેવો તે ઘણું ઉતાવળિયું છે.

સુભદ્રાબેનને પણ એવી ટેવ. એ વાત કરતાં હોય ત્યારે એમ જ લાગે કે એમને આપણી ઉપર પુષ્કળ હેત હશે. મારી વાત જવા દઉં પણ એમની નાનપણની અંગત મિત્ર આવેલી અને જાણે કેટલાય દિવસે નિરાંતે મળ્યાં હોય તેમ આડીઅવળી બધી જ વાતો ઉખેળીને ખૂબ જ આનંદ વ્યક્ત કર્યો. બહુ દિવસે

મળીને પોતે ખૂબ જ ખુશ થયાં છે એવો ભાવ દર્શાવી શકયાં. વીરૂબેનને પણ એમ કે 'સુભદ્રા કેટલી બધી લાગણી રાખે છે.' તેણે તો પોતાની સમજીને અંગત વાતો ઠીક પ્રમાણમાં તેને કરી. પરંતુ થોડા વખત પછી વીરૂને ખબર પડી કે સુભદ્રાએ તો ભારે કરી નાખી.

વીરૂ રમેશભાઈને ત્યાં ગઈ ત્યારે સુભદ્રાની વાત નીકળતાં રમેશભાઈએ કહ્યું કે 'સુભદ્રા તો તમારી ખાસ દોસ્ત છે ને! એટલે જ તમારે માટે ગમે તેમ બોલે છે. તમે શું વાત તેને કરી આવ્યાં હતાં? વીરૂબેન, માણસને ઓળખતાં તમારે શીખવું પડશે. મોઢે મીઠું બોલે એ બધાં જ આપણા ઉપર વરસી પડે છે એમ માનવું એ મોટી ભૂલ છે.'

અને વીરૂની આંખ ઊઘડી ગઈ. તે તો હેબતાઈ જ ગઈ. આજે પણ સુભદ્રાબેન વીરૂબેનને મળે છે તો તેની સાથે એ જ લાગણીથી વર્તે છે.

## સ્વાર્થનો પાયો

નયન અને લેખા બન્ને ભાઈબહેન-હોશિયાર તો હતાં જ. છતાંપણ કયારેક એવાં ગૂંચવાયેલાં લાગતાં કે કંઈ સમજાતું નહિ. ઘરમાં જેટલી વ્યક્તિઓ હતી, એટલે કે *મોટીબા, બા, બાપાજી, ફોઈબા, કાકા બધાંના* જ મત જુદા. દરેક વ્યક્તિ પાસેથી બન્ને ભાઈ-બહેનને જુદું જુદું સમજાવવામાં આવતું. નયન બાર વર્ષનો અને લેખા દશ વર્ષની હતી. ભણવામાં હોશિયાર તો હતાં જ એટલે સ્કૂલમાંથી તો એમને માટેની બીજી કોઈ ફરિયાદ આવતી નહિ. કયારેક આવે તો અભ્યાસ બાબતની નહિ, બીજા વિદ્યાર્થીઓ સાથે ટસલ થતી તેની. પરંતુ નયન લડી શકે તેવો નહોતો જ. માત્ર એની હોશિયારીથી તે તેમની ઉપર જીત મેળવી શકતો. નયનને જયારે મિત્રની જરૂર હોય ત્યારે ખૂબ સહજરીતે તેને શીખવતો અને પોતાનું કામ કાઢી લેતો. શાળાના શ્રમકાર્યમાં પણ બેદરકાર રહેતો અને સમજાવી પટાવી બીજા પાસે કરાવી લેતો. હકીકતમાં આટલી નાની ઉંમરે તે સ્વાર્થી ખૂબ થયો હતો.

ઘેર આવે ત્યારે નયનનો પ્રશ્ન જુદો જ તરી આવે. ઘરની દરેક વ્યક્તિ, મોટીબાથી માંડીને એના પિતા સુદ્ધાંને એની બા ગમે નહિ. સાસુ-વહુને અણબનાવ એટલે એકબીજા માટેની ઉશ્કેરણી ચાલુ રહે. અને તેનો ભોગ બને બાળકો. નયન અને લેખા ઘેર આવે ત્યારે તેમને ઘરનું રમખાણ સાંભળવાનું હોય: 'તારી બાએ તો આજે આમ કર્યું હતું. એ છે જ એવી, ખરાબ. તમે બન્ને એનું કહ્યું કરતાં નહિ.' મોટીબા રોજ એક વાર તો આવી શિખામણ આપતાં. અને બા પાસે પહોંચે ત્યારે બા મોટીબાથી છાનું છાનું લાવી આપે અને કહે કે 'મોટીબાને કહેતા નહિ, નહિતર વઢશે. એમની પાસે બહુ *જવાનું નહિ.'* આમ બા અને મોટીબા નાની મોટી દરેક બાબતમાં બાળકોને ગૂંચવે.

હવે તો બાળકો પણ ઉસ્તાદ થઈ ગયાં હતાં. કઈ વસ્તુ કોનાથી છૂપાવવી તે તેઓ સારું જાણતાં હતાં. આટલી નાની ઉંમરમાં સમતોલવૃત્તિ રાખવી તે સહેલું તો નથી જ.

એટલે ક્યારેક ફસાઈ જવાય પણ કોઈના પંજામાં એમને ન આવવું પડે. જે શોધવાનું હોય તે તો બાને હોય. બા અને બાપુજીને પણ બહુ સારાસારી નહિ. એકબીજાનાં મન ઊંચાં. બાને ગમે તે બાપુજીને ન ગમે. બાળકો જાણે તમાસો જુએ. પણ આખુંય સ્વાર્થી કુટુંબ અને પછી બાળકોને એકબીજાથી બચાવવા પ્રયત્ન કરે. આ બધાંમાંથી બાળક શું શીખે?

બાળક તો અનુકરણશીલ છે. તેને વાતાવરણની, સંજોગોની અને મુખ્ય સંસ્કારની અસર હોય જ છે. તેમ આ નાનકડાં બન્ને બાળકો એક નંબરનાં સ્વાર્થી બની રહ્યાં છે. બને ત્યાં સુધી પોતાની નવી વસ્તુ વાપરે નહિ, જો બીજો મિત્ર તે આપતો હોય તો. પહેલેથી કોઈનું કહ્યું કરવાનું નહિ અને બધાંને હાએ હા કરવાની એટલે એમાં પણ અંધેર ચાલે.

નયનના વર્ગનો મિત્ર એનો જ સમોવડીયો હતો. ભણવામાં બન્ને હોશિયાર, પણ નયન જેવી સ્વાર્થીવૃત્તિ તેનામાં નહોતી. તે ભોળો એટલે શરૂ શરૂમાં નયને બધું તેનું પડાવવા માંડયું. પણ રોજ રોજ આવું ક્યાં સુધી ચાલે? મિત્રો સાથે નાસ્તો કરવા બેસે તોપણ પોતાનું રહેવા દઈ બીજાનું પૂરું કરાવે. પેલો મિત્ર ધીમે ધીમે ચેતી ગયો. નયનની મૈત્રી ઓછી કરવા માંડી અને કોઈ વસ્તુ માગે તો ચોખ્ખી ના પાડી દે. આમ ધીમે ધીમે આખા વર્ગને તેણે માહિતગાર કર્યો. છતાંપણ નયનની પડેલી ટેવ તે ટાળી શકતો નહિ. હવે તો મોઢે ચડીને ના પાડે તો પણ તેને કંઈ અસર થતી નહિ.

વારસાગત સંસ્કાર તો બાળકમાં દૃઢ થઈને બેઠેલા હોય છે. પરંતુ જે માતાપિતાને પોતાને એ વસ્તુ ગમતી હોય તેઓ પોતાનું બાળક પણ એ જ રીતે વર્તે તેમ ઈચ્છતાં હોય છે. જેને આપણે કુડકપટ કહીએ છીએ તેમ કરતા ન આવડે તો તેમનાં બાળક શાનાં કહેવાય! આમ જેવી બાળકને તાલીમ મળે છે તેવું જ તે થાય છે. મા-બાપ જેવું વર્તન પોતાનાં સંબંધીઓ સાથે રાખે છે તે બાળક જુએ છે અને શીખે છે. તેમના પગ પર કુહાડી પડે ત્યારે જ આંખ ઊઘડે.

★

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**સંસ્થાનું ચરિત્ર :** નાનાભાઈ ભટ્ટ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **ક્ષયરોગ રાજરોગ નથી :** ડૉ. ઈન્દુકુમાર ભટ્ટ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **સાચી જોડણી અઘરી નથી.** યશવંત દોશી. પાનાં ૪૦. રૂ. ૦/૪૦—ત્રણેયના પ્રકાશક: પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **મૃત્યુ પછી આત્માનું શું થાય છે:** લે. સ્વામી શિવાનંદ સરસ્વતી. અનુ. વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત. પાનાં ૨૬૪. રૂ. ૩/- પ્રાપ્તિસ્થાન : જયંતીલાલ ઉ. મોદી, અરુણ નિવાસ, હોપ માર્કેટ, અમદાવાદ. **કર્મ વિપાક :** લેખક, અનુવાદક અને પ્રાપ્તિસ્થાન ઉપર મુજબ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **વનમાલીનું મોત :** જશવંત ઠાકર. પાનાં ૬૦. રૂ. ૧/૨૫. પ્રાપ્તિસ્થાન : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **ઇતિહાસ-દર્શન :** ભગવાનલાલ લ. માંકડ. પાનાં ૮૪. રૂ. ૨/- પ્રકાશક: લેખક પોતે, ભૂપેન્દ્ર રોડ, રાજકોટ. **ગુજરાતી બાલસાહિત્ય ('૩૨ થી' ૫૭) :** પાનાં ૭૪. રૂ. ૦/૭૫. **ગુ. બાળસાહિત્યનાં પુ. વિષે માહિતી :** પાનાં ૩૯. રૂ. ૦/૬૨. બન્નેના સંપાદક : પ્રકાશક : મુંબઈ રાજ્ય બાલસાહિત્ય સમિતિ.

**ખાલી ખેપ :**

[ લે. મોહનલાલ પટેલ, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. રૂ. ૫/- ]

‘ હવા ! તુમ ધીરે બહો !’ નામના વાર્તાસંગ્રહથી ગુજરાતી સાહિત્યક્ષેત્રે કાંઈક ધ્યાન ખેંચી ચૂકેલા શ્રી. મોહનલાલ પટેલની. આ નવલકથા સિત્તેરેક વર્ષ પહેલાંના ઉત્તર ગુજરાતના ગ્રામ જીવનની આંટીઘૂંટીઓને કુશળતાપૂર્વક રજૂ કરે છે. ગામડાંના સામાજિક જીવનમાં પ્રણય પૂરતી રાધા કિશોરાવસ્થાના તોફાન-ઘેલછાઓ છોડી એકાએક ‘દીકરી ને ગાય—જ્યાં દોરે ત્યાં જાય’ એ સૂત્ર પ્રમાણે વૃદ્ધ રાયચંદની પત્ની બને છે—ગામને ગોંદરે આવેલા મંદિરમાં રહેતા અંધ કિશન સાથે જીવન વીતાવવાના સ્વપ્નાં છોડીને. લગ્ન પછી એ એવી તો બદલાઈ જાય છે કે કિશન સામે કદી મીટ પણ માંડતી નથી ને એકબે પ્રસંગે તો વાચકના માન્યામાં પણ ન આવે એ રીતે કિશનનું અપમાન કરે છે. રાયચંદના ઘરમાં એ માનવંતુ સ્થાન પામે છે ખરી, વૃદ્ધ પતિ વડે બાળકની માતા પણ બને છે, પરંતુ એના જીવનમાં નથી ઉલ્લાસ કે નથી ઉમળકો. બટકબોલી રાધાની આ દશા કરવા માટે વાચક ખુલાસો માગશે એ ભય વર્તી જઈને લેખક નિવેદનમાં જ કહે છે: ‘કથામાંનું વાતાવરણ લગભગ સિત્તેર વર્ષ પહેલાંનું છે એટલે એમાં આવતા કેટલાક પ્રસંગો હાલના સમાજ અને વાતાવરણમાં બંધબેસતા ન પણ હોય તેમ છતાં એમાંના પાત્રો તો ગામેગામ હજુય જોવા મળે છે એટલે અંશે આ કથા અજાણી નહીં લાગે.’

અનેક રાધાઓ વૃદ્ધ પતિને પરણે—જંગલી સામાજિક રૂઢિઓને વશવર્તીને—એમાં સાચી વાર્તા નથી, લગ્નની ચોરી વચ્ચેથી ઊભી થઈ જાય કે અન્ય કોઈ રીતે આવા લગ્ન સામે બંડ પોકારે એમાં વાર્તા છે. શ્રી મોહનલાલ પટેલની આ નવલકથા ગોવર્ધનરામ યુગમાં પ્રસિદ્ધ થઈ હોત તો કદાચ એમને સહાનુભૂતિક વાચકો મળી રહેત, આધુનિક યુગમાં રાધાનો વાંસો થાબડે ને ‘શાબાશ દીકરી, તેં કુટુંબ ઊજાળ્યું’. એ બનવું લગભગ અશક્ય છે. નવાઈની વાત તો એ છે કે રાધાની મા જાંબુના ચારિત્ર્યનું પડળ જેમ નીચું જતું જાય છે—મુખી સાથે રાત્રિના અંધકારમાં ચાલતી ખાટલાગોષ્ઠિને કારણે—એમ દીકરીનું ચારિત્ર્ય ઉજ્જ્વળ જ થાય છે લેખકે જે હદે આ ગોષ્ઠિ વિકસવા દીધી છે એટલી હદે એ ગામડાંમાં શક્ય છે કે કેમ એ પણ એક પ્રશ્ન છે. આખરે સંપૂર્ણપણે ગુનાથી બેડેલી જાંબુના વૃદ્ધ પણ પ્રતિષ્ઠિત જમાઈ રાયચંદ આ બધી બિનાથી અજાણ રહે, એ નિભાવીને પોતાની પત્ની રાધાને સાસુની આડવીતા વિષે એક ટોણો પણ ન મારે એ અસંભવ છે. વાસ્તવિકતાને વળગી રહેવાના ઓઠા નીચે લેખકે રૂઢિચૂસ્તતાના ગુણ ગાયા છે. જાંબુ અને કાબેલ મુખી વચ્ચેનો આડસંબંધ રજૂ કરીને સમાજમાં વિધવાઓના જાતીય સંબંધોની સમસ્યા લેખકે છતી કરી છે ખરી, પરંતુ નથી એમને કોઈ સજા કરી કે નથી એનું કોઈ સારુંનરસું પરિણામ બતાવ્યું જો વિધવાવિવાહ—ગામડી ભાષામાં ‘નાતરું’—શક્ય હતો તો શા માટે મુખી ને જાંબુનું લગ્ન ન કરાવ્યું ? વળી ચારિત્ર્યની રખેવાળી માટે મુખીનું ગામ છોડીને ચાલી આવેલી જાંબુ પાછી મુખીને શરણે કેમ બેસી ગઈ ! મુખીએ એને એવી તે કઈ સહાય કરી હતી કે જે માટે જાંબુએ આટલી આભારવશ થવું પડે ? રાયચંદ સાથે રાધાનું લગ્ન તો મુખીની દરમિયાનગીરી ન થઈ હોત તો પણ થવાનું હતું. ટૂંકમાં જાંબુનું મનોવિશ્લેષણ અત્યંત કાચું ઊતર્યું છે ને એની ચારિત્ર્યશિથિલતા બદલ ક્ષમા કરી શકે એવી સહાનુભૂતિ લેખક વાચકમાં જન્માવી શકતા નથી.

ઊમળકો જગાવે એવું પાત્ર નવલકથામાં એકપણ હોય તો તે જાનકીદાસ મહારાજનું. સાંસારિક ઘટમાળ અને અધ્યાત્મવાદ વચ્ચે ઝોલાં ખાતા એ પ્રભુભક્ત માનસિક સ્વાસ્થ્ય સારું જાળવે છે ને એમના ને કિશન વચ્ચેના સંવાદોમાં સરસ તાજગી છે. કિશનને લેખકે આકાશે ચડાવીને સીધો નીચે પછાડ્યો છે, સાથેસાથે જાનકીદાસના વ્યક્તિત્વને થોડી ઝાંખપ પણ લગાડી છે. જે માનવીએ આ બાળકને નાનપણથી આધ્યાત્મિક વાતાવરણમાં ઊછેર્યો એ પ્રેમમાં નિષ્ફળતા મળતાં પાગલ બની જાય એમાં ગુરુના શિક્ષણનો દોષ નથી ? કિશન વાચકનો સૌથી વધુ સહાનુભૂતિને પાત્ર બનવો જોઈએ એને બદલે એ ' હટ, માયકાંગલા 'ની લાગણીને પાત્ર બને છે.

વાર્તા ઉપસાવવાના ઉત્સાહમાં લેખક એ હકીકત વીસરી ગયા છે કે પોતે નાતજાતના ભેદોમાં ગળાબૂડ ડૂબેલા એક ગ્રામસમાજનું ચિત્ર ચીતરે છે. આવા સમાજમાં મુખી સામાન્યરીતે પટેલની નાતનો હોય છે, જાંબુ વાણિયણ હશે એવું સહેજે કલ્પી શકાય એમ છે, નહીં તો રાયચંદ સાથે રાધાના લગ્નની શક્યતા ઉદ્‌ભવત નહીં; આમછતાં જાંબુ જે પ્રકારનું કામ પેટિયું મેળવવા માટે કરે છે એ પરથી વણિક જ્ઞાતિની હશે કે કેમ એ વિષે શંકા ઉદ્‌ભવે; વળી વિવાહ–ચાંલ્લાનું રાજકારણ ઘણુંખરું નાતના ધુરંધરોના હાથમાં હોય છે, તો પછી મુખી જેવા પરનાતીલાના હાથમાં આ બધો કારભાર કઈ રીતે આવ્યો ? વળી ગામની એક વિધવા વાણિયણ( જાંબુ )ના ઘરમાં રોજ મોડી રાતે મુખી આવે ને વહેલી સવારે ચાલ્યો જાય એ વાણિયાઓની શેરીએ પણ કઈ રીતે નિભાવી લીધું ? આ બધા પ્રશ્નોના જવાબ તો લેખક પાસે હશે જ, પરંતુ નવલકથામાંથી એ જડતા નથી.

લેખક ગામડાની વાર્તા રજૂ કરે છે. પરંતુ ભાષા જરાય તળપદી નથી. બધા સંવાદો શહેરીઓ વચ્ચે જ સંભવે એવી શુદ્ધ ભાષામાં લખાયેલા છે; આથી પણ વાર્તા ગ્રામજીવનને લગતી હોવાછતાં ગ્રામીણ નથી લાગતી.

શ્રી. પટેલની આ નવલકથા ક્ષતિપૂર્ણ હોવાછતાં રસિક છે. એમની શૈલી સરળ ને પ્રવાહી છે, પ્રસંગને રજૂ કરવાની શક્તિ પણ ફક્કડ છે, વાંધો માત્ર એટલો જ કે ' ખાલી ખેપ 'માં લેખકની જીવનદૃષ્ટિ પણ ' ખાલી ખેપ ' હોવાનો ભાસ થાય છે. જીવનમાં કરુણતા છે એ કોઈ નકારતું નથી પણ એ કરુણતામાંથી રસ્તો કાઢ્યા વિના કયો સમાજ આગળ વધી શક્યો છે ? શ્રી. મોહનલાલ પટેલની ભાવિ કૃતિઓ કરુણતા સામે ઝઝૂમતાં સંવેદનશીલ પાત્રોથી સભર હશે એવી અપેક્ષા રાખી શકાય ?

## વિજ્ઞાનયાત્રા :

[ લે. દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય, પ્રકાશક, ઉપર મુજબ. રૂ. ૨/૫૦. ]

વિજ્ઞાન વિકાસ શ્રેણીનું આ ત્રીજું પુસ્તક વિજ્ઞાનનું પંચામૃત કરાવવાના હેતુથી લખાયું હોઈ આપણી આજુબાજુની સૃષ્ટિમાં કેટલીય ન સમજાવનારી ને અગમ્ય એવી ભૌગોલિક ને ભૌતિક ઘટનાઓ વિષેનાં વહેમ દૂર કરાવવામાં ખૂબ સહાયભૂત નીવડે તેમ છે. જૂના વખતમાં ને આજેય પણ હિંદ જેવા દેશમાં જ્યાં લખનાર–વાંચનારની સંખ્યા નહિવત્ હોય ત્યાં ભૌગોલિક પરિસ્થિતિને પરિણામે ઉત્પન્ન થતી ઘણી ઘટનાઓના કારણભૂત દેવદાનવોને જવાબદાર ગણવામાં આવે છે ને મુખ્યત્વે આ બંને સૃષ્ટિનો ભય સેવવામાં આવે છે ત્યારે આવાં પુસ્તકો વધારે લખાવાં જોઈએ, વંચાવાં જોઈએ ને કિશોરો આવાં પુસ્તકો વાંચીને ઘરમાં વડીલોને સમજાવે તો પ્રૌઢ-શિક્ષણનો પ્રશ્ન કાંઈક અંશે ઉકલે ખરો.

વિજ્ઞાને જ્યારે ઘણી પ્રગતિ સાધી છે ને માનવીની સેવામાં ખડેપગે ઊભું છે ત્યારે અંધશ્રદ્ધાને જીવનમાં સ્થાન ન જ હોવું જોઈએ. સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણને આપણે રાહુની બૂરી દૃષ્ટિ તરીકે હવે ન ઓળખાવી શકીએ, ધર્મને નામે વિજ્ઞાનને અવગણીને જ્ઞાનના દરવાજા બંધ ન જ કરી શકીએ. વિજ્ઞાનની પ્રગતિમાં જુદી જુદી સંસ્કૃતિઓએ ઘણાં વિઘ્નો ઊભાં કર્યાં છે.

ધાર્મિકતાને નામે પાદરીઓએ પણ વિજ્ઞાનને અવરોધવાના પ્રયત્નો કર્યા છે. યુરોપ તથા ઇજિપ્તની સંસ્કૃતિઓમાં વિજ્ઞાનની પ્રગતિનો આછો ઇતિહાસ વિદ્યાર્થીઓને જ્ઞાન સાથે ગમ્મત આપે તેવો છે. સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવી હકીકત—હિંદની સંસ્કૃતિમાં વિજ્ઞાનની પ્રગતિ વિષે બણગાં મારવાની—પ્રત્યે લેખકે (મૂળ પુસ્તક બંગાળીમાં લખાયું હશે એમ માની લઈએ; કારણ કે અનુવાદકનું નામ ક્યાંય દેખાતું નથી.) દરેક વાચકનું ધ્યાન દોરવાનો પ્રયત્ન કર્યો છે. ભારતની સંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે ને જૂનામાં જૂની છે અને આપણી પાસે આધુનિક વિજ્ઞાન જે કાંઈ શોધખોળો બહાર લાવે છે તે બધી જ વસ્તુઓ હતી અને આ વિજ્ઞાન એક તૂત છે એવું માનનારો વર્ગ સંકુચિત રાષ્ટ્રવાદને પોષે છે એ કટુ લાગે તેવી પણ સત્ય હકીકત લેખકે સુંદર રીતે બહાર આણી છે. આપણા દેશમાં પ્રચલિત ધાર્મિક વહેમો ને અંધશ્રદ્ધાએ વિજ્ઞાનિક પ્રગતિ પ્રત્યે હમેશાં તિરસ્કાર પ્રદર્શિત કર્યો છે ને પરિણામે આપણે માર્ગદર્શન માટે વિદેશો તરફ મીટ માંડવી પડે એ પરિસ્થિતિએ આપણે પહોંચ્યા છીએ એ હકીકત કેવી શોચનીય છે? કદાચ ગુલામી માનસ એને જવાબદાર હશે પણ આજે પણ સંશોધનની પાછળ મનમાન્યા પૈસા ખર્ચીને એ કાર્યને આગળ ધપાવવાની આપણી મનોવૃત્તિ ક્યાં છે?

ઉપરોક્ત પુસ્તકમાં દરેક વિજ્ઞાનિકનું જીવનકાર્ય, પ્રયોગો ને એમણે સ્થાપિત કરેલા સિદ્ધાંતોનો આછો ઉલ્લેખ છે જે જનસમુદાય માટે ઉપયોગી છે. ચિત્રો ને છપાઈ પણ સુંદર છે.

**યમ સાથે લડાઈ:**

[લે. અને પ્રકાશક ઉપર મુજબ. અનુ. સુભદ્રા ગાંધી, રૂ. ૨/૫૦.]

યમરાજની સેના ખૂબ લાંબી છે અને તેમાં મચ્છર, માખી, અને જુદા જુદા રોગો ઉત્પન્ન કરનારાં જંતુઓનો સમાવેશ થાય છે. આ પુસ્તકમાં જંતુઓને લીધે જ રોગ ફેલાય, એ જંતુઓ ઉત્પન્ન થવાનાં કારણો અને દાક્તરી વિજ્ઞાનના પાયાથી માંડીને અત્યાર સુધીની પ્રગતિનો કિશોરગમ્ય શૈલીમાં ખ્યાલ આપવામાં આવ્યો છે. આ પુસ્તક દાક્તરી વિજ્ઞાનની પ્રગતિમાં ફાળો નોંધાવનારા રેનોલ્ડ રોસ, લિવેનહુક, લુઈ પાસ્ચર ને રોબર્ટ કોક વગેરેનો દાક્તરી વિજ્ઞાના સંશોધનમાં નોંધાયેલો ફાળો અને એને પરિણામે આ બધા વિદ્વાનોએ કરેલી માનવસેવાની નોંધ લે છે. દર્દી ઉત્પન્ન કરનારાં જુદી જુદી જાતના બેક્ટીરીયા, એમની શરીરરચના, દર્દી મટાડવા માટે તૈયાર કરવામાં આવતી રસી, વગેરેનો સારો ખ્યાલ લેખકે આપ્યો છે. જુદા જુદા રોગો, તેનાં કારણો, હુમલો થઈ ગયા પછી કરવાના ઉપાયો, વગેરે હકીકતોનો સમાવેશ લેખકે કર્યો છે. ખાસ કરીને રોજીંદા જીવનમાં ઘણાય લોકો એલર્જીના (શરીરધાન) ભોગ બનતા હોય છે દરેક માનવી પોતાને કઈ વસ્તુ ખોરાકમાં લેવાથી એલર્જી થશે એ શોધી શકે તો ઘણાય પ્રશ્નો ઉકલી જાય. ટૂંકમાં પુસ્તક માહિતીપૂર્ણ છે અને સરળ ભાષામાં ઘણું જ્ઞાન આપી જાય છે. પ્રાસંગિક ચિત્રો આપીને પુસ્તકને જ્ઞાનપ્રદ બનાવવાનો પ્રયત્ન પ્રશંસનીય ગણાય.

**શયતાનના સામ્રાજ્યમાં:**

[લેખક, અનુવાદક અને પ્રકાશક ઉપર મુજબ રૂ ૨/૫૦.]

વિજ્ઞાન વિષે સામાન્ય માહિતી પૂરી પાડતી આ પુસ્તિકા ખૂબ રસપ્રદ શૈલીમાં ને થોડાં પાનાંમાં ઘણું જ્ઞાન આપી જાય છે. વિજ્ઞાનની શરૂઆત વિષે આછો ખ્યાલ આપી લેખક આપણા રોજબરોજના જીવનમાં જીવજંતુઓ કઈ રીતે લાભ કરે છે ને કેવી રીતે રોગચાળો ફેલાવીને માણસજાતને હેરાન કરે છે એ સમજાવે છે. સૂક્ષ્મદર્શક યંત્ર કેવી રીતે શોધાયું, એના શોધક લિવેનહુકે કરેલા અનેક અવનવા પ્રયોગો (પોતે ધંધાદારી દાક્તર નહીં હોવા છતાં) નો આછો ચિતાર ગમ્મત ઉપજાવે તેવો છે દાક્તરી વિજ્ઞાનના ક, ખ, ગ, શીખવાડે તેવી આ પુસ્તિકા મનમાં ઘણી જિજ્ઞાસાવૃત્તિ જગાડી જાય છે

## ઈસપ અને તેની વાતો (ભાગ ૧ થી ૪):

[ લે. મગનભાઈ પ્ર. દેસાઈ. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/૭૦. ]

લગભગ અઢી હજાર વર્ષ પૂરે થઈ ગયેલો ગ્રીસનો એક ગુલામ—માનવી પશુ પક્ષીઓ વિષે ટુચકાઓ બનાવતો અને તે દરેકમાંથી બોધપાઠ નીકળતો. તેની એ કથનશક્તિએ તેને ગુલામીમાંથી મુક્ત માનવ બનાવ્યો. અને એ જ મુક્ત માનવ મહા માનવ ઈસપ તરીકે જગતમાં આજેય એટલો જ જાણીતો છે. તેની ડહાપણની વાતો આટલાં વરસો પછીય આપણે હોંશે હોંશે સાંભળીએ—વાંચીએ છીએ. બે હજાર વરસ સુધી એ બધી કથાઓ પરંપરાગત લોકકંઠે કહેવાતી આવી તે એક ખ્રિસ્તી સાધુએ લખીને સંઘરી. તે બધી કથાઓ આજે દરેક દેશની ભાષાઓમાં ઊતરી છે.

ઈસપની આ કથાઓને લેખકે 'લોકજીવન' પખવાડિક માટે લખવા માંડેલી તે બધીને આ ચારેય ભાગમાં સંઘરવામાં આવી છે. ઈસપની આ કથાઓ અંગ્રેજી સાહિત્યમાં જેવાં સુંદર ચિત્રોથી સુશોભિત કરવામાં આવે છે તેવાં સુંદર ચિત્રો આપણાં બાળકોને મળે તો એ કથાઓને આપણાં બાળકો હોંશે હોંશે પચાવી શકે. તેમાંય બાળકો વાંચીને સમજી શકે કે બાળકો પાસે મોટેરાં વાંચીને બાળકોને વાતોમાં રસ પાડી શકે એવી બાળભોગ્ય શૈલી આ પુસ્તિકાઓની નથી. 'લોકજીવન' પ્રૌઢો માટેનું પખવાડિક હોઈ આ વાત કદાચ લેખકને ધ્યાનમાં રહી નહિ હોય. પણ મોટેરાંઓ કરતાં આ વાતોમાં બાળકોને જ વધુમાં વધુ રસ પડે છે એટલે તેને બાળભોગ્ય શૈલીમાં રજૂ કરવાનો આગ્રહ ખાસ રાખવો જોઈતો હતો. એ જ ખામી ચિત્રોમાં પણ વરતાઈ આવે છે. બાળકોને ચિત્રો આંખે ઊડીને વળગે તેવાં નથી એ સહેજ ખૂંચે છે. છતાંય ઈસપની વાતો જેવી છે તેવી આ આપણા સાહિત્યને સમૃદ્ધ તો કરશે જ.

## સંસ્કારરેખા:

[ લે. ધૂમકેતુ. પ્ર. પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા. રૂ. ૩/— ]

સામાન્ય માણસો સમજી શકે અને છતાં વિષયનું કે સાહિત્યનું ગૌરવ લેશ પણ ન ઘટે એવાં સાદાં સુંદર પુસ્તકો એ આપણા દેશની આજે મોટામાં મોટી જરૂરિયાત છે—અન્ન અને વસ્ત્ર જેવી જ. એવી સદ્‌ગત મોતીભાઈ અમીનની ઇચ્છાને કંઈક અંશે સંતોષી શકે તેવું આ પુસ્તક આપણા પીઢ સાક્ષરે પુસ્તકાલય મંડળ તરફથી ચાલતી મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના ૧૫મા પુસ્તક તરીકે આપ્યું છે. શ્રી ધૂમકેતુએ આ પ્રકારનાં પુસ્તકો લખ્યાં છે તેમાં આ પુસ્તકથી એક વધુ ઉમેરો થાય છે. સામાન્ય વાચકોને દરેક વિષય જાણવા મળે એવું વિષયવૈવિધ્ય પણ આ પુસ્તકની સારી એવી વિશેષતા ગણાય. આ પુસ્તકમાં એવું વ્યવસ્થાપૂર્વક રજૂ થયેલું સંસ્કારસાહિત્ય છે.

આ આખા પુસ્તકમાં વાર્તાઓ, પ્રસંગો, બોધકથાઓ, જિબ્રાન અને ચીનના તત્ત્વજ્ઞાનની કથાઓ, લોકસાહિત્ય, ધર્મસાહિત્ય વગેરેનો એક જ પુસ્તકમાં સુંદરરીતે કરેલો સમાવેશ એટલે આ સંસ્કારરેખા. પુસ્તકનું નામ એ રીતે પણ સાર્થક થાય છે. અને તેમાંય શૈલીની સરળતા તો એટલી બધી સચોટ છે કે સામાન્ય માણસને પણ તે વાંચવું ગમે. દરેક સંસ્કારવાંચ્છુ વાચક આ પુસ્તકને વાંચવા પ્રેરાય અને બીજાને વાંચવા ભલામણ કરે તેવું આ સુંદર પુસ્તક છે. વિષયની વૈવિધ્યતા આ પુસ્તકનું ખાસ અંગ છે. અને એટલે જ આ પુસ્તક વધુ ને વધુ વાચકોમાં પહોંચી વળશે એ વિષે બે મત ન હોઈ શકે. આવું સુંદર પુસ્તક ગુજરાતના અધિકારી લેખક પાસે તૈયાર કરાવીને પ્રગટ કરવા માટે પ્રકાશનસંસ્થા સાચા અભિનંદનની અધિકારી બની છે. સામાન્ય વાચકો માટે બનેલું આ પુસ્તક છપાયું છે તે કરતાં થોડાં મોટાં બીબાંમાં છપાયું હોત તો તેની મૂલ્યવત્તા વિશેષ ગણાત.

**કવિ દયારામનો અક્ષરદેહ : નવલરામની જીવનકથા :**

[ લે. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. પ્ર. ફાર્બસ ગુજરાતી સભા. વિક્રેતાઃ એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, ર. રૂ. ૩/— ]

ગોવર્ધનરામ સ્મારક સમિતિએ સ્વર્ગસ્થ ગોવર્ધનરામના અપ્રાપ્ય ગ્રંથોનું પ્રકાશન કરવાનું હાથમાં લીધેલું કામ આ એક ગ્રંથમાં બે પુસ્તકો સાથે આપીને શરૂ કર્યું છે તે આનંદની વાત છે. 'કવિ દયારામનો અક્ષરદેહ,' નામનું પહેલું પુસ્તક લેખકના અવસાન બાદ ઈ. સ. ૧૯૦૮ માં પહેલી વાર નાગરી લિપિમાં મુદ્રિત થયેલું તેની બીજી આવૃત્તિ છે જેમાં આપણા એ રસકવિના અભ્યાસુઓને તેમના કાવ્યની દરેક બાજુ સારી રીતે છણાયેલી મળી શકે છે. દયારામ કવિ વિષે આપણા એક પંડિતયુગના અગ્રિમ જે વિદ્વત્તાભર્યું વિવેચન અને આલોચના કરે તેમાં જે સચ્ચાઈનો અને વિદ્વત્તા-અભ્યાસનો રણકાર હોય તે સાચો જ હોય તેની તો કોણ ના પાડી શકે તેમ છે? એ રીતે આ અપ્રાપ્ય પુસ્તક પ્રસિદ્ધ કરીને પ્રકાશકોએ સારી સેવા બજાવી છે એમ કહેવું જોઈએ.

આ ગ્રંથમાં સમાવી લેવામાં આવેલું બીજું પુસ્તક છે નવલરામ લક્ષ્મીરામ પંડ્યાનું જીવન. સ્વ. ગોવર્ધનરામે નવલગ્રંથાવલિના ચાર ભાગ તૈયાર કરેલા તે માટે આ જીવનકથા લખેલી. તે જુદા પુસ્તકરૂપે પહેલીવાર મળે છે. તેમાંથી નવલરામના સાહિત્યના પ્રશંસકોને સારી એવી સામગ્રી મળશે તે વિશે શંકા નથી.

આપણે દેખીતા મહાન માણસોને જ મહત્ત્વ આપતા આવ્યા છીએ. પણ નાના માણસોના જીવનમાં પણ જે મહત્તા ભરી પડી છે તે તો આપણે નવલરામનું જીવન વાંચીને જ સમજી શકીએ. નર્મદની જીવનકથા લખનારની આ જીવનકથા છે. તેમના નિષ્કલંક જીવનમાં પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ-તપ તપાય છે. એ તપનું ફળ પરમાર્થ સિવાય બીજું ઈચ્છ્યું નથી એવા તાપસજનનું આ રિગતસભર જીવન આપણને એક સાચા સાક્ષર આપે છે તે ખરેખર અભિનંદનીય ગણાય. અભ્યાસુઓને અને જિજ્ઞાસુઓને ઉપયોગી થઈ પડે તેવું આ પુસ્તક છે એ વાત તો દીવા જેવી છે.

★

वार्षिक लवाजम : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ–નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ ' ઊર્મિ-નવરચના 'નું લવાજમ ભરી શકાય છે:—

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની. ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ શ્રી સપ્લાયર્સ પ્રાયવેટ લિમિટેડ વિલેપાર્લે સ્ટેશન સામે (પશ્ચિમ) મુંબઈ, ૨૪.
૫ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૬ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૭ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૮ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૯ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૦ એલ. કે. મેઘાણી, ૧૪ અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૧ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સૂરત.
૧૨ સીટી બૂક શૉપ, પો. ઑ. નં. ૧૪૬૦, મોમ્બાસા. (કેન્યા)
૧૩ જે. એસ. કાનાબાર લિ૦, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ)
૧૪ કુમાર બ્રધર્સ, પો. ઑ. નં. ૧૮૦૩, નૈરોબી. (ટાંગાનિકા)
૧૫ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા)
૧૬ પૉપ્યુલર બૂક સપ્લાય, પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા)
૧૭ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા)
૧૮ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા)
૧૯ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૨૦ રાવળ બ્રધર્સ, પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૧ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિં. પ્રેસ લિ., પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા)
૨૨ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા)
૨૩ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૪ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા)
૨૫ સી. એલ. વ્યાસ પો. ઑ. નં. ૧૫૪૭, (લુસાકા. નૉર્થ રોડેશિયા)
૨૬ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.)
૨૭ મોરારજી એલ. પટેલ, હિન્દુ સ્કૂલ, પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી. (સાઉથ રો.)
૨૮ સૌરભ પુસ્તક ભંડાર, પાદશાહની પોળ સામે, અમદાવાદ.

# છકો અને મકો

જીવરામ જોષી



ભાગ ૧ થી ૮

અંક ૬ · સપ્ટેમ્બર '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૩૦

સળંગ અંક ૩૫૪ — 'નવરચના' : વર્ષ ૨૪

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

' ઊર્મિ–નવરચના '

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,

૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧

મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફતેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



## ज्ञ . . . . . . . . માનવમાંથી ભગવાન

આપણે કાંઈ ભગવાન છીએ તે બધું જાણી શકીએ ?—એવો પ્રશ્ન કેટલીયવાર આપણે ઉચ્ચારીએ છીએ અને સાંભળીએ પણ છીએ. અને એટલે જ ઉપર ઉપરથી ભગવાનની ભક્તિમાં જ લીન થઈ જનાર દેખાતા માનવીની ભક્તિ આંતરિક નથી હોતી તેનું અંતર હજ્જર સ્વાર્થ અને આંટીઘૂંટીઓમાં એવું તો અટવાયેલું હોય છે કે એની ભક્તિ સાથે એનો મેળ જ ન ખાઈ શકે. ભગવાનને મેળવવાનો નથી હોતો. ભગવાન કોઈ ને મળતોય નથી. માનવીએ જ ભગવાન બનવાનું હોય છે ! પ્રશ્ન એ થાય છે કે માનવી ભગવાન બની શકે ખરો ? માનવી જ ભગવાન બની શકે. પશુ, પંખી, જળચર એમાંથી કોઈ સજીવ પ્રાણી ભગવાન ન બની શકે. કારણકે ભગવાન બનવા માટે વિચાર કરવાની, વિચારો વ્યક્ત કરવાની, વિચાર પ્રમાણે કે વિરુદ્ધ આચરણ કરવાની શકિત એક માનવીમા જ છે. અને એટલે જ ભગવાનને ભજવો મૂકીને માનવીએ ભગવાન થવાનો પ્રયત્ન કરવો જોઈએ. આજે આપણે જે ભગવાનની પૂજા કરીએ છીએ તે આપણા જેવા માનવીમાંથી જ ભગવાન બની શકયા છે એ આપણે ભૂલી ગયેલી વાતને જલદી યાદ કરીએ તો ? તો કળિયુગ, દ્વાપર યુગ, ત્રેતા યુગ કે સતયુગને બદલે માનવયુગ નજરે ચડે. અને એ માનવયુગમાં પછી માનવીને કોઈ હડધૂત ન કરી શકે, કોઈ રીબાવી શકે નહિ કે કોઈ અન્યાય ન કરી શકે. એટલે પછી માનવી ભગવાન થઈ જ જાય ને ?

★

તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે ⊙ સંપાદકઃ જયન્ત પરમાર

વિજયશંકર કામદાર

## નહીં રહે અખંડ

આ કાળને રુદ્ર વિશાળ સાગરે,
મુંઝા નહીં લગીર, નહીં રહે સહાસ્યઃ
જેણે દીધું જીવન એ રસનાથ કેરું,
તું માત્ર છે કરણ, અંતર એમ માની,
નાચી રહે, પરણુયે જયમ હિમબિન્દુ,

★

'સુધાંશુ'

## પાનેતર

પાંખાં ને પનોતાં પાનેતર પહેરિયાં જી રે
હાલ્યા પિયા રજની રખોલે જી;
ચુવન્તી મેંદીમાં સન્ધ્યા ધારતી રે,
કસુંબલ ખ્વાબ પમર્યાં ખગોલે જી;
પિયા ! તવ પાની કાળ કંકોળે જી !

નિરવધિ સીમાની ધેનુ નભ ભમતી જી રે,
પિયા ! ચારો ચરન્તી તવ મોલે જી;
નૂપુરા નીરવ તવ ઝંકારમાં રે,
મધરાત અરુણા અંકોરે જી;
પિયા ! તવ પાની કાળ કંકોળે જી !

ઊભા છીં અમે રે અંતર આંબલે જી રે,
મંજરીનો અંબાર તમ શું બોલે જી;
પાનેતર પાલવે પથ પંપાળજો રે;
મીઠું લાગે જીવન વા-વંટોળે જી,
પિયા ! તવ પાની કાળ કંકોળે જી !

★

ગની દહીંવાલા

## સમયનો ભિસ્તી

રે સમય !
યા ફક્ત પાણી જ. બીજા અર્થમાં વાચું ન ૫૪.
ઓ સમય !
તવ ફરજ દીસતી મને ભિસ્તી સમી,
વર્તમાને તું ઊભો—
ભાવિના સરવર મહીંથી પળ-વિપળ રૂપે મશક—
ભરતો, અને એ ઢોળતો ભૂતકાળની ખાડી મહી.
વહી જતા આ જિંદગીના દિવસો,
જળ મહીની સૂક્ષ્મ જીવાતો સમા,
ને રહી જતાં કંઈ સંસ્મરણ—
ઊંચી નીચી ધરતી પરે બાઝી રહેલી લીનશા.
ને સરોવરના લગોલગ છે ઊભું આ વૃક્ષ.
રુક્ષ છેક જ રુક્ષ.
જળ સપાટી પર તરંગોની અનેરી ભાત—
જે પવન ચીતરી જતો
એ જ સૂકાં પાનમાં જન્માવતો ફફળાટ
જેમ કવિતામાં વિરોધાભાસ રૂપે પ્રાસ.
એકમાં ઉલ્લાસ, બીજી પંક્તિમાં કંકાસ.
ભાવિના જળથી ભરી થોડી મશક
રેડ ભિસ્તી !
રેડ આ કાંટા પડેલા તાળવે
શુષ્ક આ જીહ્વા પરે.

★

રતિલાલ-અનિલ

## પુરુષાર્થ !

એકધારી વાણુ તીખી રેલના,
ધોલ-થપ્પડ મારતા નાજુક શિશુને.
શો ગજબ પુરુષાર્થ છે આ આપનો,
કરવત-કુહાડી સાથ ચલવો છો લીલુડા છોડ પર !

★

હસિત બૂચ

## મેહ

ઘેરાણું આકાશ,
ઝરમર વરસે છે મેહ.

આવો રે શીતળ ઉજળો ના કદી
આંખે અંજાણો અંધાર જી;
આવો રે નીરવ મધુરો મેં નથી
કોઈનો ઝીલ્યો રે ઝંકાર જી.

રૂંવે ને રૂંવાડે અમરત ફૂટતાં
નવલાં આજ મેં પરમાણ્યાં જી;
પડ જે મહીંનાં લખ લખ તૂટતાં
મધમધ થાય એ અવ જાણ્યાં જી.

સાંઈડું દેનાર સાથે જગવે છે મેહ,
આજ મારો સળગે છે નેહ;
ઝરમર વરસે છે મેહ.

★

ભગવતીકુમાર હ. શર્મા

## ત્રણ મુક્તકો

### નિરપેક્ષ ત્યાગ

દરેક ડૂબકીથી મોતી સર્વદા મનભર નથી મળતું,
કરેલી સર્વ કુરબાનીતણું વળતર નથી મળતું.
ઘણાયે ત્યાગ કેવળ ત્યાગને ખાતર કરી લઉં છું;
બધાંયે પુષ્પ પીસ્યેથી કંઈ અત્તર નથી મળતું.

### અંતરની અમીરી

સમયની થાપટોથી ક્ષીણ માનવ થાય છે કિન્તુ,
અમીરી ખોઈ અંતરની કદી વિહ્વળ નથી બનતો.
ભલે ભરતીનો વૈભવ ઓસરી જાયે છતાં પણ એ
હકીકતમાં તો સાગર છે; કદી મૃગજળ નથી બનતો.

### મોત ટાણે મજબૂરી

જન્મ કેરી સૌ વ્યથાનો બોજ તો,
ફૂલ સમજીને ઉપાડે માવડી;
મોતટાણે માનવી મજબૂર શો!
કૈંક માનવ ઊંચકે છે ઠાઠડી!

★

'પતીલ'

## શાપિત મનુષ્યત્વ

શું સાચવ્યું પદ તેહનું જાગૃત રહી જિબ્રાઈલે,
પેઠો ઇઝાઝિલ બાગમાં વેષે જહીં બદલાઈ લે?

સાચા ફિરસ્તાઓ તણું એળે ગયું સાવધપણું,
કોઈ નહીં જાણી શક્યું છળ જે રચ્યું સંતાઈ લે!

પાછળથી ફાંફાં મારવાં શા ચોરના ભાગ્યા પછી!
તજવીજ છે બેકાર સહુ, તકદીર જ્યાં અંગડાઈ લે:

ઇચ્છા હતી માલિક તણી તે તોર પર દુનિયા બની,
ઇન્સાન બે'કાતો ફરે, શેતાન ગાળો ખાઈ લે:

સમજે ન આત્મા બ્હાવરો શું ના રવા શું યા રવા,
અંધાર પીછોડા વિષે વસતો તને જકડાઈ લે:

સર્જ્યાં બુતો જો આઝરે, તોડ્યાં બુતો ઇબ્રાહિમે,
પાડ્યા ચીલાઓ મુખ્તલિફ ઇસ્લામીએ, ઇઝ્ઝાઈ લે:

કોણે ખુદાને ઓળખ્યો સાંખી સિતમ ચોપાસના?
અણુભેદનારા શોધકો, ફનમાહિરો ઇતરાઈ લે!

તસુ એક પણ રે'વા દીધી હિંસા વિનાની ના જગા,
છે લોહીનો દરિયો બધે આકાશ જ્યાં પથરાઈ લે:

મઝહબ તણી યા ઇશ્કની બાકી રહી છે વારતા,
વ્રત તોડી તોડીને જીવે વ્રત સાથ જે બંધાઈ લે!

ઇન્સાનિયત! તુજ નામનો શો દિલશિકન ઉપહાસ છે?
સૌ મૂઝી આપવડાઈ લે, જો એક ઠોકર ખાઈ લે:

સારે કલેજું કામ ના, તો જાન છે કોનો પતીલ?
દોલત તણા આશક ભલે જાગીર લે, પતલાઈ લે!

★

# સમયના આરપાર

'રાજહંસ'

### અંગ્રેજી તરફની સૂગ

નઈ તાલીમ સંઘે અને બીજા દેશપ્રેમી સજ્જનોએ અંગ્રેજીના સવાલ ઉપર પાછો ઉકળાટ અનુભવ્યો છે. સરકારે ગુજરાતી પાંચમા ધોરણથી અંગ્રેજી દાખલ કર્યું તેથી એમને માઠું લાગ્યું છે. અને ગામડાંઓને આથી ઘણો અન્યાય થશે એવી દલીલ કરી છે. નાનાભાઈએ કહ્યું છે કે વધારાના વર્ગો ચલાવી અંગ્રેજી પાકું કરી શકાત, એને વહેલું શરૂ કરવામાં બાળકના મન અને શરીર ઉપર બોજો પડે તે વાજબી નથી. સરકારના નવા ઠરાવને પ્રત્યાઘાતી ગણી એના તરફ ખેદ જાહેર થયો, એ બિના ખરેખર ખેદજનક છે.

અંગ્રેજી તરફ આપણે વિનાકારણ સૂગ કેળવીએ છીએ. નોકરીઓમાંથી ને રાજ્યવહીવટમાંથી અંગ્રેજીને રદબાતલ ગણવા વારંવાર બહાર ધસીએ છીએ, કારણ કે ત્યાં કોંગ્રેસનું શાસન છે અને એ જૂથને શરમાવી શકાય કે ભોંઠા પણ પાડી શકાય એટલી લાગવગ જેમણે સત્તાને હાથ નથી અડાડયો એવા થોડા બીજા ગાંધીજનોમાં રહેલી છે. દેશના મોટા ઉદ્યોગો વેપાર ધંધા વગેરેમાં અંગ્રેજીની લાગવગ વધતી જાય છે ત્યાં એમને કાંઈ કહેવું ફાવતું નથી. પણ રાજ્યસત્તા મારફતે અંગ્રેજી સામે વિજય મેળવવો છે.

શાળા કૉલેજોમાં અંગ્રેજી અળખામણું છે એવું યે કેટલાક માને છે. વિદ્યાર્થીઓને એ વિષય અઘરો લાગે છે એ માન્યતા કેટલાક જાહેર કરે છે ત્યારે નવાઈ લાગે છે. બાળકોને ભાષા શીખવી ગમે છે, અને નવી ભાષા જાણવાનું કુતૂહલ પણ થાય છે. એમને અઘરા વિષયો લાગે છે તે બીજગણિત, ભૂમિતિ, સંસ્કૃતનું વ્યાકરણ, અને ભૂગોળનું વિજ્ઞાન. નાનપણમાં ભાષા શીખવાનું મુશ્કેલ નથી, બલ્કે સરળ હોય છે. પાડોશમાં બંગાળી કે દક્ષિણી કુટુંબ રહેતું હોય તો એમની ભાષા બાળકો વહેલી મોઢે કરી લે છે, મોટાઓને એટલે કે પાકી સમજણવાળાઓને એટલું જલદી માફક નથી આવતું. જેમને અંગ્રેજી નથી માફક આવતું એવા છોકરાઓ વર્ગમાં ઘણુંખરું છેલ્લી પાટલી ઉપર અડ્ડો જમાવનારા હોય છે. અને એ ના શીખે તો કુટુંબમાં એની કોઈને તમા નથી હોતી.

આપણે કબૂલ કરવું જોઈએ કે અંગ્રેજી ભાષા હવે અજાણી રહી નથી, એનો વપરાશ દેશમાં ઘણો છે. જ્યાં નથી ત્યાં મનમાં ઓછું આવે છે, અથવા બીજી ભાષાનો વપરાશ નહિ જેવો છે. જે વિદ્વાનો છે, વિચારકો છે એમને વારંવાર અંગ્રેજી મદદકર્તા જણાયું છે, એના અભ્યાસે એમણે વધારે જ્ઞાન મેળવ્યું છે. ને એ વ્યવસ્થિત કરી ગુજરાતીમાં ઉતાર્યું છે. વેપાર ઉદ્યોગમાં એની મદદ લાભકર્તા ને સગવડભરી જણાઈ છે. અંગ્રેજીની મદદ વિના ગુજરાતી પણ આટલી પદ્ધતિ ઉપર આવી શક્યું હોત કે કેમ તે વિચારવા જેવું છે.

એમ તો નથી ને કે નવેસરથી આપણે અંગ્રેજી તરફ ઢળીએ છીએ. વર્ષોથી એ આપણી વચ્ચે છે, દેશભરમાં એ ફેલાયું છે. એ એકાયકી ભાષા છે, નજીવી નથી. રાષ્ટ્રીય એકતા ટકાવવામાં મદદરૂપ બની છે અને હજુ બને એવી છે. આપણે જે માર્ગેથી સમૃદ્ધિ લાવવા માગીએ છીએ ને મથીએ છીએ એ દિશાની ભાષા છે. એની દ્વારા આપણી આવતી કાલ વધારે સ્પષ્ટ

અને વ્યવસ્થિત થવાની છે.

દેખીતું છે કે અંગ્રેજી રાખવા જતાં સામાજિક ન્યાય પૂરો નહિ આપી શકાય. પાણીના નળની વ્યવસ્થા પહેલાં શહેરમાં થઈ કારણ કે લોક ત્યાં જથ્થામાં હતા. હવે ક્રમે ક્રમે પાણીના નળ ગામોમાં દાખલ થવા લાગ્યા છે, એની સામે ક્યાંય આંદોલન ઊપડ્યું નથી. એવું જ રસ્તા માટે, દવાખાનાં માટે, નિશાળો માટે, ટપાલની પેટીઓ માટે. એ સહુ ધીરે ધીરે વધારે ગામોમાં દાખલ થાય જ છે. અંગ્રેજીનું શિક્ષણ શહેરોમાં વહેલું ચાલશે ને ગામડાંની પ્રજા ધ્રુવની મા સુમતિની જેમ અણમાનીતી રહેશે એવી સ્થિતિ તો રહેવાની. રોષ કરવો હોય ને ઝુંબેશ ઉઠાવવી હોય તો શહેરોને મોટાં થઈ જતાં રોકવાં માટે અને ગામડાંઓના સમૂહ રચી એમનાં મોટાં પણ થોડાં એકમો રચવા માટે હોઈ શકે. તો સામાજિક ન્યાય વધારે પ્રમાણમાં જણાશે. બધે એક સામટું અંગ્રેજી શીખવવા જેટલી તૈયારી થાય ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી, ત્યાં સુધી ધ્રુવ ભલે વનવાસ વેઠે. ધ્રુવને એથી લાભ જ છે ને!

### અંગ્રેજી ખરું પણ મરજિયાત

નયી તાલીમ અને સરકારના વિચારો વચ્ચે એક માર્ગ હજી છે. એ મુજબ વિદ્યાર્થી ઉપર અંગ્રેજીનું શિક્ષણ લાદવું નહિ, પણ સ્વેચ્છા ઉપર છોડવું જોઈએ. તો ખરા કેટલા વિદ્યાર્થીઓ કે એમના વડીલો અંગ્રેજી નથી પસંદ કરતાં! જેમને એની જરૂર નથી એમને અંગ્રેજી શીખવ્યાથી કશો ફાયદો નથી. તેમ જેમને એ શીખવું છે, તેમને એ તક નહિ આપવાથી આપણે એમનું શ્રેય નથી કરી આપવાના એટલે સરકારે એ બાબતમાં છૂટ ના રાખી હોય તો રાખવી જોઈએ ને જે શાળાઓ વિના અંગ્રેજી શીખ્યે આગળ અભ્યાસ કરવા માગે તેમનો માર્ગ રુંધવો ના જોઈએ. ઉચ્ચ શિક્ષણ લેતાં પહેલાં એમને જરૂર લાગશે તો અંગ્રેજીનું જ્ઞાન તેઓ મેળવી લેશે. તે પાછળથી શીખી લેવાય એવો પ્રબંધ કાં તો સરકાર કરે ને કાં તો પ્રજા કરે—પણ એ પ્રયોગ અજમાવી જોવામાં હરકત નથી.

અત્યારે તો સરકારે અંગ્રેજીનું શિક્ષણ વહેલું શરૂ કરવા ઠરાવ્યું તે યોગ્ય છે કે નહિ તેટલો સવાલ છે. હજીયે એ વિશે વાલીઓના મત પૂછી શકાય, ને પ્રયોગરૂપે વિદ્યાર્થીઓનું મન પણ જાણી શકાય. એથી નુકશાન તો કશું નથી. જો એ સહુ અંગ્રેજી વહેલું શીખવા ઇચ્છતા ના હોય તો તેમ જણાઈ આવશે. એ પછી આપણે ફરી આ સવાલ તપાસી શકીશું. ને ત્યાંસુધી અંગ્રેજી સામેનો ઉકળાટ જાહેર કરવાનું મોકૂફ પણ રાખી શકીશું.

નવાઈ તો એ છે કે અંગ્રેજી શીખીને આગળ વધેલા હોય એમાંથી જ કોઈ એની માત્રા કમી કરવાનું કહે છે. એકલું ગુજરાતી ભણેલો એવું નથી કહેતો, કદાચ એવું ઇચ્છતોયે નથી. કે પછી એને વાચા જ નથી ફૂટી!

### ભારતનું પાત્ર: ફાટે છે કે સંધાય છે?

કોઈ કહે છે અંગ્રેજી વડે આ દેશમાં બે ભારત સર્જાશે.

આવું ના બને તો સારું. દેશમાં વર્ગો પેદા થાય તો ઘર્ષણો રહે એ દેખીતું છે. પણ એમ નથી થઈચૂક્યું એવુંયે કેમ કહેવાશે? દેશમાં ગામડાં અને શહેરો એવો ભેદ ક્યારનો ચાલે છે અને એ વધી રહ્યો છે એ જાહેર બિના છે. યંત્રોને માનભેર દેશમાં સ્થાપતા જઈએ છીએ એટલે એવો ભેદ વધવાનો પણ ખરો. યંત્રને કાઢ્યું કાઢી શકાવાનું નથી કારણ કે એણે આપેલી સગવડો ને સુખ ભાવતાં આવે છે, કોઠે પડી ગયાં છે. એ રીતે ભારતના ભાગલા પડ્યા છે, પડે છે ને એ ફાટ વધવાની છે, એમાં શંકા નથી. અંગ્રેજી ભાષા એ ફાટનું કારણ નથી.

પણ આવા ભાગલાનીયે ઝાઝી ચિંતા કરવી શા માટે? એક તરફથી ફાટ પડે છે તો બીજી ઘણી રીતે ભારતનું પાત્ર સંધાતું આવે છે, એનો આકાર

દિવસે દિવસે સુદૃઢ થતો જાય છે. ભૂતકાળમાં ક્યારેય નહોતી એવી રાજકીય એકતા, એવું અખંડ તંત્ર, એવું વિચારનું વહેણ, એવી સહાયની ભાવના, એવી પુરુષાર્થની તમન્ના—ભારતમાં એક છેડેથી બીજે છેડે ફેલાતાં જાય છે.

અને આવી આશા ને આવી શ્રદ્ધામાં આપણે રહીએ તો યે પેલી ફાટો અને પેલા વર્ગભેદો મીટાવવાનું કામ તો કરવું જ પડશે. હમણાં એની જરૂર ઓછી લાગે, પણ દસકા પછી વધારે ઉગ્ર રીતે એ ફાટો દેખાય એટલે એના વિચાર થવા જોઈએ ને ઉપાયો શોધવા જોઈએ.

## નવી સરસ્વતીને અપનાવીએ

અંગ્રેજી ક્યારથી શરૂ કરવું એ મુદ્દા ઉપર વધારે ઉહાપોહ ને આંદોલન તો શેનાં થાય, પણ એ સવાલની પાછળ જે ભાવના છે એની આપણે પૂરી કદર કરવી રહી. આ દેશમાં ગામડું ટકે અને એની દ્વારા ભારતીયતા જળવાય એવી તીવ્ર ઇચ્છા છે.

શું અંગ્રેજીનો ઉપયોગ વધવાથી ભારતીયતાના વિકાસમાં વિક્ષેપ પડશે?

ના. એવો ભય અસ્થાને છે. અંગ્રેજીના બહોળા ઉપયોગ વડે એ વ્યાપક બને એવો સંભવ વિશેષ છે. એની સહાય વડે ભારતીયતાની વધારે કદર થશે. એનું આંતરિક સ્વરૂપ પણ એ વડે વધારે સોહામણું થશે. આપણે આપણી સંસ્કૃતિને આ દેશ પૂરતી જ બાંધવી નથી, એને જગતભરમાં મૂકવી ને ફેલાવવી છે. એ માટે એના કોઈ કોઈ ખૂણા ઘસી નાખવા યે પડે ને એવી સમજ અંગ્રેજીની મદદ વડે મળી રહેશે. દુનિયાના રંગઢંગ જોવાની એ આપણી બારી છે, ને એને બોજ ગણવાની વાતો હવે બંધ કરવી જોઈએ. એ ભાષાને રાખવી હોય તો એના તરફ માન કેળવીને ઉછેરવી જોઈએ. અંગ્રેજીની આવી ભડક શી? ને એને આટલી પારકી શીદ ગણવી! ભૂલવું ના જોઈએ કે ગુજરાતી પોતે એના કરતાં ઘણી જૂની નથી, ને એમાંથી બળ મેળવીને આગળ વધી છે. આખરે એ વિદ્યા છે, સરસ્વતી છે. નવા પ્રગતિશીલ વિચારો આપનારી ભાષા છે. જગતમાં સ્વતંત્રતા જાળવવા મથનારી પ્રજાઓની ભાષા છે. અંગ્રેજીનો દ્વેષ ના હોય, એની શરમ ના હોય, એની ગુલામગીરી પણ ના હોય.

ગુજરાત, ગુજરાતીઓ, અરે ગુજરાતી ભાષા—એમને પ્રગતિ કરવી છે તો અંગ્રેજીનો સંગાથ રાખવા જેવો છે. આજના કરતાં યે આવતી કાલે એનો ખપ વધારે પડશે. એના જાણકારોનું સન્માન સ્વાભાવિક રીતે થશે, ત્યારે કોઈ કચવાટ કરે તો એમાં સાથ દેવા ઝાઝા નહિ આવે. આમ કહેવામાં અંગ્રેજીનો મોહ નથી પણ એનું વાજબી મૂલ્યાંકન છે.

યાદ રાખવું જોઈએ કે અંગ્રેજી આટલું ફેલાયેલું હોવા છતાં અંગ્રેજી ટબ છબ તરફ આપણે ઘેલા બન્યા નથી. ગુજરાતીઓ એમના બાળકો માટે નવાં નામ શોધે છે ત્યારે સંસ્કૃત તરફ નજર વળે છે. આટલા વાચન અને અભ્યાસ પછી આપણી રહેણીકરણી આંગ્લ ઢબની થઈ નથી, થતી હતી તે અટકી છે.

કોઈ એમ માને કે અંગ્રેજીને કમી કરવા સાથે પાટલુન ખમીસ જતાં રહેશે કે ચા–સીગરેટ ઓછાં થશે તો એ ભૂલ છે. એવું કેટલુંક આપણે ત્યાં આવ્યું છે ને આવતું રહે છે કારણ કે એમાં સુખસાહ્યબી મનાય છે. આપણા અધિકારીઓ તરફથી એ વારસો પ્રજાને મળે છે, અને ધનનો વ્યય કરી નાખવાની અણસમજ અને ઉતાવળને લીધે એમ બને છે. એના ઉપર કાબૂ લાવવા જુદું આંદોલન લાવવું જોઈએ. અંગ્રેજી સામે નહિ.

રાજકાજમાં અંગ્રેજી છે તો એટલી ચોકસાઈ પણ છે. વેપાર ઉદ્યોગમાં અંગ્રેજી છે તો એટલી સરળતા પણ છે. અભ્યાસમાં એ છે તો ઉપયોગી વિષયોની જાણકારી જલદી આવે છે. રોજિંદા વ્યવહારમાં એની છૂટ રહી છે ને છોછ નથી તો નવા સાધનો અને વ્યવસ્થા વહેલાં થાળે પડે છે અને છેલ્લે, અંગ્રેજીનું બાહ્ય માનસ

ઉપર ભારણ રહે એવી ધાસ્તી જેમને હોય તેમને જરૂર વહેલી તકે મુક્તિ આપવી જોઈએ. એટલું જ નહિ, પણ યોગ્ય સમયે અંગ્રેજી એકલું ઝડપભેર શીખી લેવું હોય તેને માટે પણ અલાયદી વ્યવસ્થા થવી જોઈએ.

એક વાત નક્કી છે કે જેમને ઉચ્ચ અભ્યાસની તક લેવી હોય તેમને શરૂઆતથી અંગ્રેજીમાં કાચા રાખવાની ભૂલ ફરીથી કરવાની કશી જરૂર નથી. એવી એક ભૂલ સુધારી તે બદલ સરકારને અભિનંદન ઘટે છે.

**શિક્ષણક્ષેત્રે કરવા જોઈતા ફેરફારો**

આઝાદી પછીનાં વર્ષોમાં કેળવણી માટે વધારે ઉત્સાહી અને યુવાન પ્રધાન દેશને ના મળ્યો તેથી આપણે કંઈક અનિશ્ચિત વાતાવરણમાં ઝોલાં ખાઈએ છીએ, અને આદર્શવાદીઓ રહીરહીને અસંતોષના ઉબકા ખાય છે. દેશમાં વધુ શાળાઓ અને વધારે વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર ઘણો ભાર મુકાયો. એને પ્રમાણમાં શિક્ષણને મજબૂત પાયા ઉપર મૂકવાનું ના બન્યું. એનું ખરચ વધ્યું, બોજો વધ્યો. શિક્ષકોનું ગૌરવ ઘટતું ગયું. એ બધી બાબતોનું દુઃખ કરવાનું દૂર રાખી અંગ્રેજીના શિક્ષણ ઉપર રોદણાં રડાય ત્યારે મનમાં ઓછું આવી જાય છે. સુધારવા જેવું શિક્ષણક્ષેત્રે ઘણું છે. કૉલેજોનાં રસોડાં તરફ કેમ આપણી નજર જતી નથી, એય નવાઈ જ છે ને!

શું વિદ્યાર્થીઓને આટલી બધી રજાઓ આપવી જરૂરી છે? આસોની શરૂઆતમાં પરીક્ષાઓ લેવાતી હોય ને દિવાળીની ખુશનુમા ઋતુમાં એમને બહાર ફરવાનું મળે તો કેવું સારું? નવેંબરથી માર્ચ અને મેથી સપ્ટેંબરનાં સત્રો આપણને વધારે ના ફાવે? બીજા સત્રમાં મે માસના લાંબા દિવસોમાં ઇતર પ્રવૃત્તિઓ પણ કેવી સરસ રીતે પતાવી શકાય? અને ચોમાસાના દિવસોમાં પરીક્ષા કાજે વાંચવાની પણ કેવી સુગમતા મળે—રમતો વગેરેની શક્યતા ઓછી જ હોય ને! શિક્ષણક્ષેત્રે આ પ્રશ્નો વિચારવા જેવા છે.

સૌથી વિશેષ અગત્યનું હોય તો વિદ્યાર્થીઓના થોકડાનો બોજો ઘટાડવાનું ને શિક્ષકોની પ્રતિષ્ઠા વધારવાનું: તે વિના શિક્ષણ રઝળે છે.

**કૉલેજોમાં 'હાઈકીંગ'**

કૉલેજના વિદ્યાર્થીઓ કાજે પી. ટી. (સંઘવ્યાયામ)ની સાથે (પરિભ્રમણો)હાઈકીંગ આવે છે એ પણ કેળવણીક્ષેત્રે સાંપડેલી ખુશખબર છે.

આપણા યુવકોને કૉલેજના આસપાસના પ્રદેશમાં ફરતા કરવા, એથી માહિતગાર બનાવવા, ઐતિહાસિક સ્મારકો તરફ આકર્ષવા, પ્રકૃતિનાં રમ્ય દૃશ્યોથી પ્રફુલ્લિત કરવા, વનનાં વનસ્પતિ, ફૂલો ને પશુપંખીથી મિત્ર બનવા, આથડવા કુંટવા રખડવા ભમવાની કેટલી બધી જરૂર હતી! આપણે આશા રાખીએ કે હાઈકીંગની પ્રથા ખૂબ લોકપ્રિય બને, વિદ્યાર્થીઓ હોંશેહોંશે એમાં જોડાય.

રસ્તે ક્યાંક તલાતડી આવે ને એની એકાદ પાળ તૂટી ગઈ હોય તો આ નવજુવાનો કોઈ ફરીવાર ત્યાં પહોંચી જઈ એને સમારે, માર્ગે કાંટા વેરાયા હોય તો ઊઠાવે, કોઈ પગથી પહોળી કરે, કોઈ કઠિયારાને માથે ભારો ચડાવે, કોઈ નહેરમાંથી પાણી ફોગટ વહી જતાં હોય તો ખાળે. આવું એમને ઘણું ઘણું સૂઝતું જશે. એમાંથી વિચારો જાગશે ને સૂચનો પણ આવશે. કૉલેજો આ હાઈકીંગને શિક્ષણક્રમની કક્ષાએ લાવી આપે તો કેવું સારું.

એમાંથી યુવકોના દિલમાં ધૂન જાગવી જોઈએ કે 'ભોમિયા વિના અમારે ભમવા છે ડુંગરા.'

✶

મનસશાસ્ત્રી એડલર જ્યારે કામથી થાકી જતો ત્યારે ઘરના મોટા ખંડમાં બેસીને ખડખડાટ હસ્યા કરતો. એના મિત્ર યુંગે એક દિવસ પૂછ્યું: 'આ શું કરો છો?' એડલરે વધુ જોરથી હસતાં કહ્યું: તમેય જોરથી હસો. જીવન ઉપર ચડેલી ધૂળ ઝાપટવાનો આથી સારો કોઈ રસ્તો નથી.'

ભગવાન મહાવીર

# વાણીની વાનગી

અઢીહજાર વર્ષ ઉપર એક માનવ થઈ ગયો—ભગવાન નહિ પણ માનવ અને એ જ માનવને આપણે ભગવાન પણ બનાવી દીધો. એની પૂજા કરી, એની વાણીની જીવન્તતા પારખી આજેય સચોટ અસર કરી જાય છે એવી તે વાણીમાંથી થોડીક છે આ વાનગી...

શરીરની મમતા આપણને નથી, ને આપણને ત્રાસ આપનાર તરફ પણ હિંસાનો આપણા મનમાં લવલેશ ખ્યાલ નથી. આ બે વસ્તુની પાકી પરીક્ષા માટે અનાર્ય દેશમાં જઈએ. જ્યાંનું પંખી પણ આપણું પરિચિત ન હોય, જ્યાં આપણને દુઃખમાંથી મુકાવનાર પણ કોઈ ન હોય ત્યાં જઈએ. જે દેશમાં દયાનું નામ ન હોય, ત્યાં જઈને આપણી અહિંસા ને પ્રેમભાવનાની કસોટી કરીએ. આ રીતે આપણા સિદ્ધાંતોને નાણી જોઈએ.

*

દંડ રાખીએ કે શસ્ત્ર રાખીએ, બન્નેમાં ભાવના સરખી છે. કંઈ પણ પ્રતિકારનું સાધન રાખીશું, અરે, મુખેથી 'હઈડ' તેવો ઉચ્ચાર પણ કરીશું, તો આપણી અહિંસાની પ્રતિજ્ઞા તૂટશે, શરીર પરની મમતા પ્રગટ થશે ને દુઃખને સમભાવે વેદવાની શક્તિનો ઉપહાસ થશે.

*

નિર્મમત્વ ! નિર્વેદ ! કોઈ આપણને કરડતું નથી, કોઈ આપણને કરડી શકે નહિ, એ ભાવના ભાવો. કોઈ આપણું શત્રુ નથી, કોઈ આપણને છેદતું નથી, એ ભાવ રાખો.

*

સાપ ને દોરડા જેવી આ બધી મનની ભ્રમણાઓ છે. આ મિત્ર ને શત્રુ—આ જગતનો એ મોટો ભ્રમ છે, એ ભ્રમથી મનને ડગતું રોકવા એક કલ્પના આપું. સંગ્રામના મોખરે રહેનાર હાથીની વૃત્તિ ધારણ કરો. એ હાથી ગમે તેટલા ભાલા ભોંકાય, તીર વાગે, ખાડાટેકરા આવે, પણ કર્તવ્યને ખાતર શરીરની મમતા છાંડી આગળ ધપ્યે જ જાય છે ! શરીરને એ સાધનમાત્ર લેખે છે. સિદ્ધિ માટે એ સાધનનો પૂરેપૂરો ઉપયોગ કરે છે. સિદ્ધિ મળી જાય ને સાધન ખલાસ થઈ જાય, તો એમાં શોચ કેવો ! એક જાનવર પણ કલ્પનાથી આટલું સાધ્ય સિદ્ધ કરી શકે છે, તો આપણે તો માનવી છીએ.

*

શક્તિ કરતાં સત્ત્વ તરફ જા. એ જ કલ્યાણકારી છે. આ શક્તિ છે, ચમત્કાર છે, તારા જેવા સાધકને તો એ સાવ સુલભ છે, પણ ચમત્કારમાં સિદ્ધિ નથી, કલ્યાણ નથી, મોક્ષ નથી. કોઈ વાર મન પરનો કાબૂ શિથિલ થતાં એ આત્માનું ને પરનું બન્નેનું અકલ્યાણ કરે છે.

*

આત્મવિલોપન વગર આત્મવિજય અશક્ય છે, એ ભૂલીશ મા ! દુનિયામાં જાત ભૂલનારની જ જીત છે.

*

દેવ ભલો મોટો હોય, ગમે તેવું તેમનું સ્વર્ગ હોય, પણ માણસથી મોટું કોઈ નહિ. માણસ માનવતા રાખે, તો દેવ પણ એના ચરણમાં રહે.

*

માણસે સત્ય ને પ્રેમનો આગ્રહ રાખવો જોઈએ. પ્રત્યેક માણસ પોતાના કાર્યથી, પોતાના ગુણથી ને પોતાના શ્રમથી મહાન થઈ શકે છે. એ માટે જાતિ, કુળ, કે જન્મ નિરર્થક છે.

*

ધર્મ સાધુ માટે છે, ને ગૃહસ્થે લીલાલહેર કરવાની છે એ માન્યતા સાવ ભૂલભરેલી છે. સાધુની જેમ સંસારી ગૃહસ્થના પણ ધર્મ છે. સાધુ સર્વાંશે સૂક્ષ્મરીતે વ્રતનિયમ પાળે, ગૃહસ્થ યથાશક્તિ સ્થૂલ રીતે પાળે.

*

તમે જે ધારો તે પ્રયત્નથી થઈ શકો છો. તમે જે ધારો તે કરી શકો છો. તમારા ભાગ્યનો વિધાતા ઈશ્વર નથી, ખુદ તમે છો.

'ધૂમકેતુ'

# માતૃહૃદય

માતૃહૃદયનાં મૂલ્યાંકન તો ક્યારેય થઈ જ ન શકે. એ જ સનાતન માતૃત્વ હરેક માતાના હૃદયમાં વાત્સલ્યની છોળો ઉડાડતું જ રહેવાનું. કોઇ દેશ પરદેશનો એને બાધ નથી આવતો. તેનું મૂલ્યેય ક્યાંય ઘટતું નથી. એવી માતૃત્વથી છલકાતી આ વાર્તા છે......

કેટલાક માણસોને સિક્કાઓ ભેગા કરવાનો શોખ હોય છે, કેટલાકને શોખ હોય છે, જૂનવાણી કારીગરીની ચીજો ભેગી કરવાનો, કોઈને શોખ હોય છે, વિચિત્ર વસ્તુઓ સંગ્રહવાનો. તો કોઈ કોઈને રસ પડે છે, ટિકિટો ભેગી કરવામાં. અને કેટલાકને આનંદ આવે છે, દેશવિદેશનાં ચિત્રો ગોઠવવામાં. જુદા જુદા માણસોને, જુદા જુદા શોખ હોય છે. મને પણ એવો એક વિચિત્ર શોખ છે. કોઈ વાર ચાંદની જ્યારે અસાધારણ રીતે સુંદર બને છે, ત્યારે મને હમેશાં હિમાલયનાં જંગલ સાંભરે છે. મને શોખ છે, જંગલમાં ફરવાનો !

સાબરમતીનો રેતપટ ચાંદની રાતે ઘણો સુંદર બની રહે છે એ ખરું. અને ખરી રીતે તો માણસને એ રેતપટની રમણીયતા ઓછી આકર્ષક લાગવી ન જોઈએ. પણ કોઈક સંસ્કાર આપણા દિલમાં એવા દૃઢ બનીને બેઠા હોય છે કે, એ કાળે–અકાળે, ગમે ત્યારે જાગી જાય છે. એની એક મનોમન સૃષ્ટિ ખડી થઈ જાય છે. અને વાસ્તવમાં હોય તેના કરતાં હજારગણું વધારે રૂપાળું દૃશ્ય એ ખડું કરી દે છે.

મને પણ જ્યારે જ્યારે ચાંદની રાત યાદ આવે છે, અને કોઈક વાર જ્યારે એ અસાધારણ રીતે સુંદર હોય છે, ત્યારે હિમાદ્રિનાં રૂપમઢયાં શિખરો, અને રમણીય જંગલો યાદ આવી જાય છે. એવી વેળાએ શરીર અમદાવાદમાં રહે છે, પણ મન તો હજારો માઈલ દૂર, હિમાલયને પંથે હોય છે. મને એ શોખ છે, મારી મનસૃષ્ટિમાં, જંગલમાં ફરવાનો.

એવી એક ચાંદની રાતે મેં એક દૃશ્ય ત્યાં જોયું હતું, તે આજે એક સુંદર ચિત્ર લેખે મને યાદ આવે છે.

તે દિવસે હું ડુંગરમાળાઓ જોવા નીકળ્યો હતો. રાત ઘણી જ સુંદર હતી. આછી લેરખીમાં પવન આવી રહ્યો હતો. ચારે તરફનાં જંગલો એવાં સુંદર અને શાંત હતાં કે માણસને એમાં ફર્યા કરવાનું મન થઈ આવે. હું પણ ફરવા નીકળ્યો હતો. રસ્તા ઉપર એ રીતે જ ચાલ્યો જતો હતો. ત્યાં બરાબર કિનારા ઉપર એક નાનકડું વૃક્ષ જોયું. સાધારણ રીતે તો ધતુરાના છોડ જ હોય છે, પણ આ છોડ એક વૃક્ષ જેટલો મોટો હતો. અને એમાં એટલાં તો મોટાં ધોળાં ફૂલ ઊઘડ્યાં હતાં કે ઘડીભર તો ત્યાં જ ઊભા રહેવાનું મન થઈ આવે. હજારો પુષ્પોથી એ છોડ એવી રીતે મઢાઈ ગયો હતો કે જાણે એ વનની બધી સમૃદ્ધિથી છલકાતો હોય ! એ એક વૃક્ષે મારા દિલમાં હંમેશને માટે પોતાનું સ્થાન લઈ લીધું. ત્યાર પછી હું આગળ ચાલ્યો. આગળ જતો ગયો તેમ તેમ, રસ્તો એટલો સુંદર બનતો ગયો કે એ સુન્દરતાની અવધિ ક્યાં હશે, એ જાણવાની તાલાવેલી મનમાં જાગે. ક્યાંક ક્યાંક વૃક્ષો અને વેલીઓમાંથી

રૂપેરી કિરણો એવી તો ગૂંથણી ગૂંથી રહ્યાં હતાં કે, માનવઅંગુલિઓએ સર્જેલું રેશમી ભરતકામ એની પાસે ઝાંખું લાગે. આકાશ-માંથી ચાંદની એવી રીતે વરસી રહી હતી કે જાણે એ અમૃતધારા અનંત પંથનું પ્રતીક બની ગઈ હોય ! એ ચાંદનીમઢયા માર્ગ પર, એમ ને એમ હું આગળ વધતો જ ગયો. સુંદરતા પણ વધતી ગઈ.

મનમાં એક કુતૂહલ જાગ્યું હતું : 'સુંદરતાના શિખર સમું સ્થાન આમાં આગળ જતાં ક્યાં મળતું હશે ? '

એ સ્થાન જોઈ લેવાની ધૂનમાં હું આગળ વધતો જ ગયો.

આગળ જતાં આ ડુંગરપંથનો અંત આવતો દેખાયો. ત્યાંથી થોડે છેટે, બીજો ડુંગર હતો. પણ વચ્ચે બને ડુંગરને જોડતી એક નાની સાંકડી પટ્ટી હતી. પટ્ટીની નીચે બંને તરફ, ઊંડી ખીણ દેખાતી હતી. આઘેની પર્વત-માળાઓ ઉપર બરફ છવાયો હતો. ત્યાં ચાંદની એવી રીતે વરસી રહી હતી કે આંખ એ દૃશ્ય જોવા લીન થઈ જાય મને લાગ્યું કે, આ ડુંગરપંથનું સુંદરમાં સુંદર સ્થાન એ હોવું જોઈએ. ત્યાં એકી સાથે ડુંગરા, ખીણો, જંગલો, ચાંદની અને નીચેનાં ઝરણ--ગાન— બધાં જ પોતપોતાનું અનોખું રૂપ આપીને, એક વિશિષ્ટ પ્રકારની હવા સરજી રહ્યાં હશે. પણ ત્યાં કાંઈ જવાય તેવું તો ન હતું. એટલે હું ત્યાં એક પથ્થર ઉપર, આ રૂપ જોવા માટે બેસી ગયો.

ત્યાં હું કેટલી વાર એમ બેઠો હોઈશ એનું ધ્યાન મને ન રહ્યું. હું તો એ રૂપને મનમાં ને મનમાં ઉતારી રહ્યો હતો. ઘડીભર લાગ્યું કે આવી પળ જીવનમાં કોઈ દિવસ પછી આવવાની નથી. ચારે તરફ જંગલ હતાં, પણ એની એ અજબ જેવી શાંતિમાંથી, હજારો કવિતાઓ જાણે એ બોલી રહ્યાં હતાં !

અચાનક મેં એક આનંદધ્વનિ સાંભળ્યો. હું ચોંકી ગયો ત્યારે એ વેળાએ ત્યાં કોઈ માનવી હોવાનો સંભવ ન હતો. એટલે મારા મનમાં પ્રશ્ન જાગ્યો : 'કોણ હશે ? ' જે રસ્તા પર હું બેઠો હતો, એના ઉપરના ડુંગર પરથી જ શબ્દ આવ્યો હતો. હું બેઠો થયો. લાકડી સંભાળી. ધીમેથી પથ્થર ઉપર ટેકો લીધો. ડુંગર ઉપર ઊંચે જતી કેડીએ આગળ વધ્યો.

ડુંગરની છેલ્લી ટોચ, એક ભયંકર ખીણના મોં ઉપર તોળાઈ રહી હતી. મને એ ધ્યાનમાં હતું. મેં બહુ સાવધાનીથી પગલાં આગળ માંડયાં.

પણ ત્યાં બરાબર ધારની છેક છેલ્લી કહી શકાય એવી કોર ઉપર ચડી, ખાખરાના ઝાડને પકડીને, જાણે હજી આગળ ને આગળ જવાનું હોય તેમ, જરાક શરીરને આગળ લંબાવીને, એવે વખતે ત્યાં કોઈક ઊભું હતું ! એને જોતાં જ મને શરીરે પરસેવો વળી ગયો. માત્ર એક જ પગલું આગળ ભરે, તો એ નીચે ખીણમાં ગબડી પડે એમ હતું !

બોલવા જતાં, વખતે તે ચમકી જશે, એવો મને ડર લાગ્યો. લાકડીનો ખખડાટ પણ એ જ પરિણામ લાવે. શી રીતે આગળ વધવું, એ મારે મન એક કોયડો થઈ પડયો.

મેં જરાક જ અવાજ થાય, એમ આગળ પગલું ભર્યું. ધીમેથી સહેજ ખખડાટ કર્યો. પણ તરત જ કોઈકનો મુક્ત આનંદધ્વનિ વ્યક્ત કરતો હસવાનો અવાજ, મારે કાને આવ્યો. અને હું તો, હતો ત્યાં જ થંભી ગયો.

'ઈ દીખા! ઈ દીખા!' એમ બોલીને જાણે કોઈક તાળીઓ પાડીને હસી રહ્યું હતું.

મારું મન ભયને લીધે મનમાં ને મનમાં બેસી ગયું. પહેલી બીક તો એ લાગી કે કોઈક ગાંડું માણસ, અત્યારે ત્યાં આવી ચડયું હશે ને હર્ષોન્માદમાં એ ખીણમાં કૂદી પડવાનું લાગે છે.

પણ જ્યારે એ ગાંડું માણસ તાળીઓ પાડતું જરાક પાછું ફર્યું ને મેં ચાંદનીમાં એનું મોં જોયું, ત્યારે તો મારું આશ્ચર્ય પણ ભાગી ગયું. અને મન અનુમાન કરતું જ બંધ થઈ ગયું!

એક ડોશી ત્યાં ઊભી હતી. કરચલીવાળું તેનું બોખું મોં—કોણ જાણે એણે શું જોયું હશે તે નિરવધિ આનંદમાં હોય તેમ, જાણે રોમ રોમમાં આનંદ–ભરતી આવી હોય તેમ હસી રહ્યું હતું!

હું તો હતો ત્યાં સ્તબ્ધ જ થઈ ગયો. આ ડોશી કોણ હશે? એની સાથે કોઈ નથી. તો એકલી શી રીતે આવી હશે? શા માટે હસતી હશે? એ ગાંડી તો નહિ હોય?

અનેક પ્રશ્નો મારા મનમાં ઊઠયા. અને મનમાં જ સમાધાન વિનાના ઊભા રહ્યા.

એટલામાં ડોશીની નજર મારા પર પડી, ને કોણ જાણે શું થયું તે એકદમ એ મારા તરફ આગળ વધી. તેણે મારો હાથ ઝાલ્યો. પોતે જે જોયું હતું તેની પ્રતીતિ, બીજા પાસેથી લેવામાં એને અત્યંત આનંદ મળતો હોય એમ, એ વારંવાર બોલી રહી: 'દીખા ઈ? દીખા ઈ? દીખા! દીખા!'

અને એ આઘે આઘેની—ઘણે આઘેની, ડુંગરમાળા સામે આંગળી ચીંધતી, મારી નજરમાં નજર પરોવીને ફરીને બોલી ઊઠી: 'દીખા ઈ? દીખા ઈ? દીખા! દીખા!'

એણે જ્યાં બતાવ્યું હતું ત્યાં મેં નજર કરી. આઘેની—ઘણે આઘેની ડુંગરમાળાઓ ઉપર કેટલાક દીવા ઝબૂકી રહ્યા હતા. એ રસ્તે આગળ જતાં લશ્કરની છાવણી હતી, એ મને ખબર હતી. આ દીવાઓ એ છાવણીના જ હતા. મને મનમાં તરત સૂઝી આવ્યું: 'આ ડોશી, આ દીવાઓની જ વાત કરે છે!' મેં કહ્યું: 'દીખા, દીખા, ડોશીમા! દીખા!' અને હું એમ બોલ્યો ત્યાં તો, ડોશી નાન કડા છોકરાની પેઠે હસવા માંડી અને ફરીને, બોલી: 'દીખા! દીખા! આજ દીખા!'

પણ આ ડોશીના 'દીખા'માં શી નવી વાત છે, તે મને હજી કાંઈ સમજાતું નહોતું.

પણ ખીણમાં પડી જવાના ભયથી એ ઠીક આઘી આ બાજુ ખસે તો પછી એને પૂછવું, એમ હું વિચારી રહ્યો હતો, ત્યાં નીચે રસ્તા ઉપરથી અવાજ સંભળાયો: 'એ મા! ફિર તુમ આજ ભી ઈધર આઈ?'

પણ ડોશીની પાસે તો 'વ્યાધિ હજાર પણ ઔષધ બાર' જેવું એક જ વાક્ય લાગ્યું, 'દીખા! દીખા! આજ તો દીખા!' એમ

બોલતી બોલતી એ આગળ વધી.

ત્યાં નીચેથી કોઈ સિપાઈ જેવો જુવાન માણસ આગળ આવ્યો. તે ત્યાં આવ્યો ને મને જોઈ ને આશ્ચર્યમાં ડૂબી ગયેલો લાગ્યો. તેણે ધીમેથી મને પૂછ્યું, 'આપ કોણ છો ? સારું થયું કે આપ અહીં હતા. આ અમારી ડોશી છે. ઘેલછામાં કદાચ ખીણમાં એ પડી જાય, એવી અમને બીક લાગે છે.'

'શું છે એને ?'

'બસ, બીજું કાંઈ નથી. સામે પેલી ડુંગરમાળા દેખાય, ત્યાં મારો નાનો ભાઈ રહે છે. એ લશ્કરમાં છે. અને એ લશ્કરની છાવણી ત્યાં છે પેલા વીજળીના દીવાઓ દેખાય છે તે એ છાવણીના છે. એ દીવા જોવા ડોશીમા, દર પૂનમે અહીં આવવાનાં ને આવવાનાં ! હું ઘણોય એની પાછળ દોડ્યો, પણ પછવાડે રહી ગયો. રસ્તો પણ બહુ લાંબો. સારું થયું કે તમે આંહીં હતા.'

'તમે કહ્યું કે રસ્તો લાંબો, તે તમે આંહી નથી રહેતા ?'

'અમે આંહી ક્યાં રહીએ છીએ ? અમે તો અહીંથી ઓગણત્રીશ માઈલ દૂર રહીએ છીએ !'

'ઓગણત્રીશ માઈલ દૂર ? આંહીથી ?' હું નવાઈ પામી ગયો. 'ત્યાંથી આ ડોશીમા પોતાના દીકરાવાળી છાવણીના કેવળ દીવા જોવા માટે આંહીં આવ્યાં હતાં ? હેં ! ખરેખર ?'

પણ ત્યાં તો ડોશીમાએ પોતાનું બોખું, કરચલીવાળું, વૃદ્ધ અને પ્રેમાનંદથી ભરેલું મોં ઉઘાડીને ફરી પાછું પેલું જ વાક્ય બોલી દીધું : 'દીખા ! દીખા ! આજ દીખા !'

થોડી વાર પછી ડોશીમા ગયાં, પણ હું ક્યાંય સુધી ત્યાં બેઠો રહ્યો. મને લાગ્યું કે, મેં મનસૌન્દર્યની અવધિ તો આજે જ દીઠી. આ ડોશીના 'માતૃહૃદયમાં !'

[ નવા વાર્તા-સંગ્રહ 'ચંદરેખા'માંથી ]

*

સોયા અને સૂરજમુખીનું તેલ કાઢતાં જે ખોળ નીકળે છે, એને 'ફોસ્ફેટાઈડ' કહે છે એ ગુંદર જેવો આછા પીળા રંગનો પદાર્થ હોય છે.

ફોસ્ફેટાઈડ શરીરને ખૂબ જ ફાયદાકારક છે, એ તો વિજ્ઞાને લાંબા વખતથી પુરવાર કરેલું જ છે. એમાં ફોસ્ફરસ અને કોલાઇનનું પ્રમાણ ઘણું મોટું છે, જે પાચનશક્તિને સહાયક થાય છે

હવે સોવિયેત સંઘમાં એક નવી શોધ થઈ છે. એણે પુરવાર કર્યું છે કે ફોસ ટાઈડ ઢોર અને મરઘાં બતકાંની ઉત્પાદનશક્તિ વધારવા માટે ખૂબ જ ઉપયોગી છે. રોસ્તોવ પ્રદેશમાં પશુપાલકો વાછરડાંને ફોસ્ફેટાઈડ ખવડાવે છે. એથી વાછરડાંનું વજન ઘણી ઝડપથી વધે છે. મરઘીને ૧.૫ ગ્રામ ફોસ્ફેટાઈડ આપવામાં આવે છે. ૧૦૦ મરઘીઓ ઉપર આ જાતનો પ્રયોગ કરવામાં આવ્યો તો એને પરિણામે એમણે ૪૭ દિવસમાં ૨,૩૮૭ ઈંડાં મૂક્યાં સામાન્યતઃ આટલા દિવસમાં આટલી મરઘીઓ એનાથી અર્ધાં જ ઈંડાં મૂકે છે.

ફોસ્ફેટાઈડ તેલમાંથી નીકળતો પેટા-પદાર્થ હોવાથી એ ખૂબ જ સસ્તો છે અને એથી ખેતીવાડીમાં એ ઘણો જ ઉપયોગી બની રહેશે.

# માખી અને મચ્છર

'આપણી મ્યુનિસિપાલિટી શું કરે છે?' અમે ફરવા જતા હતા ત્યાં રસ્તામાં જ મારી જોડેના મિત્ર ચીડાઈ ને બોલી ઊઠ્યા.

'મઝા કરે છે.' મેં કહ્યું.

'તે એનું કામ મઝા કરવાનું છે? મઝા કરવા માટે અમે સભ્યોને ચૂંટી મોકલ્યા છે?'

'મઝા કરવા નહિ ત્યારે શું માખો મારવા મોકલ્યા છે?' મારે માનનીય મ્યુનિસિપલ સભ્યોનો પક્ષ લઈને કહેવું પડ્યું.

'પણ...' પેલા મિત્ર બોલવા ગયા ત્યાં જ મેં ઉમેર્યું, 'અને બિચારાઓ માખો મારવાનો પણ યથાશક્તિ પ્રયત્ન કરે છે, તો ય તમને કદર નથી.'

આપણી કૉર્પોરેશનના સભ્યો માખો મારે છે. બને એટલી વધારે માખો મારે છે એમ ઘણાનું માનવું છે. પૂ. ગાંધીજી જેમ, નવરા પડતા ત્યારે તકલી પર સૂતર કાંતતા તેમ આ લોકો નવરા પડ્યે માખો મારવાનું રચનાત્મક કામ કરે છે. એ વાત ખરી હોય તો ય એમાં શો વાંધો? માખો મારવા સિવાય એમને બીજું કામ પણ શું હોય છે?

હા, એક કામ હોય છે ખરું—'હરે હરે શ્રોતા' બનવાનું! તમને સમજણ નહીં પડી કેમ? વાત એમ છે કે પહેલાના વખતમાં શાસ્ત્રીઓ કથા કરતા ત્યારે ભક્તો આ ખાસ 'હરે હરે' પદ્ધતિને અમલમાં મૂકતા. શાસ્ત્રીજી ઘાંટા પાડતા પાડતા એકાદ અધ્યાય પૂરો કરે એટલે ઝોકાં ખાતું ભક્તગણ બોલે 'હરે હરે.' એટલે પાછા શાસ્ત્રીજી ખોંખારો ખાઈ ને બીજો અધ્યાય શરૂ કરે. આમ દરેક અધ્યાય પૂરો થાય ત્યારે 'હરે હરે' બોલવા સિવાય બીજું કશું જ કામ કથા સાંભળવા આવેલા ભક્તો નહોતા કરતા અને એટલે જ એ શ્રોતાઓ 'હરે હરે શ્રોતાઓ' કહેવાતા.

કૉર્પોરેશનના સભ્યોનેય આજકાલ તો 'હરે હરે શ્રોતા' બનવાનું જ કામ હોય છે ને? એટલે એ કામ દરમ્યાન ફાજલ પડતી મિનિટોનો ઉપયોગ એ લોકો માખો મારવાનો ગૃહઉદ્યોગ વિકસાવવામાં કરે તો એમાં કંઈ જ ખોટું ન કહેવાય. હા, એમ કહેવાય છે; કોઈ કોઈ તો વળી કોપરાં જોખવા જેવા બીજા ઉદ્યોગોમાં પણ રસ ધરાવે છે, પણ ગમે તેમ તો ય મોટા ભાગનાઓ તો મક્ષિકા મૃત્યુદાન પ્રવૃત્તિમાં જ મગ્ન હોય છે એ વાત બનવાજોગ છે.

પણ મારા એ મિત્ર આ ગૃહઉદ્યોગની વાત સાંભળીને ચીડાઈ ગયા.

'તે એમને આપણે માખો મારવા ત્યાં મોકલ્યા છે?'

'હાસ્તો.'

'શું વાત કહો છો? કૉર્પોરેશનમાં આપણે સભ્યોને માખો મારવા મોકલીએ છીએ?'

'હા, હા ને હા. શહેરનું આરોગ્ય જળવાય એ માટે કૉર્પોરેશનની રચના થઈ છે એમ તો તમે માનો છો ને?'

'હા.'

શહેરમાં કૉલેરા અટકાવવાનું કૉર્પોરેશનનું કામ ખરું ને?'

'હા.'

'તો કહો હવે કૉલેરા કેવી રીતે અટકાવાય?'

'ગંદકી દૂર કરીને.'

'બસ તો એ ગંદકી ફેલાવનાર માખોનું મૃત્યુ નીપજાવીને આપણા સભ્યો કૉલેરા ફેલાતો અટકાવે છે. અને એ રીતે કૉર્પોરેશનની મોટામાં મોટી ફરજ બજાવે છે. એથી ખોટું શું?'

'તમારો કોઈ કાકો–મામો કૉર્પો-



રેશનનો સભ્ય હશે એટલે તમે એમનો પક્ષ લો છો. બાકી અમારી જગ્યાએ હો તો ખબર પડે.'

'કેમ ?'

અમારા બંગલા પાસેના ખાબોચિયામાં દર ચોમાસે મચ્છર થાય છે અને એ એવા હેરાન કરે છે કે વાત ન પૂછો.' એમણે ફરિયાદ કરી.

એમનું એમ માનવું છે કે કોર્પોરેશને આ મચ્છરનો નાશ કરવો જોઈએ. એમનું એકલાનું જ નહીં, ઘણાનું માનવું છે કે મચ્છરોનો નાશ થવો જોઈએ. ફક્ત જેનું કોઈ નથી એનો ભગવાન છે એ કહેવત મુજબ મચ્છરની પણ મને અને આપણા કોર્પોરેટરોને જ દયા આવે છે.

મચ્છરને જીવતા રાખવાનું એક ખાસ કારણ અમને દેખાય છે, સૌની ફરિયાદ છે કે આપણા લોકોમાં નાગરિક સભાનતા—'સીવીક કોન્શ્યસનેસ'—નથી. આપણામાં જાગૃતિ નથી. ચેતન નથી. એ જાગૃતિ લાવવાનો—એ નાગરિક સભાનતા લાવવાનો એક માત્ર ઉપાય મને તો આ મચ્છર જ લાગે છે. મચ્છર આપણને દિવસ રાત કરડીને ભાન કરાવે છે કે આપણે એક મહાન શહેરના પ્રજાજન છીએ. ચોમાસા અને શિયાળાના આઠે મહિના એ આપણને ઊંઘમાં પડી જતા અટકાવે છે અને એ રીતે આપણામાં જાગૃતિ લાવે છે! સમાજમાં જાગૃતિ લાવનારાં મોટામાં મોટાં બળોમાં મચ્છરને ગણવા જોઈએ. એ નહીં હોય તો આપણે બધા ઊંઘમાં આળસમાં પડી જઈશું અને મેળવેલી સ્વતંત્રતા ખોઈ બેસીશું એ ચોક્કસ છે.

તમને ખબર છે કે અમદાવાદ પાસે પહેલા સાબરમતીને કિનારે દધીચિ ઋષિનો આશ્રમ હતો? એ દધીચિ ઋષિએ તો દેવોની માગણીને માન આપી જીવતેજીવત પોતાનાં હાડકાં કાઢી આપેલાં. તો શું દધીચિ ઋષિના આશ્રમ પાસે વસેલા અમદાવાદના નાગરિકો પોતાનું લોહી પણ પારકાને માટે—મચ્છરોને માટે નહીં કાઢી આપે! બને જ નહીં. આપણું લોહી બચાવવા માટે બીજાનો પ્રાણ લેવો—અને એ તો ઠીક પણ મુરબ્બી કોર્પોરેટરોને મચ્છર મારવાની તસ્દી આપવી એવું પાપ શુદ્ધ હૃદયનો અમદાવાદી કદી નહીં કરે. સાચો અમદાવાદી તો એમ જ વિચારે કે ઊલટું મચ્છરને લીધે રાત જાગતા રહેવાય છે ને એટલી ચોરીઓ ઓછી થાય છે. એટલું જ નહીં, પણ મચ્છર ઊડાડવા આપણે આખો દિવસ ને રાત હાથ હલાવવા પડે છે એથી આપણા શરીરને સ્વાભાવિક વ્યાયામ મળી રહે છે. અને એ રીતે આપણું આરોગ્ય વધે છે! આપણું અમદાવાદ એટલે શું એ તમને ખબર છે? જબ કુત્તા પર સસ્સા આયા તબ અહમદશાહને શહેર બસાયા! કૂતરા પર પણ હુમલા કરે એવાં બહાદુર સસલાંઓનું આપણું શહેર, એ શહેરના આપણે બહાદુર રહેવાસી, અને તોય આપણે એક નાનકડી મચ્છરડીથી ડરી જઈશું? મચ્છરથી ડરી જઈશું તો ગોળીઓ કેમ ઝીલીશું? આઝાદીનું રક્ષણ શી રીતે કરીશું? તમને આઝાદીની ચિંતા નથી પણ અમને—મને અને કોર્પોરેટર સાહેબોને તો છે જ. અને એટલે જ મચ્છર દ્વારા સહનશક્તિ કેળવાય તે માટે અમે મચ્છર મારવા દેતા નથી, ફક્ત માખો મારીને જ સંતોષ લઈએ છીએ. કોઈ બીજા શહેરવાળો અથવા બીજા પ્રાંતવાળો આપણા શહેરની ટીકા કરે તો આપણી પાસે જવાબ તૈયાર છે. આપણે તરત કહી દેવું કે અમારી સોસાયટીઓમાં અને ચાલીઓમાં જે મચ્છરનાં ટોળાં છે તે તો અમારી આધ્યાત્મિકતાના પ્રતીક છે. અમને આત્માના કલ્યાણની એટલી બધી ચિંતા છે કે અમારા દેહની તો અમને પરવા જ નથી. જગતની જંજાળો પ્રત્યે અમે બેપરવા છીએ એટલે જ અમારે ત્યાં દુનિયામાં સૌથી વધારે 'ભગતો' છે અને એનાથીય વધારે મચ્છરો છે.

અને એમાં શરમાવા જેવું પણ શું છે! થોડા ઘણા મચ્છરો તો લંડનમાં પેરિસમાં અને ન્યૂ યૉર્કમાં પણ છે. અરે, રશિયામાં પણ બે

ચાર મચ્છરો તો હશે જ. બંગાળમાં પણ મચ્છર છે એવું એક બંગાળી નવલકથાના ગુજરાતી અનુવાદમાં આવે છે એટલે જો આપણે ત્યાં મચ્છર ન હોય તો આપણે અસંસ્કારી કહેવાઈએ અને ખાસ ‘શરદ્‌બાબુને કરડેલા મચ્છરો’ એમ જાહેરાત કરીને પણ આપણે ત્યાં એ મચ્છરો વસાવવા જોઈએ. પણ ઈશ્વરની કૃપા છે કે આપણે ત્યાં અમદાવાદી મચ્છરો પૂરતા છે એટલે એવી ઉપાધિમાં પડવાની જરૂર નથી. અને છતાંય આપણે અને મચ્છરોને તો લોહીની સગાઈ છે એ ભૂલી જઈને મચ્છર મારવાનું આપણી મ્યુનિસિપાલિટી માથે લે તો આપણા જેવાં આતતાયી કોણ?

એટલે હવે આવતી વર્ષામાં તમને મચ્છર કરડે તો કોર્પોરેશન પર ફૂલડાં ન વર્ષાવશો. મ્યુનિસિપલ સભ્યોની આધ્યાત્મિક સમાધિમાં ભૂલેચૂકે ભંગ પડવા ન દેશો. પણ હસતે મોંએ મચ્છરને આવકારજો. સિનેમાનો શોખ હોય અને ફિલ્મી ગીત ગાતાં આવડતાં હોય તો મચ્છરને ઉદ્દેશીને ‘બરસાતમેં હમસે મિલે તુમ ઔર મચ્છર, તુમસે મિલે હમ’ ગાઈને સંતોષ માનજો.

એ પણ ન ગમે તો ભગવાન શંકર કે શ્રી વિષ્ણુના જેવું કરજો. શંકર ભગવાન મચ્છરથી કંટાળીને હિમાલય રહેવા ચાલ્યા ગયા છે અને વિષ્ણુ ભગવાન દરિયા વચ્ચે પલંગ બિછાવીને સૂવા ચાલ્યા ગયા છે કારણ કે ત્યાં મચ્છરનો ત્રાસ નથી. એ રીતે તમે પણ સહન ન થાય તો હિમાલય ચાલ્યા જજો. અથવા તો દરિયામાં.. પણ માખો મારતા મહાનુભાવોને મચ્છર મારવાનો આગ્રહ તો કદીય ન કરશો.

★

જ્યારે ઈશ્વરે પૃથ્વી પર વસવાટ કરવા માનવીઓનું સર્જન કર્યું ત્યારે જ એને લાગવા માંડયું કે કાર્યમાં અમુક અંશે અપૂર્ણતા રહી ગયેલી છે. એટલે એણે તમામ પ્રાણીઓમાં એવી જાહેરાત ફેરવી કે હું તમારી કોઇપણ પ્રકારની ફરિયાદ સાંભળવા તૈયાર છું, અને એમાંથી મને જે વાજબી લાગશે તેનો નિકાલ પણ કરી આપીશ.

એના પાયતખ્તની આસપાસ તમામ પ્રાણીઓ એકત્ર થયાં. કારણકે સહુને કાંઇકનું કાંઈક પૂછવાનું તો હતું જ. છેલ્લે હંસ સસલો અને મચ્છર આવ્યાં.

હંસે ફરિયાદ કરી કે મારા પગ ઘણા નાજુક છે, અને શરીર સાથે પ્રમાણ સાચવતા નથી.

ઈશ્વરે કહ્યું: ‘એને ભાંગી નાખ, અને એમાં સફળ થાય ત્યારે મારી પાસે આવજે. હું તને બળવાન પંજો આપીશ.’ તે દિવસથી આ પંખી પંજા પર બધો ભાર મૂકે છે, જેથી એ ભાંગી જાય.

સસલાએ પોતાના મોં વિશે ફરીઆદ કરી: ‘મારું મોં ઘણું નાનું છે.’

ભગવાને કહ્યું: ‘એમાં તો અઘરી વાત નથી, એને હું પહોળું કરી આપીશ’

છેલ્લે આવ્યો મચ્છર, ‘તમે મારો ડંખ ઘણો નાનો બનાવી દીધો છે. એથી માનવીના શરીરમાં પેસી એનું લોહી પીવાનું બહુ સરળ બનતું નથી.’

આ બધી ફરિયાદોથી કંટાળેલા પ્રભુએ કહ્યું: ‘તારી વાત પણ વાજબી છે. તું ડંખમાં જ ચોંટચો રહે એવી વ્યવસ્થા કરાવી આપીશ.’

મચ્છરે જઈને એનો અમલ આરંભ્યો. એણે બધે સ્થળે જઈને પ્રાણીઓ તથા માનવીઓને ડંખવા માંડ્યાં. ભગવાનની મદદ એને સાવ અણધારી રીતે આવી લાગી.

એ મદદ હતી હાથ યા પૂંછડા દ્વારા લાગતી થપાટોની, આ થપાટો એના ડંખને શરીર સાથે જડી દેતાં.

[ વિયેતનામની લોકવાર્તા ]

ઈશ્વર પેટલીકર

# પાણી-વલોણું

વાત કરવાની પણ દરેકમાં આવડત હોવી જોઈએ. અમે તેવી ખરાબ બીજાની વાત કરવામાં આપણે શૂરા હોઈએ છીએ પણ એ બધું તો પાણી વલોવવા જેવું નથી? પાણીને વલોવવાથી ફાયદો શું? એટલે જ સારપ લઈને માણસ વાત કરવા પ્રેરાય તો.

અમદાવાદમાં એક મિત્રને ત્યાં અવારનવાર જવાનું બનવાથી એમના પાડોશી સાથે પરિચય થયો. સરકારી અમલદારમાંથી નિવૃત્ત થઈને એ પોતાના બંધાવેલા મકાનમાં રહે છે. મિત્ર એમના ભાડુઆત છે. સંતાનમાં બે મોટી દીકરીઓ હતી તે પરણાવેલી છે. તે પછીનો દીકરો એન્જીનિયરીંગ કૉલેજમાં ભણે છે. નાની દીકરી સાયન્સ કૉલેજમાં છે, મેડિકલ કૉલેજમાં દાખલ થવાની ઉમેદ રાખે છે. મુરબ્બી પોતે અમલદાર હતા છતાં એમનામાં અમલદારી સ્વભાવની અકડાશ કે ઘમંડ નથી. મિત્ર અને એમને મકાનમાલિક અને ભાડુઆતનો સંબંધ નથી, પરંતુ પાડોશી સ્નેહી તરીકેનો સંબંધ છે. અરસપરસ માયા મમતા અને મદદરૂપી થવાની ભાવના છે. મિત્ર ઘેર ન હોય અને દવા લેવા જવાની થાય કે ડૉક્ટરને બોલાવવા પડે કે એવો ધક્કો ખાવાનું કામ કરવાની જરૂર હોય તો એ મુરબ્બીને એમ નથી લાગતું કે હું મોટો છું, અમલદાર હતો, કે મકાનમાલિક છું એટલે એવું કામ કરવું મારા મોભા બહાર ગણાય. આથી મિત્ર અને એમનાં પત્ની એમનાં ઘણાં વખાણ કરે છે. એમાં પાડોશી હોય એટલે મહેમાનને પણ પરિચયમાં આવવાનું સહેજે બને તેમ હું એમના પરિચયમાં આવ્યો હતો.

એ જે ગામના વતની છે, એ નાનું ગામ છે અને એ કારણે ઘણાએ એનું નામ પણ સાંભળ્યું ન હોય. પરંતુ મારી સાથે હાયસ્કૂલમાં ભણતા એક મિત્રની બહેન ત્યાં પરણાવેલી હતી એટલે મેં એ નામ સાંભળેલું હતું એટલું જ નહિ પણ એક વખત એ મિત્ર સાથે એમની બહેનને ઘેર પણ જઈ આવેલો હતો. પ્રથમ પરિચયે જેમ આપણે વતન, ધંધો, બાળબચ્ચાં વગેરેની માહિતી પૂછીએ છીએ, એ ટેવ પડી ગઈ છે તેમ એમના વતનના ઉલ્લેખ સાથે મેં એમને કહ્યું—ફલાણા ભાઈને હું ઓળખું છું.

એમને તો એમ કે મેં ગામનું જ નામ સાંભળ્યું નહિ હોય તેને બદલે ત્યાંની સુખી ગણાતી પ્રતિષ્ઠિત વ્યક્તિનું નામ દીધું એટલે એમને આશ્ચર્ય થયું. પૂછ્યું—તમે એમને ક્યાંથી ઓળખો?

મેં મારા મિત્રનું નામ દીધું અને એ એમના બનેવી થાય એ સંબંધે હું તેમને ઓળખું છું તેમ જણાવ્યું. એ સાંભળીને મુરબ્બીએ કહ્યું, 'આજે પૈસાની બોલબાલા છે એટલે એ ઘર પ્રતિષ્ઠિત ગણાય છે. એમનો દીકરો મુંબઈમાં વેપારમાં સારું કમાયો છે. બાકી એ ભાઈ તમારા મિત્રની બહેનને પરણેલા ત્યારે અઢી હજાર રૂપિયા રોકડા ગણેલા ત્યારે કન્યા મળી હતી. તમારા મિત્રના બાપને તે વખતે બે દીકરીઓ પરણાવવાની હતી અને બંનેના કલદાર પાંચ હજાર રૂપિયા ગણી લેવા હતા. મારે માટે એમણે મારા પિતાને પૂછેલું પણ અમે એમ શાના પૈસા આપીએ? અમે ચોખ્ખી ના પાડી એટલે બીજી દીકરી બીજા ગામમાં પરણાવી અને ત્યાંથી અઢીને બદલે વધુ ગજવાળો મળ્યો એટલે ત્રણ હજાર રૂપિયા ઓકાવ્યા!'

વાત કરનાર આ મુરબ્બીની ઉંમર ૬૫ વર્ષની છે. પંદર વર્ષની ઉંમરે તે પરણ્યા હતા એટલે એમણે જે પ્રસંગનો ઉલ્લેખ કર્યો તે પચ્ચાસ વર્ષ પહેલાંનો હતો. મારા એ મિત્રની ઉંમર અત્યારે ૪૮ વર્ષની છે, એટલે એમની બે બહેનોને એમના પિતાએ રૂપિયા લઈને પરણાવી ત્યારે એમનો જન્મ પણ થયો ન હતો! મારા અને એ મિત્રના પરિચયને ૩૦ વર્ષ થયાં છે. એ પરિચય પછી એમને ઘેર એમની બહેનને પરણાવવાનો પ્રસંગ આવ્યો નથી. એમણે

એક દીકરા અને એક દીકરીનાં લગ્ન કર્યાં છે. દીકરીના લગ્ન વખતે હું ગયો હતો. દીકરા વખતે હું બહાર હતો એટલે જઈ શક્યો ન હતો. એ દીકરીનો વિવાહ એમણે કન્યાવિક્રયથી નહોતો કર્યો તેની મને પૂરેપૂરી જાણ હતી. ઊલટ કંઈક વધુ ખર્ચ કર્યું હતું અને મેં મારા સ્વભાવ પ્રમાણે એમને ટોકયા પણ હતા કે આટલું બધું ખર્ચ કરવાની શી જરૂર હતી ? બીજી રીતે પણ મને એમની મૈત્રી થઈ ત્યારથી એમનામાં પરગજુપણું જોવા મળ્યું છે. મોટાભાઈ બાહોશ નહોતા તેમને પણ સંયુક્ત કુટુંબમાં ગણી પોતાની કમાણીનો લાભ આપ્યો છે. બીજી રીતે પણ એ ગજા પ્રમાણે કોઈને મદદરૂપ થવા તત્પર રહે છે. મિત્ર તરફ મને એક જાતનો ઊંડો આદરભાવ છે તેમ કહું તો પણ ચાલે.

આ સંજોગોમાં મારો મિત્ર જે માટે જવાબદાર નથી તેવા એના પિતાના પગલાની, પચ્ચાસ વર્ષ પહેલાંની વાત કરવાની મુરબ્બીને કંઈ જરૂર હતી ખરી ? મારે અને એ ભાઈને મૈત્રી છે તો કેવી રીતે મૈત્રી થઈ, આજે એ વેપારી છે અને હું બીજા ક્ષેત્રમાં છું, એ એક જગ્યાએ છે, હું બીજી જગ્યાએ છું, છતાં એ મૈત્રી શાથી ટકી રહી છે વગેરે વાત જાણવા ખરી રીતે મુરબ્બીએ પ્રયત્ન કરવો જોઈતો હતો. અને એ હકીકત જાણવાની એમણે ઉત્સુકતા રાખી હોત તો એમને ખ્યાલ આવત કે મને એ મિત્ર પ્રત્યે સ્નેહભાવ—આદરભાવ છે. જે વ્યક્તિ પ્રત્યે સામાને એવો ભાવ હોય ત્યારે એના વિષે બિનજરૂરી હલકું દેખાય તેવું સત્ય ઉચ્ચારીએ તો પણ સાંભળનારને આઘાત થાય, દુઃખ થાય કે રંજ થાય. કોઈ આપણને સ્નેહભાવે મળવા આવે કે આપણે એને મળવા જઈએ ત્યારે આપણે ખ્યાલ રાખવો જોઈએ કે આપણી વાતચીત કે વિવેક એવો ન હોવા જોઈએ કે જેથી બીજાને દુઃખ થાય. અને એવા વર્તનથી ખરી રીતે તો આપણી જ કિંમત થાય છે.

એ મુરબ્બીએ જે વાત કરી તેથી મારા મિત્ર પ્રત્યેનો મારો આદરભાવ ઓછો થયો નથી. કન્યાવિક્રયને હું સારો માનતો નથી. પરંતુ મારા મિત્રના પિતાએ કેવા સંજોગોમાં અને કેવા સંસ્કારના આવરણ નીચે તે પગલું ભર્યું હશે તે હું જાણતો નથી. આજે એ હયાત નથી. એ અઘટિત પગલું આજે એમના દીકરાઓ આચરતા નથી. પછી એની હયાતિ નથી એમ જ માનીને ચાલવું જોઈએ. અને હયાતિને યાદ રાખવી હોય તો એ રીતે યાદ રાખવી જોઈએ કે, કુરિવાજના સંસ્કાર જે ઘરમાં હતા તેમાંથી કેવા સારા દીકરાઓ પાક્યા !

જે મુરબ્બીએ મને આ વાત કરી એમનામાં મળવા આવનાર સાથે કેવી રીતે વાતચીત કરવી તેનો સંસ્કાર હોત તો એ બીજી રીતે વાત કરી શક્યા હોત. એમના ગામની જે વ્યક્તિને હું ઓળખતો હતો તે જાણતાં એ હર્ષ વ્યક્ત કરી શક્યા હોત. 'ભાગ્યશાળી માણસ છે. હું અને એ લગભગ સરખી ઉંમરના છીએ. આજે તો તમે એમને સુખી જોયા છે પણ નાનપણમાં સાધારણ સ્થિતિના એમના બાપ હતા. એ પોતે પણ પુરુષાર્થી ખરા પણ ખેતીમાં પુરુષાર્થ કરે તો પણ કેટલું કમાઈ શકે ? બે દીકરાઓને એમને ભણાવ્યા, દીકરાઓ પણ ભણવામાં હોંશિયાર એટલે ભણીને મુંબઈ નોકરીએ ગયા અને બાહોશ એટલે સ્વતંત્ર ધંધો કર્યો, લડાઈની મોંઘવારીમાં અને તે પછી આજની અછતના વેપારમાં સારું કમાયા છે. અમે બન્ને સાથેના પણ હું હજુ જવાબદારીમાંથી મુક્ત થયો નથી અને એ એટલા ભાગ્યશાળી જ કે એમને કંઈ ઉપાધિ રહી જ નથી.'

મને રંજ થાય તેવી એમણે જે પ્રથમ હકીકત કહી તે જેમ સત્ય છે તેમ બીજી મેં એમના મોંમાં મૂકી છે તે એમને જો બોલતાં આવડી હોત તો તે પણ એટલી જ સત્ય છે. મેં મારા મિત્રની વાત એમને નહોતી કહી, એમના બનેવીનું ઓળખાણ કાઢ્યું હતું જે એમના ગામના હતા. એટલે એમણે મારા

મિત્રના મરેલા બાપની નિંદા કરવાને બદલે એમના ગામના સુખી માણસનો ઉલ્લેખ સાંભળી તેના વિષે જે એને ઓળખે છે તેને આનંદ પડે તેવી સત્ય વાત કહેવી જોઈએ. લગ્નનાં ગીત ગાઈ શકાતાં હોય ત્યાં સુધી મરશિયા શું કામ ગાવા ?

આ મુરબ્બીએ જ આવી વાત કરી અને આપણે બધા આવું કાચું નથી કાપતા એમ કહેવાનો મારો હેતુ નથી. ખરી રીતે આપણને બધાને આ જાતની કેળવણી જ મળી હોતી નથી એટલે શું બોલીએ છીએ અને શા માટે બોલીએ છીએ તેનો વિચાર જ કરતા નથી. અને તેવું ઉભડક ગણાતી વ્યક્તિ કરે છે તેવું નથી, ઠેઠ આ મુરબ્બી જેવા સજ્જન પણ કરી બેસે છે ! એ કેટલા સજ્જન છે તેનો અનુભવ મારા મિત્રના સહવાસને લીધે મેં ટાંકયો છે. એ કહેવા પાછળ એમનો હેતુ પોતે મોટા છે અને એ ભાઈ ઊતરતા છે એવો પણ હું નથી માનતો. એવો મોટાઈનો ભાવ એમને પીડતો નથી તેમ મિત્ર માને છે. પરંતુ કોઈ વાત નીકળતાં પ્રથમ જે સૂઝી આવ્યું તે બોલી નાખવાની ટેવનું જ આ પરિણામ છે. કોઈ કોઈ તો શું બોલે છે તેનું એમને ભાન જ હોતું નથી.

અમારા એક મુરબ્બી છે તે તો કોઈ પણ પ્રસંગ મળે કે ગેરીલા હુમલો કરે છે. હું મુંબઈ જઈ આવ્યો એટલે એમણે પૂછ્યું—કેમ હમણાં જણાતા નહોતા ?

મેં કહ્યું : 'મુંબઈ ગયો હતો.'

હુમલો કરતાં એ કહે : 'ત્યારે એમ કહોને રાજાજીના સ્વતંત્ર પક્ષના અધિવેશનમાં ગયા હતા.'

હુમલાને જોરદાર બનાવવા મેં કહ્યું : 'સ્વતંત્ર પક્ષના અધિવેશનમાં જવું ચોરી તો નથી ને ?'

'ચોરી છે કે નહિ તે તો પરિણામ આવે ત્યારે ખબર પડશે. પણ મુનશી જેવા તકસાધુઓ એમાં ભરાય પછી કંઈ બરકત આવતી હશે ? મુનશીને કોંગ્રેસે કંઈ કોઠું ન આપ્યું એટલે હવે સ્વતંત્ર પક્ષમાં ભરાયા. બાકી એમને લોકોના હિતની પડી હોત તો ગુજરાતની અસ્મિતા ગાનાર મહાગુજરાતના પ્રશ્ન વખતે મિયાંની મીંદડી કેમ બની ગયા હતા ? લખનૌના રાજભવનમાં બિરાજ્યા હતા એટલે દિલ્હીનું ગાણું ગાવા લાગ્યા હતા અને હવે એ ગાદી ગઈ અને રખડી પડ્યા એટલે પ્રજાના હકોની વાતો કરતાં સ્વતંત્ર પક્ષમાં ભળ્યા. તકસાધુ છે. જોજો એ ટકી શકે તો કહેજો.'

મેં ગંભીર રહીને કહ્યું : 'હું તો એમાંનું કંઈ જાણતો નથી, અને પરિચય પણ નથી કે એ આધારે અનુમાન કરી શકું. એ પોતે શ્રદ્ધાપૂર્વક માનતા હોય અને એમાં ભળ્યા હોય તેમ કેમ ન માનવું જોઈએ !'

એકદમ ગરમ થઈ જતાં મુરબ્બી બોલી ઊઠ્યા : 'માનો, તમને ફાવતું માનવાની છૂટ છે, તમારા પક્ષમાં ભળ્યા એટલે હવે તે શ્રદ્ધાવાળા થઈ ગયા. બાકી આખું ગુજરાત જાણે છે કે એ તકસાધુ છે.'

હું : 'કોંગ્રેસમાં હતા ત્યાં સુધી આખું ગુજરાત એમનું તકસાધુપણું જાણતું હતું છતાં એમનો એ અવગુણ ઢંકાયો, અને હવે સ્વતંત્ર પક્ષમાં આવ્યા એટલે જ એ અવગુણ સૌને દેખાવા લાગ્યો. એનો અર્થ તો એ થયો કે, પ્રભુ જેમ પરદુઃખભંજન છે તેમ કોંગ્રેસ એના માણસોની અવગુણ–રક્ષણહાર છે. મુનશીને એ ઓથ ગઈ એટલે એમના અવગુણ પ્રજા નહિ સહે તેમ ને ?'

મુરબ્બી : 'તમારા જેવા એમની પાલખી ઊંચકશો એટલે એ અવગુણ ઢંકાશે.'

હું : 'પણ હું એમની પાલખી ઊંચકીશ એમ તમને કોણે કહ્યું ?'

મુરબ્બી : 'સ્વતંત્ર પક્ષમાં તમે જોડાયા એટલે ઊંચકવાના જ ને ?'

હું : 'સ્વતંત્ર પક્ષમાં હું જોડાયો છું તેમ તમને કોણે કહ્યું ?'

મુરબ્બી : 'તો એ અધિવેશનમાં શું કામ ગયા હતા ?'

હું : 'અધિવેશનમાં ગયો હતો તેમ તમને કોણે કહ્યું ? હું તો મારા અંગત કામે ગયો હતો અને અધિવેશન અંગે તો છાપામાં આવેલું તમે વાંચ્યું એટલું જ મેં પણ વાંચ્યું છે.'

મુરબ્બી : 'મેં તો માન્યું કે મુંબઈ એ ટાંકણે ગયા એટલે એમાં ગયા હશો.'

આ આખો વાર્તાલાપ પાણી વલોવવા જેવો છે, તે સૌ કોઈ સમજી શકે તેમ છે. હકીકત થોડી ઘણી પણ જાણવાની પરવા કર્યા વગર પોતાનાં વલણો ઉપર મદાર બાંધી અધીરાઈપૂર્વક અને આવેગપૂર્વક આવું તો આપણે કેટલુંય પાણી રોજ વાતચીતમાં વલોવતા હોઈએ છીએ.

આવું પાણી વલોવવું ન જોઈએ. છતાં એમાં વલોવનારનું મોં દુઃખે છે અને સાંભળનારને તો રમૂજ પડે છે. પરંતુ પોતાનું જ ગાણું ગાનાર એક વર્ગ એવો છે કે બીજાને એ બોલવા ન દે અને પોતાનું જ હાંક્યે રાખે અને તે પણ એવું કે બીજાને ચાબખા જ માર્યે રાખે.

'મેં મોરારજીભાઈને ચોખ્ખું કહી દીધું—તમને ભલે કોંગ્રેસીઓ હા એ હા કરતા હોય, પણ મહાગુજરાત પ્રજાને નથી જોઈતું એમ માનીને ચાલવાનું કોઈ કારણ નથી. મણિબહેન જેને હોય તેને દાંતિયા કરે છે, પણ મેં તો મોઢામોઢ સંભળાવી દીધું—સીધી વાત કરતાં આવડે તો બોલજો, તમારા કંઈ પસાયતા નથી કે તમારાં છાછિયાં સહી લઈએ. ઠાકોરભાઈ મુંબઈ પ્રદેશ કોંગ્રેસના પ્રમુખ ચૂંટાયા ત્યારે મેં અભિનંદન આપતાં ફોન ઉપર એમને કહી દીધું—ગુજરાતમાં તમે ગમે તેમ બોલ્યા તે નભ્યું, પણ હવે મહારાષ્ટ્રમાં એવું બિનલોકશાહી બોલશો તો નાહક વંટોળ ચડાવશો. એમણે કહ્યું શું હું બિનલોકશાહી બોલું છું ? મેં ચોખ્ખું સંભળાવી દીધું—સાડી સત્તર વાર. દ્વિભાષીમાં ન માનતા હો તે કોંગ્રેસમાંથી નીકળી જાય એવું કહેવાનો તમને શો હક્ક છે ? કોંગ્રેસે તમને બાદશાહ નથી નીમ્યા, કોંગ્રેસ એ જાતનો ઠરાવ ન કરે ત્યાં સુધી એમ બોલવાનો તમને કોણે હક્ક આપ્યો છે ? ગુજરાતમાં તો બાદશાહ બની ગમે તેમ બોલ્યા તે નભ્યું, પણ મહારાષ્ટ્રીયનો ખુમારીવાળી પ્રજા છે. તે સામો પડકાર ફેંકશે તો ફસાઈ પડશો અને એ સાંભળી એવા ચૂપ થઈ ગયા કે બોલી જ ન શક્યા !

'ઉમાશંકરને પણ મેં કહી દીધું—આ તમારા 'સંસ્કૃતિ' માસિકનું ધોરણ કઈ જાતનું છે ? કાકાસાહેબનો તાઝગી વગરનો સામાન્ય લાગતો લેખ પણ તમે છાપી મારો છો એનો અર્થ તો એ થયો કે 'સંસ્કૃતિ'ને જો કોઈ ધોરણ હોય તો લેખોનું નહિ, પ્રતિષ્ઠિત લેખકોનું ધોરણ છે. તમારી પાસે હું આવી આશા નહોતો રાખતો. પંડિત સુખલાલજીને પણ એક નબળી કૃતિની એમણે લખેલી પ્રસ્તાવના બદલ મેં ચોખ્ખું ને ચટ કહી દીધું હતું કે, આપને ગુરુપદનો મોહ નથી, શિષ્યો મૂંડવાનો પણ મોહ નથી, તો આવી કૃતિનાં આટલાં બધાં વખાણ આપે કઈ રીતે કર્યાં ? એમણે એ કૃતિના ગુણ બતાવવા પ્રયત્ન કર્યો પણ મેં દરેકના રદિયા આપી દીધા. મગનભાઈ દેસાઈને પણ મેં એવું જ ચોખ્ખું કહી દીધેલું કે તમારા જેવા સિદ્ધાંતપ્રિય અને સ્વમાની માણસ પાસેથી અમે તો એવી આશા રાખી હતી કે પરીક્ષા લેવાના તમારા નિર્ણયને યુનિવર્સિટીએ ફગાવી દીધો ત્યારે એને અવિશ્વાસ ગણીને રાજીનામું આપી દેવું જોઈતું હતું……'

આમ આ મિત્રને મળવાનું થાય ત્યારે એમની આ રેકર્ડ રાજદ્વારી માણસોથી શરૂ થઈ, સાહિત્યકને વટાવી ધનપતિઓ, મજૂર આગેવાનો એમ વિવિધ ક્ષેત્ર ઉપર ભરડો લેતી જતી હોય છે. એ જે જે વ્યક્તિઓનાં નામ દે તેમની સાથે એમને પરિચય પણ હોય છે. મળવાના પ્રસંગ પણ બનતા હોય છે, તડ ને ફડ

કદી દેવાના સ્વભાવના શક્તિશાળી અને સ્વતંત્ર વિચારના પુરુષ છે એટલે એમણે એવું નહિ સંભળાવી દીધું હોય તેમ માનવાને કારણ પણ નથી. પ્રથમ મુરબ્બીનો જે ઉલ્લેખ કર્યો તેમની માફક આ મિત્ર બિનજરૂરી સત્ય ન બોલ્યા હોય, પરંતુ પ્રસંગને અનુરૂપ નિર્ભયરીતે વિવેકપૂરઃસર બોલ્યા હોય તો એ એમનો ગુણ ગણાવો જોઈએ.

પરંતુ એની રેકર્ડ જે મળવા આવે તેની આગળ વગાડ્યા કરવી તે તો મોટો અવિવેક ગણાવો જોઈએ. વાતચીતમાં પ્રસંગ નીકળ્યો હોય અને તે જરૂરી હોય તો એવો ઉલ્લેખ કરવો જોઈએ. તેમાંય સત્ય હકીકત કહેવાથી એ વ્યક્તિ પ્રત્યે સાંભળનારને હલકો મત બંધાય તેવો હોય ત્યારે પોતાના કથનને ટેકો આપવા વાત કરનારે વ્યક્તિનું નામ દીધા વગર પ્રસંગ કહેવો જોઈએ. નામની જરૂર ઘણી વખત હોતી પણ નથી. કોઈ વખત આપણે નામ ન દઈએ તો કુતૂહલ ખાતર સાંભળનાર તે જાણવા પૂછપરછ પણ કરે છે. પરંતુ કુતૂહલને વશ ન થવું જોઈએ. વળી આપણે ગમે તેને ગમે તે સંભળાવી શકીએ તેવા બાહોશ હોઈએ તે પણ બીજાને કહેવાથી એની નજરમાં તો આપણી બાહોશી કરતાં આપણું અહમ્ વસી જાય છે. એ કહેવા પાછળ ઘણી વખત આપણે અહમ્‌ના માર્યા ન કહેતા હોઈએ તેમ પણ માણસ પોતાની બડાઈ દેખાય તેવી જ વાત કરે ત્યારે સાંભળનાર એવું અનુમાન કરે તો એમાં એનો દોષ ન ગણાય. મતલબ કે આપણો હેતુ લડાઈનો ન હોય તો પણ વાતચીતમાં સામાને રસ પડે તેવો વિષય પસંદ કરવો જોઈએ અને તે એમાં ભાગ લઈ શકે તેમ એને પણ વાતમાં ઘસડવો જોઈએ. બીજાને બોલવા દીધા વગર પોતે જ બોલ્યા કરે અને તેય નિષેધાત્મક હોય ત્યારે એ સત્ય હોય તો પણ એ વાતચીતની કલાને બાધક છે તેમ માની તેને વર્જ્ય ગણવું જોઈએ.

આ બધા દાખલા ટાંકતાં તે પાછળ બોલનારનો કોઈ હેતુ નથી, પરંતુ એ તરફ વ્યક્તિનું પોતાનું ધ્યાન ગયું હોતું નથી એટલે એ આદતના જોરને વશ થઈ ઘસડાય છે. પરંતુ એક એવો પણ વર્ગ છે કે જે ઈર્ષાને લીધે ઈરાદાપૂર્વક સામાને ઉતારી પાડવા બોલતો હોય છે. એવા એક સ્નેહી કુટુંબને હું ઓળખું છું, જે મોટા વેપારી છે, લાખો કમાયા છે અને મોટાં દાન પણ કર્યાં છે. પરંતુ એમના ગામમાં બીજા એક સેવક રહે છે, જે રાજદ્વારી ક્ષેત્રમાં જોડાવાથી, કૉંગ્રેસ પક્ષ સત્તા ઉપર આવતાં પ્રધાન થયા છે. પ્રધાન થયા પછી એ સત્તાના ઘેનમાં કોઈને ભૂલી ગયા નથી. પહેલાં સેવક હતા તેવી જ સાદાઈથી રહે છે. એમના અંગત પરિચયમાં આવેલા સૌને એમના તરફ આદર છે. એમનામાં કંઈ સ્વભાવદોષ નહિ હોય તેમ મારો કહેવાનો હેતુ નથી; રાજકારણમાં પડેલા માણસને ચૂંટણીઓમાં કે બીજા કામમાં ડાબા-જમણી કરવું પડે છે, તે એમણે નહિ કર્યું હોય તેમ પણ મારો કહેવાનો હેતુ નથી પરંતુ એમના કાર્યથી સારો કહી શકાય તેવો લોકોને સંતોષ છે. એમની વાત નીકળતાં એમની ગેરહાજરીમાં સૌ એમના વખાણ પણ કરતા હોય છે.

આ સ્થિતિમાં પેલું એમના ગામનું ધનિક કુટુંબ એમની ભારોભાર નિંદા કરતું હોય છે. ઘરમાં એ જાતનું વાતાવરણ સર્જાવાને કારણે મા-બાપને લીધે દીકરા-દીકરીઓનું માનસ પણ એવું જોવા મળે છે. અને એ દીકરા-દીકરીઓ પાછાં નાનાં કે અભણ નહિ; ચાલીસ વર્ષ સુધી પહોંચેલાં ડિગ્રીધારી દીકરા-દીકરીઓ. એમને ઘેર કોઈ ગયું કે ગમે તે વાતચીત ચાલતી હોય, એમાંથી છેવટ પેલા એમના ગામના પ્રધાન ઉપર તે પહોંચવાની અને પછી એ કેટલા દંભી છે, બ્લૅકમેલ કરે છે, પોતાની ટોળકીને કેવી રીતે પોષે છે, એમ રેકર્ડ ચાલ્યા કરવાની. એમને ઓળખતા માણસો માટે તો એ રેકર્ડ લગભગ ઘસાઈ ગયેલી ગણાય. એકની એક વસ્તુ એક ને એક વ્યક્તિને ફરી ફરી કહેવાથી સાંભળનાર ઉપર શું અસર થાય, તેનો પણ એ કુટુંબમાંથી કોઈને વિચાર આવતો નથી. સાંભળ-

નારને સેવક તરફ માન છે તે સ્થિતિમાં એવી વાત કરવાથી પોતાની કિંમત ઓછી અંકાશે તેમ પણ એમને કોઈને લાગતું નથી.'

અમુક વખત સાંભળી લીધા પછી મારાથી એ ન સહેવાતાં અને મારે એમનું ધ્યાન દોરવું જોઈએ તેમ માની મેં કહ્યું : 'તમે એમની વિરુદ્ધ દરેક બાબતમાં બોલો છો તેનો સાંભળનાર શો અર્થ કરે તે જાણો છો ?'

'આમાંનું કંઈ ખોટું નથી.'

'સાચા ખોટાની ખાત્રી કરવા કોઈ તમારી પાસે આવ્યું હોતું નથી. એ બીજા કોઈ કારણે આવ્યા હોય છે ત્યારે તમે અપ્રસ્તુત તે વાત કાઢો છો. તમે ઈર્ષાના માર્યા નિંદા કરો છો એમ દરેકને છાપ પડે.'

'ઈર્ષા શી રીતે ?'

'એ તમારા ગામના છે, એમને જે કીર્તિ મળી તે ગામનાં વતની અને પિત્રાઈ તરીકે તમારાથી સહેવાતી નથી. તમે પૈસા કમાવા ગયા અને તે તમને પ્રાપ્ત થયા, એ સેવા કરવા નીકળ્યા અને તેના બદલામાં કીર્તિ મળી. એમને તમારા જેવી લક્ષ્મી નથી. તેની એ ઈર્ષા કરતા નથી. એમને મળવા જનાર પાસે તમારી નિંદા એમણે કરી હોય તેવું બન્યું નથી અને તમારે ઘેર મળવા આવનારને એમની નિંદા સાંભળવી ન પડી હોય તેવું બન્યું નથી. બંનેને ઓળખતા લોકો એ રીતે કોની કિંમત કરશે ? સામે ચાલીને તમારે કોઈની આગળ એમની વાત શું કામ કાઢવી પડે છે ?'

આવો જ ઈર્ષાભાવ અકારણ પાડોશી ઉપર પણ ઊતરે છે. એક જાહેર કાર્યકર દંપતીની, પાડોશમાં જે કુટુંબ રહેતું હતું તેને ઘેર આવનાર, વાતચીત નીકળતી ત્યારે આનંદ વ્યક્ત કરતું હતું—તમને પાડોશ સારો મળ્યો કહેવાય.

પાડોશી કાર્યકર દંપતીનું સમાજમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન હતું અને આર્થિક સ્થિતિએ મધ્યમ વર્ગના ગણાય. પરંતુ શ્રીમંતો પણ એમની સાથે સમાનતાભર્યો નાતો રાખતા અને બીજા ક્ષેત્રના માણસો પણ. એ બધાં એમને ઘેર આવતાં એટલે એ પ્રતિષ્ઠા નજરે જોવા મળતી તેથી પાડોસી બાઈ સમસમી જતી હતી. પરિણામે, એને ઘેર આવેલું કોઈ એમનાં વખાણ કરે કે એ તરત ઈર્ષાની મારી બોલી ઊઠતી : 'આ તો મહીંના ગુરુ મા'દેવજી જાણે તેવું છે. બહેન મોટાં કાર્યકર થઈ બહાર ફર્યાં કરે અને છોકરાં તરફ ધ્યાન જ કોણ આપે છે ? મારો હરીશ અને એમનો દીકરો મેટ્રિકમાં સાથે હતો. હરીશ ૭૨ ટકા માર્કસે પાસ થયો અને એ સેવાભાવી ગણાય છે પણ દીકરો નાપાસ થયો ! આ એમનું શિક્ષણ ! ઘરમાં ધ્યાન ન આપે અને બહાર શોભા લેવા દોડાદોડ કરે એવી દુનિયા છે !'

એ બાઈને ઘેર આવનારે પાડોસીની વાત કાઢી ન હોય તો પણ એનો દીકરો નાપાસ થયો અને પોતાનો પાસ થયો, એ કહ્યા વિના એ રહી ન હતી.

આવું અપ્રસ્તુત અને ઈર્ષાભર્યું આપણે બોલીએ છીએ ત્યારે સાંભળનાર આપણે મોંએ તો કંઈ કહેતો નથી પરંતુ આપણી કિંમત ન કરે તો પણ આપણે આવી રીતે જો વાતચીત કરતા હોઈએ તો આપણને કોઈની સાથે વાતચીત કરતાં નથી આવડતું તેમ સ્વીકારવું જોઈએ અને તે શીખવું જોઈએ.

*

'**ઊર્મિ-નવરચના**' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

જિતુભાઈ મ. મહેતા

# હા, કેવડો સળગ્યો

શબ્દોના અનોખા શિલ્પીની આ વાર્તા છે એટલું જ બસ છે. વાર્તાની શરૂઆત થાય એટલે વાચકને અંત સુધી પહોંચવું જ પડે. એક નારીની— ભારતની નારીની દિલ હચમચાવી નાખે તેવી આ કહાણીની નાયિકા સાચી હમદર્દીની અધિકારી બને છે......

તેઓ નાહક એની કવિતા રચે છે. અમારી પાંપણ ભીની થાય તો કવિઓને એકનાં એક મોતી યાદ આવે છે. પછી અમારી પાંપણના કાળા દોરામાં તેઓ મોતી પરોવે છે. મોતી પરાયાં, પાંપણ પરાયી અને રુદન પણ પરાયું. આંસુ અને મોતીને એક સાથે તોળનારાઓને આંસુની ખબરે નથી. લગીરે ઇચ્છા નહોતી પણ મારી આંખમાંથી આંસુ નીકળી પડ્યાં છે. કોણ એને મોતી કહે છે? કોણ એને રૂપાળાં કહે છે? રુદનને શણગારમાં કોણ ફેરવી નાખે છે? મને તો મારાં આંસુ કારમાં લાગ્યાં છે.

કહેવાય છે કે, અમે સ્ત્રીઓ સહેજ વાતમાં આંસુ લાવીએ છીએ. તમે એને સહેજ વાત કહો છો? પરણીને હું પતિ સાથે જીવન ગાળવા લાગી. લગ્ન સમયના મારા રુમાલમાંથી હજુ તો સુવાસ ઊડી નહોતી, ત્યાં જ મારા પતિએ મને એક રાત્રિએ કહી દીધું: 'જો સરલા, હું તને છેતરવા માગતો નથી, હું તારી આગળ મારા અંતરની વાત કરી દેવા માગું છું. હું જીવનનો અભ્યાસી છું. મને જીવનની એકની એક રીતી પસંદ નથી. આજના જમાનાનો રસ મેં પીધો છે. તને હું જણાવી દઉં કે, તું મારી પત્ની છો પણ તું મારી માશૂક નથી. મારી અને તારી વચ્ચે લગ્ન અચૂક છે પણ પ્રેમ નથી. મને જેની સાથે પ્રેમ છે, એ બીજી યુવતી છે. અમે આ ઘર સિવાય સાથે રહીએ છીએ. અમારા વિચારો એક છે, અમારાં સ્વપ્નો એક છે, અમારા નિશ્વાસો એક છે, અમારાં મન એક છે. આની વચ્ચે તું પણ આવી શકતી નથી. તેથી હું તને મુક્તિ આપું છું. તું તારું દિલ બીજે શોધી શકે છે. તું આ ઘરમાં રહે એની સામે મને વાંધો નથી. તારા નિર્વાહની તારે ચિંતા કરવાની નથી. પણ હું તારી સાથે રમત રમવા માગતો નથી.'

મારા બાપુએ એમની એકની એક કન્યાનું દાન આપ્યું, માંડવામાં દીવા ઝળક્યા, અમારો હસ્તમેળાપ થયો કે તરત જ થાળીઓ વાગી, અમારા ઉપર મિત્રોએ ફૂલોનો વરસાદ વરસાવ્યો, ગોરમહારાજે સંસ્કૃત બોલીને લગ્નની વેદી ગાજતી કરી, મંગળફેરા અમે ફરી લીધા, અને એ બધા પછી આ સાંભળવા માટે હું આ ઘરમાં આવી?

એક કન્યા સાથે લગ્ન કરતી વેળા, એમને જીવનનો અભ્યાસ યાદ ન આવ્યો? જીવનની અવનવી રીતી લગ્ન પછી જ ચમકાવવાની એમને ઇચ્છા થઈ! પતિના એકરાર પછી હું મૂંગી રહીને બધું સાંભળી તો ગઈ. એકલી પડી ત્યારે મને સાથ આપવા એકલાં આંસુ ટપક્યાં.

ત્યારે મને ખબર પડી કે, રુદન એ રુદન જ હતું. એ કવિતા નહોતી. એ નાટક નહોતું. એ મોતી નહોતું. પહેલાં મારા ઘરમાં હું ટહુકતી પણ મારા એ ગળાનો ટહુકો એ રાતથી જ ચોરાઈ ગયો. ભર્યાં ગીતે કોયલને એવું ગળું દાબી દીધું. મારો પંચમ સૂર ખોવાઈ ગયો. જેને હું લાગણી ભરી ભરીને છાબ આપતી હતી એણે જ એ છાબમાં અંગારો નાખ્યો! કૂણા કેવડાને સળગાવ્યો!

પછી એ ઘેર તો આવતા. પણ સાથે મૌનને જ લેતા આવતા. મને આવું કહ્યા કરતા: 'તું કેમ તારી શોધ માટે સુસ્ત છો? તને હું કહું છું કે હું માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસી છું. તને ખરી વાત કહીને મેં તારી સેવા કરી છે. તારું હિત હું જાણું છું. તારા કલ્યાણની તને ખબર નથી. નાહક તને પતિનો વિચાર હેરાન કરે છે! એકવાર મનની ગાંઠ છોડી દે! તારી સામે નવું જીવન થનગનશે' હા, એ માનસશાસ્ત્રી હતા. પોતાની સચ્ચાઈના એ પોતે જ છડીદાર

હતા. એમના જ શબ્દો યાદ આપું : ' મને કપટ પસંદ નથી. ' લગ્ન કરીને મને ઘેર લઈ આવ્યા, ને થોડા દિવસો પછી જ, મને એમના સ્નેહની વાત કરી. એ કપટ નહોતું ! લગ્નજીવનના ઉંબરામાં ઊભેલીનું મન વીંખવું, એમાં દ્રોહ નહોતો.

એ મને સમજી શકચા નહિ. મારામાં એમણે એક ઠોઠ સંસ્કારવાળી જૂની શૈલીની સ્ત્રીને જ ઓળખી. તો ય હું ઘરમાં રહી. મારામાં એવી શ્રદ્ધા હતી કે, આવા દિવસોનો અંત આવી જશે.

ઘરમાં એ રહેતા તો ય હું તો એકલી જ પડી ગઈ હતી. બગીચા સાથે વસંત ઋતુ અફળાઈ હતી. ફૂલનાં રેશમ ઉપર રંગો ઢોળાયા હતા. ત્યારે જ એક મેનાને બગીચાની અંદર પીંજરામાં ઝુલાવવામાં આવી હતી. વસંતની ઝલક વચ્ચે જ મેના ઝૂરતી હતી કારણ કે, એની પાંખો કપાઈ હતી ! હું એ મેના હતી.

એ એમ માનતા કે, વિચાર કરવાની શક્તિ એમનામાં જ હતી. હું ઓછું બોલતી એટલે એ એમ માની બેઠા હતા. પણ મારી જીભ ઉપર તાળું એમણે જ મારી દીધું હતું ! વાંચનનો મને ખૂબ શોખ હતો. હું પોતે લખી જાણતી પણ મારા પતિના ઘરમાં હું એક અભણ, ભોળી, ગભરુ, સામાન્ય સ્ત્રી ગણાઈ ચૂકી. એકવાર એમણે આલીને મારી અવસ્થાની આ રીતે ખબર લીધી : ' સરલા, તને હું મારા સાફ શબ્દો કહી દઉં છું. પત્નીને હું પતિની સંપત્તિ નથી ગણતો. પત્ની એ કાંઈ ટ્રંક નથી. માલિકીની છાપ ટ્રંક ઉપર રાખી શકાય. પત્નીના દેહ ઉપર આવું લેબલ મુકાય ખરૂં ? તું સ્વતંત્ર છો સમજી ! '

એમણે સ્વતંત્રતાની આ વાણી ઉચ્ચારી ત્યારે મને ઘણું ઘણું કહેવાની ઇચ્છા થઇ આવી. મેં થોડું કહ્યું પણ ખરૂં. એમની દલીલો છેટી જ રહી. એમણે મને નાહક પતિના ચરણોની દાસીનું મેણું માર્યું. ચરણોની દાસીનો આદર્શ મારો નહોતો પણ લગ્ન પછી મારા પતિ સિવાયના પુરુષને ટેવવાનો મારો સ્વભાવ નહોતો. મને એમાં લાગણીનો ગંદવાડ દેખાતો હતો.

આવા પતિની પત્નીએ રોયા કરવું જોઈએ, એ રીતે હું રોતી નહોતી. નવલકથાની નાયિકાની નકલ કરવાનો મને શોખ નહોતો. હું રોતી ત્યારે મારું કાળજું કકળતું, મારી આંખો સૂજી જતી, મારી છાતીમાં કરવત ફરી જતી. આંસુનાં મોતી ! અરે જાવ રે, તમે કવિઓ !

એક રાત એ આવ્યા જ નહિ. એ રાત્રિએ મેં નિર્ણય કર્યો, મારા બાપુને ઘેર જવાનો. બીજે દિવસે એ આવ્યા. એમની ગેરહાજરી માટે પસ્તાવો કરવાનો એક પણ બોલ નહોતો. મેં આસ્તેથી કહી દીધું :

' હું મારા બાપને ઘેર જાઉં છું. બે ચાર દિવસમાં જઈશ. સથવારો મળી રહેશે. '

મારા આ નિર્ણયથી એ જરાક ઝંખવી ગયા. પણ એમાંથી જરા સ્વસ્થ થઈને એમણે જણાવ્યું : ' જરૂર જા. તને હું પૂરતા પૈસા આપી દઉં છું. '

અને હું બાપને ઘેર આવી. કોણ જાણે શું પણ આપણે ત્યાં કોઈ દીકરી પરણ્યા પછી પોતાના બાપને ઘેર અમસ્થી જાય તો એ ઘરને ફડકો પડે છે. મેં મારી વાત છૂપી રાખી પણ મારા પિતા મારું મન લગભગ વાંચી ગયા. મારે મા નહોતી. બાપની હું એકની એક દીકરી હતી.

બાપને ત્યાં ચાર દિવસ રહી પછી એક સાંજે-પિતાએ મને પાસે બોલાવીને કહ્યું : ' દીકરી તું અહીં રહે, મારા આંખ માથા ઉપર. પણ તું ઝઘડો કરીને નથી આવી ને ? હું તો આજ છું, કાલની કોને ખબર છે ? મારી ઉમ્મર થઈ છે. એક દિવસ આંખ બીડાઈ જશે એટલે તું તારા ખરા ઘરને ભૂલતી નહિ. '

ટૂંકામાં પિતાએ મને સમજાવી દીધું કે, પતિ જ્યાં રહેતા હોય ત્યાં જ મારું ઘર હતું. પહેલાં તો મને એમ થયું કે, હું બધી વાત કહી દઉં. મારો એ વિચાર પાતળો પડતો ગયો. મા હોત તો કહી દેત. બાપને કઈ જીભે કહું ? બાપનું જીવતર આ બધું સાંભળી ખારું થઈ જાય ! પતિને ક્યાં સમજ હતી કે, લગ્નની

આસપાસ એ જણ્યાં ઉપરાંત બીજાઓનું સુખદુઃખ પણ પથરાયેલું હતું.

થોડા દિવસો, માંડમાંડ ઊગ્યા ને માંડમાંડ આથમ્યા. અને આમ ને આમ ચોમાસું બેસી ગયું. પિતા તો સવારથી સાંજ કામ પર જતા. ઘરમાં હું એકલી પડતી. એક સાંજે આકાશ કાળું ડિબાણુ થયું. એની અંદર વાંકીચૂકી વીજળી ફાળ દઈ રહી. ગર્જના થઈ. વીજળીની વચ્ચોવચ્ચ વરસાદ ઊતરી આવ્યો. અરે! હું ગાવા માંડી! દાબી રાખેલો પંચમનો સૂર આ ગળાની વીજળીએ ખેંચ્યો! સાચવી રાખેલું મધ ઢોળાઈ પડ્યું! મેં ગાયું, ગાંડાની જેમ ગાયું, વર્ષાને મેં ગીતથી વધાવી હું ભાન ભૂલી ગઈ! બારીમાંથી વર્ષાને મેં વધાવી લીધી.

ખૂબ ગાયું...અને એકાએક ગીત અટકી પડ્યું. ચોમાસાની મન ઉપરની અસર મોળી પડી. મારા સ્વરો પુરાઈ ગયા, ડાબલાની અંદર કમાન પુરાઈ જાય એ રીતે. મારાં ગીતોનો મને પારાવાર થાક લાગ્યો. મારાં ગીત ઉપર મેં નઠારા શબ્દો ફેંક્યા.

અને પિતાજી આવી ગયા. સ્વસ્થ થઈને એમણે મને પાસે બોલાવી. અને ગંભીર અવાજે કહ્યું: 'દીકરી, બે દિવસ પછી મારે કામ અંગે બહારગામ જવાનું થાય તેમ છે. મેં ના પાડી પણ મારી હાજરી ત્યાં જરૂરી છે. બહારગામની અમારી શાખામાં મારે ૭ મહિના રહેવું પડશે. દીકરી, તું મધુકરને લખી દેજે. કાં તો જમાઈ તને તેડવા આવે. નહિતર સથવારા સાથે તને મોકલી દઉં. આજે જ કાગળ લખી નાખજે.'

'ઠીક,' એટલું જ મેં કહ્યું. પિતાને અત્યારલગી અંધારામાં રાખ્યા. મને એમની વયનો વિચાર આવ્યો. મારાં સુખ માટે એ વધુપડતી કાળજી રાખતા. માતાની આવડત મેળવી અત્યારે પિતાએ મારી આંખના ખૂણા ઉકેલ્યા. તરત જ એ બોલી ગયા: 'દીકરી તું મારાથી કાંઈક છાનું રાખે છે. જે હોય તે મને કહી દે. હું તારો પિતા છું એટલા માટે નહિ પણ આ ઘરમાં તને ઓળખનાર બીજું કોઈ નથી. એટલે સંકોચ વિના તારા હાલ કહી દે.'

દિવસોથી ભરી રાખેલાં આંસુ, વેર વાળતાં હોય એમ ઉભરાયાં. મારું મન ખાલી કરી નાખ્યું અને પછી મેં બીતાં બીતાં મારા વહેવારની વાત કરી. હું મારા પિતાના શબ્દો ઉચ્ચારી શકી નહિ પણ મેં જે ભાંગ્યા તૂટ્યા શબ્દો કહ્યા એનાથી બધું સમજી ગયા. એમણે મને શાંત પાડી. એ બોલ્યા: 'ઠીક છે; હું બહારગામની શાખાનો હોદ્દો લેવાની ના પાડું છું. પેન્શન માગી લઈશ. મારા પગારના રૂપિયા કપાય છે એ પણ મને મળશે ને! હું નોકરી છોડી દઈશ પણ તને એકલી પડવા નહિ દઉં. મારા જીવનમાં બીજું છેય શું! મને મારું કામ પસંદ છે. તારી માતાના અવસાન પછી મેં કામમાં જ મારું સુખ અનુભવ્યું છે. એકલો હતો અને આ કામગીરી હતી એટલે તો મારા દિવસો ઠીક રીતે પસાર થયા છે. પણ તને હું કરમાવા નહિ દઉં. હું સ્વમાનમાં માનું છું. મને ખાતરી છે કે એક દિવસ તને હું હસતી જોઈશ.'

મારા મનમાં ફાળ પડી. બાપુ જરૂર નોકરી છોડી દેશે. મને ખબર હતી કે, કામકાજ એ જ પિતાનો આનંદ હતો. એમણે એ માટે પ્રતિષ્ઠા મેળવી હતી. એમની નિષ્ઠાનાં વખાણ થતાં. એમનું કાર્યાલય એ જ એમનો સંસાર હતો. એવા સંસારને પિતા દીવાસળી ચાંપી દેવાના હતા?

માનસશાસ્ત્રી, જીવનના અભ્યાસી, નરી શૈલીના પક્ષકાર, એમને આ અભ્યાસની ગતાગમ હતી? બાપુને મેં સમજાવ્યા પણ એમણે આટલું જ કહ્યું: 'મારી વાત મારા ઉપર છોડી દે.'

અને બે દિવસ પછી એ ઘેર આવ્યા ત્યારે એમની સાથે એ ફૂલના હારગજરાનો એક ગજ લઈ આવ્યા. કાર્યાલયે એમને માન આપ્યું હતું. વિદાય આપી હતી. નિવૃત્તિની એમની માગણી માંડમાંડ સ્વીકારવામાં આવી હતી.

ફૂલોના હાર મેં લઈ લીધા. સાચા ફૂલનો એક સરસ

હાર મેં તારવી લીધો. ખંડની દીવાલ ઉપર માતાની છબી હતી એને એ હાર મેં પહેરાવી દીધો.

પિતાના મોં ઉપર આજે થાક દેખાતો હતો. એ બેસી જ રહ્યા. મેં પૂછ્યું : 'તમોએ શું નિવૃત્તિ લઈ જ લીધી?' એમણે એક થાકેલા આદમીની બોલી સંભળાવી.

'કામ બહુ કર્યું. હવે આરામ કરશું.'

પણ આરામ શબ્દ એમના હોઠમાં બંધબેસતો નહોતો. એ શબ્દથી કોઈ કિનારો દેખાતો નહોતો. મને તરત જ સમજાયું કે એમને મન આરામ મૃત્યુ જ હતું.

એટલે એ મરીને મને ઠીક રીતે જીવાડવા આજે ઘેર આવ્યા. ફૂલના ઢગલામાંથી સુગંધી ઊડતી ચાલી. બાપુને મેં કહ્યું: 'તમારાં ઊજળાં કાર્યોની આમાં સુવાસ ભરી છે.' પિતા હસ્યા. માતાની છબી ઉપર મેં જે હાર ઝૂલાવ્યો હતો, એ કુંડાળામાં મેં ભૂતકાળનો બગીચો દીઠો. મારી મા અને મારા બાપે, મને જે રીતે ઉછેરી હતી એ દશ્યો, ફૂલના હારના એ કુંડાળામાં ઝબક્યાં.

છબીમાં ઝડપાયેલું મારી માનું મુખ મને બહુ વહાલું લાગતું. એ આખા મુખમાં માનો મોટો ચાંદલો તરી આવતો હતો. ચાંદલો! સ્ત્રીનું કપાળ! કંકુ!...

પિતા મૂંગા હતા. મારી કલ્પના મારા મન સાથે બોલતી હતી. આમ ને આમ અમે બેઠાં હતાં ત્યાં બારણું ખખડ્યું. સાયકલ-સવાર એક તાર આપી ગયો. તાર વાંચ્યો...મધુકરની ગંભીર માંદગી...સરલાને જલદી મોકલોની માગણી...

મારી ખાતર પિતાએ વર્ષોની નોકરીમાંથી નિવૃત્તિ મેળવી, એ જ રાતે મને તેડાવતો તાર! હું હેબતાઈ ગઈ! એમની માંદગીના વિચારે હું બાવરી બની ગઈ! અરે, પિતાની હાલત પણ હું ભૂલી ગઈ. મને રવાના કરવાની યોજના નક્કી થઈ. અમારા પાડોશીએ મને તેડી જવાનું નક્કી કર્યું. પિતાએ સાથે આવવાની ના દરાવી.

જેને સ્ત્રી 'મારું ઘર' કહે છે, એવા મારા ઘર આગળ હું આવી પહોંચી. મારો શ્વાસ ઝડપભેર ચાલી રહ્યો. આંગણાં ઉપર એમનો મિત્ર નિરંજન ઊભો હતો. એ બોલ્યો : 'પધારો ભાભીસાહેબ, પધારો.'

હું અંદર ગઈ. ખંડ ખાલી હતો. બિછાનું ખાલી હતું. નિરંજનને મેં પૂછ્યું: 'એમને કેમ છે?' નિરંજને મને કહ્યું : 'સારું છે. જરા ધીરાં પડો. તમને બધું સમજાવું. આપણે ચા પીએ.'

અને નિરંજને વાત માંડી: 'મધુકરને ચકરીનો રોગ લાગુ પડ્યો છે. ગમે ત્યારે એ ઉથલી પડે છે. મને એમ થયું કે ઘરમાં એકલો ને એકલો એ પૂરો થઈ જશે એટલે મધુકરની જાણ વિના મેં તમારા ઉપર તાર કર્યો. ખાતરી રાખજો કે હું કોઈ રમત રમ્યો નથી. મધુકરે મારી આગળ એકથી વધુ વાર કબૂલ કર્યું છે કે, તમારા વિના એનું ઘર સ્મશાન જેવું થઈ ગયું છે. મધુકરનો જે કિસ્સો હતો એનો પણ અંત આવી ગયો છે. બન્ને વચ્ચે જબરી તકરાર થઈ અને લાગણીનાં આ પૂતળાં નંદવાયાં. મધુકરના મોઢેથી જ આ બધી હકીકત મેં મેળવી, પણ એ સ્વમાનનો ટુકડો. તમને આ વિષે કાગળ લખવાની ના પાડે. તમને યાદ કરે પણ મારી આગળ. ને એને ચકરીનો રોગ હેરાન કરી ગયો. મેં તો મધુકરની ક્રૂર મશ્કરી પણ કરી કે એને ચકરી આવવા માંડી એટલે સેવા માટે એ તમને, મારાં ભાભીસાહિબાને સંભારવા માંડ્યો. તમારી વચ્ચે સમાધાન થઈ જાય એની મને પરવા હતી. તમને તો હું જાણતો જ હતો!

'મને ખબર છે કે તમે ભારતનાં સ્ત્રી-રત્નોમાં ખપવા માગતાં નહોતાં, તમને સદ્‌ગુણનો ઢંઢેરો પસંદ નહોતો. તે છતાં તમારામાં સંસ્કાર હતા. લગ્ન પછીના આ અસુખની તમે હોહા ન કરી. તમે શાંત રહ્યાં. મધુકરે તમને તમારું દિલ ગોતી લેવાની છૂટ આપી તો ય તમને એવી દિલની યાત્રામાં રસ રહ્યો નહિ. તમે મધુકર સમક્ષ કોઈ નાટક ન કર્યું. તમે એક દિવસ ચાલ્યાં ગયાં, શાંત રીતે ભૂંસાઈ જવા માટે, એની મેં નોંધ કરી.

'તમે જૂના જમાનાનાં નહોતાં અને નવા જમાનાંય

કૂવા પાસે તો ખખડધજ વડ પણ નીચે પડ્યો હતો. તળાવની પાળ તૂટું તૂટું થઈ રહી હતી. જો બહારનું પાણી રોકવામાં ન આવે તો પાણી ગામમાં પેસી જાય એવી દેહશત ઊભી થઈ હતી. ભાગ્યે જ એકે ઘર એવું બાકી રહ્યું હશે કે જેની છતમાંથી પાણી ન પડ્યું હોય !

વરસાદે તો ભારે કરી હતી ! જાણે આખી મોસમનો અડધો વરસાદ તો આ અડધી રાતમાં પડી ગયો હતો. એથી પાણી પાણી થઈ ગયું હતું. ધરતી રસબસ થઈ ગઈ હતી. ઉઘાડ નીકળે તો પાણીયે શમી જાય. પણ હજી આકાશ તો ગોરંભાયેલું હતું.

હું બહાર ચક્કર મારી આવ્યો. સીમનું પાણી હજીયે તળાવમાં ઠલવાયે જતું હતું. તળાવની ગામ ભણીની પાળ ઢોરઢાંખરની અવજવરને કારણે ઘસાઈ ગઈ હતી. રસ્તા પડી ગયા હતા. એટલે પાણીનો ઘસારો વધતો ત્યાંથી પાણી ગામમાં પેસી જવાનો પૂરો ભય હતો. ને જો પાણી ગામમાં પેસવા માંડે તો હરિજનવાસ પહેલો ઝડપાઈ જાય. તે પછી બીજી ઇતર વસ્તીને નુકશાન થાય. ઉજળિયાત વસ્તી જરા ઊંચાણમાં હતી. પણ બધાના રસ્તા તો પાણીથી બંધ જ થઈ જાય. ઘણાનાં ઘર બેસી જાય. ગામને ભારે નુકશાન થાય.

અને હજી તો ખેતરમાં ભરાઈ ગયેલાં પાણી લોકો શેઢા તોડી તોડીને બહાર કાઢશે ત્યારે ! કદાચ વનવગડાનું પાણીયે રેલાતું અહીં આવે. તેમ સીમનો પ્રવાહ તો વહેતો જ હતો. એટલે એ પ્રવાહને વાળી આગળ ધકેલવાની નહેર હતી. અને તળાવની પાળ સમારવાની ખાસ જરૂર હતી.

મેં ગામલોકોને વાત કરી. ત્યારે ઘણા બધા સંમત થયા.

‘ સેવકરામ ખરું કહે છે. જો સીમનું પાણી તળાવમાં ઠલવાતું રહેશે તો તળાવ તો જોત જોતામાં છલકાઈ જશે. ’

‘ એ પાણીને આગળ ધકેલો. તળાવ બાજુનો ઢાળ પૂરી કાઢો. ’

‘ જો પાણી ગામમાં પેસશે તો રમણભમણ કરી દેશે. પાછું માથા પર આખું ચોમાસુ ઊભું છે. જો આવી ઝપટ લગાઈ...તો ગામે જળબંબાકાર થઈ જશે. ’

‘ જો તળાવની પાળ ફાટી તો...તો ઢોરાંની બૂરી વલે થશે. બધું પાણીમાં ધોવાઈ જશે. ’

જે સાંભળતા તે બધા આવા ઉદ્દગાર કાઢતા. પણ કોઈ એમ નહોતા કહેતા કે ચાલો પાવડો અને તગારાં લઈ બહાર નીકળો. એટલે મેં કહ્યું :

‘ તો પછી કોની વાટ જુઓ છો ! ગામમાં સાદ પાડી દો. ઘેર ઘેરથી નીકળી પડો ને તળાવની પાળ ઠીક કરી લ્યો. પેલી બાજુનું પાણી બીજે વાળી લ્યો.’

‘ હા...હા ..મુખીને કહો સાદ પડાવે.’

એકે મુખી પર ઢોળ્યું. મુખીએ સરપંચ પર ઢોળ્યું. સરપંચે ગામના આગેવાનો પર ઢોળ્યું. આગેવાનોએ ‘ હા...બરાબર છે. સેવકરામનું કહેવું તો ખરું છે. ’ કરતાં કરતાં સાંજ પાડી.

તો વળી એક જણાએ તો મનમાં હતું તે કહી દીધું :

‘ ઢોરાંનાં ઘરમાં પાણી ભરાઈ જતું હોય તો ઢે પાળ બાંધે. એમાં ગામને શું ? ’

‘ કેમ તળાવ ગામનું નથી ? ’

‘ ગામનું તો છે જ તો ! પણ એમાં ગામ શું કરે ! સેવકરામ ! અહીં સબસબકી સમાલો એવો જમાનો આવ્યો છે. આખા ગામની ફકર કરતા ક્યાં ફરવું. ’

‘ પણ આમાં ગામનો એટલે તમારો અને સૌનો સવાલ છે. ગામને નુકશાન થશે તો તમને નહિ થાય ! ’

‘ એ તો ખરું જ તો. પણ મુખી જ પાણીમાં બેસી જાય ત્યાં બીજા શું કરે ! ’

મુખીના ઘેર જઈ તપાસ કરી તો એ ખેતરનું ભરાઈ ગયેલું પાણી વાળવા ગયા હતા. સરપંચને ત્યાં ગયો તો એ વળી વાડામાં પાણી ભરાઈ ગયું હતું અને

ચાર બગાડતું હતું તે રસ્તો કરવા ગયા હતા.

બધા પોતપોતાની લ્હાયમાં પડ્યા હતા. કોઈને ગામની નહોતી પડી. સૌને પોતાની, અપની પડી હતી!

ને હું હરિજનવાસમાં ગયો હતો. એ લોકોના તો બૂરા હાલ થયા હતા. કેટલાકનાં પતરાં જ ઊડી ગયાં હતાં. કેટલાકનાં છાપરાં ફાટી ગયાં હતાં. પાણીથી ઘરની ચીજવખરી ભીંજાઈ ગઈ હતી. કેટલાયના ઘેર ચૂલા સળગ્યા નહોતા. ચૂલામાં જ પાણી ભરાઈ ગયું હતું ત્યાં ક્યાં સળગાવે! એ બધા ઝૂંપડાં ઠીક કરવામાં પડ્યા હતા. એમના આ હાલ જોઈ એમને પણ શું કહું!

એ તો સારું થયું કે બીજે દિવસે ઉઘાડ નીકળ્યો. ધરતી પણ તરસી હતી એટલે વગડાનું અને સીમનું પાણી સોસાવા માંડ્યું. તળાવનું પાણી પણ ઓસરવા માંડ્યું.

ત્રણેક દિવસ પછી તો ખેતરમાં હળ ફરતાં થઈ ગયાં. સૌ રોપણીમાં પડી ગયાં હતાં.

છાપામાં ત્રણેક દિવસ પછી હેવાલ આવ્યો હતો. એમાં લખ્યું હતું કે આ વિસ્તારમાં એક રાતમાં સાત ઇંચ જેટલો વરસાદ પડ્યો હતો. સાત ઇંચ વરસાદ, તેયે એકી સાથે ઝીંકાય પછી શું બાકી રહે! જો ફરીવાર આવો વરસાદ આવે તો જરૂર પાણી ગામમાં ભરાઈ જાય.

એટલે હું બૂમો પાડતો જ રહ્યો.

'ગામ નીકળી પડે તો આપણે કોરા કોરામાં પાણીનો રસ્તોયે કરી શકીએ. તળાવની પાળે ઠીક કરી દઈએ.'

પણ મારો અવાજ અરણ્યરુદન જેવો હતો. પેલા હરિજનોને કહ્યું. તો એ કહેવા માંડ્યા :

'સેવકરામ! અમે એકલા શું કરીએ! અમારી પાસે સાધને શું છે! અમે તો ગામની હારે હારે રહીએ, ગામ બતાવે તે કામ કરી છૂટીએ.'

જાણે બધાયે છૂટી પડ્યા. ગામનું કામ એટલે કોઈનું કામ નહિ. વ્યક્તિગત રીતે કહું તો કહેશે : 'એ તો સૌનું થશે તે આપણું થશે. એક હાથે કંઈ તાલી પડે!'

ને તાલી ન પડી તે ન જ પડી. ત્યારે તો કોઈને ભય દેખાયો પણ નહિ.

પણ પંદરેક દિવસ પછી પાછી મેહુલીઆએ ઝપટ લગાવી. પવન પણ કહે મારું કામ! વરસાદ અને પવન, જાણે સ્પર્ધામાં ઊતર્યા હતા! બંને જણા ગેલમાં આવી ગયા હતા. એમને તો રમત હશે. પણ અહીં ગામનો તો જીવ તાળવે આવી ગયો હતો.

પાણી તળાવમાં ભરાતું જતું હતું. હવે ધરતી તો ધરાઈ ગઈ હતી. એટલે વગડાનાં ખાબોચિયાં, તળાવડીઓ પણ છલકાઈને ગામના તળાવમાં ઠલવાવા માંડ્યાં.

રાતના તળાવ ફાટ્યું પણ ખરું. બરાબર, એ જ જગ્યાએથી ફાટ્યું. તળાવ ફાટ્યું અને પાણી ગામમાં ધસી આવ્યું. હરિજનો તો છૈયાં છોકરાં લઈ ભાગ્યાં. પણ એ જાય પણ ક્યાં! મંદિરમાં તો પૂજારી પેસવા ન દે. વરસાદ તો ઝીંકી રહ્યો હતો. ઉપરથી અને નીચેથી, બંને બાજુથી પાણીનો માર થયો હતો. એ લોકોની ચીસો અને હોહાકાર સાંભળી હું ભીંજાતો, લથપથ થતો, કેડ સમા પાણીમાં જેમતેમ ડગ મૂકતો હરિજનવાસમાં પહોંચ્યો.

એક તો રાત, પાછું ઘનઘોર આકાશ ને ઉપરથી વરસાદ દેખાય! મારી પાસે બેટરી હતી. જ્યાં ચીસો સંભળાતી હતી ત્યાં ગયો. સ્ત્રીઓ ચિત્કાર કરતી હતી. છોકરાંને તેડી ચાલ્યા ક્યાં જવું તેની ચિંતામાં પડ્યા હતા. મને થયું :

'અત્યારે, આવા વરસાદમાં આ બધાંને આશરો ક્યાં આપવો!'

ઊગમણી દિશા તરફ નિશાળ હતી. આ બધાંને નિશાળમાં પહોંચાડી દઉં. ને બૂમ પાડી :

'બધાં ગામની નિશાળમાં જાઓ, જાઓ હું નિશાળ ઉઘાડી દેવરાવું છું.'

ને એ લોક રડતાં, કકળતાં, ભીંજાતાં, અથડાતાં, પડતાં આખડતાં નિશાળ તરફ વળ્યાં.

અને એ વખતે માસ્તરને ઘેર ગયો. એમની પાસેથી ચાવી લઈ આવ્યો, અને નિશાળ ખોલી આપી.

હરિજનોનાં ઝૂંપડાં પાણીમાં ડૂબી રહ્યાં હતાં. તેમની ઘરવખરી પાણી પર તરી રહી હતી. કંઈ જ બાકી રહેવા પામ્યું નહોતું. કોઈનું મોત થયું નહોતું એટલું જ આશ્વાસન હતું.

ગામના ઊજળિયાત વાસના માઢ સુધી પાણી પહોંચી ગયાં હતાં. એથી દિવાલો બેસવા માંડી હતી. કેટલાકના કરા પડી ગયા હતા. ગામની બહાર નીકળી શકાય એવું રહ્યું નહોતું. ગામના ઉકરડા પણ પાણીમાં ડૂબી ગયા હતા. પાણીયે ભરવા કેમ જવું ! ગામની બહાર હાજતે પણ કેમ જવું ! ગામ જાણે બેટ જેવું થઈ ગયું હતું.

આ દૃશ્ય આંખ સામેથી ખસતું નથી. એ જોતો અને મારી આંખો ભીની બનતી.

'મારું કોઈએ ન માન્યું. ગામને ચેતવ્યું તોયે ન ગણકાર્યું. અને તેની આ વલે થઈ. હવે આ ગામ બેઠું યે કેમ થશે !'

વરસાદ બંધ થયો. પાણી ઓસરી ગયું.

પણ જે તે મારી આગળ ધા નાખવા લાગ્યા :

'સેવકરામ ! અમે તો મરી ગયા. ધાન હતું તે પલળી કહોવાઈ ગયું. ખાવા અન્ન નથી. પહેરવા લૂગડાં નથી. રહેવા ઝૂંપડી નથી. સેવકરામ ! આવા સમયે તમે બેલી નહિ થાઓ તો અમે ગરીબ લોક તો મરી જઈશું.'

લોકો રડતાં હતાં. કાકલુદી કરતાં હતાં. એમનું દુઃખ જોયું જતું નહોતું.

આ લોકને એમ કહેવું કે તમે તમારા વાંકે મરી રહ્યાં છો ! તો આમને મદદ ક્યાંથી અપાવવી ! શું કરવું ! કોને કહેવું ? આંખે અંધારાં આવી જાય એવું થયું હતું.

કંઈ સૂઝતું નહોતું. પણ હાથ જોડી બેસીયે કેમ રહેવાય. બધી પરિસ્થિતિનો ખ્યાલ આપવા અને જે મળે તે મદદ લેવાની ગણતરી કરી, ખભે ઝોળી ભરાવી હું જિલ્લા કલેક્ટરને મળવા ઊપડ્યો.

★

લેતવિયાના વિજ્ઞાનીઓએ એક 'યાદશક્તિવાળું' ગણત્રીયંત્ર તૈયાર કર્યું છે. આ ગણત્રીયંત્રમાં રેડિયોના વાલ્વ જેવું વિભાગીકરણનું કામ કરતાં ૪,૦૦૦ ટ્રાન્સીસ્ટર ડાયોડ અને ૯૦૦ કામની નાની નાની બટન જેવી નળીઓની ગોઠવણી કરવામાં આવી છે.

આ યંત્રને શરૂઆતમાં બીજગણિતના નિયમો પ્રમાણે ગોઠવવામાં આવે છે અને એ પછી એને દાખલા ગણવાનું કામ સોંપવામાં આવે છે. આ દાખલા ગણવા માટે કોઈ ચાવીઓ ફેરવવી પડતી નથી; પરંતુ એમાં આપોઆપ જ પેલા મૂળ નિયમો પ્રમાણે ગણત્રી થવા માંડે છે. આ જોઈને આપણને તો એમ જ લાગે છે કે જાણે આ યંત્ર પોતાના જ્ઞાનનો ઉપયોગ કરીને ધીમે ધીમે મુશ્કેલ દાખલાઓ પણ ગણતું જાય છે.

*

૧૯૫૧માં ભારતમાં ૩૦ તબીબી શિક્ષણસંસ્થાઓ હતી. તેની સરખામણીએ આજે તે ૫૪ છે. અને તેમના દ્વારા વાર્ષિક ૪૫૦૦ તબીબો બહાર પાડવામાં આવે છે. દેશની એકંદર જરૂરિયાત સંતોષવાને માટે આ સંખ્યા વર્ષના ૫૦૦૦ તાલીમીઓને હિસાબે ગણતાં ૫૦ વર્ષે માંડ પૂરી પડે. આથી એવો અંદાજ બાંધવામાં આવ્યો છે કે જરૂરી સંખ્યામાં તબીબોના શિક્ષણને માટે ૧૨૫ તબીબી કોલેજો જરૂરી બનશે.

શેખાદમ આબુવાલા

# જર્મનીના પત્રોમાંથી

'હું એક ભટકતો શાયર છું-' વાચકોને પ્રિય આ લેખમાળાના લેખક ભાઈ શેખાદમ ફરી પાછા જર્મની ઊપડી ગયા છે. એ લેખમાળા છેલ્લા બે અંકથી કેમ નથી આવી શકી એવી અનેક વાચકોની પૃચ્છાના જવાબ રૂપે જ આ પત્રો છાપવા ઉચિત લાગ્યા છે...

મેઈન્ઝ/ર્‌હાઈન, ૨૯-૭-'૫૯

ડિયર પરમાર,

નફ્ફટાઈને પણ સીમા હોવી જોઈએ, એ જાણવા છતાં મેં અસીમ નફ્ફટાઈ દાખવી છે. માફ કરશો એમ કહે ચાલતું હોત તો તેમ કરત. પણ એથી અદકો રસ્તો એ છે કે મારે પુનઃ 'હું એક ભટકતો શાયર છું.' આગળ ચલાવવું. એકાદ મહિનામાં તે શરૂ કરીશ. છેલ્લો હફ્તો મોકલશો જેથી યાદ આવે કે મેં શું લખ્યું હતું. ત્રણ હફ્તા મળે પછી જ છાપશો. હાલ જર્મનીમાં છું.

યુનિવર્સિટી ઑક્ટોબરમાં ખૂલશે. ત્યાં સુધી બીજી પ્રવૃત્તિમાં મન પરોવી સંતોષ મેળવવો રહ્યો.

'અજંપો'નું કાંઈ કર્યું કે કેમ? હવે પછીના કાગળમાં પ્રસ્તાવના લખી મોકલીશ. શી નવાજૂની છે?'

'ઊર્મિ' ન મોકલો? જાન્યુઆરીના અંકથી? વાચન માટે કાંઈનું કાંઈ મોકલતા રહેશો. કાગળ પણ નિયમિતરીતે લખતા રહેશો.

લિ. શેખાદમની યાદ અને સલામ.

*

મેઇન્ઝ, ૩-૮-'૫૯

ડિયર કવિ,

આ (પત્ર સાથે) રહી 'અજંપો'ની પ્રસ્તાવના.

સંગ્રહ ક્યારે તૈયાર થશે? એકાદ મહિનામાં થઈ જાય તો સારું. તાકીદે થોડીક નકલ મોકલશો.

હાલ મૂડ નથી. મૂડ આવે એટલે ફરી કલમ હાથમાં લઉં. લખવા માટે મસાલો તો જોઈએ એટલો પડ્યો છે. કોશિષ કરીશ.

યુનિવર્સિટીમાં એડમિશન મેળવવાની કોશિષ ચાલે છે. મોસમ વિચિત્ર છે. મારા આવ્યા પછી વંઠી ગઈ છે. વરસાદ અને ઠંડી—બેઉ પડતાં રહે છે.

શેખાદમના સલામ.

*

જર્મની, ૮-૮-'૫૯

ડિયર જયન્ત,

તમારા પત્ર માટે આભાર. વાંચી બેહદ ખુશી થઈ.

હું ફરી જર્મનીમાં છું—ત્રીજી વાર. મારા જર્મન મિત્ર એરિખ બ્લેઝના કુટુમ્બમાં રહું છું.

હાલ પરેશાનીમાં છું. ઠરીઠામ થતાં સહેજ વાર લાગશે. એકાદ બે મહિના મોસમ મજાની છે, છતાં ચોવીસે કલાક ઘરમાં રહું છું. વાંચું છું અને રેડિયો સાંભળું છું. કંટાળો વધી જાય છે ત્યારે પડખેના મકાનમાં જઈ ટેલિવિઝનના કાર્યક્રમો નિહાળું છું. જે જર્મન કુટુમ્બમાં રહું છું ત્યાં વસ્તીની કશી ખોટ નથી: પાંચ બિલાડીઓ, બે કાગડા, બે કબૂતર અને એક ન સમજાય તેવું વિચિત્ર પંખી. પ્રાણીઘરની શોભા અધૂરી હશે એટલે મારું આગમન થયું!

એરિખની મા ઘણી ભલી બાઈ છે. મીના નામ છે. ત્રણવાર બરબાદી જોઈ ચૂકી છે. આ ત્રીજીવાર ઘર વસાવ્યું છે. જિંદગીથી કંટાળી ગઈ છે. મેઇન્ઝ શહેરમાંથી બહાર પગ મૂકવો એને ગમતો નથી. ટાપટીપ કે રંગરાગની સહેજ પણ પડી નથી. પોતાની જિંદગીનો મોટો ભાગ પશુપંખીઓને અર્પણ કરી દીધો છે. એનો પતિ ઓછાબોલો આદમી છે. એનું નામ પણ એરિખ છે. એ મિકેનિક છે. એમને એક જ સંતાન છે. એ સ્વિટઝર્લૅંડમાં નોકરી કરે છે. 'ભટકતા શાયર'નું મેટર એકાદ બે અઠવાડિયામાં મોકલીશ.

લિ. શેખા.

*

મેઇન્ઝ/રહાઈન, ૧૧-૮-'૫૯

ડિયર કવિ,

સાતમી ઓગસ્ટનો લખેલો પત્ર આજે મળ્યો. વાંચી બેહદ ખુશી થઈ. 'અજંપો' પ્રેસમાં જઈ રહ્યો છે તે જાણી અનહદ આનંદ અનુભવ્યો.

'અજંપો'નાં કાવ્યોના વિભાગ જરૂરી છે? વિભાગ પાડો તેનો વાંધો નથી. પણ શા માટે લખવું કે આ ગેય છે, આ છંદોબદ્ધ છે, આ મુક્તકો છે અને આ ગઝલો છે. એ રીતે જોતાં ગઝલો પણ ગેય વિભાગમાં આવી શકે. સપ્ટેમ્બરમાં પ્રગટ થાય તો ઘણું સારું. ટાઈટલ ઊડીને આંખે વળગે એવું કરાવજો. એમ તો મને પૂરેપૂરી ખાતરી અને વિશ્વાસ છે કે તમે અત્યંત ચીવટ અને તનમન પરોવીને કામ કરી શકો છો.

મોસમના રંગઢંગ ઠેકાણા વગરના છે.

હું હાલ વાટ જોઈ રહ્યો છું જર્મનીમાં રહેવાના વીઝાની. એ મળી જાય તેમજ આર્થિક રીતે સહેજ ઠરીઠામ થઈ જવાય—પછી mood આવશે. બીજી પણ અનેક પરેશાનીઓ છે. હાલ વાદળ છવાયેલાં છે, પણ આગાહી આપે છે: ધીરજ ધર, સમય આવ્યે એ વિખેરાઈ જશે. સૌને સલામ.

લિ. શેખાદમ.

તા. ક. આવતા અઠવાડિયાથી કામે ચડવા વિચાર છે. આ અઠવાડિયામાં મેટર રવાના કરીશ. 'ઊર્મિ' નિયમિત મોકલતા રહેશો. મેટર તો ઘણું છે. હાથ અને કલમ એક છે.

★

ધુમાડાને પકડીને ઉપયોગમાં લેવાની વાત સાંભળીને તો હસવું જ આવશે. પરંતુ ફેલાતો ધુમાડો કેટલો ભયંકર છે એ જો આપણે જાણીએ તો એને કાબૂમાં લેવાની આવશ્યકતા તરત સમજાશે. ખાસ કરીને મોટાં શહેરોમાં જાત-જાતના ધુમાડા હવામાં ફેલાતા હોય છે અને એમાં અનેક નુકશાનકારક દ્રવ્યો હોય છે. એમ કહેવાય છે કે લંડનનો પ્રત્યેક નાગરિક દર વર્ષે એક કોથળો ભરાય એટલી મેશ ગળી જાય છે. આ વાત મજાક જેવી લાગે છે પરંતુ એનાં પરિણામ કેટલાં ભયંકર છે એ વિખ્યાત બ્રિટિશ વિજ્ઞાની પ્રો. પેબસ આપણને જણાવે છે, તેઓ માને છે કે લંડનમાં કેન્સરના ૧૦૦માંથી ૯૦ કેસો વાતાવરણમાં રહેલી અશુદ્ધિઓને કારણે થાય છે.

ધુમાડાને કાબૂમાં લેવા માટે અનેક દેશોના નિષ્ણાતોએ અનેક જાતના પ્રયોગો કર્યાં હતા, પરંતુ ધુમાડાને પૂરેપૂરો કાબૂમાં લઈ શકે એવી યોજના કોઈને જડી નહોતી. ઓછામાં ઓછો ૪૦ ટકા ધુમાડો છટકી જ જતો હતો.

પરંતુ હવે સોવિયેત સંઘે ધુમાડાને કાબૂમાં લેવાની સફળ પદ્ધતિ શોધી કાઢી છે. ત્બીલીસીના એક ઇજનેર આઈ. કુર્દિયાનીએ એક સાધન બનાવ્યું છે; જે ધુમાડાને પૂરેપૂરો કાબૂમાં લઈ શકે છે.

આ સાધનની રચનાનો સિદ્ધાંત નીચે પ્રમાણે છે: આપણે સૌ જાણીએ છીએ કે ધુમાડાના કણોને ભીના કરવામાં આવે તો એ જમીન ઉપર બેસી જાય અને હવામાં ફેલાતા અટકે. પરંતુ ધુમાડાના બધા જ કણોને ભીના કરવા કેવી રીતે? આઈ. કુર્દિયાનીએ આ પ્રશ્ન સફળતાપૂર્વક ઉકેલી નાખ્યો છે. એમણે બનાવેલું સાધન હવામાં એક જાતની ભેજવાળી ધૂમરી ઊભી કરે છે; જે બધા જ ધુમાડાને ચૂસી લે છે અને એના એકેએક કણને ભીનો કરી દે છે. ઉપરાંત, ધુમાડાના એ કણોને એક ખાસ ટાંકીમાં ઉતારવામાં આવે છે; જેને પાછા ઉદ્યોગોમાં કામમાં લેવાય છે.

★

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# આપણાં ગુલેલચશ્મ બાજો

બાજ નામના પંખીની વાત તો આપણાં ધાર્મિક સાહિત્યમાં પણ જાણીતી છે. તે પંખીનો અભ્યાસુ પરિચય ઊર્મિના જાણીતા પક્ષી–વિશારદ લેખક આ લેખમાં રજૂ કરે છે જે બધાંને વાંચવો ગમશે જ……

આપણે જે ટૂંકી પાંખના બાજનો અભ્યાસ કરીએ છીએ તે બધાની આંખોનો રંગ પુખ્ત ઉમ્મરના થતાં ગુલાબી થઈ જાય છે. વળી આ ગુલેલચશ્મ બાજને કોઈ સૃજનજૂના કાળથી મનુષ્યોએ તેઓને પકડીને પોતાના ખોરાક માટે પંખી અને પ્રાણીઓ પકડવા માટે કેળવ્યાં છે. આ બાજ બધા ટૂંકી પાંખના બાજ છે. આને માટે અંગ્રેજીમાં ખાસ શબ્દ 'હોક' કહેવાય છે. અને આપણે ત્યાં તેને ગુલેલચશ્મ બાજ કહે છે. બાજનાં તેની ઉમ્મર પ્રમાણે બાજદારોએ નામ રાખ્યાં છે. માળો છોડીને જે બચ્ચાંનો રંગ હોય છે તેને ચુઝું બાજ કહેવાય છે. બીજે વરસે તેને બોઝ્મ બાજ કહેવાય છે અને ત્રણ વરસ પછી તેને તરીનાગ બાજ કહેવામાં આવે છે. તરીનાગ થયા પછી જે રંગ આવે છે તે પછી હંમેશ રહે છે. અને જેમ વરસ વધતાં જાય તેમ આંખો ઘેરી રાતી થતી જાય છે.

### શિકરો

કબૂતરના કદનો 'શિકરો' એ માદાનું નામ છે અને તેનાથી કદમાં જરા નાનો તે નર તેને 'શિકરી' કહેવામાં આવે છે. શિકરો બાજદારની દુનિયામાં ગરીબનો બાજ મનાય છે. તેને ગમે તે જગ્યાએથી પકડી શકાય છે અને કેળવીને નાનાં પંખી જેવાં કે લલેડાં, કાબર, ચીબરી, કાગડો, તેતર, ટીટોડી અને મોટામાં મોટા શિકાર સફેદ ગીધ અથવા ઘોઘડનો કરાવવામાં આવે છે. તેમાં તરીનાગ શિકરાનો ઉપરનો ભાગ રાખોડી હોય છે પણ તેમાં અહીં તહીં ધોળાં પીછાં હોય છે. પેટાળ સફેદાઈવાળું અને અંદર રતાશપડતી કથ્થાઈ લીટીઓ ઉપલી છાતીથી પેટાળ સુધી ભરાઈ જાય છે. પગ પ્રમાણસર જાડા, રંગમાં પીળા અથવા નારંગી હોય છે. નળી ઉપર પીછાં રહેતાં નથી. અને જાંગનાં પીછાં ગોઠણ સુધી આવે છે. રાખોડી રંગની પૂંછડીમાં કાળાશપડતા પટ્ટા આવે છે. પૂંછડી નીચે ધોળાં પીછાં રહે છે. ગોળાશપડતું માથું અને વાંકી, કાળી, અણીદાર અને ટૂંકી ચાંચ આવે છે. આંખનો રંગ નારંગી અથવા લોહીરંગો હોય છે. કદ સિવાય રંગમાં શિકરા-શિકરીમાં ફેર નથી પડતો.

ચુઝુંમાં આ પંખીનો ઉપરનો ભાગ ઘેરો કથ્થાઈ અને કેટલાંક ધોળાં પીછાંવાળો હોય છે. પેટાળ ધોળાશ પડતું પણ અંદર ઊભા લાંબા જાડા ઘેરા કથ્થાઈ રંગના લીટા આવે છે. અલબત દરેક શિકરા રંગમાં એક સરખા આવતા નથી, પણ એથી તેને ઓળખવામાં જરાય મુશ્કેલી પડતી નથી. ચુઝુંમાં આંખોનો રંગ આછા પીળાથી ઘેરા પીળા સુધી થાય છે. તો કેટલાકનો લીલાશ પડતો પીળો રંગ હોય છે. તેની ડાઢીમાં એક લીટો રહે છે.

શિકરો આપણે ત્યાં જ વસવાળું આપણું સામાન્ય પંખી છે. તેનો વસવાટ બગીચા અને વનમાં હોય છે. ઉડાનમાં તે એટલો બધો તેજ ન કહી શકાય. એટલે તે પોતાના શિકાર પાછળ લાંબે સુધી પીછો પકડતો નથી પણ પોતાના શિકારને અચાનક દબાવી દે છે. તેનો 'પીઉ પીઉ' અવાજ બચ્ચાં ઉછેરવાની મોસમમાં જરૂર સાંભળવામાં આવે છે. અને માળા પાસે તો તે પાંખતાં અને એકબીજાને બોલાવવા માટે લગભગ ઘોંઘાટ કરતો કહીએ તો કહી શકાય એમ બોલ્યા કરે છે. સામાન્ય રીતે આ પંખીને એકાન્ત ગમે છે છતાં તે આપણાથી તેનાં બીજાં કુટુંબી માફક શરમાઈને ઊડી જતો નથી. જ્યારે વૃક્ષમાં બેઠો હોય ત્યારે સીધી દેહે બેસે છે. એ વખતે તેની પૂંછડી ખાસ લાંબી વરતાય છે. ઊડવા માટે તે જ્યારે પોતાનો અડ્ડો છોડે છે ત્યારે શરૂઆતમાં ચાર છ વખત જોરથી પાંખો વીંઝે છે પછી થોડા અંતર સુધી હવામાં સરે છે. પછી વળી ચાર છ વખત પાંખનો હેલારો આપી આગળ

ઊડે છે. શિકરાને સવારના દશ પછી પોતાની પૂંછડી પહોળી કરી ગગનમાં ગેડા મારવાનું બહુ ગમે છે.

ભારતભરમાં તેની વસતી છે વળી જ્યાં વસે ત્યાં બારે માસ અડ્ડો જમાવે છે. અને ત્યાં જ બનતાં સુધી જીવન પૂરું કરે છે. છતાં કેટલાક સ્થાનિક મુસાફરી પણ કરતા હોય છે.

શિકરા પોતાના માળા બાંધવાની શરૂઆત ફેબ્રુઆરી માસથી કરે છે અને મે માસ સુધીમાં બચ્ચાં થઈ જાય છે અથવા તો ઈંડાં સેવતો હોય છે. તેઓ કાગડા જેવો સાંઠીકડાનો માળો બનાવે છે. પણ ઘણે ભાગે બગીચાના માળા તો કાગડાના જૂના માળામાં જોવામાં આવે છે. માળો બાંધવા માટે તેઓ ઊંચા વૃક્ષની પસંદગી કરે છે. તેમાં ખાસ તો પીપળા, ગુંદ અને આંબા જોવામાં આવે છે. તેના માળાની ઊંચાઈ પંદરથી ચાલીશ ફૂટ હોય છે. બેથી ચાર ભૂરાશપડતાં ચળકાટ વગરનાં ઈંડાં મૂકે છે. જ્યારથી માળા બાંધવાની શરૂઆત કરે તે માદા ઈંડા સેવતી હોય ત્યાં સુધી વારે વારે પોતાનો 'પીઉ પીઉ' અવાજ આપ્યા કરે છે. બચ્ચાં ઉપર ધોળી રુંવાટી હોય છે અને માબાપ બન્ને ઈંડાં સેવવાથી માંડી પોતાની પ્રજાઉછેરનો સર્વ ભાર સરખે ભાગે વહેંચી લે છે.

તેના શિકાર ખાસ તો ઉંદરડી, ખિસકોલીનાં બચ્ચાં, તીડડાં, ગરોળાં, કાકીડા અને ચકલા જેવાં ઝીણા પંખીનો છે. વાડો નજીક ઊડી અથવા તો જમીનથી થોડે ઊંચે ઊડી તેમાં જ્યાં ખૂણા પડતા હોય ત્યાં પોતાની ઉડાનનો વેગ વધારી બેઠેલાં ઝીણાં પંખીને હેબતાવીને અચાનક ઝડપ મારી પકડી લે છે. આ તેની પોતાનું જીવન નિભાવવાની રીત છે.

અંગ્રેજીમાં શિકરાને The Indian shikra કહે છે અને વિજ્ઞાનિકો તેને Accipiter Badius Dussumieri (Temminck) કહે છે.

### બાજ

બાજ એ ગુલેલચશ્મ શિકારી પંખીમાં મોટો છે. તેનું કદ સમડી કરતાં કંઈક મોટું હોય છે. પાકી ઉમ્મર કે તરીનાગ બાજનો પીઠ ઉપર રાખોડી રંગ હોય છે અને રાખોડી પૂંછડીમાં પટ્ટા રહે છે. પેટાળ અને છાતી સફેદાઈવાળી અને અંદર આડી રાખોડી કાળી લીટીઓ આવેલી હોય છે. આ પંખીઓને કેળવનારને બાજદાર કહેવામાં આવે છે. એ બાજદારો બાજને બહુ પાણી-દાર જનાવર લેખે છે. બાજ એ માદાને કહેવામાં આવે છે. આમ તો તે નરજાતિનું નામ છે. અને જુરો એ એના નરને કહેવામાં આવે છે. જુરાનું કદ બાજ કરતાં નાનું હોય છે. આવા શિકારી પંખીમાં માદા વધારે જોરાવર અને હિંમતવાળી રહે છે. તેનાં તેની ઉમ્મર પ્રમાણે નામ આપવામાં આવ્યાં છે એટલે માળો છોડીને બચ્ચાં ઊડે અને જે રંગ હોય છે તેને ચુઝી કહેવામાં આવે છે. એક વરસનો થઈ જ્યારે તે ચુઝીનાં થર ખેરવીને બીજાં લઈ આવે તેને ખોજમ કહેવામાં આવે છે અને પછી જે રંગ આવે છે તે કાયમ ખાતે રહે છે એટલે તેને તરીનાગ કહેવાય છે. આ પ્રમાણેનાં નામ કાંઈ એકલા બાજ કુટુંબમાં જ નથી દેવામાં આવતાં પણ દરેક જનાવર જે શિકાર માટે કેળવવામાં આવે છે તેને માટે કહેવાય. પંખી કહેવાને બદલે તેના પાળનાર તેને જનાવર કહે છે. તરીનાગ બાજનો માથાનો રંગ પણ રાખોડી અને ચહેરા કંઈક સફેદાઈ ઉપર હોય છે. પૂંછડી નીચેનાં પીંછાં ધોળાં રહે છે. આંખો નારંગી અને ઉમ્મર વધવાની સાથે રાતીચોળ બની જાય છે. નેણ ઉપર ધોળી લીટી રહે છે તે ગરદનની પાછળ સુધી જાય છે. પગ પીળા રંગના, પગની નળી પીંછાં વગરની પણ તેની ઉપર મોટાં ભીંગડાં રહે છે. હવે તેનો ચુઝીમાં રંગ જોઈએ. તેની પીઠ ઉપર કથ્થાઈ રંગ રહે છે. અને પેટાળ રતાશપડતો અથવા કંઈક ગુલાબી જણાય એવી જમીન ઉપર ગળાથી છાતી અને પેટ સુધી જાડા કથ્થાઈ ઊભા લીટા હોય છે. પગ અને આંખ પીળા રંગની હોય છે. તેના પગનાં અંદરનાં આંગળાં ઉપરનો નખ અને પાછળનાં આંગળાંનાં નખ સૌથી મોટા હોય છે. એ તો તરીનાગમાં પણ એમ જ આવે છે. દરેક રંગમાં નરમાદા એક સરખા હોય છે પણ

કદમાં નર નાનો હોય છે. સ્વભાવે બાજ ખૂબ શરમાળ હોવાથી તેને બેઠેલો જોવો ઘણો મુશ્કેલ છે. તેનો વસવાટ ગીચ અને ઘાટી વનરાજીમાં હોય છે.

આ કોમનાં પંખીની પાંખો ટૂંકી અને ગોળ રહે છે. જે માત્ર પૂંછડીનાં મૂળ સુધી જ પહોંચે છે છતાં તેની ઉડાનમાં સાઠ સીત્તેર વારના અંતરે ઘણી તેજી હોય છે. સામાન્ય રીતે જ્યારે શિકારની શોધમાં નીકળે છે ત્યારે જમીનથી માત્ર થોડા ફૂટ જ ઊંચે ઊડે છે. ગયા હપ્તામાં જોઈ ગયા તે મધીયાનો રંગ બાજને ઘણો મળતો આવે છે. પણ મધીયા ઊડે છે ત્યારે તરત જ વરતાઈ આવે છે વળી તેની આંખનો રંગ અને પગ કંઈક મોજાકસ હોવાથી તરત જ વરતાઈ આવે છે. મેં પોતે ઈ. સ. ૧૯૪૩ માં શિયાળામાં ચુજ અને તરીનાગ ભૂરા જોયા હતા. પણ જ્યાં સુધી તેને મારીને કે જીવતા પકડી ન શકાય ત્યાં સુધી તેઓ આવે છે એમ કહેવું મુશ્કેલ છે. પણ ઈ. સ. ૧૯૫૬ ના ડિસેમ્બર માસમાં મહારાજા સાહેબના શિકારીઓએ વિક્ટોરિયા પાર્કમાંથી એક ચુજ બાજને પકડ્યો હતો ત્યારથી ચોક્કસ થઈ ગયું કે આ પંખી પણ શિયાળો ગાળવા આપણી મુલાકાત લે છે ખરા.

બાજ પોતાનાં બચ્ચાં હિમાલયમાં ઉછેરે છે. એ બચ્ચાં પુખ્ત થઈ શિયાળો ગાળવા સૌરાષ્ટ્રમાં આખું કુટુંબ આવી પહોંચે છે જ્યાં તેઓ એકાન્ત ગીચ ઝાડી દેખી જાય ત્યાં શિયાળો ગાળી નાખે છે.

તેઓ નાનાં પંખી અને નાનાં પ્રાણીને પકડી મારી ખાય છે. તેનો શિકાર કરવાનો સમય વહેલી સવાર અને મોડી સાંજ છે. અને જ્યારે તે કુશળ બાજદારના હાથે કેળવાય છે ત્યારે સસલાં, તેતર, બતક અને અને કુંજ સુધી શિકાર કરે છે.

બાજને અંગ્રેજીમાં The Goshawk કહે છે. અને Accipiter Gentilis (Lin) એ એનું વિજ્ઞાનિક નામ છે. આપણે ત્યાં માદાને બાજ કહે છે જ્યારે અંગ્રેજીમાં ફીમેલ ગોસહોક અને જુરાને મેઈલ ગોસહોક કહે છે.

## બાશા

કાગડાના કદની બાશા એ માદા અને થોડો નાનો એ બશીન એ એનો નર. તરીનાગ બાશાના ઉપરનો રંગ ઘેરો સલેટીઓ રાખોડી કથ્થાઈ હોય છે. પેટાળ શિકરાને મળતું છે. પણ તેમાં જે લીટીઓ આવે છે તે કાળી ઘેરી કથ્થાઈ અને દરેક પીછાંની વચ્ચે લીટી જણાય છે. બશીન પહેલી નજરે શિકરા જેવો લાગે છે પણ ઉડાનથી તે તેજ હોવાથી તરત જ વરતાઈ આવે છે. બાશાની નળીઓ કરતાં ઘણી પાતળી લાંબી અને નારંગી રંગની હોય છે. વચ્ચે આંગળી પાતળી અને લાંબી હોય છે. બશીનનો રંગ ગળાની બાજુમાં અને પેટાળમાં વધારે ચોખ્ખો વરતાય છે. નર માદા રંગમાં સરખાં અને પૂંછડીમાં બન્ને પટ્ટા રહે છે. આંખ ઉપર ધોળી લીટી રહે છે. ચુજીમાં બાશાનો ઉપરનો રંગ કથ્થાઈ અને અહીંતહીં ધોળાં પીછાં દેખાય છે. પેટાળ ધોળું અને અંદર કથ્થાઈ લીટીઓ અને છાતી ઉપર બદામ આકારના ડાઘા રહે છે. આંખો પીળી, ચાંચ શિકરાની ચાંચથી વધારે નાજુક અને દાઢીમાં લીટી રહેતી નથી. આથી બાશા વધારે બાજ જેવો લાગે છે. બાશા અને શિકરાની ઉડાનનો અભ્યાસ કર્યા પછી તરત જ તે શું છે તે જાણી શકાય છે. બાશા પોતાની પાંખો પૂરી અને ઉતાવળી વીંઝે છે ...ળી ઉડાનમાં તે ખૂબ રૂપાળી લાગે છે.

સૌરાષ્ટ્ર ગુજરાતનું આ પંખી મુસાફર છે. જે વહેલામાં વહેલાં ઓગસ્ટ માસમાં આવી જાય છે અને મે માસ સુધી રહે છે. વસવાટ માટે બાશા ઘાટી ઝાડી અને ઘટાદાર વૃક્ષની પસંદગી કરે છે અને કોઈને આવતાં જોઈ જતાં તરત જ ઊડી નીકળે છે. બપોરનો વિસામો લેવા માટે ઘણે ભાગે તે એકલવાયું ઘટાદાર વૃક્ષ પસંદ કરે છે. તેના વસવાટ પાસે વહેતું પાણી હોય છે. તેનો શિકાર શોધવાનો સમય વહે[illegible] સવાર અને ચાર વાગ્યા પછી સાંજ સુધીનો હોય છે.

બાશા એશિયામાં ઘણે ઠેકાણે થાય છે અને શિયાળો ગાળવા હિન્દમાં આવે છે. એટલે તે કચ્છ ગુજરાત

અને સૌરાષ્ટ્રમાં પણ આવે છે. તેની બે જાત બાજ-દારો બતાવે છે. એક પહાડી અને એક દેશી. દેશી બાશા એટલે નીચે મેદાનમાં પકડાયલો અને પહાડી એટલે હિમાલયમાંથી પકડાયેલો એમ છે.

તેનો ખાસ શિકાર નાનાં પંખી જેવાં કે બટેર અને લવાં છે. છતાં કેટલાક દરીઆકાંઠે ફરવાવાળાં બાશા દરીઆઈ પંખીને પણ મારી લેતા જોવામાં આવે છે. પણ એ તો થાકી ગયેલું હોય ત્યારે એના હાથમાં આવે છે. વાડો, નાળાં, ગાળી વગેરેમાં ઊડતાં ઊડતાં પોતાના શિકારને હેબતાવીને પકડી લે છે અથવા વાડમાં ઊગેલા વૃક્ષ ઉપર બેસી રહે છે અને શિકાર વાડ છોડી બહાર નીકળે કે તરત જ તેની ઉપર ત્રાટકીને પકડી લે છે.

બાશાને અંગ્રેજીમાં The Indian Sparrow-hawk કહે છે અને Accipiter nisus (Lin) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### બેસરો

બેસરાનું કદ શિકરા કરતાં નાનું રહે છે. બેસરો એ માદા અને ધોતી એ નર છે. જે કદમાં નાનો રહે છે. તરીનાગ બેસરાની પીઠ ઘેરી કથ્થાઈ રહે છે. અને નરની પીઠ સલેટીયા રાખોડી રહે છે. માથું કાળા રંગનું હોય છે. પેટાળ સફેદાઈ ઉપર અને અંદર લાલાશ પડતા ઊભા જાડા લીટા હોય છે. ઉપલી છાતી અને બાજુ ગુલાબી રંગના રહે છે. આંખો પીળી કે નારંગી પીળી અને પગ ચોખ્ખા પીળા રંગના હોય છે. યુવામાં તેનો રંગ ઘણો તો શિકરાને મળતો આવે છે પણ પેટાળ ઉપર શિકરાના લીટા કરતાં વધારે પહોળા લીટા રહે છે. પગ બાશાના પગને મળતા હોય છે. તેની વચલી આંગળી લાંબી રહે છે. તેની શિકરાની માફક દાઢીમાં લીટી રહે છે.

બેસરો બહુ ભાગ્યે જ જોવામાં આવે છે અને જંગલમાં વરતવો તો ખૂબ જ મુશ્કેલ છે. ઘણો તેજ ઊડે છે પણ તે વખને બશીન છે એમ જ લાગે છે.

બેસરા હિમાલયમાં થાય છે અને દક્ષિણ બાજુ પણ એક જાત થાય છે. શિયાળામાં આપણે ત્યાં સૌરાષ્ટ્ર ગુજરાતમાં ફરવા આવે છે તેના પાકા દાખલા જોવા મળ્યા છે. તેને પણ વસવાટ માટે ઘાટી ઝાડી પસંદ છે. બેસરો પણ શિકરા જેવો જ માળો બનાવે છે અને જો કોઈ બીજા પંખીનો માળો અનુકૂળ પડી જાય તો તેને સમારીને પણ વાપરી લે છે. બાકી તો તેની જાત માફક બચ્ચાં ઉછેરવાની મોસમમાં તે પણ પોતાની હસ્તી તરત જ અવાજ આપીને બતાવે છે.

તીડડાં, નાનાં પંખી, ઉંદરડાં, કાંચીડા વગેરે ચીજો મારી પેટ ભરે છે.

અંગ્રેજીમાં બેસરાને The Besra-hawk કહે છે અને વિજ્ઞાનિક નામ છે Accipiter Virgatus (Temminck).

✶

સોવિયેત સંઘમાં કારખાનામાં તૈયાર થયેલા મકાનના જુદા જુદા ભાગો ગોઠવીને મકાનો ઊભાં કરવાનું તો ક્યારનુંય અમલમાં આવી ગયું છે. આ ભાગો રૈન્ફોર્સ્ડ કૉંક્રીટના બનાવેલા હોય છે અને વજનમાં ઈંટના ભાગો કરતાં બેથી ત્રણગણા હલકા હોય છે. વળી એથી ખર્ચ અને વખતનો પણ બચાવ થાય છે.

પરંતુ હવે સોવિયેત સંઘમાં એ દિશામાં પણ આગેકૂચ થઈ રહી છે. હવે મકાનના છૂટક ભાગો નહીં; પરંતુ આખા ને આખા ઓરડા અને આખા ને આખા ફ્લૅટ જ કારખાનામાં તૈયાર કરી મકાન બાંધવાના સ્થળે લાવીને માત્ર ગોઠવી જ દેવાના રહે, એ રીતે મકાનો તૈયાર કરવામાં આવશે. કારખાનામાં તૈયાર થયેલા ઓરડા અને ફ્લૅટમાં અંદરની બધી જ સજાવટ, ગરમીની વ્યવસ્થા અને વીજળીનાં ફીટિંગ બધું જ કારખાનામાં તૈયાર થઈ જશે. આવા ફ્લૅટો ગોઠવીને પાંચ માળનું મકાન ઊભું કરતાં બે અઠવાડિયાં જેટલો સમય પણ નહીં લાગે.

જસવંતલાલ ઠા૦ મુનસફ

# ગ્લોકન

ઊંડાણ વગરની આજના યુવાનોની જે છીછરાઈ આપણે જોઇએ છીએ તેનો આબેહૂબ નમૂનો ગ્રીસમાં થઈ ગયેલો ગ્લોકન છે. વાતોમાં જ શૂરા આપણાં જુવાનિયાં શાંતિથી જીવનને સમજવાનો પ્રયત્ન કરીને ક્યારે તેમનું ભાવિ ઉજ્જવળ બનાવવા પ્રેરાશે......

માનવીને તેની ખીલતી યુવાનીમાં કંઈ કરી બતાવાં નામ કાઢવાની તમન્ના હંમેશ રહે છે અને તે માટેની તક ઝડપી લેવાની તે રાહ જોઈને જ બેઠેલ હોય છે. પણ તેના મનસુબાએ નક્કી કરેલા એવા સાહસિક કાર્ય પાછળ તેનાંમાં જોઈતો જરૂરી અનુભવ કે દીર્ઘદષ્ટિ હોતાં નથી, આથી પરિણામે વિવાહની વરસી થવા પામે છે. આ સમય તેને કોઈ માર્ગદર્શક મળે તો તેનું સાહસ તેને કેવી કક્ષામાં મૂકી દેશે તેનું તેને યોગ્ય ભાન કરાવે અને પ્રતિકૂળ સંજોગોમાંથી તેને બચાવી લે.

પ્રાચીન ગ્રીસ યાને યુનાન દેશની આ વાત છે. તેની રાજધાની એથેન્સ ત્યારે વિદ્યા-કળાનું મોટું સ્થાન હતું. લોકો તેને 'ગ્રીસની આંખ' કહેતા. એથેન્સમાં પ્રજાસત્તાક રાજ્ય હતું. તેની રાજસભામાં શહેરની મહાન વ્યક્તિઓ અને અગ્રેસરો બોલી શકતા.

ઇસ્વીસન પૂર્વે પાંચમી સદીમાં એથેન્સની સેનેટના એક રાજ્યદરબારીના જુવાન પુત્ર ગ્લોકને એક સમયે સેનેટ સમક્ષ ભાષણ કરી નામ કાઢવાનો નિશ્ચય કર્યો. ગ્લોકન કેળવાયલો હતો. ઉંમર હતી માત્ર પચ્ચીસની, પણ તેનામાં યુવાનીનો તોર અને ઘમંડ હોવાથી તે પોતાના પિતાને પણ તેનો સમોવડીઓ ગણતો. ગ્લોકન હતો તદ્દન બિનઅનુભવી. અને રાજ્યકારભારમાં તેની આવી કાચી બુદ્ધિએ ઝંપલાવે તો માત્ર ફજેતી અને હાંસી સિવાય કાંઈ વધુ મેળવી શકે નહીં, એ તેનો પિતા સારી રીતે સમજતો હતો.

પણ એવા ઘમંડી યુવાનને ઠેકાણે શી રીતે લાવવો તેનો તેને હંમેશ સંતાપ રહેતો હોવાથી તેણે કેટલાક હિતેચ્છુઓને તેને સમજાવવા કહ્યું. તેઓએ પોત-પોતાની બનતી કોશિષ કરી છતાં ગ્લોકને કોઈનુંયે ગણકાર્યું નહીં. પિતાની લાચારી વધી ગઈ.

આ સમયે તેના એક સ્નેહીએ તેને મહાન તત્ત્વવેત્તા સોક્રેટીસનું નામ સૂચવ્યું. પિતાના ધ્યાનમાં આ વાત ઠસી ગઈ. તે સોક્રેટીસ પાસે ગયો, અને તેની સઘળી હકીકતથી તેને વાકેફ કરી તેની ઈચ્છા જાણી લીધી. સોક્રેટીસે તેના પુત્ર ગ્લોકનને સમજાવી ઠેકાણે લાવવા સંમતી દર્શાવી. પિતાને સંતોષ થયો.

સોક્રેટીસ (ઈ. સ. પૂર્વે ૪૬૮ થી ૩૯૯) તે સમયે ત્યાંનો અગ્રેસર મનાતો હતો. એથેન્સનો મહાન તત્ત્વ-વેત્તા સોક્રેટીસ દેખાવે તો ઘણો બેડોળ લાગતો. પણ શરીરે ખડતલ, હ્રષ્ટપુષ્ટ, અને તંદુરસ્ત હતો. પોતડીઆ, ડેલીયમ અને એમ્ફીપોલીસની લડાઈઓમાં સૈનિક તરીકે લડીને તેણે દેશની સેવા બજાવેલી હતી. યુવાનીની શરૂઆતમાં તો તેણે પોતાનો બાપીકો શિલ્પ-કામનો ધંધો કર્યો, પણ પછી તેને તત્ત્વજ્ઞાનનો શોખ લાગ્યો અને તેણે તેની આખી જિંદગી તેવા અભ્યાસ પાછળ વીતાવી. તે પોતાના સમયનો મહાન ફિલસૂફ કહેવાતો હતો. પ્લેટો, યુકલીડ્સ, એરીસ્ટીપસ વગેરે મહાન નરો તેના શિષ્યો હતા.

સોક્રેટીસ એથેન્સના પાંચસો માણસોની સેનેટનો સભ્ય હતો. પણ તેણે ભાગ્યે જ રાજદ્વારી બાબતોમાં માથું મારવાનું પસંદ કર્યું હશે. તેની રીત હમેશાં એક શિક્ષકની અદાથી લોકોને સમજાવવાની હતી અને તેની આવી રીતથી તેને કોઈ શાળા ખોલવાની કે લખાણો કરવાની જરૂર જણાઈ હતી નહીં. તે એથેન્સની શેરીઓમાં જાહેર રીતે ફરીને આત્માની અમરતા વિષેનું પોતાનું જ્ઞાન લોકોને શીખવતો હતો, અને એક મોટો શિષ્ય સમુદાય તેની પાછળ ફર્યા કરતો. લોકોને તે સવાલો પૂછતો, સૂચનો કરતો અને સાચા જ્ઞાનને માર્ગે દોરતો, અને એમ કરીને તે ફરજનું



ગ્લોકન :

પાલન કરવાનો આત્મસંતોષ મેળવતો તે દરેક વિષય ઉપર સ્વતંત્ર રીતે બોલતો રહેતો, પછી તે રાજદ્વારી હોય કે ધાર્મિક

આવી રીતે શેરીઓમા ફરીને પોતાના સિદ્ધાંતો સમજાવતા એક વખત ગ્નોકન સાથે તેનો ભેટો થઈ ગયો અને સોક્રેટીસે તેની સાથે વાત કરવા માંડી પોતાની લાક્ષણિક ઢબે ગ્નોકનને પ્રશ્નો પૂછવાની શરૂઆત કરતાં સોક્રેટીસે કહ્યુ, 'ગ્નોકન! મે સાભળ્યુ છે કે તુ તો રાજકાજમા આટલી ઉમ્મરે સારો રસ લઈ રહ્યો છે, એ ખરુ છે ભાઈ!'

ગ્નોકન હા જી સાહેબ

સોક્રેટીસ અને તુ આપણી સેનેટ આગળ તારુ ભાષણ કરવાનો છે! જો એમ હોય તો તુ ખચિત મોટો રાજ્યદરબારી થશે, દેશને આબાદ કરશે અને મોટુ નામ કમાશે અને જેમ લોકો થેમીસ્ટોક્લીસને બતાવી કહેતા હતા કે 'જુઓ, પેલા મહાન થેમીસ્ટોક્લીસ પધારે છે તેમ તને પણ ઉત્સાહથી વધાવી લેશે'

આવા કુલકણાં વચનોથી ગ્નોકન જરા શરમાયો અને તેનો જુસ્સો કઈક નરમ પડેલો સોક્રેટીસને લાગ્યો તે જોઈ વળી આગળ ચલાવતા તેણે પૂછ્યુ 'ગ્નોકન! પણ તુ મોટો રાજ્યકારભારી ક્યારે કહેવાય, કે જ્યારે તુ દેશનુ કઈક ભલુ કરી બતાવ, તેની આબાદીમા વધારો કરે અને તેની કીર્તિ વધુ ઝળકાવે તો જ અને ત્યારે જ પ્રજા તને મોટો ગણે અને માન આપે'

ગ્નોકન એમ થાય તો જ માન આપે ને?

સોક્રેટીસ ત્યારે ભાઈ મને જણાવ ને કે પહેલાં કઈ બાબત પર તુ તારુ ભાષણ કરવાનો છે?

ગ્નોકન જરા ગૂચવાયો, જે જોઈને સોક્રેટીસે તેને જરા વધુ માપી લેતા પૂછ્યુ, 'જો તુ આપણા એથેન્સને વધુ આબાદ કરવા ઇચ્છતો હોય, તેની આમદાનીમા વધારો કરવા માગતો હોય તો તેના ઉપાયો વિષેના તે કઈ નોંધ રાખી છે ખરી? હોય તો જરા બતાવ ને!

ગ્નોકન ના જી, મે તેની કોઈ યાદી કરી નથી

સોક્રેટીસ કઈ ચિંતા નહી પણ એથેન્સની આવક કેટલી, કયાં કયા સાધનોથી તે આવે છે, તેની તો તને ખબર છે ને? વળી શહેરના મુલ્કી, દરિયાઈ અને લશ્કરી ખાતાંઓના ખર્ચો દર વર્ષે કેટલાં થાય છે, તે પણ તુ જાણતો જ હશે શહેરની આવક જાવક તે તપાસી જોઈ છે?

ગ્નોકન ના જી એ વિષે તો મે કઈ બાતમી મેળવી નથી

સોક્રેટીસ ફીકર નહી શહેરની આવક વધારવાનો સવાલ હમણા બાજુએ મૂકીએ, છતા એમ બને કે આપણે આજુબાજુના પ્રદેશો પર હુમલા લઈ જઈને તેમનુ દ્રવ્ય લૂટી લાવીને એથેન્સને માલદાર બનાવીએ તો કેમ!

ગ્નોકન હુ પણ એનો જ વિચાર કરુ છુ એ ઉપાય સરસ અને સહેલો લાગે છે.

સોક્રેટીસ જરા થોભ જેના ઉપર આપણે હુમલો કરીએ તેનુ લશ્કર આપણા કરતાં વધારે બળવાન છે કે નબળુ? જો આપણા કરતા વધુ બળવાન હોય તો એમ પણ બને કે આપણે તેનુ લાવવાને બદલે આપણા માણસો ગુમાવીએ અને ઊલટુ આપણુ દ્રવ્ય ખોઈએ જ્યાર આપણા લશ્કર વિષે તને ખબર નથી તો શત્રુના લશ્કરની તે માહિતી મેળવી નહી જ હોય ખરુ ને?

ગ્નોકન મને શત્રુના લશ્કરની ખાસ માહિતી નથી પણ આશા છે કે આપણે તેમને હરાવી શકીશુ

સોક્રેટીસ એ ન ચાલે વારુ, તને એથેન્સની સરહદ પરના કિલ્લાઓ અને ત્યાં રાખેલા લશ્કર વિષે કઈ માહિતી છે? આપણા શહેર ઉપર કોઈ ઘેરો ઘાલે અને આપણને અનાજ મળતુ બંધ થઈ જાય તો આપણી શી સ્થિતિ થાય? તેનો તે કઈ વિચાર કર્યો છે?

ગ્નોકન જી એ વાતની તો મને કલ્પનાયે નથી

સોક્રેટીસ : ઠીક ત્યારે. એ વાતને પડતી મૂક. આપણા કયા કયા ધારાઓમાં સુધારો કરવાની જરૂર છે, તેનો મને કંઈ તું ખ્યાલ આપશે?

ગ્લોકન : ધારાઓની માથાકૂટમાં હજી સુધી ઊતર્યો જ નથી.

સોક્રેટીસ : તો પછી તું તારા ધારાઓથી જ અજાણ છે. તો મોટી રાજપ્રકરણી બાબતો ઉપર કેવી રીતે બોલી શકશે?

ગ્લોકન સોક્રેટીસને જોઈ જ રહ્યો. તેને હવે પોતાની ઉણપ લાગી.

સોક્રેટીસ : ભાઈ ગ્લોકન! તું રાજ્યકારભારમાં માથું મારે તે પહેલાં એક ઘર ચલાવી જો. સાંભળ, તારો કાકો કાર્મિંડીઝ બહુ મૂંઝવણમાં પડ્યો છે. હાલ તેનું ઘર ચલાવનાર કોઈ નથી. એને કહે, કે—તેના પોતાના ઘરનો વહીવટ તને સોંપી દે.

ગ્લોકન : એ બાબતમાં મેં મારા કાકાને બહુ બહુ સમજાવ્યા, પણ તેઓ માનતા જ નથી. તે તો કહે છે કે, 'તું હજી બહુ નાદાન છે,' અને દાદ આપતા નથી.

સોક્રેટીસ : (ગ્લોકનને હવે તદ્દન નિરાશ થયેલો જોઈ બોલ્યો) ભાઈ, જ્યારે તું તારા કાકાને સમજાવી શકતો નથી, તો આ રાજસભામાં તો પાંચસોથી છસો સભ્યો બેસે છે, જેમાં તારા કાકા પણ છે, તેમને તું કેવી રીતે સમજાવી શકીશ? વળી જે બાબત માટે તું રાજસભામાં બોલવા માગે છે, તે અંગે તો તારી પાસે કશી જ માહિતી છે નહીં, ત્યારે તું કયા મુદ્દા પર બોલશે અને શું બોલશે?

ગ્લોકનની આંખ ઊઘડી ગઈ. તે સોક્રેટીસ આગળ શરમથી નીચું જોઈ ગયો. અને હવે સોક્રેટીસને પોતાની યુક્તિમાં સફળતા મળેલી જાણી તેને શીખામણ આપતાં કહ્યું, 'ભાઈ! જે વાત આપણે ન જાણતા હોઈએ તેમાં માથું મારવું એ કેવી મૂર્ખાઈ છે! વળી રાજકીય વિષયોમાં તો કાચા–બિનઅનુભવી જુવાનોએ ભાગ જ ન લેવો એ સારું છે, નહીં તો તે કેટલું જોખમભરેલું થઈ પડે તેનો કંઈ ખ્યાલ છે!'

ગ્લોકન આ સાંભળીને સોક્રેટીસને વંદન કરી તેનાથી છૂટો પડ્યો. આમ બીજાઓ જે ન કરી શક્યા તે સોક્રેટીસે સહજમાં કરી બતાવ્યું, અને જ્યારે ગ્લોકનના પિતાના જાણવામાં આ વાત આવી ત્યારે તેને ઘણો આનંદ થયો. સોક્રેટીસનો ઘણો આભાર માનતાં તેણે કહ્યું કે, 'એ મહાન ફિલસૂફ! ગ્લોકન તારો સદા ઋણી રહેશે. તેં તેની ઈજ્જત જતી બચાવી છે. ખચિત, બિનઅનુભવી જુવાનો માટે રાજકારણ ખતરનાક વસ્તુ છે.' અને સોક્રેટીસે તો તેની ફરજ બજાવ્યાનો જ સંતોષ માન્યો.

☆

ચાલુ ૩૫ મિલિમિટરની ફિલ્મને બદલે જેમાં ૭૦ મિલિમિટરની ફિલ્મનો ઉપયોગ કરવામાં આવે છે એવી એક સિનેમેટોગ્રાફીની નવી પદ્ધતિ સોવિયેત સંઘમાં વિકસાવવામાં આવી છે. આ નવી ફિલ્મ પનોરમા સિનેમાની એક જબરજસ્ત હરીફ બની રહેશે.

પનોરમા સિનેમામાં જુદી જુદી ચાર ફિલ્મોનો ઉપયોગ કરવામાં આવે છે જેમાં ત્રણ ફિલ્મો પર આકૃતિઓ હોય છે અને ચોથી ફિલ્મ અવાજની હોય છે. પરંતુ આ ૭૦ મિલિમિટરની એક જ ફિલ્મમાંથી પડદા પર ચિત્ર પાડવામાં આવે છે. અને આ નવી પદ્ધતિથી તૈયાર કરેલ ચિત્રમાં અવાજ અને દૃશ્ય ત્રિપરિમાણયુક્ત હોય છે અને ચિત્ર એકંદરે વધુ ઉઠાવદાર લાગે છે.

આ નવી પદ્ધતિ મોસ્કો ફિલ્મ સ્ટુડિયોમાં ક્યારનીયે ચકાસી જોવામાં આવી છે અને હવે 'ટેલ્સ ઑફ ફ્લેમીંગ ઈયર્સ'નું એક આખું કથા-ચિત્ર આ પદ્ધતિએ ઉતારવામાં આવનાર છે.

ઈશ્વરભાઈ પટેલ

# ઉડ્ડયનવીર

વિમાન શોધનાર તરીકે રાઈટબંધુઓને તો સહુ જાણે છે પણ ફ્રાંસમા બ્રાઝીલનો એક વતની તે શોધ પાછળ ફેરો મચ્યો રહેલો. તેની આ સત્ય ગાથા અંગ્રેજી ઉપરથી ઊર્મિના જાણીતા લેખકે ઊર્મિના વાચકો માટે ખાસ તૈયાર કરી છે જે દરેકને ગમશે

પેરિસના પ્રાણીસંગ્રહાલયના ઉદ્યાનમાં ૧૮૯૮ના એક દિવસે એક વિચિત્ર સરઘસ પ્રવેશતું હતું સરઘસમાં જોડાયેલ હતાં રંગબેરંગી પોશાકમા સજ્જ અને ઉત્સાહપૂર્ણ જુવાનિયા કેટલાકે ચટાપટાવાળી શેરવાણી પહેરી હતી તો કેટલાક ફ્રોક-કોટમા આભૂષિત હતા સૌ પોતાની મોટરગાડીઓ ધીમી વેગે ચલાવતા હતા અને એમની પાછળ નોકરિયાતો ને વિદ્યાર્થીઓનું ટોળુ જોરથી પગ ચલાવતુ હતુ સૌના મોઢા પર ઉત્સુકતા તરવરતી હતી કારણ કે તે દિવસે, એટલે કે વીસમી સપ્ટેમ્બરે માણસ સર્વ પ્રથમ અવકાશમા ઊડે તેવી સંભાવના હતી

એકદમ આખુ ટોળુ કાકિયારીઓ કરી ઊઠ્યુ કારણ કે એમની નજરે પડ્યુ હતુ તદ્દન છેલ્લી ઢબનુ એક અદ્ભુત વાયુયાન એ વિચિત્ર વાયુયાન રંગે પીળુ હતુ, લંબાઈમા એંસી ફૂટ હતુ અને એનો આકાર જરા વાંકીચૂકી વળેલી સિગાર જેવો હતો એના નીચેના ભાગમા નેતરની એક ટોપલી હતી એક લાંબા દોરડા વડે થોડા માણસો આ વાયુયાનને હવામા ખેંચી લાવતા હતા જ્યારે જ્યારે આ વાયુ જહાજ પવનની દિશામા ઊંચા ઝાડ નજદીક આવી જતુ ત્યારે ત્યારે પેલી નેતરની ટોપલીમાં બેફીકરાઈથી ઊભેલો, અને ગડીબંધ સફાઈદાર પોશાકવાળો ઠીંગણો એક આદમી, તીણા અવાજે હુકમ આપતો એટલે દોરડાવાળા આદમીઓ એ વાયુજહાજને પેલી ટોપલી જમીનને અડકે ત્યાં સુધી નીચે ખેંચતા

જહાજ યોગ્ય સ્થાને પહોંચતાં જ ટોપલીમાં ઊભેલો પેલો આદમી ચપળતાથી જમીન પર કૂદી પડ્યો એ જ આ યાનનો શોધક હતો અને એ જ એને ચલાવનાર હતો એનુ નામ આલ્બર્ટો સંતોસ ડુમોન્ટ બ્રાઝીલનો એ વતની જન્મ્યો ત્યારથી જ લક્ષ્મીદેવીની અપરંપાર કૃપા વરસેલી એટલે શોખબંધ કપડાં પહેરતો એના કોલર ઊંચા ને કડક રહેતા ને એની વરણાગીમાં એ શોભી ઊઠતો

ટોપલિયા એક પાછળ ગોઠવેલી બે સીલીન્ડરની પેટ્રોલ મોટરની આજુબાજુ એણે એક પટો વીંટાળ્યો અને ઝટકાથી એને ખેંચ્યો 'તડ-ફડ' 'ફટ-ફટ' એવા અવાજ કરતી મોટર શરૂ થઈ અને આખુ ટોળુ ભયભીત થઈ પાછુ હટી ગયુ એક્ઝોસ્ટમાંથી નીકળતી ઊની ઊની ધુમાડી જોઈને ટોળામાંનો એક યુવાન બોલી ઊઠ્યો 'અરે, આ ધગધગતો ધુમાડો હમણા પેલા હાઈડ્રોજનને સ્ફોટાવશે'

ડુમોન્ટે ધીમેથી માથુ ધુણાવ્યુ કારણ એને શ્રદ્ધા હતી કે હવાને જીતવાના અશક્યવત કાર્યને પાર પાડવાનુ એક માત્ર સાધન તાજેતરમાં જ શોધાયેલી પેટ્રોલ મોટર છે

આ પછી એટલે અડધા ડઝન જેટલા નિષ્ણાત બલુન યાત્રીઓ એની નજદીક આવ્યા અને એને સલાહ આપવા લાગ્યા કે એણે એ ક્ષેત્રના બીજા છેડાથી ઊડવુ જેથી એ પવનની સહાયમા તરી શકે અને જલદી ઊંચો ચડે એમનુ કહેવું એણે કાને ધર્યું નહી અને તે દિવસના ઢળતા પહોરના સુંદર ભૂરા આકાશ પર નજર ફેરવી પેલી નેતરની બેઠકમાં ડગ દીધાં ઉપરનુ દોરડુ ઢીલુ કરાવ્યુ ને ફૂલેલુ બલૂન જમીનથી ઊંચે સરવા લાગ્યુ

થોડી વારમા તો એ વાયુજહાજ— સન્તોસ ડુમોન્ટ ન ૧' ઝડપથી ઊંચકાવા લાગ્યુ અને પવનના પ્રવાહમા એના ઝપાટામાં આવવા લાગ્યુ પેલા બલુનનિષ્ણાતોના મોઢા તો પહોળાં થઈ ગયા કારણ એમને તો ભીતિ પેસી જ ગઈ કે જોતજોતામા એ પાસેના ઝાડમાં ભેરવાઈ જશે પણ એ વાયુજહાજ

તો સરળતા ને ઝડપથી. ડુમોન્ટે પહેલેથી ભાખ્યું હતું તેમજ સરવા લાગ્યું. એ પવનના પ્રવાહમાં પડ્યું પણ પવને એને માટે ઉચ્ચાલનનો ભાગ ભજવ્યો. આખું ટોળું ગાંડુતૂર બની આનંદોદ્દગાર કાઢવા લાગ્યું. આજ સુધીનાં બલૂનો પવનની સાથે. એની સહાયથી ઊડતાં. ઇતિહાસમાં પહેલી વખત આજે યાંત્રિક બળથી ચાલતું એક વાયુજહાજ પવનની સામે ઊડવા લાગ્યું !

થોડી વારમાં તો જહાજ આડુંઅવળું આમતેમ, પૂરા ઢંગથી ફરવા લાગ્યું અને પવનમાં એની લાલ ટાઈ ઉડાવતા એ બ્રાઝીલ જુવાને, એ યાનને એવું ફેરવ્યું કે એમાંથી આઠની સુંદર આકૃતિ બની ઊઠી. પણ એણે બે વજનની કોથળીઓ પોતાની આગલી બાજુ મૂકી એટલે જહાજ નીચું ઊતરવા લાગ્યું. પછી એણે એ કોથળીઓ પાછળ મૂકી ને યાન ઊંચું જવા લાગ્યું. આમ એણે સૌને બતાવ્યું—ઠસાવ્યું કે એનું યાન બલૂનની જેમ માત્ર વાયુ પર નિર્ધારિત નથી, પણ એની ગતિનું નિયમન એ પોતે કરી શકે છે. આમ હવાઈ ઉડ્ડયનને એક નવી જ દિશા, નવો જ વળાંક પ્રાપ્ત થતાં હતાં.

પોતાની આ સિદ્ધિથી અંજાઈ, એણે જહાજને તે જમાના માટે અણકલ્પી એવી ૧૩૦૦ ફૂટની ઊંચાઈએ લીધું અને પેરિસ ઉપર થઈ એ બુલો સુધી પહોંચ્યો.

એના આ ઉડ્ડયન અગાઉ જ આ બ્રાઝીલવાસીએ લોકોનાં મન પર એનાં અનેક સાહસિક કૃત્યોથી આકર્ષણ જમાવેલું હતું. એ અઢાર વરસનો થયો ત્યારે એના અતિ ધનવાન પિતાએ, એના હાથમાં એક જાડી ચેકબૂક આપી, અસામાન્ય એવી સલાહ આપતાં જણાવ્યું હતું, 'લે બેટા. યુવાન માણસ માટે અતિ ભયંકર એવા પેરિસ શહેરમાં પહોંચી જા. તું માણસ બને છે કે નહીં તે આપણે જોઈશું.' ડુમોન્ટ તરત જ વિદાય થઈ પેરિસ પહોંચ્યો પણ એના મિત્રોની ભારે અજાયબી વચ્ચે એણે તો સ્ત્રી અને શરાબ જેવા પ્રણાલીગત મનોરંજનનાં સાધનોને ત્યજી એક નવી જ મનોવિહારની પ્રક્રિયા હાથ ધરી.

એ તો એક ઉસ્તાદ બલૂનવિદ થઈ ગયો. અને થોડા જ સમયમાં એણે આપે બનાવેલું 'બ્રાઝીલ' નામનું નાનકડું બલૂન, પેરિસ પર ઊડતું સૌની નજરે પડવા લાગ્યું.

બલૂનનાં આ જોખમી ઉડ્ડયનોય આ અતિસાહસિક યુવાનને મોળાં ભાસવા લાગ્યાં અને એનું ધ્યાન બલૂન—વાયુગોળા પરથી વાયુયાન યા વાયુજહાજ પર ઊડવા લાગ્યું. સૌ જાણકારોએ એને કહ્યું કે આવી કોઈ રચના અશક્ય છે. છતાંય એ મંડ્યો રહ્યો ને પોતાનું યાન, પોતાની મોટરસાયકલની, પેટ્રોલથી ચાલતી મોટરથી, ચલાવવાનો મનસૂબો સેવે છે એવું એના 'હવાઈ મંડળ'ના બલૂનપ્રેમીઓએ જાણ્યું, ત્યારે એ એને કહ્યા સિવાય રહી શક્યા નહીં કે એ મોટરનાં સ્પંદનોથી એનું હવાઈયાન એવું ધ્રૂજી ઊઠશે કે એના ચૂરેચૂરા થઈ જશે.

સંતોસની ખૂબી જ એ હતી કે અશક્યમાંથીય એની શ્રદ્ધા કોઈ ડગાવી શકતું નહીં. એક સવારે વહેલી પ્રભાતે, પોતાના એક મિત્રને સંગાથમાં લઈ, એ તો ઊપડ્યો બુલોના એક એકાંત વિસ્તારમાં. નીચી ડાળોવાળાં બે ઝાડ પસંદ કરી એના પર દોરડાથી પોતાની મોટરસાયકલ લટકાવી અને મિત્રના ટેકાથી બાઈકના જીન પર સવાર થઈ ગયો. એનો ખ્યાલ એમ હતો કે 'હવાઈ મંડળ'ના સત્તાવાળાઓની ધારણા સાચી હશે તો, પાછલે પગે લાતો મારી સવારને ઉછાળી નાખતા ઘોડાની જેમ, એની મોટર એને જમીન પર ફેંકી દેશે.

એણે મોટર શરૂ કરી તો એના ભારે આનંદ વચ્ચે એને ખબર પડી કે જમીન કરતાં હવામાં સ્પંદન અતિ અલ્પ થાય છે. આ એનો પ્રથમ, મોટરગતિનો હવા પરનો વિજય હતો, એને એણે, પોતાના મનની સાહસિકવૃત્તિઓ કે ધારણાઓમાંનો પોતાનો વિશ્વાસ અપાર બઢાવી દીધો. પરિણામે થોકબંધ વિનાશની

આગાહીઓને અવગણી એણે 'સંતોસ ડુમોન્ટ નં. ૧' નામનું હવાઈ યાન બાંધ્યું અને આગળ વર્ણવી ગયા તે યુગપ્રવર્તક ઉડ્ડયન એણે આદર્યું.

આ જુવાન શોધકે તે પછીનાં કેટલાક વરસ, એક બીજાથી ચઢિયાતાં, એવાં ત્રણ હવાઈયાન બાંધવામાં ને એને નાણી જોવામાં ગાળ્યાં. ત્યાં સુધીમાં તો પેરિસના યુવાનો માત્રનો નહીં, બલ્કે આખા પેરિસનો એ લાડીલો બની ગયો હતો. એટલી હદ સુધી કે સંખ્યાબંધ જુવાનો એનાં કપડાં, એની મૂછ, એની બોલી બધાનું અક્ષરશઃ અનુકરણ કરવામાં મોટાઈ માણતા. એનું વ્યક્તિત્વ પરસ્પર વિરોધી તત્ત્વો કે ગુણોથી સંકળાયેલ હતું. પાકો દુનિયાદારી હોવા છતાં, એ ખેડૂતના જેવાં ખંત ને સાદાઈ આચરતો. ઘણીયે વાર એ આખી સવાર પોતાના કારીગરો સાથે બાંય ચડાવી મનથી કામ કરતો ને બપોર થતાં બેલ્જિયમના રાજા લિયોપોલ્ડ કે પ્રિન્સ રોનાલ્ડ સાથે પેરિસના સૌથી ફેશનેબલ કાફેમાં ખાણા માટે પહોંચી જતો.

આ જ અરસામાં એરો ક્લબના એક સભ્ય હેન્રી ડ્યુસે, સંત ક્લાઉડના વિમાની ક્ષેત્રથી એફિલ ટાવર સુધીના, સાત માઈલના અંતરને ઉભય દિશાએ ત્રીસ મિનિટમાં ઊડીને પાર કરનાર પહેલા વિમાની માટે પાંચ હજાર પાઉંડનું ઇનામ જાહેર કર્યું.

હેન્રીએ જ્યારે આ ઇનામ જાહેર કર્યું ત્યારે એનું લક્ષ્ય અશક્યવત્ છે એમ ચારેકોર ટીકાઓ થઈ. ડુમોન્ટ બિલકુલ બોલ્યો જ નહીં પણ પોતાનું પાંચમું ને પાંચ નંબરનું વિમાન તૈયાર કરવામાં ગૂંથાઈ ગયો. આ વિમાનમાં એણે સંખ્યાબંધ નવાઈયુક્ત નવતર તરકીબો દાખલ કરી, પોતાના જ હાથે એણે લાકડાની ૫૯ ફૂટ લાંબી અને ૯૦ રતલ વજનની એક ત્રિકોણિયા પાયાબેઠક રચી અને એના કેન્દ્રસ્થાને બાર હોર્સ પાવરની મોટર ગોઠવી. એના સૌ યાંત્રિકોની ભયસૂચક વિનંતિઓને અવગણી, એણે બેઠક લટકાવવામાં વપરાયેલાં દોરડાં દૂર કરી, એને સ્થાને તાર વાપર્યા ને હવાનું ઘર્ષણ પચાસ ટકા ઘટાડી દીધું.

સને ૧૯૦૧ના ગ્રીષ્મ લગભગ નવું હવાઈ યાન તૈયાર થઈ ગયું અને મર્યાદિત સમયમાં, નિશ્ચિત રસ્તે ઉડાડવાના પ્રથમ પ્રયાસનો તકતો પાકો ગોઠવાઈ ગયો.

તેરમી જુલાઈના રોજ વહેલી સવારે ૬-૨૦ કલાકે સેંટ ક્લાઉડ વિમાની મથકના વિમાનઘરનાં બારણાં ખૂલ્યાં અને ડુમોન્ટનું હવાઈ યાન બહાર લવાયું. ડુમોન્ટ અડધિયું ખમીસ, અને નમતી હેટ લગાવી, જહાજ નીચેની ટોપલિયા બેઠકમાં સવાર થઈ ચૂક્યો હતો ને જાણે કોઈ સ્વાભાવિક ચીજ હાથ ધરતો હોય તેમ, શાળાએ જતા છોકરાની અદાથી હસતો હતો ને ગામગપાટા મારતો હતો. એરો ક્લબે નીમેલી વૈજ્ઞાનિક પરીક્ષા સમિતિ એની બેઠક નજદીક પહોંચી અને ક્લબના ચેરમેન પ્રિન્સ બોનાપાર્ટથી માંડી સૌ સભ્યોએ એને મુબારકબાદી ઇચ્છી અને ખુશનસીબી પાઠવી. ઇનામ આપનાર હેન્રીએ ભાવપૂર્વક હસ્તધૂનન કરી, ખતરાથી શક્ય ત્યાં વેગળા રહેવા, અંગત વિનંતિ કરી.

આખરે પક્ષીની જેમ ઠેકડો મારી ડુમોન્ટ જમીન પર કૂદ્યો ને પટ્ટાને ખેંચી, મોટરને ગતિ આપી. મોટર ખટખટવા લાગી અને એનો ગતિ-અવાજ સરખો આવ્યો નહીં એટલે મીકેનીકે આવી જણાવ્યું કે મોટરને સખત રીતે તળે ઉપર કરવી પડશે ને જોઈ લેવી પડશે. છતાંય અદ્ધર હવામાં મોટર બંધ પડવામાં રહેલાં સૌ જોખમોથી પરિચિત એવા એ યુવાન બ્રાઝીલવાસીએ એની સલાહ કાને ધરી નહીં. કારણ કે એ એકત્ર થયેલ માનવસમુદાયને વિશેષ રાહ જોવડાવવા તૈયાર નહોતો.

સત્તાવાર સમય નોંધનાર કાઉન્ટ વૉક્સે ઘડિયાળ પ્રતિ આંખના પલકારા મારી, દોરડું મુક્ત કરવા ઇશારત કરી. દોરડું છૂટ્યું ત્યાં તો આખું માનવટોળું શાંત થઈ ગયું ને સમય નોંધાવનારનો અવાજ સૌને કાને સ્પષ્ટ રીતે પડ્યો, '૬-૪૧ થઈ છે. જીતવા માટે ડુમોન્ટે વિજયરેખાને મોડામાં મોડી ૭-૧૧ કલાકે ઓળંગવી જોઈશે.'

આસ્તેથી એ વાયુમાન ઊંચકાયું. જમીન પર ઊભેલા સૌ જોતા હતા કે ડુમોન્ટ, એક પછી એક વજન માટે મૂકેલી કોથળીઓ વાયુયાનમાંથી ફેંકયે જતો હતો અને જહાજ બહુ જ ઉત્કૃષ્ટ રીતે ઈફેલ ટાવર ભણી સરકતું હતું. કેનવાસથી ઢંકાયેલા પ્રોપેલરની ગતિ જોત જોતામાં એટલી વધી ગઈ કે એની પાંખોને સ્થાને એક કુંડાળું જ નજરે પડવા લાગ્યું. થોડી વારમાં તો જહાજ પેરિસ શહેર પર એક ટપકા સમાન થઈ ગયું. એ ટપકું ટાવર નજદીક પહોંચ્યું એટલે દેખાતું બંધ થયું પણ ક્ષણવાર પછી એ પુનઃ દૃષ્ટિગોચર બન્યું. ૬–૫૪ કલાકે ડુમોન્ટ ટાવરને ફરી વળ્યો હતો. એ સમાચાર ફેલાતાં એકત્રિત થયેલી સમગ્ર માનવ મેદનીને ખાત્રી થવા લાગી કે ડુમોન્ટ જીતશે. પણ મિનિટો વીતવા લાગી ને પેલું ટપકું ખસતું ભાસ્યું નહીં. આખરે એ સીન નદી પર ઊંચું નીચું થવા લાગ્યું કારણ કે ૨૫ માઈલના વેગવાળા પવનનો સામનો એને કરવાનો હતો. ત્રણ જ મિનિટ બાકી રહી ત્યારે આખા ટોળાએ બૂમો પાડી, ડુમોન્ટને વેગ વધારવા કહેવા માંડયું પણ મોટર ખચકા ખાતી હતી ને ડચકાં ભરતી હતી ને પરિણામે યાન ગતિ પકડી શકતું નહોતું.

બરાબર ૭–૨૧ મિનિટે એટલે ઠરેલા સમયથી દસ મિનિટ મોડું, ડુમોન્ટનું જહાજ વિજયરેખા પરથી પસાર થયું પણ તે ઉતરાણ કરે તે પહેલાં તો એ પાછું સીન નદી પર ધકેલાઈ ગયું. બે વખત ડુમોન્ટ એને પાછું લઈ આવ્યો પણ બન્ને વખત ભરતી સામે તરતા તરવૈયાની જેમ એ પાછું હડસેલાઈ ગયું. આખરે મોટર અટકી ગઈ અને એ વાયુયાન, કાબૂ બહાર જઈ, બુનોં તરફ ધસડાઈ ગયું.

બલૂનની ગતિ વધી ગઈ એ ભયગ્રસ્ત પ્રેક્ષકો જોતા હતા ત્યાંજ ‘ડુમોન્ટ નં–૫’ અદૃશ્ય બન્યું. સંતોસના ડઝન જેટલા મિત્રો પોતાની મોટરોમાં કૂદી પડી, ભંગારના સ્થળ પ્રતિ દોડી ગયા. એને મરેલો જ હાથ કરવાની એમની તો ધારણા હતી પણ અર્ધા કલાક પછી એમની ગાડીઓ એક જમીનદારની વાડીમાં પહોંચી ત્યારે એક ઊંચા ઝાડની ટોચ પર ભરાઈ ગયેલા પીળા બલૂનને નિહાળ્યું અને એના આનંદાશ્ચર્ય વચ્ચે એમણે એ વૃક્ષની ટોચ પર એની નેતરિયા બેઠકમાં હંમેશની નિરાંતથી ઊભેલા ડુમોન્ટને ભાળ્યો. એ તો સ્વસ્થ ચિત્તે પડોશની એક પરિચિત બહેને એને મોકલેલું ભોજન આરોગતો હતો.

એને જોઈ એક મિત્રે નીચેથી બૂમ પાડી, ‘કેમ, સાજોસમો તો ખરો ને, આલ્બર્ટો ?’

પોતાની હેટ ચહેરા પરથી પાછી ખસેડી એ નાના આદમીએ જવાબ વાળ્યો, ‘દોસ્ત એક બીરની બાટલી મોકલે તો મજા પડે!’

વાડીમાં પડવાથી યાનને ઝાઝું નુકશાન થયું નહોતું એટલે ત્રણ અઠવાડિયામાં તો ડુમોન્ટ વળી પાછો બીજા અખતરા માટે તૈયાર થઈ ગયો. આ વખતે હવામાન સંપૂર્ણ સરસ હતું એટલે જહાજ જલદી ઊડયું ને ટાવર ભણી પ્રયાણ કરી ગયું. સવારના સાડા છ વાગ્યાનો સમય હતો છતાં પેરિસના સૌ મહોલ્લા માનવમેદનીથી ઠઠ ભરેલા હતા.

નવ મિનિટ ને સાત સેકન્ડમાં તો ડુમોન્ટ ટાવરને ફરી વળ્યો. એકત્ર થયેલ હજારોની મેદનીને મન ડુમોન્ટના વિજયની ખાત્રી થઈ ગઈ. માત્ર ડુમોન્ટને જ ખબર હતી કે મુશ્કેલીનો જન્મ થઈ ચૂકયો છે. ટાવરના અર્ધા ભાગે વળાંક લેતાં જ એને ખબર પડી ગઈ કે હાઈડ્રોજન વાયુ ઓછો થઈ રહ્યો છે. છતાં એણે ધકેલ્યે રાખ્યું. પણ ટાવર ફરી વળતાં તો બલૂન બેસવા લાગ્યું. પેરિસના કિલ્લા પર એ પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો બલૂનથી લટકતા તાર એટલા ઢીલા પડી ગયા કે એમાંનો એક ચક્કર ચક્કર ઘૂમતા પ્રોપેલરમાં ભરવાઈ ગયો. સમયસૂચકતા વાપરી, જહાજના ભુક્કા ઊડી જાય તે પહેલાં ડુમોન્ટે મોટર બંધ કરી દીધી. પરિણામે જહાજ નીચે પડવા લાગ્યું.

વિમાનઘરથી તો એમ જ લાગ્યું કે પેરિસનાં ઊંચાં ઊંચાં છાપરાં ને તે પર ડોકિયાં કરતાં ધૂમાડિયાંઘર-

માંથી બચવાનો એ જુવાન સાહસિક માટે કોઈ આરો નહોતો. એક ક્ષણ વારમાં તો યાન દેખાતું બંધ થઈ ગયું અને બીજી ક્ષણે તો કશાકના આથડવાનો અવાજ સૌના કાને પડ્યો.

સારીયે માનવમેદની ચીસ પાડી ઊઠી અને ઇનામદાતા હેન્રી તો રડી જ પડ્યો.

બબાથાણે કામ કરતા અગ્નિશાંતિ સૈનિકો, જે આ ઉડ્ડયન નીરખી રહ્યા હતા, તે પોતાના ઘોડા પર સવાર થઈ, એમ જ ભગાડી રહ્યા. આલ્બોની મહોલ્લાના ખૂણે એમણે એક ટોળાને જોયું. ટોળું છ માળના એક મકાનની ટોચ તરફ નજર માંડી રહ્યું હતુ. પાસેના એક નીચા ઘરના ટેકે, ડુમોન્ટના જહાજની બેઠક ઊભો ખૂણો કરતી પડી હતી. ફાટેલા બલૂનના ટુકડા અહીં તહીં મહોલ્લામાં ઊડતા હતા.

એક અગ્નિશાંતિ સૈનિકે પૂછ્યું કે ડુમોન્ટનું શબ કયાં પડ્યું છે, ત્યારે દુકાનમાં કામ કરતી એક છોકરીએ સો ફૂટ ઊંચે એનું ધ્યાન દોર્યું. ત્યાં એક બારી પર બારીના એક સળિયાને ટેકે પક્ષીની જેમ, આ કથા-નાયક અવિનાશી એવો બ્રાઝીલ વતની બેઠેલો હતો. બલૂન જ્યારે મકાનના મથાળે તૂટી ગયું ત્યારે નીચે પડતી જહાજી બેઠક પરથી એ ચપળતાથી પેલી બારી પર સરકી ગયો હતો.

અર્ધા કલાક પછી એ નીચે આવ્યો ત્યારે ગાંડીતૂર બનેલી સ્ત્રીઓના એક ટોળાએ એને ચુંબનોથી નવરાવી દીધો. ચૂબન દેતાં દેતાં સૌ બોલતાં હતાં 'ઘણું જીવો અમારો બટુકિયો સંતોસ.' ટોળાએ યાદગીરી અર્થે એનાં કપડાંના ટુકડા ફાડી ફાડીને લઈ લીધા. આખરે એના મિત્રો એની નજદીક પહોંચી શકયા ત્યારે એકે પૂછ્યું, 'કેમ, હવે શું કરશો?'

'કેમ, બીજું શું વળી? ફરી શરૂ કરવાનું.' સૌને આશ્ચર્યમાં ડૂબાડતો ડુમોન્ટનો જવાબ મળ્યો.

તે જ રાત્રે એણે 'સંતોસ ડુમોન્ટ નં-૬' એનું છઠ્ઠું હવાઈ યાન બનાવવાની શરૂઆત કરી દીધી!

૧૯૦૧ ના ઓકટોબરની ઓગણીસ તારીખે એનો ત્રીજો અખતરો અજમાવવાનો હતો. અખતરાના નિશ્ચિત સમયે એટલે બપોરે બે વાગે હવામાન એટલું ખરાબ હતું કે માત્ર પાંચ જ પંચ હાજર હતા. કાતિલ ઈશાની પવન ફૂંકાતો હતો ને નિષ્ણાતોનું માનવું હતું કે આવા હવામાનમાં ડુમોન્ટ ઊડે તો એ ગાંડો જ ગણાય.

પણ હમેશની જેમ એ બ્રાઝીલવાસીએ કોઈનીય સલાહ કાને ધરી નહીં. એને તો પોતાના યાનની બાજુએ છબીઓ પડાવવા ઊભા રહેવું પડ્યું તેય વસમું લાગ્યું. એણે શેરવાણી કોટ ને હેટ પહેર્યાં હતાં અને એના કોટનાં બટન-કાણામાં એક મોટું ફૂલ શોભતું હતું.

૨-૪૨ કલાકે ડુમોન્ટે યાનને ઝડપથી હંકાર્યું અને સીધો ટાવર ભણી વળ્યો. નવા જહાજની અસાધારણ ગતિ ભાળી, હાજર રહેલો માનવસમુદાય દાંતમાં આંગળાં ઘાલી ગયો. નવ મિનિટમાં તો જહાજ ટાવર પાછળ અદૃશ્ય થયું ત્યાં સુધીમાં તો આખું શહેર ઊંચું નીચું થઈ ગયું. ટોળેટોળાં ઇફેલ ટાવરના ચકરાવો લેતા દાદરો પર ગોઠવાઈ ગયાં ને ત્યાંથી પચાસ વાર જેટલે અંતરથી ઊડતા ડુમોન્ટને સલાહ સૂચના ને શીખામણો વરસાવતાં રહ્યા. ટાવરની આજુબાજુના મહોલ્લાય ચિક્કાર થઈ ગયા.

અચાનક મોટર ફટફટ કરતી ડચકારા લેવા લાગી અને આનંદચિત્કાર શમી ગયો. પણ તે જ વખત પેલી નેતરની બેઠકમાંથી એક નાની માનવ આકૃતિ ઊઠીને મોટર તરફ સરકી. ભયને પહેચાનતો જ ન હોય તેમ ડુમોન્ટે કાર્બુરેટરને ગોઠવી દીધું અને મોટર પાછી ફટફટવા લાગી. દોરડા પર ચાલનાર કુશળ નટની જેમ એ જહાજની ધાર પર થઈ પાછો પોતાની બેઠકે પહોંચી ગયો. ત્યાં તો ટોળામાંથી આનંદચિત્કાર ઊઠ્યો. અને એકાદ મિનિટમાં તો ડુમોન્ટનું જહાજ સીન નદી ઓળંગી ગયું. સમય ઝડપથી વહી જતો હતો એટલે ઊતરવાને બદલે એ સીધો પૂર ઝાપે વિજયરેખા પરથી ઊડી ગયો ત્યારે ત્રણ પર અગિયાર મિનિટ થઈ હતી.

એનું ઉડ્ડયન એણે આમ ૨૯ૢ મિનિટમાં પૂરું કર્યું અને યાનને ફેરવી એ નીચે આવ્યો.

પણ પંચે આગ્રહ રાખ્યો કે જહાજે ઊતરાણ કર્યું તે જ સમય શરતની દૃષ્ટિએ યોગ્ય લેખાય અને એ હિસાબે ડુમોન્ટે ચાલીસ સેકન્ડ માટે ઈનામ ખોયું ગણાય.

લોકવૃંદે આ ચુકાદો માન્ય રાખવાની ધસીને ના પાડી. એ બધા તો જહાજ પર પહોંચી ગયા, બેઠકમાંથી ડુમોન્ટને ઘસડી લાવ્યા અને એને વિમાનઘર પર વિજયી વીરની જેમ ઊંચકી ફેરવ્યો. સ્ત્રીઓએ એના પર વારી જઈ, પુષ્પ, પંખા, નેકલેસ ને બ્રેસલેટ—જે હાથ આવ્યું તેની વૃષ્ટિ કરી.

તે જ ક્ષણે ઈનામ આપનાર હેન્રી દોડી આવ્યો, ડુમોન્ટને ભેટ્યો ને સૌ સાંભળે તેમ બોલ્યો, 'હું તો ડુમોન્ટને વિજયી લેખું છું.'

બસ, થઈ રહ્યું. આખું શહેર આ વિવાદ પર ખળભળી ઊઠ્યું. છાપાંએ બૂમરાણ મચાવ્યું. ગુસ્સે થયેલાં લોકટોળાં પેરિસની શરીઓમાં ઘૂમતાં ઘૂમતાં બરાડવા લાગ્યાં, 'અમારા પ્રિય સંતોસને અન્યાય કર્યો છે.' પંચોને દિવસો સુધી ઘરમાં ભરાઈ રહેવું પડ્યું.

દિવસો સુધી આમ વિરોધવંટોળ ફૂંકાયા કર્યો એટલે સાયન્ટીફીક કમીશન, આ મુદ્દા પર મત લેવા પુનઃ મળ્યું અને બાર વિરુદ્ધ નવ મતે એને વિજયી જાહેર કર્યો. ડુમોન્ટે પોતાને મળેલું ઈનામ પોતાના કારીગરો ને પેરિસનાં ગરીબગુરબાંમાં વહેંચી આપ્યું ત્યારે એની લોકપ્રિયતા નવા આંકે પહોંચી ગઈ.

પછીનાં કેટલાંય વરસ ડુમોન્ટ અને એનાં વાયુજહાજ —કુલ ૧૪—પેરિસનું મહત્ત્વનું આકર્ષણ રહ્યાં. ઊડ્ડયનને લોકપ્રિય બનાવવા એ કેટલાય સાહસિક તુક્કા અજમાવતો ને જાહેર પ્રયોગો ગોઠવતો. લોકોને આકર્ષવા ને મજા કરાવવા એ આકાશમાંથી પોતાની પ્રિય કાફેની અગાસી પર પડતો. એક વખત તો પોતાના જૂના રહેઠાણ પર એણે પોતાના હવાઈ યાનમાં આંટા માર્યા જ કર્યા. તે અટક્યો ક્યારે કે પગથિયાં પર એના બટલરે આવી એને ખાણું આપ્યું ત્યારે !

એક ગ્રીષ્મ ઋતુમાં તો એણે એક અણુકલ્પી અજમાયશ કરી બતાવી. સીન નદી પર એ હંમેશ મુજબ ઊભો હતો ત્યાં એની મોટરમાં આગ શરૂ થઈ. એ આગની જ્વાળાઓ હાઈડ્રોજન બલૂન નજદીક પહોંચવાની અણી પર હતી ને સૌને ધાસ્તી પેઠી કે આ ગજબના હિંમતવાન માણસનું આજ તો આવી જ બન્યું. લોકનાં ટોળાં એના તરફ તાકી જ રહ્યાં હતાં ત્યાં તો એ હંમેશની શાંતિથી, હાથમાં હેટ લઈ, મોટર નજદીક પહોંચી ગયો ને હેટ મારી મારી પલવારમાં આગ બુઝાવી. જાણે કશું જ બન્યું ન હોય તેમ પોતાની બેઠકમાં આવી બેસી ગયો, હેટ માથે લગાવી, સૌનો સત્કાર ઝીલતો હાથ હલાવ્યો ને આગળ ધપાવ્યું.

ઈફેલ ટાવર ફરતા એના ઉડ્ડયને એને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ બક્ષી હતી અને એ વિશ્વનો પહેલી હરોળનો હવાઈજહાજી લેખાતો. પીણાં ને પુત્રોને એનાં નામ અપાતાં. હજારો કાર્ડ પર એનાં ચિત્રો પ્રસિદ્ધ થયાં હતાં. ખેર, કોઈ વિરામસ્થાનવાળી બાઈ કોઈ એક સપ્તાહના અંતે એને મહેમાન તરીકે પ્રાપ્ત કરી શકતી તો એને આખી સીઝન—આખી ફસલ લીલા લહેર થઈ જતી. એને ને એના વાયુયાનને નીરખવા, મહારાણી યુજીન ત્રીસ વરસના એકાંતવાસમાંથી, બહાર આવી હતી. ડુમોન્ટને આ બધાથી સંતોષ થતો નહોતો એટલે એણે પોતાનું ધ્યાન, હવાથી ભારે એવાં હવાઈજહાજ રચવા તરફ દોડાવ્યું. ૧૯૦૪માં અમેરિકાથી વાયકાઓ આવવા લાગી કે રાઈટ ભાઈઓ એરોપ્લેન ઉડ્ડયનના ખાનગી અખતરા કરતા હતા અને ૧૯૦૩ના ડિસેમ્બરની સત્તર તારીખે એમણે આવું એક વિમાન ઊડાડ્યું હતું. એમના એ પ્રયોગના ઝાઝા સાક્ષીઓ નહોતા ને જે હતાં તે

મિત્રવર્ગના હતા. આ વાતનાં બે વરસ સુધીય આ અમેરિકન પ્રયોગો યોગ્ય પ્રસિદ્ધિ પામ્યા નહીં એટલે દુનિયા તો હજુ એમ જ માનતી હતી કે હવાથી ભારે એવું વિમાન હવામાં તરી કે ઊડી શકે એ અશક્યવત છે.

ફ્રાન્સમાં ઘણાંક માણસો આ ઉડ્ડયનમાં સર્વ પ્રથમ આવવાનું માન ખાટી જવા, આવા ઉડ્ડયનના પ્રયોગો પાછળ લાગેલા હતા. આ સૌને ઉત્તેજનાર્થે બે ઇનામ જાહેર કરવામાં આવ્યાં હતાં. એક એરો ક્લબ ફ્રાન્સનું, સો મીટરના ઉડ્ડયનનું ને બીજો એક આર્કડેકન ક્ષ, ૨૫ મીટર ઊડવા માટેનો.

સને ૧૯૦૬ના ગ્રીષ્મમાં ડુમોન્ટે બન્ને હરીફાઈઓ માટે પોતાનું નામ નોંધાવ્યું અને થોડાં અઠવાડિયાંમાં તો એણે પેટીપતંગના ઘાટની એક કરામત તૈયાર કરી દીધી. એની બે પાંખો ચાલીસ ફૂટ હતી. પાંખો પર વિમાનીની બેઠક હતી અને એના પાછલા ભાગમાં ૫૦ હો. પા. ની પેટ્રોલથી ચાલતી મોટર ગોઠવેલી હતી. આ મોટરથી બે પંખાળું પ્રોપેલર ઘૂમતું.

ડુમોન્ટે પોતાનું વિમાન, પોતાના વાયુજહાજ નં– ૧૪ નીચે લગાવી, એની સમતુલા, એનું સુકાન વગેરેને આકાશમાં જ ચકાસી જોયાં. તે પછી એના અખતરા જમીન પર પણ કરી જોયા તે આખરે સપ્ટેમ્બરની તેરમી તારીખે એ સ્વતંત્ર જાહેર પ્રયોગ માટે તૈયાર થઈ ગયો.

ખૂબ ઝાકળ પડ્યું હતું ને આખું વિમાનઘર ગીલું ગીલું થઈ ગયું હતું છતાં ત્રણસો જેટલા ઉત્સાહી પ્રેક્ષકો સવારે સાડાસાત વાગ્યે હાજર થઈ ગયા અને ડુમોન્ટે વિમાનમાં બેઠક લગાવી, મોટર ચાલુ કરી દીધી.

કેન્વાસથી ઢંકાયેલું પ્રોપેલર ચક્કર ચક્કર ઝડપથી ફરવા લાગ્યું અને આ વિચિત્ર દેખાવનું '૧૪ બીસ' નામનું મશીન ઘાસ પર સરકવા માંડ્યું. બરાબર સાત પર પચાસ મિનિટે એ વિમાનક્ષેત્રના દક્ષિણ છેડા તરફ ધસ્યું અને એનાં પૈડાં જમીનથી અદ્ધર થયાં કે નહીં તે જોવા એરોક્લબના ઉત્સુક સભ્યો પેટે પડી નીરખવા લાગ્યા. પણ ધારેલું બન્યું નહીં. મશીનને બીજો આંટો માર્યો ને મીકેનીકો એને આઘુંપાછું કરવા લાગી ગયા.

બરાબર ૮–૪૦ કલાકે વિમાન તૈયાર થઈ ગયું ને પચીસ માઈલની ઝડપે સરકવા લાગ્યું. ડુમોન્ટે કાબૂ ચક્કર ફેરવ્યું અને આગલો ભાગ ઊંચકાયો. જોનારના આશ્ચર્ય વચ્ચે '૧૪–બીસ' જમીનથી ઊંચું જવા લાગ્યું. એક ફૂટ, બે ફૂટ. ત્રણ ફૂટ—એમ થોડી સેકન્ડમાં થોડા ફૂટ ઊંચકાઈ, એ પાછું જમીન પર પટકાયું. ને એનું પ્રોપેલર જમીનમાં ઘૂસી ગયું. અને આમ જોખમાયેલું એ વિમાન અટકી ગયું. હર્ષના ઉશ્કેરાટથી કંપારી અનુભવતો ડુમોન્ટ જમીન પર કૂદી પડ્યો ને ટોળું આખું ગાંડુતૂર બન્યું. હવાથી વજનદાર એવું વિમાન આજે સાચેસાચ ઊંચકાયું હતું અને અણકલ્પી ઘટના સત્ય ઠરી હતી!

પેરિસમાં ઉત્સાહનો જુવાળ આવ્યો પણ અન્ય રાષ્ટ્રોના લોકોએ આ બિનાને ઠંડો આવકાર આપ્યો. એમણે જાતે પ્રયોગ નીરખ્યો નહીં હોવાથી ઘણાને એમ લાગ્યા કરતું હતું કે આ તો તીતીઘોડાનો કૂદકો હશે અને સાચેસાચ ઉડ્ડયન ન લેખાય.

ડુમોન્ટ તો આ બધા વાદવિવાદને ઉવેખી પોતાનું વિમાન સમારવામાં લાગી ગયો.

ઑક્ટોબરની તેવીસ તારીખે એરોક્લબના પંચને પુનઃ એકઠું કરવામાં ડુમોન્ટે પાછી પોતાની બેઠક વિમાનમાં જમાવી. ટોળું શરૂઆતથી જ, બેકાબૂ બનતું જતું હતું. એમને સૌને વિમાનથી દૂર રહેવા એટલે કે ભયથી અળગા રહેવા એ હાથ હલાવી હલાવી વિનંતિ કરવા લાગ્યો. એવામાં મોટર શરૂ થઈ અને જહાજ સરકવા લાગ્યું. ધીમે ધીમે '૧૪–બીસ'ની ગતિ વધતી જ ચાલી અને ઇંચે ઇંચે કરીને એનાં પૈડાં જમીનથી અદ્ધર થવા લાગ્યાં. થોડીવારમાં તો એ પૈડાં માત્ર હવામાં ચક્કર લેવા લાગ્યાં ને

પ્રેક્ષકોનો મોટો ભાગ, જેમણે આવા મોટા જહાજને અદ્ધર થતું પહેલી વારનું જ જોયું તે સૌ મોંમાં આંગળાં ઘાલી ગયાં.

એ શ્વેતરંગીય મશીન છ ફૂટ પૂરું ઊંચકાયું, એણે એક વળાંક લીધો ને ૬૦ મીટર સીધા ઊડી જમીન પર પટકાયું. વિમાનનાં પૈડાં જમીનમાં ગરકી ગયાં પણ ડુમોન્ટ ગભરાયો નહીં. એણે ઈનામી કપ માટે જરૂરી અંતર કરતાં બેવડું અંતર કાપ્યું હતું !

પેરિસનાં છાપાંને તો પૂછવું જ શું ? એ બધાંયે તો મોટા મોટા અક્ષરોએ પ્રથમ પાને છાપી દીધું કે 'માણસે હવા પર વિજય પ્રાપ્ત કર્યો છે.' અને 'ઉડ્ડયનના ઇતિહાસમાં એક નવી જ તવારીખનું સર્જન થયું છે.' દેશ દેશાવરમાં પણ હવે એ વાતનો સ્વીકાર થયો કે ડુમોન્ટ સાચે જ ઊડ્યો. લંડનના 'ઇલસ્ટ્રેટેડ ન્યૂઝ' છાપાએ આ વાતના સમાચાર 'હવા કરતાં વજનદાર વસ્તુથી ઉડ્ડયન' એ મથાળા હેઠળ છાપ્યા અને પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી થોમસ આલ્વા એડિસને ડુમોન્ટની કદરમાં પોતાના હસ્તાક્ષરવાળી પોતાની છબી મોકલતાં સંબોધન કર્યું, 'ઉડ્ડયનવીર ડુમોન્ટને.'

છતાં હજુ ઘણાય એવા હતા જે આ વાત માનવા તૈયાર નહોતા. એ કહેતા કે એક સરસ મોટા કૂદકામાં સાઠ મીટર તો સહેજે આંબી શકાય. આવી શંકાનું નિવારણ કરવા ડુમોન્ટે જાહેર કર્યું કે એ નવેમ્બરની બારમી તારીખે સંખ્યાબંધ ઉડ્ડયન આદરશે. હજારો ઉત્સાહી લોકો વિમાનઘરને ઘેરી વળ્યા ને એરો કલબના સત્તાવાળાઓ પણ ઉડ્ડયનનું ચોક્કસ માપ લેવા હાજર થઈ ગયા. એ માટે એવું તય થયું હતું કે કલબના પ્રમુખ વિમાનની અડોઅડ પોતાની કાર ચલાવશે જેથી પ્રસ્થાન ને અંતિમ રેખાઓ ચોક્કસ નોંધી લેવાય

બરાબર પોણા પાંચ વાગ્યે એ રજત વિમાને વિમાનઘર પર સરકવાનું શરૂ કર્યું ને ઝડપથી ગતિ વધારી દીધી. થોડી વારમાં તો એ '૧૪–બીસ' પંદર ફૂટ ઊંચું જતું રહ્યું ને એની નીચે જ પ્રેક્ષકોનાં ટોળે ટોળાં આશ્ચર્યગર્તમાં ડૂબકી મારતાં ઘૂમવા લાગ્યાં. આ બધાંને એકત્ર થયેલા જોઈ અકસ્માતના ભયે ડુમોન્ટે એનું કન્ટ્રોલ–વ્હીલ થોડું ઓર ફેરવ્યું ને વિમાન વીસ ફૂટ ઊંચે ગયું. ટોળાથી બચવા એ વિમાનને ડાબા, જમણી ફેરવતો જ રહ્યો અને આ ફેરવા ફેરવીમાં કન્ટ્રોલરનો એક તાર તૂટી ગયો ને વિમાન પડવા લાગ્યું. સતેસે ટોળા વચ્ચે એક જગા શોધી લઈ, વિમાન સહીસલામત ઉતાર્યું એટલે બૂમો પાડતા એ સૌ એના પર ને વિમાન પર ધસી ગયા.

ઉતાવળે સલાહમસલીરા કરી પંચના સભ્યો પરાણે વિમાન નજદીક પહોંચ્યા ત્યારે ડુમોન્ટ ટોળા પર વરાળ કાઢતો હતો કે એમણે એના ઉડ્ડયનને પૂર્ણ કક્ષાએ પહોંચવા ન દીધું. એવામાં પંચે જાહેર કર્યું કે ૨૧$\frac{1}{5}$ સેકન્ડમાં ૨૨૦ મીટર ઊડ્યો હતો. એ સાંભળતાં જ એના મુખ પર હાસ્ય ચમક્યું. કારણ એને ખાત્રી થઈ કે હવે એના ઉડ્ડયનને કોઈ કૂદકામાં ખપાવી શકશે નહીં, અને પોતાનો સર્વ પ્રથમ ઊડનાર તરીકે સ્વીકાર થશે.

ડુમોન્ટના આ અખતરાએ પ્રયોગાર્થીઓમાં નવાં જ જોમ ને ઉત્સાહ રેડ્યાં. ડુમોન્ટે પોતાના બધા પ્લાન–નકશા સૌને માટે ખુલ્લા મૂકી દીધા. પરિણામે ઓકટોબર ૧૯૦૭ માં હેન્રી ફારમેન ૭૮૦ મીટર ઊડી નવો વિક્રમ સ્થાપી શક્યો, ત્યારે એને સૌ પ્રથમ અભિનંદનાર ડુમોન્ટ હતો.

વળતી સાલે રાઈટ બધર્સે પ્રથમ જાહેર ઉડ્ડયન કર્યું ને સૌ વિક્રમ તોડી નાખ્યા. વધારામાં એમણે એય દાવો કર્યે રાખ્યો કે પોતે વિમાનના સર્વ પ્રથમ સંશોધક હતા, ડુમોન્ટ નહીં. પરિણામે જે વિવાદ જન્મ્યો તે અતિ કડવાશપૂર્ણ નીવડ્યો.

બધા ફ્રેન્ચ વિમાનીઓ ડુમોન્ટનો પક્ષ કરતા ને જણાવતા કે આવી બાબતોમાં તો 'એરો કલબ' જેવા મંડળની દેખરેખ હેઠળ કરેલું ઉડ્ડયન જ પ્રમાણભૂત ગણાય. કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે રાઈટ ભાઈઓનું વિમાન, ડુમોન્ટના વિમાનની જેમ, આપ-

બળે કે આપશક્તિએ ઊંચું ચડયું નહોતું, એને તો ઉચ્ચાલનથી ટેકો આપવો પડ્યો હતો.

આ બધી ઝુંભાજોડીથી ઉદ્વિગ્ન બની, ડુમોન્ટ પોતાની વર્કશોપમાં જ ભરાઈ રહેવા લાગ્યો. થોડા માસ પછી એ જાહેરમાં દેખાયો ત્યારે એણે, માત્ર ૨૫૯ રતલ વજનનું, ૧૬ જ ફૂટના પાંખપસારાવાળું અને ૨૦ હો. પા. ની મોટરવાળું વામન સ્વરૂપ મોનોપ્લેન સૌ આગળ ધર્યું. અને સને ૧૯૦૯ ના સપ્ટેમ્બરની તેરમી તારીખે એ વિમાનમાં એણે, સેંટક્લાઉડથી બક સુધીના પાંચ માઈલનું અંતર પાંચ મિનિટમાં એટલે કે મિનિટે માઈલની ઝડપે ઊડી બતાવ્યું.

બીજે વરસે, એની લોકપ્રિયતા ને ખ્યાતિની ટોચે એ હતો ત્યારે એણે જાહેર કર્યું કે પોતે ઉડ્ડયન-ક્ષેત્રમાંથી નિવૃત્તિ લે છે. નિવૃત્તિ સમયે દુનિયાભરમાં એ એક જ માણસ એવો હતો જે બલૂન, હવાઈ યાન એરોપ્લેન, મોનોપ્લેન, બધું ઉડાવવાનાં પાઈલોટ લાયસન્સ ધરાવતો હતો. દસ વરસના જોખમી અખતરાઓએ એના મન ને શરીર પર અસર કરી હતી અને સંખ્યાબંધ લોકો હવે હવાઈ ઉડ્ડયનની તાલીમ લેતા હતા. એટલે 'પોતાનું સ્વપ્ન' સિદ્ધ થયાનો એને સંતોષ હતો એટલે એ સસંતોષ નિવૃત્ત થયો.

પણ એનું જીવન શાંતિમાં વીતે તેમ વિધાતાએ નીમ્યું નહોતું એટલે પહેલા વિશ્વયુદ્ધ સમયે ઝેપ્લીન ને એરોપ્લેનોએ આકાશમાંથી બોમ્બમારા દ્વારા વિનાશ તાંડવ સર્જવા માંડ્યું ત્યારે એનો અંતરાત્મા એને કોરી ખાવા લાગ્યો. એને લાગતું હતું કે આ બધી ખાનાખરાબી ને ખુવારીનો સર્જક એ પોતે હતો. આ બધાનું દુઃખ એના મન પર એવું સવાર થઈ ગયું કે આખો સમય એ પેરિસ નજીકના પોતાના ઘરમાં ગોંધાઈ રહેવા લાગ્યો.

યુદ્ધ પૂરું થયે વિક્રમો તોડવાની ઘેલછામાં સેંકડો વિમાનીઓએ જ્યારે પોતાના જાન ગુમાવ્યા ત્યારે એને થયું કે એ હરેક મૃત્યુ માટે તે પોતે અંગત રીતે જવાબદાર હતો.

આવી માનસિક સ્થિતિમાં સને ૧૯૨૮ માં એ પોતાને વતન પાછો ફર્યો ત્યારે એના માનમાં એના વહાણને આવકારવા એક મોટું હાઈડ્રોપ્લેન, એને સામું લેવા દરિયા પર આવ્યું. અકસ્માત એ તૂટ્યું ને એમાં બેઠેલી મંડળી મૃત્યુને શરણ થઈ ત્યારે શોક ને વિષાદે એના મનને ઘેરી લીધું.

પછીના મહિનાઓમાં આ વિષાદછાયા ઘેરી થઈ કે એણે ધીમે ધીમે બોલવાનુંય ઓછું કરી દીધું ને ત્યારે ૧૯૩૦ માં R-૧૦૧ નામનું બ્રિટિશ વિમાન ફ્રાન્સમાં તૂટી પડયાના ને એમાંના અડતાલીસેય ઉતારુ મરણશરણ થયાના સમાચાર એને પ્રાપ્ત થયા ત્યારે એણે આપઘાત કરવા પ્રયત્ન કર્યો. છેક છેલ્લી ઘડીએ એને ઉગારી શકાયો અને ત્યારથી એનો ભત્રીજો એનો કાયમનો ચોકીદાર બન્યો.

વિધિનું કરવું તે એ રહેતો હતો તે શહેરમાં સને ૧૯૩૨માં ક્રાન્તિ ફાટી નીકળી ને એ બળવાખોરોને ડામવા બ્રાઝીલના પ્રમુખે વિમાનો મોકલી બોમ્બમારો કરાવ્યો. પોતાના શિર પરના આકાશમાંના આ વિમાનોનો ઘુરરાટ સાંભળી ડુમોન્ટનું મન ચસકી ગયું. જ્યારે એને ભાન થયું કે એના જ દેશભાઈઓનું એક જૂથ, દેશભાઈઓના બીજા જૂથ પર બોમ્બમારો કરે છે ત્યારે એનો જૂનો ડંખ એવો તાજો થયો કે એ સીધો સ્નાનઘરમાં દોડી ગયો ને ફાંસો ખાઈ, પોતાની જીવનદોરીનો અંત આણવામાં સફળ થયો !

આવી કરુણતામાંય વિધિની એટલી ખુશનશીબી કે આ આનંદી છતાં વ્યગ્ર એવા છોટા આદમીનું મૃત્યુ, એના દેશબાંધવો વચ્ચે હંગામી તહકૂબીનું નિમિત્ત બન્યું ! ક્રાન્તિકારીઓ અને સરકારવાદીઓ બંનેને ડુમોન્ટ પર એટલું હેત હતું કે એની અંતિમ ક્રિયા યોગ્ય ને પૂરા માન સહિત થઈ શકે ને સૌ કોઈ એમાં ભાગ લઈ શકે તે હેતુસર થોડા કલાકોની સંધિ થઈ અને એ સાહસવીરને પરસ્પર લડતા સમગ્ર બ્રાઝીલ દેશે રાષ્ટ્રીય ધોરણે અંતિમ માન અર્પ્યું. આપણે પણ એ માનવતાવાદી વીરને કોટિ કોટિ વાર વંદીએ !

*

નાથાલાલ દત્તાણી

# તાર–ઝંકાર

ચિંતન કણિકાઓ અને ગદ્યમાં જ પદ્યની દરેક ખૂબીઓવાળી શૈલીના ગુજરાતીના જાણીતા કસબી અહીં એવાં જ થોડાંક રૂપકડાં ગદ્યકાવ્યો રજૂ કરે છે. જાણે ટાગોરની ગીતાંજલિના કે બીજાં કોઈ ગદ્ય–કાવ્યોની નાનકડી અનુકરણ શૈલી......

આરાધ્ય દેવતા મારા!...તું તો જાણે છે કે, શા માટે હું આટલી બધી મથામણ કરી રહ્યો છું!—શાને આ આરાધનાનાં આરતીદીપ જલાવી રહ્યો છું?–કઈ ઝંખનાની પૂર્તિ અર્થે હું સારી જિન્દગીને મારી, સાધના બનાવી રહ્યો છું?...

તારાથી તો કશું ગોપિત નથી, તું તો સઘળું જાણે છે!

—દિલ મારાને, નિર્મલ દર્પણ બનાવવા એટલે જ તો હું જીવન–અર્પણ કરી રહ્યો છું—એક એવું અભિજાત દર્પણ, કે જે તારી સાંવરી સૂરતનું, મતવાલી મૂરતનું યથાર્થ પ્રતિબિંબ ઝીલી શકે!

—ને, પથ્થર પેઠે, સાધના–પથના વિવિધ સંઘર્ષો–સંકટોનાં ઘા પણ એટલા જ માટે તો હું સહી રહ્યો છું, કે તું ચાહે ત્યારે તે પથ્થરમાં તારી પ્રભુતાનું શિલ્પ કંડારી શકે!

—ને એટલા જ માટે તો હું આરાધનાનાં આરતી-દીપ જલાવી રહ્યો છું, કે મારા આત્માનો એકતારો એવો તો સર્વાંગ સુંદર બની રહે—કે જેથી તને ગાવાનો ઊમળકો થઈ આવે ત્યારે તારા ગીતના સૂરો રેલવા કાજે તું એના જ પર તારી પસંદગીનો—ને કૃપાનો પણ—કલશ ઢોળે!

—ને, આ દિલને દીપક બનાવવા પાછળ પણ એ જ તો ઉદ્દેશ રહ્યો છે, જ્યોતિર્મય!—કે એ દ્વારા તું તારો મંગલ પ્રકાશ પાથરી શકે!

તારાથી તો આ કશું ગોપિત નથી, તું તો આ સઘળું જાણે છે!...

...આ મારી વિનમ્ર ઝંખના છે, એ ઝંખનાના મૂળમાં શ્રદ્ધા છે, ને એની પૂર્તિ માટે મારી જીવન–સાધના મંથનશીલ છે!...

...પરન્તુ તારી તારક કૃપાના ગંગાવતરણ વિના એ ઝંખના, એ શ્રદ્ધા, એ સાધના સિદ્ધિને પામે તેમ નથી—જીવન ધન્યતાને પામે તેમ નથી!...

...એટલે તો મારે પ્રતીક્ષા છે તારી કલ્યાણકારી કૃપાની!—મારી હાર્દિક પ્રાર્થના છે, તારી માંગલિક કૃપા–વર્ષા કાજે!...

...મારા અખિલ જીવન–સિન્ધુને કૃતાર્થ બનાવવા માટે, તારી પીયુષમયી કૃપાનું એક જ બિન્દુ પર્યાપ્ત છે! —તો, તારી કૃપા હો, મારા આરાધ્યદેવતા!

*

તેં હઠ લીધી છે ને, કે તું નહિ આવે—નહિ જ આવે!

તું ન આવે, તો છો ન આવે! તારી હઠ તને મુબારક હો!

તું તારી હઠ પર મુસ્તાક છે, તો હું પણ મારા પ્રેમ પર મુસ્તાક છું!

કારણ કે મારો પ્રેમ, કોઈ શરણાર્થી તો નથી,–પરાશ્રિત પણ નથી! સ્વયંભૂ છે એ તો—એ પોતે પોતા પર જ નિર્ભર છે, મુસ્તાક છે!...એ કંઈ મિલનનો મોહતાજ નથી, કારણ કે એ પ્રેમ છે, અને કેવળ સંયોગમાં જ ખીલનાર ને વિયોગમાં મૂર્ઝાઈ જનાર પુષ્પ, એ પ્રેમ નથી!...

'શમા હર રંગમેં જલતા હૈ સહર હોને તક.'

સંયોગનો રાગ નહિ, વિયોગનો દ્વેષ નહિ—મારા પ્રેમનું લક્ષણ તો છે, નિષ્કામ સમર્પણ!

અતઃ તારા હઠીલા મિલન–મેઘ ન વર્ષે, તો છો ન વર્ષે—મારા પ્રેમના આત્મ–મસ્ત મયુર તો મલ્હાર ગાયે જવાના—ગાયે જ જવાના!

શ્યામસુંદરની બંસી તો બજ્યે જવાની, રાધા છો ન આવે અભિસારે!

તું ન આવે, તો ન આવે! મારો પ્રેમ-પ્રદીપ તો પ્રકાશતો જ રહેશે!

અને પ્રેમ-પ્રદીપ એ આરતીના દીપ સમાન છે, જે પૂજા કરનાર તેમ જ પૂજા પામનાર—ઉભયને પ્રકાશ પ્રદાન કરે છે.

મને શ્રદ્ધા છે કે, મારો પ્રેમ-પ્રદીપ તારામાં પણ પ્રેમ-પ્રકાશ પ્રગટાવશે!

...વળી હઠ પણ આખરે તો, પ્રેમના નૃત્યની જ તો એક ભાવભંગી છે ને!

તને તારી હઠ મુબારક હો, મને મારો પ્રેમ મુબારક હો!

*

પ્રથમ વર્ષા પછીનું આકાશ સ્વચ્છ દીસે છે. સમર્પણની દીપ્તિએ—ત્યાગના તેજોવલયે એનું લલાટ દીપે છે. ત્યાં પ્રકાશની પદ્મિની ઉષા આવીને એના શુભ્રોજ્જ્વલ લલાટે કુમકુમ-તિલક કરે છે. અને નિર્મલ-મંગલ આકાશનાં અમીભર્યાં નેત્રોમાંથી કેસરવર્ણાં કિરણો રસળતાં-રસળતાં વર્ષાભીની વસુધાને ખોળે રમવા ઊતરી આવે છે...

...સદ્યઃસ્નાતા ધરિત્રી પ્રસન્ન-તૃપ્ત હૈયે એમને આવકારે છે. નટખટ કિરણો કુસુમકલિકાઓને ગલી કરે છે, ને કલિકાઓ હસી ઊઠે છે—કલિકાઓ પરનાં ઝાકળ-બિંદુઓ, અનારકલીઓ શાં ચમકી રહે છે. હસતી કલીઓના ખીલતા હૈયાની ભીની સુગંધી, સરતા સમીરણની પાંખે વહી નીકળે છે. સુગંધીની ખુશ્બોદાર લ્હાણી કરતો પ્રભાતી સમીર ફૂલગુલાબી વાતાવરણના માનસરોવરમાં રાજહંસી અદાથી સરતો-તરતો જાય છે. ભ્રમરો પ્રીતની પૂર્વી ગૂંજે છે. અંતરનાં આસમાની અરમાનો સમાં પંખીઓ માળા છોડી નવા ઉડ્ડયનને પંથે પ્રસ્થાન કરે છે—એમનાં કોડીલા કિલ્લોલ-કલરવમાં નવલી આશાની લેરખીનો મંજુરવ રણકે છે. વર્ષાભીની વનશ્રી તૃપ્તિના તાલમાં નર્તે છે...મત્ત મયુર દૂરની કુંજ-નિકુંજમાં મસ્તથી ગહેકે છે...ધરતીના લાલ ખેતર ભણી ગમન કરી રહ્યા છે—શ્રમસીંચન વડે કાળી માટીને કાંચન બનાવવા, વર્ષાભીની ધરતીને અન્નપૂર્ણા બનાવવા! કૂચકદમ કરતા એ ધરતીના લાલનાં ધીંગા પડછંદામાં લીલીછમ શ્રદ્ધાનો નાદ ગૂંજે છે...બળદોની રમઝૂમતી ઘંટડીઓમાં નવો ઉમંગ રણકે છે...ને, કો' પનિહારીના હરિયાળા હૈયામાંથી રેલાતા જીવન-માંગલ્યના પુનિત સ્તોત્ર સમાં પ્રભાતિયાંનાં મધુર સૂરના સ્વાગતમ્ સાથે—

—દૂર પૂર્વમાં, સૂર્યોદય થાય છે...કિરણોનો કલાપ વિસ્તરતો જાય છે—વિસ્તરતો જ જાય છે...

...અને એવે—હું પૂછું છું: કોણ કહે છે કે, 'જીવન' જીવવા જેવું નથી? ..મૃત્યુમાં જ મોક્ષ નિહાળનારને જીવતે જીવ જીવનનાં મરશિયા ગાનાર સર્વને હું પૂછું છું—શું આ જીવન જીવવા જેવું નથી?...

*

હું અહીં છું, તું ત્યાં છે...ત્યાં-દૂ..ર-સુ...દૂર! વિરાટ અંતર છે, તારી અને મારી વચ્ચે!

—છતાં, મને તારા પ્રત્યે પ્રેમ છે—અપાર પ્રેમ! તારી અને મારી વચ્ચેના અંતર જેટલો અપાર પ્રેમ—કદાચ એથીયે વિશેષ!

હું અહીં છું, તું ત્યાં છે! હું જાણું છું, તારી અને મારી વચ્ચે આભ-ધરતીનું અંતર છે!...અને કહે છે કે, ચકોર ચાંદને પામી શકતો નથી—તેમ મારા ગીતના ચકોર પણ એના ચાંદ પાસે પહોંચી શકવાના નથી, એય હું જાણું છું!

—છતાં, મારા ગીતના ચકોરને હું નિરંતર તારા પ્રતિ ભેજતો જ રહું છું—કઈ આરતથી પ્રેરાઈને, કઈ સ્વયંભૂ પ્રેરણાથી—એ તો હું પણ નથી જાણતો!...

...પરન્તુ એક અદમ્ય ચુંબકીય આકર્ષણ, એક અભિજાત ઉત્કટ આરત અંતરે મારે, નિરંતર ઉદ્દીપ્ત રહે છે—અજંપો પ્રેરતી રહે છે!...અને એને વશવતી બનીને હું મારા ગીતના ચકોરને તારા પ્રતિ ઉડાવ્યે જાઉં છું!

અને જ્યારે કહેવા જ બેઠો છું, ત્યારે કહી જ લઉં કે, આ આરતની પાછળ આશાનો તંતુ રહ્યો છે... અને મને શ્રદ્ધા છે કે એ આશાનો તંતુ, એક દિવસ

વિ૦ આ૦ બુવા

# વરસાદની આત્મકથા

મરાઠીના જાણીતા લેખકની રસળતી કલમે લખાયેલો આ હળવો લેખ ગુજરાતીમાં અનુવાદ કરીને મૂક્યો છે તે વરસતા વરસાદેય વાંચવો ગમશે અને વરસી ગયા પછીના ઉઘાડમાંય વાંચવો દરેક વાચકને ગમે એવો છે......

'કાલે વર્ષતુ પર્જન્યઃ પૃથિવી સસ્યશાલિની' એવો વેદમંત્ર શરૂ થયો ત્યારથી 'આવ રે વરસાદ, ઘેબરિયો પરસાદ' જેવાં બાળગીતો સુધીના જમાનામાં બધા મને કૌતુકની નજરે જ જુએ છે. વેદશાળાના આચાર્યોથી માંડીને વેધશાળાના વાયુ શાસ્ત્રીઓ સુધીના દરેક જણ પોતાની અક્કલ હુંશિયારી પ્રમાણે મારા આગમન બાબતમાં ભવિષ્ય ભાખે છે. વર્ષાઋતુનો સમય આવે એટલે જ્યોતિષીઓ અને વેધશાળાના નિષ્ણાતો ગાંજાના કેફમાં મોંમાં આવે એવા આંકડા બોલી નાખનારા ગંજેરી સાધુની માફક મારા આગમન માટેની બે ત્રણ તારીખો જાહેર કરી દે છે, પરંતુ પેલા બાવાઓના 'આંકડા' જેમ ફેઇલ જાય છે તેમ આ તારીખો પણ ખોટી ઠરે છે.

'નિષ્ણાતોનો અંદાજ એટલે શાસ્ત્રીય પદ્ધતિએ કરેલો ગોટાળો' એવી જ્ઞાનની વ્યાખ્યા છે અને મારી બાબતમાં આ વ્યાખ્યા સાચી જ ઠરે છે. એક નહિ પણ અનેક વાર મારે વિષે આ લોકોએ કરેલી ધારણાઓ ખોટી જ પડી છે, ને તેથી જ 'આજે વરસાદનાં સખત ઝાપટાં પડવાનો સંભવ છે' એવી જાહેરાત થાય ત્યારે લોકો સમજીને જ સારાં ઇસ્ત્રીવાળાં કપડાં પહેરીને ઠાઠમાઠથી ફરવા નીકળી પડે છે, ને સરોવર, નદી કે દરિયાકાંઠા પર મોડી રાત સુધી બેસી રહીને ચાંદનીના ઝળહળતા પ્રકાશમાં પાછાં ઘેર આવે છે.

દરેક જણને મારી જરૂર છે. એનાં કારણો પણ જુદાં જુદાં છે; ખેડૂતોને મારી જરૂર છે કારણ કે હું એમનું અનાજ પકવી આપું છું. શહેરના લોકોને મારી જરૂર એટલા માટે છે કે હું ગમે તેટલી 'ગરમીનો ઉકળાટ ઓછો કરી આપું છું. મારા વરસાદથી પાણીમાં પલળવાનું મળે તેથી હું બાળકોને ગમું છું, જુવાન છોકરીઓને પણ હું ઘણો ગમું છું, પરંતુ એમને પલાળી નાખું અને તેઓ શરમાય એટલે મોઢે આ વાત કબૂલ નહિ કરે. તેઓ મારા અમલ દર-

---

—એ દિવસ પછી ચાહે તેટલો દૂર કો હોય—અવશ્યમેવ સેતુ બની રહેશે. તારી અને મારી વચ્ચેના વિરાટ અંતરને જોડતો મિલન-સેતુ!

—કારણ કે, તારી અને મારી વચ્ચેનું અંતર જો વિરાટ છે, તો તારા પ્રત્યેનો પ્રેમ પણ ક્યાં વિરાટ નથી!...

...અને પ્રેમની દુનિયામાં અંતર નથી હોતું—દૂ...ર, દૂર નથી રહેતું! દૂરને નિકટતર બનાવવું-દ્વૈત-દ્વંદ્વનું નિર્મૂલન કરવું એ જ તો પ્રેમનું કાર્ય છે!...

...પ્રેમનો અગત્સ્ય આપણી વચ્ચેના આ અંતરના સાગરને પી જશે!

એ દિવસ દૂર હશે, પણ આવશે જરૂર! અને એથી જ તો હું મારાં ગીતોના ચકોરને તારા પ્રતિ ભેજતો રહું છું, કારણ કે મારા પ્રેમને શ્રદ્ધા છે કે, એક દિવસ એ એના ચાંદ પાસે પહોંચવાના, ને જરૂર પહોંચવાના!

*

આનંદો!...

હૈયાના આકાશે, આજે નવોન્મેષમય સૂર્યોદય થયો છે!

—હતાશાની નિશા લુપ્ત થઈ છે, ને કો' અપૂર્વ આશાની ઉષા નવપ્રકાશની ભૈરવી ગાઈ રહી છે!

—ને, નવોદિત પ્રકાશના એ પારસ-સ્પર્શે દીર્ઘકાલથી જામેલો જડતાનો—સુષુપ્તિનો હિમાલય પીગળી રહ્યો છે...ચેતનાનાં—નવજાગૃતિનાં ઝરણાં વહી નીકળ્યાં છે!

—ને, નૂતન જ્ઞાન-પ્રકાશનાં ફૂલ, સૂર્યમુખી પેઠે ખીલી ઊઠ્યાં છે!...

...હતાશા પર આશાના જડતા પર ચેતનાના, સુષુપ્તિ પર જાગૃતિના, તિમિર પર તેજના જ્વલંત વિજયનો આજે અરુણોદય છે—મંગલ મહોત્સવ છે!...તો, ...આનંદો!



ધ્યાન આછાં ભૂરા અથવા સફેદ રંગની સાડી, તેની સાથે મેચ થાય એવા રંગનું બારીક વૉયલનું બ્લાઉઝ પહેરીને નીકળવાનું પસંદ કરે છે. હું પડું અને એમનાં આ વસ્ત્રો પલળે એટલે નાનું વાછડું માને ચોંપફીને વળગી રહે એ રીતે કપડાં એમના ગોરાગોરા અંગને ચોંટી રહે છે અને યુવતીઓ ભીની જાય ત્યારે વધુ મસ્ત દેખાય છે એની મને ખબર પડી ગઈ છે. કારણ કે આજથી ઘણાં વર્ષો પૂર્વે મૃચ્છકટિકની વસંતસેનાને એટલા માટે જ લોકોએ વખાણી હતી.

મારું પહેલું આગમન થયું. શાંતાક્રુઝના વાયુશાસ્ત્રીઓના વર્તારાને લાત મારીને ભળતા જ દિવસે હું આવી પહોંચ્યો, અને જોઈ લો મજા! બજારમાં ને રસ્તા પર એવી દોડાદોડ થઈ જાય છે કે જાણે લોકોમાં એકાએક જાગૃતિ ન આવી ગઈ હોય!

આ કૉલેજિયન છોકરાઓ તરફ જુઓ, રેનકોટ તથા હેટ પહેરીને તેઓ રૂવાબથી ચાલે છે. અને રસ્તામાં કંઈક 'એવું' દૃશ્ય જોવા મળે છે કે નહિ તેની તલાશ કરે છે. એવામાં કોઈક છોકરી મળી જાય તો એક જણને આંખનો મીંચકારો કરી રહેશે. ફિલ્મી ગીતો જોડીને એકદમ હાહાહીહીના અવાજોથી વાતાવરણ ભરી કાઢશે આગળ જનારી છોકરી બિચારી એકલી હોવાથી ચૂપચાપ ચાલી જશે અને આ સ્થિતિમાંથી ઉગરવા પોતાની ઝડપ વધારી મૂકશે એને બદલે જો છોકરીઓની સંખ્યા વધારે હોય અને છોકરો એકાદ જ હોય, તો નીચી મુંડીએ એવો ચાલ્યો જશે કે સહેજ અવાજ પણ નહિ થાય.

આ જુઓ દૂધવાળાં વસઈકર અને ભૈયા! દૂધની કાવડ અને હાંડા લઈને મારો વર્ષાવ હોવા છતાં આસ્તે કદમ ચાલ્યા જાય છે. એમના દૂધના વાસણ ઉઘાડા છે એ જોયા ને! એમણે જાણી જોઈને ઉઘાડા રાખ્યા છે. દૂધવાળાને મારી સીઝન એકંદરે ફાયદાકારક નીવડે છે.

હવે ઑફિસે જનારી આ સૂટબૂટવાળી મંડળી જુઓ. શિવાજીના જમાનાની માવળા પલટનની માફક છેક ઢીંચણ સુધી પેંટ ઊંચું ચડાવીને ત્યાં ક્લીપ લગાવેલી છે. માથે છત્રી ધરી છે, પણ છત્રીનો મુખ્ય ઉપયોગ વરસાદથી બચવા નહિ પણ સામા મળનારા ઉધરાણીવાળાઓથી બચવા માટે છે. લોકો મારા નામે આવું કેમ ચલાવતા હશે તે જ મને સમજાતું નથી.

ઑફિસે અને કૉલેજોમાં જતી આ છોકરીઓ જુઓ. પુસ્તકોની થપ્પી, છત્રી, પર્સ, ઇત્યાદિ વસ્તુઓ એક હાથમાં અને બીજા હાથે છાંટા ન ઊડે માટે અર્ધા પગ સુધી કપડાં ઊંચાં પકડીને તેઓ ટપક ટપક ચાલે છે, પરંતુ એમના નાનકડા ચંપલ અને નાજુક પદાઘાતથી સાડીના પાછળના ભાગમાં જે 'સ્પ્રે પેઇન્ટીંગ' થાય છે તે ખરેખર અદ્ભુત છે. સાવ મફતમાં જ સાડી પ્રિન્ટ થાય છે, પરંતુ આવામાં એકાદ છોકરી બિચારી લપસીને ગબડી પડે તો એને તો મરવા જેવું થાય છે.

અને આ બસની 'ક્યુ' જોઈ કે? ઠરાવેલા પ્રવાસીઓ લઈને બસ ઊપડે છે, એટલે પાછળ રહી ગયેલા લોકો બેસ્ટ કંપનીને દોઢ દોઢ મણની સુણાવે છે અને બસમાં જગ્યા મેળવનારાઓ પાછા વળીને ઊભા રહી ગયેલા લોકો તરફ અંગૂઠો ઊંચો કરી 'ટાટા' એવું કરે છે (આ 'ટાટા' 'બીરલા' એ વળી કઈ બલા છે? ગાળો દેવાનો કોઈ પ્રકાર છે કે શું?)

આ કોલસાવાળાની દુકાન જોઈ? બિચારાઓનો માલ ભીંજાતો જોઈને તમને દયા આવે છે ખરું? અરે ભલા માણસ! આ કોલસા ભીના કરવા માટે જ ખાસ બહાર મૂકવામાં આવે છે. સૂકા કોલસા વજનમાં ઓછા હોય છે. જોયું ને તમારા માણસ લોકોએ ગોઠવેલું વેપારી તંત્ર?

હું જો કોઈ વાર ન આવું, ત્યારે તમે લોકો એટલા બધા દુઃખી થઈ જતા હો એમ પ્રાર્થનાઓ કરો છો, યજ્ઞ જાપ કરાવો છો, કોઈ દેવદેવીઓને બિચારાને ડૂબાડી દો છો. એનો અર્થ એ કે મારા વગર તમને ઘણી મુશીબત પડે છે. કદાચ એટલા માટે જ તમારા પૂર્વજોએ મને અને મારા પાણીને પંચમહાભૂતમાંનું એક ભૂત ગણ્યું હશે?

★

"સુમંગલા" એચ.એ.

# ગૃહમંગલ

સત્તાધીશ સ્વભાવવાળા 'અમે કંઈક છીએ' એમ પોતાનું અહમ્ પોષવા ખાતર અધીરા બને છે. તેમની માનેલી વ્યક્તિઓ જો સહેજ પણ વિરુદ્ધમાં પડે તો તેમનો પિત્તો ઊછળે છે. માનવીની આ એક પ્રકૃતિ છે.

માનવીની પ્રકૃતિના ગુણ–દોષ જોવા બેસીએ તો ઘણું બધું છે. પણ સત્તાધીશ સ્વભાવની અંદર પણ ગુણદોષ રહેલા છે. સત્તાના જોરે તો માનવી ઘણું ઘણું કરાવી શકે છે. પરંતુ આ સ્વભાવનાં મૂળ તો એવાં છે કે જે જન્મથી જ રોપાયેલાં હોય છે. બાળક નાનું હોય છે ત્યારે પણ આપણે તે જોઈ શકીએ છીએ. કુટુંબમાં જે વ્યક્તિને તે હકથી કહી શકતું હોય તેને તો પોતાનું કરી લે છે પણ ધીમે ધીમે બીજી વ્યક્તિઓ સાથે પણ સત્તાનું જોર અજમાવે છે. દરેક વખતે સફળ ન પણ થાય. કારણ આપણે જાણીએ છીએ કે વ્યક્તિ માત્રના સ્વભાવ જુદા જુદા હોય છે. વ્યક્તિ પોતે સ્વતંત્ર છે. તેની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવાનો કોઈને અધિકાર નથી. છતાં આપણા દરેક કુટુંબમાં તે પ્રમાણે સ્વતંત્રતા નથી મળતી. આ જ કારણે ક્યારેક બાળક માર ખાય છે, ચીડિયું બની જાય છે, હઠ પકડે છે અને ખોરાક ઉપર પણ રીસ ઉતારે છે. જન્મથી રૂઢ થયેલા સંસ્કારને વખોડવાથી, અવગણવાથી બાળકને અવળે માર્ગે ધકેલી દઈએ છીએ. તેને માટે માબાપ કેટલાં બધાં જવાબદાર ગણાય....!

આવો જ સળગતો પ્રશ્ન જેમનાં માબાપ નથી તેમને માટેનો છે. સત્તાના દોરે દોરાનારાં આ બાળકો કોની પાસે જઈને તેમનું મન મોકળું કરે ? તેઓ વડીલો પાસે દબાઈને રહી શકશે પણ તેમનું મન અંદરથી મૂંઝાઈ જતું હોય છે. તેમને કોઈપણ મિત્ર અગર લાગણી દર્શાવનાર—કે જેની પાસે તે દિલ ખોલી શકે તેવી વ્યક્તિ—મળી જાય તો શરૂઆતમાં ખૂબ જ સારી રીતે વર્તે છે પરંતુ ધીમે ધીમે તેમના ઉપર હક કરતાં જાય છે. શાળામાં હોય તો વર્ગમંત્રી તરીકે રહીને અથવા તો એવા જ કોઈ હોદ્દાની રૂએ નબળાને દબડાવી પોતે આનંદ માણી શકે છે. પોતે કંઈક છે એ સંતોષ મેળવે છે. પરંતુ એ નબળા, સબળા બની તેમનો વિરોધ કરે ત્યારે....?

આ પ્રશ્ન ખૂબ વિચારવા જેવો છે. એ બાળકોનું અહમ્ ઘવાય છે. તે સહન કરી શકતાં નથી છતાંપણ પોતાની જાતને મોટી દેખાડવા પ્રયત્ન કરે છે. અને એ વ્યક્તિની વિરુદ્ધ ફાવે તેમ ઘાંટા પાડી પાડીને બોલી રોષ વ્યક્ત કરે છે. ક્યારેક ત્રીજી જ વ્યક્તિ સાથે ઝઘડો કરી બેસે છે અને આમ ઉપરછલ્લો સંતોષ મેળવે છે.

# બેદરકારીનાં ભોગ

ગામડામાં અજ્ઞાનતા હજુ પણ છે જ. પરંતુ ગામડાના માનવી શહેરીઓના સહવાસથી કંઈક સમજતા તો જરૂર થયા છે. એવા એક ગામડાના કુટુંબની આ વાત છે.

એક ખેડૂત હતો. તેની પાસે પોતાની જમીન નહિ હોતાં બીજાના ખેતરમાં તે મજૂરી કરતો હતો. સાધારણ સ્થિતિનો માણસ, પણ દિલનો દરિયાવ. કુટુંબમાં પત્ની અને બે બાળકો સાથે કિલ્લોલતો. રળે તે પ્રમાણે ખર્ચ થાય. તેના રોટલા જેટલું રળતો. બચતની તો પછી વાત જ ક્યાં કરવી !

તેની પત્ની ડાહી, તેના નામ પ્રમાણે ખૂબ જ ડાહી, ઉદ્યમી અને વિવેકી હતી. શરીરે તેઓ બધાં સ્વસ્થ હતાં.

થોડા સમય બાદ ડાહી બાળકની માતા થવાની છે તે ખબર પડતાં જ ખેડૂતે તેની દરકાર લેવા માંડી. તેમના આનંદનો પાર નહોતો. પ્રભુએ અર્પેલાં બન્ને બાળકો સુંદર હતાં અને એ નાનકડા કુટુંબના આનંદમાં ઉમેરો કરતાં હતાં. ડાહીનુ શરીર સારું રહેતું હતું એટલે બીજી કશી જ ચિંતા નહોતી.

તેમના ગામમાં એક નાનકડું દવાખાનું હતું પરંતુ સુવાવડ માટે તો ગામમાં દાયણો જ કામ લાગતી. ડાહીએ એની જૂની દાયણ હતી તેની પાસે જ બધું પતાવવાનું નક્કી કરેલું શરીરમાં બીજી કોઈ તકલીફ નહોતી અને દાયણ માહિતગાર હતી એટલે બીજી ચિંતા હતી નહિ. દાયણ પણ સંતોષ દાખવતી.

હવે સમય થઈ ગયો હતો. ઉપર વધુ દિવસો ખેંચાવા લાગ્યા. દાયણે હિંમત રાખી પ્રયત્નો શરૂ કર્યા પરંતુ તેને છેવટે નિષ્ફળતા મળી. ડાહીને દર્દ જ ઊપડી ઊપડીને બંધ થઈ જાય ! બાળકનું વજન વધુ હતું તે દાયણ સમજી શકી. સંકટને સમયે એણે સાંકળ ખેંચી ગામના ડૉકટરને બોલાવ્યા. કેસ એકાએક ગંભીર સ્વરૂપ પકડી રહ્યો હતો. તાત્કાલિક સારવાર માટે હૉસ્પિટલમા દાખલ કરવાની જરૂર છે એમ કહી ડૉકટરે શહેરમાં લઈ જઈ શહેરની સારી ગણાતી હૉસ્પિટલમાં દાખલ કરવા સૂચના કરી.

બિચારો ખેડૂત....! ખૂબ જ ઢીલો થઈ ગયો. પાસે પૈસા નહિ, માણસ નહિ અને જો જરાક ઢીલ કરે તો તેની પત્નીનો જીવ જોખમમાં હતો. તાબડતોબ થોડા પૈસા ઉછીના લઈ, પાડોશી બાઈને મદદમાં સાથે લઈને તે શહેરમાં પહોંચ્યો. હૉસ્પિટલમાં ડાહીને દાખલ કરી ત્યારે રાત પડવા આવી હતી. નર્સોએ તપાસ કરી તો બાળક અંદર ખલાસ થઈ ગયું હતું.

હવે તો પ્રશ્ન હતો ડાહીને બચાવવાનો. ગામડાંના માણસ ઝાઝું સમજે નહિ. પણ કેસની ગંભીરતા તે નિહાળી રહ્યાં હતાં. ડૉકટર આવ્યા અને જોઈને ચાલ્યા ગયા. ખેડૂતે ખૂબ વિનવણી કરી: 'ડૉકટરસાહેબ, તેનો જીવ બચાવો. તે જીવશે ને ?' પણ આ તો એક ગરીબ ખેડૂત પોકારી રહ્યો હતો. તેની તહેનાતમાં કોઈ અમલદાર નહોતો, કોઈ પૈસાદાર ઝોળી ભરી આપે તેવો માનવી નહોતો પણ આ તો હતો ગરીબ, અણસમજુ

અને અજ્ઞાની ખેડૂત. જેને કોઈપણ જાતના જવાબથી સંતોષ્યા વગર ડૉકટર ચાલ્યા ગયા.

ડૉકટર જાણતા હતા કે આ કેસમાં તાત્કાલિક ઓપરેશનની જરૂર છે. નહિ તો એક જીવની સાથે બીજો જીવ પણ ખલાસ થઈ જશે. બાળક, મરેલું બાળક ડાહીના પેટમાં હતું અને તેનું ઝેર ચડી રહ્યું હતું. નર્સનું ધ્યાન થોડાક કલાક પછી ખેંચાયું અને એણે જોયું તો ડાહી થોડા સમયની મહેમાન હતી. ડૉકટરને બોલાવી લાવી પણ કેસ હાથથી ગયો હતો. હજુ તો તેને ઓપરેશન કરવાની તૈયારી કરે છે તે પહેલાં સવાર પડતાં પડતાં ડાહી મરણને શરણ થઈ. તેનાં બે બાળકો મા વિનાનાં બન્યાં અને ગરીબ ખેડૂતે પોતાની ડાહી પત્ની ગુમાવી. માત્ર ડૉકટરની બેદરકારી અને ભૂલને કારણે. આપણામાં માનવતા ક્યારે પ્રગટશે ? આઝાદી આવી, આજે બાર બાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં પણ આ માનવતા, આર્થિક સમાનતા, ભાઈ ભાંડુઓને પોતાનાં ગણી તેમની પાછળ મરી ફીટવાની ભાવના ક્યારે પ્રગટશે !

## સાસુની હોંશ ?

'કેમ, સુમતિ તું આ બાજુ અત્યારે કેમ....!' મહેમદાવાદ સ્ટેશને ટ્રેઈનમાં ચડતાં જ સુરેખાએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

'આમ કેમ પૂછે છે તું ? બાને ઘેર જાઉં છું.'

'એટલે જ તો પૂછતી હતી. દિવાળી નજીક આવી રહી છે અને તું સાસરેથી મહિયરીએ ઊપડી એટલે હું વિમાસણમાં પડી ગઈ. શું કોઈ માંદુ છે કે એવો કોઈ ખાસ પ્રસંગ છે ?'

સુમતિ તરત જવાબ ન આપી શકી પણ તેના મોં ઉપર નિરાશાનાં વાદળ ઘેરાઈ ગયાં. સુરેખા સમજી ગઈ. એટલે આગળ ન પૂછતાં બીજી વાતે વળગ્યાં. પણ હકીકત જાણ્યા વગર તો ચાલવાનું નહોતું જ.

સુમતિ અને સુરેખા બાળપણની સહિયરો હતી. લગ્ન પછી બન્ને જુદા જુદા ગામ રહેતાં હતાં પણ દોસ્તી તો તેમની ચાલુ જ હતી. એટલે સુરેખાને જાણવાની જિજ્ઞાસા ખૂબ હતી. સુમતિ સાસરે સુખી હતી, પતિ પણ સ્વભાવે શાંત અને સમજુ હતા, સુમતિની સાથે એમને સારી ફાવટ હતી. કુટુંબમાં પણ સુમતિની બોલબાલા હતી. તે ક્યારેય ઘરકામથી કંટાળતી નહિ. સાસુને જોવું પડે તેવું તે રાખતી જ નહિ.

વાતમાંથી વાત નીકળતાં સુમતિ 'મૂડ'માં આવી અને હૃદયમાં ભરી રાખેલી બિના ધીમે ધીમે કહેવા લાગી :

'સુરેખા, અધૂરે જન્મેલો બાબો તો ચાલ્યો ગયો. પણ તેની પાછળની કહાણી મને ખૂબ પરેશાન કરી મૂકે છે. તને ખબર નહિ હોય પણ મારાં સાસુને પણ એ સમયે જ 'દિવસ' હતા. લગભગ અમે બન્ને સાથે જેવાં જ હતાં. હું પરણીને સાસરે ગઈ ત્યારથી જ સાસુમાનો બધો જ બોજો મેં માથે લઈ લીધો હતો. મને ઘરકામ પ્રિય હતું અને એમને થોડી રાહત રહે એ પણ મારો ઈરાદો હતો. આમ અમારો સંસાર સુખેથી પસાર થતો હતો. ત્યાં અમે બન્નેએ સાથે માતા થવાની

તૈયારી કરી. આ મારાથી ખૂબ મોટાં હતાં એટલે એમને મોડેથી માતા થવાની શરમ ખૂબ આવતી હતી. મારી હેળને કારણે ક્યારેક હું કામથી ખૂબ કંટાળતી. કામ બધું ન કરી શકું એવું પણ બનતું. પરંતુ સાસુમા થોડી પણ મદદ ન કરે. એમની તબિયત એ સાચવીને બેસી રહે અને હું સાચવી ન શકી. કામના બોજાએ મને માનસિક અસર પણ થઈ. ખોરાક ખાસ લઈ ન શકું એટલે શરીર પણ કેટલું કામ કરે! મારી તબિયત લથડી અને કસુવાવડ થઈ ગઈ. ઘરમાં બીજું કોઈ ખાસ કરે એવું નહોતું એટલે મારાં નણંદને થોડા સમય બોલાવી લીધાં. પહેલો જ પ્રયત્ન આમ કથળ્યો એની અસર તો થઈ જ પણ પાછળથી મનને મનાવી શકી 'એમને' પણ મારા શરીરની ખૂબ ચિંતા થતી પણ મને ખૂબ જ હિંમત આપી.

'હું સારી થઈ ગઈ. બે મહિના પછી મારાં સાસુને બાબો જન્મ્યો. એમને આ ઉંમરે બાળક થતાં શરમ ખૂબ આવતી હતી. એટલે બાબાનું બધું જ કાર્ય તે મારી પાસે કરાવતાં. સુવાવડ પતી ગઈ કે તરત જ બાબો મારો હોય એ રીતે રાખવા પ્રયત્ન કરવા લાગ્યાં. એ તો ઠીક પણ કોઈ અજાણી વ્યક્તિ આવે તો તેને, મારો બાબો છે એમ ઓળખાવતાં. મને ખૂબ ખરાબ લાગતું. થોડા દિવસ મેં ચલાવી લીધું. પણ આ તો રોજનું થયું. હું મારુ આ અપમાન સહી ન શકી. આવી સજ્જડ ગાળ સહી ન શકવાથી ક્યારેક તેમની સાથે હું ઝઘડી પડતી, અને કહેતી: મને તો ઠીક પણ મારા સસરાજીને સખત ગાળ દો છો. આવું તમારાથી બોલાય જ કેમ!

'પણ એમના દિલમાં કંઈ વસ્યું નહિ અને મેં નક્કી કર્યું કે મારે એ ઘર છોડી થોડો વખત ચાલ્યા જવું આજે તો હું 'એમને' પણ કહ્યા વગર નીકળી ગઈ છું. હું બધું સહન કરી શકું પણ આવું અપમાન તો કેમ સહેવાય! મને હજુ નથી સમજાતું કે પોતે જન્મ આપ્યા પછી બાળક પોતાનું નથી એમ એક માતા કેવી રીતે કહી શકે! ઘડપણની આ તે શરમ કઈ જાતની?'

સુરેખા સુમતિની વાત સાંભળી મૂંઝવણમાં પડી ગઈ. આ તે કઈ જાતની હોંશ! અને સુરેખા તો ફરીથી નિરાંતે મળવાનું કહી વડોદરા આવ્યું એટલે ઊતરી ગઈ

## જમાનાની પાછળ

કમાતો રળતો દીકરો હોય છતાંય પોતે કોઈ જ અધિકાર ભોગવતો ન હોય ત્યારે એના મનમાં શું થતું હશે ...! ઘરમાં પોતાની પત્ની હોય, બાળક હોય, તેને માટે પણ કશું લાવવાની હોંશ શું નહિ થતી હોય! પરંતુ આ કુટુંબમાં તો પિતાનો એકનો એક દીકરો છે અને પિતાના કડક નિયમોનું એને પાલન કરવું પડે છે.

લીના અને નીલય પરણ્યા પછી ખૂબ સુખી હતાં. નીલય તેના પિતાનો એકનો એક દીકરો હતો અને બીજી ત્રણ બહેનો હતી. સૌથી મોટો નીલય. નીલયના પિતા રમણભાઈ વેપારી માનસના હતા અને કાપડની દુકાન ચલાવતા હતા. સાથે સાથે બીજો ધંધો પણ તે ચાલુ

સખતા. નીલય મેટ્રિક પાસ થયો એટલે એને ઉઠાડી લીધો અને દુકાને બેસાડ્યો. નીલય બુદ્ધિમાં તેજ હતો. ધીમે ધીમે દુકાનનો બધો જ વહીવટ તેને સોંપી પિતા બીજા ધંધામાં પડ્યા. અને ધંધાર્થે તેમને બહારગામ રહેવાનું થયું. નીલય સિવાય તે સહકુટુંબ બહારગામ ગયાં.

નીલય અને લીના હવે એકલાં પડ્યાં. લીના સ્વભાવે શાંત અને લાગણીવશ હતી. બન્ને ખૂબ સારી રીતે રહેતાં હતાં. ક્યારેય બન્ને વચ્ચે ઝઘડો થયો હોય તેવું સાંભળ્યું નહોતું. નીલય પણ હમેશાં આનંદમાં રહેતો હતો. રજાને દિવસે હરવું, ફરવું, વ્યવહારમાં રહેવું વગેરે તેમનો કાર્યક્રમ હતો. સામાન્ય રીતે તેમનું જીવન 'જીવનની ઝાઝી જંજાળ સિવાય સુખી હતું. ત્યાં થોડા સમય પછી ઘરમાં ત્રીજી વ્યક્તિનો પ્રવેશ થયો અને તેમના આનંદની અવધિ ન રહી. હવે તો નીલયને બાબા માટે કંઈ રમકડું કે એવી તેને લાયક ચીજ લેવાનું મન થતું અને તે લાવતો પણ ખરો. ક્યારેક લીના અને નીલય બન્ને જઈને ખરીદી કરી આવતાં.

ચારેક વર્ષ તો આનંદમાં ને આનંદમાં પસાર થઈ ગયાં. ત્યાં જાણે એમના સુખના દિવસો પૂરા થઈ ગયા હોય તેમ બહારગામથી તેના પિતા સહકુટુંબ પાછા ફર્યા. ત્યાંના ધંધામાં બહુ કસ ન જણાતાં ધંધો આટોપીને પોતાને ઘેર આવ્યાં.

હવે કુટુંબ મોટું થયું અને લીના–નીલયના બજેટ ઉપર મોટો કાપ આવી ગયો. ઘરનો બધો જ કારભાર પિતાના હસ્તક ગયો. નીલયને તો વાર્ષિક બસો રૂપિયા આપતા. એ જ પોતાના કુટુંબના અંગત ખર્ચ માટે વાપરવાના. ભોજનખર્ચનો પ્રશ્ન નહોતો. પરંતુ બહાર ફરવા જવું, કપડાં–લત્તાં અને નાનો બાબો એ બધું જ આ મોંઘવારીના જમાનામાં કેવીરીતે આવી ટૂંકી વાર્ષિક મૂડીમાં નિભાવી શકે! ક્યારેક સિનેમા જોવાનું પણ મન થાય પણ ઘરમાંથી તો એક રાતી પાઈ પણ ન મળે

દુકાનની આવક સારી હતી, ઘરનો બીજો કોઈ વધારાનો ખર્ચ નહોતો પણ રમણલાલ સ્વભાવે ખૂબ કરકસરીયા હતા. સામાન્ય રીતે ઘર કરકસરથી ચલાવવું તે તો સ્ત્રીની આવડતની વાત છે, પરંતુ એ કરકસર જો સમજી વિચારીને કરેલી હોય તો. ખાવાની બાબતમાં પણ શોખ પૂરા ન પડે. લીના ક્યારેક સાસુને પૂછી ફરસાણ બનાવે ત્યારે સસરાજી કહેતા કે આમ ફરસાણ વગેરે કરી જીભના ચટાકા કરીએ તો ખર્ચ ખૂબ વધી જાય, આપણને તે ન પાલવે. બધી જ બાબતમાં તેમનો નકાર સાંભળવાનો હોય. એટલે નીલય અને લીના ખૂબ નિરાશ રહેતાં. નીલયને તો તેના પિતાનો સ્વભાવ સહેવાનો હતો એટલે ગમે તેમ કરીને તે તેનાથી ટેવાવા પ્રયત્ન કરતો. દુઃખને હૃદયમાં સંઘરી રાખતો. પરંતુ લીના આવી જોહુકમી સહી શકતી નહોતી. તે ખૂબ લાગણીવશ હતી. મનમાં મૂંઝાતી, ક્યારેક રડી લેતી, ક્યારેક પતિ પાસે પોતાનો ઉકળાટ જાહેર કરતી. નીલયને પણ ખૂબ દુઃખ થતું. પરંતુ પોતે એક જ દીકરો હોવાથી

પિતાને કંઈ જ કહી શકવાની ઇચ્છા નહોતી થતી. છતાં એક બે વખત એણે પ્રયત્ન કરી જોયો પરંતુ નવા જમાનાને, નવી પેઢીને બિલકુલ સમજ્યા વિના પોતાના સમયની જ પિતા દલીલો કરતા: અમે તો ખાવા પીવામાં કે પહેરવા ઓઢવામાં તમે કહો છો તેવી સાહ્યબી ક્યારેય કરી નથી અને એટલે જ આટલી સારી રીતે જીવી શકયા છીએ. આમ નીલયની દલીલને તે તરત તોડી પાડતા.

નીલમનો બાબો હવે તો પાંચેક વર્ષનો થયો. બાબો પણ નવું કંઈક વેચાવા આવે અને દોડતો આવીને માગે. લીના બધી જ ચીડ બાબા ઉપર ઉતારે, એને ધમકાવે કે મારે. સાસુમા ઘરમાં હોય તો એને વઢે અને બાબાને ઊંચકી લે. વળી કોઈવાર શાંત પાડી ચીજ અપાવે. આમ ચાલ્યા કરતું હતું.

આમ નીલય, લીના અને બાબાનું જીવન નીરસ બની ગયું. વડીલોની હાજરીને કારણે નીલય-લીના દિવસે તો છૂટથી બોલી ચાલી શકે નહિ એટલે થોડો સમય સ્વતંત્ર રહ્યા પછી આ તેમની સ્વતંત્રતા પણ ચાલી ગઈ. તેમના જીવનનો આનંદ ચાલ્યો ગયો. લીનાના શરીર ઉપર આની ઠીક ઠીક અસર થઈ. તેની માનસિક પીડાએ તે શરીર બગાડી બેઠી. ડૉકટરની દવા રોજની શરૂ થઈ ગઈ પણ માનસિક પીડા આગળ દવાના ડોઝ શા કામના!

આવાં વડીલો જમાનાને કયારે સમજશે? તેઓએ વેઠયું હશે ત્યારે તેમને તે જરૂર આકરું લાગતું હશે પરંતુ એટલું જ વેઠાવ-રાવવાનું પોતાનાં બાળકો પાસે શા માટે ઇચ્છતાં હશે....! સમજ્યા પછી પણ એમને આનંદ કરાવવાનું કેમ ભૂલી જવાય છે! પરંતુ આ તો બાપ-દીકરા અને સાસુ-વહુ વચ્ચે ઈર્ષાવૃત્તિ જ કામ કરતી દેખાય છે. અમે આટલું દુઃખ ભોગવ્યું છે એટલે તમારે ભોગવવું જ જોઈએ એ વૃત્તિથી ખરેખર, એમના જીવનનો સંતોષ મેળવી શકતાં હશે! પોતાના જ કુટુંબને દુઃખી જોતાં એ વડીલોના દિલમાં સહેજ પણ કંપારી નહિ છૂટતી હોય! આપણે જમાનાની સાથે સાથે નહિ ચાલીએ તો કેટલાંય કુટુંબો આમ જ રહેંસાઈ જશે. શક્તિનો ઉપયોગ કરવાને બદલે વેડફી નાખશે.

★

સોવિયેત સંઘના તામ્બોવ પ્રદેશનાં સામૂહિક ખેતરોમાં હવાની મદદથી વાવણી કરવાની નવી જ પદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે. આ પદ્ધતિ ખૂબ જ સરળ અને ઝડપી છે. આ જાતની વાવણી કરવા માટેનું સાધન ટ્રેકટર દ્વારા ચલાવવામાં આવે છે. એનાથી આખા ખેતરમાં સમાન ભાગે બીજ વવાઈ જાય છે અને ઓળબંધ વાવણી કરવાની તકલીફ રહેતી નથી.

આ સાધનમા બિયારણ ભરવાનું એક ખાનું હોય છે. એ ખાનામાંથી બિયારણ એક ભુંગળામાં પડતું રહે છે. એ ભુંગળાની હવા ઉપર દબાણ કરવામાં આવે છે. આથી બિયારણ નાની નાની ટોટીઓમાં ધકેલાય છે અને એ ટોટીઓનાં કાણાંમાંથી બિયારણનો ફુવારો છૂટે છે અને આખા ખેતરમાં બિયારણ સમાન ભાગે પથરાઈ જાય છે. આ યંત્રમાં પાણીની એક ટાંકી પણ રાખવામાં આવી છે અને બિયારણના ફુવારાની સાથે પાણીનાં ટીપાં પણ ભળેલાં હોય છે. એથી બિયારણ આપોઆપ ભીનું થઈને વવાય છે.

આ નવી પદ્ધતિથી હેકટર દીઠ પાકમાં ૩૦૦ થી ૪૦૦ કિલોગ્રામનો વધારો થયો.

**લીના :**

[લે. અશ્વિનકુમાર વ્યાસ. પ્ર૦-લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ, ૧. રૂ. ૪/૨૫ ]

આ ઠાર વાર્તાઓના આ સંગ્રહથી લેખક ગુજરાતી સાહિત્યમાં એકડો ઘૂંટે છે. શૈલી કાચી હોવા છતાં, જીવનમાં જ્યાં જ્યાં નિર્મળતા, વિશુદ્ધ દાંપત્યપ્રેમ, માનવતા ને સૌંદર્ય દેખાયાં ત્યાં ત્યાંથી પકડીને એને ઘાટ આપવાનો સફળ યત્ન શ્રી. વ્યાસે કર્યો છે. પ્રણયની મધુરિમા વ્યક્ત કરવામાં એમની કલમે જેટલી સફળતા બતાવી છે એટલી બીજા અનુભવો રજૂ કરવામાં નથી બતાવી. એમનાં યુગલો ડાહ્યાં-ડમરાં છે એમ નહીં, એમનામાં પણ દોષ છે, પરંતુ એ એટલાં સંવેદનશીલ છે કે અંતે વિશુદ્ધ પ્રણયનો આવિષ્કાર વાચકને કરાવી જાય છે, કાંઈક પુલકિત બનાવી જાય છે ને સત્પ્રણયની ભાવનાને ઉત્તેજી જાય છે.

લેખકનાં પત્ની શ્રી. ઈન્દિરા વ્યાસે લખેલી એક માત્ર વાર્તા જ સંગ્રહની શ્રેષ્ઠ વાર્તા છે. ઠેઠ સુધી વાચકનો જીવ અદ્ધર રખાવી લેખિકાએ એને ટાઢા પાણીમાં ઝબોળી દીધો છે એમાં શૈલીની વિશિષ્ટતા છે. આ વાર્તા એમની નવલિકાલેખનક્ષેત્રે જ સફળતાની શક્યતા વિષે આશા જન્માવે એવી છે.

અશ્વિનકુમારની વાર્તાઓમાં અતિશયોક્તિનું પ્રમાણ ક્યાંક ક્યાંક રસક્ષેપ કરે છે ને પ્રસંગની સુંદરતાને ઝાંખી પાડે છે. દરેક વાર્તામાં ભાષા ને સંવાદો આપમેળે ઊતરી આવતાં નથી, જાણે કે પ્રયત્નપૂર્વક એ દોર્યાં હોય એવો ભાસ થાય છે.

'અનામત પેટી' કાંઈક ડીટેક્ટિવ શૈલીની કાચી ઊતરેલી વાર્તા છે. છાપામાં પ્રસિદ્ધ થયેલા પત્રના આધારે ન્યાયમૂર્તિ સુધાકરને મુક્ત કરે એ નવાઈભર્યું લાગે છે. સુધાકરે જ કોઈ સ્ત્રીને પૈસા આપીને આ પત્ર ન લખાવ્યો હોય એની શું ખાત્રી? વળી મરેલા બાળકની લાશવાળી પેટી ટ્રેનમાં રહેવા દઈને પણ પેલી યુવતી ચાલી જઈ શકી હોત. સુધાકરને એ પેટી સોંપવાની જરૂર જ શું હતી? વળી સુધાકર જેવો પ્રતિષ્ઠિત માણસ આવું નાદાન નિવેદન છાપ માં પ્રસિદ્ધ કરે એ નવાઈભર્યું લાગે છે. એથીય વધુ નવાઈ તો સુધાકરને લોકો ફૂલહારથી નવાજે એની લાગે છે. સુધાકરે ખુન નહોતું કર્યું તો પણ એ પેલી રૂપાળી યુવતી સામે ચેડાં તો કરી જ ચૂક્યો હતો. તો પછી ફૂલહાર માટેની એની લાયકાત ક્યાં પુરવાર થઈ?

પોતે ખેડેલ યુરોપના પ્રવાસમાંથી વાર્તા નીપજાવવાનો હાસ્યાસ્પદ પ્રયોગ 'સુખદુઃખનાં સાથી'માં લેખકે કર્યો છે. વાર્તાને આદિ કે અંત કાંઈ જ નથી, તો પછી આ પ્રવાસલેખને વાર્તા તરીકે છપાવવાનો મોહ લેખકે જતો કર્યો હોત તો? યુરોપનો પ્રવાસ એમણે ખેડ્યો છે એ તો પુસ્તકના જેકેટ ઉપરથી પણ વાચકને ખબર પડત. આવી વાર્તા દ્વારા એની જાણ કરાવવાની શું જરૂર હતી? શ્રી. વ્યાસે સંગ્રહમાં અવારનવાર વાપરેલાં કાચા રૂપકો( Simile )માંનું એક નમૂના દાખલ નોંધવા જેવું છે:

'જેમ કોઈ ફર્સ્ટ ક્લાસ વિદ્યાર્થી પરીક્ષા સુધી રાત દિવસ વાંચ્યા કરે અને પરીક્ષાના બધા પેપર્સ સારી રીતે પતાવી છેલ્લો પેપર સુપરવાઈઝરને આપતાની સાથે જ ભયંકર બીમારીમાં સપડાય, તેમ ગુલાબદાસના અગ્નિસંસ્કાર કરી પ્રકાશ પાછો આવ્યો, ત્યારે મનોરમાનું શરીર તપી રહ્યું હતું. તેને હાઈ ટેમ્પરેચર હતું...' ( પા. ૨૦૫ ).

સ્ટેશન પરના બૂકસ્ટોલમાં વેચાતાં પુસ્તકોમાં કાવ્યસંગ્રહો પણ હોય છે એ લેખકના કલ્પના–પ્રદેશનો તુક્કો છે કે વાસ્તવિકતા? એમના કવિમિત્ર શ્રી પ્રજારામનાં પણ ધનભાગ્ય કે સ્ટેશનના બૂકસ્ટોલ પર એમના કાવ્યસંગ્રહો વેચાવા લાગ્યા ( ને એથીય રૂડું

એ કે એ સંગ્રહ ખરીદવા જેટલા સંસ્કારી યુવકો ગુજરાતને ખોળે જન્મતા થયા ).

સંગ્રહની છેલ્લી વાર્તા 'લીના' સુંદર છે; પરંતુ કંદર્પ જેવો બાહોશ વકીલ પોતાનું ઘર ત્યજી જનાર પત્ની લીનાને એ જ શહેરમાં રહેલી હોવા છતાં ન શોધી કાઢી શકે એ વિચિત્ર લાગે છે; વાર્તાનો અંત જો કે સુખદ છે ને બોધક પણ એટલો જ છે.

શૈલી જરા ચોટદાર હોત તો, ને પ્રસંગો વધુ વેધક હોત તો વાર્તાસંગ્રહ ખૂબ દીપી ઊઠત; આમ છતાં પ્રયત્ન ખોટો નથી.

**હિન્દના જવાહર :**

[ લે. મણિભાઈ દેસાઈ, પ્ર નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૧/– ]

આ પુસ્તકમાં જવાહરલાલ નેહરુનું જીવનચરિત્ર આલેખવામાં આવ્યું છે. નેહરુના બાલ્યકાળ, કિશોરાવસ્થા અને યુવાવસ્થા દરમિયાનના મુખ્ય મુખ્ય કહી શકાય એવા બધા જ પ્રસંગોને આવરી લીધા છે અને જવાહરલાલ પરદેશથી કેળવણી પ્રાપ્ત કરીને હિન્દ પાછા આવ્યા અને પોતાના જ દેશમાં પરાયા લાગવા માંડયા ત્યારે હિન્દની આઝાદીની લડતમાં કેવી રીતે પડયા અને ગાંધીજીના વ્યક્તિત્વે એમને તથા આખા કુટુંબને કેવી રીતે આકર્ષ્યા એ બધી વિગતો સાચે જ રસપ્રદ છે. જવાહર જેવા નેતા આપણા દેશનું સંચાલન કરતા હોય અને લોકપ્રિય નેતા હોય ત્યારે આપણને એમના જાહેર જીવનની સાથે સાથે અંગત જીવન વિષે જાણવાની ઇંતેજારી સ્વાભાવિક રીતે થાય. આઝાદીની લડત ને જેલયાત્રા વચ્ચે જ એમના જીવનનાં મોટા ભાગનાં વર્ષો વીત્યાં છે, દરમ્યાનમાં પત્નીની માંદગી, એનો ચિકિત્સાર્થે પરદેશગમન એ બધા પ્રસંગેનું વર્ણન આપણને એમના કોમળ હૃદય પાસે લઈ જાય છે. પુસ્તકનાં બે પ્રકરણ ૨૩ ને ૨૪ આપણને એમના અંગત જીવનની ઝાંખી કરાવી જાય છે ને માનવસુલભ લાગણીઓ અને નેહરુનાં મંથનોનો ખ્યાલ આપી જાય છે. પુસ્તકમાં આ બે પ્રકરણ ખૂબ સુંદર રીતે લખાયાં છે.

આમ સમગ્ર પુસ્તક ખૂબ માહિતીપૂર્ણ ને ખૂબ કાળજીપૂર્વક લખાયું છે. આમ છતાં ૧૯૪૨ ની 'હિન્દ છોડો'ની લડત વિષે એકાદ પરિચ્છેદ જેટલી જ જગ્યા રોકવામાં આવી હોય તે બરાબર વહેંચણી ન ગણાય. ૧૯૪૨ની 'હિન્દ છોડો'ની લડત સ્વતંત્રતા મેળવવાનો છેલ્લો પ્રયાસ હતો અને અત્યારના કિશોરોને એનું વર્ણન ઘણું લાભદાયી નીવડત. બીજું એક સૂચન એ છે કે પુસ્તકમાં બે હકીકતદોષ ખૂંચે છે અને તે બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જાપાને અમેરિકાના રક્ષણ હેઠળ આવેલા હવાઈ ટાપુના પર્લહાર્બર નામના બંદર પર રહેલા નૌકામથક પર ૧૯૪૧ ના ડિસેમ્બરની ૭મીએ હુમલો કર્યો એને બદલે લેખકે લખ્યું છે કે ડિસેમ્બરની ૪થી તારીખે જાપાને યુનાઈટેડ સ્ટેટ્સના ફિલિપાઈન્સમાં આવેલા પર્લહાર્બરના મોટા નૌકામથક પર ઓચિંતો હુમલો કર્યો. ( પાન ૧૪૦ ) આવા હકીકતદોષો બીજી આવૃત્તિમાં સુધારી લેવામાં આવશે એમ આશા રાખીએ ! બીજી આવૃત્તિ વખતે પ્રાસંગિક ચિત્રો આપીને પુસ્તકને શોભાવવામાં આવશે એવી પણ આશા રાખીએ ?

**ખોરાક : આરોગ્ય અને માંદગીમાં :**

[ લે : પ્રો. જે. ડી. પાઠક, પ્ર. ગુજરાત સંશોધન મંડળ, મુંબાઈ, ૨૧ ]

ગુજરાત સંશોધન મંડળે ૧૯૪૯ માં આરોગ્યપત્રિકા નં. ૬ પ્રગટ કરેલી, આ પુસ્તક તેની બીજી સુધારેલી આવૃત્તિ છે. ડૉ. જે. ડી. પાઠક ગુજરાતમાં આહાર વિષયક સંશોધનના ક્ષેત્રમાં નિષ્ણાત છે અને તેથી ગુજરાત સંશોધન મંડળે એમની વિદ્વત્તા ને સાદી શૈલી બંનેનો લાભ ગુજરાતી જનતાને વિનામૂલ્યે આપવાનો જે પ્રયત્ન કર્યો છે તે સાચે જ સ્તુત્ય છે. સમગ્ર દૃષ્ટિએ જોઈએ તો હિન્દની મોટા ભાગની વસ્તીનો ખોરાક સમતોલ નથી. આપણા રોજીંદા ખોરાકમાંથી આપણા શરીરને જોઈએ તે બધાં તત્ત્વો પૂરતા પ્રમાણમાં નથી જ મળી રહેતાં એમાંય વળી ગુજરાતી જનતાના ખોરાકમાં ચરબી, સ્ટાર્ચ વગેરે તત્ત્વો વધારે પ્રમાણમાં ઘૂસી ગયાં છે, અથવા રસોઈ કરતી વખતે ઓછાવત્તા પ્રમાણમાં જીવકોનો નાશ થવાથી

શરીરને ખાસ લાભ નથી થતો. આથી જોઈતી શક્તિ –ગરમી–કેલરી આપણને મળતી નથી ને કોઈ ને કોઈ ઉણપની અસર શરીરને નડે છે. આપણા આહારમાં કોઈ વખત એવું પણ બને છે કે વધુ પડતા તપેલા ને કાંજી તત્ત્વવાળા આહારથી વધારે પડતી કેલરી આપણે લઈએ છીએ જેના લીધે પણ શરીરને હાનિ પહોંચે છે. તેથી મેદ જામે છે ને હૃદયની નબળાઈ, તેનું અચાનક બંધ પડવું, લોહીનું વધુ પડતું દબાણ, પિત્તાશયની પથરી, એવાં અનેક પરિણામોથી જિંદગી ટૂંકી થાય છે. આપણા શરીરને અનુકૂળ કેવો ખોરાક છે, કેટલા પ્રમાણમાં આપણે લેવો જોઈએ અને કયા ખોરાકમાં કયાં કયાં તત્ત્વો આપણને મળશે એ બધી વિગતોનો આપણને ખ્યાલ હોવો જ જોઈએ. આ પુસ્તકની માહિતીપૂર્ણતા વિષે તો બે મત હોઈ જ ન શકે. દરેકે દરેક ગુજરાતીએ આ પુસ્તક જરૂર વાંચવું જોઈએ ને એમાં આપેલા માર્ગદર્શનનો લાભ ઉઠાવવો જોઈએ.

૮૪ પાનાંના નાનકડા પુસ્તકમાં ખોરાકનાં ઘટકો, ખાદ્ય પદાર્થનું પોષણમૂલ્ય, યુક્તાહાર, નાનાં બાળકોનો આહાર, સગર્ભા ને ધવરાવતી માતાઓનો ખોરાક, કસરતબાજ, મેદપ્રકૃતિવાળા ને સુકલકડીઓના ખોરાકની વિગતો આપી છે. જુદી જુદી રોગિષ્ટ અવસ્થામાં કેવો ખોરાક લેવો જોઈએ એને વિષે પણ યોગ્ય માર્ગદર્શન આપ્યું છે. જ્યાં જરૂર હોય ત્યાં પ્રાસંગિક ચિત્રો ને કોષ્ટકો આપીને સમજાવવાનો પ્રયત્ન જરૂર અભિનંદનીય ગણી શકાય.

**જન્મભૂમિ પંચાંગ :**

[ સંપાદકો : પંડિત કૃષ્ણાજી વિઠ્ઠલ સોમણ : અમૃતલાલ લક્ષ્મીચંદ શાહ. જન્મભૂમિ પ્રકાશન મંદિર, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ, ૧. રૂ. ૧/૭૫. ]

વિક્રમ સંવતનું દર વરસે બહાર પડતું જન્મભૂમિ પંચાંગ ગુજરાતી જાણનારાઓ માટે એક અગત્યનું ઉપયોગી પ્રકાશન છે. આ વખતે પણ જન્મભૂમિ પંચાંગ કાર્યાલયે તૈયાર કરીને સંવત ૨૦૧૬ના કાર્તિકથી સં. ૨૦૧૭ ના ફાગણ સુધીનું અને શાલીવાહન શક ૧૮૮૨ના અંત સુધીનું આ પંચાંગ છે. આપણું રાષ્ટ્રીય વર્ષ શાલીવાહન શક પ્રમાણે હવે શરૂ કરવાનું હોઈને તે જ વર્ષ પ્રમાણે આપણે ધીમે ધીમે ટેવાતા થઈએ એ માટે આ પંચાંગ હવે પ્રયત્ન કરવા લાગ્યું છે તે પ્રસસ્ય ગણાય. દરેક પંચાંગપ્રિયને માટે ઉપયોગી એવું આ પંચાંગ અભ્યાસીઓને પણ એટલું જ કામ લાગશે.

તિથિ, નક્ષત્ર, યોગ, કરણ, શાસ્ત્રાર્થ, ગ્રહો અને રાશિભવિષ્ય જેવાં અન્ય પંચાંગોમાં અપાતા વિભાગો સરળ રીતે આ પંચાંગમાં સમજાવાયા તો છે જ. ઉપરાંત દૈનિક ગ્રહો, તેની ગતિ, ક્રાંતિ, શર, વક્રી, માર્ગી, ઉદય, અસ્ત, મંદ, શીઘ્ર વગેરે પણ આપવામાં આવ્યાં છે. પંચાંગ ગણિતને પણ બને તેટલી સરળ રીતે આપવા પ્રયત્ન કરેલ છે.

ગ્રહોના પરસ્પર અંશાત્મક યોગો, પરદેશી એફેમરીઓનું પરાવલંબન ટાળવા રાહુ સાથેના દૃષ્ટિયોગનો સમાવેશ આ પંચાંગની વિશિષ્ટતા ગણાય. ખગોળવિદો માટે ખગોળ ચમત્કૃતિ, મુખ્ય તારાઓના નિશ્ચિત યોગ વગેરે માટેનો ખગોળ વિભાગ પણ એટલો જ સમૃદ્ધ છે.

આપણે દરેક વાતમાં મુહૂર્તો, શુકન વગેરે જોવાના સહજ રીતે જ ટેવાઈ ગયા છીએ એટલે દરેક ગુજરાતીના ઘરમાં પંચાંગ હોવાનું જ. આટલી ઓછી કિંમતમાં આવું સમૃદ્ધ પંચાંગ આપવા બદ્દલ જન્મભૂમિ સંસ્થા પણ અભિનંદનીય ગણાય. દરેકને ઉપયોગી આ પંચાંગ દરેક ઘરનું પ્રિય અને પરમ માર્ગદર્શક સાથી થઈ પડે તેવું બન્યું છે.

**સંક્ષિપ્ત ભરત–નાટ્ય શાસ્ત્ર :**

[ અનુ. કેશવરામ કા. શાસ્ત્રી. પ્ર. ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલય, વડોદરા. રૂ. ૩/– ]

વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના આશ્રયે ચાલતું ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય–મહાવિદ્યાલય ગુજરાતના સંસ્કારક્ષેત્રે એક મહત્ત્વનું પૂરક અંગ બનેલું છે તે તો દરેકને વિદિત છે. તે વિદ્યાલયમાં લલિત કળાઓ વિષે તેના જ્ઞાતાઓ પાસેથી તૈયાર કરાવીને વ્યાખ્યાનો ગોઠવાય છે. એ જ રીતે જાણીતા વિદ્વાન શ્રી કે. કા. શાસ્ત્રીના અભ્યાસુ વ્યાખ્યાનનું

એ જ વિદ્યાલયે પ્રગટ કરેલું આ ગ્રંથસ્વરૂપ છે જે અભ્યાસીઓને માટે નક્કર સામગ્રી પીરસાયેલી ગણાય.

આ પુસ્તક નાટ્યશાસ્ત્રના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં ઉપયોગી નીવડે એ આશયથી નાટ્યના આદ્ય આચાર્ય ભરતમુનિના નાટ્યશાસ્ત્રનો સમશ્લોકી અનુવાદ આમાં છે. આ પુસ્તકનું મહત્ત્વનું અંગ તેનો અભ્યાસુ ઉપોદ્ઘાત છે. શાસ્ત્રીજી આપણા એક વિદ્વાન અને પંડિત છે એની તો કોઈ ના પાડી જ શકશે નહિ. એટલે આ લગભગ સોએક પાનામાં ફેલાયેલો ઉપોદ્ઘાત ભરતનાટ્યશાસ્ત્રને લગતા એવા કેટલાય શ્લોકો, પુસ્તકો અને વિપુલ સંસ્કૃત સાહિત્યમાંથી વીણી વીણીને જે સામગ્રી પીરસે છે તે અભ્યાસુઓને ઠીક ઠીક મદદરૂપ થઈ શકે તેવી છે. સંસ્કૃત સાહિત્યનો રત્નભંડાર આમપ્રજાને મળે એ આશયથી તેનો અભ્યાસ કરવા માટે આવાં શાસ્ત્રોનાં પુસ્તકો બને તેટલાં જલદી લભ્ય થાય તો આપણા સાહિત્યનો એ અમર વારસો ઘસાઈ-ભુંસાઈ-ભુલાઈ જતો અટકશે અને આપણી પ્રજા પણ ખુમારીપૂર્વક જગતની શ્રેષ્ઠ પ્રજામાં ગણાઈ શકશે. નાટ્યશાસ્ત્રના દરેક અભ્યાસીને મદદરૂપ થઈ પડે તેવું આ સુંદર પુસ્તક તૈયાર કરવા માટે તેના કર્તા તરીકે શ્રી. કે. કા. શાસ્ત્રી તો અભિનંદનના અધિકારી છે જ. પણ આવી સુંદર પ્રવૃત્તિ હાથ ધરનાર તરીકે સંસ્કારધામ વડોદરાના વિશ્વવિદ્યાલયને આશ્રયે ચાલતું ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલય પણ અભિનંદનને પાત્ર ગણાય.

આપણી ધંધાદારી નાટ્ય પ્રવૃત્તિ અત્યારે ખૂબ મંદ પડી ગઈ છે અને અવેતન નાટ્ય પ્રવૃત્તિ ઠીક ઠીક વિકસી રહી છે ત્યારે તેનાં અભિનેતાઓને સારું અને સાચું માર્ગદર્શન મળી રહે તેવું આ મહત્ત્વનું પુસ્તક સર્વ નાટ્યપ્રેમીએ વાંચવા જેવું, અભ્યાસ કરવા જેવું અને વસાવવા જેવુંય ખરું. નાટક વિષે આપણે કેટલીય ચર્ચાઓ આજે સાંભળીએ છીએ ત્યારે ચર્ચા કરનારનું નાટ્યશાસ્ત્રનું અજ્ઞાન આપણે પારખી શકીએ તે માટેય આવાં તે વિષયનાં શાસ્ત્રોક્ત પુસ્તકોનો અભ્યાસ જરૂરી છે. નાટ્યશાસ્ત્રનાં વિદ્યાર્થીઓને માટે તો આ પુસ્તક પૂરું માર્ગદર્શક છે જ.

### સંતોની જીવનપ્રસાદી :

[ લે. મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૩૭ ]

'શ્રી મુકુલભાઈનો આ કેટલામો સંગ્રહ છે એ મેં પૂછ્યું નથી. આવો માલ મૂલવવાનો હોય નહી. તેના ઐતિહાસિક આધાર કે સંદર્ભ ન શોધાય. એનાં તો કીર્તન જ કરાય.' સ્વામી આનંદે આ પુસ્તકના આમુખમાં લખેલું આ વાક્ય આ નાનકડા પુસ્તક માટે અને તેના લેખક શ્રી મુકુલભાઈ કલાર્થી માટે કેટલું બધું સાચું છે!

આ પુસ્તકમાં પચાસ પ્રસંગો આપવામાં આવ્યા છે. તે પચાસેય પ્રસંગો વિવિધ સંતોના જીવનમાંથી વીણી લીધા છે. નવશિખાઉ પ્રૌઢો અને બાળકો માટે જીવન ઘડવામાં મદદરૂપ થાય તેવું આ પુસ્તક બનવા પામ્યું છે. સ્વામી આનંદ આ પુસ્તકનો આમુખ પૂરો કરતાં જે કહે છે તે સાથે આપણે બધાંય આ પુસ્તક વાંચીને જરૂર સંમત થઈએ કે 'આ કથાઓનાં વાચન-પારાયણોથી આપણા સૌના મનના મેલ ધોવાઓ અને આપણી સંતભક્તિ દૃઢ થઈ એના ગુણોનો પરિમલ સર્વત્ર પ્રસરો.'

### સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો :

[ લે. ડોલરરાય માંકડ. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા રૂ ૦/૫૦ ]

સાહિત્યમીમાંસાના એક આરૂઢ વિદ્વાન આચાર્ય શ્રી ડોલરરાય માંકડે વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગમાં આપેલા બે લેખિત વ્યાખ્યાનો 'રસાભાસનું સ્વરૂપ' અને 'અલંકારની વ્યંગ્યતા' આ નાનકડી પુસ્તિકામાં સમાવી લેવામાં આવ્યાં છે. વિદ્વાનો અને અભ્યાસુઓ માટે આ બન્ને વ્યાખ્યાનો સરખાં જ ઉપયોગી છે. સાહિત્યમીમાંસાના આ બે અગત્યના પ્રશ્નોને આ બન્ને વ્યાખ્યાનોમાં આબાદ રીતે છણ્યા છે એટલે આ પુસ્તિકાની ઉપયોગિતા નિર્વિવાદ છે જ.

વડોદરા યુનિવર્સિટીએ આ પુસ્તિકા પ્રગટ કરીને ભાષાપ્રેમીઓને અને વિદ્યાર્થીઓને એક સુંદર ભેટ ધરી છે.

*

# અર્ધવાર્ષિક આરામ નવનીત અનુક્રમણિકા

વર્ષ ૩૦ : અંક ૧ થી ૬ : એપ્રિલ '૫૬ થી સપ્ટેંબર '૫૬. સળંગ અંક ૩૪૯ થી ૩૫૪.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો પાનું દર્શાવે છે.]

✶

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ધર્મવર્ણન** : આ૦ શંકર બા૦ ધ્રુવ. પાનાં ૨૬૩, રૂ. ૩/૨૫. **કહેવત-કથાનકો** : સ્વામી પ્રણવતીર્થજી. પાનાં ૩૧૮. રૂ. ૬/૫૦.—બન્નેના પ્રકાશક : પ્રાચ્ય વિદ્યામંદિર, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ડૉ. જેમ્સ કેઝિન્સ** : રવિશંકર રાવળ. પાનાં ૧૬૦. રૂ. ૨/– **અક્કલની ખાણ** : ઈશ્વરભાઈ પટેલ. પાનાં ૨૧૫ રૂ. ૨/૫૦.—બન્નેના પ્રકાશક : પુસ્તકાલય સ૦ સ૦ મંડળ, વડોદરા. **સંસ્કૃત સાહિત્યમાં ડોકિયું** : કરસનદાસ માણેક. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **ઘરનો વહીવટ** : વિનોદિની નીલકંઠ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦.—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧ **નિત્રાપાંજલિ** : મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૨૮૪. રૂ. ૩/– ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **મારી સાહિત્યસેવા** : લે૦ અને પ્ર૦ ભરતરામ ભા. મહેતા. પાનાં ૫૬. રૂ. ૧/– વડોદરા. **ઘડતર અને ચણતર** : નાનાભાઈ ભટ્ટ. પાનાં ૪૮૪. રૂ. ૬/૨૫. સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ૦, આંબલા. **પુરુષાર્થની પ્રતિમા** : ભોગીલાલ ગાંધી : રમણલાલ ગાંધી. પાનાં ૩૮૪. રૂ. ૭/૫૦. **પ્રેમ ઘટા ઝુક આઈ** : સરોજ પાઠક. પાનાં ૨૦૬. રૂ. ૪/– **બીજી થોડીક** : પાનાં ૧૬૦. રૂ. ૨/૭૫. **ઉદ્ધ્વસ્ત આકાશ** : પારતરનાક. અનુ૦ ભોગીલાલ ગાંધી. પાનાં ૧૪૦. રૂ. ૨/૭૫. **છબીલો લાલ** : રમણલાલ સોની. પાનાં ૮૦. રૂ. ૧/૫૦. **થથા થઈ! થઈ! થઈ!** : રમણલાલ સોની. પાનાં ૮૨. રૂ. ૧/૫૦. **કાશીનો પંડિત** : રમણલાલ સોની. પાનાં ૮૮. રૂ. ૧/૭૫. **મગોડીનો પિપૂડીવાળો** : રમણલાલ સોની. પાનાં ૨૦. રૂ. ૦/૫૦. **પંદર પૈસામાં ભારતપ્રવાસ** : રમણલાલ સોની. પાનાં ૩૦. રૂ. ૦/૭૫.—તમામના પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા.

વાર્ષિક લવાજમ : રૂ. ७/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

**ઊર્મિ—નવરચના કાર્યાલય**

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

**આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ ' ઊર્મિ-નવરચના 'નું લવાજમ ભરી શકાય છે:—**

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ સી સપ્લાયર્સ પ્રાયવેટ લિમિટેડ વિલેપાર્લે સ્ટેશન સામે (પશ્ચિમ) મુંબઈ, ૨૪.
૫ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૬ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૭ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૮ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૯ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૦ એલ. કે. મેઘાણી, ૧૪ અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૧ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સૂરત.
૧૨ સીટી બૂક શૉપ, પો. ઑ. નં. ૧૪૬૦, મોમ્બાસા. (કેન્યા)
૧૩ જે. એસ. કાનાબાર લિ૦, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ)
૧૪ કુમાર બ્રધર્સ, પો. ઑ. નં. ૧૮૦૩, નૈરોબી. (ટાંગાનિકા)
૧૫ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા)
૧૬ પૉપ્યુલર બૂક સપ્લાય, પો. ઑ. નં. ७६૯, કંપાલા. (યુગાંડા)
૧૭ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૯, જિન્જા. (યુગાંડા)
૧૮ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા)
૧૯ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૨૦ રાવળ બ્રધર્સ, પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૧ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિં. પ્રેસ લિ., પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા)
૨૨ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા)
૨૩ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ७૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૪ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા)
૨૫ સી. એલ. વ્યાસ પો. ઑ. નં. ૧૫૪૭. (લુસાકા. નૉર્થ રોડેશિયા)
૨૬ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.)
૨૭ મોરારજી એલ. પટેલ, હિન્દુ સ્કૂલ, પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી. (સાઉથ રો.)
૨૮ સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧

